

# અથર્વવેદનો સુબોધ અનુવાદ

[ ભાગ બીજો ]

## 'માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન'

લેખક
મહામહોપાધ્યાય પં. શ્રીપાદ દામોદર સાતવળેકર
અધ્યક્ષ- સ્વાધ્યાય મંડળ, સાહિત્ય-વાચસ્પતિ, ગીતાલંકાર






RS 40-00

પારડી (જિ. વલસાડ)



# અથર્વવેદનો સુબોધ અનુવાદ

# 'માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન'

## ભૂમિકા

### માતૃભૂમિ અને સુયોગ્ય રાજ્યશાસન

સુયોગ્ય રાજ્યશાસન કોને કહી શકાય એ પણ એક પ્રશ્ન છે. પરન્તુ ઉત્તમ રાજ્યશાસનથી જ પ્રજાનુ સુખ વધે છે એમાં સંદેહ નથી. પરન્તુ ઉત્તમ રાજ્યશાસન કયું છે તે એક વિચારણીય પ્રશ્ન છે આજે અમારી પૃથ્વીપર અનેક પ્રકારનાં રાજ્યશાસન ચાલી રહ્યાં છે. રશિયામા સામ્યવાદી રાજ્યશાસન છે, તો અમેરિકામાં લોક પ્રતિનિધિઓનુ રાજ્યશાસન છે, અને અન્યાન્ય દેશોમાં અન્યાન્ય પ્રકારનાં રાજ્યશાસન છે.

પ્રાચીન સમયમાં પણ અનેક પ્રકારનાં રાજ્યશાસન હતાં. સાદું રાજ્ય, મહારાજ્ય, સામ્રાજ્ય, સ્વરાજ્ય, સામન્ત–પર્યાયી (સામંતશાહી) રાજ્ય, ભૌજ્ય, વૈરાજ્ય, આધિપત્ય–મયરાજ્ય, જનરાજ્ય ઇત્યાદિ અનેક પ્રકારનાં રાજ્યશાસન વેદોમાં તથા બ્રાહ્મણોમાં આપણને જોવા મળે છે. અર્થાત્ જેવી રીતે આજે નાના દેશોમા નાના પ્રકારનાં રાજ્યશાસન આપણે જોઇએ છીએ, તેવી જ રીતે વૈદિક સમયમા પણ આપણને જોવા મળે છે. બ્રાહ્મણ ગ્રન્થોમાં અમૂક રાજ્યશાસન અમૂક દિશામાં ચાલે છે એમ પણ કહ્યું છે અને અન્તમાં કહ્યુ છે કે—

### समुद्रपर्यन्तायाः पृथिव्याः एकराट् (ઐ. બ્રા.)

'સમુદ્ર પર્યન્ત જેટલી પૃથ્વી છે તે સમસ્ત પૃથ્વીપર એક જ રાજા અને તેનું એક જ રાજ્યશાસન હો.' આજે જેવીરીતે સંયુક્ત રાજ્યોની (યુ. નો. ની) કલ્પના પ્રચલિત થએલ છે, અને તે કાર્ય કરી રહી છે તેજ પ્રમાણે આ "पृथिव्याः एकराट्" ની કલ્પના છે. પૃથક પૃથક રાજ્યો હોય અને તેઓ સંપૂર્ણ સ્વતંત્ર હોય, તો તેઓમાં ઝગડા અને યુદ્ધ થવાની સંભાવના છે, આમ યુદ્ધ થઇને માનવોનો સંહાર ન થાય એ હેતુથી "पृथिव्याः एकराट्" ની કલ્પના પ્રચલિત થઇ હતી. અને આજની 'સંયુક્ત રાજ્ય' (યૂ. નોઃ) ની કલ્પના પણ એજ હેતુથી થએલ છે. તેને કેટલે અંશે સફળતા પ્રાપ્ત થઇ છે એ એક અલગ પ્રશ્ન છે; પરન્તુ પૃથ્વીપર એક રાજ્ય હોય અને તેનું વિધાન એક જ હોય એ કલ્પના કેવળ આજની જ છે, અને પ્રાચાન સમયમાં એ કલ્પના ન હતી એવી કોઇ વાત નથી. સર્વ સમયમાં પ્રાની સજ્જનો સંપૂર્ણ માનવજાતિનું હિત થાય, માનવોનો વ્યર્થ સંહાર ન થાય, એટલા માટે આ પ્રકારના વિચાર કરે છે અને તેથી સંયુક્ત રાજ્યશાસનની કલ્પનાનો ઉદ્ભવ થયો છે. જેવી રીતે આધુનિક સમયમાં [illegible] થઇ તેવી જ

રીતે પ્રાચીન નેતાઓમાં પણ ઉત્પન્ન થઈ હતી જે આપણને " પૃથિવ્યાઃ એકરાટ્ " માં જોવા મળે છે.

' પૃથ્વીપર એક રાજ્યશાસન હો ' આ કલ્પના પ્રાચીન ગ્રન્થોમાં આપણે જોઈએ છીએ, પરન્તુ ઇતિહાસમાં એવું શાસન થયું હોય એવું ક્યાંય જોવા મળતું નથી. તેથી અમે એટલું જ કહી શકીએ છીએ કે આ કલ્પના ઋષિઓ અથવા તે સમયના નેતાઓના મનમાં ઉત્પન્ન થઈ હતી પરન્તુ તે કાર્યરૂપ ( વ્યવહાર ) માં પરિણત થઈ ન હતી.

આજે ' સંયુક્ત રાજ્ય સંસ્થા ( યુ. નો ) ' ચાલી રહી છે; પરંતુ તેનાથી પણ ખાસ કોઈને લાભ થતો હોય એવું કાંઈ દેખાતું નથી. કારણ કે દરેક રાષ્ટ્રનો સ્વાર્થ વચ્ચે આવે જ છે અને તેથી મૂળ ઉદ્દેશ નષ્ટ થઈ ગયો છે. માનવ સ્વભાવ જ એવો છે. તે પ્રાચીન સમયમાં પણ એવો જ હતો અને આજે પણ એવો જ છે.

અહીંઆ અમારે તો એટલું જ દર્શાવવાનું છે કે પ્રાચીન સમયમાં આ પૃથ્વીપર અનેક રાજ્યો હતાં, તેઓમાં લડાઈ ઝગડા થતા રહેતા અને તેમાંથી જ " પૃથ્વીપર એક જ રાજ્ય હો " એ કલ્પના પ્રાદુર્ભૂત થઈ. પરંતુ પૃથ્વીપર તેવું સંપૂર્ણ એક રાજ્યશાસન થઈ શક્યું નહિ. માનવોની બૌદ્ધિક ઉન્નતિ રાજ્ય, સામ્રાજ્ય, અને સ્વરાજ્ય શરૂ થવા સુધી જ થઈ. તેથી આગળ સમસ્ત પૃથ્વીપર એક રાજ્યશાસન થવા સુધી તેની ઉન્નતિ થઈ નહિ

આ કારણે રાજ્ય, સામ્રાજ્ય અને સ્વરાજ્યની કલ્પનાઓ આ પૃથ્વીપર થઈ એવું જણાય છે સ્વરાજ્યનો અર્થ " **बहुपाय्य स्वराज्य** " એમ વેદોમાં છે. એક જ રાજાના અનિયંત્રિત રાજ્યશાસનને ' રાજ્ય ' કહી શકાય છે અને લોક નિયંત્રિત રાજ્યશાસનને ' **बहुपाय्य स्वराज्य** ' કહી શકાય છે. વેદમાં આ સર્વ પ્રકારનાં શાસન છે પરન્તુ તેમાં ' **बहुपाय्य स्वराज्यशासन** ' ના મહિમાનું વિશેષ પ્રકારનું વર્ણન છે.

### માતૃભૂમિ પ્રત્યે પ્રેમ

કોઈ પણ પ્રકારનું રાજ્યશાસન હો તેનાથી જનતામાં માતૃભૂમિ માટે પ્રેમ અવશ્ય હોવો જોઈએ. વેદમાં માતૃભૂમિનું સૂક્ત આ દૃષ્ટિએ મનન કરવા યોગ્ય છે. બીજા કોઈ પણ અન્ય ધર્મગ્રન્થમાં માતૃભૂમિની ભક્તિની બાબતમાં કાંઈ પણ કહ્યું નથી. ફક્ત વેદોમાં જ આ સૂક્ત છે અને તે પણ એટલું વિસ્તૃત છે કે પ્રત્યેક વિચારકને આ વિષયમાં આશ્ચર્ય પ્રતીત થશે.

વેદમાં માનવધર્મની પૂર્ણતા આથી સ્પષ્ટ થાય છે. માનવજીવનના જેટલાં પાસાં છે તે બધાં માટે ઉત્તમ આદેશ વેદમાં આપેલ છે. આ પુસ્તકમાં પાઠક માતૃભૂમિ અને રાજ્યશાસન એ વિષયની સાથે સંબંધ ધરાવનારા બધા વિષયો જોઈ શકશે.

પ્રથમ ભાગમાં જેવી રીતે " બ્રહ્મવિદ્યા " નાં સૂક્તો આપેલાં છે, તેવી રીતે આ દ્વિતીય વિભાગમાં ' માતૃભૂમિ અને રાજ્યશાસન ' ની સાથે સંબંધ રાખનારાં બધાં સૂક્તો આમાં આપેલાં છે તે જુઓ—

૧ ' **मातृभूमि** '–માતાભૂમિ, વિરાટ્, રાષ્ટ્રદેવી, રાષ્ટ્ર-સભાની રાજાને માટે અનુમતિ.

૨ ' **राजा** '– રાજાનું કર્તવ્ય, રાજાની સ્થિરતા, રાષ્ટ્રના ઐશ્વર્યની વૃદ્ધિ, રાજાનો રાજ્યાભિષેક, રાજાને બનાવનારા, રાજાની ચૂંટણી, વિજયી રાજા, રાજાની રાજ્યપર પુનઃ સ્થાપના.

૩ ' **राजाका धर्म** '– ક્ષત્રિયનો ધર્મ, પ્રજાનું પાલન, દિશાઓના પાલક અને રક્ષક, રાષ્ટ્રનું સંવર્ધન, સંરક્ષક કર.

૪ ' **दुष्टोंका नाश** '– દુષ્ટનાશ, શત્રુદમન, દુષ્ટોનો સંહાર, સેના સમ્મોહન, પાપથી બચાવ, દુઃખ વિમોચન, વિજય પ્રાપ્તિ.

૫ ' **विजयकी प्राप्ति** '–અભ્યુદયની પ્રાર્થના, પરાક્રમથી વિજય, વિજયની પ્રાર્થના, કર્મ અને વિજય, વર્ચ-પ્રાપ્તિ, જ્ઞાન અને શૌર્યની ઓજસ્વિતા, તેજસ્વિતાથી અભ્યુદય, તેજસ્વિતાની પ્રાપ્તિ, અભ્યુદયની દિશા.

૬ ' **संरक्षण** '– સુરક્ષા, બળ પ્રાપ્તિ, આત્મશુદ્ધિ, ઉત્તમ અને શ્રેષ્ઠ બનવું, યશસ્વી થવું, નિર્ભયતા, કલ્યાણ, પવિત્રતા, શુદ્ધતા, ઉત્તમ માર્ગથી જવું.

૭ ' **आनन्द** '– પુષ્ટિ, સુખ, જ્ઞાન, બન્ધનથી મુક્તિ, ક્રોધનું શમન, સિદ્ધિ.

૮ ' **युद्धसाधन** '– યુદ્ધનાં સાધન, રથ, દુન્દુભિ, રાજાની સ્થિરતા, શૂર વીર.

આટલાં શીર્ષકોનાં લગભગ ૧૧૨ સૂક્ત અને લગભગ

એક હજાર મંત્રો આ પ્રકરણમાં આપેલા છે આ મંત્રોનો વિચાર કરવાથી વેદનું રાજ્યશાસન-પ્રકરણ શું છે, તેનો પૂર્ણપણે ખ્યાલ આવી શકે છે ઉદાહરણ માટે કેટલાક મંત્ર અહીં આપીએ છીએ—

### માતૃભૂમિનું ધારણ

માતૃભૂમિનું ધારણ કયા ગુણોથી થાય છે એ વિષયમાં માતૃભૂમિના સૂકતના પ્રથમ મંત્રમાં આ પ્રમાણે કહ્યું છે—

**सत्य बृहद् ऋत उग्र दीक्षा तपो**
**ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति ॥** ( અથર્વ ૧૨।૧।૧ )

'સત્ય, સરળતા, ઉગ્રતા, દક્ષતા, ધર્મનિયમ પાલન કરતી વખતે થતાં કષ્ટ સહન કરવાં, જ્ઞાન અને યજ્ઞભાન આ ગુણો માતૃભૂમિનું રક્ષણ કરે છે ' માતૃભૂમિને સ્વતંત્ર રાખવા માટે પ્રજાજનોમાં આ ગુણોનું સંવર્ધન થવાની આવશ્યકતા છે જ્યાંના પ્રજાજન આ ગુણોથી સમ્પન્ન હશે તે માતૃભૂમિ સ્વતંત્ર, તેજસ્વિની, ઉજ્જ્વળ તથા કિર્તિમતી હોય છે આ સૂચના કેટલી મહત્વપૂર્ણ છે તેનો વિચાર પાઠક કરે અને પોતામાં આ ગુણોનો વિકાસ કરવાનો પ્રયત્ન કરે વળી વધારે જુઓ—

**यस्यां पूर्वे पूर्वजना विचक्रिरे यस्यां देवा असुरा-**
**नभ्यवर्तयन् ।** ( અથર્વ ૧૨।૧।૫ )

'જે માતૃભૂમિમા પ્રાચીન પૂર્વજો મોટાં મોટાં પરાક્રમ કરતા હતા, અને જે માતૃભૂમિમાં દેવોએ અસુરોને દૂર કર્યા હતા ' આ ઇતિહાસ માતૃભૂમિમાં જ બનેલ છે એવું સ્મરણ આ મંત્ર કરાવી રહ્યો છે. આથી પ્રાચીન ઇતિહાસનું સ્મરણ થાય છે અને તેથી માતૃભૂમિ પ્રત્યેના પ્રેમમાં વૃદ્ધિ થાય છે, અને પોતાની માતૃભૂમિ માટે આપણે કંઇક કરવું જોઇએ એમ આપણને પ્રેરણા થાય છે એ અમારા પ્રાચીન પૂર્વજો પ્રમાણે હોય એવો ભાવ મનમાં ઉત્પન્ન થાય છે આ પ્રકારનો ઉત્સાહ અને સ્ફૂર્તિ આ મંત્ર આપે છે

**अजीतोऽहतो अध्यष्ठां पृथिवीमहम् ॥**
( અથર્વ ૧૨।૧।૧૧ )

'અજીત રહીને, યુદ્ધમાં ન મરીને, વણુ આદિ રહિત બનીને હું મારી માતૃભૂમિ પર અધ્યક્ષ બનીને બિરાજીશ. ' આ પ્રમાણે મારી માતૃભૂમિમાં હું અધ્યક્ષ બનીને સારૂં કાર્ય કરીશ આવો વિચાર મનુષ્ય મનમાં ધારણ કરે

**त्वज्जाता त्वयि चरन्ति मर्त्याः ।**
**तवेमे पृथिवि पञ्च मानवाः ।** ( અથર્વ ૧૨।૧।૧૫ )

' હે માતૃભૂમિ ! અમે બધા પાંચ પ્રકારના માનવો તારાથી ઉત્પન્ન થયા છીએ અને તારામાં જ ભ્રમણ કરીએ છીએ ' આ મંત્ર પાંચ જનોનું સંગઠન થવું જોઇએ એવો ઉચ્ચભાવ સૂચિત કરે છે તથા—

**यो नो द्वेषत् पृथिवि यः पृतन्यात्**
**योऽभिदासात् मनसा यो वधेन । तं नो भूमे रंधय ।** ( અથર્વ. ૧૨।૧।૧૪ )

' હે પૃથ્વી ! જે અમારો દ્વેષ કરે છે, જે સૈન્ય મોકલીને અમારી સાથે યુદ્ધ કરે છે, જે મનથી અમને દાસ બનાવવા ઇચ્છે છે તે સર્વનો નાશ કર '

### ઋષિયોનું સ્મરણ

પૂર્વ સમયમા આપણી માતૃભૂમિમાં ઉત્પન્ન થએલા બ્રહ્મજ્ઞાની ઋષિઓ હતા તેમનું સ્મરણ પણ આ સૂકતમાં કરેલું છે જુઓ—

**यस्या पूर्वे भूतकृत ऋषयो गा उदानृचुः ।**
( અથર્વ ૧૨।૧।૩૯ )

'જે માતૃભૂમિમાં પૂર્વકાળમાં ભૂતકાળનો ઇતિહાસ રચનારા મહાન ઋષિઓ થયા હતા ' આ પ્રમાણે પ્રાચીન કાળના ઋષિઓનું ઉત્તમ પ્રકારે સ્મરણ કર્યું છે.

### માતૃભૂમિની બાબતમાં ઉત્તમ ભાષણ

આપણી માતૃભૂમિની બાબતમાં હંમેશા ઉત્તમ ભાષણ જ કરવું જોઇએ, આ બાબતમાં કહ્યું છે કે—

**ये ग्रामा यदरण्यं या· सभा अधि भूम्याम् ।**
**ये संग्रामाः समितयस्तेषु चारु वदेम ते ॥**
અથર્વ. ૧૨।૧।૫૬

'જે ગ્રામ, જે અરણ્ય, જે સભા જે સંગ્રામ, જે સમિતિ છે તેઓમાં અમે તમારા વિષયમાં સારૂં જ બોલીશું '

**दीर्घ न आयुः प्रतिबुध्यमाना**
**वयं तुभ्यं बलिहृत स्याम ॥** ( અથર્વ. ૧૨।૧।૬૨ )

'અમને દીર્ઘઆયુષ્ય પ્રાપ્ત થાઓ, અમે ઉત્તમ જ્ઞાની બનીએ અને માતૃભૂમિને માટે અમારૂં બલિદાન દઇશું '

આ પ્રમાણે આપણી માતૃભૂમિની બાબતમાં કેટલા ઉચ્ચ

વિચાર વેદમાં દર્શાવેલા છે ! પાઠક તેનો વિચાર કરે અને પોતાની માતૃભૂમિના વિષયમાં આજ વિચારો હમેશાં મનમાં ધારણ કરે તથા માતૃભૂમિની સેવા કરીને કૃતકૃત્ય થઈને પોતાનું પણ સાર્થક કરે

હવે રાજ્યશાસનનો વિચાર જુઓ પ્રથમ ' વિ-રાટ્ ' પદ્ધતિનું શાસન સર્વથા પ્રથમ લક્ષમાં આવે છે. આ બાબતમાં વેદ આમ કહે છે—

### વૈરાજ્યની વ્યવસ્થા

**विराड्वा इदम् अग्र आसीत्, तस्या जातायाः सर्वं अबिभेद् इयमेवेदं भविष्यतीति ।**

( અથર્વ ૮।૧૦।૧ )

' વિરાટ્ જ પ્રથમ હતું. તેથી બધાને ભીતિ ઉત્પન્ન થઈ કે જો હમેશાં આમજ રહેશે તો કેમ થશે ? ' આ વિરાટ્માં કોનો ભય છે એ જુઓ—

' વિરાટ્ ( વિ-રાટ્ ) ' નો અર્થ ' રાજા નહિ ' તો રાજાથી વિરોધી અવસ્થા, રાજા ન હોય એવી સ્થિતિ પ્રારંભમાં રાજા હતો જ નહિ. લોકો જ પોતાનો કારભાર ચલાવતા હતા. ગામના લોકો મળીને પોતાના ગામની જે કાંઈ વ્યવસ્થા કરવી હોય તે કરતા હતા સર્વ ગામો આજ પ્રમાણે જનશાસિત હતાં રાજશક્તિ હતી જ નહિ, જે સર્વનું શાસન કરી શકે આ રાજવિહીન અવસ્થા જોઈને સજ્જનોને ભય લાગવા માંડ્યો કે જો આવી જ રાજવિહીન સ્થિતિ રહેશે તો જનતાની ઉન્નતિ કેવી રીતે થઇ શકશે ? આ ભય સજ્જનોના મનમાં ઉત્પન્ન થયો અને આ ભય યોગ્ય પણ હતો જ વિચાર કરતાં કરતાં ગ્રામસ્થોએ ગ્રામસભા સ્થાપવાનો વિચાર નિશ્ચિત કર્યો જેથી—

**सा उदक्रामत् सा सभायां न्यक्रामत् ।**
**सा उदक्रामत् सा समितौ न्यक्रामत् ।**
**सा उदक्रामत् साऽऽमन्त्रणे न्यक्रामत् ।**

( અથર્વ ૮।૧૦।૮-૧૨ )

' તે જનશક્તિ ઉત્ક્રાન્ત થઇ અને ગ્રામસભામાં પરિણત થઇ તે જનશક્તિ અધિક ઉત્ક્રાન્ત થઇ અને રાષ્ટ્ર સમિતિમાં પરિણત થઇ. તે જનશક્તિ અધિક ઉન્નત થઇ અને મંત્રીમંડળમાં પરિણત થઇ. '

આ પ્રમાણે ગામડામાં ગ્રામસભા, રાષ્ટ્રમાં રાષ્ટ્રસમિતિ અને મંત્રીમંડળ સ્થાપિત થયાં અને રાજ્યશાસન ચાલવા લાગ્યું અને આ સભા સમિતિઓનો જે અધ્યક્ષ હતો તેને આખરે રાજા બનવાનું માન પ્રાપ્ત થયું. આ પ્રમાણે ' વિરાટ્ ' અવસ્થામાંથી ' રાજા ' ના શાસન સુધી પ્રજાશક્તિની ઉન્નતિ થઇ. આનું નામ જ ' રાષ્ટ્રી ' શક્તિ છે. આ રાષ્ટ્રની જનશક્તિ છે. તે રાજામાં કેન્દ્રિત થઈ આ બાબતમાં કહેલ છે-

### રાષ્ટ્રી દેવી

**अहं राष्ट्री संगमनी वसूनां चिकितुषी प्रथमा यज्ञियानाम् ॥ १ ॥**
**यं कामये तं त उग्रं कृणोमि, तं ब्रह्माणं तं ऋषिं तं सुमेधाम् ॥ ५ ॥**
**अमन्तवो मां त उप क्षियन्ति श्रुधि श्रुत श्रद्धेयं ते वदामि ॥ ४ ॥**
**अहं सुवे पितरमस्य मूर्धन् ॥ ७ ॥**

( અથર્વ ૪।૩૦ )

' હું રાષ્ટ્રશક્તિ છું હું ધનોને એકત્રિત કરનારી છું હું પૂજનીયોમાં પૂજનીય છુ. જેને ઇચ્છુ તેને ઉગ્રવીર બનાવી દઇ શકુ છુ તેને બ્રહ્મા અને ઉત્તમ બુદ્ધિમાન ઋષિ બનાવુ છું મારૂ અપમાન કરનાર નાશને પ્રાપ્ત થાય છે. હે શ્રદ્ધાવાન મનુષ્ય ! તું આ સાંભળ જે હું પોતે કહું છુ. હું જ આ રાષ્ટ્રપર પાલન કરનારને નિયુક્ત કરૂં છુ '

આ રાષ્ટ્રશક્તિનું કથન છે રાષ્ટ્રશક્તિ કોઇ મનુષ્ય નથી જે મનુષ્યની જેમ બોલી શકે છે પરતુ અહીં અલંકારિક રીતે મનુષ્ય કહે છે એવું વર્ણન કર્યુ છે, જે મનુષ્યોને બોધપ્રદ થઇ શકે છે રાષ્ટ્રની જીવિત અને જાગૃત શક્તિથી જ આ કાર્ય થાય છે જગતમાં જે રાષ્ટ્રો જીવિત અને જાગૃત છે તેઓ જ વિશેષ પ્રમાણમાં કાર્ય કરતાં નજરે પડે છે. આનું કારણ સ્પષ્ટ છે અસ્તુ આ રાષ્ટ્રશક્તિનો પ્રભાવ એવો મહાન છે

### રાષ્ટ્રસભાની અનુમતિ

રાષ્ટ્રશક્તિનો અર્થ રાષ્ટ્રની જનતાની સંઘશક્તિ ! આ રાષ્ટ્રની સભાદ્વારા એકત્રિત થએલી હોય છે જો રાષ્ટ્ર જ્ઞાન વિજ્ઞાન સમ્પન્ન હોય તો આ શક્તિ પ્રભાવિત થાય છે અને અજ્ઞાની રહે તો ત્યાંની આ શક્તિ પ્રભાવિત થઇ શકતી નથી. આ રાષ્ટ્રસભાઓનો પ્રભાવ કેટલો મહાન હોય છે તે જુઓ—

सभा च मा समितिश्चावतां प्रजापतेर्दुहितरौ संविदाने । ( અથર્વ. ૭।૧૨।૧ )

'રાજા કહે છે,–' સભા અને રાષ્ટ્રની સમિતિ મળીને મારૂં સંરક્ષણ કરે ' તે રાજાની આજ્ઞાથી નિર્માણ થાય છે. તેથી તેઓ રાજાની દુહિતાઓ છે. અર્થાત્ રાજાની આજ્ઞામાં તેઓ ન રહેતાં સ્વતંત્રતાથી જ રાજ્યવ્યવહાર ચલાવે છે. તેથી રાજાનું પણ તેઓ રક્ષણ કરે છે. રાષ્ટ્રસમિતિ અને ગ્રામસભાનું સામર્થ્ય એટલું મોટું હોય છે કે તેમની અનુકૂળતા હોય તોજ રાજા રાજગાદીપર ટકી શકે છે નહીંતો રહી શકતો નથી. આટલી મહાન શકિત રાજસભાઓની વૈદિક સમયમાં હતી.

## રાજા કેવો હોવો જોઇએ?

રાષ્ટ્રનું સંરક્ષણ કરવા માટે કોઇ સારો શાસક રાજગાદીપર હોવો જોઇએ. તે શાસકના ગુણ આવા હોવા જોઇએ—

इन्द्रः सुत्रामा स्ववाँ अवोभिः सुमृडीको भवतु विश्ववेदाः । बाधतां द्वेषो अभयं नः कृणोतु सुवीर्यस्य पतयः स्याम ॥ ( અથર્વ. ૭।૯૧ )

'રાજા ( सुत्रामा ) પ્રજાનું ઉત્તમ સંરક્ષણ કરનારો હો. ( स्ववाँ ) પોતાની શકિતથી કાર્ય કરનારો હોવો જોઇએ. ( अवोभिः ) સંરક્ષક શકિતયોથી યુકત હો. ( सुमृडीकः ) પ્રજાને ઉત્તમ સુખ દેનારો હોય. ( विश्ववेदाः ) સર્વ ધનો અને જ્ઞાનથી યુકત હોય, તે શત્રુઓને હેરાન કરે, અમારે માટે નિર્ભયતા ટકાવી રાખે. અમે ઉત્તમ પરાક્રમના અથવા ધનના સ્વામી બનીને રહીએ. '

विश्वा अमीवाः प्रमुञ्चन् मानुषीभिः शिवाभिः अद्य परि पाहि नो गयम् ( અથર્વ. ૭।૮૪।૧ )

'સર્વ રોગોને દૂર કરીને, મનુષ્યોના કલ્યાણ કરવાનાં સાધનોથી અમારા ઘરની સુરક્ષા થાઓ.'

રાજાની સુવ્યવસ્થાથી પ્રજા રોગમુકત થવી જોઇએ અને સર્વત્ર સુરક્ષિતતા રહેવી જોઇએ. તેનાં લક્ષણો આ છે—

अपानुदो जनं आमित्रयन्तम् ( અથર્વ. ૭।૮૪।૨ )

' શત્રુત્વ કરનારા લોકોને દૂર કરે. ' સમાજમાં શત્રુઓ ન રહે એવી સુરક્ષા રાજાએ સ્થાપિત કરવી જોઇએ તથા—

ध्रुवोऽच्युतः प्र मृणीहि शत्रून् शत्रूयतोऽधरान् पादयस्व ।
सर्वा दिशः संमनसः सध्रीचीः ध्रुवाय ते समितिः कल्पतामिह ॥ ( અથર્વ. ૬।૮૮।૩ )

' રાજા પોતાના કર્તવ્યપર સ્થિર રહે, કર્તવ્યભ્રષ્ટ ન થાય. શત્રુઓનો નાશ કરે, શત્રુતા કરનારાઓને નીચે પછાડે. સર્વ દિશાઓમાં રહેનારા લોકો એક ઉત્તમ વિચારના થાઓ. રાજાની સ્થિરતા માટે રાષ્ટ્રસમિતિ સ્થાપિત થાઓ. '

રાજાનું સ્થૈર્ય રાષ્ટ્રસભાની અનુકૂળતાપર જ અવલંબે છે એ તાત્પર્ય અહીં દર્શાવ્યું છે.

## રાજાના નિર્માતા

પ્રજાજન જ રાજાના નિર્માતા છે. ગ્રામના લોકો ગ્રામ-સભાના સદસ્યોને ચૂંટી કાઢે છે. રાષ્ટ્રના લોકો રાષ્ટ્રસમિતિના સદસ્યોને ચૂંટી કાઢે છે. આ સદસ્યો પોતામાંથી મંત્રી મંડળ બનાવે છે. આ મંત્રીમંડળ એક શ્રરવીરની પસંદગી કરીને તેને રાજગાદી પર બેસાડે છે.

ये राजानो राजकृतः सूता ग्रामण्यश्च ये ।
उपस्तीन् पर्ण मह्यं त्वं सर्वान् कृणु अभितो जनान् ॥ ( અથર્વ. ૩।૫।૭ )

' જે શાસક છે, જેઓ રાજાને બનાવે છે, જેઓ સૂત અને ગ્રામના નેતા છે તે બધાએ રાજાને અનુકૂળ રહેવું જોઇએ. '

જો આ લોકો રાજાને અનુકૂળ થાય તોજ રાજા રાજગાદી પર સુરક્ષિત અને સ્થિર રહે છે. રાજાની શકિત પ્રજાજનોની અનુકૂળતા પર જ આધારિત છે. આ બાબતમાં વધુ જુઓ—

त्वां विशो वृणतां राज्याय त्वां इमाः प्रदिशः पञ्च देवीः ।
वर्ष्मन् राष्ट्रस्य ककुदि श्रयस्व ततो न उग्रो वि भजा वसूनि ॥ ( અથર્વ. ૩।૪।૨ )

' હે રાજન્ ! આ ચારે દિશાઓમાં રહેનારા જે પાંચ પ્રકારના માણસો છે તેઓ સર્વ રાજ્યના શાસનાધિકારને માટે તને ચૂંટી કાઢે. બળવાન બનીને તું રાજ્યના ઉચ્ચ સ્થાનપર વિરાજમાન થા, અને ત્યાંથી અમને ધનના ભાગ પાડી દે. ' અમને અમારે માટે યોગ્ય રીતે ધન પ્રાપ્ત થાય એવી સુવ્યવસ્થા કર. હજુ વધારે જુઓ—

स्वस्तिदा विशां पतिर्वृत्रहा विमृधो वशी ॥ १ ॥
वि न इन्द्र मृधो जहि नीचा यच्छ पृतन्यतः ॥ २ ॥
( અથર્વ. ૧।૨૧ )

'પ્રજાનો પાલક, કલ્યાણ કરનારો થાઓ, તે શત્રુનો વધ કરે અને તે પોતે પોતાને સ્વાધીન રાખે. પોતે પોતાને ઉન્મત્ત થવા ન દે સૈન્યથી અમારા પર જેઓ ચઢાઇ કરે છે તેમને નીચે પાડી દે અમારા શત્રુઓને રાજા પરાસ્ત કરે.'

### રાજાનો કર

રાજ્યશાસન ચલાવવા માટે ખર્ચ થાય છે. આ ખર્ચ પ્રજા પોતાની આવકમાંથી આપે છે, તેને 'કર' કહે છે આ બાબતમાં કહ્યું છે કે—

यद् राजानो विभजन्त इष्टापूर्तस्य षोडशं
यमस्यामी सभासदः । अवि: तस्मात् प्र मुञ्चति
दत्तः शितिपात् स्वधा ॥ (અથર્વ ૩।૨૯।૧)

'રાજા લોકો પ્રજા પાસેથી તેમની આવકમાંથી સોળમો ભાગ કરના રૂપમાં ઉઘરાવે છે રાજાના નિયામકો તેમજ રાષ્ટ્રસભાના જે સદસ્યો છે તેઓ આ કરને અનુમોદન આપે છે. આ (अवि) સંરક્ષક કર છે. આ પ્રજાને વિનાશથી બચાવે છે'

અહીં સોળમો ભાગ કરરૂપે લેવાનો સંદેશ છે સ્મૃતિઓમાં પ્રજાની આવકનો છઠ્ઠો ભાગ લેવો જોઇએ એમ કહ્યું છે. વેદ કાળમાં ૧૬ મા ભાગથી રાજ્ય વ્યવહાર ચાલી શકતો હતો તેજ વ્યવહાર ચલાવવા માટે સ્મૃતિઓના સમયમાં છઠ્ઠો ભાગ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થઇ, અર્થાત્ જો કોઇની આવક ૧૦૦ રૂપિયા હોય તો ૬। રૂપિયા વૈદિક સમયમાં કરરૂપે લેવાતા હતા, અને સ્મૃતિઓના સમયમાં તેજ કર ૧૬। રૂપિયા લેવાવા લાગ્યા આજ ધનિકો પાસેથી સો રૂપિયામાંથી ૮૦ અથવા ૯૦ રૂપિયા સુધી લેવાની આવશ્યકતા આ વખતના રાજ્યશાસકોને માટે ઉત્પન્ન થઇ છે. આજ સમયનું પરિવર્તન છે.

### દુષ્ટોનો નાશ

'ब्रह्मद्विषे क्रव्यादे घोरचक्षसे द्वेषो धत्तमनवाय किमीदिने ॥ અથર્વ ૮।૪।૨

'જે જ્ઞાનનો દ્વેષ કરે છે, જે કાચું માંસ ખાય છે, જેની દૃષ્ટિમાં ક્રૂરતા છે, જે આજે આ ખાય છે અને કાલે તે ખાય છે અને સતત શું ખાઉં તેનો જ વિચાર કર્યા કરે છે, એવા ક્રૂર કર્મ લોકોનો દ્વેષ કરો.' આ લોકો સમાજમાં ઉપદ્રવ કરનારા હોય છે તથા—

उलूकयातुं शुशुलूकयातुं जहि श्वयातुमुत कोकयातुम् ।
सुपर्णयातुमुत गृध्रयातुं दृषदेव प्र मृण रक्ष इन्द्र ॥
(અથર્વ. ૮।૪।૨૨)

'ઘુવડની જેમ જે અજ્ઞાની છે, વરૂની જેમ જે ક્રોધી છે, કુતરાની જેમ જે અંદર અંદર ઝગડે છે, ચકલીઓની જેમ જે અતિકામી છે, ગરૂડની જેમ જે ઘમંડી છે, ગીધની જેમ જે લોભી છે, તે સર્વનો નાશ કર અને અમને સુરક્ષિત રાખ' આ ૭ મનોવિકાર છે જેને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર કહે છે। મનુષ્યે આ વિકારોથી દૂર રહેવું જોઇએ સમાજમાં પણ આવા લોકો તદ્દન ઓછા હોવા જોઇએ રાજાના નિયંત્રણથી આ થઇ શકે છે. રાજ દંડના ભયથી પણ નિયંત્રણ રાષ્ટ્રમાં થઇ શકે છે, આ ૭ દુર્ગુણોથી જેઓ અલિપ્ત રહે છે તેમને જ સજ્જન કહેવામાં આવે છે જે સમાજમાં આ ૭ પ્રકારના દુર્ગુણોવાળા માણસો ઓછા હોય છે અને સદ્ગુણી મનુષ્યો સંખ્યામાં અધિક હોય એ સમાજ સારો કહેવાય છે.

### વધ દંડ

રાજ્યશાસન દુષ્ટોને વધદંડ આપી શકે. આ બાબતમાં આ મંત્ર ભાગ જોવા જેવો છે—

अग्निन हत न्योषत ।
अशंसं तर्हण वधं वर्तयतम् ।
द्रुह भङ्गुरावत: रक्षसः हतम् ।
पिशुनेभ्यो वधं शिशीते । (અથર્વ. ૮।૪)

'ભોગી, પાપી, દ્રોહી, વિનાશક, ચાડી ચુગલી કરનારા, રાક્ષસી વૃત્તિવાળા તેમને વધ દંડ દેવો જોઇએ' તથા—

यो नः स्वो यो अरणः सजात उत निष्ट्यो ।
यो अस्माँ अभिदासति । रुद्रः शरव्ययैतान्
ममामित्रान् वि विध्यतु ॥ ३ ॥
यः सपत्नो योऽसपत्नो यश्च द्विषन् छपाति नः ।
देवाः तं सर्वे धूर्वन्तु ब्रह्म वर्म ममान्तरम् ॥ ४ ॥
(અથર્વ. ૧।૧૯)

'જે પોતાનો સ્વજાતીય છે, જે પારકો છે અથવા હીન છે, જે નીચ છે, જે અમને દાસ બનાવે છે, જે અમારો સાવકો છે, અને જે સગો ભાઇ છે, જે અમને શાપ આપે છે

અને જે હમેશાં અમારો દ્વેષ કરે છે, તેનો સર્વ દેવો નાશ કરે. મારૂ કનય સત્ય જ્ઞાન છે '

શત્રુ નાશની બાબતમાં આ પ્રમાણે વેદમાં કહેલ છે. શત્રુઓ નાશ પામે તોજ રાષ્ટ્ર સુખી થઇ શકે છે. નિર્ભય થઇ શકે છે, અને ઉન્નતિનાં કાર્ય કરવામાં દત્તચિત્ત રહી શકે છે.

### શત્રુસેનાનું સમ્મોહન

શત્રુની સેનાને સમોહિત કરીને તેનો નાશ કરવો એ વદિક યુદ્ધનીતિ પ્રમાણે યોગ્ય ગણાય છે જુઓ—

स सेनां मोहयतु परेषां निर्हस्तांश्च कृणवत् ॥२॥
इन्द्र सेना मोहयामित्राणाम् ॥ ५ ॥
इन्द्रः सेनां मोहयतु मरुतो घ्नन्तु ओजसा ।
चक्षूंष्यग्निरा दत्तां पुनरेतु पराजिता ॥ ६ ॥
(અથર્વ ૩।૧)

' તે શત્રુઓની સેનાને મોહિત કરે, શત્રુસેનાને હસ્તરહિત કરે વીર શત્રુસેનાને મોહિત કરે અને સૈનિકો તેનો વધ કરે તેમની આંખો અગ્નિ બગાડે, અને આ પ્રમાણે શત્રુસેના હારી જાય અને આપણો વિજય થાય ' જુઓ—

असौ या सेना मरुतः परेषां अस्मानैत्यभ्योजसा स्पर्धमाना । तां विध्यत तमसापव्रतेन यथैषां अन्यो अन्यं न जानात् ॥ (અથર્વ. ૩।૨।૬)

' એ શત્રુની સેના સ્પર્ધા કરતી કરતી અમારાપર ચઢાઇ કરી રહી છે, તે સેનાને તમસાસ્ત્રથી વિંધી નાખો જેથી તેઓનો એક સૈનિક બીજા સૈનિકને ઓળખી શકે નહિ, એટલો ગભરાટ તેમનામાં ફેલાય અને એવી સ્થીતિમાં તેમને પકડીને તેમનો વધ કરીને આપણો વિજય થાય તેમ કરો. ' આ યુદ્ધની નીતિ છે પાઠકોએ આ વિષયમાં અધિક વિચાર કરીને અધિક જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ

### પાપી ભાવનાને દૂર કરો

રાષ્ટ્રમાં શુ કે વ્યકિતમાં શુ ! જે દોષ થાય છે તે સર્વ પાપ ભાવનાને લીધે થાય છે. એટલા માટે રાજ્યશાસન દ્વારા એવો પ્રબન્ધ થવો જોઇએ કે પાપીભાવના ઘટતી જાય અને પુણ્યભાવના અધિકાધિક વધતી જાય તેથી રાષ્ટ્રની ઉન્નતિ અવશ્ય થશે. આને માટે વેદમાં પાપભાવને દૂર કરવા માટે અનેકાનેક આદેશ આપ્યા છે જે રાષ્ટ્રહિતના પોષક છે, જુઓ—

यद् विद्वांसो यदविद्वांस एनांसि चकृमा वयम् ।
यूयं नस्तस्मान्मुञ्चत विश्वे देवा सजोषसः ॥ १ ॥
यदि जाग्रत् यदि स्वपन्नेन एनस्योऽकरम् ।
भूतं मा तस्माद् भव्यं च द्रुपदादिव मुञ्चताम् ॥२॥
(અથર્વ. ૬।૧૧૫)

' જ્યારે જાણતાં અથવા અજાણતાં જે પાપ અમે કર્યા હોય, હે દેવો ! તે પાપથી તમો સર્વે મળીને અમને મુક્ત કરો જાગતાં અથવા સૂતાં સૂતાં જો હું પાપ પ્રવૃત્તિથી પાપ કરૂ તો તે પાપપ્રવૃત્તિથી મને મુકત કરો, જેવી રીતે બંધન સ્થાનમાંથી પશુને છોડીએ છીએ '

### અભ્યુદયને માટે

અભ્યુદયને માટે વેદના આદેશ ઘણા ઉત્તમ છે વેદ કહે છે કે માનવોએ અભ્યુદય અવશ્ય પ્રાપ્ત કરવો જોઇએ આ સબંધમાં આ મંત્ર મનન કરવા યોગ્ય છે

विषासहिं सहमानं सासहानं सहीयांसम् ।
सहमान सहोजितं स्वर्जितं गोजितं संधनाजितम्
ईड्य नाम ह्व इन्द्रमायुष्मान् भूयासम् ।
(અથર્વ ૧૭।૧)

'અત્યંત સામર્થ્યવાન્ અત્યંત બળવાન્ નિત્યવિજયી શત્રુઓને હરાવનાર, મહાબલિષ્ઠ, બળથી દિગ્વિજય કરનારા પોતાના સામર્થ્યથી જીતનાર, ગાયોને પ્રાપ્ત કરનાર, ધનને જીતીને પ્રાપ્ત કરનાર, પ્રશંસનીય યશવાળા પ્રભુની હું પ્રાર્થના કરૂ છુ જેથી હું આયુષ્યમાન બનુ '

આ પ્રભુની પ્રાર્થના છે ઇન્દ્રની પ્રાર્થના છે. તેમાં ઇન્દ્રના ગુણ વર્ણવેલા છે કે જેથી વિજય અને અભ્યુદય પ્રાપ્ત કરી શકાય છે આ ગુણોના સતત વિચાર કરવાથી મનુષ્ય આ શુભ ગુણોથી ગુણવાન બની શકે છે અને અભ્યુદય પ્રાપ્ત કરી શકે છે આ પ્રાર્થનામાં જે ગુણો કહેલા છે તે ગુણ સાધક મનુષ્યે પોતે ધારણ કરવા જોઇએ. તેમની વૃદ્ધિ કરવી જોઇએ આમ કરવાથી શુ થાય છે તે આ સૂક્તમાં કહ્યું છે જુઓ—

प्रियो देवानां भूयासम् ॥ २ ॥
प्रियः प्रजानां भूयासम् ॥ ३ ॥
प्रिय समानाना भूयासम् ॥५॥ (અથર્વ ૧૭।૧)

' હું દેવોનો પ્રિય બનુ, હું પ્રજાઓનો પ્રિય બનું અને મારા સમાન જે લોકો છે તેમને પણ હુ પ્રિય બનુ ' આજ

અભ્યુદયનું સાચું સ્વરૂપ છે. જેને માટે સર્વ લોકોના અંતરમાં પ્રેમ હોય તેજ અભ્યુદયને પ્રાપ્ત થયો છે એમ કહી શકાય.

## પરાક્રમથી વિજય

મનુષ્ય વિજય ઇચ્છે છે તેથી તેણે પરાક્રમ કરવું જોઇએ. પરાક્રમ સિવાય વિજય અશક્ય છે, તેથી કહ્યું છે—

बृहद्धि जालं बृहतः शक्रस्य वाजिनीवतः।
तेन शत्रूनभि सर्वान् न्युब्ज यथा न मुच्यातै
कतमश्चनैषाम् ॥ ६ ॥
बृहत् ते जालं बृहत इन्द्र शूर सहस्रार्घस्य
शतवीर्यस्य। तेन शतं सहस्रमयुतं न्यर्बुदं जघान
शक्रो दस्यूनां अभिधाय सेनया ॥ ७ ॥
(અથર્વ. ૮।૮)

'સૈન્યની સાથે રહેનારા મહાન ઇન્દ્રની મોટી જાળ છે. તેનાથી સર્વ શત્રુઓને સર્વ બાજુથી આધીન કરો, જેથી તેઓમાંથી એક પણ ન છૂટી શકે. હે શૂર ઇન્દ્ર ! સહસ્રો દ્વારા સુપૂજિત અને સેંકડો સામર્થ્ય ધરાવતો ઇન્દ્ર શત્રુઓના સેંકડો હજારો અને લાખો તથા કરોડો શત્રુસૈનિકોને મારી નાખે છે.'

આ છે ઇન્દ્રનું પરાક્રમ ! આવાં પરાક્રમ કરવાથી જ ઇન્દ્ર વિજયી થાય છે. આથી સિદ્ધ થાય છે કે જો અમે પણ એવાં પરાક્રમો કરીએ તો અમારો વિજય થઇ શકે છે. પરાક્રમ એજ વિજયનું મૂળ છે, તેથી મનુષ્યે પરાક્રમ કરવાની અભિલાષા ધારણ કરવી જોઇએ જેથી તે વિજયી થાય

ममाग्ने वर्चो विहवेष्वस्तु वयं त्वेन्धानास्तन्वं
पुषेम।
मह्यम् नमन्तां प्रदिशश्चतस्रः त्वयाध्यक्षेण
पृतना जयेम ॥ (અથર્વ. ૫।૩।૧૦)

'યુદ્ધોમાં મારું તેજ પ્રકાશિત થતું રહે ! અમે તને પ્રદિપ્ત કરીને અમારા શરીરને પુષ્ટ કરીએ. ચારે દિશાઓ મારી સામે નમ્ર બનીને રહે. તારા જેવા અધ્યક્ષની સાથે રહીને સંગ્રામમાં અમે વિજય પ્રાપ્ત કરીશું.'

પોતાનું તેજ પ્રત્યેક કાર્યમાં પ્રકાશિત થાય. શરીર હૃષ્ટપુષ્ટ અને બળવાન બને. શરીરશક્તિ સંપન્ન થાઓ, ચારે દિશાઓમાં આ વીર પરાક્રમ કરે અને ચારે દિશાઓમાં રહેનારા લોકો આ વીરની સામે પોતાનું શિર ઝૂકાવે એવો તેનો પ્રભાવ હો. દરેક યુદ્ધમાં તેનો વિજય થતો રહે. વધુ જુઓ—

कृतं मे दक्षिणे हस्ते जयो मे सव्य आहितः।
गोजिद् भूयासमश्वजिद् धनंजयो हिरण्यजित् ॥
(અથર્વ. ૭।૫૦।૮)

'પુરુષાર્થ મારા જમણા હાથમાં અને વિજય મારા ડાબા હાથમાં છે. હું ગાયો અને ઘોડાઓને જીતનારો, સુવર્ણ તથા ધનનો વિજય કરનારો થાઉં.'

આ મંત્રમાં જે આત્મવિશ્વાસ દર્શાવેલ છે તે પ્રત્યેક મનુષ્યે હંમેશાં મનમાં ધારણ કરવો જોઇએ. 'એક હાથમાં પુરુષાર્થ છે અને મારા બીજા હાથમાં વિજય છે' આ વિચાર હંમેશાં મનમાં રહે. આત્મવિશ્વાસનો આ વિચાર મનને ઉત્સાહિત કરે છે અને કાર્યકર્તાને વિજયી બનાવી યશપ્રત્યે દોરી લઇ જાય છે. આ વિચારને મનમાં સ્થિર કરવા માટે કેટલું જ્ઞાન હોવું જોઇએ અને કાર્યોમાં કેટલી કુશળતા હોવી જોઇએ તેનો વિચાર પાઠક અવશ્ય કરે. અને આ વિચાર મનમાં સ્થાયી રહે તે માટે જેટલી પોતાની તૈયારી કરવી જોઇએ તેટલી તૈયારી મનુષ્ય કરે અને કહે કે મારા એક હાથમાં પુરુષાર્થ છે અને બીજા હાથમાં વિજય છે.

## જ્ઞાન અને શૌર્ય

જો વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો જ્ઞાન અને શૌર્ય આ બે ગુણ હોવા જોઇએ. આ વિષયમાં કહ્યું છે કે—

संशितं म इदं ब्रह्म संशितं वीर्यं बलम्।
संशितं क्षत्रं अजरं अस्तु जिष्णुर्येषामस्मि
पुरोहितः ॥ १ ॥
समहमेषां राष्ट्रं स्यामि समोजो वीर्यं बलम्।
वृश्चामि शत्रूणां बाहूननेन हविषाहम् ॥ २ ॥
नीचैः पद्यन्तां अधरे भवन्तु ये नः सूरिं मघवानं
पृतन्यान्।
क्षिणामि ब्रह्मणामित्रानुन्नयामि स्वानहम् ॥ ३ ॥
(૩।૧૯।૧-૩)

'મારું આ જ્ઞાન તેજસ્વી છે, મારું આ વીર્ય અને બળ તેજસ્વી બન્યું છે. મારું તેજસ્વી બનેલું ક્ષાત્રબળ કદી ક્ષીણ ન થાય ! હું જેમનો વિજયી પુરોહિત છું તેમનો વિજય થશે. હું તેમનું રાષ્ટ્ર તેજસ્વી બનાવું છું. હું આ પ્રજાજનોનું બળ, વીર્ય અને ઓજ તેજસ્વી બનાવું છું. હું શત્રુઓના બાહુઓને

કાપું છું. અમારા શત્રુઓની પડતી થાઓ. અમારા શત્રુઓની અવનતિ થાઓ. જેઓ અમારા ધનવાન અને વિદ્વાનોપર ચડાઈ કરીને તેમને ત્રાસ દે છે તે શત્રુઓનો હું નાશ કરું છું. હું જ્ઞાનથી શત્રુઓનો નાશ કરું છું. અને અમારા લોકોને જાગ્રત કરું છું.'

રાષ્ટ્રનું હિત ઇચ્છનારે આવા વિચારો મનમાં ધારણ કરવા જોઇએ. પોતાના લોકોનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ અને શત્રુઓનો અધઃપાત થવો જોઇએ. આપણા રાષ્ટ્રના લોકો જાગ્રત થાય અને શત્રુના સૈનિકોનો નાશ થાય. એવા યત્નો કરવા જોઇએ કે જેથી શત્રુઓ વધે નહિ. શત્રુની શકિત ક્ષીણ થતી જ રહે. આપણી શકિત દરેક પ્રકારે વધે અને દુશ્મનોની શકિત ક્ષીણ થતી રહે વીરપુરૂષોનું જે ચાતુર્ય છે તેનો ઉપયોગ આ પ્રકારની આયોજનાઓને માટે થવો જોઇએ.

રાષ્ટ્રની પ્રતિષ્ઠા એવી આયોજનાથી જ વધે છે. રાષ્ટ્ર આમ આપણી શકિતથી આગળ વધે છે. જનતાની ઉન્નતિપર જ રાષ્ટ્રની ઉન્નતિનો આધાર છે. એટલા માટે વેદની શબ્દ યોજના આ વાતની સૂચના સાક્ષાત અથવા પરંપરાથી જ વારંવાર આપે છે.

### ઉન્નત રાજાનું સ્વરૂપ

જે રાજ્યશાસન ચલાવે છે તે રાજા કહેવાય છે. તે ઉન્નતિને પ્રાપ્ત કરીને કેટલી મર્યાદા સુધી પહોંચી શકે છે તેનો વિચાર નીચે આપેલા મંત્રોમાં આપેલ છે.

इममिन्द्र वर्धय क्षत्रियं म इमं विशामेकवृषं कृणु त्वम् ।
निरमित्रानक्ष्णुह्यस्य सर्वांस्तान् रन्धय अस्मा अहमुत्तरेषु ॥ १ ॥
एमं भज ग्रामे अश्वेषु गोषु निष्टं भज यो अमित्रो अस्य ।
वर्ष्म क्षत्राणामयमस्तु राजेन्द्र शत्रुं रन्धय सर्वमस्मै ॥ २ ॥
अयमस्तु धनपतिर्धनानां अयं विशां विश्पतिरस्तु राजा ।
अस्मिन् इन्द्र महि वर्चांसि धेह्यवर्चसं कृणुहि शत्रुमस्य ॥ ३ ॥ (અથર્વ. ૪।૨૨)

'હે ઇન્દ્ર ! આ ક્ષત્રિયોને વધારો ! તેને પ્રજાજનોમાં અદ્વિતીય બળવાન બનાવ, તેના સર્વ શત્રુઓને નિર્બળ કર અને હરીફાઇમાં તેના સર્વ શત્રુઓને નષ્ટભ્રષ્ટ કર. આ રાજા ક્ષત્રિયોના ગુણોની સાક્ષાત મૂર્તિ હોય. તેના સર્વ શત્રુઓને નષ્ટ કર, આ રાજા સર્વ પ્રકારના ધનોનો સ્વામી હો. આ રાજા પ્રજાજનોનો ઉત્તમ પાલક હો. હે ઇન્દ્ર ! આ રાજામાં મહાન તેજની સ્થાપના કર, અને તેના શત્રુઓને નિસ્તેજ કર.'

આ મંત્રોમાં રાજામાં કયા ગુણો વિશેષરીતે હોવા જોઇએ એ વાત વિશેષ સ્પષ્ટતાપૂર્વક કહી છે. ક્ષાત્ર ગુણ સર્વથી પ્રથમ અધિક હોવા જોઇએ. તેમના વડે જ શત્રુઓને દૂર કરી શકાય છે. તેનામાં પુષ્કળ બળવૃદ્ધિ થએલી હોવી જોઇએ. નિર્બળ, અશકત, રોગી હશે તે ઉત્તમ રાજા નહિ બની શકે. શત્રુઓને તે પોતાના જ્ઞાન અને ક્ષાત્રબળથી દૂર કરે, અને પોતાપ્રત્યે સર્વ પ્રજાઓનો પ્રેમ આકર્ષિત કરે. ક્ષાત્રગુણોની તે મૂર્તિ હોય. રાજ્યશાસન માટેના આવશ્ય ગુણો તેનામાં ઉત્કટતાથી પ્રકાશિત થાઓ. તે સર્વ ધનોનોક સ્વામી હો. તેનો ધનભંડાર ખાલી ન રહે. તે હંમેશા ભરપુર ભરેલો રહે. સર્વ પ્રજાજનો તેને પ્રેમપૂર્વક પોતાનો રાજા માને. તેનો વિરોધ કરનારા પક્ષ પ્રજામાં ઉત્પન્ન ન થાય. તેના પ્રતિપક્ષી નિસ્તેજ થાઓ, અને તે એવાં કર્મ કરે કે તેનું તેજ હંમેશા વધતું જ જાય.

રાજા આવા ગુણોથી યુકત હોવો જોઇએ. રાજા પોતાના શુભ ગુણોથી સર્વ પ્રજાઓનું મન પોતાપ્રત્યે આકર્ષિત કરી લે. આખર પ્રજાની અનુમતિથી જ રાજા રાજગાદીપર ટકી શકે છે. એટલા માટે સર્વ પ્રજા જે રાજાપર પ્રેમ કરે તેજ રાજા રાષ્ટ્રપર સ્થાયી રહી શકે છે.

### આત્મશુદ્ધિ

પોતે પોતાની શુદ્ધિ કરવી જોઇએ. ઇતર સર્વ ગુણો હોય અને પોતાનું આચરણ શુદ્ધ ન હોય તો બાકીના તે ગુણો દુર્ગુણ જ બની જાય છે. એટલું મહત્વ આત્મશુદ્ધિનું છે. તેથી કહ્યું છે—

पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया ।
पुनन्तु विश्वा भूतानि पवमानः पुनातु मा ॥ १ ॥
पवमानः पुनातु मा क्रत्वे दक्षाय जीवसे अथो अरिष्टतातये ॥ २ ॥ (૬।૧૯।૧-૨)

'દિવ્યજનો મને પવિત્ર બનાવે. મનનશીલ જ્ઞાની લોકો પોતાના મનથી અને બુદ્ધિથી મને પવિત્ર બનાવે. સર્વ

*

ભૂત માત્ર પવિત્ર બનાવે. પવિત્ર આચરણ કરનારો મને પવિત્ર કરે. કર્મબળ અને દીર્ઘ આયુષ્યને માટે પવિત્ર આચરણ કરનારો જ્ઞાની મને પવિત્ર બનાવે આ કલ્યાણનો બધે વિસ્તાર થાય.'

જ્યાંથી પવિત્રતા થઈ શકે ત્યાંથી મારી પવિત્રતા થાય. હું નિર્દોષ બનું. મારું આચરણ, મારો કાર્ય વ્યવહાર કોઈ પણ રીતે દોષિત અથવા પાપી ન બને. બધા દિવ્યજનો આ પ્રકારની શુદ્ધિ કરવામાં મારી સહાયતા કરે જ્ઞાની લોકોનું એ કર્તવ્ય જ છે કે તેઓ પવિત્રતાના પ્રચારમાં સહાય કરે. જ્યાં દોષ હોય તે જાણી લઈને, તે દોષને દૂર કરવામાં સર્વ જ્ઞાની લોકો સહાયક બને શરીર મન, ઇન્દ્રિયોમાં જે દોષ હોય તથા રાષ્ટ્રનો વ્યવહાર ચલાવવામાં જે દોષો થતા હોય તે દૂર થવા જોઈએ સાર્વજનિક આચરણ પરિશુદ્ધ હોવું જોઈએ. રાજ્યના જે અધિકારીઓ હોય તેઓનું આચરણ તો જરૂર પરિશુદ્ધ હોવું જ જોઈએ, કારણ કે તેમનો આદર્શ જ જનતાની સામે હોય છે જનતા તો તેમનું જ અનુકરણ કરે છે.

જેવી રીતે પવિત્ર બનવું એ ધ્યેય છે તેવી જ રીતે સર્વથી શ્રેષ્ઠ પણ બનવું જોઈએ આ વિષયમાં કહ્યું છે કે—

**समुद्र ईशे स्रवतां अग्निः पृथिव्या वशी**
**चन्द्रमा नक्षत्राणाम् ईशे त्वमेकवृषो भव ॥ १ ॥**
( અથર્વ. ૬।૮૬ )

'નદીઓનો સ્વામી સમુદ્ર છે, પૃથ્વીને કબજામાં રાખનાર અગ્નિ છે. ચન્દ્રમા નક્ષત્રોનો સ્વામી છે. એ પ્રમાણે તમો બધા કરતાં શ્રેષ્ઠ બળવાન બનો ' સર્વથી શ્રેષ્ઠ બનવું એ અહીં મુખ્ય તત્વ છે

**अहं अस्मि यशस्तमः ।** ( અથર્વ ૬।૩૯।૩ )

'હું અધિક યશસ્વી બનીશ.' સર્વથી અધિક યશ મારો હો આ પ્રકારની મહત્વાકાંક્ષા છે. જે પોતાની શુદ્ધતા થયા પછી સુયશ પ્રાપ્તિથી જ થાય છે દરેક જણ આ પ્રકારની મહત્વાકાંક્ષા પોતાના મનમાં ધારણ કરે અને એમ થવામાં તે જરૂર પ્રયત્નો કરે તથા—

**यशसं मेन्द्रो मघवान् कृणोतु यशसं द्यावा-**
**पृथिवी उभे इमे ।**
**यशसं मा देव सविता कृणोतु प्रियो दातुर्द-**
**क्षिणाया इह स्याम् ॥** ( અથર્વ. ૬।૫૮।૧ )

'ધનવાન ઇન્દ્ર મને યશસ્વી બનાવે અને દ્યુ અને પૃથ્વી મને યશસ્વી બનાવે સવિતા દેવ મને યશસ્વી થવામાં સહાયક થાય ' એ પ્રાર્થના છે. વળી પણ—

**यथा विश्वेषु देवेषु वयं सर्वेषु यशसः स्याम ।**
( અથર્વ. ૬।૫૮।૨ )

' અમે સર્વ દેવોમાં યશસ્વી બનીએ. ' સર્વત્ર અમારો યશ વધે જ્યાં જ્યાં અમે જઈએ ત્યાં અમને યશ મળે સર્વત્ર અમે યશસ્વી બનીએ. આ પ્રમાણે યશ પ્રાપ્તિ માટે પરમેશ્વરની પ્રાર્થના કરવી જોઈએ. યશ પ્રાપ્તિમાં આ પ્રમાણે અમને દૈવી અનુકૂળતા મળે એ કહેવાનું તાત્પર્ય છે.

### નિર્ભયતાની ઇચ્છા

સર્વ પ્રજાજન નિર્ભય બનીને આનન્દથી રહે એટલા માટે જ બધી રાજવ્યવસ્થા હોય છે. એ હેતુથી કહ્યું છે કે—

**अशत्रुः इन्द्रोः अभयं न कृणोतु**
**अन्यत्र राज्ञा अभि यातु मन्युः ॥ १ ॥**
**अनमित्रं नो अधरादनमित्रं न उत्तरात् ।**
**इन्द्रानमित्रं नः पश्चात् अनमित्रं पुरस्कृधि ॥ २ ॥**
( અથર્વ ૬।૪૦ )

' અમારે માટે શત્રુરહિત નિર્ભયતા ઇન્દ્ર કરે રાજાઓના રક્ષકોનો ક્રોધ બીજે સ્થળે જાય નીચેથી, ઉપરથી, પાછળથી અને સામેથી અમને નિર્ભયતા પ્રાપ્ત થાઓ કોઈથી અમને ભય પ્રાપ્ત ન થાય અમે સદા નિર્ભય બનીને રહીએ.'

રાષ્ટ્રમાં નિર્ભયતા હોય તો જ સર્વ પ્રકારની ઉન્નતિ પ્રાપ્ત કરવાનાં કાર્યો થઈ શકે છે મનુષ્ય સર્વત્ર નિર્ભય બનીને ફરે એવી રાષ્ટ્રમાં સ્થિતિ હોવી જોઈએ

### ઉત્તમ માર્ગનું અવલંબન

સર્વ લોકો ઉત્તમ માર્ગનું અવલંબન કરે જેથી સર્વને યશ અને નિર્ભયતા પ્રાપ્ત થઈ શકે છે આ વિષયમાં આ પ્રમાણે પ્રાર્થના છે—

**ये पन्थानो बहवो देवयाना अन्तरा द्यावा-**
**पृथिवी सञ्चरन्ति ।**
**तेषामज्यानिं यतमो वहाति तस्मै मा देवाः**
**परि धत्तेह सर्वे ॥ १ ॥** ( અથર્વ. ૬।૫૫ )

' જે માર્ગ દેવોને માટે આવવા જવાનો છે, જે દ્યુ અને પૃથ્વી વચ્ચે છે, તેમાં જે માર્ગ ઉત્તમ સમૃદ્ધિ લાવે છે, તે

પર સર્વ દેવો મને ચલાવે.' અર્થાત્ હું સર્વમાં ઉત્તમોત્તમ માર્ગથી ચાલું અને અધિક કલ્યાણ પ્રાપ્ત કરૂં. રાક્ષસો અને પિશાચોના માર્ગથી હું ન જાઉં પરન્તુ દેવોના માર્ગોમાં જે ઉત્તમોત્તમ માર્ગ હોય તે પર હું ચાલું, અને ઉન્નતિને પ્રાપ્ત કરૂં. અને કલ્યાણમય અવસ્થામાં હું રહું.

મનુષ્ય જો પોતાની સાચી ઉન્નતિ કરવા ઇચ્છતો હોય તો તેણે પોતાની અન્તર્બાહ્ય શુદ્ધિ જાળવવી જોઇએ તે માટે કહ્યું છે કે—

यत् किं चेदं वरुण दैव्ये जनेऽभिद्रोहं मनुष्याश्चरन्ति ।
अचित्त्या चेत्तव धर्मा युयोपिम मा नस्तस्मात् एनसो देव रीरिषः ॥ ( અથર્વ. ૬।૫૧।૩ )

'દિવ્યજનોની બાબતમાં જે કાંઇ દુરાચાર સાધારણ મનુષ્યો કરે છે, અને અજાણપણે તારા ધર્મનો ભંગ કરે છે તે પાપ અમારા બધા માટે નષ્ટ કર.'

મનુષ્ય ધર્મના જે ઉત્તમ નિયમો છે તેમનું પાલન મનુષ્યે કરવું જ જોઇએ, જો તે પોતાની ઉન્નતિ કરવા ઇચ્છતો હોય. નહિ તો ઉન્નતિ માટેની આશા અનુચિત છે. રાજ્યશાસન દ્વારા પણ જનતાના હિતને માટે એવો પ્રબન્ધ થવો જોઇએ કે જેમાં રહેવાથી લોકો શુદ્ધાચરણ પ્રત્યે જ વધારે પ્રવૃત્તિ આદરે અને અશુદ્ધાચરણ તરફ જરા પણ ન જાય.

જ્યાં રાજ્યશાસન હોય ત્યાં સૈન્ય રાખવું જ પડે છે, તેમજ અવાવત્ યુદ્ધ કરવાની સામગ્રી તેમજ તત્પરતા રાખવી પડે જ છે. લશ્કર વગર અન્તર્બાહ્ય શત્રુઓથી પોતાના રાજ્યનો બચાવ થઇ શકતો નથી. તે માટે યુદ્ધરથો, દુન્દુભિ વગેરે સાધનો રાખવાં જ પડે છે. દુન્દુભિ માટે નીચે પ્રમાણે કહ્યું છે.

विहृदयं वैमनस्यं वदामित्रेषु दुन्दुभे ।
विद्वेषं कश्मशं भयममित्रेषु नि दध्मसि अवैनान् दुन्दुभे जहि ॥ ( અથર્વ. ૫।૨૧।૧ )

'દુન્દુભિ ! તું શત્રુઓમાં હૃદયની વ્યાકુળતા અને મનની ઉદાસીનતા ઉત્પન્ન કર. દ્વેષ, ઝગડા, કલહ, ભય શત્રુઓમાં વધે. આ શત્રુઓનો પરાભવ કર !'

નગારાઓનો અવાજ સાંભળીને શત્રુઓ હારી જાય અને ભયભીત બનીને પલાયન કરી જાય. તેઓ યુદ્ધભૂમિમાં સ્થિર ન રહી શકે. આપણા નગારાનો આવાજ શત્રુઓના અતઃકરણમાં ભય ઉત્પન્ન કરે, અર્થાત્ આપણી તૈયારીઓ એવી હોય કે જે જોઇને શત્રુ ડરી જઇને નાસી જાય.

## સૂર્ય ચિન્હવાળો ધ્વજ

વૈદિક સમયનો આપણો ધ્વજ સૂર્ય ચિન્હવાળો હતો. આ વિષયમાં નીચેનો મંત્ર જુઓ—

एता देवसेनाः सूर्यकेतवः सचेतसः ।
अमित्रान्नो जयन्तु स्वाहा ॥ ( અથર્વ. ૫।૨૧।૧૨ )

'આ દેવસેનાઓ સચેત રહે છે અને તેમનો ધ્વજ સૂર્ય ચિન્હવાળો છે. આ સેનાઓ શત્રુપર વિજય પ્રાપ્ત કરે.'

## રાજાની સ્થિરતા

રાષ્ટ્રમાં રાજા સ્થિર રહે એટલા માટે તેનામાં વિશેષ ગુણ હોવા જોઇએ. શુભ ગુણો આ છે—

विशस्त्वा सर्वा वाञ्छन्तु मा त्वद्राष्ट्रमधि भ्रशत् ॥ १ ॥ इहैवैधि माप च्योष्ठाः पर्वत इवाविचाचलत् । इन्द्र इवेह ध्रुवस्तिष्ठेह राष्ट्रमु धारय ॥ २ ॥ ( અથર્વ. ૬।૮૭ )

'સર્વ પ્રજાજનો આ રાજા રહે એવી ઇચ્છા મનમાં રાખે. રાજાના રાજ્યશાસનથી રાષ્ટ્રનું પતન ન થાય. રાજા પર્વતની જેમ સુસ્થિર રહે. પતન ન થાય, રાજા રાજગાદીપર સ્થિર રહે અને રાષ્ટ્રની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરે.'

રાજાનું રાજ્યશાસન એવું હોય કે જેથી રાષ્ટ્રની ઉન્નતિ જ થતી રહે. કદી પણ રાષ્ટ્રનું પતન ન થાય, આવો રાજા રાષ્ટ્રપર સુસ્થિર રહી શકે છે અને આવા રાજાને રાજગાદી પર સ્થિર રાખવા માટે પ્રજાજન પણ ઉત્સુક રહે છે.

આ પ્રમાણે 'માતૃભૂમિ અને રાજ્યશાસન' ના આ બીજા ભાગનો પરિચય છે. આ પરિચય વાચીને પાઠક સમજી શકશે કે આ વિષયનું સ્વરૂપ કેવું છે.

સ્વાધ્યાય-મંડળ,
પારડી (જિ. સુરત)

શ્રીપાદ દામોદર સાતળેવકર

# રાષ્ટ્રનું સંરક્ષણ કરનારા સદ્ગુણ

★

सत्यं बृहदृतमुग्रं दीक्षा तपो
ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति ।
सा नो भूतस्य भव्यस्य पत्नी
उरुं लोकं पृथिवी नः कृणोतु ॥

( અથર્વ. ૧૨।૧।૧ )

" સત્યપાલન, હૃદયની વિશાળતા, આચરણની સરળતા, વીરતા, કાર્ય કરવાની દક્ષતા, ઠંડી, ગરમી વગેરે દ્વન્દ્વો સહન કરવાની શક્તિ, જ્ઞાનવિજ્ઞાન સંપન્નતા, વિદ્વાનોનો સત્કાર અને આદર આ ગુણો માતૃભૂમિનું સંરક્ષણ કરે છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં અમારૂં પાલન કરનારી તે અમારી માતૃભૂમિ અમારે માટે વિસ્તૃત કાર્યક્ષેત્ર આપો. "

ઉપરોક્ત શુભ ગુણોથી માતૃભૂમિનું સંરક્ષણ થાય છે.

અસત્ય આચરણ, હૃદયનો સંકુચિતભાવ, આચારની કુટિલતા, ભીરૂતા, કાર્ય કરવામાં દક્ષતાનો અભાવ, ઠંડી ગરમી વગેરે દ્વન્દ્વો સહન કરવાની અસમર્થતા, જ્ઞાનવિજ્ઞાનનો અભાવ, વિદ્વાનોનો સત્કાર ન કરતા તેમનો અનાદર કરવો; આ દુર્ગુણો રાષ્ટ્રના યોગ્ય રક્ષણ થવામાં આડખિલીરૂપ, અડચણકર્તા બને છે.

★

# પૂર્વજોનો આદર

*

यस्यां पूर्वे पूर्वजना विचक्रिरे
यस्यां देवा असुरान् अभ्यवर्तयन् ।
गवां अश्वानां वयसश्च विष्ठा
भगं वर्चः पृथिवी नो दधातु ॥
(અથર્વ. ૧૨।૧।૫)

" જે માતૃભૂમિમાં અમારા પૂર્વજોએ મહાન પરાક્રમો કર્યાં હતાં, જે માતૃભૂમિમાં દેવોએ અસુરોનો પરાભવ કર્યો હતો, જે ગાયો, ઘોડાઓ અને પક્ષિઓનું આશ્રય સ્થાન છે તે માતૃભૂમિ અમને ભાગ્ય અને તેજ આપે. "

જેઓમાં પોતાના પ્રાચીન પૂર્વજોનો આદર કરવાની વૃત્તિ હશે, તેઓ જ પોતાની માતૃભૂમિનું સંરક્ષણ કરી શકે છે.

જેઓમાં પોતાના પ્રાચીન પૂર્વજોનું અભિમાન નથી તેઓ પોતાની માતૃભૂમિનું સંરક્ષણ કરી શકતા નથી.

*

# માતૃભૂમિના સુપુત્રો

★

त्वज्जातास्त्वयि चरन्ति मर्त्याः
त्वं बिभर्षि द्विपदः त्वं चतुष्पदः ।
तवेमे पृथिवि पञ्च मानवाः
येभ्यो ज्योतिरमृतं मर्त्येभ्यः
उद्यन्त्सूर्यो रश्मिभिरातनोति ॥
(અથર્વ. ૧૨/૧/૧૫)

"હે માતૃભૂમિ ! તારાથી ઉત્પન્ન થએલા અમો તારી ધરતીપર બધે સંચાર કરીએ છીએ. તું દ્વિપાદ અને ચતુષ્પાદને આશ્રય આપી રહી છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને નિષાદ આ પાંચ પ્રકારના લોકો તારા જ સુપુત્રો છે. આ લોકોને ઉદય પામનાર સૂર્ય પોતાનાં કિરણો વડે અમર તેજ આપી રહ્યો છે."

માતૃભૂમિના આ સર્વ નિવાસીઓમાં 'અમો સર્વ આ માતૃભૂમિના સુપુત્ર છીએ' એવો ભાવ સ્થિરરૂપે રહેવો જોઈએ, તો જ તેઓ પોતાની માતૃભૂમિને માટે આત્મસમર્પણ કરી શકે.

જે લોકોમા 'અમે આ અમારી માતૃભૂમિના પુત્રો છીએ' એવો ભાવ નહિ હોય તે લોકો પોતાની માતૃભૂમિનું સંરક્ષણ કરવા માટે આત્મસમર્પણ કરવાને તત્પર થશે નહિ. તેઓ આત્મબલિદાન આપી શકશે જ નહિ.

★



# અથર્વવેદનો સુબોધ અનુવાદ

[ બીજો ભાગ ]

# માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન

## માતૃભૂમિનું વૈદિક ગીત

### કાંડ ૧૨, સૂક્ત ૧

( देवता– अथर्वा । ऋषिः– भूमिः )

**सत्यं बृहदृतमुग्रं दीक्षा तपो ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति ।**
**सा नो भूतस्य भव्यस्य पत्न्युरुं लोकं पृथिवी नः कृणोतु ॥ १ ॥**

**અર્થ—** ( **बृहत् सत्यम्** ) મહાન અને અટળ સત્યનિષ્ઠા, ( **ऋतम्** ) યથાર્થજ્ઞાન, ( **उग्रम्** ) ક્ષાત્રતેજ, ( **तपः** ) ધર્માનુષ્ઠાન અથવા ધર્મનું પાલન, ( **दीक्षा** ) પ્રત્યેક કાર્ય કરવામાં ચાતુર્ય અથવા દક્ષતા, ( **ब्रह्म** ) મહાજ્ઞાન, ( **यज्ञः** ) યજ્ઞ, દાન અથવા ત્યાગ આ ગુણો ( **पृथिवीम्** ) ભૂમિ, દેશ કે રાષ્ટ્રનું ( **धारयन्ति** ) પાલન, પોષણ અને રક્ષણ કરે છે. ( **सा पृथिवी** ) તે માતૃભૂમિ ( **भूतस्य** ) પ્રાચીન અને ( **भव्यस्य** ) ભવિષ્યના તથા વચ્ચે આવનારા વર્તમાન સમયના સર્વ પદાર્થોની ( **पत्नी** ) પાલન કરનારી એવી અમારી માતૃભૂમિ ( **नः** ) અમને ( **उरुं** ) મહાન ( **लोकं** ) સ્થાન ( **कृणोतु** ) પ્રાપ્ત કરાવે. ( ૧ )

**ભાવાર્થ—** જે મનુષ્ય એમ ઇચ્છતો હોય કે રાષ્ટ્ર પર પોતાની સત્તા હોય તેનામા નીચે આપેલા ગુણો હોવા આવશ્યક છે. સત્યપ્રિયતા, ઉદ્યોગશીલતા, મહત્વાકાંક્ષા સહિત કાર્યનો પ્રારંભ કરવાનો અને તેને સિદ્ધ કરવાનો ઉત્સાહ, વસ્તુસ્થિતિનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન, ધૈર્ય, સાહસ, તેજસ્વિતા, ધર્મનિષ્ઠા, ઇન્દ્રિયનિગ્રહ, ગ્રંથપઠન અને વ્યાખ્યાન શ્રવણ, શાંત સ્વભાવ અને ગંભીરપણું, પરોપકારિતા, ઇશ્વરભક્તિ, સ્વીકારેલા કાર્યમાં દક્ષતા, નિયમાનુસાર ચાલવાનો અભ્યાસ, ઘણો જ દ્રવ્યસંચય, સર્વ સહાયક પદાર્થોનો વિપુલ પ્રમાણમાં સંચય, એકબીજાનો અંદર અંદર સત્કાર કરવો, એકતાથી સંપીને રહેવું, દુઃખી અને આપત્તિગ્રસ્ત લોકોની સહાય કરવી, યજ્ઞ અર્થાત્ સ્વાર્થત્યાગ કરવો, માતૃભૂમિ પર અચળનિષ્ઠા ઈત્યાદિ આ ગુણો જે મનુષ્યમાં હોય છે તેજ પોતાનું રાજ્ય સભાળી શકે છે અને બીજુ નવું રાજ્ય પ્રાપ્ત કરી શકે છે આ પહેલાં મંત્રમાં રાષ્ટ્ર સંરક્ષક મનુષ્યો માટે અત્યાવશ્યક ગુણોનો સ્પષ્ટ ઉલ્લેખ કરીને એ પ્રાર્થના કરવામાં આવી છે કે– " હે માતૃભૂમિ ! અમે ઉપરોક્ત સંપૂર્ણ ઉત્તમ ગુણોથી યુક્ત બનીને તારૂં સંરક્ષણ કરીએ છીએ અને સદા તે પ્રમાણે વર્તવાને હમેશાં તત્પર રહીશું તું તારા આશ્રયે ભૂત, વર્તમાન અને ભવિષ્ય આ ત્રણે કાળના સંપૂર્ણ પદાર્થોનું ઉત્તમ પ્રકારે પોષણ કરવામાં સમર્થ છે. તુ જ અમારી કીર્તિવૃદ્ધિનું કારણ છે કારણ કે અમો રાત દિવસ તારૂં સંરક્ષણ કરીએ છીએ. ( ૧ )

असंबाधं बध्यतो मानवानां यस्या उद्वतः प्रवतः समं बहु ।
नानावीर्या ओषधीर्या बिभर्ति पृथिवी नः प्रथतां राध्यतां नः ॥ २ ॥
यस्यां समुद्र उत सिन्धुरापो यस्यामन्नं कृष्टयः संबभूवुः ।
यस्यामिदं जिन्वति प्राणदेजत्सा नो भूमिः पूर्वपेये दधातु ॥ ३ ॥
यस्याश्चतस्रः प्रदिशः पृथिव्या यस्यामन्नं कृष्टयः संबभूवुः ।
या बिभर्ति बहुधा प्राणदेजत्सा नो भूमिर्गोष्वप्यन्ने दधातु ॥ ४ ॥

અર્થ— ( यस्याः ) અમારી માતૃભૂમિના ( मानवानां ) મનનશીલ મનુષ્યોના ( म [ ब ] ध्यतः ) મધ્યમાં ( प्रवतः ) ઉચ્ચ નીચના ભેદભાવ હોવા છતાં પણ પરસ્પર ( बहु ) ઘણું ( समं ) સમતા ( असंबाधं ) અને ઐક્ય અથવા મૈત્રીભાવ છે; ( या ) જે ( नः ) અમારી ( पृथिवी ) માતૃભૂમિ ( नानावीर्याः ) રોગોને દૂર કરનારી અનેક ઉત્તમ ગુણોથી યુક્ત ( ओषधीः ) વનસ્પતિ ( बिभर्ति ) ધારણ કરે છે, તે માતૃભૂમિ ( नः ) અમારી ( प्रथतां ) કીર્તિ તથા યશની વૃદ્ધિનું ( राध्यतां ) સાધન બને. ( ૨ )

( यस्यां समुद्रः ) અમારી માતૃભૂમિમાં જે સાગરો ( उत ) અને ( सिन्धुः ) અનેક નદ તથા નદીઓ, ( आपः ) ઝરણાંઓ તથા પ્રવાહો, તળાવો અને સરોવરો ઘણાં છે. ( यस्याम् ) જે માતૃભૂમિમાં ( अन्नम् ) સર્વ પ્રકારનાં અનાજ અને ફળ તથા શાકભાજી ઈત્યાદિ ઘણા જ વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે, ( यस्यां इदं प्राणत् ) જેમાં સજીવ ( एजत् जिन्वति ) પ્રાણીઓ હરેફરે છે, જેમાં ( कृष्टयः ) ખેતી કરનારા ખેડૂતો, શિલ્પકર્મ વિશારદો, કારીગરો તથા ઉદ્યોગશીલ મનુષ્યો ( संबभूवुः ) સંપૂર્ણપણે સંગઠીત થએલાં છે, ( सा ) આ પ્રકારની ( भूमिः ) અમારી માતૃભૂમિ ( नो ) અમને ( पूर्वपेये ) સમસ્ત ભોગ ઐશ્વર્ય ( दधातु ) આપે. ( ૩ )

( यस्याम् ) જે અમારી માતૃભૂમિમાં ( कृष्टयः ) ઉદ્યમશીલ, શિલ્પકળામાં ચતુર તથા નિપુણ, પોતાના પરિશ્રમથી ખેતી કરનારા ( संबभूवः ) થએલા છે. ( यस्याः पृथिव्याः चतस्रः प्रदिशः ) જે ભૂમિમાં ચાર દિશાઓ તથા ચાર ઉપદિશાઓ, ( अन्नम् ) ચોખા, ઘઉં ઈત્યાદિ ઉપજાવે છે, ( या बहुधा ) જે અનેક પ્રકારથી ( प्राणत् एजत् ) પ્રાણ ધારણ કરનારા અને હરતા ફરતાઓનું ( बिभर्ति ) ધારણ–પોષણ કરે છે ( सा नः भूमिः ) તે અમારી માતૃભૂમિ અમો સર્વ માટે ( गोषु अपि अन्ने दधातु ) ગાયો અને ધન ધાન્ય રાખી અમારૂં ધારણ પોષણ કરે. ( ૪ )

ભાવાર્થ— આ અમારા રાષ્ટ્ર અથવા દેશના મનુષ્યોમા પરસ્પર દ્રોહ નથી એટલે કે તેમનામા પૂર્ણ ઐક્યભાવ પ્રવર્તે છે. વિશેષત અમારા નેતાઓ એટલે કે જેઓને માથે અમારા રક્ષણની જવાબદારી છે એવા લોકાગ્રણીઓમા પરસ્પર મતૈક્ય છે અને સંગઠિત બનીને કાર્ય કરે છે જે ભૂમિમા ઉત્તમ પ્રકારની અનેક પુષ્ટિકારક, રોગવિનાશક ઔષધિઓ અને સર્વ પ્રકારની ઔષધિઓ પેદા થાય છે તે અમારી પ્રિય માતૃભૂમિ અમારી કીર્તિ અને યશ દિગન્તમા પ્રસરાવવામા કારણભૂત થાઓ ( ૨ )

અમારી માતૃભૂમિમા સાગર, મહાસાગર, નદ, નદી, તળાવ, કૂવા, વાવ નહેર, ઝરણા ઇત્યાદિ ખેતીને પાણી પૂરૂ પાડનારા મહા સાધનો છે અને અમારી માતૃભૂમિમા સર્વ પ્રકારનું વિપુલ અન્ન પેદા થઇને બધાને ખાવાનું મળે છે જેનાથી સર્વ પ્રાણીમાત્ર સુખી છે તથા જેમા કારીગર લોકો કળાકૌશલ્યમા નિપુણ છે, ખેડુતો ખેતીના કાર્યમા કુશળ છે અને બીજા લોકો પણ ઉદ્યોગી છે, તે અમારી માતૃભૂમિ અમોને ઉત્તમોત્તમ ભોગ્ય પદાર્થો તથા ઐશ્વર્ય આપનારી થાઓ. ( ૩ )

જે અમારી માતૃભૂમિમા લોકો અત્યત ઉદ્યોગી તથા કળાકૌશલ્યમા કુશળ, ખેતીવાડીમા પ્રવીણ અને પરિશ્રમી લોકો થતા આવ્યા છે, અને જે ભૂમિમા ચારે દિશાઓ તથા ઉપદિશાઓમા સર્વત્ર ઉત્તમ ધનધાન્ય ઉત્પન્ન થાય છે, જેના વડે સર્વ પશુ, પક્ષી અને વનસ્પતિ તેમજ અન્ય જીવધારીઓનુ ઉત્તમ પ્રકારે પાલન, પોષણ અને સંરક્ષણ થાય છે તે અમારી માતૃભૂમિ અમને હમેશા ગાય, ઘોડા અને અન્ન ઇત્યાદિ આપનારી બને ( ૪ )

यस्यां पूर्वे पूर्वजना विचक्रिरे यस्यां देवा असुरानभ्यवर्तयन् ।
गवामश्वानां वयसश्च विष्ठा भगं वर्चः पृथिवी नो दधातु ॥ ५ ॥
विश्वंभरा वसुधानी प्रतिष्ठा हिरण्यवक्षा जगतो निवेशनी ।
वैश्वानरं बिभ्रती भूमिरग्निमिन्द्रऋषभा द्रविणे नो दधातु ॥ ६ ॥
यां रक्षन्त्यस्वप्ना विश्वदानीं देवा भूमिं पृथिवीमप्रमादम् ।
सा नो मधु प्रियं दुहामथो उक्षतु वर्चसा ॥ ७ ॥

---

**અર્થ—** (यस्याम्) જે અમારી માતૃભૂમિમાં (पूर्वजनाः) પ્રાચીન સમયના આર્ય લોકો બળ, બુદ્ધિ, વીર્ય, ઐશ્વર્યથી પ્રસિદ્ધ, સર્વ પ્રકારે પૂર્ણવીર પુરૂષો (वि चक्रिरे) બહાદૂર પરાક્રમપૂર્ણ કર્તવ્ય સારી રીતે કરતાં રહ્યા છે. (यस्यां देवाः) જેમાં વિદ્વાન અને વીર (असुरान्) હિંસા વિરત શત્રુ અર્થાત્ રાક્ષસી સ્વભાવવાળા લોકોને (अभ्यवर्तयन्) જીતતા રહ્યા છે. જે (गवां अश्वानां वयसः च) ગાયો, ઘોડાઓ અને પશુ, પક્ષીઓને (वि-ष्ठाः) વિશેષ સુખ દેનારૂં સ્થાન છે, (सा नः पृथिवी) તે અમારી માતૃભૂમિ અમને (भगम्) ઐશ્વર્ય અને (वर्चः) તેજ, વીર્ય, શૌર્ય, વિજ્ઞાન (दधातु) આપો. (૫)

જે (विश्वंभरा) સર્વનું પોષણ કરનારી (वसुधानि) સોનું, ચાંદી, હીરા, માણેક, પન્ના વગેરે અનેક રત્નોની ખાણ છે, (प्रतिष्ठा) સર્વ વસ્તુઓની આધારભૂત (हिरण्यवक्षा) સુવર્ણ ઇત્યાદિની ખાણો જેના વક્ષસ્થળમાં છે, (जगतः) જેટલા જંગમ પદાર્થો અને જીવો છે તેમને (निवेशनी) વસાવનારી (वैश्वानरम्) સર્વ પ્રકારનાં મનુષ્યોના સમૂહથી પરિપૂર્ણ રાષ્ટ્ર અથવા દેશ (बिभ्रती) ધારણ કરતી અમારી (भूमिः) માતૃભૂમિ (अग्निम्) અગ્રગામી, નેતા (इन्द्र-वृषभौ) શત્રુઓનો નાશ કરનારા શૂરવીર તથા જ્ઞાનીઓને તથા (नः) અમને (द्रविणे) ધન (दधातु) ધારણ કરનારી હો. (૬)

(अस्वप्नाः) નિદ્રા, તન્દ્રા, આલસ્ય, ઇત્યાદિ રહિત (देवाः) વિદ્વાન વીર અને કુશળ માણસો (यां विश्वदानीम्) સર્વ પ્રકારના પદાર્થોને આપનારી અને જે અમારે માટે (मधुप्रियम् च दुहाम्) મધુર, હિતકર અને પ્રિય પદાર્થોને દોહવાથી આપે છે, (पृथ्वीं भूमिम्) મહાન અને વિસ્તૃત એવી અમારી માતૃભૂમિની (अप्रमादम्) પ્રમાદ રહિત બન્ને (रक्षन्ति) રક્ષા કરે છે, (सा) તે ભૂમિ (नः) અમને (वर्चसा) શૌર્ય, વીરતા, જ્ઞાન તથા ઐશ્વર્યથી (उक्षतु) અમને પૂર્ણ બનાવે. (૭)

---

**ભાવાર્થ—** જે અમારી માતૃભૂમિમા અમારા પ્રાચીન પૂર્વજોએ-બ્રાહ્મણોએ પોતાના જ્ઞાનદ્વારા, ક્ષત્રિયોએ પોતાની વીરતા દ્વારા અને વૈશ્યોએ પોતાના વાણિજ્ય-કુશળતા દ્વારા, તેમજ કારીગરોએ પોતાની કારીગરીથી અનેક મહાન પરાક્રમો કર્યા હતા, અમારા દેશના વિદ્વાન, શૂર, વ્યાપારી અને કારીગર લોકોએ મળીને સંપૂર્ણ હિંસક, આતતાયી, ઘાતકી અને દુષ્ટ લોકોનો નાશ કર્યો હતો અને જે સુંદર ભૂમિ સર્વ પશુપક્ષીઓને પણ ઉત્તમ નિવાસસ્થાન અર્પે છે, તે અમારી માતૃભૂમિ અમારૂ જ્ઞાન, વિજ્ઞાન, શૌર્ય તેજ, વીર્ય અને ઐશ્વર્ય પૂર્ણપણે વધારનારી થાય (૫)

સર્વનું પોષણ કરનારી, રત્નોનુ ધારણ કરનારી, સર્વ પદાર્થોની આશ્રયદાતા, સુવર્ણ ઇત્યાદિની ખાણો રાખનારી તેમજ સ્થાવર જંગમ જીવોને તેમજ પદાર્થોને સ્થાન આપનારી સર્વ પ્રકારના મનુષ્યોથી યુક્ત, રાષ્ટ્ર અથવા દેશની ઉન્નતિમા સહાયતા આપનારી માતૃભૂમિ છે તે અમારા નેતા, જ્ઞાનીઓ અને વીર પુરુષો તથા અમને સર્વને સર્વ પ્રકારનુ ઐશ્વર્ય આપનારી થાઓ (૬)

નિદ્રા, તન્દ્રા, આળસ, અજ્ઞાન આદિ દોષોરહિત, સર્વ બાબતોમા ચતુર અને ઉદ્યમી, પરોપકારી, વિદ્વાન, શૂર અને ધનિક લોકો સર્વ પદાર્થોને આપનારી વિસ્તૃત ભૂમિની પ્રમાદરહિત બનીને રક્ષા કરી રહ્યા છે, તે અમારી માતૃભૂમિ સર્વ ઉત્તમ અને પ્રિય તથા હિતકારી પદાર્થોથી અમને પૂર્ણ સુસંપન્ન બનાવે અને અમારામા જ્ઞાન, શૌર્ય અને ધન ઉત્પન્ન કરીને અમારી રક્ષા કરે (૭)

*

यार्णवेऽधि सलिलमग्र आसीद्यां मायाभिरन्वचरन्मनीषिणः ।
यस्या हृदयं परमे व्योमन्त्सत्येनावृतममृतं पृथिव्याः ।
सा नो भूमिस्त्विषिं बलं राष्ट्रे दधातूत्तमे ॥ ८ ॥
यस्यामापः परिचराः समानीरहोरात्रे अप्रमादं क्षरन्ति ।
सा नो भूमिर्भूरिधारा पयो दुहामथो उक्षतु वर्चसा ॥ ९ ॥
यामश्विनावमिमातां विष्णुर्यस्यां विचक्रमे ।
इन्द्रो यां चक्र आत्मनेऽनमित्रां शचीपतिः ।
सा नो भूमिर्वि सृजतां माता पुत्राय मे पयः ॥ १० ॥

અર્થ— ( या ) જે ભૂમિ ( अग्रे ) પહેલાં ( सलिलं अधि ) જળમાં ( अर्णवे ) સમુદ્રમાં ( आसीत् ) હતી, ( यस्याः पृथिव्याः हृदयम् ) જે પૃથ્વીનો અન્તર્ભાગ ( अमृतं इव ) અમરસ્થાનના જેવો ( सत्येन ) સત્યસંકલ્પના બળથી ( आवृतम् ) વ્યાપ્ત થએલો છે, જે ભૂમિ ( परमे व्योमन् ) મહત્ આકાશમાં છે, ( याम् ) જેની ( मायाभिः ) કુશળતાઓ સાથે ( मनीषिणः ) મનનશીલ વિદ્વાન્ ( अन्वचरन् ) સારી રીતે સેવા કરતા આવ્યા છે, ( सा नः भूमिः ) તે ભૂમિ અમને ( उत्तमे राष्ट्रे ) ઉત્કૃષ્ટ રાજ્યમાં ( त्विषिम् ) તેજ અથવા દિપ્તિ, ( बलम् ) શૂરતા, વીરતા, શારીરિકબળ અથવા સૈન્યબળ ( दधातु ) ધારણ કરે. ( ૮ )

( यस्याम् ) જે ભૂમિમાં ( परिचराः ) સર્વ બાજુ ભ્રમણ કરનારા સંન્યાસીઓ ( आपः ) જળની જેમ ( समानीः ) સમદૃષ્ટિ થાઓ, ( अहोरात्रे ) રાત દિવસ ( अप्रमादम् ) સાવધાન રહી ( क्षरन्ति ) પરિભ્રમણ કરે છે. ( अथो ) તેમજ બીજે જે ( भूरि-धारा ) અનેક પ્રકારનાં ( पयः ) ખાદ્ય તથા પેય વસ્તુ ભોજ્ય અથવા પેય જેવાં કે દૂધ, ઘી ઇત્યાદિ ( दुहाम् ) આપે છે, ( सा नो भूमिः ) તે અમારી માતૃભૂમિ ( वर्चसा ) તેજ, પ્રતાપ, બળ, વીર્ય આદિની ( उक्षतु ) વૃદ્ધિ કરે. ( ૯ )

( याम् )જે ભૂમિનો ( अश्विनौ ) અશ્વિગણ, ભર્તા અને હન્તા શૂરવીરોએ ( अमिमाताम् ) માપી લીધી, ( यस्यां विष्णुः ) જેનામાં પાલકે [ પાલન કરનારાએ ] ( विचक्रमे ) જાતજાતનાં પરાક્રમ બતાવ્યાં છે, ( इन्द्रः ) શત્રુ વિનાશક ( शचीपतिः ) શક્તિપતિ, કર્મકુશળ, જ્ઞાનવાન પુરૂષે ( यां आत्मने अनमित्राम् ) જેને શત્રુરહિત કરેલ છે. ( सा नः माता भूमिः ) તે માતા સમાન અમારી માતૃભૂમિ ( पुत्राय पयः ) જેવી રીસે પુત્રને દૂધ આપે છે તેવી જ રીતે ( पुत्राय मे ) અમે સર્વ પુત્રોને ( विसृजताम् ) ખાન-પાનની વસ્તુઓ પ્રદાન કરે. ( ૧૦ )

ભાવાર્થ— જે ભૂમિ પહેલા સમુદ્રના ગર્ભમાં હતી, જેની અંદર અને બહાર પરમેશ્વર વ્યાપ્ત છે, જે આકાશમાં અધર છે અને જેની સેવા વિચારવંત લોકો વિશેષ પ્રસંગે ગુપ્ત પ્રયત્નોથી તથા કુશળતાથી કરે છે, તે અમારી માતૃભૂમિ અમારા ઉત્તમ રાષ્ટ્રમા તેજસ્વીતા, વિદ્વતા, શૌર્ય, શક્તિમત્તા ઇત્યાદિ ગુણો હંમેશા વધારનારી હોવો ( ૮ )

જેવી રીતે વરસાદનું પાણી પ્રાણીમાત્રને સમાન રીતે પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે જેનો ઉપદેશ સર્વને માટે એક સમાન હોય છે એવા પરોપકારી સન્યાસી જે ભૂમિમા રાત દિવસ ઉત્તમ આચરણ ન છોડતાં હંમેશાં એક સરખી રીતે સંચાર કરી રહેલ છે અને જે ભૂમિ અમને સર્વ પ્રકારનું અન્ન તથા જળ આપી રહી છે તે અમારી માતૃભૂમિ તેજસ્વિતાદ્વારા અમારી રક્ષા કરે. ( ૯ )

લોકોનું પોષણ કરનારા તથા શત્રુઓનો નાશ કરનારા લોકો જેને માટે હંમેશા ભલાઇના કાર્યો કરી રહ્યા છે, જેને માટે પાલન કરનારા લોકો મોટાં મોટાં પરાક્રમો કરી રહ્યા છે અને જ્ઞાની, શૂર પુરૂષ જેને પોતાનો મિત્ર સમજે છે, તે અમારી ભૂમિ જેવી રીતે માતા પોતાના બાળકોને દૂધ પીવડાવે છે તે જ પ્રમાણે અમને સંપૂર્ણ ઉપયોગની વસ્તુઓ આપે ( ૧૦ )

गिरयस्ते पर्वता हिमवन्तोऽरण्यं ते पृथिवि स्योनमस्तु ।
बभ्रुं कृष्णां रोहिणीं विश्वरूपां ध्रुवां भूमिं पृथिवीमिन्द्रगुप्ताम् ।
अजीतोऽहतो अक्षतोऽध्यष्ठां पृथिवीमहम् ॥ ११ ॥
यत्ते मध्यं पृथिवि यच्च नभ्यं यास्त ऊर्जस्तन्वः संबभूवुः ।
तासु नो धेह्यभि नः पवस्व माता भूमिः पुत्रो अहं पृथिव्याः ॥
पर्जन्यः पिता स उ नः पिपर्तु ॥ १२ ॥
यस्यां वेदिं परिगृह्णन्ति भूम्यां यस्यां यज्ञं तन्वते विश्वकर्माणः ।
यस्यां मीयन्ते स्वरवः पृथिव्यामूर्ध्वाः शुक्रा आहुत्याः पुरस्तात् ।
सा नो भूमिर्वर्धयद्वर्धमाना ॥ १३ ॥

---

અર્થ— હે ( पृथिवि ते गिरयः हिमवन्तः पर्वता· अरण्यं च ते ) માતૃભૂમિ! પહાડો, બરફથી ઢંકાએલા પર્વતો અને વન તને ( स्योनम् ) સુખ આપનારાં થાઓ. ( अस्तु ) તે પર્વતોમાં શત્રુઓ ન રહે, તે શત્રુરહિત હો, તેટલા માટે તું ( बभ्रुम् ) સર્વેનું ભરણ પોષણ કરનારી છો, ( कृष्णाम् ) કૃષિકર્મ માટે ઉપયુકત છો, ( रोहिणीम् ) વૃક્ષાદિકોને ઉપજાવનારી છો, ( विश्वरूपाम् ) સર્વ પ્રકારનું રૂપ ધારણ કરનારી, ( ध्रुवाम् ) સ્થિર, ( पृथिवीं ) ઘણી વિસ્તૃત લાંબી પહોળી, ( इन्द्र–गुप्ताम् ) વીરોથી રક્ષાએલી ( भूमिम् ) માતૃભૂમિ ( अजितः ) જેને શત્રુઓએ જીતી નથી, ( अहत ) યુદ્ધ વગેરેમાં જેને હાનિ પહોંચી નથી, ( अक्षतः ) જેના અંગ પર કોઇ પણ ઠેકાણે ઘાવ થયો નથી ( अहं अध्यष्ठाम् ) એવો બનીને હુ તેનો અધિષ્ઠાતા અથવા સ્વામી બનીશ. (૧૧)

હે ( पृथिवी यत् ते मध्यम् ) ભૂમિ! જે તાર મધ્યમા છે, ( यत् च नभ्यम् ) જે નાભિસ્થાન છે, ( ते याः ऊर्जः ) જે તારાથી બળયુકત અથવા અન્ન આદિથી પોષાએલ ( तन्वः ) શરીરધારી અર્થાત્ ( मनुष्य संबभूवुः ) મનુષ્યોએ એક બીજા સાથે સંગઠન કર્યું એટલે કે એકત્રિત થયા છે ( तासु ) તેમના સમાજમા ( नः ) અમને ( अभिधेहि ) ( સ્થાપિત કર ) અને આ પ્રમાણે ( नः पवस्व ) અમારી રક્ષા કર, ( भूमिः ) હે ભૂમિ! તું અમારી ( माता ) માતા છો ( अहम् ) અમે તે ( पृथिव्या पुत्रः ) પૃથ્વીના પુત્ર છીએ. [ નરક યા દુઃખથી જે ત્રાણ એટલે કે રક્ષણ કરે તે પુત્ર ભૂમિ અમે તારા દુઃખો દૂર કરીશું માટે તારા પુત્રો છીએ. ] ( पर्जन्यः ) પાણીની વૃષ્ટિ કરનારા મેઘ અમારા પિતા અર્થાત્ શસ્ય ( અનાજ ) સંપત્તિથી પાલન કરનારા છે ( स उ नः ) તે અમારૂં નિશ્ચયપૂર્વક ( पिपर्तु ) પાલન કરે (૧૨)

---

ભાવાર્થ—હે માતૃભૂમિ ! તારા પર જે પહાડ અને હિમાચ્છાદિત પર્વતો છે તથા જે નાના મોટા જ ગલો છે તેમાં તારા શત્રુઓનો કદી પણ વાસ થાય નહિ શત્રુઓ રહિત બનીને, હમેશા સર્વનુ પોષણ કરનારા ઉપજાઉ ઉત્તમ વૃક્ષાદિથી યુક્ત, સ્થિર અને વીરોથી રક્ષાએલી હો, એવી સર્વ ગુણસપન્ન તુ! તારા પર શત્રુઓથી અપરાજીત તેમજ મૃત અથવા ઘાયલ ન થએલા એવા અમે આનદથી રહીએ અને મહાન પદવીને પ્રાપ્ત કરીએ, રાષ્ટ્રને અમારા અધિકારમા રાખીએ (૧૧)

હે માતૃભૂમિ ! તારામા તેમજ તારી ઉપર જે જે પદાર્થો છે તે સર્વનુ તેમજ તારૂં શત્રુઓથી રક્ષણ કરવા માટે જે વિદ્વાનો, બળવાન અને ધનવાન એકત્રિત થએલા છે અને પ્રયત્ન કરે છે, તેમના સઘમા અમને સ્થાન આપ અને અમારી રક્ષા કર, કારણ કે તુ અમારી માતા છે અને અમે તારા પુત્ર તને દુખથી મુકત કરનારા છીએ આ પર્જન્ય ( વરસાદ ) થી ધાન્યો વગેરે ઉત્પન્ન થાય છે તેથી તે અમારો પિતા છે, પાલક છે એટલે કે તે નિયમિત સમયે વરસાદ મોકલતો રહે અને અમારી રક્ષા કરે (૧૨)

यो नो॒ द्वेष॑त्पृथिवि॒ यः पृ॑त॒न्याद्यो॒ऽभि॒दासा॒न्मन॑सा॒ यो व॒धेन॑ ।
तं नो॑ भूमे रन्धय पूर्वकृत्वरि ॥ १४ ॥
त्वज्जा॒तास्त्वयि॑ चरन्ति॒ मर्त्या॒स्त्वं बि॑भर्षि॒ द्विप॑द॒स्त्वं चतु॑ष्पदः ।
तवे॒मे पृ॑थिवि॒ पञ्च॑ मान॒वा येभ्यो॒ ज्योति॑र॒मृतं॒ मर्त्ये॑भ्य
उ॒द्यन्त्सूर्यो॑ र॒श्मिभि॑रात॒नोति॑ ॥ १५ ॥

---

અર્થ— ( यस्याम् भूम्याम् वेदिं परिगृह्णन्ति ) જે ભૂમિમાં સર્વ બાજુથી વેદીનો સ્વીકાર કરાય છે. ( यस्यां विश्वकर्माणः ) જેમા ઉન્નતિનાં સાધન બનાવનારા બધા લોકો ( यज्ञं तन्वते ) પરોપકારનું યજ્ઞ કાર્ય એવું કરે છે કે જેમાં ભલા માણસોનો સત્કાર થાય અથવા એવા લોકોનો સત્સંગ થાઓ ( यस्यां च पृथिव्यां पुरस्तात् ) જે પૃથ્વીમાં પહેલાં ( ऊर्ध्वाः ) ઉન્નતિ કરનારા, ( शुक्राः ) વીર્યયુકત ( आहुत्याः ) આહુતિઓની સાથે ( स्वरवः ) યજ્ઞીય કૂંડો હોય છે, જ્યાં સારા સારા ઉપદેશો ( मीयन्ते ) કહેવામાં આવે છે ( सा नो भूमिः वर्धमाना ) તે પૃથ્વીની અમારા લોકોથી વૃદ્ધિ થએલી હો, અમારા લોકોની ( वर्धयतु ) ઉન્નતિ કરે. ( ૧૩ ).

હે ( पृथिवि यः नः द्वेषत्, માતૃભૂમિ ! જે અમારો દ્વેષ કરે છે, ( यः पृतन्यात् ) જે પોતાના સૈન્ય વડે અમને પરાજીત કરવા ઇચ્છે છે, ( यः मनसा ) જે મનમાં અમારૂં અનિષ્ટ ચાહે છે, ( अभिदासात् ) જે અમને દાસ અથવા ગુલામ બનાવવા ઇચ્છે છે, ( वधेन ) જે અમારો વધ કરીને અમને કષ્ટ આપવા ચાહે છે, ( पूर्वकृत्वरि ) એવા શત્રુઓનો પ્રથમથી જ નાશ કરનારી એ માતૃભૂમિ ! ( तं रन्धय ) તેમનો નાશ કર. ( ૧૪ )

હે ( पृथिवि ( અમારી માતૃભૂમિ ! જે ( मर्त्याः ) માણસો ( त्वज्जाताः ) તારાથી જ ઉત્પન્ન થયાં છે, ( त्वयि चरन्ति ) તારા પર જ જે હરેફરે છે, જે ( द्विपदः ) બે પગવાળા એટલે મનુષ્યોનું ( चतुष्पदः ) ચાર પગાઓનું ( त्वं बिभर्षि ) તુ ધારણ તથા પોષણ કરે છે ( येभ्यः मर्तेभ्यः ) તેમજ જે મનુષ્યો માટે ( अमृतम् ) જીવનના હેતુ ભૂત ( ज्योतिः ) તેજનો ( उद्यन् सूर्यः रश्मिभिः ) ઉગેલા સૂર્યનાં કિરણોથી ( आतनोति ) વિસ્તાર કરે છે, ( इमे ) તે અમે લોકો ( पंच मानवाः ) પાચ પ્રકારના મનુષ્યો ( तव ) તમારી સેવા કરવાની ઇચ્છા કરે છે. ( ૧૫ )

---

ભાવાર્થ— જે ભૂમિના લોકો યજ્ઞની વેદી પાસે જઇને હવન કરવાને માટે તત્પર હોય છે, જે ભૂમિમાં લોકો હમેશા પરોપકાર અને ઉન્નતિના કામો કરતા રહે છે તથા જેમા વિશેષ કરીને ઉન્નતિકારક તથા બળોત્પાદક યજ્ઞ કરવામાં આવે છે અને એવા જ પ્રકારના ઉપદેશાત્મક તથા ઉત્સાહવર્ધક ભાષણો સદૈવ કરવામા આવે છે, અમારાથી ઉન્નત થનારી તે અમારી માતૃભૂમિ અમારે માટે સર્વ પ્રકારે ઉન્નતિનુ કારણ બનો ( ૧૩ )

હે અમારી માતૃભૂમિ ! જેઓ શબ્દોદ્વારા અમારો દ્વેષ કરે છે, અમારા જે શત્રુઓ પોતાના સૈન્ય સાથે અમારા પર ચઢાઇ કરી અમને જીતવા ઈચ્છે છે, જેઓ અમારો નાશ કરવા માટે ટાપીને બેઠા છે, જેઓ અમને પરતંત્ર અને ગુલામ બનાવવા ઇચ્છે છે, જેઓ માનસિક રીતે અમારૂ અનિષ્ટ વિચારે છે, તે અમારા સર્વ શત્રુઓનો પૂર્ણરૂપથી સત્યાનાશ કર. ( ૧૪ )

હે અમારી માતૃભૂમિ ! અમે જે તારાથી ઉત્પન્ન થએલા છીએ, તેમજ તારા જ આધારથી અમારા સર્વ વ્યવહારો ચલાવીએ છીએ, સર્વ પશુઓ, પક્ષીઓ, મનુષ્યો અને બીજા સર્વ પ્રાણીમાત્રનું તુ આધાર આપીને પાલન પોષણ કરે છે, અમારા જીવન માટે આ દીપ્તિમાન સૂર્ય પોતાના અમૃતમય કિરણો ચારે બાજુ ફેલાવે છે, તે અમો પાંચ પ્રકારના મનુષ્યો વિદ્વાન, શૂરવીર, વેપારી, કારીગર અને સેવાવૃત્તિવાળા તારી સેવા કરવાની ઇચ્છા કરીએ છીએ ( ૧૫ )

ता नः प्रजाः सं दुह्रतां समग्रा वाचो मधु पृथिवि धेहि मह्यम् ॥ १६ ॥
विश्वस्वं मातरमोषधीनां ध्रुवां भूमिं पृथिवीं धर्मणा धृताम् ।
शिवां स्योनामनु चरेम विश्वहा ॥ १७ ॥
महत्सधस्थं महती बभूविथ महान्वेग एजथुर्वेपथुष्टे ।
महांस्त्वेन्द्रो रक्षत्यप्रमादम् ।
सा नो भूमे प्र रोचय हिरण्यस्येव संदृशि मा नो द्विक्षत कश्चन ॥ १८ ॥
अग्निर्भूम्यामोषधीष्वग्निमापो बिभ्रत्यग्निरश्मसु ।
अग्निरन्तः पुरुषेषु गोष्वश्वेष्वग्नयः ॥ १९ ॥

---

અર્થ—હે ( नः पृथिवि ताः ) અમારી માતૃભૂમિ ! અમે સર્વ લોક તારી ( प्रजाः ) પ્રજા ( समग्राः ) બધા જ ( वाचः ) વાણી ( मधु ) મધુર પ્રેમપૂર્ણ ( संदुहताम् ) એકત્ર બનીને બોલીએ, ( मह्यम् ) અમને પણ મધુર વચન બોલવાની શકિત આપ ( ૧૬ ).

( विश्वस्वम् ) સર્વ ( ओषधीनाम ) વનસ્પતિ, વૃક્ષ, લતા ઈત્યાદિની ( मातरं ध्रुवां पृथिवीम् ) આ માતા વિસ્તીર્ણ ઘણી જ લાંબી પહોળી, સ્થિર પૃથ્વી ( धर्मणा ) સત્યજ્ઞાન, શૂરવીરપણું ઇત્યાદિ ધર્મથી ( धृताम् ) પાળિત, પોષિત ( शिवाम् ) કલ્યાણમયી ( स्योनाम् ) સુખને આપનારી ( भूमिम् ) માતૃભૂમિની ( विश्वहा ) હંમેશાં ( अनु चरेम ) અમે બધા સેવા કરીએ. ( ૧૭ )

હે માતૃભૂમિ ! તું અમારા સર્વનું ( महत् सधस्थम् ) સાથે મળીને રહેવાનું સ્થાન છે. આ પ્રમાણે તું ( महती बभूविथ ) મહાન થતી રહી છે. ( ते ) તારૂં ( एजथुः वेपथुः ) હલન ચલન ( महान् ) મહાન ( वेगः ) વેગ અથવા ગતિ હોય છે. આવા પ્રકારની તું ( त्वाम् ) તારૂં ( महान् इन्द्रः ) શત્રુનો નાશ કરનારા મહાજ્ઞાની, બળ, ઉત્સાહ, ઐશ્વર્ય, સંપત્તિયુકત શૂરવીર ( अप्रमादम् ) આળસ કર્યા વગર ( रक्षति ) રક્ષણ કરે છે. ( भूमे! ) હે માતૃભૂમિ ! ( सा ) તે તું ( हिरणस्य इव ) સુવર્ણની જેમ ( संदृशि ) ચમકનારી ( नः ) અમને ( कश्चन ) કોઇપણ અંદર અંદર ( मा द्विक्षत ) વૈરભાવ ન રાખે. ( ૧૮ )

( भूम्याम् ) પૃથ્વીના મધ્યભાગમાં ( अग्निः ) અગ્નિ છે. ( ओषधीषु ) ઔષધિયોમાં ( अग्निः ) અગ્નિ છે, જે ઔષધિયોના સેવનથી અન્ન પચે છે, દીપન અર્થાત્ ભૂખ લાગે છે, ( आपः ) જળ ( अपि ) જ્યારે મેઘરૂપે હોય છે ત્યારે તે ( बिभ्रति ) વિદ્યુતના રૂપમાં અગ્નિને ધારણ કરે છે, ( अश्मसु ) પત્થરોમાં ચકમક વગેરેમાં ( अग्निः ) અગ્નિ છે, ( पुरुषेषु ) મનુષ્યોમાં ( अन्तः ) જઠરાગ્નિના રૂપમાં ( अग्निः ) અગ્નિ છે, ( गोषु, अश्वेषु अपि ) ગાય, ઘોડા ઇત્યાદિ પશુઓમાં ( अग्निः ) અગ્નિ છે જેનાથી તેમનું ખાધેલું ભોજન પચી જાય છે. ( ૧૯ )

---

ભાવાર્થ—હે અમારી માતૃભૂમિ ! અમે સર્વ લોકો અરસ-પરસ જે વાતચીત કરીએ તે સત્ય, હિતકારી, મધુર અને એકબીજા સાથે પ્રેમયુક્ત હો, તે જૂઠી, અહિતકારી અને કટુ ન હો અમો સર્વ લોકોને એકત્ર બની અંદર અંદર પ્રેમમય અને મધુર વાણી બોલવાની શક્તિ આપ ( ૧૬ )

જેનામાં સર્વ પ્રકારની ઉત્તમ ઔષધિઓ અને વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે, જે ઘણી જ લાંબી, પહોળી અને સ્થિર છે, વિદ્યા શૌર્ય, સત્ય, સ્નેહ ઈત્યાદિ સદાચાર અને સદ્‌ગુણયુક્ત પુરૂષો જેનું રક્ષણ કરે છે, જે કલ્યાણકારી છે અને સર્વ પ્રકારનાં સુખ-સાધન અમને અર્પણ કરે છે, તે માતૃભૂમિની અમે સદા સેવા કરીએ. ( ૧૭ )

अग्निर्दिव आ तपत्यग्नेर्देवस्योर्वन्तरिक्षम् ।
अग्निं मर्तास इन्धते हव्यवाहं घृतप्रियम् ॥ २० ॥
अग्निवासाः पृथिव्यसितज्ञूस्त्विषीमन्तं संशितं मा कृणोतु ॥ २१ ॥
भूम्यां देवेभ्यो ददति यज्ञं हव्यमरंकृतम् ।
भूम्यां मनुष्या जीवन्ति स्वधयान्नेन मर्त्याः ॥
सा नो भूमिः प्राणमायुर्दधातु जरदष्टिं मा पृथिवी कृणोतु ॥ २२ ॥

---

**અર્થ**— ( **दिवः** ) આકાશમાં ( **अग्निः** ) સૂર્યના રૂપમાં અગ્નિ છે, ( **आतपति** ) જે સર્વ બાજુ પ્રકાશ આપતો તપી રહ્યો છે, ( **देवस्य अग्नेः** ) પ્રકાશમય અગ્નિના પ્રકાશથી ( **उरु** ) મહાન ( **अन्तरिक्षं** ) પ્રકાશમાં પ્રકાશિત બને છે, આ પ્રમાણે અનેક રૂપમાં અગ્નિ વિદ્યમાન છે. ( **हव्यवाहम्** ) હવનમાં આપેલી આહુતિને લઈ જનારા ( **घृतप्रियं** ) ઘીને વહાલું ગણનારા ( **अग्निं** ) ભૌતિક અગ્નિ ઋતુઓના બદલાની સાથે થતા રોગોનો નાશ કરનાર ( **मर्तासः** ) મનુષ્ય લોકો ( **इन्धते** ) પ્રગટાવે છે. ( ૨૦ )

( **अग्निवासाः** ) અગ્નિથી વ્યાપ્ત ( **असितज्ञूः** ) કાળી મેશથી જે પરખાઈ આવે છે, તે અગ્નિ ( **पृथिवी असि** ) પૃથ્વીના રૂપમાં હો ( **मां** ) મને ( **त्विषीमन्तं** ) પ્રકાશયુક્ત ( **कृणोतु** ) બનાવે. ( ૨૧ )

મનુષ્ય જે ભૂમિમા ( **भूम्यां अरंकृतं** ) અલંકૃત, સુસંસ્કૃત, ( **हव्यम्** ) આહુતિયુક્ત ( **यज्ञं** ) યજ્ઞ ( **देवेभ्यः** ) દેવતાઓને ( **ददति** ) આપે છે. આથી જે ભૂમિમાં ( **स्वधया अन्नेन** ) ઉત્તમ અન્ન, ખાનપાનની વસ્તુઓથી ( **मर्त्याः** ) મરણ પ્રાપ્ત કરનારા માનવીઓ ( **मनुष्याः जीवन्ति** ) જીવે છે. ( **सा नो भूमिः प्राणं आयुः** ) તે ભૂમિ અમને બળ, આયુષ્ય ( **दधातु** ) આપે અને તે જ ભૂમિ ( **मां** ) મને ( **जरदष्टिं** ) સારા આયુષ્યની વૃદ્ધિ અથવા ઉન્નતિ ( **कृणोतु** ) કરનારી હો. ( ૨૨ )

---

**ભાવાર્થ**— હે અમારી માતૃભૂમિ ! તુ અમને સર્વને એકત્ર ( સાથે ) રહેવા માટે સ્થાન આપે છે, તારો વિસ્તાર એટલો મહાન છે કે અમે સર્વ તેમાં સમાઈ શકીએ છીએ આકાશમા જે વેગથી તારું હલન ચલન થાય છે તે ઘણો જ તીવ્ર છે, જ્ઞાની, શૂરવીર, ઉત્સાહી અને ઐશ્વર્યશાળી, શત્રુઓનો નાશ કરનારા વીર પુરૂષો ઘણી જ ચોકસાઈથી તારૂ રક્ષણ કરી શકે છે. અનાડી, બીકણ અને ધૈર્યવિહીન તારું રક્ષણ કરી શકતા નથી, તુ પોતે જ સુવર્ણની જેમ પ્રકાશમાન છે, તેજસ્વી છે અમને પણ તેજસ્વી બનાવ અને અમને એવા બનાવ કે અમે પરસ્પરનો દ્વેષ ન કરીએ, સર્વ એકમત બનીને અમારો વ્યવહાર ચલાવીએ (૧૮)

સર્વ પદાર્થો અગ્નિમય છે, તે અગ્નિદ્વારા ભૂમિ, ઔષધિ, વનસ્પતિ, જળ ( મેઘાદિ ) પત્થર, મનુષ્ય, ગાય, ઘોડા ઈત્યાદિ પ્રાણીઓનાં શરીર જેવાં તેજસ્વી દેખાય છે, તેજ પ્રકારે અમો માનવી જે સર્વ પદાર્થોના ભોક્તા છીએ તે અમે અમારા બ્રહ્મચર્યની રક્ષા કરીએ અને વીર્યરૂપી અગ્નિને શરીરમા સાચવી રાખી વધારે તેજસ્વી બનીએ. (૧૯)

આકાશમાં ચારે તરફ પોતાનો પ્રકાશ ફેલાવનાર સૂર્ય નામનો એક મહા ભારે અગ્નિ છે તેથી ઉત્પન્ન થએલા દ્રવ્યોને હવનદ્વારા ચારે બાજુ પ્રસરાવવા માટે તથા સુખની પ્રાપ્તિ અને દુઃખના પરિહાર માટે મનુષ્યો ઘી વગેરેથી હોમ કરે છે તે અગ્નિમાં અમે પણ દિવસ રાત હવન કરીએ છીએ (૨૦)

જે અમારી માતૃભૂમિમા ચારે બાજુ અગ્નિ વ્યાપ્ત થએલ છે અને ભૂમિનો રંગ કાળો છે તે ભૂમિ અમારાં જ્ઞાન, કીર્તિ અને યશને વધારનાર હોવો (૨૧)

જે અમારી ભૂમિમાં મનુષ્યો યજ્ઞ કરે છે અને તેમાં ઉત્તમોત્તમ પદાર્થોનો હવન કરીને વાયુ, જળ વગેરેને શુદ્ધ, પવિત્ર બનાવે છે તે માતૃભૂમિ અમને ઉત્તમ પ્રાણ અને પુર્ણ આયુષ્ય અર્પણ કરનારી હો (૨૨)

यस्ते॒ गन्धः॑ पृथिवि संब॒भूव॒ यं बिभ्र॒त्योष॑धयो॒ यमापः॑ ।
यं ग॑न्ध॒र्वा अ॑प्स॒रस॑श्च भेजि॒रे तेन॑ मा सुर॒भिं कृ॑णु॒ मा नो॑ द्विक्षत॒ कश्च॒न ॥ २३ ॥

यस्ते॒ गन्धः॒ पुष्क॑रमावि॒वेश॒ यं सं॑ज॒भ्रुः सू॒र्याया॑ विवा॒हे ।
अम॑र्त्याः पृथिवि ग॒न्धमग्रे॒ तेन॑ मा सु॒रभिं॑ कृणु॒ मा नो॑ द्विक्षत॒ कश्च॒न ॥ २४ ॥

यस्ते॒ ग॒न्धः पुरु॑षेषु स्त्री॒षु पुंसु भगो॒ रुचिः॑ ।
यो अश्वे॑षु वी॒रेषु॒ यो मृ॒गेषू॒त ह॒स्तिषु॑ ॥
क॒न्या॒यां॒ वर्चो॒ यद्भू॑मे॒ तेना॒स्माँ अपि॒ सं सृ॑ज॒ मा नो॑ द्विक्षत॒ कश्च॒न ॥ २५ ॥

शि॒ला भूमि॒रश्मा॑ पां॒सुः सा भूमिः॒ संधृ॑ता धृ॒ता ।
तस्यै॑ हिर॑ण्यवक्षसे पृथि॒व्या अ॑क॒रं नमः॑ ॥ २६ ॥

---

અર્થ—હે ( पृथिवि ! यस्ते गन्धः संबभूव ) પૃથ્વી ! તારામાંથી જે સુવાસ ઉત્પન્ન થાય છે, ( यं ) જે સુવાસને ( ओषधयः बिभ्रति ) ઔષધિઓ ધારણ કરે છે, ( यः ) જેથી ( आपः बिभ्रति ) જળ ધારણ કરે છે, જે ( गन्धर्वा ) સૂર્ય ધારણ કરે છે, ( अप्सरसः च ) કિરણો ધારણ કરે છે, ( यं गन्धं, જે સુવાસનું ( भेजिरे ) સુખ ભોગવ્યું ( तेन ) તે સુગન્ધથી ( मा ) મને ( सुरभिं ) સુગંધિયુકત ( कृणु ) બનાવો, ( नः ) અમારા લોકોમાં ( कश्चन ) કોઇપણ ( मा द्विक्षत ) કોઇનો દ્વેષ ન કરે, સર્વ લોકો અંદર અંદર મિત્રતાથી રહો. ( ૨૩ )

હે ( पृथिवि यः ते गन्धं पुष्करं ) જે તમારા ગન્ધ કમળમા ( आविवेश ) પ્રવિષ્ટ થએલ છે. ( अग्रे ) પ્રથમ ( यं गन्धं अमर्त्याः ) જે ગન્ધને વાયુ દેવતા ( सूर्यायाः ) ઉષાના ( विवाहे ) વિવાહ સમયે ( संजभ्रुः ) ધારણ કરે છે, ( तेन मां सुरभिं कृणु ) તે સુગન્ધથી અમને તે સુગન્ધિત બનાવે, ( कश्चन ) કોઈપણ ( नः ) અમારા લોકોનો ( मा द्विक्षत ) દ્વેષ ન કરે. ( ૨૪ )

હે ( भूमे ) ભૂમિ! ( यः ते गन्धः वीरेषु पुरुषेषु स्त्रीषु पुंसु भगः ) વીર પુરૂષોમા, સ્ત્રીઓમાં, સાધારણ પુરૂષોમાં તેજોમય પ્રભા યુકત છે. ( य. अश्वेषु उत मृगेषु हस्तिषु ) જે ઘોડાઓમાં, ચાર પગા જાનવરોમાં, હાથિઓમાં ( यत् वर्चः ) જે તેજરૂપ છે ( कन्यायां ) વિવાહ વગરની કુમારી કન્યાઓમા જે તેજ છે ( तेन ) તે દિવ્ય તેજથી ( अस्मान् अपि ) અમારામાં પણ તે તેજ ( संसृज ) ઉત્પન્ન કરે. ( कश्चन मा द्विक्षत ) અમારામાં કોઇ કોઇનો દ્રોહ ન કરે. ( ૨૫ )

---

ભાવાર્થ—હે માતૃભૂમિ ! જે તમારામા ઉત્તમ સુગધ છે તે ઔષધિ અને વનસ્પતિઓમા પ્રગટ થાય છે, તે સુગધને સૂર્ય પોતાના કિરણોથી ઉદ્દીપન કરે છે, અમને તે ઉત્તમ સુગધથી ભૂષિત કરો અને અમારામાં કોઇ અદર અંદર કોઇનાથી પણ વેરભાવ ન રાખે, સર્વ લોકો પરસ્પર મૈત્રીભાવથી વર્તે ( ૨૩ )

હે માતૃભૂમિ ! જે સૌરભ તમારા કમળોમા છે, સૂર્યોદય સમયે જેને વાયુ પ્રસરાવી લઇ જાય છે, તે સૌરભથી અમોને સુગંધિત બનાવો, અમારામા કોઇ પણ એકબીજાનો દ્વેષ ન કરે, અમારો સ્નેહ એકબીજામા ખૂબ જ વૃદ્ધિ પામે અને સર્વ સમાજને માટે તે હિતકારી બને. ( ૨૪ )

હે માતૃભૂમિ ! વીર પુરૂષો તથા સાધારણ સ્ત્રી પુરૂષોમા, હાથી, ઘોડા ઇત્યાદિ ચોપગા પ્રાણીઓમાં, બ્રહ્મચારીઓ તેમજ બ્રહ્મચારીણી કન્યાઓમાં જે તેજ છે, તે અમારામા નાનપણથીજ હોજો, અમારામા એક બીજાનો કોઇ દ્રોહ ન કરે ( ૨૫ )

अग्निर्दिव आ तपत्यग्नेर्देवस्योर्व1न्तरिक्षम् ।
अग्निं मर्तास इन्धते हव्यवाहं घृतप्रियम् ॥ २० ॥
अग्निवासाः पृथिव्यसितज्ञूस्त्विषीमन्तं संशितं मा कृणोतु ॥ २१ ॥
भूम्यां देवेभ्यो ददति यज्ञं हव्यमरंकृतम् ।
भूम्यां मनुष्या जीवन्ति स्वधयान्नेन मर्त्याः ॥
सा नो भूमिः प्राणमायुर्दधातु जरदष्टिं मा पृथिवी कृणोतु ॥ २२ ॥

---

અર્થ— ( दिवः ) આકાશમાં ( अग्निः ) સૂર્યના રૂપમાં અગ્નિ છે, ( आतपति ) જે સર્વ બાજુ પ્રકાશ આપતો તપી રહ્યો છે, ( देवस्य अग्नेः ) પ્રકાશમય અગ્નિના પ્રકાશથી ( उरु ) મહાન ( अन्तरिक्षं ) પ્રકાશમાં પ્રકાશિત બને છે, આ પ્રમાણે અનેક રૂપમાં અગ્નિ વિદ્યમાન છે ( हव्यवाहम् ) હવનમાં આપેલી આહુતિને લઈ જનારા ( घृतप्रियं ) ઘીને વહાલું ગણનારા ( अग्निं ) ભૌતિક અગ્નિ ઋતુઓના બદલાની સાથે થતા રોગોનો નાશ કરનાર ( मर्तासः ) મનુષ્ય લોકો ( इन्धते ) પ્રગટાવે છે ( ૨૦ )

( अग्निवासाः ) અગ્નિથી વ્યાપ્ત ( असितज्ञू: ) કાળી મેશથી જે પરખાઈ આવે છે, તે અગ્નિ ( पृथिवी असि ) પૃથ્વીના રૂપમાં હો ( मां ) મને ( त्विषीमन्तं ) પ્રકાશયુક્ત ( कृणोतु ) બનાવે. ( ૨૧ )

મનુષ્ય જે ભૂમિમા ( भूम्यां अरंकृतं ) અલંકૃત, સુસંસ્કૃત, ( हव्यम् ) આહુતિયુક્ત ( यज्ञं ) યજ્ઞ ( देवेभ्यः ) દેવતાઓને ( ददाति ) આપે છે. આથી જે ભૂમિમાં ( स्वधया अन्नेन ) ઉત્તમ અન્ન, ખાનપાનની વસ્તુઓથી ( मर्त्याः ) મરણ પ્રાપ્ત કરનારા માનવીઓ ( मनुष्याः जीवन्ति ) જીવે છે. ( सा नो भूमिः प्राणं आयुः ) તે ભૂમિ અમને બળ, આયુષ્ય ( दधातु ) આપે અને તે જ ભૂમિ ( मां ) મને ( जरदष्टिं ) સારા આયુષ્યની વૃદ્ધિ અથવા ઉન્નતિ ( कृणोतु ) કરનારી હો ( ૨૨ )

---

ભાવાર્થ— હે અમારી માતૃભૂમિ! તુ અમને સર્વને એકત્ર ( સાથે ) રહેવા માટે સ્થાન આપે છે, તારો વિસ્તાર એટલો મહાન છે કે અમે સર્વ તેમા સમાઈ શકીએ છીએ આકાશમા જે વેગથી તારૂ હલન ચલન થાય છે તે ઘણો જ તીવ્ર છે, જ્ઞાની શૂરવીર, ઉત્સાહી અને ઐશ્વર્યશાળી, શત્રુઓનો નાશ કરનારા વીર પુરૂષો ઘણી જ ચોકસાઈથી તારૂ રક્ષણ કરી શકે છે, અનાડી, બીકણ અને ધૈર્યવિહીન તારૂં રક્ષણ કરી શકતા નથી તુ પોતે જ સુવર્ણની જેમ પ્રકાશમાન છે, તેજસ્વી છે અમને પણ તેજસ્વી બનાવ અને અમને એવા બનાવ કે અમે પરસ્પરનો દ્વેષ ન કરીએ,સર્વ એકમત બનીને અમારો વ્યવહાર ચલાવીએ (૧૮)

સર્વ પદાર્થો અગ્નિમય છે તે અગ્નિદ્વારા ભૂમિ, ઔષધિ, વનસ્પતિ, જળ ( મેઘાદિ ) પત્થર, મનુષ્ય, ગાય, ઘોડા ઈત્યાદિ પ્રાણીઓના શરીર જેવા તેજસ્વી દેખાય છે, તેજ પ્રકારે અમો માનવી જે સર્વ પદાર્થોનો ભોકતા છીએ તે અમે અમારા બ્રહ્મચર્યની રક્ષા કરીએ અને વીર્યરૂપી અગ્નિને શરીરમા સાચવી રાખી વધારે તેજસ્વી બનીએ. (૧૯)

આકાશમા ચારે તરફ પોતાનો પ્રકાશ ફેલાવનાર સૂર્ય નામનો એક મહા ભારે અગ્નિ છે તેથી ઉત્પન્ન થએલા દ્રવ્યોને હવનદ્વારા ચારે બાજુ પ્રસરાવવા માટે તથા સુખની પ્રાપ્તિ અને દુઃખના પરિહાર માટે મનુષ્યો ઘી વગેરેથી હોમ કરે છે તે અગ્નિમા અમે પણ દિવસ રાત હવન કરીએ છીએ ( ૨૦ )

જે અમારી માતૃભૂમિમા ચારે બાજુ અગ્નિ વ્યાપ્ત થએલ છે અને ભૂમિનો રંગ કાળો છે તે ભૂમિ અમારા જ્ઞાન, કીર્તિ અને યશને વધારનાર હોવો ( ૨૧ )

જે અમારી ભૂમિમા મનુષ્યો યજ્ઞ કરે છે અને તેમા ઉત્તમોત્તમ પદાર્થોનો હવન કરીને વાયુ, જળ વગેરેને શુદ્ધ પવિત્ર બનાવે છે તે માતૃભૂમિ અમને ઉત્તમ પ્રાણ અને પુર્ણ આયુષ્ય અર્પણ કરનારી હો ( ૨૨ )

यस्ते॒ गन्धः॑ पृथिवि संब॒भूव॒ यं बिभ्र॒त्योष॑धयो॒ यमापः॑ ।
यं ग॑न्ध॒र्वा अ॑प्स॒रस॑श्च भेजि॒रे तेन॑ मा सुर॒भिं कृ॑णु॒ मा नो॑ द्विक्षत॒ कश्च॒न ॥ २३ ॥

यस्ते॒ गन्धः॒ पुष्क॑रमावि॒वेश॒ यं सं॑ज॒भ्रुः सू॒र्याया॑ वि॒वाहे॑ ।
अम॑र्त्याः पृथिवि ग॒न्धम॑ग्रे॒ तेन॑ मा सुर॒भिं कृ॑णु॒ मा नो॑ द्विक्षत॒ कश्च॒न ॥ २४ ॥

यस्ते॒ ग॒न्धः पुरु॑षेषु स्त्री॒षु पुं॒सु भगो॒ रुचिः॑ ।
यो अश्वे॑षु वी॒रेषु॒ यो मृ॒गेषू॒त ह॒स्तिषु॑ ॥
क॒न्या॒यां॒ वर्चो॒ यद्भू॑मे॒ तेना॒स्माँ अपि॒ सं सृ॑ज॒ मा नो॑ द्विक्षत॒ कश्च॒न ॥ २५ ॥

शि॒ला भूमि॒रश्मा॑ पां॒सुः सा भूमिः॒ संधृ॑ता धृ॒ता ।
तस्यै॒ हिर॑ण्यवक्षसे पृथि॒व्या अ॑क॒रं नमः॑ ॥ २६ ॥

---

અર્થ—હે ( पृथिवि ! यस्ते गन्धः संबभूव ) પૃથ્વી ! તારામાંથી જે સુવાસ ઉત્પન્ન થાય છે, ( यं ) જે સુવાસને ( ओषधयः बिभ्रति ) ઔષધિઓ ધારણ કરે છે, ( यः ) જેથી ( आपः बिभ्रति ) જળ ધારણ કરે છે, જે ( गन्धर्वा ) સૂર્ય ધારણ કરે છે, ( अप्सरसः च ) કિરણો ધારણ કરે છે, ( यं गन्धं જે સુવાસનું ( भेजिरे ) સુખ ભોગવ્યું ( तेन ) તે સુગન્ધથી ( मा ) મને ( सुरभिं ) સુગંધિયુક્ત ( कृणु ) બનાવો, ( नः ) અમારા લોકોમાં ( कश्चन ) કોઈપણ ( मा द्विक्षत ) કોઈનો દ્વેષ ન કરે, સર્વ લોકો અંદર અંદર મિત્રતાથી રહો. ( ૨૩ )

હે ( पृथिवि यः ते गन्धं पुष्करं ) જે તમારા ગન્ધ કમળમા ( आविवेश ) પ્રવિષ્ટ થએલ છે. ( अग्रे ) પ્રથમ ( यं गन्धं अमर्त्याः ) જે ગન્ધને વાયુ દેવતા ( सूर्यायाः ) ઉષાના ( विवाहे ) વિવાહ સમયે ( संजभ्रुः ) ધારણ કરે છે, ( तेन मां सुरभिं कृणु ) તે સુગન્ધથી અમને તે સુગન્ધિત બનાવે, ( कश्चन ) કોઈપણ ( नः ) અમારા લોકોનો ( मा द्विक्षत ) દ્વેષ ન કરે. ( ૨૪ )

હે ( भूमे ) ભૂમિ! ( यः ते गन्धः वीरेषु पुरुषेषु स्त्रीषु पुंसु भगः ) વીર પુરૂષોમાં, સ્ત્રીઓમાં, સાધારણ પુરૂષોમાં તેજોમય પ્રભા યુક્ત છે. ( य. अश्वेषु उत मृगेषु हस्तिषु ) જે ઘોડાઓમાં, ચાર પગા જાનવરોમાં, હાથિઓમાં ( यत् वर्चः ) જે તેજરૂપ છે ( कन्यायां ) વિવાહ વગરની કુમારી કન્યાઓમાં જે તેજ છે ( तेन ) તે દિવ્ય તેજથી ( अस्मान् अपि ) અમારામાં પણ તે તેજ ( संसृज ) ઉત્પન્ન કરે. ( कश्चन मा द्विक्षत ) અમારામાં કોઇ કોઇનો દ્રોહ ન કરે. ( ૨૫ )

---

ભાવાર્થ--હે માતૃભૂમિ ! જે તમારામાં ઉત્તમ સુગંધ છે તે ઔષધિ અને વનસ્પતિઓમાં પ્રગટ થાય છે, તે સુગંધને સૂર્ય પોતાના કિરણોથી ઉદ્દીપન કરે છે, અમને તે ઉત્તમ સુગંધથી ભૂષિત કરો અને અમારામાં કોઇ અંદર અંદર કોઇનાથી પણ વૈરભાવ ન રાખે, સર્વ લોકો પરસ્પર મૈત્રીભાવથી વર્તે ( ૨૩ )

હે માતૃભૂમિ ! જે સૌરભ તમારા કમળોમાં છે, સૂર્યોદય સમયે જેને વાયુ પ્રસરાવી લઇ જાય છે, તે સૌરભથી અમોને સુગંધિત બનાવો, અમારામાં કોઇ પણ એકબીજાનો દ્વેષ ન કરે, અમારો સ્નેહ એકબીજામાં ખૂબ જ વૃદ્ધિ પામે અને સર્વ સમાજને માટે તે હિતકારી બને. ( ૨૪ )

હે માતૃભૂમિ ! વીર પુરૂષો તથા સાધારણ સ્ત્રી પુરુષોમાં, હાથી, ઘોડા ઇત્યાદિ ચોપગા પ્રાણીઓમાં, બ્રહ્મચારીઓ તેમજ બ્રહ્મચારીણી કન્યાઓમાં જે તેજ છે, તે અમારામાં નાનપણથીજ હોજો, અમારામાં એક બીજાનો કોઇ દ્રોહ ન કરે. ( ૨૫ )

यस्या वृक्षा वानस्पत्या ध्रुवास्तिष्ठन्ति विश्वहा ।
पृथिवी विश्वधायसं धृतामच्छावदामसि ॥ २७ ॥
उदीराणा उतासीनास्तिष्ठन्तः प्रक्रामन्तः ।
पद्भ्यां दक्षिणसव्याभ्यां मा व्यथिष्महि भूम्याम् ॥ २८ ॥
विमृग्वरीं पृथिवीमा वदामि क्षमां भूमिं ब्रह्मणा वावृधानाम् ।
ऊर्जं पुष्टं बिभ्रतीमन्नभागं घृतं त्वाभि नि षीदेम भूमे ॥ २९ ॥

---

અર્થ— જે ( शिला अश्मा पांसु ) શિલા, પર્વત, પત્થર અને ધૂળવાળી ( भूमि ) ભૂમિ છે ( सा भूमि ) તે ભૂમિ અમારાથી વિદ્યા, અનેક વિજ્ઞાન અને વીરતાથી ( धृता ) બહુજ સારી રીતે રક્ષાએલી ( संधृता ) સારી રીતે યોગ્યતાની સાથે સુરક્ષિત બનેલી કહેવાશે, ( तस्यै हिरण्यवक्षसे ) તે ભૂમિને જેમા સોનાની ખાણો છે ( नमः अकरं ) તેને નમસ્કાર કરીએ છીએ ( ૨૬ )

( यस्या ) જેનામા ( वानस्पत्या ) વનસ્પતિઓ ( वृक्षा ) વૃક્ષો અને વેલાઓ વગેરે ( विश्वहा ) સદા ( ध्रुवा ) સ્થિર ( तिष्ठन्ति ) રહે છે, ( विश्वधायसं ) પૂર્વોક્ત ગુણોથી જે સર્વને ધારણ કરનારી છે, ( धृताम् ) ધારણ કરાઇ ગઈ અર્થાત્ ઘણી જ સારી રીતે સુરક્ષિત રાખવામા આવી, ( पृथिवीं अच्छ ) તે પૃથ્વીની મુખ્યત અમે ( आवदामसि ) પ્રશંસા કરીએ છીએ ( ૨૭ )

( उदीराणा ) હરતા ફરતા ( उत आसीना ) બેઠેલા ( तिष्ठन्त ) ઉભેલા ( प्रक्रामन्त दक्षिण-सव्याभ्या पद्भ्या ) જમણા અથવા ડાબા પગે ચાલતા ( भूम्या मा व्यथिष्महि ) પૃથ્વી પર અમે કોઇને દુખ ન દઇએ ( ૨૮ )

( विमृग्वरीं ) વિશિષ્ટ રીતે શોધવા લાયક ( ब्रह्मणा ) પરમાત્માથી ( वावृधाना ) વૃદ્ધિ પામેલી ( ऊर्जं ) બળ વધારનારી, ( पुष्ट ) પુષ્ટ કરનારી, ( घृतं अन्नभागं च ) ઘી અને ખાવાના અન્નાદિક પદાર્થો ( बिभ्रतीं ) ધારણ કરનારી ( पृथ्वीं ) લંબાઈવાળી અને પહોળાઈવાળી ( क्षमा ) પ્રાણી માત્રને નિવાસ કરવા યોગ્ય ( भूमि ) માતૃભૂમિને ( आवदामि ) પ્રાર્થના કરીએ છીએ । હે ( भूमे ) અમારી માતૃભૂમિ ! ( त्वा ) તારો ( अभिनिषीदेम ) અમે આશ્રય લઈએ ( ૨૯ )

---

ભાવાર્થ— જે અમારી માતૃભૂમિપર શિલાઓ પત્થરો અને ધૂળ છે અને જેમા સુવર્ણ રત્નો ઇત્યાદિ અમૂલ્ય પદાર્થોની ખાણો છે તે માતૃભૂમિને અમે નમસ્કાર કરીએ છીએ જ્યા સુધી જ્ઞાન શૌર્ય ઇત્યાદિ ગુણો અમારામા સર્વદા સમાએલા છે ત્યા સુધી અમારી માતૃભૂમિનુ સંરક્ષણ થએલ છે તેથી અમારે એ પ્રકારનુ આચરણ કરવુ જોઇએ કે આ ગુણ અમારામા હમેશા સમાએલા રહે અને અમારાથી માતૃભૂમિનુ રક્ષણ થતુ રહે ( ૨૬ )

જે અમારી માતૃભૂમિમા વૃક્ષો અને વનસ્પતિઓ ઘણી જ સંખ્યામા–વિપુલ પ્રમાણમા છે અને સર્વ સ્થિર રહેલા છે જે ઉપર વર્ણવેલા પોતાના અનેક ગુણોથી ભરપૂર છે અને જે સર્વનો આધાર છે તે અમારાથી સારી રીતે સુરક્ષિત રાખવામા આવી છે તે પૃથ્વીની અમો પ્રેમપૂર્વક સ્તુતિ કરીએ છીએ ( ૨૭ )

અમે કોઇના દુખનું કારણ ન બનીએ ( ૨૮ )

જેની ઉપરની સપાટીની તપાસ કરવાથી અનેક લાભ થાય છે જેને અનન્ત શક્તિમાન પરમેશ્વરે પોતાની શક્તિથી ધારણ કરેલ છે, બળ વધારનારા ઘી, અને પુષ્ટિકારક અનેક ભોજનના પદાર્થ તથા અન્નાદિકને જે ઉત્પન્ન કરે છે, લાંબી પહોળી અને પ્રત્યેક પ્રાણી માત્રને રહેવા યોગ્ય છે તે ભૂમિની અમે પ્રાર્થના કરીએ છીએ કે હે માતૃભૂમિ ! તુ અમને આશ્રય આપ ( ૨૯ )

शुद्धा न आपस्तन्वे क्षरन्तु यो नः सेदुरप्रिये तं नि दध्मः ।
पवित्रेण पृथिवि मोत्पुनामि ॥ ३० ॥
यास्ते प्राचीः प्रदिशो या उदीचीर्यास्ते भूमे अधराद्याश्च पश्चात् ।
स्योनास्ता मह्यं चरते भवन्तु मा नि पप्तं भुवने शिश्रियाणः ॥ ३१ ॥
मा नः पश्चान्मा पुरस्तान्नुदिष्ठा मोत्तरादधरादुत ।
स्वस्ति भूमे नो भव मा विदन्परिपन्थिनो वरीयो यावया वधम् ॥ ३२ ॥
यावत्तेऽभि विपश्यामि भूमे सूर्येण मेदिना ।
तावन्मे चक्षुर्मा मेष्टोत्तरामुत्तरां समाम् ॥ ३३ ॥

---

અર્થ— હે ( पृथिवि ! नः तन्वे ) પૃથ્વી ! અમારા શરીરની શુદ્ધિને માટે ( शुद्धाः आपः ) નિર્મળ જળ ( क्षरन्तु ) વહ્યા કરે, ( यः नः ) જે અમને ( अप्रिये ) અનિષ્ટ છે અથવા પ્રિય નથી ( सेदुः ) તેને અલગ કરીને ( पवित्रेण ) પવિત્ર એવું જે અમારૂં કર્તવ્ય કર્મ છે ( मा उत्पुनामि ) તેનાથી હું મને પવિત્ર કરૂં છું. ( ૩૦ )

હે ( भूमे ) માતૃભૂમિ ! ( याः ते प्राचीः ) જે તારી પૂર્વદિશા છે, ( याः उदीचीः ) જે ઉત્તર દિશા છે, ( याः ते प्रदिशः ) જે તારી ઉપદિશાઓ અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય, ઇશાન એ ચાર ખુણાની દિશાઓ છે, ( याः ते अधरात् ) જે તારી નીચે છે, ( याः ते पश्चात् ) જે તારા પૃષ્ઠ ભાગમાં એટલે પાછળ છે ( ताः ) તે સર્વ દિશાઓમાં ( चरते ) લોકો છે તેઓ હરતા ફરતા ( मह्यं स्योनाः भवन्तु ) મને સુખ આપનારા થાઓ. ( भुवने ) જે દેશમાં અમે ( शिश्रियाणः ) રહીએ ( मा निपप्तं ) અને ક્યાંક અમારો અધઃપાત ન થાય. ( ૩૧ )

હે ભૂમિ ! ( भूमे ! पश्चात् नः मा नुदिष्ठाः ) માતૃભૂમિ ! જે તમારો પૃષ્ઠ ભાગ છે તે અમારો નાશ ન કરે ! ( मा पुरस्तात् मा उत्तरात् उत अधरात् मा नुदिष्ठाः ) જે તારો પૂર્વભાગ છે, ઉત્તરભાગ છે અથવા નીચેનો ભાગ છે તે પણ અમારો નાશ ન કરે, ( स्वस्ति ) અમારૂં કલ્યાણ થાઓ ! ( परिपन्थिनः ) શત્રુઓ અમને ( मा विदन् ) ન જાણે ( किञ्च ) તે શત્રુઓના ( वधं ) વધને માટે ( वरीयः ) જે અમારામાં સર્વથી શ્રેષ્ઠ હોય ( यावयः ) તે જાય. ( ૩૨ )

( भूमे मेदिना ) હે અમારી માતૃભૂમિ ! પોતાના પ્રકાશથી આનંદ આપનારા ( सूर्येण ) સૂર્યથી ( यावत् ते अभि विपश्यामि ) જ્યાં સુધી ચારે તરફ અમે તારા વિસ્તારને જોઇએ છીએ, ( तावत् उत्तरां उत्तरां समां मे चक्षुः मा मेष्ट ) ત્યાં સુધી જેમ જેમ મારી ઉમ્મર વધતી જાય મારી ઇન્દ્રિયો નેત્ર વગેરે પોતપોતાનું કામ કરવામાં શિથિલ ન હો, અર્થાત્ ક્યાંયથી પણ તેમાં કમપણું ન થાય, અમારી બધી જીંદગી સુધી અમે સર્વ ઉત્તમ કર્મ કરતાં રહીએ. ( ૩૩ )

---

**ભાવાર્થ**— હે અમારી માતૃભૂમિ ! તું ચારે બાજુથી અમારી શુદ્ધિને માટે નિર્મળ પાણી વહાવે છે. જે કોઇ અમારૂં અપ્રિયકરવાની ઇચ્છા કરે અથવા અમારૂં અનિષ્ટ કરે તેની સાથે અમે પણ તેવું જ વર્તન ચલાવીએ અને ઉત્કૃષ્ટ ઉદ્યોગ કરીને અમે અમારી દરેક પ્રકારે ઉન્નતિ કરીએ ( ૩૦ )

હે અમારી માતૃભૂમિ ! તારી જે જે દિશાએ તથા ઉપદિશાઓ છે તેમા સર્વ મનુષ્ય તારૂં હિત કરનારા થાઓ તે જ પ્રકારે તારા હિતને માટે પ્રયત્ન કરતાં કરતા અમે પણ તે સર્વનું કલ્યાણ કરીએ, અમે ગમે ત્યા રહીએ, ગમે ત્યાં અમારી યોગ્યતા વધારતા રહીએ અમે સુખ-ચેનમા રહીએ, અમારો અધઃપતન પણ ન થાય ( ૩૧ )

હે અમારી માતૃભૂમિ ! અમને કોઈ પણ પ્રકારે હાનિ ન થાય, સર્વ પ્રકારે અમારી ઉન્નતિ થાય, અમારી ચાલને અમારા શત્રુઓ સમજી ન શકે અને અમારા નેતાઓ હમેશાં અમારા શત્રુઓનો નાશ કરતા રહે. ( ૩૨ )

यच्छयानः पर्यावर्ते दक्षिणं सव्यमभि भूमे पार्श्वम् ।
उत्तानास्त्वा प्रतीचीं यत्पृष्टीभिरधिशेमहे ।
मा हिंसीस्तत्र नो भूमे सर्वस्य प्रतिशीवरि ॥ ३४ ॥
यत्ते भूमे विखनामि क्षिप्रं तदपि रोहतु ।
मा ते मर्म विमृग्वरि मा ते हृदयमर्पिपम् ॥ ३५ ॥
ग्रीष्मस्ते भूमे वर्षाणि शरद्धेमन्तः शिशिरो वसन्तः ।
ऋतवस्ते विहिता हायनीरहोरात्रे पृथिवि नो दुहाताम् ॥ ३६ ॥
याप सर्पं विजमाना विमृग्वरी यस्यामासन्नग्नयो ये अप्स्व१न्तः ।
परा दस्यून्ददती देवपीयूनिन्द्रं वृणाना पृथिवी न वृत्रम् ।
शक्राय दध्रे वृषभाय वृष्णे ॥ ३७ ॥

---

અર્થ— હે ( भूमे ) અમારી માતૃભૂમિ ! ( यत् ) જ્યારે ( शयानः ) ઉંઘતા ઉંઘતા ( दक्षिणं सव्यं पार्श्वं ) ડાબા અને જમણા ( अभिपर्यावर्ते ) પડખાંઓ બદલીએ ( यत् त्वा ) જ્યારે તારા પર ( प्रतीचीं ) પશ્ચિમ તરફ પગ કરીને ( उत्तानाः पृष्टीभिः ) પીઠ નીચે કરીને ( अधिशेमहे ) ઉંઘીએ તે સ્થાનમાં ( सर्वस्य प्रतिशीवरि ) સર્વ લોકોને આશ્રય આપનારી ( भूमे नः मा हिंसीः ) હે અમારી માતૃભૂમિ ! અમારો નાશ ન કર ( ૩૪ )

હે ( भूमे ) અમારી માતૃભૂમિ ( ते ) તારામાં ( यत् विखनामि ) જે હળથી ખેડીને અમે વાવીએ ( तत् क्षिप्रं रोहतु ) તે જલદી જલદી ઉગી નીકળે અને વધે ( विमृग्वरि ) વિશિષ્ટ રીતે શોધ કરવા લાયક અમારી માતૃભૂમિ ( ते ) તારા ( मर्म ) નાજુક મર્મ સ્થાનમાં કોઇ પણ પ્રકારની ખોટ અથવા તો ઘા ન પડે અને ( ते अर्पितं ) તારા અર્પિત ( हृदयं ) મન અથવા ચિત્ત ( मा ) દુખીત ન થાય. ( ૩૫ )

હે ( पृथिवि भूमे ) વિસ્તૃત માતૃભૂમિ ! ( ते ग्रीष्मः वर्षाणि शरत् हेमन्तः शिशिरः वसन्तः ) તારામાં ગરમી, વરસાદ, શરદ, હેમન્ત, શિશિર, વસન્ત ( ऋतवः ते हायनीः ) આ છ ઋતુઓ આખા વર્ષ માટે તારામાં સ્થાપિત કરવામાં આવેલી છે અને ( अहोरात्रे ) દિવસ તથા રાત ( नः दुहाताम् ) અમોને સુખ આપનારા પદાર્થો આપે. ( ૩૬ )

---

ભાવાર્થ— હે માતૃભૂમિ ! જ્યા સુધી અમે પ્રકાશ અને જ્ઞાનની સહાયતાથી તારી બાહ્ય અને આંતરિક સ્થિતિ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇએ છીએ ત્યા સુધી અમારી બાહ્ય ઇન્દ્રિયો અને આંતરિક બુદ્ધિ પોતપોતાનું કાર્ય કરવાને સમર્થ રહે. ( ૩૩ )

હે અમારી માતૃભૂમિ ! જે વખતે અમે તારા ઉપર આરામ કરવા માટે ડાબા જમણા અથવા ચત્તા સુઇએ ત્યારે તું અમને આશ્રય આપ જેથી અમે જરા પણ બીક વગર સૂઇએ અને અમારો કોઇ ઘાત ન કરે ( ૩૪ )

હે અમારી માતૃભૂમિ ! તારા ખાડા ટેકરાને સરખા કરી, જમીન સમતલ બનાવી તેમા અને જે વાવીએ તે જલદી ઉગે અને તેની વૃદ્ધિ થાય, તારામાં ખાડા ટેકરા હોય તો અમારો અધઃપાત થાય અને નીચે પડી જવાનો ભય રહે, તારે માટે પ્રયત્ન કરતાં અમારા મર્મસ્થાનમા ઘા અથવા ચાઠા ન પડે, તારે માટે જે અમે અમારૂ તન, મન, ધન, અર્પણ કરીએ છીએ તેથી તારી ઉન્નતિ થાય, તેથી દુખી ન બન, અમે હમેશાં પ્રસન્ન અને આનંદિ રહીએ ( ૩૫ )

હે માતૃભૂમિ ! માત્ર તારામાં જ છ ઋતુઓ ઉત્પન્ન કરવાના ઉત્તમ ગુણો છે, બીજા કોઇ પણ દેશની ભૂમિમાં છ ઋતુઓ હોતી નથી આ છ ઋતુઓ પોતપોતાના સમયમાં ઉપજના ફળફૂલ ઇત્યાદિથી અમને સુખ આપે છે તે તે ઋતુઓના રાત અને દિવસ સર્વ પ્રકારે અમોને સુખકર અને સોહામણા છે ( ૩૬ )

यस्यां सदोहविर्धाने यूपो यस्यां निमीयते ।
ब्राह्मणो यस्यामर्चन्त्यृग्भिः साम्ना यजुर्विदः ।
युज्यन्ते यस्यामृत्विजः सोममिन्द्राय पातवे ॥ ३८ ॥
यस्यां पूर्वे भूतकृत ऋषयो गा उदानृचुः ।
सप्त सत्रेण वेधसो यज्ञेन तपसा सह ॥ ३९ ॥
सा नो भूमिरा दिशतु यद्धनं कामयामहे ।
भगो अनुप्रयुङ्क्तामिन्द्र एतु पुरोगवः ॥ ४० ॥

---

**અર્થ**—( **या विमृग्वरी** ) જે વિશિષ્ટ રીતે શોધવાને લાયક છે, ( **विजमाना अपसर्प** ) જે હાલતી હાલતી ચાલે છે, ( **ये अप्सु** ) ને મેઘોમાં ( **अन्तः अग्नयः** ) વિજળીરૂપે અગ્નિ છે તે ( **यस्यां आसन्** ) જેનામાં છે તે અમારી માતૃભૂમિ ( **देवपीयून** ) દેવોના હિંસક ( **दस्यून्** ) જ્ઞાનમાર્ગના ઉચ્છેદક અનાર્યોના નાશકર્તા ( **शक्राय** ) સમર્થ ( **वृष्णेन** ) વીર્યયુક્ત ( **वृषभाय** ) સીંચન કરનારાને ( **दध्रे** ) ધારણ કરે છે અને શત્રુઓને ( **परादर्दाति** ) દૂર હઠાવતી ( **वृत्रं न** ) શત્રુઓનો ( **इन्द्रं** ) નાશ કરનારા શૂરવીરને ( **वृणाना** ) ધારણ કરનારી એટલે કે પોતામાં મેળવી લેનારી અમારી માતૃભૂમિ છે. ( ૩૭ )

( **यस्यां सदो** ) જે ભૂમિમાં ઘર છે. ( **हविर्धाने** ) જેમાં હવિષ્ય એટલે હવનના પદાર્થો સુરક્ષિત રહી શકે છે, ( **यस्यां यूपः निमीयते** ) જેનામાં યજ્ઞસ્તંભો રાખવામાં આવેલા છે ( **यस्यां यजुर्विदः ऋत्विजः** ) જેનામાં યજુર્વેદ જાણનારા બ્રાહ્મણો યજ્ઞ કરનારા અથવા કરાવનારા, ( **यस्यां ब्राह्मणः ऋग्भिः साम्नां अर्चन्ति** ) જેનામાં ઋગ્વેદ અને સામવેદ જાણનારા બ્રાહ્મણો બ્રહ્મા બનીને પરમાત્માનું પૂજન કરે છે અને ( **सोमं पातवे** ) સોમપાન માટે ( **इन्द्राय युज्यन्ते** ) ઇન્દ્રનું પૂજન કરીએ છીએ. ( ૩૮ )

( **यस्यां पूर्वे भूतकृतः** ) જે ભૂમિમા પહેલાં અદ્દભૂત કામ કરનારા ( **ऋषयः वेधसः** ) અતિન્દ્રિયાર્થદર્શી અને જ્ઞાની ( **सप्त सत्रेण** ) સાત પ્રકારના સત્રથી, ( **यज्ञेन** ) યજ્ઞથી અથવા સત્કાર, દાન, માન ઇત્યાદિ ઉત્તમ કામોથી ( **तपसा** ) તપથી એટલે કે ધાર્મિક ક્રિયાઓથી ( **गाः उदानृचुः** ) ઉત્તમ વાણી દ્વારા સ્તુતિ કરીએ છીએ. ( ૩૯ )

( **सा नो भूमिः** ) તે અમારી માતૃભૂમિ ( **यत् धनम्** ) જે ધનની અમે ( **कामयामहे** ) ઇચ્છા કરીએ છીએ કે અમને મળે તે અમને ( **आदिशातु** ) આપે, ( **भगः** ) ઐશ્વર્યસંપન્ન પોતાના ઐશ્વર્યથી શૂરવીર પુરૂષોને ( **अनुप्रयुक्ताम्** ) સહાય કરો, ( **इन्द्रः** ) શત્રુઓનો નાશ કરનારા વીરોના ( **पुरोगवः** ) નેતા બનીને ( **एतु** , શત્રુઓ પર ચઢાઇ કરે. ( ૪૦ )

---

**ભાવાર્થ**— અમારી માતૃભૂમિ એવી છે કે જેમ જેમ તેની શોધ કરીએ તેમ તેમ તેમાંથી લાભદાયક અને સત્વપૂર્ણ વસ્તુઓ મળતી રહે છે ફરતા ફરતા, ચાલતાં ડોલતાં વાદળોમા વિજળીના રૂપમા અગ્નિ છે તે અમારી માતૃભૂમિ સજ્જનોને દુઃખ દેનારા દુષ્ટોનો જ્ઞાની વીરોના હીતને માટે સંહાર કરે છે. તે અમારી માતૃભૂમિ શત્રુનાશક વીરોને પોતામાં ધારણ કરે છે ( ૩૭ )

જ્યાં વેદને જાણનારા બ્રાહ્મણો એ વારવાર યજ્ઞ કર્યો છે, તેથી એમ સિદ્ધ થાય છે કે આ અમારી માતૃભૂમિ પવિત્ર યજ્ઞ ભૂમિ છે ( ૩૮ )

અમારી માતૃભૂમિ એવી છે જેમા અતીન્દ્રિયાર્થદર્શી સજ્જનોની રક્ષા માટે મોટાં મોટાં કામો કરનારા ધર્માનુષ્ઠાન અને જ્ઞાનમાર્ગથી સુશોભિત સત્પુરૂષ થએલા છે, તે માતૃભૂમિની અમે સ્તુતિ કરીએ છીએ ( ૩૯ )

જે જે સુખની અમે ઇચ્છા કરીએ તે તે સુખ માતૃભૂમિ અમને આપે, ઐશ્વર્યશાળી અને ધનસંપન્ન લોકો પોતાના ઐશ્વર્ય અને ધનથી વીરોની મદદ કરે અને વીર પુરુષો મહા ધુરંધર નેતા બની ધૈર્યથી શત્રુઓનો નાશ કરવા માટે હિમ્મતથી આગળ વધે ( ૪૦ )

यस्यां गायन्ति नृत्यन्ति भूम्यां मर्त्या व्यैलबाः ।
युध्यन्ते यस्यामाक्रन्दो यस्यां वदति दुन्दुभिः ।
सा नो भूमिः प्र णुदतां सपत्नानसपत्नं मां पृथिवी कृणोतु ॥ ४१ ॥
यस्यामन्नं व्रीहियवौ यस्यां इमाः पञ्च कृष्टयः ।
भूम्यै पर्जन्यपत्न्यै नमोऽस्तु वर्षमेदसे ॥ ४२ ॥
यस्याः पुरो देवकृताः क्षेत्रे यस्यां विकुर्वते ।
प्रजापतिः पृथिवीं विश्वगर्भामाशामाशां रण्यां नः कृणोतु ॥ ४३ ॥
निधिं बिभ्रती बहुधा गुहा वसु मणिं हिरण्यं पृथिवी ददातु मे ।
वसूनि नो वसुदा रासमाना देवी दधातु सुमनस्यमाना ॥ ४४ ॥

---

અર્થ — ( यस्याम् भूम्यां मर्त्याः ) જે ભૂમિમા માણસો ( गायन्ति ) ગાય છે, ( नृत्यन्ति ) નાચે છે, ( व्यैलबाः ) વિશેષ પ્રેરિત વીર લોકો પોતાના રાષ્ટ્રની રક્ષાને માટે ( युध्यन्ते ) યુદ્ધ કરે છે ( यस्यां आक्रन्दः ) જેમા ઘોડાઓના હણહણાટનો અવાજ થાય છે, ( दुन्दुभिः च वदति ) નગારાંઓ વાગે છે ( सा नो भूमिः ) તે અમારી માતૃભૂમિ ( सपत्नान् ) શત્રુઓને ( प्रणुदताम् ) દૂર ભગાડી મૂકે, તે ( पृथिवी ) ભૂમિ ( मा ) અમને ( असपत्नम् ) શત્રુરહિત ( कृणोतु ) બનાવે. ( ૪૧ )

( यस्यां व्रीहियवौ ) જેમાં ચોખા, જવ, ઘઉ આદિ અનાજ ઉત્પન્ન થાય છે, ( अन्नं ) ખાવાના પદાર્થો જ્યા વધારે પ્રમાણમા ઉત્પન્ન થાય છે ( यस्या इमा पच कृष्टयः ) જ્યા પાચ પ્રકારના લોકો વિદ્વાન, શૂરવીર, વેપારી, કારીગર અને નોકર રહે છે તે ( वर्षमेदसे ) વરસાદ પડવાથી જ્યા અન્ન વગેરે સારી રીતે ઉપજે છે, ( पर्जन्यपत्न्यै ) પર્જન્ય અર્થાત્ વરસાદથી જે ભૂમિનુ પાલન થાય છે તે ( भूम्यै नमः अस्तु ) માતૃભૂમિને નમસ્કાર હોજો, ( ૪૨ )

( यस्याः देवकृत. पुरः ) જે માતૃભૂમિના નગરો દેવતાઓ બનાવ્યાં છે અથવા વસાવ્યાં છે, ( यस्याः क्षेत्रे विकुर्वते ) જેના પ્રત્યેક પ્રાન્તમા મનુષ્યો પોતપોતાના કામો ઘણી સારી રીતે કરી શકે છે, ( प्रजापतिः ) પ્રજાનુ પાલન કરનાર તે ભૂમિ જે ( विश्वगर्भा ) સર્વ પદાર્થોને ઉત્પન્ન કરનારી છે ( पृथिवी ) તે અમારી માતૃભૂમિને ( आशां आशा ) પ્રત્યેક દિશાઓમા ( रण्यां ) રમણીય બનાવે. ( ૪૩ )

( बहुधा गुहा ) ઘણા પ્રકારની ખાણોમા ( वसु ) ધન ( मणि ) રત્ન, હીરા, પન્ના ઇત્યાદિ ( हिरण्यं ) સોનું, ચાદી વગેરેનો ( निधिं ) સચય [ સગ્રહ ] ( बिभ्रती ) ધારણ કરનારી આ પૃથ્વી ( मे ) અમને એ સર્વ ( ददातु ) આપે ( वसुदा ) ધનને આપનારી ( रासमाना ) દાન આપનારી ( देवी ) દેવ સ્વરૂપ, અમારૂં સર્વ કામ પાર પાડનારી ( सुमनस्यमाना ) જે અમારાથી પ્રસન્નચિત્ત બનીને ( नः ) અમને ( वसूनि दधातु ) ધન આપે. ( ૪૪ )

---

ભાવાર્થ— જે માતૃભુમિમા આનદ અને વધામણીઓ વર્ણવાઇ રહી છે, જ્યા લોકો પ્રસન્ન રહી, નૃત્યગીતમા મશગુલ છે અને શૂરવીર લોકો શૌર્યથી, ઉત્સાહભર્યા પોતાના રાષ્ટ્રની રક્ષાને માટે યુદ્ધ કરે છે જ્યા ઘોડાઓ હણહણે છે, નગારા વાગી રહ્યા છે તે માતૃભૂમિ અમારા શત્રુઓનો નાશ કરે અને અમને શત્રુરહિત બનાવે. ( ૪૧ )

જ્યા ચોખા, ઘઉં જવ ઈત્યાદિ અનેક પ્રકારના ધાન્ય ખાવાના પદાર્થો ઉત્પન્ન થાય છે, જ્યા વિદ્વાન, શૂરવીર, વ્યાપારી, કારીગર તથા સેવક લોકો એમ પાચ પ્રકારના મનુષ્યો આનદથી વસે છે, જે ભૂમિમા નિયમિત સમયે વૃષ્ટિ થઇને સર્વ પ્રકારના ધાન્યો ઉત્પન્ન થઇને લોકોનુ પાલન પોષણ થાય છે, તે માતૃભૂમિને નમસ્કાર હજો ( ૪૨ )

जनं बिभ्रती बहुधा विवाचसं नानाधर्माणं पृथिवी यथौकसम्।
सहस्रं धारा द्रविणस्य मे दुहां ध्रुवेव धेनुरनपस्फुरन्ती ॥ ४५ ॥
यस्ते सर्पो वृश्चिकस्तृष्टदंश्मा हेमन्तजब्धो भृमलो गुहा शये ।
क्रिमिर्जिन्वत्पृथिवि यद्यदेजति प्रावृषि तन्नः
सर्पन्मोप सृपद्यच्छिवं तेन नो मृड ॥ ४६ ॥
ये ते पन्थानो बहवो जनायना रथस्य वर्त्मानसश्च यातवे ।
यैः संचरन्त्युभये भद्रपापास्तं पन्थानं
जयेमानमित्रमतस्करं यच्छिवं तेन नो मृड ॥ ४७ ॥

---

અર્થ—(बहुधा नानाधर्माणं) વિવિધ પ્રકારના ધર્મોને માનનારા (विवाचसम्) અનેક ભાષા બોલનારા (जनं) જન સમુદાયને (यथा ओकसं) જેવી રીતે એક ઘરમાં એક આખું કુટુંબ રહે તેમ (बिभ्रती) ધારણ કરનારી (अनपस्फुरन्ती) જેનો નાશ ન થાય તેથી (ध्रुवा पृथ्वी) સ્થિર ભૂમિ (द्रविणस्य धाराः) હજારો ધારાઓમાં (मे) મને (धेनु इव दुहां) ગાય જેવી રીતે દૂધ આપે છે તેવી રીતે અમને ધન આપે (૪૫)

હે (पृथिवि ते) અમારી માતૃભૂમિ! તારા (यः सर्पः वृश्चिकः) આ સાપ તેમજ વીંછી (तृष्टदंश्मा) જેવા જીવ તેમજ બીજા કીડાઓ કે જેના કરડવાથી તરસ વધારે લાગે છે, (हेमन्तजब्धः) જેઓ હીમ વિનાશક અર્થાત્ જ્વરને ઉત્પન્ન કરનારા છે (भृमलः) અથવા જેમના કરડવાથી ચક્કર આવે છે (क्रिमिः) એવા કીટકો (गुहाशये) જેઓ દરમાં ઘૂસીને પડયા પડયા ઉંઘાયા કરે છે (प्रावृषि) ચોમાસાની ઋતુમાં (यत् जिन्वत् यत् एजति) જે કંપતા કંપતા ચાલે છે અથવા ઢસડાય છે (तत् सर्पन्) જે પેટે ચાલે છે તેઓ બધા (नः मा उपसृपत्) અમારી પાસે ન આવે (यत् शिवम्) જેઓ અમારા માટે કલ્યાણકારી હો (तेन नः मृड) તેમનાથી અમને બચાવીને સુખી કર (૪૬)

હે ભૂમિ! (ये ते बहवः पन्थानः जनायना) મનુષ્યોને હરવા ફરવા યોગ્ય જે તારા અનેક માર્ગો છે, (रथस्य वर्त्म) રથને ચાલવા યોગ્ય (अनसः यातवे) ઘોડાગાડીઓને આવવા જવા જેવા માર્ગ અથવા અનાજના ગાડાંઓ લઈ જવા જેવા જે માર્ગ છે, (यैः सचरन्ति भद्रपापा) જેનાપરથી પરોપકારી ભલા લોકો અથવા જે પરથી દુષ્ટ સ્વાર્થમાં સ્વપાપમય લોકો પણ ચાલે છે (तं) તેને (अनमित्र) શત્રુ-રહિત (अतस्करं) લુંટારા અને ઠગ લોકોના ભયરહિત બનાવ (जयेम) અમે વિજય પ્રાપ્ત કરીએ (यच्छिवं) જે કલ્યાણકારી છે (तेन नो मृड) તેનાથી અમને સુખ આપો (૪૭)

---

ભાવાર્થ— જે માતૃભૂમિમાં દેવો દ્વારા વસાવાએલા અનેક નગરો છે, જેના પ્રત્યેક જિલ્લામાં મનુષ્યો અનેક પ્રકારના સારા સારા ઉદ્યોગોમાં હમેશા મગ્ન રહે છે અર્થાત્ જ્યાં વસ્તી ઘીચ વસેલી છે, જેનો કોઇ પણ ભાગ સૂમસામ અથવા ઉજ્જડ નથી, જ્યાં સર્વ પ્રકારના પદાર્થો ઉત્પન્ન થાય છે તે ભૂમિને પ્રજાનું પાલન પોષણ કરનાર પૂર્ણ કરે અર્થાત્ તે જ વિદ્યાનો અધિક પ્રચાર કરે અને તે ભૂમિ પ્રાકૃતિક પદાર્થો તથા સૌન્દર્યથી સુસમ્પન્ન થાઓ (૪૩)

જેનામાં અનેક રત્નો અને સુવર્ણની અનેક ખાણો છે અને જે અમને ઉત્તમ ધન રત્ન ઇત્યાદિ આપે છે તે માતૃભૂમિ હમેશા અમને ધન આપનારી થાઓ (૪૪)

અનેક પ્રકારની ઉન્નતિના ધર્મોનું પાલન કરનારી, વિવિધ ભાષાઓ બોલનારા લોકોને આશ્રય આપનારી અમારી અવિનાશી માતૃભૂમિ જેવી રીતે ધેનુ, દૂધ આપે છે તેવી રીતે હજારો પદાર્થોને આપનારી થાઓ તથા ધનને આપનારી થાઓ (૪૫)

હે માતૃભૂમિ! તારા ગાહ્વરો અને દરોમાં વસતા સાપ અને વીંછી જેવા જનાવરો કે જેમના કરડવાથી અગન થાય છે અથવા તો ગળામાં શોષ પડે છે તેવા ભયંકર ઝેરી જીવો કદીપણ અમને સ્પર્શ સરખો પણ ન કરે, જે પદાર્થો અમારે માટે હિતકારક અને કલ્યાણ કરનારા હોય તે હમેશા અમારી પાસે આવે અને અમને સુખ આપનારા થાય (૪૬)

मुल्वं बिभ्रती गुरुभृद्भद्रपापस्यं निधनं तितिक्षुः ।
वराहेण पृथिवी संविदाना सूकराय वि जिहीते मृगाय ॥ ४८ ॥
ये त आरण्याः पशवो मृगा वने हिताः सिंहा व्याघ्राः पुरुषादश्चरन्ति ।
उलं वृकं पृथिवि दुच्छुनामित ऋक्षीकां रक्षो अप बाधयास्मत् ॥ ४९ ॥
ये गन्धर्वा अप्सरसो ये चारायाः किमीदिनः ।
पिशाचान्त्सर्वा रक्षांसि तानस्मद्भूमे यावय ॥ ५० ॥
यां द्विपादः पक्षिणः संपतन्ति हंसाः सुपर्णाः शकुना वयांसि ।
यस्यां वातो मातरिश्वेयते रजांसि कृण्वंश्च्यावयंश्च वृक्षान् ।
वातस्य प्रवामुपवामनु वात्यर्चिः ॥ ५१ ॥

**અર્થ—** ગુરુભૃત્ ) વજનદાર પદાર્થોને પોતાની તરફ આકર્ષનારી અને ( मल्व ) ધારણ કરનારી શકિત ( बिभ्रती ) ધારણ કરનારી ( भद्रपापस्य ) ધર્માત્મા અને પાપાત્મા મનુષ્યોને ( निधन ) મરણ ( तितिक्षु ) સહન કરતી તે ( पृथिवी ) ભૂમિ ( वराहेण ) ઉત્તમ જળ આપનારની સાથે ( संविदाना ) સારી રીતે મેળવીને અર્થાત્ સારી રીતે વર્ષા થનારી ( सूकराय ) સારા કિરણોવાળા ( मृगाय ) પોતાના કિરણોથી અપવિત્રતાને પવિત્ર કરનારા સૂર્યની ચારે તરફ ( विजिहीते ) વિશેષ રીતે ભ્રમણ કરે છે ( ૪૮ )

( पृथिवी ये ते वन हिता ) હે અમારી માતૃભૂમિ ! જે પ્રાણીઓ તારા વનમા રાખવામા આવ્યા છે, ( सिंहा व्याघ्रा पुरुषाद ) સિંહ, વાઘ અને બીજા પ્રાણીયોની હિંસા કરનારા માંસાહારી જીવો ( आरण्यां पशव मृगा ) વનમા રહેનારા ચતુષ્પાદ અને ઘાસ ખાનારા જીવો ( चरन्ति ) હરે ફરે છે તેમને અને ( उल वृक दुच्छुना ) વન્યપશુ, હડકાયા કુતરા ( ऋक्षाका ) સુવર અને જરખ ( इतः अस्मत् अपबाधय ) તેમને અમારાથી દૂર રાખો ( ૪૯ )

હે ( भूमे ये गन्धर्वाः ) માતૃભૂમિ ! હિંસક અને આતતાયી લોકો જેઓ અમારો વધ કરવા તત્પર છે ( अप्–सरस ) જેઓ કર્મ પરાઙ્મુખ અને આળસુ છે, ( ये अरायाः ) જેઓ નિર્ધન છે, ( किमीदिन ) જે બીજાનુ ધન હરણ કરનાર છે, ( पिशाचान् ) માંસ ખાનારા છે, ( रक्षांसि ) રાક્ષસી સ્વભાવવાળા છે ( सर्वान् अस्मत् यावय ) બધાને અમારાથી દૂર હટાવો ( ૫૦ )

અમારી તે માતૃભૂમિ છે ( या द्विपाद हंसा सुपर्णा शकुना वयांसि पक्षिण संपतन्ति ) જ્યા બે પગવાળા જીવો, હંસ ગરૂડઇત્યાદિ પક્ષીઓ ઉડે છે, ( यस्या मातरिश्वा वात ) આકાશમા આગળ વધનારી અને સંચાર કરનારી હવા ( रजांसि कृण्वन् ) ધૂળ ઉડાડતી ઉડાડતી ( वृक्षान् च्यावयत् ) વૃક્ષોને મૂળમાથી ઉખેડી નાખતી ( ईयते વહે છે ( तस्य वातस्य प्रवा उपवा ) તે વાયુની ગતિને ( अर्चि ) તેજ અથવા પ્રકાશ ( अनुवाति ) અનુસરણ કરતો ચાલે છે ( ૫૧ )

---

**ભાવાર્થ—** હે અમારી માતૃભૂમિ ! જેનાપર મનુષ્યો હરે ફરે છે એવા તારા રસ્તાઓ રથ અને ગાડી ઘોડાઓને ફરવા યોગ્ય છે જેનાપર ભલા તેમજ બુરા બન્ને પ્રકારના લોકો ચાલે છે અનાજ વગેરે પદાર્થો જેના પરથી ભરીને લઇ જવામા આવે છે તે માર્ગોને શત્રુરહિત અને ચોરરહિત અર્થાત્ નિર્ભય અને સુરક્ષિત કર અમે વિજયી બનીને તે રસ્તાપર ચાલીએ અમારે માટે જે મંગળવાળુ છે તે અમને સુખી બનાવે ( ૪૭ )

ઘણા ભારે પદાર્થોને પોતાપ્રતિ આકર્ષવાની અને ધારણ કરવાની જેનામા શક્તિ છે ભલા અને બુરા બન્ને પ્રકારના લોકોને ધારણ કરી શકે છે, બન્નેના મરણને જે સહી શકે છે સ્વચ્છ અને પુષ્કળ પાણી વરસાવનારા વાદળાઓથી યુક્ત સૂર્ય જે પોતાના કિરણોથી અપવિત્રતાને દૂર કરે છે એવી અમારી માતૃભૂમિ વિશેષ પ્રકારથી સૂર્યની સાથે સાથે જઇ રહી છે એટલે કે સૂર્યની આસપાસ ભ્રમણ કરી રહી છે ( ૪૮ )

यस्यां कृष्णमरुणं च संहिते अहोरात्रे विहिते भूम्यामधि ।
वर्षेण भूमिः पृथिवी वृतावृता सा नो दधातु
भद्रया प्रिये धामनिधामनि ॥ ५२ ॥

द्यौश्च म इदं पृथिवी चान्तरिक्षं च मे व्यचः ।
अग्निः सूर्य आपो मेधां विश्वे देवाश्च सं ददुः ॥ ५३ ॥

अहमस्मि सहमान उत्तरो नाम भूम्याम् ।
अभीषाडस्मि विश्वाषाडाशामाशां विषासहिः ॥ ५४ ॥

---

અર્થ— ( यस्यां भूम्यां कृष्णं अरुणं च ) જે ભૂમિમાં તમોમય અંધકાર અને પ્રકાશમય દિવસ ( संहिते ) એકત્ર થાય, ( अहोरात्रे ) દિવસ અને રાત ( अधि विहिते ) થાય છે ( सा पृथिवी भूमिः ) તે વિસ્તૃત ભૂમિ ( वर्षेण वृतावृता ) વરસાદથી છવાએલી ( भद्रया ) કલ્યાણની સાથે ( प्रिये धामनिधामनि ) હિતકારી સ્થાનોમાં ( नः ) અમને ( दधातु ) ધારણ કરે. ( ૫૨ )

( द्यौः ) પ્રકાશમય આકાશ ( पृथिवी ) ભૂમિ ( अन्तरिक्षम् ) આકાશ અને પૃથ્વી વચ્ચે ( अग्निः सूर्यः ) અગ્નિ અને સૂર્ય ( विश्वेदेवाः ) સર્વને પ્રકાશિત કરનારા દેવો તથા વિદ્વાન્ લોકો, વિજયી અથવા વ્યવહાર ચતુર ( इदं ) આ સર્વ ( मे ) મને ( मेधां ) ધારણશક્તિવાળી બુદ્ધિ ( मे व्यचः ) અમારા સર્વમાં વ્યાપ્તિ અથવા આકલનશક્તિ ( सं ददुः ) સારી રીતે આપે. ( ૫૩ )

( अहं सहमानः ) ગરમી, શરદી, સુખ, દુઃખ બધું જ સહી લેનાર ( नाम ) યશ અને પ્રતિષ્ઠાથી ( उत्तरः ) ઉત્કૃષ્ટતર ( भूम्यां अस्मि ) ભૂમિમાં ( आशां आशाम् ) પ્રત્યેક દિશામાં ( विषासहिः ) વિશેષરૂપે વિજયી ( अभिषाड् ) સર્વ બાજુ પરાક્રમ કરનારો ( विश्वाषाड् ) સર્વ શત્રુઓનો નાશ કરનારો ( अस्मि ) હું છું. ( ૫૪ )

---

ભાવાર્થ— હે અમારી માતૃભૂમિ ! તારા હિંસ જીવો જેવા કે શિકારી જનાવરો, ચોપગાં જનાવરો, સુવરો અને જરખો, હડકાયા કૂતરા વગેરેને અમારાથી દૂર રાખ ( ૪૯ )

હે અમારી માતૃભૂમિ ! જે અહિંસક, આળસુ, નિર્ધન, પારકાનું ધન લૂંટી લેનારા, માસાહારી, અનાત્મવાદી, નાસ્તિક, અવિચારી અને જુલ્મી છે તેમને દૂર કરો ( ૫૦ )

જે ભૂમિમાં સર્વદા આકાશમાં હંસ વગેરે પક્ષીઓ આનન્દથી ઉડે છે, જ્યાં વાયુ ધૂળને ઉડાડતો, વૃક્ષોને જડમૂળથી ઉખેડતો, જરા પણ અંતરાય વગર મુક્ત રીતે વહે છે અને જે જંગલમા દવ જોરથી ભભૂકી ઉઠે છે તે અમારી પ્રિય માતૃભૂમિ છે ( ૫૧ )

જે ભૂમિમાં ઠીક પ્રમાણમાં રાત અને દિવસ થાય છે અને તેમની એકસરખી વ્યવસ્થા રાખવામાં આવે છે તે અમારી વિસ્તૃત માતૃભૂમિ અમને હિતકર સ્થાનમા સુખપૂર્વક રાખે ( ૫૨ )

સ્થાવર અથવા જંગમ, ચેતન અથવા અચેતન સર્વ પ્રકારના પદાર્થોથી અમારી બુદ્ધિ વધે અને કિર્તિ સ્વરૂપે ચારે બાજુ વ્યાપક થાય ( ૫૩ )

હું મારી માતૃભૂમિ માટે તથા તેનુ દુઃખ નિવારણ કરવા માટે હરપ્રકારનું કષ્ટ સહન કરવાને તત્પર છું અને બનતા સર્વ પ્રયત્ને સર્વ શત્રુઓને પરાસ્ત કરીશ એક પણ શત્રુને રહેવા નહિ દઉં. ( ૫૪ )

अदो यद्देवि प्रथमाना पुरस्ताद्देवैरुक्ता व्यसर्पो महित्वम् ।
आ त्वा सुभूतमविशत्तदानीमकल्पयथाः प्रदिशश्चतस्रः ॥ ५५ ॥
ये ग्रामा यदरण्यं याः सभा अधि भूम्याम् ।
ये संग्रामाः समितयस्तेषु चारु वदेम ते ॥ ५६ ॥
अश्व इव रजो दुधुवे वि तान् जनान्य आक्षियन्पृथिवीं यादजायत ।
मन्द्राग्रेत्वरी भुवनस्य गोपा वनस्पतीनां गृभिरोषधीनाम् ॥ ५७ ॥
यद्वदामि मधुमत्तद्वदामि यदीक्षे तद्वनन्ति मा ।
त्विषीमानस्मि जूतिमानवान्यान्हन्मि दोधतः ॥ ५८ ॥

---

**अर्थ**—હે ( **देवि** ) દિવ્ય માતૃભૂમિ ! તારી ( **यत्** ) જ્યારે ( **पुरस्तात्** ) પહેલાં ( **देवैः** ) દેવો અને વિદ્વાન્ ( **विजिगीषु या** ) વ્યવહારકુશળ લોકો દ્વારા ( **प्रथमाना** ) પ્રખ્યાત થઇને ( **उक्ता** ) પ્રશંસિત થઇ ત્યારે ( **व्यसर्पः** ) વિશેષ ઉત્કર્ષને પહોંચી ( **तदानीम्** ) ત્યારે તેને ( **चतस्रः प्रदिशः** ) ચારે દિશાઓમાં ( **सुभूतम् महित्वम्** ) ઘણી જ પ્રતિષ્ઠા ( **अकल्पयथाः** ) પ્રાપ્ત થઇ ગઇ. હે ભૂમિ ! તારી તે પ્રતિષ્ઠા ( **त्वा** ) તારામા ( **आविशन्** ) હજુ પણ પહેલાના જેવી જ થાઓ. ( ૫૫ )

( **ये ग्रामाः** ) જે ગામ અથવા નગર, ( **यत् अरण्यं** ) જે વન, ( **याः सभाः** ) જે રાજસભા, ન્યાયસભા, ધર્મસભા ઇત્યાદિ ( **ये संग्रामाः** ) જે યુદ્ધો ( **या च समितयः** ) જે મહાન્ પરિષદો ( **अधिभूम्याम्** ) અમારી ભૂમિમા ( **सन्ति** ) છે ( **तेषु** ) તે સર્વને ( **ते** ) તારા વિષયમા ( **चारु वदेम** ) સારૂં કહેશે. ( ૫૬ )

( **यात्** ) જ્યારે ( **पृथिवीम्** ) ભૂમિમાં કોઇ યુદ્ધ વગેરેથી ( **आक्षियन्** ) આવીને વસે અથવા વસાવવામાં આવે ત્યારે ( **तान् जनान्** ) તે વસનારા મનુષ્યોને ( **यः रजः** ) લશ્કર આવવાથી ઉડતી ધૂળ ( **अश्वः इव विदुधुवे** ) ઘોડાઓના દોડવાથી ઉડી તે ( **मन्द्रा** ) પ્રસન્ન કરનારી ( **अग्रेत्वरी** ) અગ્રભાગમાં ઝડપથી જનારી ( **भुवनस्य गोपा** ) સંસારની રક્ષા કરનારી ( **वनस्पतीनाम् ओषधीनाम् च गृभिः** ) વનસ્પતી અને ઔષધિઓનું ગ્રહણ કરનારી છે. ( ૫૭ )

( **यत्** ) અમે અમારા રાષ્ટ્ર અથવા દેશના સબંધમાં જે ( **वदामि** ) કહીએ છીએ ( **तत् मधुमत् वदामि** ) તે હિતકર અને મધુર શબ્દોમા કહીએ છીએ, ( **यत् ईक्षे** ) જે જોઇએ છીએ ( **तत्** ) તે સર્વ ( **मा** ) અમને સહાયક થાઓ. ( **अहं त्विषीमान्** ) અમે પ્રકાશમાન, તેજસ્વી, દીપ્તિમાન અને ( **जूतिमान** ) જ્ઞાનવાન થઇએ, જેથી ( **अन्यान्** ) બીજાઓ જે અમારી માતૃભૂમિનું દોહન કરી ફાયદો ઉઠાવે છે ( **अवहान्मि** ) તેનો નાશ કરીએ છીએ ( ૫૮ )

---

**ભાવાર્થ**— હે માતૃભૂમિ ! પ્રાચીન લોકો જ્યારે તારી સ્તુતિ કરતા હતા ત્યારે તારી કીર્તિ અને તારૂ મહત્વ ચારે દિશાઓમા પ્રસરી જતા હતાં, તે તારૂ મહત્વ અત્યારે પણ એટલુ જ અને એવુ જ ફેલાય. ( ૫૫ )

હે અમારી માતૃભૂમિ ! તારામા જ્યાં જ્યા નગર, વન, સભા, પરિષદ, સગ્રામ અથવા મનુષ્યો એકત્રિત થાય ત્યાં ત્યાં અમે તારી પ્રશસા કરીએ અર્થાત્ કદી પણ તારા અહિતની વાત ન કરીએ. ( ૫૬ )

યુદ્ધમા વિજયી બનીએ. જ્યા લશ્કરના ઘોડાઓની ચાલથી ધૂળ ઉડે છે અને મનુષ્યોના ચિત્તને પ્રસન્ન કરે છે અથવા જ્યારે કોઇ વિશેષ કારણને માટે સગઠન બનાવી મનુષ્યો એકત્રિત થાય છે ત્યારે તે સઘના ફળ સ્વરૂપે જે એક વિલક્ષણ શક્તિ ઉત્પન્ન થાય છે, તે શક્તિ સર્વને આનદ આપનારી, સમગ્ર દેશનુ સંરક્ષણ કરનારી અને ઔષધિ ઇત્યાદિ ભક્ષ્ય પદાર્થો આપનારી બને છે. એટલા માટે જ તે શક્તિને માતૃભૂમિના સપૂતું ભક્તો સદૈવ ધ્યાનમા રાખે. ( ૫૭ )

અમે જે કાંઇ ભાષણ કરીશુ તે સર્વ અમારી માતૃભૂમિના હિત માટે જ હશે, અમે આંખોથી જે કોઇ જોઇશું તે પણ સર્વ અમારી માતૃભૂમિને માટે જ હશે, આ પ્રમાણે અમારા સર્વ કાર્યો અમારી માતૃભૂમિને જ અર્પણ થશે, અમે તેજસ્વી અને બુદ્ધિમાન થઇશુ જેથી અમારી માતૃભૂમિનુ દોહન જે શત્રુઓ કરશે તેનો અમે નાશ કરીશું ( ૫૮ )

शान्तिवा सुरभिः स्योना कीलालोध्नी पयस्वती ।
भूमिरधि ब्रवीतु मे पृथिवी पयसा सह ॥ ५९ ॥
यामन्वैच्छद्धविषा विश्वकर्मान्तरर्णवे रजसि प्रविष्टाम् ।
भुजिष्यं पात्रं निहितं गुहा यदाविर्भोगे अभवन्मातृमद्भ्यः ॥ ६० ॥
त्वमस्यावपनी जनानामदितिः कामदुघा पप्रथाना ।
यत्त ऊनं तत्त आ पूरयाति प्रजापतिः प्रथमजा ऋतस्य ॥ ६१ ॥
उपस्थास्ते अनमीवा अयक्ष्मा अस्मभ्यं सन्तु पृथिवि प्रसूताः ।
दीर्घं न आयुः प्रतिबुध्यमाना वयं तुभ्यं बलिहृतः स्याम ॥ ६२ ॥
भूमे मातर्नि धेहि मा भद्रया सुप्रतिष्ठितम् ।
संविदाना दिवा कवे श्रियां मा धेहि भूत्याम् ॥ ६३ ॥

---

અર્થ— ( शान्तिवा ) શાન્તિકારક ( सुरभिः ) સુગન્ધિયુક્ત ( स्योना ) સુખ આપનારી ( कीलालोध्नी ) અન્નને આપનારી ( पयस्वती ) જ્યાં ઘણું પાણી હોય એવી ( मे पृथिवी भूमिः पयसा सह ) અમારી ભૂમિ ભોગ્ય પદાર્થો જે પીવાના કામમાં આવે તેના વિષે અમને ( अधि ब्रवीतु ) કહે. ( ૫૯ )

( यत् ) જ્યારે ( विश्वकर्मा ) સર્વ કામ કરનારા ( रजसि अर्णवे ) અન્તરિક્ષમા ( अन्तः प्रविष्टाम् ) અંદર પ્રવેશ કરીને જે ભૂમિને ( हविषा ) અન્નાદિ પદાર્થોથી ( अन्वैच्छत् ) સેવા કરવાની ઇચ્છા કરે છે ત્યારે ( गुहा निहितं ) ગુપ્તસ્થાનમાં રાખેલું ( भुजिष्यं पात्रं ) ભોજનને યોગ્ય અન્ન વગેરે ( मातृमद्भ्यः ) માતૃભક્તોના ( भोगे ) ઉપભોગ માટે ( आविः अभवन् ) પ્રગટ થાય છે. ( ૬૦ )

હે માતૃભૂમિ ! ( त्वं जनानाम् अदितिः ) તું લોકોને દુઃખ ન આપનારી ( कामदुघा ) ઇચ્છિત પદાર્થો આપનારી ( पप्रथाना ) સ્તુતિ કરવા યોગ્ય ( आवपनी ) જેમાં સારી રીતે વાવવાથી ઘણું જ અન્ન ઉત્પન્ન થાય છે. ( असि ) એવી તું છે. ( यत् ते ऊनम् ) જે તારામાં ઉણપ છે. ( तत् ते ऋतस्य ) તારામાં જે યજ્ઞો કરવામાં આવે છે ( प्रथमजा ) સૃષ્ટિના પ્રારંભમાં પ્રગટ થએલા ( प्रजापतिः ) પરમેશ્વર ( आपूरयाति ) પૂર્ણ કરી દે છે ( ૬૧ )

હે ( पृथिवि ते प्रसूता ) ભૂમિ ! તારામાં ઉત્પન્ન થએલા બધા લોકો ( अनमीवाः ) રોગ રહિત ( अयक्ष्माः ) ક્ષયરોગરહિત ( अस्मभ्यं उपस्थाः ) અમારી પાસે રહેનારા ( सन्तु ) હો, ( नः आयु दीर्घं भवतु ) અમારૂં આયુષ્ય લાંબુ હો, અમે ઘણા વર્ષો જીવીએ ( वयं प्रतिबुध्यमानाः ) અમે જ્ઞાન વિજ્ઞાન યુક્ત થઇએ ( ( तुभ्यं बलिहृतः स्याम ) તને બલિદાન અને ઉપહાર આપનારા હો. ( ૬૨ )

હે ( मातर् भूमे ) માતૃભૂમિ ! ( भद्रया ) કલ્યાણને વધારનારી બુદ્ધિથી અમને ( सुप्रतिष्ठिताम् ) સુસ્થિર અને યુક્ત બનાવી ( मा ) મને ( निधेहि ) રાખે ( दिवा ) હંમેશાં ( सविदाना ) સર્વ વાતોને જાણનારા બનાવો. ( कवे मां ) હે કાન્તદર્શની ! અમને ( भूम्यां श्रियं धेहि ) પૃથ્વીના પેટાળમાં સંપત્તિ પ્રાપ્ત થાઓ. ( ૬૩ )

---

ભાવાર્થ—શાન્તિ, સુખ, અન્ન, પાણીઈત્યાદિ સર્વ આપનારી અમારી માતૃભૂમિ અમને સર્વ ભોગના પદાર્થો અને ઐશ્વર્ય આપનારી થાઓ અને આ પ્રમાણે તે અમારી રક્ષા કરતી જ રહે. ( ૫૯ )

*

જ્યાં સર્વ પ્રકારના ઉદ્યોગ કરનારા પ્રાજ્ઞ પુરુષો માતૃભૂમિની સેવા કરવા માટે કટીબદ્ધ થએલા છે તેમને માટે માતૃભૂમિના ગુપ્તસ્થાનમાં મુકી રાખેલા, પીરસીને તૈયાર કરેલા થાળ ( જે કેવળ ભક્તો માટે જ હોય છે ) તે તેની મેળે બાળકોની સામે આવીને પ્રગટ થાય છે અર્થાત્ તેમના ઉપભોગના સર્વ પદાર્થો તેમને સહેજમાં જ મળી શકે છે. ( ૬૦ )

હે અમારી માતૃભૂમિ ! તું અમને સર્વને સુખ આપનારી છે, ઇચ્છિત પદાર્થોને આપનારી છે તેથી તમારામાં જે ઉણપ છે તેને પરમેશ્વર પૂર્ણ કરે. ( ૬૧ )

હે અમારી માતૃભૂમિ અમે લોકો જે તમારામાં ઉત્પન્ન થયા છીએ તે સર્વ નિરોગી, મજબુત શરીરવાળા, લાંબા આયુષ્યવાળા અને બુદ્ધિમાન, તેમજ જાગૃતિસંપન્ન થઇએ અને માતૃભૂમિના હિત માટે અમારા પોતાના સ્વાર્થનું બલિદાન દેવામાં ઉદ્યુક્ત રહીએ. તારૂં હિત કરવામાં સર્વ પ્રકારે તત્પર રહીએ. ( ૬૨ )

હે માતૃભૂમિ ! મને બુદ્ધિમાન બનાવ અને તારી બાબતમાં પ્રતિદિન ચિન્તા કરનારા, સુક્ષ્મ વિચારી અને દૂરદર્શી મનુષ્યને તથા મને મારી ભૂમિમાં કૃપાએથી સમ્પત્તિ પ્રાપ્ત કરાવનારી બનજે. ( ૬૩ )

---

# માતૃભૂમિનું વૈદિક ગીત

## માતૃભૂમિનું વૈદિક ગીત

જે દેશમાં જે લોકો રહે છે તેને તેમની માતૃભૂમિ કહે છે. જેવી રીતે ભારતીઓની ભારતભૂમિ, ચીની લોકોની ચીનભૂમિ, અંગ્રેજોની ઇન્ગ્લેન્ડ અને આ પ્રમાણે બીજા બીજા લોકોની તે તે ભૂમિ તેમની માતૃભૂમિ કહેવાય છે. જેવી રીતે માતાનાં રૂધિરમાંસ ઇત્યાદિથી બાળકનો દેહ બને છે તેવી રીતે માતૃભૂમિમાં ઉત્પન્ન થએલા અનાજ, પાણી, હવા, વનસ્પતિથી તે તે દેશના માનવીઓના દેહ બને છે તેથી તે દેશવાસીઓ તે ભૂમિને પોતાની માતૃભૂમિ માને છે, એ તેમનો કુદરતી સ્વભાવજ બની રહે છે.

પરમેશ્વરનો નિયમ છે કે માતાના ધાવણ પર માત્ર તેના બાળકનોજ અધિકાર હોવો જોઇએ, કારણ કે માતાના સ્તનોમાં જે ધાવણ પરમેશ્વરે પોતાના અટલ નિયમોથી ઉત્પન્ન કર્યું છે તે માતાથી ઉત્પન્ન થનારા બાળકને માટે જ ઉત્પન્ન થાય છે, બાળકનું પોષણ તેની માતાના દૂધથીજ થવું જોઇએ, માતાનું ધાવણ પીવું એ બાળકનો જન્મસિદ્ધ અધિકાર છે અને તે તેનો ધર્મ પણ છે.

જો કોઇ જબરૂં બાળક પોતાની માતાનું ધાવણ પીવા ઉપરાંત બીજા બાળકની માતાનું ધાવણ પણ જબરદસ્તીથી ધાવી જાય અને બીજા બાળકને ભૂખ્યું રાખે તો તેનું તે કાર્ય પરમેશ્વરના નિયમ વિરૂદ્ધ ગણાય અને તે જબરૂં બાળક ઇશ્વરના નિયમાનુસાર અપરાધી ગણાય. તે જ પ્રમાણે એક દેશના માતૃભૂમિના બાળકો બીજા દેશના માતૃભૂમિના બાળકોને પરતંત્ર બનાવી અને તે દેશમાં ઉત્પન્ન થનારા ઉપભોગના સર્વ પદાર્થો, તે દેશના મૂળ વતનીઓને ન આપતાં પોતાના ઉપભોગાર્થે ઉપયોગમાં લે તો તે તેમનો મોટો અપરાધ છે, ઇશ્વરના નિયમ પ્રમાણે ગુન્હો થયો ગણાય. કોઇએ ભૂલવું ન જોઇએ કે જે સ્થિતિ માતા અને તેના બાળકની તે જ માતૃભૂમિ અને તેના બાળકોની છે.

પ્રત્યેક મનુષ્ય જાણે છે કે જે ઘરમાં તે રહે છે તે ઘર તેને કેટલું વહાલું લાગે છે. રાત્રિને સમયે કોઇ તસ્કર આવીને તે ઘરમાંથી કોઇ પણ વસ્તુ પોતાના ઉપભોગ માટે ચોરીને ઉઠાવી જાય. તો ન્યાયી સરકાર આવા ચોરને પકડીને સજા કરે છે, કારણ કે ન્યાયનો મુખ્ય હેતુ જ એ છે કે કોઇ પણ ઘરમાં તેના પરાપૂર્વથી ચાલી આવતી વસ્તુપર તે ઘરમાલિકનો હક્ક હોવો જોઇએ, તેના પર તે ચોરનો અધિકાર હોય નહિ અને તેટલા માટે જ તે ચોર સજાને પાત્ર છે. જેવી રીતે એક નાનું ઘર કોઇ એક કુટુંબની માલિકીનું છે, તેવીજ

રીતે આ સમગ્ર વિશાળ દેશ પણ એક મહાન ઘર છે અને તે તેમાં વસતા સર્વ દેશવાસીઓનું છે. જો આ રાષ્ટ્ર સ્વરૂપ ઘરપર બીજા દેશના બળવાન લોકો મળીને હુમલો કરે અને ત્યાંની ચીજોપર પોતાનો અધિકાર જમાવે તો વાસ્તવમાં તે અપરાધ એક નાના ઘર પર હુમલો કરનાર ડાકુના અપરાધ જેટલોજ દંડને પાત્ર છે, તે અપરાધ તેટલોજ ભયંકર છે બલકે વધારે ઉગ્ર સ્વરૂપમાં ભયંકર છે. આને વધારે સાબિત કરવાની આવશ્યકતા નથી. આ સંસારના સર્વ મોટા મોટા તત્વજ્ઞાની લોકો આ જ હકીકત કહેતા આવ્યા છે, પરંતુ જગતનો કારભાર તત્વજ્ઞાની લોકોના હાથમાં ન હોઇ ભૌતિક રીતે બળવાન લોકોના હાથમાં હોવાથી આ પ્રકારની રાષ્ટ્રીય લૂંટને અપરાધ માનવામાં આવતી નથી. તેથી એવા મહાન અપરાધીઓને કોઇ સજાપાત્ર ગણતું નથી અને સજા કરતું પણ નથી. પરંતુ ઇશ્વરના નિયમોમાં આ પ્રમાણેનો પક્ષપાત થઇ શકતો નથી.

આ અપરાધીઓને સજા થવી આવશ્યક છે કે નહિ તે જોવાનું કામ અમારૂં નથી. અમે તો એટલું જ દર્શાવવા માગીએ છીએ કે માતાના ધાવણ પર તેના બાળકનો, ઘરપર તે ઘરના માલિકનો, રાષ્ટ્ર પર તે રાષ્ટ્રના લોકોનો અને માતૃભૂમિની સર્વ ઉપયોગી વસ્તુઓ પર તે માતૃભૂમિના બાળકોનો અધિકાર છે.

બાળક પોતાની માતાનું ધાવણ ધાવે છે અને તેથી જ તેના પર તેનો અનહદ કુદરતી પ્રેમ હોય છે. મનુષ્યો પોતાની માતૃભૂમિમાં ઉત્પન્ન થતું અનાજ, ફળ, કંદ મૂળ ઇત્યાદિ ખાઇને પુષ્ટ બને છે અને તેથી જ તેની માતૃભૂમિ પર તેનો નિઃસીમ પ્રેમ હોય છે. તેથીજ કવિઓ માતૃભૂમિના પ્રેમના ગીતો બનાવે છે અને લોકો તે કાવ્યો ગાઇને અન્યને ઉત્સાહી બનાવે છે.

પાઠકોને આ વાત ફરી ફરી સમજાવવાની આવશ્યકતા નથી કે માતા અને માતૃભૂમિ વિષે લખેલાં કાવ્યો નૈસર્ગિક પ્રેમ ઉત્પન્ન કરે છે, કાવ્યના ભિન્ન ભિન્ન રસોમાં પ્રેમરસ અધિક શ્રેષ્ઠ હોય છે. માતૃદેવતાના કાવ્યમાં જેટલા પ્રમાણમાં પ્રેમરસ ભરેલો હોય છે તેવો બીજા કોઇ કાવ્યમાં આવી શકતો જ નથી. માતા કેવી છે? તે અસીમ પ્રેમની મૂર્તિ છે. તેના પ્રેમને અન્ય કોઇ ઉપમા આપવા લાયક જ નથી, તેનો પ્રેમ વાસ્તવમાં અનુપમ છે. જો માતાના પ્રેમને બીજી કોઇ ઉપમા આપવી જ હોય તો તે માતૃભૂમિના પ્રેમનીજ હોઇ શકે, બીજી કોઇ ઉપમા તેને આપી શકાય જ નહિ.

એવો માણસ ભાગ્યે જ મળશે જેને પોતાની માતા પ્રત્યે આદરભાવ ન હોય. માતાના પ્રેમથી જ પ્રત્યેક મનુષ્યનું પાલન પોષણ થાય છે. માતૃભૂમિ પ્રત્યે પણ પ્રત્યેક મનુષ્યને તેવોજ પ્રેમ હોય છે. આ દેશપ્રેમ પણ અસીમ હોય છે, ગમે તેવી વિપત્તિ કે સંકટ કેમ ન આવે માણસ પોતાની માતૃભૂમિનો ત્યાગ કરવા તત્પર નહિ જ થાય. માતાના અથવા માતૃભૂમિના યશના રક્ષણાર્થે મનુષ્ય પોતાના પ્રાણ પણ ન્યોછાવર કરવા તત્પર થઇ જાય છે.

આ તે જ નિઃસીમ પ્રેમ છે જેનાથી સર્વ દેશના લોકોએ પોતાની જન્મભૂમિનાં ગીત ભક્તિભાવ ભર્યા ઉત્તમોત્તમ બનાવ્યાં છે. માતૃ-ભૂમિને અર્થે લોકોએ ભક્તિગીતો રચ્યાં છે. સર્વ દેશોમાં આ પ્રથા છે કે આનંદોત્સવ કે વિજયોત્સવમાં દેશવાસીઓ પોતપોતનાં રાષ્ટ્રગીતોનું ભક્તિભાવથી ગાન કરે છે.

આવા પ્રકારનું કોઇ રાષ્ટ્રગીત અથવા માતૃભૂમિ ગીત ભારતવાસીઓમાં છે કે નહિ એ વિષયમાં કેટલાએ વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે. કેટલાક વિદ્વાનો એમ પણ દર્શાવે છે કે ભારતવાસીઓનું એકત્ર રાષ્ટ્ર કદી પણ હતું જ નહિ અને તેથીજ તેમનામાં કોઇ રાષ્ટ્રગીતની શક્યતા નહતી. મધ્યકાળમાં આપણા વિસ્તૃત દેશના ઘણા નાના નાના રાજ્યો બની ગયાં હતાં, તેથી જો એમ કહેવામાં આવે કે તે સમયમાં એક રાષ્ટ્રીયત્વની કલ્પના શક્ય ન હતી તો તે કદાચ સત્ય હોઇ શકે, પરંતુ અમારી પાસે પ્રારંભથી જ રાષ્ટ્રીયતાની કલ્પના છે અને તે ઋષિઓના કાળથીજ ચાલતી આવી છે અને તેના નિદર્શક તરીકે અમારી પાસે અમારૂં રાષ્ટ્રગીત પણ છે જ. આ બાબતના સમર્થનને માટે જ આ લેખમાં માતૃભૂમિના વૈદિક સૂક્તનો વિચાર કર્યો છે. આ સૂક્ત અથર્વવેદના ૧૨ મા કાંડનું પહેલું સૂક્ત છે.

### સૂક્તનો ઉપયોગ

જે સૂક્તના વિષયમાં અમે અહીં લખી રહ્યા છીએ તેનું રાષ્ટ્રીય મહત્વ છે કે નહિ તે તેના ઉપયોગથી જ જાણી શકીએ છીએ. તેથી તેનો ઉપયોગ ક્યાં કરવામાં આવ્યો છે તે જુઓ—

**१ ग्रामपत्तनादिरक्षणार्थम् ।** ( સાયણભાષ્ય )
( અથર્વ ૧૨।૧।૧ )

' ગામડું, શહેર, નગર, ઇત્યાદિના રક્ષણને સમયે તેનો ઉપયોગ કરવો જોઇએ ' અર્થાત્ ગામડું, નગર, પ્રાન્ત રાષ્ટ્ર, સ્વદેશ આદિના રક્ષણ સમયે તેનો ઉપયોગ કરવો જોઇએ સ્વદેશના રક્ષણ માટે જ્યારે કોઇ કામ કરવાનું હોય ત્યારે આ સૂક્ત કહેવું જોઇએ, ઉચ્ચારવું જોઇએ આથી એમ સિદ્ધ થાય છે કે સ્વરાષ્ટ્ર રક્ષા અને આ સૂક્તનો ઘણોજ નિકટનો સબંધ છે સર્વ લોકો જાણે છે કે રાષ્ટ્રગીતનો પણ આજ ઉપયોગ છે સર્વ દેશોમાં રાષ્ટ્રગીતનો ઉપયોગ આ કાર્યને આરંભ કરવામાં આવે છે પરંતુ આ બાબતનો વિશેષ વિચાર કરવો જોઇએ તેથી નીચે હજુ વધારે પ્રમાણ આપેલ છે

**२ पार्थिवीं भूमिकामस्य ।** ( નક્ષત્રકલ્પ ૧૭ )

' પૃથ્વીની ઇચ્છા કરનારો પાર્થિવી મહાશાંતિ કરતી વખતે તેનો ઉપયોગ કરે " દેશમાં અથવા રાષ્ટ્રમાં જ્યારે અશાન્તિ ઉત્પન્ન થાય છે ત્યારે તે સ્થિતિને દૂર કરવા માટે જે પ્રયત્નો કરવામાં આવે છે તેને ' પાર્થિવી મહાશાન્તિ એવું વૈદિક નામ આપેલ છે તેમાં કેટલીએ મહત્વપૂર્ણ બાબતો કરવી પડે છે એવા સમયે આ સૂક્ત ઉચ્ચારવુ જોઇએ આ નક્ષત્ર કલ્પકર્તાનું કહેવું છે " भूमि काम ' અર્થાત્ ભૂમિની ઇચ્છા કરનારો જે મનુષ્ય છે તેણે તે કામ કરતી વખતે આ સૂક્ત ઉચ્ચારવુ જોઇએ આ સૂક્તના ઉચ્ચારવાથી માતૃભૂમિના હિતનું કાર્ય કરવાને માટે ઉત્સાહ પ્રાપ્ત થાય છે તજ પ્રમાણે—

**३ भौमस्य दृतिकर्माणि ।** ( કૌશીતકીસૂત્ર ૫।૨ )

" ( भौम ) પ્રદેશના અથવા રાષ્ટ્રના ( दृति कर्म ) આદરને માટે જે કામ કરવું જોઇએ તે કામમાં આ સૂક્તનો ઉપયોગ કરવો જોઇએ " દૃતિ નો અર્થ ' આદર " દૃતિ કર્મ નો અર્થ છે આદરને માટે કરેલું કામ રાષ્ટ્રીય મહોત્સવ અથવા વિજયોત્સવને સમયે આ સૂક્તનો ઉપયોગ કરવો જોઇએ સાયણાચાર્યે પોતાના ભાષ્યમાં એ પણ દર્શાવ્યું છે કે આ સૂક્તનો ઉપયોગ કોણ કોણ કરી શકે છે હવે આપણે તે જોઇએ—

१ पुष्टिकामः । २ व्रीहियवाद्यकामः ।
३ मणिहिरण्यकामः ( સાયણભાષ્ય અથર્વ ૧૨।૧ )

" પુષ્ટીની ઇચ્છા કરનારે, અન્નની ઇચ્છા કરનારે, રત્ન સુવર્ણ ઇત્યાદિની ઇચ્છા કરનારે આ સૂક્તનો પાઠ કરવો જોઇએ ' તત્પર્ય એ છે કે આ સૂક્તનું ગાન તે સમયે કરવું જોઇએ જ્યારે અમે કોઇ રાષ્ટ્રીય ઉન્નતિનું કાર્ય કરતા હોઇએ જે વાચક વિચાર કરશે કે રાષ્ટ્રીયગીત એવાજ અવસર પર ગવાય છે તો તેઓ સનકાર અને ભાષ્યકારના કથનનું રહસ્ય સમજી શકશે

આ સૂક્તનો વિચાર કરતી વખતે પહેલાં આપણે એ સૂક્ત કયા ગણનું છે તે જોવુ જોઇએ પ્રાચીન ઋષિઓએ અથર્વ વેદના કેટલાક ગણ બનાવ્યા છે તેઓમાં " वास्तोष्पति " નામનો જે ગણ છે તેમાં આ સૂક્ત આવે છે " વસ્તુ " પર સ્વામિત્વ અથવા માલીકીહક્ક દર્શાવનારા અને સિદ્ધ કર નારા સૂક્તો " वास्तोष्पति " ગણમાં આવેલાં છે ઉપર દર્શાવવામાં આવ્યું છે કે જ્યારે કોઇ પણ દેશવાસીઓ પોતાની માતૃભૂમિપર પોતાનો હક્ક સાબિત કરવા માગતા હોય ત્યારે આ સૂક્તનો ઉચ્ચાર કરવો જોઇએ આ કારણને લીધે જ આ સૂક્ત " वास्तोष्पति " ગણમાં સામેલ કરવામાં આવ્યું છે

જો આ વાતો પર ઊંડો વિચાર કરવામાં આવે તો આ સૂક્તની મહત્તા સહજમાં જણાઇ આવશે અને વિશેષરૂપે સમજી શકાશે માતૃભૂમિનું આ વૈદિક ગીત અમુક વિશિષ્ટ પ્રકારનું રાષ્ટ્રગીત જ છે તથા એ રાષ્ટ્રીયગીત કોઇ ચોક્કસ રાષ્ટ્રીય અવસર પરજ ગાવુ જોઇએ

## માતૃભૂમિની કલ્પના

અત્યાર સુધી તો આપણે માતભૂમિના આ સૂક્તનો વિચાર બાહ્ય પ્રમાણોથીજ કર્યો છે હવે જો આંતરિક વિચાર કરીશુ તો આપણને જણાશે કે આપણો આ વિચાર કેટલી હદ સુધી રાષ્ટ્રીય મહત્વનો છે તેથી આપણે પહેલાં તો એ જોઇશુ કે આ સૂક્તમાં જે માતૃભૂમિની કલ્પના છે તે કેવા પ્રકારની છે જે લોકો એમ માને છે કે આપણામાં " માતૃભૂમિ ' ની કલ્પના જ નથી તે લોકો આ વચનોનો બરાબર વિચાર કરશે તો તેમને પ્રતીતિ થશે કે અમારા પ્રાચીન સાહિત્યમાં પણ માતૃભૂમિના વિચાર વિદ્યમાન છે અને ત્યારે એ પણ સિદ્ધ થશે કે માતૃભૂમિની કલ્પના સર્વ પ્રથમ ઋષિઓએ જ કરેલી છે

माता भूमिः पुत्रोऽहं पृथिव्याः । ( અથર્વ ૧૨।૧।૧૨ )

" મારી માતા ભૂમિ છે અને માતૃભૂમિનો હું પુત્ર છું " અમારા દેશની ભૂમિ અમારી માતા છે અને અમે સર્વ એ માતૃભૂમિના પુત્રો છીએ. અર્થાત્ અમે સર્વ દેશવાસી એકજ માતાના પુત્ર છીએ તેથી અમો સર્વ સાચા અર્થમાં દેશબંધુ છીએ. એ પણ સ્પષ્ટ જ છે કે પ્રત્યેક દેશના નિવાસીઓએ પોતાના મનમાં આજ ભાવ લાવવો જોઇએ. માતૃભૂમિના ભક્તોના ગૌરવના વિષયમાં ઋગ્વેદનો આ મંત્ર લક્ષમાં લેવા જેવો છે.

**ते अज्येष्ठा अकनिष्ठास उद्भिदोऽमध्यमासो महसा विवावृधुः । सुजातासो जनुषा पृश्निमातरो दिवो मर्या आवो अच्छा जिगातन ॥ ६ ॥**
( ઋગ્વેદ ૫।૫૧।૬ )

**अ ज्येष्ठासो अकनिष्ठास एते सं भ्रातरो वावृधुः सौभगाय ।** ( ઋગ્વેદ ૬।૬૦।૫ )

( **पृश्नि-मातरः** ) માતૃભૂમિને પોતાની માતા માનનારાઓ સર્વ ( **मर्त्याः** ) મનુષ્યો સાચા કુલીન છે, તેમનામાં કોઇ ( **ज्येष्ठ** ) એટલે મોટો એટલે વધારે શ્રેષ્ઠ નથી અથવા કનિષ્ઠ નથી અથવા કોઇ મધ્યમ પણ નથી, તે સર્વનો દરજ્જો એક સરખો છે. તે સર્વજણ ( **उत्-भिदः** ) પોતાના ઉપરનું દબાણ ભેદીને બહાર ઉંચે ચડનારા છે, સર્વના વિચારો એક સરખા છે અર્થાત્ તેઓ ( **भ्रातरः** ) ભાઇઓ છે જ, ને પોતાના ( **सौभगम्** ) ધનની માટે ( **सं-वावृधुः** ) સર્વ મળીને પ્રયત્ન કરી રહ્યા છે.

આ મંત્રમાં ( **पृश्नि-मातरः** ) અર્થાત્ ભૂમિને માતા માનનારા સત્પુરૂષોનું વર્ણન જોવા જેવું છે. માતૃભૂમિના ભક્ત બધા એકજ વિચારવાળા હોવા જોઇએ. તેમનામાં ઉંચ નીચનો ભેદભાવ રહેતો નથી. તે સર્વ લોકોનો દરજ્જો એક સમાન હોઇને તેઓ સર્વ મળીને માતૃભૂમિના ઉદ્ધારનો પ્રયત્ન એક સાથે એક સરખો કરે છે, તેઓ અંદર અંદર બંધુ પ્રેમ જાળવે છે અને તેને લીધે પોતાની ઉન્નતિ સાધી લે છે, માતૃભૂમિને પોતાની તથા સર્વની માતા માનવાથી પ્રત્યેકના આચરણમાં જે ફરક પડે છે તે આ મંત્રમાં સ્પષ્ટ રીતે દર્શાવ્યો છે. પોતાના વ્યવહારનું કેન્દ્ર માતૃભૂમિ છે આ માનનારાઓ અને ન માનનારાઓના વ્યવહારમાં આટલો ભેદ હોય છે. વેદોમાં આ વાત આટલી સ્પષ્ટ રીતે જણાવી છે તેનું કારણ એ છે કે વૈદિકધર્મવાળાઓને એ દર્શાવવું છે કે આવો વિચાર કરવાથી તે લોકોમાં માતૃભૂમિની ભક્તિ વધે અને તેઓ પોતાની ઉન્નતિ કરી લે. તે જ પ્રમાણે--

**इळा सरस्वती मही तिस्रो देवीर्मयोभुवः । बर्हिः सीदन्त्वस्रिधः** ( ઋગ્વેદ ૧।૧૩।૯ )

" ( **मही** ) માતૃભૂમિ, ( **सरस्वती** ) માતૃસંસ્કૃતિ અને ( **इळा** ) માતૃભાષા આ ત્રણ સુખ આપનારી દેવતાઓ છે, તે સર્વ કાળ અંતઃકરણમાં રહે. "

આ મંત્રની ત્રણ દેવતાઓમાં માતૃભૂમિનું સ્થાન છે. ત્રણે દેવતાઓનો સંબંધ સ્પષ્ટ કરીને દર્શાવવાની અત્રે આવશ્યકતા નથી કારણ કે તે એટલો સ્પષ્ટ છે કે એની મેળે જ તે જણાઇ આવે છે. આ સર્વ મંત્રોનો વિચાર કરવાથી જણાઇ આવશે કે આપણા ધર્મગ્રન્થોમાં માતૃભૂમિનું મહત્વ અને શ્રેષ્ઠત્વ કેટલી હદ સુધી વર્ણવાયું છે. તે બાબતમાં વધુ વિચાર કરવા પહેલાં આ મંત્ર જોઇએ—

**भूमे मातर्नि धेहि मा भद्रया सुप्रतिष्ठितम् ॥**
( અથર્વ. ૧૨।૧।૬૩ )

" હે ( **मातः भूमे** ) માતૃભૂમિ ! મને કલ્યાણ અવસ્થામાં મૂક " અર્થાત્ મારૂં સર્વ પ્રકારે કલ્યાણ કર. આમાં " **भूमे मातः** " ઇત્યાદિ પદોથી માતૃભૂમિની યોગ્યતા જણાઇ આવે છે. એજ પ્રમાણે—

**सा नो भूमिः पूर्वपेये दधातु ॥ ३ ॥**
**सा नो भूमिर्गोष्वप्यन्ने दधातु ॥ ४ ॥**
**सा नो भूमिर्भूरिधारा पयो दुहाम् ॥ ९ ॥**
**सा नो भूमिर्वर्धयद्वर्धमाना ॥ १३ ॥**
**सा नो भूमिरा दिशतु यद्धनं कामयामहे ॥ ४० ॥**
**सा नो भूमिः प्रणुदतां सपत्नानसपत्नं मा पृथिवी कृणोतु ॥ ४१ ॥** ( અથર્વવેદ ૧૨।૧ )

. " તે અમારી માતૃભૂમિ હંમેશા અમને અપૂર્વ પેય પદાર્થો આપે. તે અમારી માતૃભૂમિ અમને ગાયો અને અન્ન આપે. તે અમારી માતૃભૂમિ અમને દૂધ ઘણું આપે. તે અમારી માતૃભૂમિ અમારૂં સંવર્ધન કરે. તે અમારી માતૃભૂમિ અમને ઘણું ધન આપે. તે અમારી માતૃભૂમિ અમારા શત્રુઓનો નાશ કરે અને અમને શત્રુરહિત બનાવે. "

પાછલો સંબંધ ધ્યાનમાં લેતાં જણાઇ આવશે કે આ સર્વ મંત્રોમાં " ભૂમિ " શબ્દ " માતૃભૂમિ " ના અર્થમાં

જ વપરાએલ છે " માતૃભૂમિ અમારે માટે આ કરે તે કરે " વગેરે રચના કાવ્યમય અલંકારિક ભાષા છે તેનો વાસ્તવિક અર્થ તો એટલો જ થાય કે, " માતૃભૂમિની કૃપાથી અમારા હાથે આ કાર્ય થાય અથવા આ કાર્ય પૂર્ણ થઇ તેનું ફળ મળે." કારણ કે પ્રત્યેક કાવ્યમાં આ પ્રકારની અલંકારિક ભાષના રહેવી હોય જ છે આ સર્વ પ્રાર્થનાઓનો શાબ્દિક અર્થ ભિન્ન હોય છે, જ્યારે આંતરિક ભાવ ભિન્ન હોય છે. આ વિષયમાં આ મનન યોગ્ય મંત્ર જુઓ—

**सा नो भूमि विसृजतां माता पुत्राय मे पयः ॥ १०॥**
**( અથર્વવેદ ૧૨।૧।૧ )**

" તે અમારી માતૃભૂમિ મને અર્થાત્ પોતાના પુત્રને પાણું દૂધ આપે। આ મંત્ર કેટલો સરસ છે અને એટલો જ એ અલંકારિક પણ છે માતા અને પુત્રનો સબંધ દૂધ ( ધાવણ ) પીવાથીજ શરૂ થાય છે માતાનું ધાવણ તેનો પુત્ર ધાવે છે એ વાત સુવિદિત છે. ગાયનું દૂધ આપણે બધા પીએ છીએ તેથી જ ગાય આપણી માતા છે ભૂમિના અનાજ, કઠોળ વગેરે રસ આપણને મળે છે તેથી તે અમારી માતા છે, આ સર્વ સાધારણ અને સીધો વ્યવહાર છે તેનું વર્ણન કરતી વખતે ઉપરોક્ત મંત્રનો જે ભાગ " મારી માતા મનેજ દૂધ આપે " અને આ પ્રકારના વર્ણનથી જ અમારી માતૃભૂમિમાં ઉત્પન્ન થનારા સર્વ ઉપભોગના પદાર્થો અમનેજ મળે અને બીજો કોઇ તેમને અમારી પાસેથી છીનવી ન લે વગેરે જે ભાવ છે તે ઘણોજ સારો છે અને બોધપ્રદ છે આ પ્રમાણે પાઠકોએ અવશ્ય ધ્યાન આપવું જોઇએ

હવે કોઇ એમ પણ કહેશે કે " ભૂમિ અથવા અમારી ભૂમિ " ઇત્યાદિ શબ્દોથી " અમારી રાષ્ટ્રભૂમિ " એવો ભાવાર્થ નીકળી શકતો નથી, અને આ વાતને સિદ્ધ કર્યા સિવાય ધર્મગ્રન્થોમાં માતૃભૂમિની બાબતમાં પૂર્ણરૂપે વર્ણન આપેલું છે એમ પણ અમે કહી શકતા નથી. આ સંદેહ યોગ્ય છે અને તેના નિવારણને માટે પાઠકોની સમક્ષ અમે આ મંત્ર મૂકીએ છીએ—

**सा नो भूमिस्त्विषिं बलं राष्ट्रे दधातूत्तमे ।**
**( અથર્વ ૧૨।૧।૮ )**

" તે અમારી માતૃભૂમિ અમારા ઉત્તમ રાષ્ટ્રમાં ( उत्तमे राष्ट्रे ) તેજ અને બળ વધારે "

આમાં " उत्तमे राष्ट्रे " નો અર્થ અને " અમારી ભૂમિ " નો અર્થ એકજ છે " અમારા ઉત્તમ રાષ્ટ્રમાં અર્થાત્ અમારી માતૃભૂમિમાં " તેજ અને બળની વૃદ્ધિ થાઓ " અમારી માતૃભૂમિમાં " અથવા " અમારા રાષ્ટ્રમાં " ઇત્યાદિ શબ્દોનો અર્થ એજ છે કે "અમારા લોકોમાં" અથવા " અમારા દેશબાંધવોમાં " આ વાત સામાન્ય અને સાધારણ વિચાર કરનારો જાણી શકે છે. પરંતુ " અમારામાં " અથવા " દેશબાંધવોમાં તેજ અને બળ વધે " એમ કહેવા કરતાં આમ કહીએ કે " અમારા રાષ્ટ્રમાં અથવા અમારી માતૃભૂમિમાં તેજ અને બળ વધે " તો તે વધારે ઉચ્ચ ભાવના પ્રદર્શિત કરે છે. આ દૃષ્ટિએ " અમારી માતૃભૂમિ અમારૂં રાષ્ટ્ર, અમારો દેશ " વગેરે શબ્દોમાં કેટલો ગૂઢ અર્થ અને રસ ભરેલો છે !

હવે આ મંત્રના " उत्तमे राष्ट्रे " ( અમારા ઉત્તમ રાષ્ટ્રમાં ) શબ્દો હજુ પણ એક ઉચ્ચભાવ પ્રદર્શિત કરે છે હવે તેનો વિચાર કરવો જોઇએ રાષ્ટ્રભક્તોની નજરે રાષ્ટ્ર કેવી દશામાં હોવું જોઇએ તે આ શબ્દોથી સ્પષ્ટ થાય છે આ શબ્દોથી સૂચિત થાય છે કે રાષ્ટ્ર ભક્તોની આકાંક્ષાઓ હોવી જોઇએ કે " અમારૂં રાષ્ટ્ર સર્વ રાષ્ટ્રોમાં ઉત્તમ હોય " તર અને તમ " એ તુલનાત્મક ઉચ્ચતા બતાવનારા પ્રત્યયો છે. " उत् " ઉત્તર અને ઉત્તમ ઉચ્ચતાનાં ત્રણ પર્યાયો બતાવે છે " ઉત્તમ " થી સર્વોત્કૃષ્ટ અવસ્થા જાણી શકાય છે રાષ્ટ્રભક્તોની એ પ્રબળ ઇચ્છા હોવી જોઇએ કે બીજા સર્વ રાષ્ટ્રોમાં અમારૂં રાષ્ટ્ર ઉત્તમ દશામાં હોવું જોઇએ આ ઇચ્છાથી પ્રેરિત બનીને તેમણે પોતાના રાષ્ટ્રને અત્યુચ્ચ કોટીનું બનાવવામાં પોતાની સર્વ શક્તિ ખરચીને પ્રયત્ન કરવો જોઇએ ઉક્ત શબ્દોનો એજ ભાવ છે કે રાષ્ટ્રની કોઇ પણ સ્વતંત્ર અથવા પરતંત્રદશા હોવાથી સંતોષ ન થાય, પરંતુ દેશવાસીઓનું લક્ષબિન્દુ તો એ હોવું જોઇએ કે કોઇ એક ઉચ્ચતમ કોટીએ પહોંચવું જોઇએ અને એ લક્ષબિન્દુએ પહોંચવા માટે તેમણે ભરપૂર મહેનત કરી પ્રયત્નો કરવા જોઇએ

આ મંત્રનો વિચાર કરવાથી જણાઇ આવશે કે આ વૈદિક સૂક્તમાં કેવળ માતૃભૂમિનીજ કલ્પના નથી, પરંતુ રાષ્ટ્રના વિષયમાં સ્પષ્ટ ભાવ છે અને પોતાનું રાષ્ટ્ર સર્વ રાષ્ટ્રોમાં આગળ પડતું રહે એ ઉચ્ચ મહત્વાકાંક્ષા આમાં વ્યક્ત થયેલ છે વાચકો એ સ્મરણમાં રાખે કે આપણો

ધર્મ એટલી ઉચ્ચ રાષ્ટ્રીય ભાવના જાગૃત કરનારો છે કે તે એ આદર્શને સ્પષ્ટ શબ્દોમાં જનતાની સન્મુખ ધરે છે. જો કોઇને એ વિષે સંદેહ હોય તે ઉપરોક્ત વચનનોનું પઠન કરે અને પોતાના સંદેહને દૂર કરે.

આટલો સ્પષ્ટ ઉપદેશ અમારા ધર્મવચનોમાં હોવા છતાં પણ અમારા રાષ્ટ્રમાં જેટલા પ્રમાણમાં જોઇએ તેટલા પ્રમાણમાં યથોચિત જાગૃતિ થએલ નથી. જો કે આ વાત સત્ય હોવા છતાં પણ એનું કારણ એ નથી કે અમારો ધર્મ અયોગ્ય છે, પરંતુ તેનું ખરૂં કારણ ધર્મ તરફ પુરૂં લક્ષ ન આપવું અને બીજી અયોગ્ય વાતો પર વધારે લક્ષ આપવું એ છે. જે વેદમાં આ ઉચ્ચ રાષ્ટ્રીય ભાવના જાગૃત કરનારાં વચનો છે તેના પ્રતિ લોકોમાં જે શ્રદ્ધા અને વિશ્વાસ ઉત્પન્ન થયાં છે તેને માત્ર બનાવટી અને દેખાઉ કેમ માની શકાય ! લોકો આધુનિક ગ્રન્થોપર જ અધિક વિશ્વાસ કરે છે. તેથી સાચું સોનું જે હતું તે દૂર રહી ગયું અને માટી આપણા હાથમાં રહી ગઇ છે.

આપણી માતૃભૂમિ અને રાષ્ટ્રના વિષયમાં આ પ્રમાણે સ્પષ્ટ વિધાન અથર્વવેદીય માતૃભૂમિના ગીતોમાં કરેલું છે. તે ગીતો વાંચવાથી સિદ્ધ થઇ શકશે કે અમારો ધર્મ રાષ્ટ્રીય ભાવના જાગૃત રાખનારો અથવા તેની વૃદ્ધિ કરનારો છે. એ ભૂલવું ન જોઇએ કે રાષ્ટ્રના સંબંધમાં જે કર્તવ્ય છે તે આપણા ધર્મનું મુખ્ય અંગ અથવા ભાગ છે.

### અધ્યાત્મજ્ઞાન અને રાષ્ટ્રભક્તિ

આપણા લોકોમાં ધાર્મિક બાબતો પ્રત્યે કેટલું દુર્લક્ષ થઇ રહ્યું છે તે ઉદાહરણ આપીને સ્પષ્ટ દર્શાવવું અયોગ્ય નહિ જ ગણાય અધ્યાત્મજ્ઞાન અને માતૃભૂમિની ભક્તિનો એક બીજા સાથે દૃઢ સંબંધ છે એમ જો કહેવામાં આવે તો તેને કોઇ સત્ય નહિ માને. એટલું દુર્લક્ષ તેના તરફ થઇ રહ્યું છે. અધ્યાત્મવિચાર કરનારા વેદાન્તીઓ સર્વ સંસારને છોડીને કોઇ ગુફામાં જઇને ભરાઇ રહેવાનો પ્રયત્ન કરે છે અને જેમને લોકો રાષ્ટ્રભક્ત કહે છે તે લોકો તો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે ધર્મનો રાજકારણ સાથે કોઇ સંબંધ નથી. આવો સ્પષ્ટ જાહેર વિરોધ જોવા છતાં જો કોઇ કહે કે, " અધ્યાત્મ-વિદ્યા અને રાષ્ટ્રભક્તિનો નિકટ સંબંધ છે તેને કોણ તો સાચું માની શકે " વાસ્તવિક સ્થિતિનો વિચાર કરવા પહેલાં ઇતિહાસના એક બે ઉદાહરણો જોઇશું કે આ વિષય કેવો હોવો જોઇએ.

અર્જુન યુદ્ધભૂમિમાં યુદ્ધ માટે સજ્જ થઇ ગયો હતો અને શત્રુને જીતવાની મહત્વાકાંક્ષા રાખી તેણે યુદ્ધની તૈયારી કરી હતી, પરંતુ યુદ્ધનો પ્રારંભ થવા પહેલાં જ તે મોહમાં ફસાઇ ગયો અને જંગલમાં જઇને તપશ્ચર્યા કરવાને માટે તત્પર થઇ ગયો, તે એમ વિચાર કરવા લાગ્યો કે યુદ્ધ કરીને સ્વરાજ્ય પ્રાપ્ત કરવા કરતાં તપશ્ચર્યા કરીને તેથી પણ વધુ ઉચ્ચતર અવસ્થા પ્રાપ્ત કરવી એ અધિક ઉચ્ચ છે. ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનને વૈદિક અધ્યાત્મવિદ્યાનો ઉપદેશ કર્યો. આ ભગવદ્ગીતાનો ઉપદેશ સાંભળીને અર્જુનનો મોહ દૂર થઇ ગયો. તેને તેની અવસ્થાનું સાચું જ્ઞાન પ્રાપ્ત થયું અને તે શત્રુઓને મારવાને માટે તત્પર થઇ ગયો, ત્યાર પછી તેણે યુદ્ધ કર્યું અને નિષ્કંટક સ્વરાજ્ય પૂર્ણપણે પ્રાપ્ત કર્યું.

બીજું ઉદાહરણ શ્રીરામચંદ્રનું છે. રામચંદ્રનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી તેમને એવો ભ્રમ થયો કે " સર્વ બાબતો દૈવાધીન છે અને પુરૂષાર્થથી કાંઇ પણ થઇ શકતું નથી. " આ ભ્રમને લીધે તેમણે પુરૂષાર્થના કામ કરવાં છોડી દીધાં ત્યારે વસિષ્ઠ ઋષિએ તેમને વેદાન્તશાસ્ત્રનો-અધ્યાત્મ-શાસ્ત્રનો ઉપદેશ કર્યો. તે ઉપદેશ પછી તેમનો ભ્રમ દૂર થઇ ગયો અને તેઓ પ્રબળ પુરૂષાર્થી બની ગયા, ત્યાર પછી તેમણે લંકાદ્વીપના રાક્ષસોનો નાશ કર્યો. સંપૂર્ણ ભરત-ખંડના ૩૩ કરોડ દેવોને કારાગૃહમાંથી મુક્ત કર્યા અને પૂર્ણ સ્વતંત્ર બનાવ્યા, અને આર્ય ક્ષત્રિયોનું યશ ઉજ્જવલ બનાવી દીધું.

આ બંને ઉદાહરણોમાં દર્શાવવામાં આવ્યું છે કે અધ્યાત્મ-જ્ઞાનના ઉપદેશ પછી જ પ્રબળ પુરૂષાર્થ કરીને સ્વરાષ્ટ્રના શત્રુઓનો પૂર્ણપણે નાશ કરીને રાષ્ટ્રીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવી જોઇએ.

શ્રી શિવાજી મહારાજાને પણ એક બે વખત રાષ્ટ્રકાર્યમાં ઉદાસીનતાએ ઘેરી લીધા હતા પરંતુ રામદાસ સ્વામી અને સંત તુકારામના ઉપદેશ સાંભળ્યા પછી તેઓ તેમાંથી મુક્ત થઇ ગયા. આ હકીકત મહારાષ્ટ્રના ઇતિહાસમાં સ્પષ્ટ આપેલી છે. આ સર્વ બાબતોનો વિચાર કરવાથી એમ કહેવું જ પડશે કે અધ્યાત્મજ્ઞાન અથવા વેદાન્તજ્ઞાન રાષ્ટ્રીય ઇચ્છાનું વિરોધી નથી જ. આ ઐતિહાસિક દૃષ્ટાન્તો જોયા પછી

આપણે જે માતૃભૂમિના વૈદિક ગીતો વિષે વિચાર કરી રહ્યા છીએ, તેની આગળ પાછળનાં સૂકતોમાં ક્યા વિષયો આવેલા છે તે જુઓ—

આ માતૃભૂમિનું વૈદિક રાષ્ટ્રગીત અથર્વવેદના ૧૨મા કાંડનું પ્રથમ સૂકત છે. તેના પહેલાંના જે સૂકતો છે તે સૂકતો અને તેમના વિષય ક્રમપ્રમાણે આગળ આપેલાં છે-

દશમ કાંડ—

સૂકત બીજું — કેન સૂકત ( કેન ઉપનિષદ્‌નો વિષય ) બ્રહ્મ વિદ્યા

સૂકત ૩ થી ૬ સુધી— શત્રુઓનો નાશ કરવો

સૂકત ૭ થી ૮— જ્યેષ્ઠ બ્રહ્મસૂકત ( બ્રહ્મજ્ઞાન )

સૂકત ૯— શત્રુપર શસ્ત્રપ્રહાર કરવો

સૂકત ૧૦— ગૌમાતાનું રક્ષણ ગાયોને દુઃખ દેનારા શત્રુઓનો નાશ કરવો

એકાદશ કાંડ—

સૂકત ૧— બ્રહ્મૌદનસૂકત ( અન્નસૂકત ),

સૂકત ૨— રુદ્રસૂકત ( પશુપતિસૂકત )

સૂકત ૩— ઓદનસૂકત ( ભાત, અન્ન ),

સૂકત ૪— પ્રાણસૂકત ( પ્રાણશકિતનું વર્ણન )

સૂકત ૫— બ્રહ્મચર્ય ( બ્રહ્મચર્ય પાલન કરવું )

સૂકત ૬— કાલસૂકત વર્ણન

સૂકત ૭— ઉચ્છિષ્ટ બ્રહ્મસૂકત ( સંપૂર્ણ જગતને ધારણ કરનારા બ્રહ્મનું સૂકત )

સૂકત ૮— બ્રહ્મસૂકત ( શરીરમાં પ્રવેશ કરનારા બ્રહ્મનું સૂકત )

સૂકત ૯ અને ૧૦— યુદ્ધની તૈયારીનું સૂકત

દ્વાદશ કાંડ— સૂકત ૧— માતૃભૂમિનું વૈદિક ગીત

આ સૂકતોના ક્રમમાં યુદ્ધ, શત્રુનાશ ઇત્યાદિ વિષયો પહેલાં બ્રહ્મજ્ઞાનનાં સૂકતો આવેલા છે બ્રહ્મજ્ઞાન પછી શત્રુનો નાશ કરવાનો વિષય આવેલો છે અથર્વવેદના દશમ કાંડમાં આ પ્રમાણેનો નિર્દેશ બે વાર આવેલ છે, અગિયારમા કાંડમાં અન્ન, પ્રાણ, બ્રહ્મચર્ય, કાળ વગેરે વિષયો પછી જ બ્રહ્મજ્ઞાન છે ત્યાર પછી યુદ્ધની તૈયારીનું વર્ણન છે અને ત્યાર પછી માતૃભૂમિનું વૈદિક ગીત છે સૂકતોનો આ ક્રમ જોયા પછી સ્પષ્ટતાથી જણાઇ આવશે કે " બ્રહ્મજ્ઞાન પછીજ સ્વાતંત્ર્યને માટે યુદ્ધ થતું હશે ' વાચકોને આ વિધાન કદાચિત આશ્ચર્યકારક જણાશે તેથી ઉપરોકત સૂકતોનો અર્થ સમજવા માટે તેમજ અમે જે વિધાન કર્યું છે તે યોગ્ય છે કે નહિ તેની ખાત્રી કરાવવા માટે પ્રત્યેક સૂકતમાંથી નમૂનાનો એક એક મંત્ર અહીં આપીએ છીએ

अष्टाचक्रा नवद्वारा देवानां पूरयोध्या ।
तस्यां हिरण्ययः कोशः स्वर्गो ज्योतिषावृतः ॥ ३१ ॥
तस्मिन् हिरण्यये कोशे त्र्यरे त्रिप्रतिष्ठिते ।
तस्मिन्यद्यक्षमात्मन्वत्तद्वै ब्रह्मविदो विदुः ॥ ३२ ॥
( અથર્વ ૧૦।૨।૩૧-૩૨ )

" આઠચક્ર અને નવદ્વારથી યુક્ત દેવોની અયોધ્યા નગરી છે તે નગરીમાં તેજયુક્ત સ્વર્ગ કોશ છે, તે કોશમાં જે પૂજ્ય દેવ છે તેને બ્રહ્મજ્ઞાની જ જાણે છે " આ હૃદયસ્થાનીય બ્રહ્મનું વર્ણન જોયા પછી આગળના સૂકતમાં શત્રુને છિન્ન ભિન્ન કરવાના મંત્રો જુઓ—

तेना रभस्व त्वं शत्रून् प्रमृणीहि दुरस्यतः ।
( અથર્વ ૧૦।૩।૧ )

अरातीयोर्भ्रातृव्यस्य दुर्हार्दो द्विषतः शिरः
अपि वृश्चाम्योजसा ॥ ( અથર્વ ૧૦।૬।૧ )

" દુષ્ટ શત્રુઓનો નાશ કરવાના કાર્યનો પ્રારંભ કરી દુષ્ટ શત્રુનું શિર હું તોડું છું " આ પ્રમાણે આ સૂકત જોયા પછી ૭ અને ૮ સૂકતોમાં રહેલું વેદાન્ત વર્ણન જુઓ—

यस्य सूर्यश्चक्षुश्चन्द्रमाश्च पुनर्णवः ।
अग्निं यश्चक्र आस्यं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥३३॥
( અથર્વ ૧૦।૭।૩૩ )

पुण्डरीकं नवद्वारं त्रिभिर्गुणेभिरावृतम् ।
तस्मिन् यद्यक्षमात्मन्वत्तद्वै ब्रह्मविदो विदुः ॥ ४३ ॥
( અથર્વ ૧૦।૮।૪૩ )

' ચંદ્રમા અને સૂર્ય જેની આંખો છે, અગ્નિ જેનું મુખ છે, તે જ્યેષ્ઠ બ્રહ્મને નમન કરું છું નવદ્વાર કમળમાં જે દેવ છે તેને બ્રહ્મજ્ઞાની જ જાણી શકે છે " આ બ્રહ્મવર્ણન જોયા પછી તેના આગળના સૂકતનો પહેલો મંત્ર જુઓ—

अघायतामपि नह्या मुखानि सपत्नेषु वज्र-
मर्पयैतम् ॥ ( અથર્વ ૧૦।૯।૧ )

' પાપી લોકોનું મોઢું બંધ કરો અને આ જ શસ્ત્ર શત્રુઓ પર ફેંકો ' આ પ્રમાણે બીજા પ્રકારના સૂકતોનો ક્રમ છે તે સૂકતોના વિષયો અહીં આપતા નથી, કેવળ ૧૧મા

કાંડના આઠમા સૂકતનો એક મંત્ર અહીં આપીએ છીએ અને બાકીના પ્રાણ અને બ્રહ્મચર્યના સૂકતોમાંનાં વર્ણન વિસ્તાર ભયથી છોડી દઈએ છીએ.

तस्माद्वै विद्वान् पुरुषमिदं ब्रह्मेति मन्यते ।
सर्वा ह्यस्मिन्देवता गावो गोष्ठ इवासते ॥ ३१ ॥
( અથર્વ ૧૧।૮।૩૨ )

" તેટલા માટે જ આ ( पुरुषं ) પુરુષને બ્રહ્મ કહે છે. કારણ કે જેવી રીતે ગાયો પોતાના ગોઠામાં રહે છે. તેવી રીતે સર્વ દેવતાઓ તેના આશ્રયથી જ રહે છે. " આ બ્રહ્મજ્ઞાનના સૂકતની પહેલાનું સૂકત જુઓ—

तेषां सर्वेषामीशाना उत्तिष्ठत सं नह्यध्वं मित्रा
देवजना यूयम् । इमं संग्रामं संजित्य यथा-
लोकं वितिष्ठध्वम् ॥ २६ ॥ ( અથર્વ. ૧૧।૯।૨૬ )

" મિત્રો ! તૈયારી કરો, ઉઠો. આ યુદ્ધમાં વિજય મેળવ્યા પછી પોતપોતાને દેશ જાઓ. " તે જ પ્રમાણે—

सहस्रकुणपा शेतामामित्री सेना समरे वधा-
नाम् । विविद्धा ककजाकृता ॥ २५ ॥
( અથર્વ ૧૧।૧૦।૨૫ )

" શત્રુની સેનાઓમાં હજારો લોકોનાં મડદાં યુદ્ધભૂમિમાં પડે. " આ પ્રકારનું વર્ણન અધ્યાત્મજ્ઞાન પછી ઘણી વાર આવી ચૂકયું છે.

આને અચાનક કાકતાલીય ન્યાયથી જ આવી પડેલ છે એમ નહિ કહી શકાય. કારણ કે આવું વર્ણન ત્રણ જગ્યાએ આ જ પ્રમાણે આવેલ છે. રામ અને અર્જુનના ઉપદેશને સમયે પણ આમ જ થએલું છે. તેથી " અધ્યાત્મજ્ઞાનની પછી જ સ્વાતંત્ર્યને માટે યુદ્ધ " થયું સ્વાભાવિક છે. આ સર્વ સૂકતો પછી વૈદિક રાષ્ટ્રગીત આવેલું છે. તેથી એમ સમજી શકાય છે કે જે સૂકતોના વિષયમાં આ લેખ લખવામાં આવ્યો છે તે સૂકત વાસ્તવમાં રાષ્ટ્રીય મહત્વનું છે કારણ કે તે યુદ્ધના સમયે આવેલું છે.

આ સૂકતના વિષયમાં વિચાર કરવા પહેલાં આપણે એ જોવું જોઇએ કે અધ્યાત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન ઇત્યાદિ વિષયોનો યુદ્ધાદિ રાષ્ટ્રીય વાતોની સાથે શો સબંધ છે ?

## ( ૧ ) અધ્યાત્મજ્ઞાન

બુદ્ધિ, મન, અહંકાર, પ્રાણ, ઇન્દ્રિય અને શરીરના સર્વ અંગોને આત્માનો આધાર હોય છે, આ સર્વ મહાશક્તિઓ છે. આ શક્તિઓનું જ્ઞાન હોવું તેને અધ્યાત્મજ્ઞાન કહેવામાં આવે છે.

આ સર્વ શક્તિઓ આપણામાં છે. આપણે તદ્દન ક્ષુદ્ર તો નથી જ. આપણા આધીન આ મોટી મોટી શક્તિઓ છે. તેમને ચલાવનારા આપણે છીએ. આ આપણી શક્તિ અધ્યાત્મજ્ઞાનથી જ જાણી શકાય છે. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવા પહેલાં જે મનુષ્ય પોતાને ક્ષુદ્ર અને નિર્બળ સમજે એ તે જો અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી પોતાને બળવાન અને સમર્થ સમજવા માંડે તો તેમાં કાંઇ આશ્ચર્યજનક નથી જ. તેથી જ જે રામચંદ્ર પોતાને દેવાધીન અને પરતંત્ર સમજે છે તે જ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી દેવને પણ પોતાને આધીન સમજવા લાગ્યા અને પોતાના પુરૂષાર્થથી વિપરિત દૈવને પણ પોતાની ઇચ્છાને અનુસાર અનુકૂળ બનાવવામાં સમર્થ સમજવા લાગ્યા. આ શક્તિ અધ્યાત્મજ્ઞાનથી જ પ્રાપ્ત થઇ શકે છે.

## ( ૨ ) બ્રહ્મજ્ઞાન

વિશ્વવ્યાપી સચ્ચિદાનંદ શક્તિનું અસ્તિત્વ સ્થિર અને ચલ સર્વમાં એક સરખું વ્યાપેલું છે. આ જ્ઞાનને લીધે સર્વ સંસાર તરફ જોવાનું દૃષ્ટિબિન્દુ બદલાઇ જાય છે.

તેને પોતાની અંદર રહેલી શક્તિ અને જગતની શક્તિઓનું જ્ઞાન થાય છે, તેથી જ તેને કામ કરતી વખતે શોક અથવા મોહ થવો અસમ્ભવ છે. તે સારા લોકોનું રક્ષણ કરે છે અને દુષ્ટ લોકોનો નાશ કરે છે, તે ધર્મનું સારી રીતે પાલન કરીને લોકોમાં શાંતિ રાખે છે, જગત તરફ જોવાની તેની દૃષ્ટિ ઉચ્ચ હોય છે. તેથી તેને સ્ત્રી અથવા બાળબચ્ચાંનો મોહ રહેતો નથી, ઘર અને દોલતનો તેને લોભ હોતો નથી અથવા એશ–આરામને કારણે તે પોતાનું કર્તવ્ય ત્યાગી શકતો નથી.

તે ઉપરાંત આ જ્ઞાનથી બીજો પણ એક લાભ થાય છે. તે એ છે કે આ પૃથ્વી પર સ્વાર્થને ખાતર જેટલા યુદ્ધો થાય છે તે થશે નહિ અને તેથી સજ્જનોને જે કષ્ટ થાય છે તે થશે નહિ કારણ કે બ્રહ્મજ્ઞાનને કારણે તેની દૃષ્ટિ પવિત્ર થઇ જાય છે, તેમજ તે પોતાના સ્વાર્થને માટે બીજાને પરતંત્ર કરે અથવા લૂંટી લે એ વાત તદ્દન અસમ્ભવ છે. જગતના સજ્જનોને દુઃખ દેનારાઓનો નાશ કરવાને માટે જ તેની તલવાર મ્યાન બહાર નીકળશે. આજકાલ સ્વાર્થને ખાતર

*

જે લડાઈઓ લડાય છે, બીજા રાષ્ટ્રને લૂંટવાને માટે સંગઠિત રાષ્ટ્રીય અન્યાય થઈ રહ્યા છે, માત્ર પોતાના લશ્કરમાં તેપો છે એટલા માટે બીજાને દુઃખ દેવું અને બીજાની ઉન્નતિ અટકાવવા માટે જે રાક્ષસી ભયંકર કાર્યો થઈ રહ્યાં છે. જો દરેક દેશમાં અધ્યાત્મજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનનો પ્રચાર થઈ જાય તો તે બંધ થઈ જાય રાષ્ટ્રની જે ક્ષાત્રશક્તિ છે તે એક મહાન્ પ્રચંડ શક્તિ છે, તે શક્તિને બ્રહ્મજ્ઞાની મનુષ્યજ ઘણી સારી રીતે સંભાળી શકે છે. જે લોકોને બ્રહ્મજ્ઞાન હોતું નથી તેઓ આ રાષ્ટ્રીય ક્ષાત્રશક્તિનો દુરૂપયોગ કરીને જગતમાં જબરદસ્તીપૂર્વક પાપી સામ્રાજ્યનો પ્રચાર કરે છે. આ સર્વ વાતોનો વિચાર કરવાથી સારી રીતે જણાઈ આવશે કે પ્રથમ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરીને દૃષ્ટિ ઉચ્ચ બનાવવી જોઈએ અને ત્યાર પછી રાષ્ટ્રીય મહાશક્તિનો ઉપયોગ કરવો જોઈએ, આ જ વેદોની આજ્ઞા છે અને આજ વાત તેની અપૂર્વ દૂરદર્શિતાને દર્શાવે છે. આ વાત અમારા વૈદિકધર્મે જ સહુથી પ્રથમ સર્વ જગતને પ્રાચીનકાળમાં દર્શાવી હતી, આ વાત જોકે અતિ પ્રાચીનકાળમાં ભારતખંડમાં પ્રચલિત હતી અને પાછળથી તે લુપ્ત થઈ ગઈ અને પછી ફરીથી તે કદી શરૂ થઈ નથી આ વાતનો ફરીથી પ્રારંભ કરવાને માટે આપણી પાસે સ્વતંત્રતા હોવી જોઈએ અને આ વાત જગતમાં પ્રચલિત કરીને જગતમાં શાંતિ જાળવવાનો મહામંત્ર સર્વને દર્શાવવો જોઈએ

આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન યુદ્ધ પૂર્વે શા માટે હોવું જોઈએ અને તેનું મહત્વ શું છે તે અહીં સારાંશમાં દર્શાવ્યું છે વસ્તુતઃ આ વાત વિસ્તારથી લખાવી જોઈતી હતી, પરન્તુ તેમ કરવા માટે અહીં જગ્યા નથી, તેથી તે વિષય માત્ર સંક્ષિપ્તમાં આપેલ છે હવે આ પછી વૈદિક રાષ્ટ્રીય ગીતનું સ્વરૂપ સ્પષ્ટ કરવું જોઈએ

અત્યાર સુધીના લેખનમાં માતૃભૂમિના વૈદિક રાષ્ટ્રગીતના સંબંધમાં સામાન્ય પરિચય પ્રાપ્ત થવા માટે જેટલી બાબતોની આવશ્યક્તા હતી તેટલી જ આપી છે આથી વાચકોને ખાત્રી થઈ જશે કે આ રાષ્ટ્રગીતનો વિચાર રાષ્ટ્રની પુષ્ટિ અને વૃદ્ધિની દૃષ્ટિએ કેટલો મહત્વનો છે હવે આપણે એ જોવું જોઈએ કે આ રાષ્ટ્રગીતના મંત્રો કયા કયા મહત્વપૂર્ણ વિષયોનો ઉપદેશ કરે છે. માટે પ્રથમ મંત્ર જ આપણે જોવો જોઈએ--

**सत्यं बृहदृतमुग्रं दीक्षा तपो ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति । सा नो भूतस्य भव्यस्य पत्न्युरुं लोकं पृथिवी नः कृणोतु ॥** ( અ. ૧૨।૧।૧ )

" સત્ય, સીધાપણું, ઉગ્રતા, ઉદારતા, તપ, જ્ઞાન અને યજ્ઞ ઇત્યાદિ ગુણો માતૃભૂમિને ધારણ કરે છે. તે અમારી ભૂત, ભવિષ્ય અને વર્તમાન સ્થિતિનું પાલન કરનારી અમારી માતૃભૂમિ અમને કાર્ય કરવા માટે વિસ્તૃત સ્થાન આપે, "

આ મંત્રના પહેલા અર્ધ ભાગમાં એ સ્પષ્ટ રીતે દર્શાવેલ છે કે માતૃભૂમિને કયા પ્રકારના લોકો ધારણ કરે છે સર્વ લોકોએ આ વાતો યાદ રાખવા જેવી છે. દરેક મનુષ્ય પોતાના રાષ્ટ્રનું ધારણ અને પોષણ કરી શકતો નથી જે લોકો વિશિષ્ટ ગુણોથી વિભૂષિત હોય છે તેઓ જ રાષ્ટ્રની ઉન્નતિ કરી શકે છે, બીજા લોકો માત્ર સંખ્યા વધારવાને કારણભૂત બને છે આ વાત પહેલા મંત્રમાં સ્પષ્ટ છે અને તે વાચકોએ બરાબર લક્ષમાં લેવી જોઈએ.

સર્વ પ્રથમ રાષ્ટ્રીય ગુણ " સત્ય " છે. જે મનુષ્યોમાં સત્યપ્રિયતા, સત્યપાલનમાં આત્મ સર્વસ્વનું સમર્પણ કરવાની તત્પરતા હોય તેઓ જ રાષ્ટ્રનો ઉદ્ધાર કરી શકે છે, જેમાં સત્યાગ્રહ છે, અર્થાત્ જેઓ સત્યનું આગ્રહપૂર્વક પાલન કરે છે, તેઓ જ રાષ્ટ્રનો ઉદ્ધાર કરી શકે છે સૂક્તનો આરંભ જ " સત્ય " શબ્દથી થયો છે. સૂક્તનો આરંભિક શબ્દ જ મંગળ અર્થયુક્ત અને સર્વથી અધિક મહત્વનો હોય છે. આ વિચારથી પણ એ સિદ્ધ થઈ શકે કે વૈદિક રાષ્ટ્રીયતામાં " સત્ય " અત્યંત મહત્વનો ગુણ છે. હવે તો આ વાત જાહેર થઈ ચૂકી છે કે સત્યાગ્રહરૂપી શસ્ત્ર નિઃશસ્ત્ર પ્રજા શસ્ત્રધારી રાજાની સામે ઉપયોગમાં લાવી શકે છે અને તેમાં વિજય પણ પ્રાપ્ત કરી શકે છે સત્યના વ્યક્તિગત સત્ય, સામાજિક સત્ય, અને રાષ્ટ્રીય સત્ય એમ ભેદ થઈ શકે છે ભારતવાસી વ્યક્તિગત સત્યનું પાલન કરવામાં સંસારના અન્ય લોકો કરતાં અધિક તત્પર એટલે દક્ષ હોય છે, કિન્તુ તેઓ સામાજિક અને રાષ્ટ્રીય સત્ય અર્થાત્ સામુદાયિક સત્યનું પાલન કરી શકતા નથી. સામુદાયિક સત્ય પાલનના અભ્યાસથી જ સત્યાગ્રહનો માર્ગ અધિક સફળ થઈ શકે છે. જો ભારતવાસી એટલું સમજી લે કે સામુદાયિક સત્ય શું છે ? તેનું પાલન શી રીતે થઈ શકે, તેમજ સાથે સાથે ઉચિત રીતે તેનું પાલન કરે તો કેવળ આ એકજ ગુણ તેમનું મહાન સર્વદેશીય કલ્યાણ કરી શકે છે.

ત્યાર પછીનો ગુણ ઋત અર્થાત્ સરળતા, ઋજુતાનો છે. તે પણ સત્યના જેટલો જ મહત્વપૂર્ણ ગુણ છે અને તેનુ આચરણ સત્યના આચરણ પછી જ થઇ શકે છે જે મનુષ્ય સત્યપાલન કરી શકતા નથી અને જેમનું આચરણ સરળ નથી તેમની ઉન્નતિ થવી અસમ્ભવ છે, તેમની પોતાની તો અવનતિ થશે એટલું જ નહિ પરન્તુ તેની સાથે જેનો જેનો સબધ છે તેઓ પણ ખાડામાં ધસડાઇ જશે.

ઉગ્રતા શૂરવીરોનો ગુણ છે. જે ક્ષત્રિય આ ગુણથી યુક્ત છે તે સત્યાગ્રહના સીધા માર્ગથી પોતાના રાષ્ટ્રનું ધન વધારી શકે છે. દક્ષતા એ ત્યાર પછીનો ગુણ છે અને તે દાક્ષિણ્ય અથવા ચપળતા, સત્વધાનપણું વગેરે દર્શાવે છે આ ગુણો પ્રત્યેક કાર્યને માટે આવશ્યક છે કોઇપણ કાર્યમાં દક્ષતા સિવાય સફળતા પ્રાપ્ત થતી નથી એ વાત સર્વ લોકો જાણે છે. તેથી તે વિષયમાં અધિક લખવાની કોઇ આવશ્યક્તા નથી

તેના પછીનો ગુણ તપ છે. આ ગુણ રાષ્ટ્રીય મહત્વનો છે. જે કાર્ય કરવાનુ છે તે અવરોધરૂપે આવતા ઠંડી અને ગરમી, હાનિ અને લાભ, સુખ અને દુઃખ વગેરે દ્વન્દ્વોનો સામનો કરી પોતાનો પગ આગળ ઉપાડવો એજ તપનો અર્થ છે થોડી-વાર તડકામાં ફરવાથી જો ગરમી થતી હોય અને ઠંડીમાં કામ કરવાથી તેનામાં બધિરતા આવી જતી હોય તો આવા કોમળ મનુષ્યથી રાષ્ટ્રનું કોઇ કામ સિદ્ધ થઇ શકે નહિ આથી સાબિત થાય છે કે ઠંડી અને ગરમી ઇત્યાદિ સહન કરવાનું તપ રાષ્ટ્રીય સદ્ગુણોમાં સામેલ થઇ શકે છે આજકાલ આપણા દેશમા લોકો તપને નામે જેનું આચરણ કરે છે. તે વૈયક્તિક મહત્વનુ છે, રાષ્ટ્રીય તપ કાંઇ જુદુ જ છે અને તે સિદ્ધ કર્યા સિવાય રાષ્ટ્રીય દૃષ્ટિથી આપણી ઉન્નતિ થશે નહિ.

તે પછીનો રાષ્ટ્રીય ગુણ "બ્રહ્મ" એટલે "જ્ઞાન" છે. "**જ્ઞાનાન્મોક્ષઃ**" આ સૂત્રને બધા લોકો સારી રીતે જાણે છે પરન્તુ તે રાષ્ટ્રીય દૃષ્ટિથી પણ સત્ય છે એ વાત ઘણા થોડા લોકો જાણે છે. જેવી રીતે જ્ઞાનથી કોઇપણ વ્યક્તિ આત્મબન્ધનથી મુક્ત બની જાય છે તેમજ તે વ્યક્તિ પણ મુક્ત થઇ જાય છે, તેજ પ્રમાણે જ્ઞાનથી રાષ્ટ્ર પણ સ્વતંત્ર થઇ શકે છે, તે બીજાની ગુલામીમાંથી છૂટી શકે છે. જાગૃત રાષ્ટ્રે પોતાનુ જ્ઞાન જગતના જ્ઞાન સાથે જ સમાન કક્ષામાં જાગૃત રાખવુ જોઇએ, એટલું જ નહિ પણ જગતના જ્ઞાન કરતાં પોતાના રાષ્ટ્રનું જ્ઞાન આગળ વધે તે માટે રાષ્ટ્રના નાગરિકોએ પ્રયત્નશીલ રહેવુ જોઇએ. ત્યારે જ રાષ્ટ્રના સ્વાતંત્ર્યની રક્ષા થઇ શકે સ્વાધીનતા (સ્વતંત્રતા) નો જ્ઞાન સાથેનો સંબધ અનાદિકાળથી સિદ્ધ થએલો છે.

તેની પછીનો ગુણ યજ્ઞ છે. "યજ્ઞ" થી આત્મસમર્પણ-નો ભાવ પ્રગટ થાય છે રાષ્ટ્રોન્નતિને માટે આત્મ સમર્પણ કરવાની લોકોમાં તત્પરતા હોવી જોઇએ ત્યારે જ રાષ્ટ્રોન્નતિ થવાની શકયતા છે જો તેનો અભાવ હોય તો તે કદાપિ થઇ શકે નહિ.

વૈદિક રાષ્ટ્રગીતના પહેલા મંત્રે આજ મહત્વપૂર્ણ ઉપદેશ આપ્યો છે. આપણા રાષ્ટ્રની ક્યા ગુણોની વૃદ્ધિથી ઉન્નતિ થશે અને ક્યા ગુણોના અભાવથી અવનતિ થશે એ વાતો આ મંત્રમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવી છે અને તેનો ઉપયોગ આજે પણ થઇ શકે તેમ છે.

રાષ્ટ્રીય ઉન્નતિ કરનારા ગુણો આ રહ્યા— "સત્યાગ્રહ, સરળ વર્તન, ઉગ્રતા અથવા શૌર્ય, દક્ષતા અથવા તત્પરતા, સત્કાર્યો કરવા માટે આવશ્યક પરિશ્રમ કરવાનુ સામર્થ્ય અને તે કરતી વખતે સહન કરવી પડતી ઠંડી અને ગરમી સહન કરવાની શક્તિ અને સામર્થ્ય, જ્ઞાન અને મહાન કાર્યને માટે આત્મ સમર્પણ કરવાની ઇચ્છા" જો આ ગુણો જનતામાં અથવા જનતાના નેતાઓમાં હોય તો તે રાષ્ટ્રનો ઉદ્ધાર થઇ શકે છે અને જો ન હોય તો ઉદ્ધાર થઇ શકે જ નહિ.

હવે રાષ્ટ્રની જેનાથી અવનતિ થાય છે તે દુર્ગુણો જોઇએ—

"સત્યાગ્રહ માટે તૈયાર ન રહેવુ અથવા સત્યની પરવા ન કરતાં મનમાન્યુ આચરણ કરી યેનકેન પ્રકારથી જીવન વ્યતીત કરવાની પ્રવૃત્તિ રાખવી, કપટભર્યું આચરણ, કાયરતા અથવા શૌર્યનો અભાવ, દક્ષતાનો અભાવ, પરિશ્રમ કરવાની અશક્તિ, અજ્ઞાન, આત્મ સમર્પણ માટેની અનીચ્છા" પાઠકો પોતે જ વિચાર કરે કે રાષ્ટ્રની ઉન્નતિ માટેના ઉપરોક્ત રાષ્ટ્રીય ગુણો પોતામાં અધિક છે અથવા તો અવગુણો અધિક છે, આ બાબતોનો વિચાર કરવાથી તેમને સમજાઇ જશે કે આજે અમારે શુ કરવાની આવશ્યકતા છે.

આ પ્રમાણે મંત્રના પ્રથમ અર્ધભાગમાં રાષ્ટ્રને ધારણ કરવા માટેના આવશ્યક ગુણોની વૃદ્ધિ કરવાનો ઉપદેશ છે, અને પછી ઉત્તરાર્ધમાં એક મહત્વપૂર્ણ મહાત્વાકાંક્ષા જનતાની સમક્ષ મુકવામા આવી છે. તે આ પ્રમાણે છે— "અમારી

માતૃભૂમિ અમારી ભૂત, ભવિષ્ય અને વર્તમાન પરિસ્થિતિની દેવતા છે, તે અમને આપણા દેશમાં વિસ્તૃત કાર્યક્ષેત્ર આપે.

રાષ્ટ્રભક્ત માતૃભૂમિના ઉપાસક હોય છે. તેમના સર્વ કાર્યો માતૃભૂમિને પોતાના ઉદ્દેશોના કેન્દ્રમાં સ્થિર કરીને જ થઇ શકે છે. આથી એ સ્પષ્ટ થાય છે કે રાષ્ટ્રભક્તોની ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળની નિયામક દેવતા માતૃભૂમિ જ હોઇ શકે, ભૂતકાળમાં તેમણે માતૃભૂમિની જે પ્રકારની સેવા કરી હશે તેવી જ તેમની વર્તમાન સ્થિતિ રહેશે, વર્તમાનકાળમાં જે પ્રકારની ઉપાસના તેઓ કરશે તે અનુસાર ભવિષ્યમાં તેમની સ્થિતિ થશે. એટલા માટે જ રાષ્ટ્રભક્ત સદૈવ માતૃભૂમિની ઉપાસના ઉત્તમ રીતે કરે તે એવું કોઇ ઘાતક વર્તન ન ચલાવે કે જેથી તેમની અવનતિ થાય.

પ્રત્યેક મનુષ્યે એવી મહત્વાકાંક્ષા ધરાવવી જોઇએ કે, " મારા રાષ્ટ્રમાં મને વિસ્તૃત કાર્યક્ષેત્ર પ્રાપ્ત થાય. " જો અનુકૂળ પરિસ્થિતિ ન હોય તો તે ઉત્પન્ન કરવામાં કઠીનમાં કઠીન પરિશ્રમ કરવાની આવશ્યકતા છે. જેવી રીતે આપણને આપણા ઘરમાં ગમે તે કાર્ય કરવાની પૂર્ણ સ્વતંત્રતા હોય છે, તેવી જ સ્વતંત્રતા આપણા દેશમાં આપણા કાર્ય માટે હોવી જોઇએ તેમાં અવરોધો હોવા જોઇએ નહિ. અન્ય લોકો બીજાના કાર્યમાં હસ્તક્ષેપ કરે નહિ અને પોતાના દેશવાસીઓની ઉન્નતિમાં વિઘ્નો અથવા અડચણો ઉભી ન કરે. પોતપોતાના ઘરમાં દરેક જણ સ્વતંત્ર હોવો જોઇએ, અમારા દેશમાં અમને વિસ્તૃત કાર્યક્ષેત્ર પ્રાપ્ત થવું જ જોઇએ, અમારા દેશમાં બીજાઓને વિસ્તૃત કાર્યક્ષેત્ર મળે અને અમારું કાર્યક્ષેત્ર દિનપ્રતિદિન અલ્પ મર્યાદિત બને તો તેવી પરિસ્થિતિને જેટલી બને તેટલી ઝડપથી બદલવી જ જોઇએ, તેવી પરિસ્થિતિને બદલી નાખવી એ આપણું પ્રથમ આવશ્યક કર્તવ્ય છે.

પાઠકગણ પ્રથમ મંત્રના આ આશયનો વિચાર કરે અને વૈદિક રાષ્ટ્રગીતના ઉચ્ચ ધ્યેયનો અનુભવ કરે.

જો રાષ્ટ્રની ઉન્નતિ સાધવી હોય તો રાષ્ટ્રભક્તોમાં આવશ્યકતા છે દૃઢ એકતાની—ઐક્ય સાધ્ય થયા સિવાય સામુદાયિક કાર્ય સિદ્ધ થવું અસંભવ છે. સર્વ લોકો આ વાત સારી રીતે સમજે છે. પરન્તુ લોકો એ નથી સમજતા કે આ રાષ્ટ્રીય એકતા પોતાના દેશમાં કઇ રીતે સાધ્ય થઇ શકે? લોકોનું કહેવું એમ છે કે આપણા દેશમાં ભિન્ન ભિન્ન ધર્મના લોકો છે, અનેક ભાષાઓ અને જાતિઓ છે, રીત રિવાજોમાં પણ અનેક પ્રકારના ભેદ છે આવી દશામાં એકતા શી રીતે સાધી શકાય આમ કહીને લોકો નિરાશ થઇ જાય છે અને ચુપ બેસી જાય છે. ઐક્યને માટે જેમ જેમ પ્રયત્નો કરવામાં આવે છે, તેમ તેમ વિરૂદ્ધમાં વિક્ષેપ પડતો જાય છે અને તેનાં ફળ જુદાઇ અને કુસંપમાં પરિણમે છે આજ કારણોને લીધે રાષ્ટ્રભક્તો ગભરાઇ ગયા છે, આવે સમયે નિમ્નલિખિત વૈદિક રાષ્ટ્ર ગીતનો મંત્ર બહુ જ વિચારણીય અને બોધપ્રદ થશે, જુઓ—

**जनं बिभ्रती बहुधा विवाचसं नानाधर्माणं पृथिवी यथौकसम् । सहस्रं धारा द्रविणस्य मे दुहां ध्रुवेव धेनुरनपस्फुरन्ती ॥** ( અથર્વ. ૧૨।૧।૪૫ )

" ( वि-वाचसं ) અનેક ભાષા બોલનારી અને ( नाना धर्माणं ) નાના ધર્મોથી યુક્ત જે જનતા છે તેને ( यथा ओकसं ) એકજ ઘરની માફક ધારણ કરનારી માતૃભૂમિ ધનના હજારો પ્રવાહો મને આપે. જેવી રીતે કુદાકુદ ન કરનારી ગાય શાન્તિથી દૂધ આપે છે તેવી રીતે માતૃભૂમિ મને ધન આપે. "

રાષ્ટ્રની પ્રગતિ ત્યારે જ થઇ શકે છે જ્યારે વિવિધ ભાષાઓ બોલનારા વિવિધ ધર્મોમાં માનવાવાળા અને વિવિધ રીત રિવાજો પાળનારા અનેક લોકો એક જ કુટુંબની જેમ એકજ ઘરમાં રહેનારા ભાઇઓની જેમ સમાનતાથી એકજ દેશમાં રહી શકે. ( वि-वाचसं जनं ) અનેક ભાષા-ભાષી લોકો રહેવા છતાં અને ( नानाधर्माणं जनं ) વિવિધ ધર્મના અનુયાયિયો હોવા છતાં પણ તે સર્વની માતા—એક જ સર્વની આદિમાતા આજ માતૃભૂમિ છે. તેથી અંદર અંદરના ભેદભાવ ભૂલી જઇને બધા જ એક સંપથી એકત્ર થઇ તેની સામે ઉભા રહે માતૃભૂમિની ઉપાસના કરવામાં ભાષા ભેદ, પ્રાંતીય ભેદ, ધર્મના ભેદ અથવા જાતિના ભેદ આડે ન આવવા જોઇએ. સર્વ લોકોએ સાથે મળીને એમ જ સમજવું જોઇએ, તે સર્વ મળીને એમ સમજે કે તેઓ બધા ( यथा ओकसं ) એકજ ઘરમાં રહેનારા એકજ કુટુંબના લોકો છે અને સર્વ લોકો અન્ય કોઇ પણ જાતનો ભેદભાવ પ્રધાન ન માનતાં પોતાની અભેદતા સિદ્ધ કરી બતાવે.

એકજ ઘરના લોકોમાં કેટલાક મોટા, કેટલાક મધ્યમ, કેટલાક ઉજળા, કેટલાક શામળા, કેટલાક ઘઉંવર્ણા, કેટલાક

વૃદ્ધ, કેટલાક યુવાન, કેટલાક પુરૂષો, કેટલીક સ્ત્રીઓ રહે છે. એકજ ઘરના લોકોમાં આટલા બધા ભેદ હોય છે, તેમાંનો પ્રત્યેક ઇસમ એમ કહે કે "હું બીજા બધા કરતાં ભિન્ન છું" અને પોતાની ભિન્નતાને કારણે તે કુટુંબના હિત પ્રત્યે દુર્લક્ષ કરે તો તે ઘરનો, તે કુટુંબનો નાશ થવામાં વાર કેટલી ? તેનાથી ઉલટું જો તે ઘરના સદસ્યો, તે કુટુંબના ઘટકો ક્ષુદ્ર ભેદોને ભૂલી જાય અને પોતાના મનમાં આ એક જ મુખ્ય વિચાર રાખે કે સમગ્ર કુટુંબનું હિત થાય, તો તે ઘર નંદન–વનની જેમ આનંદથી ભરપૂર દેખાશે. જ્યાં કેટલાક મનુષ્યો એકત્રિત થાય ત્યાં ભેદભાવ તો અવશ્ય હોય જ, પરંતુ મનુષ્યનો ખરો ધર્મ તો એજ છે કે ક્ષુદ્ર ભેદભાવને ગૌણ સમજીને, સર્વ સાથે મળીને પોતાના ઘરનું, પોતાના દેશનું, પોતાના રાષ્ટ્રનું હિત સાધ્ય કરે. રાષ્ટ્રગીતમાં આજ વાત દર્શાવવામાં આવી છે. જે સમયે રાષ્ટ્રના ઘટકો પોતના ક્ષુદ્ર ભેદભાવને પ્રાધાન્ય આપીને આપસ આપસમાં લડે છે, ઝગડા કરે છે ત્યારે રાષ્ટ્રની શક્તિ ક્ષીણ થાય છે. પરંતુ ભેદભાવોને મિટાવી દઇ સર્વ મળીને દેશહિતનું કાર્ય કરવામાં લાગી જાય છે ત્યારે તેમની શક્તિ વધે છે અને તેમની ઉન્નતિ થાય છે.

કોઇપણ દેશને અથવા રાષ્ટ્રને જુઓ ભાષા, જાતિ, વંશ, ધંધા આદિ અનેક કારણોથી તેમનામાં ભેદ થએલા હોય છે. આજે સંસારમાં એવું કોઇપણ રાષ્ટ્ર નથી જેમાં ઉપર્યુક્ત ભેદભાવોનું નામનિશાન ન હોય, પરન્તુ વિચારશીલ રાષ્ટ્રના સમજુ લોકો આવા ભેદભાવો તરફ ધ્યાન દેતા નથી, તેઓ એટલું વિચારે છે કે રાષ્ટ્રહિત એજ તેમનું લક્ષ્યબિંદુ છે. બસ તેઓ આ દૃષ્ટિબિન્દુને લક્ષમાં રાખીને તેઓ એકતાથી તેની પ્રાપ્તિમાં લાગી જાય છે. પોતપોતામાં લડાઇ-ઝગડા કરનારી જાતિએ પણ જ્યારે જુએ છે કે તેમના સમગ્ર રાષ્ટ્ર પર આપત્તિ આવી પડી છે તો તેઓ પોતાના આપસના ઝગડા ભૂલી જઇને એકબીજામાં મેળ કરી, સંપી જાય છે અને રાષ્ટ્રીય આપત્તિનો તેઓ સામનો કરે છે. પરિણામ એ આવે છે કે તેઓ તે આપત્તિથી બચી જાય છે, પરન્તુ તેથી વિરૂદ્ધ જે લોકો પોતાના ભેદભાવને લક્ષમાં રાખે છે અને રાષ્ટ્રીયહીત તરફ બેદરકાર રહે છે, જેમને રાષ્ટ્રના હિત કરતાં પોતાના ભેદભાવનું મહત્વ વધારે મહત્વનું જણાય છે અને તે ક્ષુદ્ર ભેદભાવોમાં ફસાએલા રહે છે તેઓ પોતાની ઉન્નતિ કદિપણ કરી શકતા નથી.

ભેદભાવ હોવા છતાં પણ જે અભેદતાનો અનુભવ કરે છે અને તે પ્રાપ્ત કરવા માટે તત્પર રહે છે તેઓ જ થોડું ઘણું રાષ્ટ્રહિત સાધ્ય કરી શકે છે.

અમારા ભારતમાં જ લોકો ભેદભાવથી વિભક્ત છે એમ નથી પરન્તુ અન્ય દેશોમાં પણ આવી જ સ્થિતિ છે. તો શું આ દેશના લોકો માટે એ ઉચિત છે કે તેઓ પોતાના ભેદભાવ વધાર્યે જાય અને પોતાના શત્રુઓને સાહ્ય કરતા રહે, શું ભારતવાસીઓ આ મહત્વની બીનાનો વિચાર નહિ કરે ? જે લોકો "પ્રથમ પોતાના ભેદવાવોને મિટાવી દો" એવી જે ગુલબાંગો લગાવે છે તેમણે એ સ્મરણમાં રાખવું જોઇએ કે એવો સમાજ જેમાં ભેદભાવનું બિલ્કુલ અસ્તિત્વ છે જ નહિ, એવો આ પૃથ્વીના પટપર ક્યાંય કદી હતો કે અત્યારે વિદ્યમાન છે અથવા ભવિષ્યમાં અસ્તિત્વ ધરાવશે. કોઇપણ દેશમાં કોઇપણ સમયે જે વાત બની નથી તે આ દેશમાં શી રીતે બની શકે ? સર્વ દેશોમાં માત્ર એક જ વાત સાધ્ય થઇ શકી છે અને તે આપસના ભેદભાવને તેમની સીમાનું ઉલ્લંઘન કરતા અટકાવવા. આ વાત અમારા દેશમાં પણ સાધ્ય થઇ શકે છે તેથી એજ યોગ્ય છે કે લોકો અસાધ્ય સાધવાના પ્રયત્નમાં ન પડતાં સાધ્ય વાતોને સિદ્ધ કરવાના પ્રયત્નો કરે અને પોતાની ઉન્નતિ સાધે.

ભારતમાં ત્રણ ધર્મ વિદ્યમાન છે. ( આર્ય ) હિંદુ, ઇસ્લામ અને ખ્રિસ્તી જ્યાં સુધી આ ત્રણ ધર્મો છે ત્યાં સુધી સ્વરાજ્યને માટે પ્રયત્ન કરવો જ નહિ અથવા તો આ ત્રણે ધર્મનો નાશ થઇ કોઇ નવો જ ધર્મ બને ત્યારે જ સુરાજ્ય પ્રાપ્તિના પ્રયત્નો કરવા એમ માનવું એ નર્યું અજ્ઞાન છે. આ ત્રણે ધર્મો હોવા છતાં સર્વ ભારતવાસીઓએ હળીમળીને માતૃભૂમિની ઉપાસના માટે તત્પર રહેવું જોઇએ. આ ત્રણ ધર્મ એકદમ નષ્ટ થઇ જાય એ તો તદ્દન અશક્ય જ છે. તો આ ભિન્ન ધર્મો હોવા છતાં પણ પ્રત્યેકે પોતાનો "અભિન્ન રાષ્ટ્રધર્મ" જાળવી રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. જાતિ-ભેદ, વર્ણભેદ, ભાષાભેદ ઇત્યાદિ અનેકાનેક ભેદો તો રહેવાના જ કદાચ આ ભેદભાવો નષ્ટ થશે એવી સંભાવના માની લઇએ તો પણ તેમાં એટલો સમય વ્યતીત થશે કે ત્યાં સુધી અમારા રાષ્ટ્રને બીજા રાષ્ટ્રોથી અલગ રાખવામાં મહાન હાનિ જ થવાની છે તેથી પ્રત્યેક મનુષ્યે, પ્રત્યેક વ્યક્તિએ આ વાત શીખવી જરૂરની છે કે આ ભેદો હોઇને પણ તેમને ભૂલી

જમ, એક ઘરના કુટુંબીઓની જેમ, ભાઈભાઈની જેમ સંવાદ સંપથી હળીમળીને એકતાથી રહે આ મંત્રનો આ જ ઉપદેશ છે અને પ્રત્યેક રાષ્ટ્રભક્ત તેના પર ધ્યાન આપે. હવે આગળનો મંત્ર જોઈએ.

**असंबाधं बध्यतो मानवानां यस्या उद्वतः प्रवतः समं बहु । नानावीर्या ओषधीर्या बिभर्ति पृथिवी नः प्रथतां राध्यतां नः ॥ ( અથર્વ ૧૨।૧।૨ )**

" જે માતૃભૂમિના સંતાનોમાં ઉચ્ચ, નીચ અને સમાનતાના સંબંધમાં ( बहु अ-संबाधं ) ઘણી જ નિર્વૈરતા છે એટલે કે ઝગડાઓ હોતા નથી અને જે અનેક ગુણોવાળી ઔષધિઓ ઉત્પન્ન કરે છે તે અમારી માતૃભૂમિ અમારી ( प्रथतां ) કીર્તિ અને ખ્યાતિ વધારે "

આ મંત્ર દર્શાવે છે કે વિભેદના હોવા છતાં રાષ્ટ્રીયહિત કઈ રીતે સાધ્ય થઈ શકે ? મનુષ્યોમાં રહેલા ભેદભાવ પૂર્ણપણે દૂર કરવાના પ્રયત્નો અવશ્ય કરવામાં આવે, તો પણ શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ તેમજ આત્માના ન્યૂનાધિક વિકાસને કારણે તથા તેની વ્યવહાર કુશળતાની ન્યૂનાધિકતાથી તેમનામાં સર્જાતી ઉચ્ચ, નીચ, મધ્યમ ઇત્યાદિ સ્થિતિના ભેદ રહે એ સ્વાભાવિક છે એટલે જ સર્વ મનુષ્યો સમાન યોગ્યતાના, તદ્દન એક સરખા બને એ અસંભવ છે આવી અસમાનતા હોવા છતાં પણ તેમના ભિન્નત્વ પ્રત્યે દુર્લક્ષ કરીને તેઓ એક જ છે એમ સમજી સર્વના ઉત્કર્ષ માટે પ્રયત્નો થવા જોઈએ

આ મંત્રમાં " अ-सं-बाध " શબ્દ છે તે અતિ મહત્ત્વનો છે ગૌણ ભેદોને પ્રાધાન્ય આપવામાં આવે તો એક સમાજના માનવી બીજા સમાજના માનવીના વિરોધી થવા માંડશે, અને પરિણામે એક સમાજ બીજા સમાજનો પ્રતિબંધ કરવા માંડશે એમ થવાથી જાતિઓમાં " સંબાધ " ઉત્પન્ન થાય છે જાતિ જાતિમાં થતા ઝગડા, વિરોધ ઇત્યાદિ વિરોધો આ શબ્દથી દર્શાવાય છે પરસ્પર એકબીજામાં અવરોધ અને હરકતોનું નામ જ " સંબાધ " છે સંબાધનો અર્થ છે આંતર યુદ્ધ જ્યારે આવું યુદ્ધ શરૂ થાય છે ત્યારે રાષ્ટ્રની શક્તિ ક્ષીણ થાય છે જ્યારે એક સમાજ બીજા સમાજમાં હરકતો ઉભી કરે છે, જ્યારે એક જાતિ બીજી જાતિને ત્રાસ આપવા માંડે છે ત્યારે રાષ્ટ્ર ક્ષીણ થાય છે તેથી જ રાષ્ટ્રહિતની દૃષ્ટિથી જાતિ જાતિ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે એકતા હોવી અત્યંત આવશ્યક છે આ વાત દર્શાવવાના હેતુથી જ આ મંત્રમાં કહ્યું છે કે—

**यस्या मानवानां बध्यतः बहु असंबाधम् । "**

" જે માતૃભૂમિના મનુષ્યોમાં અતીવ નિર્વૈરભાવ સ્થિત હોય છે તે જ માતૃભૂમિ પોતાના સુપુત્રોને ઉત્તમ ધન આપી શકે છે, પરંતુ જે ભૂમિના લોકો આપસાઆપસમાં વૈરભાવ રાખે છે ત્યાંની જનતા અરૂપી પેઠે રહે છે ભલે કોઈ કદાવર હોય, ભલે કોઈ જ્ઞાની હોય, કોઈ અજ્ઞાની હોય પરન્તુ શરીરથી તે હૃષ્ટપુષ્ટ હોવો જોઈએ સર્વ જણ જે કામ કરે તે બધું માતૃભૂમિને માટે જ કરે. પોતામાં વધારે ગુણો છે એવા ઘમંડથી તેણે અન્ય ઓછા ગુણવાળા અથવા તદ્દન ગુણહીનને દબાવવા ન જોઈએ જો કોઈ તોતરા હોય, ઓછાબોલા હોય અને કોઈ વાચાળ હોય તો બન્નેએ મળીને, અંદર અંદર કલહ ન કરતાં બન્નેની શક્તિઓનો સુમેળ સાધીને તે માતૃભૂમિની વેદી પર બલિદાન તરીકે ચઢાવી દેવી જોઈએ ત્યારે જ રાષ્ટ્રની ઉન્નતિ થઈ શકે, મનુષ્યમાં જે ( उद्वतः ) ઉચ્ચતા, ( समं ) સમતા અને ( प्रवत ) નીચતા રહે છે, તે એકબીજાનો ઘાત કરવા માટે હોતી નથી એક મનુષ્ય એક બાબતમાં જો વધારે શ્રેષ્ઠ હશે તો બીજી બાબતમાં તે જરૂર હીન, ઉતારતો હશે મહાવિદ્વાન મનુષ્ય જ્ઞાનમાં ઉચ્ચ દરજ્જાનો હશે તો શારિરીક શક્તિના દરજ્જામાં તે કમતર હોઈ શકે કોઈ શક્તિશાળી પહેલવાન હશે તો તે જ્ઞાનની બાબતમાં ઉતરતો હોય એ સંભવિત છે કિન્તુ માતૃભૂમિને તો બન્નેની જરૂરીઆત એક સરખી જ છે જ્ઞાની મનુષ્ય પોતાના જ્ઞાનના ઘમંડથી અને પહેલવાન પોતાની શારીરિક શક્તિના ગર્વથી એક બીજાના માથાં ન ભાંગે પણ ઉલટ બન્નેએ મળીને દેશના શત્રુઓને દૂર કરી પોતાનો ઉત્કર્ષ સાધવો જોઈએ

માનવોનું એ કર્તવ્ય છે કે તેમનામાં અનેક ભેદ હોવા છતાં અભેદભાવથી પોતાનો માર્ગ કાઢવો જોઈએ. જે મનન કરવામાં સમર્થ છે તેને માનવ કહે છે મનન કરનાર વ્યક્તિ ઝગડા ઉત્પન્ન કરતો નથી પરન્તુ વિચાર વિનિમય કરી ઝગડા ઓછા કરે છે અને ઉન્નતિને માર્ગે આગળ ધપે છે જે પોતાની પરિસ્થિતિનો વિચાર કરતો નથી અને પોતાની ઉન્નતિને માટે પણ પ્રયત્ન કરતો નથી પરન્તુ જે અંદર અંદર કલહ અને ઝગડા વધારે છે તે બે પગવાળો મનુષ્ય હોવા છતાં પણ તેને માનવ કહી શકાય નહિ

આ મંત્રનો ઉપદેશ અમારી વર્તમાન દશામાં ઘણી જ સારી રીતે ઉપયોગી થઇ શકે છે ઉપરોક્ત મંત્રો વાચવાથી જણાશે આવશે કે આ વૈદિક રાષ્ટ્રગીત દ્વારા દેશવાસીઓમાં એકતાની વૃદ્ધિ માટે જે કાંઇ કહી શકાય તે કહેવાઇ ચૂક્યું છે હવે અમે તેનો ઉપયોગ કરીએ કે ન કરીએ તે અમારી ઇચ્છા પર છે, જો અમો તેનો લાભ ન લઇએ તો તેમા ધર્મ ગ્રન્થોનો શો દોષ ? દોષ તો છે અનુયાયિઓનો. એકથનો ઉપદેશ સાભળ્યા પછી પ્રત્યેકે જાણી લેવું જોઇએ કે આપણા દેશ પ્રત્યે આપણો પુત્ર તરીકેનો સંબંધ કેવા પ્રકારનો છે ? આ સંબંધને જાણીને તેને સદૈવ આપણા મનમાં જાગૃત પણ રાખવો જોઇએ હવે નીચે સભેના મંત્રો જુઓ—

त्वज्जातास्त्वयि चरन्ति मर्त्यास्त्वं बिभर्षि द्विपदस्त्वं चतुष्पदः । तवेमे पृथिवी पच मानवा येभ्यो ज्योतिरमृतं मर्त्येभ्य उद्यन्त्सूर्यो रश्मिभिरातनोति ॥ १५ ॥

" હે માતૃભૂમિ ! તારાથી ઉત્પન્ન થએના અમે સર્વ મનુષ્યો તારા પરજ ચારે તરફ ફરી રહ્યા છીએ તું જ દ્વિપાદ અને ચતુષ્પાદનું પોષણ કરે છે અમો પાંચ પ્રકારના માનવી તારા જ છીએ પ્રતિદિન ઉગનારો સૂર્ય પોતાના કિરણોથી અમને-માનવોને તેજ અને અમૃત આપે છે "

આ મંત્રમા સર્વ પ્રથમ એજ 'કહ્યું છે કે,' અમે મનુષ્યો ભૂમાતાથી જ ( त्वत्-जाता ) ઉત્પન્ન થયા છીએ અને તેના પરજ હરીએ ફરીએ છીએ ' આ ભાવ તદ્દન સ્પષ્ટ એટલે કે અસંદિગ્ધ છે પ્રત્યેક રાષ્ટ્રભક્ત પોતાના મનમા આજ ભાવ સમાવી રાખે છે અને જો તેના મનમાં આ ભાવ ન હોય તો તેણે તે અવશ્ય ભરી રાખવો જોઇએ ત્યારે જ તે રાષ્ટ્રની ઉન્નતિનાં યોગ્ય કાર્ય કરી શકશે માતૃભૂમિ એ અમારી અલંકારિક અથવા કાલ્પનિક માતા નથી, પરન્તુ ખરેખર વાસ્તવિક માતા છે આ અનુભવ જેટલો જીવંત આપણા હૃદયમાં રહેશે તેટલી જ દૃઢ ભાવનાથી તે મનુષ્ય માતૃભૂમિની સેવા કરશે

જો વાચકો વિચાર કરશે તો તેઓને જાણ થશે કે આપણા દેશમાં જે જાતિ જાતિઓમાં ઝગડાઓ થઇ રહ્યા છે તેનું કારણ જ એ છે કે, આ દેશના નિવાસીઓ એટલું પણ સમજતા નથી કે ખરેખર અમે સર્વ એક જ માતૃભૂમિના પુત્રો છીએ લોકો પોતપોતાના સંપ્રદાયની હિતની દૃષ્ટિથી જ જુએ છે, પરન્તુ સર્વનો એક સાથે મળેલો એક રાષ્ટ્રધર્મ છે, તેનું પાલન તો કોઇ કરતું નથી અને પરિણામે સર્વને એક જ રાષ્ટ્રધર્મનું બંધન રહેતું નથી પ્રત્યેકને પોતાનો સમ્પ્રદાય જ અધિક પ્રિય હોય છે સમગ્ર રાષ્ટ્રધર્મના પાલનની તો કોઇ ચિંતા કરતું જ નથી આવા ઘાતક વિચારો કોઇ દેશમાં કોઇ-પણ જાતિએ રાખવા જોઇએ નહિ આ મંત્રમા સ્પષ્ટ શબ્દોમા કહેવાઇ ગયું છે કે "અમે સર્વ માતૃભૂમિનાજ બાળકો છીએ " વાચકો જો આ અનુપમ મંત્રનો વિચાર કરશે તો તેમને તરત જ સમજાશે કે આંતરિક કલહ અને ભેદભાવ દૂર કરવા માટેની આ અકસીર દવા છે મનુષ્ય ગમે તે ધર્મનો, સંપ્રદાયનો હોય અથવા તેમનામાં જાતિ અથવા વર્ણનો ગમે તેવો ભેદભાવ હોય તો પણ તેઓ જો એક રાષ્ટ્રધર્મથી બંધાએલા હશે તો તેમનામાં અરસ પરસ કદી પણ વેરભાવ ઉત્પન્ન થશે જ નહિ

અમારી માતૃભૂમિ અમારૂં બે પગવાળાઓનું તેમજ અન્ય ચાર પગવાળાઓનું પોષણ ઉત્તમ પ્રકારે કરે છે કદાચ આ સ્વાર્થી દૃષ્ટિથી જોવામાં આવે તો પણ દરેક મનુષ્ય માટે એજ વાત ઉત્તમ થશે કે તે પોતના હૃદયમા માતૃભૂમિની ભક્તિ દૃઢ રાખે અને તેની રક્ષા માટે સદૈવ તૈયાર રહે અમે અમારા ઘરની રક્ષા કરીએ છીએ, અમારા જમીન ખેતરની રક્ષા કરીએ છીએ તે એટલા માટે કે તેનાથી અમારૂં હિત જ થવાનું છે અમારૂં હિત માતૃભૂમિથી પણ થાય છે કારણ કે તે જ માતૃભૂમિ મનુષ્યોને અને પશુ પક્ષીઓને અન્ન, જળ ઇત્યાદિ આપે છે અને તેમની રક્ષા કરે છે જો અમે માતૃભૂમિની રક્ષા કરીશું નહિ તો તે કોઇ બીજાને આધીન થઇ જશે અને પછી અમે મુશ્કેલીમા મુકાઇ જઇશું કદાચ અમને ભૂખે મરવાનો પણ વખત આવી જશે

અત્યારે ભારતવાસીઓની આજ સ્થિતિ છે તેમણે યોગ્ય સમયે માતૃભૂમિની સેવા ન કરી અને તેથી અત્યારે તેમને કષ્ટ સહન કરવા પડે છે આજે સ્વતંત્રતામાં પણ અમે અંદર અંદરના ઝગડાઓને ભૂલતા નથી, તેમજ એક સંપથી માતૃભૂમિની સેવા કરવાને તૈયાર થતા નથી ભૂતકાળમા અમે જ ભૂલો કરી હતી તે તો હવે થઇ ચૂકી છે તેમના માટે કોઇ પણ ગમે તેટલું કહે તો પણ હવે તેમાં કાંઇ ફેરફાર થઇ શકે તેમ નથી, પરંતુ તે ભૂલોના પરિણામના ફળો ભોગવતા ભોગવતા જો તેમાંથી યોગ્ય શીખામણ ન લઇએ

અને ફરી ફરી તે જ ભૂલો કરીને પ્રતિદિન અંદર અંદરના ભેદભાવને વધારતા જ જઈએ તો તે ભવિષ્યમાં ભયંકર આપત્તિઓ ઉત્પન્ન કરશે જ. ભારતવાસીઓ શું આ બાબત પર વિચાર નહિ કરે ?

મનમાં એવો વિચાર ન રાખે કે, " હે માતૃભૂમિ ! અમે તારાં બાળકો નથી, અમે તો એમ જ માનીએ છીએ કે અમે ભિન્ન ભિન્ન પંથના છીએ " એના જેવી બીજી ભયંકર ભૂલ નથી. સર્વ પ્રથમ તો આપણે આપણા રાષ્ટ્રનાં બાળકો છીએ, ત્યાર પછી આપણા સંપ્રદાયના, આ પ્રકારનો દૃઢ વિચાર દરેક માણસે રાખવો ઉચિત છે જો આ પ્રમાણે દરેક મનુષ્ય પોતાનો વિચાર અને વર્તન નહિ રાખે તો રાષ્ટ્રહાનિ ટાળી શકાય નહિ વાચક જોઈ શકશે કે અથર્વવેદના આ વૈદિક રાષ્ટ્રગીતના પ્રત્યેક મંત્રમાં કેટલો મહત્વનો ઉપદેશ કરવામાં આવ્યો છે અમારી વર્તમાન પરિસ્થિતિમાં આ અમૂલ્ય ઉપદેશરૂપી રત્ન જ ઉત્થાન કરી શકશે, એટલું જ નહિ તે અમારું યશ, કીર્તિ ચારે દિશાઓમાં ફેલાવી શકે છે. પ્રિય વાચક ! આ દૃષ્ટિબિન્દુથી આ મંત્રોનો વિચાર કરવો જોઈએ અને આ ઉપદેશને કાર્યમાં આણવાનો પ્રયત્ન કરવો જોઈએ

અત્યાર સુધી એ દર્શાવવામાં આવ્યું કે માતૃભૂમિના વૈદિક ગીતની સાધારણ વાતો શું છે? અને એ પણ દર્શાવવામાં આવ્યું છે કે લોકોમાં ભિન્નતા હોવા છતાં પણ એકતાની સાધના કેવી રીતે થવી જોઈએ અને માતૃભૂમિની સેવાને માટે બધાએ એકત્ર મળીને એક સંપથી કેવી રીતે તૈયાર રહેવું જોઈએ પાછળના લેખન ભાગથી વાચકોને નિશ્ચિત જણાઈ ચૂક્યું હશે કે આ વૈદિક રાષ્ટ્રગીતામાં રાષ્ટ્રની ઉન્નતિનાં ઉચ્ચતમ તત્વોનો જેટલો સમાવેશ થયો છે તેટલો બીજા કોઈ દેશના રાષ્ટ્રગીતામાં થયો નહિ હોય ? તો પણ આવશ્યક તો એ છે કે આ રાષ્ટ્રગીતપર બીજા પણ કેટલાક દૃષ્ટિકોણોથી વિચાર કરવામાં આવે

જનતામાં માતૃભૂમિને માટે પ્રેમ ઉત્પન્ન થવો જોઈએ આ પ્રેમ ત્યારે જ ઉત્પન્ન થઈ શકે કે જ્યારે દેશના નગરો, પહાડો અને બીજા અન્ય સ્થળો પ્રત્યે આદર હોય આવો ... ન કોઈ બીજા વિશેષ મહત્વના કારણથી પણ ... ઈ શકે છે જો અમે એમ કહીએ કે આ સ્થળ પ્રત્યે આદરભાવ રાખો તો એમ કોઈ આદર કરશે જ નહિ કોઈ પણ સ્થળ પ્રત્યે આદર ત્યારે જ ઉત્પન્ન થાય જ્યારે તે સ્થળ કોઈ મહત્વની પુણ્યકારી ઘટના સાથે સંબંધ ધરાવતું હોય અથવા કોઈ મહાત્માથી તેનો સંબંધ હોય અથવા અન્ય કોઈ વિશિષ્ટ ઘટના સાથે તે સંબંધ ધરાવતું હોય તેથી હવે આપણે એ જોવું જોઈએ કે વૈદિક રાષ્ટ્રગીત આ પ્રકારની સૂચના આપણને શી રીતે આપે છે—

## દેવતાઓએ વસાવેલાં સ્થાનો

> यस्या पुरो देवकृताः क्षेत्रे यस्या विकुर्वते ।
> प्रजापतिः पृथिवीं विश्वगर्भामाशामाशां रण्यां
> नः कृणोतु ।                 ( અથર્વ ૧૨।૧।૪૩ )

" અમારી માતૃભૂમિનાં નગરો દેવોએ વસાવેલાં છે અને જેના ખેતરોમાં સર્વ મનુષ્યો વિવિધ કાર્યો કરે છે તે સર્વ પદાર્થોને પોતાના ગર્ભમાં ધારણ કરનારી માતૃભૂમિને પરમેશ્વર સર્વ દિશાઓમાં અમારે માટે રમણીય બનાવે. "

હવે આમાં ( यस्या देवकृताः पुरः ) " જેનાં નગરો દેવો દ્વારા બનાવાએલાં છે " આ ભાગ જોઈએ જનતાને વિશ્વાસ હોવો જોઈએ કે અમારાં નગરો દેવોએ વસાવેલાં છે, એટલે કે દેવોનો તે નગરો સાથે સંબંધ છે, દેવોનું દેવત્વ અમારા નગરો જાણે છે આ પ્રકારનો જીવિત વિશ્વાસ જો જનતાના હૃદયમાં સ્થિર થઈ જાય તો નિશ્ચયપૂર્વક તેઓના હૃદયમાં પોતાના દેશ પ્રત્યેની જાગૃતિ ઉત્પન્ન થાય જ

ઇતિહાસમાં ઘણાં સ્થળોએ ઉલ્લેખ છે કે અમારી ભારત ભૂમિનાં વિવિધ નગરોનો દેવો સાથે સંબંધ છે ભગવાન રામચંદ્રનો સંબંધ અયોધ્યા અને રામેશ્વર સાથે છે કૃષ્ણનો સંબંધ ગોકુળ, વૃંદાવન તથા દ્વારકા સાથે છે. ઇંદ્રનો સંબંધ ઇન્દ્રપ્રસ્થ સાથે છે. આ પ્રમાણે અમારા દેશના આબાલવૃદ્ધો જાણે છે કે આ પ્રકારે અનેક નગરોનો સંબંધ દેવતાઓ સાથે છે નદીઓ, તળાવો, સરોવરો, પર્વતશૃંગો, ગુફાઓ વગેરે સ્થળોનો સંબંધ દેવ દેવીઓ સાથે તથા પુણ્યશાળી પુરુષો સાથે બધાએનો છે. આ વર્ણનો ગ્રન્થોમાં છે અને સર્વ સ્ત્રી પુરુષોને પણ કથા-પુરાણો સાંભળીને જાણ થએલ છે ગૌરીશંકર અને કૈલાસના પર્વત શિખરોનો સંબંધ સાક્ષાત્ ભગવાન્ શંકરની સાથે છે. બદ્રિકેદાર આશ્રમનો સંબંધ નર નારાયણ ઋષિ-મુનિઓ સાથે છે માતૃભૂમિની દૃઢ ભક્તિ માટે એ અતિ આવશ્યક છે કે આ સંબંધ દેશના સર્વ સ્ત્રી પુરુષોને વિદિત થાય !

કેટલાક વધારે ભણેલા લોકો કહેશે કે, "આ અંધ વિશ્વાસ શા માટે? બિનકુલ વ્યવહારિક હિતની દષ્ટિથી પણ માતૃભૂમિ પ્રત્યે ભક્તિ ઉત્પન્ન થઇ શકે છે" વાત તદ્દન સારી છે, પરંતુ વ્યવહારિક લાભની સાથે જો લોકોના હૃદયમાં ઉપરોકત સંબંધોના વિચારો દઢ થાય તો કોઇ નુકસાન તો થવાનું નથી જ બાળક પોતાની માતા પ્રત્યે પ્રેમભાવ રાખે છે તે એટલા માટે નહિ કે તે સુંદર અથવા તેને ધવડાવે છે તે એટલા માટે પ્રેમ કરે છે કે "**માતૃદેવો ભવ**" અનુસાર માતા એક દેવતા છે માતા પ્રત્યે બાળકનો પ્રેમ આ દિવ્ય ભાવનાને કારણે હોય છે બાળકનો માતા પ્રત્યે અને માતાનો બાળક પ્રત્યે પ્રેમ તદ્દન અકૃત્રિમ, શુદ્ધ હોય છે બદલાની આશા રાખ્યા સિવાય જે પ્રેમ કરવામાં આવે તે જ દિવ્ય પ્રેમ છે, તે જ નિરપેક્ષ અને અકૃત્રિમ પ્રેમ છે તેથી જ માતૃપ્રેમ એ વ્યવહારિક પ્રેમ નથી માતૃભૂમિનુ પ્રેમ પણ આજ પ્રકારે અકૃત્રિમ, નિસ્સીમ, આત્યંતિક અને દિવ્ય હોવુ જોઇએ. અકૃત્રિમ પ્રેમ ઉત્પન્ન કરવાના હેતુથી જ ઉપર્યુક્ત મંત્રમાં દર્શાવાયુ છે કે આપણા દેશના નગરોનો સંબંધ દેવોની સાથે છે આ હકીકત સર્વ મનુષ્યોના લક્ષમાં રહેવી જોઇએ અને સર્વ લોકો એજ વિચાર કરે કે અમારાં નગરો દેવોએ વસાવેલાં છે

જે જ્ઞાની લોકો આર્થિક અથવા વ્યવહારિક હિતની દષ્ટિથી માતૃભૂમિની ભક્તિ કરતા હોય તો તેઓ ભલે તેમ કરે, તેમ કરવામાં તેમને કોઇ અટકાવતુ નથી પરંતુ સામાન્ય જનતા એટલી ઉચ્ચ કોટીની જ્ઞાની હોઇ શકે નહિ. તેથી સાધારણ લોકોમાં વિશેષ પ્રેમ ઉત્પન્ન થાય તેટલા માટે સર્વને એ જાણ હોવી અવશ્યક છે કે અમારા દેશના સ્થાનોનો સંબંધ દેવોથી અથવા ઋષિઓથી જોડાએલો છે.

પ્રતાપગઢ અને સિંહગઢની સાથે મહારાજા શિવાજીનો સંબંધ જોડાએલો છે, તેમજ ઉદયપુરની સાથે મહારાણા પ્રતાપસિંહનો સંબંધ છે, તેમજ ઝાંસીની સાથે મહારાણી લક્ષ્મીબાઇનો સંબંધ, ગઢ મંડાળા સાથે રાણી દુર્ગાવતીનો સંબંધ, પરળી સાથે સ્વામી રામદાસનો સંબંધ એમ ભિન્ન ભિન્ન ઇતિહાસ પ્રસિદ્ધ સ્થળોનો ઐતિહાસિક વ્યક્તિઓની સાથેનો સંબંધ દરેક વ્યક્તિએ જાણવો એ અત્યાવશ્યક છે સિંહગઢ અથવા અન્ય કોઇ સ્થાન કે જેની સાથે શિવાજી મહારાજનો સંબંધ આવેલ હોય અથવા જો કોઇ ઐતિહાસિક સ્થળનો અથવા અન્ય ઇતિહાસ પ્રસિદ્ધ વ્યક્તિના સ્થાનનો ભંગ અથવા અપમાન કરે તો તે દુષ્ટકાર્યથી સંપૂર્ણ ભારતના હૃદયમાં આઘાત થવો જોઇએ સંપૂર્ણ ભારત તે દુષ્ટ કૃત્યનો બદલો લેવાને તૈયાર થઇ જાય તેમાંજ રાષ્ટ્રીય ઉન્નતિનાં બીજ રહેલાં છે

*

એટલા માટેજ જ્યારે કોઇ પણ વિદેશી સરકાર બીજા દેશપર પોતાનો અધિકાર જમાવે છે ત્યારે તે દેશના એવા ઇતિહાસ પ્રસિદ્ધ સ્થળોને ભૂલાવી દેવામાં ખૂબજ દક્ષતા બતાવે છે તે એટલી તો ચપળ હોય છે કે લોકોને આવા સ્થળોની સહેજ પણ જાણ ન થાય તેની પુરેપુરી કાળજી રાખે છે, તેનું મર્મ પણ એજ છે. મુસલમાનોએ પ્રયાગનું નામ અલાહાબાદ રાખ્યુ, સહસ્ત્રતીર્થનું નામ ઇસ્લામાબાદ રાખ્યુ માર્તણ્ડને મટન કહ્યુ, બાબા મહર્ષિનું નામ મોહદિનાસિં બનાવી દીધુ અને શ્રી શંકરાચાર્યના સ્થળને તખ્ત-ઇ સુલેમાન બનાવ્યુ અને આ પ્રમાણે હજારો શહેરો અને સ્થળોના નામો બદલાવી નાંખ્યા, તેનુ રહસ્ય અમે ઉપર દર્શાવી ચૂકયા છીએ

જ્યારે અંગ્રેજોનુ રાજ્ય આવ્યું ત્યારે તેઓએ ધવલગિરીના ગૌરીશંકરનું નામ માઉન્ટ એવરેસ્ટ પાડયું અને સિમલા, મહાબળેશ્વર ઇત્યાદિ પર્વતરાજના શિખરોનાં નામ અંગ્રેજી બનાવી દીધાં આ પ્રમાણે અન્ય અનેક સ્થળોનુ અંગ્રેજીકરણ કરવામાં આવ્યુ

મુસલમાનોએ મંદિરો અને મૂર્તિઓનો નાશ કર્યો અને બળાત્કારથી લોકોને પોતાના ધર્મમાં ભેળવી લીધા હવે ઇસાઇ લોકો અન્ય ધર્મીઓનું ધર્માંતર કરાવી રહ્યા છે, તેઓ ઘણું ખરૂ પ્રતીક દેવસ્થાન અથવા તીર્થસ્થાનમાં રહીને તેમની નિંદા કરે છે, તેનું પણ એજ કારણ છે કે જેથી અમારા દેશના ઉત્તમ સ્થળોનુ અમારૂ અભિમાન નષ્ટ થઇ જાય

વિજેતા પછી મુસલમાન હો કે અંગ્રેજ હો કે પછી જાપાની હો પરન્તુ તે બધાનો સ્વભાવ એક સરખો જ હોવાનો જીતાએલા લોકોના હૃદયમાંથી માતૃભૂમિની ભક્તિ નષ્ટ કરવાને માટે જે કાંઇ તેઓ કરી શકે તે કરવાને તેઓ ભૂલતા નથી કે પાછી પાની કરતા નથી માતૃભૂમિનું પ્રેમ અને ભક્તિ ઉત્પન્ન થવા માટે આપણા દેશના તીર્થસ્થાનોનો પ્રેમપૂર્ણ ઇતિહાસ જનતાના હૃદયમાં સદૈવ જાગૃત રહેવો જોઇએ જ્યા સુધી જનતામાં માતૃભૂમિનુ પ્રેમ જાગૃત હોય છે ત્યાં સુધી

થયું છે, તેના જેવું રાષ્ટ્રગીત બીજા દેશોના ધર્મગ્રન્થોમાં છે જ નહિ, પરંતુ તેમના બીજા કોઇ ગ્રન્થોમાં પણ નથી. આમ હોવા છતાં પણ અમારા દેશના લોકો રાષ્ટ્રની ઉન્નતિ પ્રત્યે બેપરવાહ છે અને બીજા ઘણાક દેશોના લોકો રાષ્ટ્રહિતને માટે તો કેટકેટલા તત્પર હોય છે. આ દશાને જોઇને કેટલું મહદાશ્ચર્ય થાય છે. અમારું રાષ્ટ્રગીત એટલું વિસ્તૃત છે કે તેમાં ઉદાત્ત વિચારોથી ભરપૂર દિવ્ય મંત્રો છે. આમ હોવા છતાં અમારા સાહિત્યમાં રાષ્ટ્રીયતાનો ભાવ નથી અને આ જ્ઞાન અમારે માટે પરકીય છે આવો વિચાર ધરાવનારા હીરાના લાલ પણ અમારામાં છે. અસ્તુ. પરિસ્થિતિ જેવી છે તેવી જ નક્કર હકીકતમાં અમોએ જનતા સમક્ષ રજુ કરી છે " જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાં તેની કિંમત નથી અને જ્યાં તેની કિંમત છે ત્યાં તે ઉત્પન્ન થતું નથી. " અર્થાત્ " હીરાની કિંમત ખાણમાં થતી નથી. " એ કહેવત શબ્દશઃ અહીં સાબિત થાય છે હવે આગળ જુએ—

**यामश्विनावमिमातां विष्णुर्यस्यां विचक्रमे ।**
**इन्द्रो यां चक्र आत्मनेऽनमित्रां शचीपतिः ॥**
**सा नो भूमिर्वि सृजतां माता पुत्राय मे पयः ॥१०॥**

" જે ભૂમિનું માપ અશ્વિની કુમારે લીધું, જે ભૂમિમાં ભગવાન્ વિષ્ણુએ પરાક્રમ કર્યું, જેને શક્તિશાળી ઇન્દ્રે પોતાને માટે શત્રુરહિત બનાવી તે જ અમારી માતૃભૂમિ જેવી રીતે માતા પોતાના બાળકોને દૂધ પીવડાવે છે તેવી જ રીતે મને ઉપભોગના પદાર્થો આપે. "

આ મંત્રમાં સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યું છે કે દેવોએ આપણી માતૃભૂમિ માટે શું કર્યું છે. અશ્વિની કુમારોએ દેશદેશાંતરોનાં ખેતરોનું માપ લીધું, દેશોની સીમાઓ નિશ્ચિત કરી, જમીનની માપણી કરી અને એ રીતે માતૃભૂમિની સેવા કરી ભગવાન વિષ્ણુએ જે પરાક્રમો કર્યાં તે સર્વને વિદિત જ છે. ઇન્દ્રે હજારો યુદ્ધો કર્યાં અને આ માતૃભૂમિને શત્રુઓના કષ્ટથી મુક્ત કરી, આ પ્રકારે અન્યાન્ય દેવતાઓએ પણ આ માતૃભૂમિને માટે તેમનાથી જે બન્યું તે કરી છૂટ્યા, તેમાં જરા પણ કસર કરી નથી દેવો અને અસુરોના યુદ્ધોમાં દેવવીરોએ આ માતૃભૂમિના ઉદ્ધારને માટે યુદ્ધક્ષેત્રમાં પોતાના બલિદાન આપ્યાં અને આ ભૂમિને પૂર્ણ સ્વતંત્રતાનું [illegible] અપાવ્યું એજ દેવોનું વ્રત આપણે ચલાવવું જોઇએ દેવોએ નક્કી કરેલો માર્ગ જ અમો પણ નક્કી કરીએ કારણ કે દેવતાઓએ અને પ્રાચીન વીર પુરૂષોએ અમારે માટે જે જે કાંઇ કર્યું છે તેનું ઋણ ચૂકવવા માટે તથા તેમાંથી મુક્તિ મેળવવા માટે અમારે આ પ્રમાણે કરવું જ જોઇએ.

ઋષિઋણ કર્યો છે તેમજ દેવતાઓ કોણ છે એ તો સ્પષ્ટ બનાવાઇ ગયું છે એટલે તેમના ઋણમાંથી મુક્ત થવા માટે આપણે પ્રયત્નશીલ બનવું જોઇએ. પ્રત્યેકે વિચાર કરવો જોઇએ કે હું તે ઋણમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરૂં છું કે નહિ. આ દેવઋણના વિષયમાં એક વધુ મંત્ર જોવા જેવો છે.

**यां रक्षन्त्यस्वप्ना विश्वदानीं देवा भूमिं पृथिवीमप्रमादम् । सा नो मधु प्रियं दुहामथो उक्षतु वर्चसा ॥ ७ ॥**

" દેવો જે માતૃભૂમિની રક્ષા ભૂલો કર્યા વગર અથવા તો આળસ કર્યા વગર કરતા આવ્યા છે, તે માતૃભૂમિ અમોને તેજ અને મધુર મધ આદિ ખાદ્ય પદાર્થો આપે "

( अ-स्वप्नाः देवाः ) આળસ ન કરનારા દેવો આ ભૂમિની રક્ષા કરતા આવ્યા છે. આળસ ન કરનારા દેવોની સમક્ષ આળસુ, પ્રમાદપ્રિય લોકોને ઉભા રહેવાની શરમ આવવી જોઇએ અમારે કારણે જે દેવોએ થાક્યા વગર, વિશ્રાંતિ લીધા વગર આવો ભારે પરિશ્રમ ઉઠાવ્યો તે તેમના અત્યંત પવિત્ર કાર્યના બદલામાં અમોએ તેમને શું આપ્યું ? સ્વાતંત્ર્ય રક્ષાનું તેમનું કાર્ય શું અમોએ ચાલુ રાખ્યું છે ? અરે વધારે નહિ તો તેમની માફક રાષ્ટ્રોન્નતિના કાર્યને સદૈવ ચાલુ રાખવાનો નિશ્ચય સરખો પણ અમોએ કર્યો છે કે ? વાચકો એ ન ભૂલે કે હવે આ વાતો પર વિચાર કરવાનો સમય આવી ગયો છે.

ઉપરના મંત્રમાં એમ પણ કહ્યું છે કે- ( देवाः अप्रमादं रक्षन्ति ) દેવો ભૂલ કર્યા વગર રક્ષણ કરે છે ભૂલ ન કરતાં રક્ષણ કર્યું એટલે તો દેવો બંધનથી મુક્તિ મેળવી શક્યા. અસુરોએ દેવોને ગુલામીની જંજીરમાં કાયમ જકડી રાખવાના અનેક વાર પ્રયત્નો કર્યા રાવણ, બળિરાજા વગેરે અસુર રાજાઓએ આ કાર્યને પાર ઉતારવામાં જરા પણ કસર કરી નથી, પરંતુ એવા કપરાકાળમાં દેવોએ પોતાના પુરૂષાર્થની પરાકાષ્ઠા કરી પોતાની સ્વાધીનતા જાળવી રાખી અને અસુરોને નસાડી મુક્યા. ભૂલો કર્યા વગર દક્ષતાથી કર્તવ્ય

કરવાની દીક્ષા દેવોએ અમોને આપી છે. શું આપણે તેનો અભ્યાસ સાવધાનીથી ન કરવો જોઇએ? આપણે માત્ર આપણી હઠને કારણે પગલે પગલે ભૂલો નથી કરતા? વાસ્તવમાં રાષ્ટ્રકાર્યને માટે આત્મસમર્પણ કરવા અમારે સદૈવ તૈયાર રહેવું જોઇએ, પરંતુ આત્મસમર્પણનો સમય આવતાં પાછાં પગલાં ભરનારા કાયર અમારામાં કેટલાએ છે. જો વાચક પોતે જ આ વાતનો ગંભીરતાથી વિચાર કરશે તો તેને સમજાઇ જશે કે આપણે શું કરવાની આવશ્યકતા છે.

## વિદ્વાનોનું ઋણ

ઋષિઓનું રાષ્ટ્રકાર્ય અમોએ જોઇ લીધું. દેવોએ અમારે માટે શું કર્યું તે પણ જોઇ લીધું હવે જેઓ ઋષિઓ નથી એવા મનનશીલ, બુદ્ધિમાન્, વિદ્વાનોએ કેવાં કાર્યો કરી દેશની સેવા કરી તે આપણે જોઇએ—

**યાર્ણવેऽધિ સલિલમગ્ર આસીદ્યાં માયાભિરન્વચરન્મનીષિણઃ । સા નો ભૂમિસ્ત્વિષિં બલં રાષ્ટ્રે દધાતૂત્તમે ॥ ૮ ॥**

"અમારી માતૃભૂમિ પ્રથમ આરંભમાં સમુદ્રની નીચે હતી અને જેની સેવા મનનશીલ વિદ્વાનોએ અનેક પ્રકારનાં કુશળતાના કાર્યો કરીને કરી, તે અમારી માતૃભૂમિ અમારા ઉત્તમ રાષ્ટ્રમાં તેજ અને બળને ધારણ કરે."

આ મંત્રમાં "**યાં માયાભિઃ અન્વચરન્ મનીષિણઃ**" આ ભાગ પ્રસ્તુત લેખમાં પ્રતિપાદિત વિષયની દૃષ્ટિથી અતિશય મહત્વનો છે, તેનો માયા શબ્દ ઘણો જ મહત્વનો છે. આ માયા શબ્દનો અર્થ અદ્વૈતમતનો માયાવાદ એવો નથી. માયા શબ્દના કેટલાએ અર્થ થાય છે- "(૧) કુશળતા, કાર્યની કુશળતા, કુશળતાથી કરેલું કારીગરીનું કામ, ચાતુર્ય, ( ૨ ) કપટ, દાવપેચ જેની આવશ્યકતા રાજનીતિમાં છે, શત્રુઓને ભુલાવામાં નાખવાની વિદ્યા" આ બધા અર્થ માયા શબ્દના જ છે. આ બંને અર્થથી માયા શબ્દ મંત્રમાં આવેલ છે. ( **મનીષી** ) મનનશીલ લોકો સમયાનુસાર કુશળતાથી, ચતુરાઇથી, કપટથી અથવા રાજનીતિના નિયમોથી માતૃભૂમિની સેવા કરે છે. એજ આ મંત્રનો આશય છે.

આ પ્રકારે દેવ, ઋષિ અને અન્ય વિદ્વાનોએ અમારી માતૃભૂમિની સેવા કરી છે. જે માર્ગ દેવતાઓ અને અન્ય ઋષિ અને મોટા મોટા જ્ઞાની લોકોએ અમોને બતાવ્યો તે જ માર્ગે અમારે તો આક્રમણ કરવું જોઇએ. તે જ રસ્તે અમારે તો ચાલવું જોઇએ, ત્યારે જ અમારું શ્રેય થશે. અમારે ત્રણ ઋણ છે. ઋષિ-ઋણ, દેવ-ઋણ અને અન્ય જ્ઞાનીજનોનું ઋણ અમારે આ ઋણ લક્ષમાં રાખવું જોઇએ અને તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આ લેખના વૈદિક રાષ્ટ્રગીતના મંત્રો અમારા રાષ્ટ્રીય કર્તવ્યનો સંબંધ ઋષિકાળની તે મહાન વિભૂતિઓ સાથે જોડે છે. અમારા અખંડ રાષ્ટ્રીય કર્તવ્યનો ઋષિઓએ પ્રારંભ કર્યો, દેવોએ તેને પરિપુષ્ટ બનાવ્યું અને અન્ય વિદ્વાનોએ તેની વૃદ્ધિ કરી આ પ્રમાણે પવિત્ર ત્રિવેણી સંગમથી તે કાર્ય અમારી પાસે આવેલું છે. તેથી અમારે તેને આગળ ચલાવી ચાલુ રાખવું જોઇએ. તેને ચાલુ રાખવું એ અમારું અત્યાવશ્યક કાર્ય છે, એ અમારું મુખ્ય કર્તવ્ય જ છે. જો અમે તે કાર્યને ચાલુ નહિ રાખીએ તો દેવો અને ઋષિઓ અમને તે બદલ જવાબ પૂછશે. દરેક મનુષ્યે આ વાત સારી રીતે સ્મરણમાં રાખવી જોઇએ.

વાચકગણ વિચાર કરે અને આ મંત્રના ઉપદેશ પરત્વે સારી રીતે લક્ષ લગાવીને જુએ કે અમારો ધર્મ કેટલો વિલક્ષણ અને ઉચ્ચ રાષ્ટ્રીયધર્મનો ઉપદેશ કરે છે, અને તેઓ તે અનુસાર આચરણ કરવાને માટે તત્પર રહે. અમારા રાષ્ટ્રને જગતના અન્ય રાષ્ટ્રોમાં ઉચ્ચતમ સ્થાનપર પહોંચાડવાની જવાબદારી અમારાપર જ રહેલી છે, તે નિભાવવા માટે આપણે સદૈવ તૈયાર રહેવું જોઇએ.

## મંત્રોની સંગતિ

આ વિવરણને અહિં સમાપ્ત કરતાં પહેલાં આ સૂક્તના મંત્રોની સંગતિના વિષયમાં થોડું કથન કરવું જોઇએ. આ સૂક્તમાં કુલ ૬૩ મંત્રો છે. તેમાં સર્વ પ્રથમના મંત્રોમાં માતૃભૂમિની ધારણા કયા ગુણોથી થાય છે તે વાત જણાવવામાં આવી છે, તેથી આ મંત્રો સર્વથી અધિક મહત્વના છે. પ્રત્યેક રાષ્ટ્રભક્તને માટે એ યોગ્ય છે કે તે આ મંત્રો વાંચે, વિચારે, મનન કરે અને આ ગુણોની પોતામાં વૃદ્ધિ કરીને પોતાને માતૃભૂમિની સેવા કરવા માટે સુયોગ્ય બનાવે.

બીજા મંત્રમાં લોકો વચ્ચે એક અને અભેદ્ય એકતા જોઇએ અને અંદર અંદરના ઝગડા ન હોવા જોઇએ ઇત્યાદિ જે મહત્વપૂર્ણ ઉપદેશ કહ્યો છે તે સદા સ્મરણ કરવા યોગ્ય છે. ત્રીજા અને ચોથા મંત્રમાં સામાન્યતઃ ભૂવર્ણન છે, પરન્તુ

જેઓએ ધર્માન્તર કર્યું છે તેઓ પણ આપણા જ છે. તેઓ તે જ પ્રાચીન ઋષિઓના વંશજ હોવા છતાં ધર્માન્તરને કારણે તેમનામાંથી પોતાના પ્રાચીન દેદીપ્યમાન ઇતિહાસનું અભિમાન નષ્ટ થઇ ગયું છે. તેથી તેમની વાત બાજુપર મૂકીએ તો પણ ઉપરના સિદ્ધાંતને કોઇ નકારી શકે તેમ નથી.

ઉપરોક્ત વિવેચનથી વિદિત થશે કે આ માતૃભૂમિનું વૈદિક રાષ્ટ્રગીત કેટલા અનેકાનેક દૃષ્ટિબિન્દુઓથી વાચકોના મનમાં પોતાની માતૃભૂમિ પ્રત્યે આદર-માનની વૃદ્ધિ કરે છે. આમ આ અતિ પ્રાચીન રાષ્ટ્રગીત પ્રત્યે વાચકોના મનમાં નિઃસંદેહ આદર ઉત્પન્ન થશે.

ઋષિઓ સત્ર અને યજ્ઞથી રાષ્ટ્રની ઉન્નતિ અને રાષ્ટ્રની જાગૃતિ સાધતા હતા, વર્તમાન સંક્ષિપ્ત યજ્ઞપદ્ધતિ પરથી કોઇ પણ પ્રાચીન સત્ર અથવા યજ્ઞની કલ્પના કરી શકાય નહિ. આ પદ્ધતિનું સ્વરૂપ અમો સ્વતંત્ર લેખમાળામાં દર્શાવીશું તેથી તેના વિષે અહીં વિશેષ લખીશું નહિ. પહેલાના વૈદિકકાળના યજ્ઞ અને સત્ર આજકાલના નાના મંડપોમાં થઇ શકતા ન હતા. તેમના મંડપોનો વિસ્તાર કેટલાએ માઇલો સુધી ફેલાએલો હતો. આ એકજ વાત બતાવી આપશે કે પ્રાચીનકાળના યજ્ઞોનું સ્વરૂપ બિલકુલ ભિન્ન હતું રાષ્ટ્રીયતાનો વિચાર ઋષિઓના પરિશ્રમને લીધેજ જનતામાં પ્રચાર પામ્યો. તેયાજ ઉપરના મંત્રોમાં "ભૂતકાળ બનાવનારા ઋષિઓ" એમ બિરદાવીને તેમનુ સન્માન કર્યું છે તે સંબંધમાં નિમ્ન લિખિત અથર્વવેદનો મંત્ર જુઓ—

**भद्रमिच्छन्त ऋषयः स्वर्विदस्तपो दीक्षामुपनिषेदुरग्रे । ततो राष्ट्रं बलमोजश्च जातं तदस्मै देवा उपसंनमन्तु ॥** ( અથર્વ ૧૯।૪૧।૧ )

"લોકોનું કલ્યાણ કરવાની ઇચ્છા કરનારા આત્મજ્ઞાની ઋષિઓએ પ્રારંભમાં તપ કર્યું, તેથી રાષ્ટ્રમાં બળ અને ઓજ ઉત્પન્ન થયું. તેથી દેવોએ તેમને નમન કરવું જોઇએ."

આમા દર્શાવાયું છે કે રાષ્ટ્રીયતાની કલ્પના ઋષિઓના પ્રયત્નથી કેવી રીતે ઉત્પન્ન થઇ. વાચકો જોઇ શકશે કે "ઋષિઓ કેવી રીતે ભૂતકાળને બનાવનારા હતા." રાષ્ટ્રીય ભાવ એ ઋષિઓ પ્રત્યેનું આપણું ઋણ છે. તેને ચૂકવવાનો પ્રયત્ન દરેક વ્યક્તિએ કરવો જોઇએ. ઋષિઓએ જેવી રીતે રાષ્ટ્ર નિર્માણના પ્રયત્નો કર્યા તેવીજ રીતે આપણા અન્ય પૂર્વજોએ પણ પ્રયત્નો કર્યા છે તેથી તેમનું સ્મરણ કરવું એ પણ આવશ્યક છે. આગળના મંત્રમાં એ પૂર્વજોનું સ્મરણ છે—

દેવોનું—ઋણ

**यस्यां पूर्वे पूर्वजना विचक्रिरे यस्यां देवा असुरानभ्यवर्तयन् । गवामश्वानां वयसश्च विष्ठा भगं वर्चः पृथिवी नो दधातु ॥ ५ ॥**

"અમારી માતૃભૂમિમાં અમારા પ્રાચીન પૂર્વજોએ પરાક્રમ કર્યું અને જેમાં દેવોએ અસુરોને નસાડી મૂકયા, જે ગાયો, ઘોડાઓ અને પક્ષીઓને સારૂં સ્થળ આપે છે તે અમારી માતૃભૂમિ અમને ઐશ્વર્ય અને તેજ આપે."

પ્રાચીનકાળના અમારા પૂર્વજોએ આ ભૂમિમાં મોટાં મોટાં પરાક્રમો કર્યાં, અનેક લડાઇ કરી, અનેક ચઢાઇઓ કરી, કાવત્રાબાજ યુદ્ધો કર્યાં અને ખુલ્લા મેદાનોમાં પણ યુદ્ધો કર્યાં આવાં કાર્યો કરીને તેમણે આપણી માતૃભૂમિનું યશ ઉજ્વળ બનાવ્યું. આ અમારી માતૃભૂમિની દશા અમે આજે કેવી કરી મૂકી છે. અમારા પૂર્વજોનો પ્રાચીન ઇતિહાસ અમારી નજર સામે છે. શું અમારૂં વર્તન તે ઇતિહાસને યોગ્ય છે ? તે સમરવિજયી પૂર્વજોના વંશજ તરીકે અમારે થોડું અભિમાન તો જાળવવું જોઇએ ને ! તેમની કીર્તિને શોભે એવું કંઇક કાર્ય તો અમારે કરવુ જ જોઇએ. પાઠકગણ ! વિચાર કરો ! અમારૂં વૈદિક રાષ્ટ્રગીત શું કહે છે તે જરા જુઓ તો ખરા !

પ્રાચીન સમયમાં દેવોએ અસુરોને યુદ્ધમાં પરાજીત કરીને જે દેશમાંથી નસાડી મૂકયા અને અમારે માટે તે દેશને સ્વતંત્ર બનાવી રાખ્યો તે જ દેશને પરાધીનતાની કાલિમા અમોએ લગાવી દીધી હતી ! આ કેટલી બધી વિચારણીય હકીકત છે. વાચકોજ વિચારે કે આ રાષ્ટ્રગીત અમોને કઇ વાતનું સ્મરણ કરાવે છે. અમારા પૂર્વજોએ આમ કર્યું અને તેમ કર્યું. આ વાતો માત્ર પોલા-ગર્વ અને અભિમાન માટે કહેવાઇ નથી. આ કહેવાનો ઉદ્દેશ એટલો જ છે કે અમારા પૂર્વજોની શૌર્યકથા સાંભળીને અમને પણ સ્ફૂર્તિ મળે અને અમે પણ કંઇ એવાંજ કાર્યો કરી બતાવીએ. અમે પણ જોઇએ કે આ ઉદ્દેશની પૂર્તિ અમે કયાં સુધી કરી શકીએ છીએ, અને તેને પૂર્ણ કરવાનો અમે દૃઢ નિશ્ચય કરીએ.

અમારૂં આ વૈદિક રાષ્ટ્રગીત અમારા ધર્મ ગ્રન્થોમાં

લખેલું છે તેનાં જેવું રાષ્ટ્રગીત બીજા દેશોના ધર્મગ્રન્થોમાં તો છે જ નહિ પરંતુ તેમના બીજા કોઈ ગ્રન્થોમાં પણ નથી જ આમ હોવા છતાં પણ અમારા દેશના લોકો રાષ્ટ્રની ઉન્નતિ પ્રત્યે બેપરવાહ છે અને બીજા ઘણાક દેશોના લોકો રાષ્ટ્રહિતને માટે તો કેટકેટલા તત્પર હોય છે આ દશાને જોઈને કેટલું મહાશ્ચર્ય થાય છે અમારું રાષ્ટ્રગીત એટલું તો વિસ્તૃત છે કે તેમાં ઉદાત્ત વિચારોથી ભરપૂર દિવ્ય મંત્રો છે આમ હોવા છતાં અમારા સાહિત્યમાં રાષ્ટ્રીયતાનો ભાવ જ નથી અને આ ભાવ અમારે માટે પરકીય છે આવો વિચાર ધરાવનારા હજીના લાખ પણ અમારામાં છે પરંતુ પરિસ્થિતિ જેવી છે તેવી જ નક્કર હકીકતમાં અમોએ જનતા સમક્ષ રજુ કરી છે " જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાં તેની કિંમત નથી અને જ્યાં તેની કિંમત છે ત્યાં તે ઉત્પન્ન થતું નથી ' અર્થાત્ ' હીરાની કિંમત ખાણમાં થતી નથી ' એ કહેવત શબ્દશઃ અહીં સાબિત થાય છે હવે આગળ જુઓ—

**याग्श्विनावमिमाता विष्णुर्यस्यां विचक्रमे ।**
**इन्द्रो यां चक्र आत्मनेऽनमित्रां शचीपतिः ॥**
**सा नो भूमिर्वि सृजतां माता पुत्राय मे पयः ॥१०॥**

' જે ભૂમિનું માપ અશ્વિની કુમારે લીધું, જે ભૂમિમાં ભગવાન્ વિષ્ણુએ પરાક્રમ કર્યું, જેને શક્તિશાળી ઇન્દ્રે પોતાને માટે શત્રુરહિત બનાવી તે જ અમારી માતૃભૂમિ જેવી રીતે માતા પોતાના બાળકોને દૂધ પીવડાવે છે તેવી જ રીતે મને ઉપભોગના પદાર્થો આપે '

આ મંત્રમાં સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યું છે કે દેવોએ આપણી માતૃભૂમિ માટે શું કર્યું છે અશ્વિની કુમારોએ દેશદેશાંતરોનાં ખેતરોનું માપ લીધું, દેશોની સીમાઓ નિશ્ચિત કરી, જમીનની માપણી કરી અને એ રીતે માતૃભૂમિની સેવા કરી ભગવાન વિષ્ણુએ જે પરાક્રમો કર્યા તે સર્વને વિદિત જ છે ઇન્દ્ર હજારો યુદ્ધો કર્યા અને આ માતૃભૂમિને શત્રુઓના કષ્ટથી મુક્ત કરી, આ પ્રકારે અન્યાન્ય દેવતાઓએ પણ આ માતૃભૂમિને માટે તેમનાથી જે બન્યું તે કરી છૂટયા તેમાં જરા પણ કસર કરી નથી દેવો અને અસુરોના યુદ્ધોમાં દેવવીરોએ આ માતૃભૂમિના ઉદ્ધારને માટે યુદ્ધક્ષેત્રમાં પોતાના બલિદાન આપ્યાં અને આ ભૂમિને પૂર્ણ સ્વતંત્રતાનું સૌભાગ્ય અપાવ્યું એજ દેવોનું વ્રત આપણે ચલાવવું જોઈએ દેવોએ નક્કી કરેલો માર્ગ જ અમો પણ નક્કી કરીએ કારણ કે દેવતાઓએ અને પ્રાચીન વીર પુરુષોએ અમારે માટે જે જે કાર્ય કર્યું છે તેનું ઋણ ચૂકવવા માટે તથા તેમાંથી મુક્તિ મેળવવા માટે અમારે આ પ્રમાણે કરવું જ જોઈએ

ઋણિયણ કર્યો છે તેમજ દેવતાઓ કોણ છે એ તો સ્પષ્ટ બતાવાઈ ગયું છે એટલે તેમના ઋણમાંથી મુક્ત થવા માટે આપણે પ્રયત્નશીલ બનવું જોઈએ પ્રત્યેક વિચાર કરવો જોઈએ કે હું તે ઋણમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરું છું કે નહિ આ દેવઋણના વિષયમાં એક વધુ મંત્ર જોવા જેવો છે

***यां रक्षन्त्यस्वप्ना विश्वदानीं देवा भूमिं पृथिवी मप्रमादम् । सा नो मधु प्रियं दुहामथो उक्षतु वर्चसा ॥ ७ ॥***

" દેવો જે માતૃભૂમિની રક્ષા ભૂલો કર્યા વગર અથવા તો આળસ કર્યા વગર કરતા આવ્યા છે, તે માતૃભૂમિ અમોને તેજ અને મધુર મધ આદિ ખાદ્ય પદાર્થો આપે '

( **अ स्वप्नाः देवाः** ) આળસ ન કરનારા દેવો આ ભૂમિની રક્ષા કરતા આવ્યા છે આળસ ન કરનારા દેવોની સમક્ષ આળસુ પ્રમાદપ્રિય લોકોને ઉભા રહેતાં શરમ આવવી જોઈએ અમારે કારણે જે દેવોએ થાક્યા વગર, વિશ્રાંતિ લીધા વગર આવો ભારે પરિશ્રમ ઉઠાવ્યો ને તેમના અત્યંત પવિત્ર કાર્યના બદલામાં અમોએ તેમને શું આપ્યું ? સ્વાતંત્ર્ય રક્ષાનું તેમનું કાર્ય શું અમોએ ચાલુ રાખ્યું છે ? અરે વધારે નહિ તો તેમની માફક રાષ્ટ્રોન્નતિના કાર્યને સદૈવ ચાલુ રાખવાનો નિશ્ચય સરખો પણ અમોએ કર્યો છે કે ? વાચકો એ ન ભૂલે કે હવે આ વાતો પર વિચાર કરવાનો સમય આવી ગયો છે

ઉપરના મંત્રમાં એમ પણ કહ્યું છે કે– ( **देवाः अप्रमादं रक्षन्ति** ) દેવો ભૂલ કર્યા વગર રક્ષણ કરે છે ભૂલ ન કરતાં રક્ષણ કર્યું એટલે તો દેવો બંધનથી મુક્તિ મેળવી શક્યા અસુરોએ દેવોને ગુલામીની જંજીરમાં કાયમ જકડી રાખવાના અનેક વાર પ્રયત્નો કર્યા રાવણ બળિરાજા વગેરે અસુર રાજાઓએ આ કાર્યને પાર ઉતારવામાં જરા પણ કસર કરી નથી પરંતુ એવા કપરાકાળમાં દેવોએ પોતાના પુરુષાર્થની પરાકાષ્ઠા કરી પોતાની સ્વાધીનતા જાળવી રાખી અને અસુરોને નસાડી મુક્યા ભૂલો કર્યા વગર દક્ષતાથી કર્તવ્ય

કરવાની દીક્ષા દેવોએ અમોને આપી છે શું આપણે તેનો અભ્યાસ સાવધાનીથી ન કરવો જોઇએ ? આપણે માત્ર આપણી હઠને કારણે પગલે પગલે ભૂલો નથી કરતા ? વાસ્તવમાં રાષ્ટ્રકાર્યને માટે આત્મસમર્પણ કરવા અમારે સદૈવ તૈયાર રહેવું જોઇએ, પરન્તુ આત્મસમર્પણનો સમય આવતાં પાછાં પગલાં ભરનારા કાયર અમારામાં કેટલાએ છે જો વાચક પોતે જ આ વાતનો ગંભીરતાથી વિચાર કરશે તો તેને સમજાઇ જશે કે આપણે શું કરવાની આવશ્યકતા છે.

## વિદ્વાનોનું ઋણ

ઋષિઓનું રાષ્ટ્રકાર્ય અમોએ જોઇ લીધું. દેવોએ અમારે માટે શું કર્યું તે પણ જોઇ લીધું હવે જોઓ ઋષિઓ નથી એવા મનનશીલ, બુદ્ધિમાન્, વિદ્વાનોએ કેવાં કાર્યો કરી દેશની સેવા કરી તે આપણે જોઇએ—

**यार्णवेऽधि सलिलमग्र आसीद्यां मायाभिरन्वचरन्मनीषिणः। या नो भूमिस्त्विषिं बलं राष्ट्रे दधातूत्तमे ॥ ८ ॥**

" અમારી માતૃભૂમિ પ્રથમ આરંભમાં સમુદ્રની નીચે હતી અને જેની સેવા મનનશીલ વિદ્વાનોએ અનેક પ્રકારનાં કુશળતાના કાર્યો કરીને કરી, તે અમારી માતૃભૂમિ અમારા ઉત્તમ રાષ્ટ્રમાં તેજ અને બળને ધારણ કરે "

આ મંત્રમાં "**यां मायाभि अन्वचरन् मनीषिणः**" આ ભાગ પ્રસ્તુત લેખમાં પ્રતિપાદિત વિષયની દૃષ્ટિથી અતિશય મહત્વનો છે, તેનો માયા શબ્દ ઘણો જ મહત્વનો છે. આ માયા શબ્દનો અર્થ અદ્વૈતમતનો માયાવાદ એવો નથી માયા શબ્દના કેટલાએ અર્થ થાય છે- "(૧) કુશળતા, કાર્યની કુશળતા, કુશળતાથી કરેલુ કારીગરીનુ કામ, ચાતુર્ય, ( ૨ ) કપટ, દાવપેચ જેની આવશ્યકતા રાજનીતિમાં છે, શત્રુઓને ભુલાવામાં નાખવાની વિદ્યા " આ બધા અર્થ માયા શબ્દના જ છે. આ બને અર્થથી માયા શબ્દ મંત્રમાં આવેલ છે. ( **मनीषी** ) મનનશીલ લોકો સમયાનુસાર કુશળતાથી, ચતુરાઇથી, કપટથી અથવા રાજનીતિના નિયમોથી માતૃભૂમિની સેવા કરે છે. એજ આ મંત્રનો આશય છે

આ પ્રકારે દેવ, ઋષિ અને અન્ય વિદ્વાનોએ અમારી માતૃભૂમિની સેવા કરી છે જે માર્ગ દેવતાઓ અને અન્ય ઋષિ અને મોટા મોટા જ્ઞાની લોકોએ અમોને બતાવ્યો તે જ માર્ગે અમારે તો આક્રમણ કરવુ જોઇએ તે જ રસ્તે અમારે તો ચાલવું જોઇએ, ત્યારે જ અમારું શ્રેય થશે અમારે ત્રણ ઋણ છે. ઋષિ-ઋણ, દેવ-ઋણ અને અન્ય જ્ઞાનીજનોનું ઋણ અમારે આ ઋણ લક્ષમાં રાખવુ જોઇએ અને તેમાથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આ લેખના વૈદિક રાષ્ટ્રગીતના મંત્રો અમારા રાષ્ટ્રીય કર્તવ્યનો સંબંધ ઋષિકાળની તે મહાન વિભૂતિઓ સાથે જોડે છે. અમારા અખંડ રાષ્ટ્રીય કર્તવ્યનો ઋષિઓએ પ્રારંભ કર્યો, દેવોએ તેને પરિપુષ્ટ બનાવ્યુ અને અન્ય વિદ્વાનોએ તેની વૃદ્ધિ કરી આ પ્રમાણે પવિત્ર ત્રિવેણી સંગમથી તે કાર્ય અમારી પાસે આવેલુ છે. તેથી અમારે તેને આગળ ચલાવી ચાલુ રાખવુ જોઇએ. તેને ચાલુ રાખવુ એ અમારું અત્યાવશ્યક કાર્ય છે, એ અમારું મુખ્ય કર્તવ્ય જ છે, જો અમે તે કાર્યને ચાલુ નહિ રાખીએ તો દેવો અને ઋષિઓ અમને તે બદલ જવાબ પૂછશે. દરેક મનુષ્યે આ વાત સારી રીતે સ્મરણમાં રાખવી જોઇએ

વાચકગણ વિચાર કરે અને આ મંત્રના ઉપદેશ પરત્વે સારી રીતે લક્ષ લગાવીને જુએ કે અમારો ધર્મ કેટલો વિલક્ષણ અને ઉચ્ચ રાષ્ટ્રીયધર્મનો ઉપદેશ કરે છે, અને તેઓ તે અનુસાર આચરણ કરવાને માટે તત્પર રહે. અમારા રાષ્ટ્રને જગતના અન્ય રાષ્ટ્રોમાં ઉચ્ચતમ સ્થાનપર પહોંચાડવાની જવાબદારી અમારાપર જ રહેલી છે, તે નિભાવવા માટે આપણે સદૈવ તૈયાર રહેવુ જોઇએ.

## મંત્રોની સંગતિ

આ વિવરણને અહિં સમાપ્ત કરતાં પહેલાં આ સૂક્તના મંત્રોની સંગતિના વિષયમાં થોડુ કથન કરવુ જોઇએ. આ સૂક્તમા કુલ ૬૩ મંત્રો છે તેમાં સર્વ પ્રથમના મંત્રોમાં માતૃભૂમિની ધારણા કયા ગુણોથી થાય છે તે વાત જણાવવામાં આવી છે, તેથી આ મંત્રો સર્વથી અધિક મહત્વના છે પ્રત્યેક રાષ્ટ્રભક્તને માટે એ યોગ્ય છે કે તે આ મંત્રો વાંચે, વિચારે, મનન કરે અને આ ગુણોની પોતામાં વૃદ્ધિ કરીને પોતાને માતૃભૂમિની સેવા કરવા માટે સુયોગ્ય બનાવે

બીજા મંત્રમાં લોકો વચ્ચે એક અને અભેદ્ય એકતા જોઇએ અને અંદર અંદરના ઝગડા ન હોવા જોઇએ ઇત્યાદિ જે મહત્વપૂર્ણ ઉપદેશ કર્યો છે તે સદા સ્મરણ કરવા યોગ્ય છે ત્રીજા અને ચોથા મંત્રમાં સામાન્યતઃ ભૂવર્ણન છે, પરન્તુ

તેમાં ( **कृष्टयः संबभूवुः** ) ખેડૂતોના સંગઠનનું જે વર્ણન છે તે સનાતન મહત્વનો વિષય છે

પાંચમા મંત્રમાં પૂર્વજોના પરાક્રમોનું ( **पूर्वे पूर्वजना विचक्रिरे** ) સ્મરણ કરવાની જે સૂચના મળે છે તે સર્વ આબાલવૃદ્ધોએ કદી પણ ભૂલવા જેવી નથી, જેઓ પોતાના પૂર્વજોનો મહત્વપૂર્ણ ઇતિહાસ જાણતા નથી તેઓ નિઃસંદેહ આગળ વધી શકતા નથી. તે કારણથી જ અહીં તેનો ઉપદેશ કરેલ છે સાતમા મંત્રમાં પણ ( **अस्वप्नाः भूमिं अप्रमादं रक्षन्ति** ) આળસ કર્યા વગર માતૃભૂમિની રક્ષા કરવાનો મહત્વપૂર્ણ ઉપદેશ છે. તેનો પાંચમા મંત્રની સાથેનો સંબંધ જોઇને વાચકો ઘણો જ બોધ પ્રાપ્ત કરી શકે છે

મંત્ર ૬ અને ૭ માં માતૃભૂમિનું મનોહર વર્ણન છે. નવમા મંત્રમાં ઉદારચરિત સંન્યાસીઓના સંસારમાં સર્વત્ર જ્ઞાન પ્રચાર કરીને સર્વ પ્રજાજનોનાં અન્તઃકરણ જ્ઞાન-વિજ્ઞાન દ્વારા શાન્તિથી ભરપૂર કરવાનું બોધપ્રદ વર્ણન છે દશમા મંત્રમાં ઇન્દ્ર અને વિષ્ણુના પરાક્રમોનું જે કથન છે તે ૫ મા અને ૭ મા મંત્રની સાથે મેળવીને વાંચવું જોઇએ ત્યારે જ તેની સંપૂર્ણ ગંભીરતા ધ્યાનમાં આવી શકે. ૧૧ મા મંત્રમાં ( **अजीतो अहं पृथिवीं अध्यष्ठां** ) " હું અજય બનીને માતૃભૂમિનો અધિષ્ઠાતા બનીશ " આ ઉત્કર્ષપૂર્ણ મહત્વાકાંક્ષા રાષ્ટ્રના પ્રત્યેક મનુષ્યમાં ઉત્પન્ન થવી જોઇએ એવું જે સૂચિત કરેલું છે તે વિશિષ્ઠ અને ઉત્તમ સંદેશ છે

૧૨ મા મંત્રમાં " ભૂમિ મારી માતા છે અને હું તેનો પુત્ર છું " આ માતૃપ્રીતિ અને બાળકનું વાત્સલ્ય સૂચિત કરનાર વાક્ય વાંચીને પ્રત્યેક પાઠકનું હૃદય પ્રેમથી સદ્‌ગદિત થશે જ એમાં કોઇ સંદેહ નથી જ. ૧૩ મા મંત્રમાં યજ્ઞનો સંદેશ પાઠકોને મળે છે ૧૪ મા મંત્રમાં વીરોચિતભાષા ક્ષાત્ર તેજને ખૂબ જ વધારનારી છે " જે અમારો નાશ કરવા ઇચ્છે છે તેનો અમે નાશ કરીશું " આ વાક્ય વાંચીને કોનામાં વીરતા નહિ ઉછળી ઉઠે ! ૧૫ મા મંત્રમાં એક જ માતાથી ઉત્પન્ન થએલી પાંચ માનવજાતિઓની અભેદ્ય એકતાનું સુંદર વર્ણન છે ૧૬થી ૧૮ સુધીના મંત્રોમાં ( **भूमिं विश्वहा अनुचरेम** ) " અમે માતૃભૂમિની પ્રતિદિન સેવા કરીશું આ પ્રતિજ્ઞા પોતાના મનમાં સહુએ દૃઢતાથી રાખીને તેને પૂર્ણ કરવાનો પ્રયત્ન કરવો એજ યોગ્ય છે. આવી પ્રતિજ્ઞા કરનાર શું કદી માતૃભૂમિની ઉપેક્ષા કરી શકે ખરો ?

૧૯ મા મંત્રથી ૩૧ મા મંત્ર સુધી અલંકારોથી ભરપૂર માતૃભૂમિનું અતિ સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. અગ્નિ, યજ્ઞમાં હવન, પૃથ્વીનો ગંધગુણ, વનસ્પતિઓની ઉત્તમતા, જળની મહત્તા આદિ વર્ણન જોવાથી ખરેખર હૃદય આનંદોર્મિથી છલકાઇ જાય છે ૩૨ મા મંત્રમાં ( **परिपन्थिनो घ्नं** ) રસ્તાના લૂંટારાઓનો વધ વગેરે સૂચનાઓ દ્વારા શાસન કરવાની સૂચના આપેલી છે. ૩૩ મા મંત્રમાં સૂર્યપ્રકાશથી નેત્રાદિ ઇન્દ્રિયોનું ઉત્તમ રીતે રક્ષણ કરવાનો મહત્વપૂર્ણ સંદેશ આપેલો છે. ૩૪ મા મંત્રમાં ' અહિન્સા ' અને ૩૫ મા મંત્રમાં મર્મચ્છેદન ન કરવાનો ઉપદેશ વિચક્ષણ યુક્તિ પૂરઃસર કરવામાં આવ્યો છે.

૩૬ મા મંત્રમાં ૭ ઋતુઓ, બે અયનો અને અહોરાત્રનો ઉલ્લેખ સંવત્સરચક્રની પરિપૂર્ણ કલ્પના દર્શાવે છે. ૩૭ મા મંત્રમાં ઇન્દ્ર વૃત્ર યુદ્ધના બહાના નીચે પોતાની માતૃભૂમિના સર્વ શત્રુઓને દૂર કરવાની સૂચના ઘણી જ મનનીય છે. ૩૮ મા મંત્રમાં સોમ યજ્ઞનું મનોરંજક વર્ણન છે. સત્ર અને યજ્ઞ સત્યા ચલાવનારા ઋષિઓના અપૂર્વ સત્કર્મમાર્ગનો પ્રશંસાપૂર્ણ ઉલ્લેખ ૩૯ મા મંત્રમાં છે.

૪૦ મા તથા ૪૪ મા મંત્રમાં ધનની કામના પ્રમુખસ્થાને રહેલી છે ૪૧ મા મંત્રમાં જનતાનું ગાયન, નર્તન અને આનન્દની સાથે નગર કીર્તનનો ઉલ્લેખ છે આ રાષ્ટ્રીય જીવનની તેજસ્વિતા દર્શાવે છે ૪૨ મા મંત્રમાં માતૃભૂમિને નમન કર્યું છે

૪૩ મા મંત્રમાં આપણા રાષ્ટ્રમાં દેવો દ્વારા, બનાવેલ, વસાવેલ અને વૃદ્ધિ પામેલ નગરોના વિષયમાં પૂજ્યભાવ ધારણ કરવાનો ઉપદેશ છે. પોતા માટે જગતની સર્વ દિશાઓ રમણીય કેવી રીતે બને તેનો મહત્વપૂર્ણ ભાવ આ મંત્રમાં પાઠક મનનપૂર્વક વાચવાથી જોઇ શકશે

૪૫ મો મંત્ર " નાના ધર્મ પાળનારા, અનેક ભાષા બોલનારા વિવિધ જનો રાષ્ટ્રભક્તિથી કેવી રીતે સંગઠિત બની શકે છે " તે મહત્વપૂર્ણ ઉપદેશ આપે છે. તેથી આ મંત્ર અનેક ભેદભાવથી વિભક્ત રહેનારા અને વિનાકારણ અંદર અંદર ઝગડા વધારનારા લોકોને ઘણો જ બોધપ્રદ છે. ૪૬ મા મંત્રમાં ઝેરીલા જીવોનો ભાવ માનવામાં ન આવે એમ કહીને સદ્‌ભાવ વધારવાનો ઉપદેશ અપૂર્વ રીતે આપવામાં આવ્યો છે

૪૭ મા મંત્રમાં સાર્વજનિક સ્થાન પર સર્વનો સમાન અધિકાર હોવાની ઘોષણા કરવામાં આવી છે. દુરાચારી તેમજ સદાચારી રસ્તા પર સમાન અધિકારથી ચાલી શકે છે, સાર્વજનિક બાગ બગિચા કે પુસ્તકાલયમાં પ્રત્યેક મનુષ્ય જઇ શકે છે, અહીં એકને પરવાનગી અને બીજાને પ્રતિબંધ એમ થઇ શકે નહિ.

માતૃભૂમિને પાપી તેમજ સદાચારી બંને પુત્રરૂપે સમાન છે, આ ભાવ ૪૮ મા મંત્રમા જોવાલાયક છે. ૪૯ થી ૫૧ સુધીના ત્રણ મંત્રોમાં પશુઓ, પિશાચ્ચાદિકો અને પક્ષીઓનું વર્ણન છે. ૫૨ અને ૫૩ મા મંત્રમાં પ્રિયધામ અને મેધાની પ્રાપ્તિનું વર્ણન છે

પોતાના દિગ્વિજયની મહત્ત્વાકાંક્ષાનો ઉપદેશ ૫૪ મા મંત્રમાં છે. ૫૫ મા મંત્રમાં ચારે દિશાઓમાં ઉત્કર્ષ ફેલાવવાનો સંદેશ છે, અને ૫૬ મા મંત્રમાં સાર્વજનિક સભાઓમાં માતૃભૂમિ પ્રત્યેના શુભભાવથી ભાષણ કરવાનો ઉપદેશ છે. ૫૭ મા મંત્રમાં સૈન્યની તૈયારીનું વર્ણન છે. ૫૯ થી ૬૧ સુધીના મંત્રોમાં સર્વ સાધારણ ઉપદેશ છે ૬૨ મા મંત્રમાં માતૃભૂમિના હિતને માટે આત્મસમર્પણ કરવાનો આદેશ છે. ૬૩ મા મંત્રમાં સર્વ પ્રજાઓની સુપ્રતિષ્ઠા સ્થિર કરવાનો સંદેશ આપીને સૂકતની પૂર્ણતા કરી છે.

પાઠક આ સંગતિ જોઇને આ સૂકતનું મનન કરે અને બોધ પ્રાપ્ત કરીને યશના ભાગી બને

---

# વિરાટ્

## કાંડ ૮, સૂકત ૧૦

( ऋषिः- अथर्वाचार्यः । देवता- विराट् )

### [ १ ]

विराड् वा इदमग्र आसीत्तस्या जातायाः सर्वमबिभेदियमेवेदं भविष्यतीति ॥ १ ॥
सोदक्रामत्सा गार्हपत्ये न्यक्रामत् ॥ २ ॥
गृहमेधी गृहपतिर्भवति य एवं वेद ॥ ३ ॥
सोदक्रामत्साहवनीये न्यक्रामत् ॥ ४ ॥
यन्त्यस्य देवा देवहूतिं प्रियो देवानां भवति य एवं वेद ॥ ५ ॥

અર્થ— [ ૧ ] ( विराट् वै ) વિરાટ્ ચોક્કસપણે ( अग्रे इदं आसीत् ) પ્રારંભમાં આ જગત હતું. ( तस्याः जातायाः ) તેના હોવાથી ( इयं एव इदं भविष्यति इति ) આ આવું આ થશે એ કારણે ( सर्वं अबिभेत् ) સર્વ ભયભીત થઇ ગયા. ( ૧ )

( सा उद् अक्रामत् ) તે ઉત્ક્રાન્ત બની ગઇ અને ( सा गार्हपत्ये न्यक्रामत् ) તે ગૃહપતિ સંસ્થામાં પરિણિત બની ગઇ. ( यः एवं वेद ) જે આ પ્રમાણે જાણે છે તે ( गृहमेधी ) ગૃહયજ્ઞ કરનારો બનીને ( गृहपतिः भवति ) ગૃહપાલક થાય છે. ( ૨–૩ )

( सा उद् अक्रामत् ) તે ઉત્ક્રાન્ત બની ગઇ અને ( सा आहवनीये न्यक्रामत् ) તે આહવનીય અગ્નિ સંસ્થામાં પરિણત થઇ ગઇ. ( यः एवं वेद ) જે આ પ્રકારે જાણે છે તે ( देवानां प्रियः भवति ) તે દેવોનો પ્રિય બને છે અને ( देवाः अस्य देवहूतिं यन्ति ) સર્વ દેવ આ દેવોની ગર્જનાને સ્થાને જાય છે. ( ૪–૫ )

सोदक्रामत्सा दक्षिणाग्नौ न्यक्रामत् ॥ ६ ॥
यज्ञर्तो दक्षिणीयो वासतेयो भवति य एवं वेद ॥ ७ ॥
सोदक्रामत्सा सभायां न्यक्रामत् ॥ ८ ॥
यन्त्यस्य सभां सभ्यो भवति य एवं वेद ॥ ९ ॥
सोदक्रामत्सा समितौ न्यक्रामत् ॥ १० ॥
यन्त्यस्य समितिं सामित्यो भवति य एवं वेद ॥ ११ ॥
सोदक्रामत्सामन्त्रणे न्यक्रामत् । ॥ १२ ॥
यन्त्यस्यामन्त्रणमामन्त्रणीयो भवति य एवं वेद ॥ १३ ॥

[ २ ]

सोदक्रामत्सान्तरिक्षे चतुर्धा विक्रान्तातिष्ठत् ॥ १ ॥
तां देवमनुष्या अब्रुवन्नियमेव तद्वेद यदुभय
उपजीवेमेमामुप ह्वयामहा इति ॥ २ ॥
तामुपाह्वयन्त ॥ ३ ॥

---

અથ— ( सा उद् अक्रामत् ) તે ઉત્ક્રાંત બની ગઈ અને ( सा दक्षिणाग्नौ न्यक्रामत् ) તે દક્ષિણાગ્નિમા પરિણુત બની ગઈ ( य एवं वेद ) જે આ પ્રમાણે જાણે છે તે ( यज्ञर्तो दक्षिणीयः वासतेयः भवति ) યોગ્ય રીતે યજ્ઞ કરનારે, સન્માન યોગ્ય અને બીજાને રહેવાનુ સ્થાન આપનારો બને છે ( ૬-૭ )

( सा उद् अक्रामत् ) તે ઉત્ક્રાન્ત થઇ ગઈ અને ( सा सभायां न्यक्रामत् ) તેણી સભામા પરિણુત થઈ ગઇ ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( सभ्यः भवति ) સભાને યોગ્ય થાય છે અને લોકો ( अस्य सभां यन्ति ) તેની સભામા જાય છે ( ૮-૯ )

( सा उद् अक्रामत् ) તે ઉત્ક્રાન્ત બની ગઇ અને ( सा समितौ न्यक्रामत् ) તેણી સમિતિમા પરિણુત થઇ ગઇ ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( सामित्यः भवति ) સમિતિને યોગ્ય બને છે અને લોકો ( अस्य समितिं यन्ति ) તેની સમિતિમા જાય છે ( ૧૦-૧૧ )

( सा उद् अक्रामत् ) તે ઉત્ક્રાન્ત બની ગઇ અને ( सा आमन्त्रणे न्यक्रामत् ) તે મન્ત્રીસભામા પરિણુત થઇ ગઈ ( य एवं वेद ) જે આ જાણે છે તે ( आमन्त्रणीयः भवति ) મન્ત્રીમંડળને યોગ્ય બને છે અને લોકો તેની મન્ત્રણા માટે જાય છે ( ૧૨-૧૩ )

[ २ ] ( सा उद् अक्रामत् ) તે વિરાટ્ ઉત્ક્રાન્ત બની ગઇ અને ( सा अन्तरिक्षे चतुर्धा ) તે અન્તરિક્ષમા ચાર પ્રકારે ( विक्रान्ता अतिष्ठत् ) વિક્રાન્ત બનીને સ્થિર થઈ ( ૧ )

( देवमनुष्याः तां अब्रुवन् ) દેવ અને મનુષ્યો તેની બાબતમા બોલ્યા કે ( इयं एव तत् वेद ) તે તે જાણે છે ( यत् उभये उपजीवेम ) જેનાથી અમે બન્ને જીવિત રહીએ છીએ, તેથી ( इमां उप ह्वयामहे इति ) અમે તેને બોલાવીએ છીએ ( ૨ )

( तां उपाह्वयन्त ) તેમણે તેને બોલાવ્યો, બૂમ મારી ( ૩ )

ऊर्जे एहि स्वध एहि सूनृत एहीरावत्येहीति ॥ ४ ॥
तस्या इन्द्रो वत्स आसीद्गायत्र्यभिधान्यभ्रमूधः ॥ ५ ॥
बृहच्च रथन्तरं च द्वौ स्तनावास्तां यज्ञायज्ञियं च वामदेव्यं च द्वौ ॥ ६ ॥
ओषधीरेव रथन्तरेण देवा अदुहुन्व्यचो बृहता ॥ ७ ॥
अपो वामदेव्येन यज्ञं यज्ञायज्ञियेन ॥ ८ ॥
ओषधीरेवास्मै रथन्तरं दुहे व्यचो बृहत् ॥ ९ ॥
अपो वामदेव्यं यज्ञं यज्ञायज्ञियं य एवं वेद ॥ १० ॥

[ ३ ]

सोदक्रामत्सा वनस्पतीनागच्छत्तां वनस्पतयोऽघ्नत सा संवत्सरे समभवत् ॥ १ ॥
तस्माद्वनस्पतीनां संवत्सरे वृक्णमपि रोहति
वृश्चतेऽस्याप्रियो भ्रातृव्यो य एवं वेद ॥ २ ॥

---

અર્થ— ( ऊर्जे एहि ) હે બળ ! તું આવ, ( स्वधे एहि ) હે મારી ધારણશકિત ! તું આવ, ( सूनृते एहि ) હે સત્ય ! તું આવ, ( इरावति एहि ) હે અન્નમયી ! તુ આવ. ( ૪ )

( तस्याः वत्सः इन्द्रः आसीत् ) તેનો વત્સ ઈન્દ્ર હતો.( गायत्री अभिधानी ) ગાયત્રી દોરડું હતી અને ( अभ्रं ऊधः ) મેઘ દુગ્ધસ્થાન હતું. ( ૫ )

( बृहत् च रथन्तरं च ) બૃહત્ અને રથન્તર ( द्वौ स्तनौ आस्ताम् ) બે આંચળો હતાં અને ( यज्ञायज्ञियं च वामदेव्यं च द्वौ ) યજ્ઞાયજ્ઞિય અને વામદેવ્ય એ પણ બે આંચળો હતા. ( ૬ )

( देवाः रथन्तरेण ओषधीः अदुहन् ) દેવોએ રથન્તરમાંથી ઔષધિઓ દોહન કરીને મેળવી અને ( बृहता व्यचः ) બૃહત્માંથી વિસ્તારવાળું આકાશ કાઢયું ( ૭ )

( वामदेव्येन अपः ) વામદેવ્યથી જળ પ્રાપ્ત કર્યું અને ( यज्ञायज्ञियेन यज्ञं ) યજ્ઞાયજ્ઞિય પાસેથી યજ્ઞને મેળવ્યો. ( ૮ )

( यः एवं वेद ) જે આ જાણે છે ( अस्मै रथन्तरं एव ओषधीः दुहे ) તેને માટે રથન્તર ઔષધિઓ આપે છે, ( बृहत् व्यचः ) બૃહત્ અવકાશ આપે છે, ( वामदेव्यं अपः ) વામદેવ્ય જળ આપે છે અને ( यज्ञायज्ञियं यज्ञं ) યજ્ઞાયજ્ઞિય યજ્ઞ આપે છે. ( ૯–૧૦ )

[ ૩ ] ( सा उदक्रामत् ) તે ઉત્ક્રાન્ત થઇ ગઈ અને ( सा वनस्पतीन् आगच्छत् ) તે વનસ્પતિઓની પાસે ગઇ. ( तां वनस्पतयः अघ्नत ) તેણીને વનસ્પતિઓએ મારી નાખી, પરંતુ ( सा संवत्सरे समभवत् ) તે ફરીથી વર્ષમાં ઉત્પન્ન થઇ ગઇ. ( तस्मात् वनस्पतीनां वृक्णं अपि रोहति ) તેથી જ વનસ્પતિના ઘાવ ભરાઇ જાય છે ( यः एवं वेद ) જે આ જાણે છે ( अस्य अप्रियः भ्रातृव्यः वृश्चते ) તેનો અપ્રિય શત્રુ કપાઇ જાય છે. ( ૧–૨ )

*

सोदक्रामत्सा पितृनागच्छत्तां पितरोऽघ्नत सा मासि समभवत् ॥ ३ ॥
तस्मात्पितृभ्यो मास्युपमास्य ददति
प्र पितृयाणं पन्थां जानाति य एवं वेद ॥ ४ ॥
सोदक्रामत्सा देवानागच्छत्तां देवा अघ्नत सार्धमासे समभवत् ॥ ५ ॥
तस्माद्देवेभ्योऽर्धमासे वषट् कुर्वन्ति
प्र देवयानं पन्थां जानाति य एवं वेद ॥ ६ ॥
सोदक्रामत्सा मनुष्या३नागच्छत्तां मनुष्या अघ्नत सा सद्यः समभवत् ॥ ७ ॥
तस्मान्मनुष्येभ्य उभयद्युरुप हरन्त्युपास्य गृहे हरन्ति य एवं वेद ॥ ८ ॥

[ ४ ]

सोदक्रामत्सासुरानागच्छत्तामसुरा उपाह्वयन्त माय एहीति ॥ १ ॥
तस्या विरोचनः प्राह्रादिर्वत्स आसीदयस्पात्रं पात्रम् ॥ २ ॥
तां द्विमूर्धार्त्व्योऽधोक्तां मायामेवाधोक् ॥ ३ ॥
तां मायामसुरा उप जीवन्त्युपजीवनीयो भवति य एवं वेद ॥ ४ ॥

---

અર્થ—( सा उदक्रामत् ) તે ઉત્પન્ન થઇ, ( सा पितॄन् आगच्छत् ) તે પિતૃઓની પાસે આવી પહોચી, ( ता पितर अघ्नत ) તેણીને પિતૃઓએ મારી નાખી, પરન્તુ ( सा मासि समभवत् ) તેણી પ્રતિમાસ ઉત્પન્ન થવા લાગી ( य एवं वेद ) જે આ જાણે છે તે ( पितृयाण पन्था प्रजानाति ) પિતૃયાન માર્ગ જાણે છે અને ( तस्मात् ) તેથી ( पितृभ्य मासि उपमास्य ददति ) પિતૃઓને પ્રતિમાસ દાન આપવામા આવે છે ( ૩-૪ )

( सा उदक्रामत् ) તે ઉત્ક્રાન્ત થઇ ગઇ, ( सा देवान् आगच्छत् ) તેણી દેવોની પાસે ગઇ, ( ता देवा अघ्नत ) તેણીને દેવોએ મારી નાખી, ( सा अर्धमासे समभवत् ) તે અર્ધમાસમા જ તૈયાર થવા લાગી ( य एवं वेद ) જે આ જાણે છે તે ( देवयान पन्था प्रजानाति ) દેવયાન માર્ગને જાણે છે અને ( तस्मात् ) તેથી ( देवेभ्य अर्धमासे वषट् कुर्वन्ति ) તેઓ દેવો માટે અર્ધમાસમા વષટ્કર્મ કરે છે ( ૫-૬ )

( सा उदक्रामत् ) તેણી ઉત્ક્રાન્ત થઇ ગઇ ( सा मनुष्यान् आगच्छत् ) તેણી માણસો પાસે ગઇ, ( ता मनुष्या अघ्नत ) તેણીને માણસોએ મારી નાખી, ( सा सद्य समभवत् ) તેણી તત્કાળ ઉત્પન્ન થઇ ગઇ ( य एव वेद ) જે આ જાણે છે ( अस्य गृहे उपहरन्ति ) તેના ઘરમા લોકો ઉપહાર લાવે છે અને ( तस्मात् ) તે કારણે ( मनुष्यभ्य उभयद्यु उपहरन्ति ) મનુષ્યોને માટે દરરોજ બે વાર અન્ન તૈયાર કરે છે ( ૭ ૮ )

[ ૪ ] ( सा उदक्रामत् ) તેણી ઉત્ક્રાન્ત થઇ ગઇ. ( सा असुरान् आगच्छत् ) તે અસુરોની પાસે આવી ગઇ, ( ता असुरा उपाह्वयन्त ) તેણીને અસુરોએ બોલાવી કે ( माय एहि इति ) 'હે માયે ! આવ" આ પ્રમાણે ( तस्या प्राह्रादि विरोचन वत्स आसीत् ) તેનો પ્રહ્લાદ પુત્ર વિરોચન પુત્ર હતો, તેનું ( अयस्पात्र पात्र ) એક લોખંડનું પાત્ર હતું, ( ता द्विमूर्धा अर्त्व्य अधोक् ) તેનું ઋતુપુત્ર દ્વિમૂર્ધાએ દોહન કર્યું ( ता माया एव अधोक् ) તેનુ દોહન કરતા માત્ર માયા જ મળી, ( ता माया असुरा उपजीवन्ति ) તે માયા પર જ અસુરોનું જીવન રહેલું છે ( य एव वेद ) જે આ જાણે છે ( उपजीवनीय भवति ) તે જીવનનો નિર્વાહ કરનારો થાય છે ( ૧-૪ )

सोदक्रामत्सा पितॄनागच्छत्तां पितर उपाह्वयन्त स्वध एहीति ॥ ५ ॥
तस्यां यमो राजा वत्स आसीद्रजतपात्रं पात्रम् ॥ ६ ॥
तामन्तको मार्त्यवोऽधोक्तां स्वधामेवाधोक् ॥ ७ ॥
तां स्वधां पितर उप जीवन्त्युपजीवनीयो भवति य एवं वेद ॥ ८ ॥
सोदक्रामत्सा मनुष्यानागच्छत्तां मनुष्या उपाह्वयन्तेरावत्येहीति ॥ ९ ॥
तस्या मनुर्वैवस्वतो वत्स आसीत्पृथिवी पात्रम् ॥ १० ॥
तां पृथी वैन्योऽधोक्तां कृषिं च सस्यं चाधोक् ॥ ११ ॥
ते कृषिं च सस्यं च मनुष्या उप जीवन्ति
कृष्टराधिरुपजीवनीयो भवति य एवं वेद ॥ १२ ॥
सोदक्रामत्सा सप्तऋषीनागच्छत्तां सप्तऋषय उपाह्वयन्त ब्रह्मण्वत्येहीति ॥ १३ ॥
तस्याः सोमो राजा वत्स आसीच्छन्दः पात्रम् ॥ १४ ॥
तां बृहस्पतिराङ्गिरसोऽधोक्तां ब्रह्म च तपश्चाधोक् ॥ १५ ॥
तद्ब्रह्म च तपश्च सप्तऋषय उप जीवन्ति
ब्रह्मवर्चस्युपजीवनीयो भवति य एवं वेद ॥ १६ ॥

---

અર્થ— ( सा उदक्रामत् ) તે ઉત્ક્રાન્ત થઇ ગઇ અને ( सा पितॄन् आगच्छत् ) તેણી પિતૃઓની પાસે આવી ગઇ. ( तां पितरः उपाह्वयन्त ) તેને પિતૃઓએ આ પ્રમાણે બોલાવી કે ( स्वधे एहि इति ) "હે અમારી ધારકશક્તિ ! અહીં આવ." ( तस्याः यमः राजा वत्सः आसीत् ) તેનો યમરાજા વાછરડો હતો અને તેનું ( रजतपात्रं पात्रं ) ચાંદીનું પાત્ર હતું, ( तां अन्तकः मार्त्यवः अधोक् ) તેનું મૃત્યુ સંબંધમાં અન્તકે દોહન કર્યું. ( तां स्वधां एव अधोक् ) તેથી પોતાની જ ધારકશક્તિનું દોહન થયું, તેથી ( तां स्वधां पितरः उपजीवन्ति ) તે તેમની ધારકશક્તિથી પિતૃઓનું જીવન બને છે. ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( उपजीवनीयः भवति ) જીવનનો નિર્વાહ કરનારો થાય છે. ( ૫-૮ )

( सा उदक्रामत् ) તેણી ઉત્ક્રાન્ત બની ગઇ અને ( सा मनुष्यान् आगच्छत् ) તેણી મનુષ્યોની પાસે આવી ગઇ, ( तां मनुष्याः उपाह्वयन्त ) તેણીને મનુષ્યોએ આ પ્રમાણે બોલાવી કે ( इरावति एहि इति ) "હે અન્ન આપનારી ! અહીં આવ." ( तस्याः मनुः वैवस्वतः वत्सः आसीत् ) તેનો વિવસ્વાનનો પુત્ર મનુ વાછરડો હતો, તેની ( पृथिवी पात्रं ) પૃથ્વી પાત્ર હતી, ( तां पृथी वैन्यः अधोक् ) તેનું વેન પુત્ર પૃથીએ દોહન કર્યું, ( तां कृषिं च सस्यं च अधोक् ) તે દોહનથી કૃષિ અને ધાન્ય બન્યું. તે કારણે ( ते मनुष्याः कृषिं च सस्यं च उपजीवन्ति ) મનુષ્યો કૃષિ અને ધાન્ય પર જ પોતાનું જીવન ટકાવી રાખે છે. ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( कृष्ट-राधिः ) કૃષિમાં સિદ્ધિ પ્રાપ્ત કરનારો બનીને ( उपजीवनीयः भवति ) બીજાના જીવનનો નિર્વાહ કરનારો થાય છે." ( ૯-૧૨ )

( सा उदक्रामत् ) તેણી ઉત્ક્રાન્ત બની, ( सा सप्तऋषीन् आगच्छत् ) તેણી સપ્ત ઋષિઓની પાસે આવી પહોંચી. ( तां सप्त ऋषयः उपाह्वयन्त ) તેણીને સપ્તઋષિઓએ આ પ્રમાણે બોલાવી કે ( ब्रह्मण्वति एहि-इति ) 'હે બ્રહ્મજ્ઞાનવાળી ! અહીં આવ' ( तस्याः सोमः राजा वत्सः आसीत ) સોમ રાજા તેનો વાછરડો હતો,

[ ५ ]

सोदंक्रामत्सा देवानागच्छत्तां देवा उपाह्वयन्तोर्ज एहीति ॥ १ ॥
तस्या इन्द्रो वत्स आसीच्चमसः पात्रम् ॥ २ ॥
तां देवः सविताधोक्तामूर्जामेवाधोक् ॥ ३ ॥
तामूर्जां देवा उप जीवन्त्युपजीवनीयो भवति य एवं वेद ॥ ४ ॥
सोदंक्रामत्सा गन्धर्वाप्सरस आगच्छत्तां
गन्धर्वाप्सरस उपाह्वयन्त पुण्यगन्ध एहीति ॥ ५ ॥
तस्याश्चित्ररथः सौर्यवर्चसो वत्स आसीत्पुष्करपर्णं पात्रम् ॥ ६ ॥
तां वसुरुचिः सौर्यवर्चसोऽधोक्तां पुण्यमेव गन्धमधोक् ॥ ७ ॥
तं पुण्यं गन्धं गन्धर्वाप्सरस उप जीवन्ति
पुण्यगन्धिरुपजीवनीयो भवति य एवं वेद ॥ ८ ॥

---

અને ( छन्दः पात्रं ) છન્દ પાત્ર હતું. ( तां बृहस्पतिः आंगिरसः अधोक् ) તેનું આંગિરસ કુલોત્પન્ન બૃહસ્પતિએ દોહન કર્યું. ( तां ब्रह्म च तपः च अधोक् ) તેથી જ્ઞાન અને તપ મળ્યાં, ( तत् ब्रह्म च तपः च ) તેથી જ્ઞાન અને તપપર ( सप्त ऋषयः उपजीवन्ति ) સપ્તઋષિઓ પોતાનું જીવન ધારણ કરે છે. ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( ब्रह्मवर्चसी ) જ્ઞાનવાન બનીને ( उपजीवनीयः भवति ) જીવનનો નિર્વાહ કરનારો બને છે. ( ૧૩–૧૬ )

[ ૫ ] ( सा उदक्रामत् ) તે ઉત્ક્રાન્ત બની ગઈ, ( सा देवान् आगच्छत् ) તે દેવોની પાસે ગઇ, ( तां देवा उपाह्वयन्त ) તેને દેવોએ આ પ્રમાણે બોલાવી કે ( ऊर्जे एहि इति ) " હે બળવતી ! અહિં આવ ! " ( तस्याः इन्द्रः वत्सः आसीत् ) તેનો વાછરડો ઇન્દ્ર હતો અને ( चमसः पात्रं ) ચમસ પાત્ર હતું, ( तां देवः सविता अधोक् ) તેને સવિતાદેવે દોહી ( तां ऊर्जां एव अधोक् ) તેથી બળ પ્રાપ્ત થયું, તેથી ( तां ऊर्जां देवाः उपजीवन्ति ) તેના બળને લીધે દેવોનું જીવન ચાલે છે ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( उपजीवनीयः भवति ) જીવનનો નિર્વાહ કરનારો બને છે. ( ૧–૪ )

( सा उदक्रामत् ) તે ઉત્ક્રાન્ત થઇ ગઇ અને ( सा गन्धर्वाप्सरसः आगच्छत् ) તે ગન્ધર્વો અને અપ્સરાઓ પાસે ગઇ, ( तां गन्धर्वाप्सरसः उपाह्वयन्त ) તેણીને ગન્ધર્વો અને અપ્સરાઓએ આ પ્રમાણે બોલાવી કે ( पुण्यगन्धे एहि इति ) " હે ઉત્તમ સુવાસવાળી ! અહીં આવ " तस्याः चित्ररथः सौर्यवर्चसः वत्सः आसीत् ) તેનો સૂર્ય વર્ચસપુત્ર ચિત્રરથ વાછરડો હતો અને ( पुष्करपर्णं पात्रं ) કમળપત્ર પાત્ર હતું, ( तां वसुरुचिः सौर्यवर्चसः अधोक् ) તેનું સૂર્ય વર્ચસપુત્ર વસુરૂચિએ દોહન કર્યું તેથી ( तं पुण्यं गन्धं एव अधोक् ) તેથી ઉત્તમ સુવાસ પ્રાપ્ત થયો. તેથી ( तं पुण्यं गन्धं गन्धर्वाप्सरसः उपजीवन्ति ) તે સુવાસ પર ગન્ધર્વ અને અપ્સરાઓ જીવન્ત રહે છે. ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( पुण्यगन्धिः ) ઉત્તમ સુગંધયુક્ત બનીને ( उपजीवनीयः भवति ) તે જીવનનો નિર્વાહ કરનારો બને છે. ( ૫–૮ )

सोदक्रामत्सेतरजनानागच्छत्तामितरजना उपाह्वयन्त तिरोध एहीति ॥ ९ ॥
तस्याः कुबेरो वैश्रवणो वत्स आसीदामपात्रं पात्रम् ॥ १० ॥
तां रजतनाभिः काबेरकोऽधोक्तां तिरोधामेवाधोक् ॥ ११ ॥
तां तिरोधामितरजना उप जीवन्ति तिरो धत्ते सर्वं
पाप्मानमुपजीवनीयो भवति य एवं वेद ॥ १२ ॥
सोदक्रामत्सा सर्पानागच्छत्तां सर्पा उपाह्वयन्त विषवत्येहीति ॥ १३ ॥
तस्यास्तक्षको वैशालेयो वत्स आसीदलाबुपात्रं पात्रम् ॥ १४ ॥
तां धृतराष्ट्र ऐरावतोऽधोक्तां विषमेवाधोक् ॥ १५ ॥
तद्विषं सर्पा उप जीवन्त्युपजीवनीयो भवति य एवं वेद ॥ १६ ॥

[ ६ ]

तद्यस्मा एवं विदुषेऽलाबुनाभिषिञ्चेत्प्रत्याहन्यात् ॥ १ ॥
न च प्रत्याहन्यान्मनसा त्वा प्रत्याहन्मीति प्रत्याहन्यात् ॥ २ ॥
यत्प्रत्याहन्ति विषमेव तत्प्रत्याहन्ति ॥ ३ ॥
विषमेवास्याप्रियं भ्रातृव्यमनुविषिच्यते य एवं वेद ॥ ४ ॥

---

અર્થ—( सा उदक्रामत ) તે ઉત્ક્રાંત થઇ, (सा इतर जनान् आगच्छत्) તે ઇતર જનો પાસે આવી ગઇ, ( तां इतर जनाः उपाह्वयन्त ) તેણીને ઇતરજનોએ આ પ્રમાણે બોલાવી કે ( तिरोधे एहि इति ) " હે અંતર્ધાનશક્તિ ! અહીં આવ " ( तस्याः कुबेरः वैश्रवणः वत्सः आसीत् ) તેનો વિશ્રવાનો પુત્ર કુબેર પુત્ર હતો અને ( आमपात्रं पात्रम् ) આમપાત્ર પાત્ર હતું, ( तां रजतनाभिः काबेरकः अधोक् ) તેનું કાબેરક પુત્ર રજતનાભિએ દોહન કર્યું, ( तां तिरोधां एव अधोक् ) તેથી અન્તર્ધાનશક્તિ પ્રાપ્ત થઇ તેથી ( इतर-जनाः तां तिरोधां उपजीवन्ति ) ઇતરજનો તે તિરોધાન શક્તિ પર જીવિત રહે છે. ( यः एवं वेद ) જે આ જાણે છે તે ( सर्वं पाप्मानं तिरः धत्ते ) સર્વ પાપને દૂર કરે છે અને ( उपजीवनीयः भवति ) જીવનનો નિર્વાહ કરનારો બને છે. ( ૯–૧૨ )

( सा उदक्रामत् ) તે ઉત્ક્રાન્ત થઇ ગઇ, ( सर्पान् आगच्छत् ) તે સર્પોની પાસે આવી ગઇ, ( तां सर्पाः उपाह्वयन्त ) તેણીને સર્પોએ આ પ્રમાણે બોલાવી કે ( विषवति एहि इति ) " હે વિષવાળી ! અહીં આવ ! " ( तस्याः तक्षकः वैशालेयः वत्सः आसीत् ) તેનો વિશાલા પુત્ર તક્ષક પુત્ર હતો, ( अलाबु-पात्रं पात्रम् ) અને અલાબુનું પાત્ર હતું ( तां धृतराष्ट्रः ऐरावतः अधोक् ) ઇરાવાનના પુત્ર ધૃતરાષ્ટ્રે તેનું દોહન કર્યું, ( तां विषं एव अधोक् ) તેનાથી વિષ જ પ્રાપ્ત થયું, ( तत् विषं सर्पाः उपजीवन्ति ) તે વિષને લીધે સર્પો જીવન ધારણ કરે છે.( यः एवं वेद ) જે જાણે છે તે ( उपजीवनीयः भवति ) જીવનનો નિર્વાહ કરનારો બને છે. ( ૧૩–૧૬ )

[ ६ ] ( तत् एवं विदुषे यस्मै ) તેથી આમ જાણનારા જે વિદ્વાનને માટે ( अलाबुना अभिषिञ्चेत् ) અલાબુથી અભિષેક કરવામાં આવે તે તેનો ( प्रत्याहन्यात् ) પ્રતિકાર કરે. ( न च प्रत्याहन्यात् ) અને જો પ્રતિકાર ન કરે તો ( मनसा त्वा प्रति-आहन्मि ) મનથી " તારો પ્રતિઘાત કરૂં છું " ( इति प्रत्याहन्यात् ) એમ પ્રતિકાર કરે. ( यत् प्रत्याहन्ति ) જે પ્રતિકાર થાય છે ( तत विषं एव प्रत्याहन्ति ) તે વિષનો જ પ્રત્યાઘાત કરે છે. ( यः एवं वेद ) જે આ જાણે છે ( विषं एव अस्य अप्रियं भ्रातृव्यं ) વિષ જ તેના અપ્રિય ભ્રાતૃવ્ય પર ( अनुविषिच्यते ) પડે છે. ( १–४ )

---

# વિરાટ્

### કામધેનુનું દૂધ

આ સૂકતમાં જગન્માતા વિરાટ્ દેવીરૂપી કામધેનુનું દૂધ કયા લોકોએ કેવી રીતે દોહ્યું તેનું ઉત્તમ વર્ણન છે. કામધેનુ તો સર્વની એક સરખી જ માતા છે, તેનામાં કાંઇ ભેદભાવ હોતો નથી, પરન્તુ તેની પાસે જનારા ભિન્નભિન્ન છે, તેમનાં મન ભિન્ન પ્રકારનાં છે, તેમની કામનાઓ ભિન્ન પ્રકારની હોય છે, તેમના પુરૂષાર્થ પણ ભિન્ન હોય છે તેથી તેનાં પરિણામ પણ ભિન્ન જ હોય છે. કોઇ પણ ગાયનું દૂધ સાપના પેટમાં જશે તો તેનું ઝેર જ થવાનું છે, અને તે જ દૂધ જો કોઇ આંબાના મૂળમા સીંચવામાં આવે તો ઉત્તમ સ્વાદિષ્ટ રસવાળી કેરીઓ તૈયાર થાય છે. આજ પ્રકારે એક જ સમુદ્રનું પાણી વાદળાંઓમા જઇ વૃષ્ટિરૂપે નીચે પડે છે અને સર્વ વૃક્ષો અને વનસ્પતિઓ પર પડે છે, પરન્તુ આ એક જ પાણીથી છ પ્રકારના રસ છ પ્રકારનાં જુદા જુદા વૃક્ષોમાંથી ઉત્પન્ન કરે છે. શેરડીમાં મધુર, આંબલીમાં ખાટો, મરચાંમાં તીખો, આ પ્રમાણે વિભિન્નરસો ઉત્પન્ન થાય છે. વાદળાંમાંથી પડનારૂં પાણી એક સરખું જ હોય છે પરંતુ વનસ્પતિઓના ભેદને કારણે રસમાં પણ ભિન્નતા ઉત્પન્ન થાય છે. જમીન એક જ પ્રકારની છે પરન્તુ તેમાથી ઉત્પન્ન થતા ગુલાબની સુગંધ, ચમેલીની સુગંધ અને પારિજાતકની સુગંધ જુદાજુદા પ્રકારની હોય છે. એક જ ભૂમિમાંથી રસ ચૂસનારી ભિન્ન વનસ્પતિ હોવાને કારણે વિભિન્ન રસોની ઉત્પત્તિ થાય છે આજ પ્રકારે વિરાટ્રૂપી દિવ્ય કામધેનુ એક જ છે, પરન્તુ તેની પાસેથી દેવ, ઋષિ, પિતૃ, અસુર, માનવ, સર્પ, ગન્ધર્વ વગેરે ભિન્ન ભિન્ન ગુણો પ્રાપ્ત કરે છે. તેનું વર્ણન આ સૂકતમાં જોવા જેવું છે. એજ વાત નીચેના કોષ્ટકમાં જુઓ—

**૧ વિરાટ્, દિવ્ય કામધેનુ**

| લોકો | દોહનકર્તા, | વત્સઃ | દોહનપાત્ર | બોલાવવાનું નામ | દૂધ | જીવનસાધન | શું કરે છે અથવા દેવું હોય છે |
|---|---|---|---|---|---|---|---|
| અસુર | દ્વિમૂર્ધા આર્ત્વ્યઃ | વિરોચન પ્રાહ્લાદિ | અયસ્પાત્ર | માયા | માયા | માયા | |
| પિતૃ | અન્તકોમાર્ત્યઃ | યમ, રાજા | રજતપાત્ર | સ્વધા | સ્વધા | સ્વધા | |
| મનુષ્ય | પૃથીવૈન્ય | મનુ વૈવસ્વતઃ | પૃથ્વી માટી | ઇરાવતિ | કૃષિ, સસ્ય | કૃષિ, સસ્ય | કૃષિ–રાધિ |
| સપ્તઋષિ | બૃહસ્પતિ આંગિરસ | સોમો, રાજા | છન્દઃ | બ્રહ્મવતી | બ્રહ્મ, તપ | બ્રહ્મ, તપ | બ્રહ્મવર્ચસી |

| લોકો | દોહનકર્તા | વત્સ | દોહનપાત્ર | બોલાવવાનું નામ | દૂધ | જીવનસાધન | શું કામ કરે છે અથવા કેવી રીતે થાય છે |
|---|---|---|---|---|---|---|---|
| દેવ | સવિતાદેવ | ઇન્દ્ર | ચમસ | ઉર્જા | ઉર્જા | ઉર્જા | |
| ગન્ધર્વ | વસુરુચિ | ચિત્રરથ | પુષ્કરપર્ણ | પુણ્યગન્ધા | પુણ્યગન્ધ | પુણ્યગન્ધ | સુગંધિત બને છે |
| અપ્સરા | સૌર્યવર્ચસ | સૌર્યવર્ચસ | કમળપત્ર | | સુગંધ | | |
| ઇતરજનો | રજતનાભિઃ કાબેરક | કુબેર વૈશ્રવણ | આમપાત્ર | તિરોધા | તિરોધા | તિરોધા | પાપ દૂર કરે છે |
| સર્પ | ધૃતરાષ્ટ્ર ઐરાવત | તક્ષક વૈશાલેય | અલાબુપાત્ર | વિષવતી | વિષ | વિષ | |

## ૨ વિરાટ્ દિવ્ય કામધેનુ

| દોહનકર્તા | દુગ્ધાશય | વત્સ | રસના ગાયને બાંધવાની દોરી | ગાયના નામ | સ્તન | દૂધ |
|---|---|---|---|---|---|---|
| દેવ, મનુષ્ય | અભ્ર | ઇન્દ્ર | ગાયત્રી | ઉર્જા | બૃહત્ | વ્યચઃ ( આકાશ ) |
| | | | | સ્વધા, સૂનૃતા | રથંતર | ઔષધિ |
| | | | | ઇરાવતી | યજ્ઞાયજ્ઞિય | યજ્ઞ |
| | | | | | વામદેવ્ય | આપ |

## ૩ વિરાટ ગાય

| કોની પાસે ગઇ | ફરી ઉત્પન્ન થવાનો સમય | શું થાય છે | જ્ઞાન |
|---|---|---|---|
| વનસ્પતિ | સંવત્સર | એક વરસમાં ઘા રૂઝાઇ જાય | |
| પિતૃ | માસ | માસિક દાન આપે છે | પિતૃયાન જ્ઞાન |
| દેવ | પક્ષ | અર્ધ માસમાં વાટ કરે છે | દેવયાન જ્ઞાન |
| મનુષ્ય | સદ્ય , તત્કાળ | પ્રતિદિન અન્ન ગ્રહણ કરે છે | |

આ કોષ્ટો પરથી સમજી શકાશે કે આ વિરાટ્રૂપી કામધેનુ પાસેથી કોણે કયા પ્રકારનું દૂધ પ્રાપ્ત કર્યું કામધેનુની પાસે જે માગવામાં આવે છે તે તેને પ્રાપ્ત થાય છે તમો જોઇએ તો અમૃત માગો અથવા વિષ માગો એકજ કામધેનુ અમૃત માગનારને અમૃત આપશે અને વિષ માગનારને વિષ આપશે કામધેનુ તો વરદાન માગનારની ઇચ્છા તૃપ્ત કરી શકે છે, માત્ર વરદાન માગનારની ઇચ્છા તૃપ્ત કરી શકે છે માત્ર વરદાન માગનારમાં યોગ્ય બુદ્ધિ હોવી જોઇએ, નહિ તો વિરાટ્ દેવતા પ્રસન્ન થવા છતા પણ ઢંગધડા વગરનુ માગીને પોતાનો જ નાશ કરી લેશે

પૂર્વોક્ત કોષ્ટક જોવાથી જાણુ થશે કે અસુરોએ તે વિરાટ્ દેવીને " માયા " ના નામથી બોલાવી માયાના અર્થ છે- " છળ, કપટ, અસત્ય, છેતરવુ, જેવુ દેખાય છે તેવુ વાસ્તવિક ન હોવુ ભ્રમ, કૌશલ્ય "

અસુરોએ વિરાટ્ દેવીમાં આ ગુણો જોયા અને તેમણે તેની પાસે આજ ગુણો માગ્યા, અને તેમને તેજ ગુણો મળ્યા, જે અસુરોએ માગ્યુ તેજ તેમને મળ્યુ પ્રાચીન અને અર્વાચીન કાળના અસુરોમાં કપટ અને છેતરપિંડીજ દેખાઇ આવે છે, આ છેતરપિંડીના કૃત્યોથી જ અસુરો ઓળખી શકાય છે, અસુરોનો ઇતિહાસ એ કેવળ છેતરપિંડીનો જ ઇતિહાસ છે

તે વિરાટ કામધેનુ પાસે દેવોએ બળ અને અન્નની પ્રાર્થના કરી અને તેમને અન્ન અને બળ પ્રાપ્ત થયુ આ બળથી દેવોએ અસુરોનો પરાભવ કર્યો અને દેવોનુ રાજ્ય આ સૃષ્ટીમાં થઇ ગયુ

મનુ પેએ વિરાટ્ દેવી પાસે કૃષિ અને ધાન્ય ઇત્યાદિ મળવાની માગણી કરી અને આ કૃષિવિદ્યા તેમણે પ્રાપ્ત કરી આજ સુધી મનુષ્યો કૃષિથીજ પોતાનું જીવન ચલાવી રહ્યા છે

સર્પોએ આવી ઉત્તમ દેવીની ઉપાસના કરીને શું માગ્યું? એમણે એવું માગ્યું કે જેથી ન તો તેમનો ફાયદો થયો કે ન તો બીજાનું હિત સાધી શકાયું આવી મહાન આદિમાતા દેવના પ્રસન્ન થયા પછી તેની પાસે સર્પોએ એવી એક ચીજ માગી કે જે જગતનો નાશ કરી શકે છે જગદ્રચના કરનારી દેવી જો પ્રસન્ન થાય તો તેની પાસેથી જે ઇચ્છીએ તે મળી શકે પરંતુ તેની પાસેથી સર્પોએ "વિષ" માગ્યું, જે પ્રાણી માત્રનો નાશ કરી શકે છે આ પ્રમાણે આત્મઘાતકી માગણી કોઇએ કરવી એ ઉચિત નથી જો સાપોએ તે દેવતા પાસે બીજી કોઇ વિશેષ મહાન શક્તિ માગી હોત તો તે તેમજ જરૂર મળત પરંતુ તે માટે શુદ્ધબુદ્ધિની આવશ્યકતા છે તેના અભાવથી એમજ બને એનું તાત્પર્ય તો એટલું જ કે મહાનમાં મહાન શક્તિ પણ મનુષ્યના હાથમાં આવી જાય તો પણ તેથી મનુષ્યને કોઇ લાભ થઇ શકતો નથી કારણ કે તે શક્તિનો ઉત્તમ ઉપયોગ કરવાનું જ્ઞાન તેને હોવું જોઇએ, તે જ્ઞાનનો જો અભાવ હશે તો તે પ્રાપ્ત થએલી મહાન શક્તિ નિઃસંદેહ તેની હાનિજ કરશે જેવી રીતે સર્પો અને અસુરો આ દેવતાની કૃપા મળવા છતાં તેનો લાભ લઇ શક્યા નહિ પરંતુ ઋષિ, દેવો અને માનવોએ તેનો ઘણો મોટો ફાયદો કરી લીધો ખાસ કરીને ઋષિઓએ તે દેવતા પાસેથી "બ્રહ્મ અને તપ" પ્રાપ્ત કર્યાં જે સર્વ માનવજાતિની ઉન્નતિનું એક માત્ર સાધન છે, એમ આપણે નિઃસંદેહ કહી શકીએ જો માગવાનો પ્રસંગ આવે તો આવું જ માગવું જોઇએ

આ સૂક્તની બીજી વાતો આ પૂર્વોક્ત ઉપદેશનું જ ગૌરવ કરનારી છે, તેથી તેનું વિશેષ વિવરણ કરવાની કોઇ આવશ્યકતા જણાતી નથી

પાઠક અહિ એ વાતનું સ્મરણ રાખે કે આ વિરાટ દેવતા કેવળ અસુર, પિતૃ દેવ મનુષ્ય ઇતરજનો, સર્પ વગેરેને જ પ્રસન્ન થઇ અને આપણને સર્વને તે વરદાન આપવાને તૈયાર નથી એવું કહિ છે નહિ તે આદિમાતા જગન્માતા આપણને સર્વને જોઇએ તે આપવા તૈયાર છે આપણે જે ચાહીએ તે લઇએ પણ છીએ, પરંતુ જે લેવું જોઇએ તે લેતા નથી. અયોગ્ય પદાર્થ લઇ આપણે આપણી અવનતિ કરી રહ્યા છીએ તેથી વેદ આ સૂક્ત દ્વારા અમને એ ઉપદેશ આપે છે કે તેની પાસે સારી શક્તિ જ માગવી જોઇએ અને કોઇ હાનિકારક વસ્તુ માગવી જોઇએ નહિ

પ્રત્યેક મનુષ્ય મનમાં સંકલ્પ કરે છે, ઇચ્છા કરે છે કામના કરે છે તે સર્વ પૂર્વોક્ત કામધેનુ પાસેની માગણીઓ જ છે પ્રત્યેક મનુષ્ય કામધેનુની નજીક છે, આ સર્વ "વિરાટ" કામધેનુ જ છે અને તેની સામે બેસીને મનુષ્ય ઇચ્છા કરે છે કલ્પવૃક્ષની નીચે અથવા કામધેનુની નજીક બેસીને જે ભલી અથવા બુરી કામના કરવામાં આવે તો તે તત્કાળ સિદ્ધ થાય જ સારી કામના મનમાં ઉત્પન્ન થઇ તો કોઇ દોષ નહિ થાય પરંતુ જો ખરાબ કામના ઉત્પન્ન થઇ તો હાનિ થવામાં કાંઇ પણ સંદેહ નહિ પાઠક એ ખાસ લક્ષમાં રાખે કે જે હાનિ ખરાબ સંકલ્પ કરવાથી થશે તે હાનિની જવાબદારી આપણા પોતાપર જ છે આ પ્રમાણે વિચાર કરવાથી જણાઇ આવશે કે મનુષ્ય પોતેજ પોતાનો નાશ કરી રહ્યો છે તેણે ખરાબ કામના કરી અને કામધેનુ પાસેથી તેનું ફળ મળ્યું તો તેમાં કામધેનુનો શો દોષ છે? બધો દોષ કામના કરનારાઓનોજ છે આ વાત પાઠકોના મનમાં સ્થિર કરવાને માટેજ આ સૂક્તનો ઉપદેશ થએલો છે

પાઠક અહીં પોતાની સંકલ્પશક્તિનું બળ જુએ અને હમેશાં શુભસંકલ્પ કરીને પોતાની ઉન્નતિનો માર્ગ સુગમ કરે

## રાષ્ટ્રીય ઉપદેશ

આ સૂક્તનો જે પહેલો ભાગ છે તે રાષ્ટ્રીય ઉન્નતિ વિષયનો છે તેમાં જનતાની ઉન્નતિ કેવી રીતે થઇ, રાષ્ટ્રીય સંઘટના કેવી રીતે થઇ અને લોકોના પ્રતિનિધિત્વવાળી સભા કેવી રીતે બની એ વિષયનો ઉપદેશ આ સૂક્તમાં છે અહીં "વિ-રાટ્ અથવા વિ-રાજ" શબ્દનો અર્થ "રાજ્યહીન સ્થિતિ" છે જે સમયે હજુ રાજાની હસ્તી હતી જ નહિ, રાજા બનાવવાની કલ્પના અથવા રાજાની પણ કલ્પના જે સમયે જનતામાં હતી નહિ તે સમયની અવસ્થા 'વિ રાજ' શબ્દ દ્વારા અહીં દર્શાવી છે રાજસંસ્થાનો પ્રારંભ થવા પહેલાની સ્થિતિ આ શબ્દ દ્વારા અહીં પ્રગટ કરેલી છે આ શબ્દ 'અ-રાજક' શબ્દનો પર્યાય શબ્દ નથી જ અરાજક લોકો રાજાની ઉત્પત્તિ પછી બનેલા છે પહેલા રાજાની ઉત્પત્તિ થઇ પછીથી રાજા અને રાજપુરૂષો પ્રજાપર અત્યાચાર કરવા લાગ્યા તેમના અત્યા-

ચારથી ત્રાસી જઈને રાજાનો નાશ કરવાની ઇચ્છાથી " અરાજક " લોકો ઉત્પન્ન થયા અર્થાત્ રાજાના ઉત્તર કાળમાં " અરાજક " ની ઉત્પત્તિ થઇ અને પૂર્વકાળમા " વિરાજ " ની સ્થિતિ હોય છે આ પ્રકારે વિચાર કરવાથી વિરાજનો અર્થ પાઠકોના મનમાં સ્થિર થઇ શકે છે જનતા વિરાજ સ્થિતિમા હતી એનો અર્થ કેવળ એટલો જ કે લોકો વેરવિખેર સ્થિતિમાં હતા અને તેમનામા કોઇ સઘટના હતી નહિ

ત્યાર પછી સર્વથી પ્રથમ જે સઘટનાનો પ્રારભ થયો તે " સ્ત્રી પુરુષના મેળ ' થી શરૂ થયો છે. સ્ત્રી અને પુરુષ તો પશુઓમા પણ મળે છે, પરન્તુ તેઓ પોતાનો ઘર સસાર ચલાવતા નથી, તેમનો મેળ તો માત્ર કામુકતાના સમયે જ થાય છે મનુષ્યમા બુદ્ધિ છે, મ ા છે અને પ્રેમ પણ છે પ્રારભિક મનુષ્યોમાં પશુવત્ સ્ત્રી પુરુષનો સબધ થતાં થતાં જ્યારે તેમનો પ્રેમ અધિક દૃઢ થવા લાગ્યો ત્યારે તેઓ એકત્ર રહેવા લાગ્યા આ એકત્ર રહેનારાઓને ધર્મનુ નિયત્રણ હોવાથી " ગૃહપતિ ' સસ્થાની ઉત્પત્તિ થએલ છે ધર્મના નિયત્રણની સાથે પ્રતિદિનનુ અગ્નિહોત્ર તથા અન્યાન્ય ગૃહસ્થધર્મ મનુષ્યના જીવન સબધકર્તા બની ગયા હવે એ સમયથી મનુષ્ય ઘર વસાવીને રહેવા લાગ્યો, ઘરમાં રહેવાથી ઘરનો સ્વામી, સ્વામીની સહચારિણી સ્ત્રી અને તેમના સહાયક ભાઇ અને પુત્ર છે આ કલ્પના મનુષ્યમા ઉત્પન્ન થઇ અને આ કલ્પના વધતા વધતા મહાન સામ્રાજ્યમાં પરિણત થઇ આ ઉન્નતિનો ક્રમ આ સૂક્તમાં દર્શાવવામાં આવ્યો છે

ગૃહપતિ, આહવનીય અને દક્ષિણાગ્નિ એ ત્રણે સસ્થાઓ ગૃહસ્થાવસ્થામાં પણ અધિકાધિક સઘટના થવાનો આશય બતાવી રહી છે ગૃહપતિ સસ્થામાં યજ્ઞ પણ નાના હોય છે. આહવનીય અને દક્ષિણાગ્નિમાં યજ્ઞ વધી ગયા અને તેને કારણે માનવ સઘટના પણ વધી ગઇ પરન્તુ હજુ સુધી ગ્રામસસ્થાનુ અસ્તિત્વ હતું નહિ, અનેક કુટુબો એક જ ઠેકાણે મળીને રહેતાં હતાં પરન્તુ ગ્રામસસ્થાના બધનોથી તેઓ બધાએલાં ન હતાં, એક સ્થાન પર અનેક કુટુબો સાથે રહ્યા પછી સર્વ કુટુબીઓની મળીને એક ગ્રામસસ્થા થવી જોઇએ આથી ગ્રામની સઘટના અથવા સાચુ કહીએ તો જે તે સ્થાનપર કુટુબ રહેતાં હતાં તેમની સઘટના થશે, એવી કલ્પના ઉત્પન્ન થઇ હશે ~~ગૃહપતિ-સસ્થા~~ પછી ગામડાની અને ગ્રામસસ્થાની કલ્પના કુદરતી રીતે જ ઉત્પન્ન થશે કારણ કે ગૃહપતિ સસ્થામાં જે ઘરના નિયતાની ભાવનાનાં અને સઘટના સુખનો અનુભવ છે, તે જ અનુભવથી અનેક ગૃહસ્થીઓનું મળીને એક કુટુબ બનાવવાની અને તેથી પોતાનુ સઘબળ વધારવાની કલ્પના મનુષ્યોમા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે

આનાથીજ ' સભા ' ની ઉત્પત્તિ થઇ ગઇ હશે અહીં સભા શબ્દ " ગ્રામ-સભા " છે ' ગ્રામ ' શબ્દનો અર્થ "સઘટિત સમાજ" છે અનેક કુટુબો એક નિયમથી બધાઇને એકત્ર રહે છે તેનુ નામ ' ગ્રામ ' છે, આ ગ્રામની જ સભા છે તેનું નામ ગ્રામ સભા છે, આ સભા તે ગામડાના ચૂટાએલા પ્રતિનિધિઓની જ બનેલી હોય છે, બહારનો કોઇ મનુષ્ય આ સભાનો સદસ્ય થઇ શકતો નથી જે તે ગામનો રહેવાસી છે, ઉપરી નથી, જેનુ ઘરબાર ગામડામા છે અને જે તે ગામડાના કુટુબીઓએ ચૂટેલો પ્રતિનિધિ છે, તે તે સભાનો સદસ્ય બની શકે છે આ પ્રકારના જે લોકોના પ્રતિનિધિઓ હશે તેમની ગ્રામ સભા બનશે, અને આ સભા ગામડાની રક્ષા, આરોગ્યનો પ્રબધ, શિક્ષણ વ્યવસ્થા વગેરે કાર્યો કરશે, એટલે કે આ ગ્રામસભાથી તે ગામડાનુ નિયત્રણ થશે

આ પ્રમાણે અનેક ગામડા બન્યા અને તેમનુ નિયત્રણ કરનારી વ્યવસ્થાપક સભાઓ બની, એટલે તેમના અદર અદર ' સગ્રામ " થાય એ સભવિત છે આના " સંગ્રામ " થયા પછી જ સગ્રામોથી અહિત થવાનો અનુભવ થાય અને જ્ઞાન થાય, તેથી અનેક ગામડાઓની એક સઘટિત સભા બનાવવાની કલ્પના સર્વને પ્રિય થઇ હશે

આજ કારણને લીધે ' સમિતિ " નુ નિર્માણ થયું હશે એમ આગળ આ સૂક્તમા કહ્યુ છે પૂર્વોક્ત ગ્રામ સભાઓ દ્વારા ચૂટાએલા પ્રતિનિધિઓનીજ આ રાષ્ટ્રસમિતિ અથવા રાષ્ટ્રીય સભા બને છે અને તે દ્વારા રાષ્ટ્રનુ શાસન થાય છે આ ગાળામા પ્રાંત સભાઓ નાની અથવા મોટી હોવાનો વિચાર પાઠક કરી શકે છે, અને તેથી પણ આગળ વધીને સામ્રાજ્ય મહાસભાનુ અસ્તિત્વ પણ પાઠકોની કલ્પનામા આવી શકશે

મહાસભા અથવા સમિતિ તો સમસ્ત રાષ્ટ્રની હોય છે

અને તેમાં ગામડાઓના પ્રતિનિધિઓ આવવાથી પ્રતિનિધિઓની સંખ્યા વધારે થઈ જાય છે. જ્યારે ઘણા અથવા સેંકડો પ્રતિનિધિઓ હોય ત્યારે તેઓનું ભેગું મળવું અને એક મતથી કામ ચલાવવું અત્યંત કઠિન બની જાય છે, તેથી તેમનામાંથી થોડાક ચૂંટેલા અધિક યોગ્ય કર્મકર્તાઓનું " મંત્રી મંડળ " બનાવવું આવશ્યક બની રહે છે કાર્ય કરતી વખતે તેની અત્યંત આવશ્યકતા હોય છે, તેથી આ સૂક્તના અંતભાગમાં " આમંત્રણા " પરિષદ બનાવવાનો ઉલ્લેખ છે આમંત્રણા અથવા મંત્રણા કરનારું જ મંત્રી મંડળ હોય છે આ સર્વ રાષ્ટ્રના શાસન વ્યવહારનો વિચાર કરે છે અને તે પ્રમાણે સર્વ હોદ્દેદારો દ્વારા રાષ્ટ્રનું તથા તદન્તર્ગત ગામડાઓનું શાસન વ્યવહાર કરે છે આ રીતે વેદે લોકશાસન સંસ્થાની ઉન્નતિનો ક્રમ બતાવ્યો છે

મનુષ્યમાં જે આત્મશક્તિ છે તે ઘણીજ પ્રભાવશાળી છે તે આત્મશક્તિમાં જ્ઞાન વીરતા, સંગ્રહ અને કર્મ આ ચાર ભેદ છે જ્યાં આત્મા છે ત્યાં આ ચાર શક્તિ વિભાગ ન્યૂનાધિક પ્રમાણમાં હોય જ છે. મનુષ્યોમાં આજ ગુણો બ્રહ્મ, ક્ષત્ર, વિટ્, શૂદ્રના નામથી પ્રસિદ્ધ છે જ્ઞાનસંગ્રહ, રાષ્ટ્રપાલન, ધનસંચય અને કર્મકૌશલ્ય એ તેમનાં કાર્યો જગતમાં પ્રસિદ્ધ છે

જ્યારે અનેક કુટુંબો એકજ સ્થાનપર ભેગાં મળે છે ત્યારે તેમનામાં કેટલાએ લોકો જ્ઞાનનો સંગ્રહ કરનારા, વિચાર સંપન્ન, કેવળ ધ્યાન ધારણામાં રત હોય છે, તેઓ જગતની વ્યવહાર જાળમાં ફસાતા નથી બીજા કેટલાક લોકો એવા પણ હોય છે જેઓ પોતાના બાહુબળથી ગામડાની રક્ષા કરવામાં તત્પર હોય છે

તેમના બળથી થનારા રક્ષણને લીધે બીજા લોકો પોતાને સુરક્ષિત સમજે છે, બીજાના રક્ષણ માટે પોતાનું આત્મ સમર્પણ કરવામાં તેમનો યશ રહેલો છે. આ લોકો ગામડું અથવા પોતાના રાષ્ટ્રની રક્ષા માટે પોતાનું જીવન પણ સમર્પણ કરી શકે છે, પરોપકારને માટે આ ક્ષત્રિય લોકો મોટી મોટી આપત્તિઓ સહન કરે છે, પોતાની જીંદગી સંકટો અને સાહસોનાં કાર્યોમાં હોમી દે છે અને સર્વ જનતાના ધન્યવાદને યોગ્ય બને છે

વૈશ્ય લોકો ખેતી અને વ્યાપાર વ્યવહાર કરે છે, ધન કમાય છે અને જનતાના હિતનાં કાર્યો કરવા માટે તે ધનનું સમર્પણ કરે છે આ વૈશ્ય લોકો સંગ્રહમાં પણ ખૂબજ ચતુર હોય છે અને દાનમાં પણ શૂર હોય છે, તેમાંજ તેમનું યશ રહેલું છે.

ચોથો પ્રકાર કર્મવીરનો છે, તેમને શૂદ્ર કહે છે અનેક હુન્નર અને કારીગરીનાં કાર્ય કરવાં એ તેમનું કર્તવ્ય છે, વિવિધ પ્રકારનાં કુશળતાનાં કર્મો કરીને તેઓ અનેકાનેક સુખસાધન નિર્માણ કરે છે, સર્વ અન્ય લોકો તેમની કારીગરીથી સુખનાં સાધનો પ્રાપ્ત કરે છે જે લોકો આ ચાર વર્ગોમાં સમાઈ જતા નથી તેમને અવર્ગીકૃત પંચમ વર્ગમાં સમાવવામાં આવે છે આ પાંચ પ્રકારના ' પંચ-જન ' છે આ પંચજનોનું જ ગ્રામ, નગર, પત્તન અથવા રાષ્ટ્ર બને છે આજ ગ્રામ સભા, નગર સમિતિ, રાષ્ટ્ર સભા અને આમંત્રણ પરિષદ હોય છે.

જ્યાં સભા હોય છે ત્યાં તેના અધ્યક્ષ, મંત્રી વગેરે હોદ્દેદારો હોય જ છે આ કારણે ગ્રામ સભામાં સરપંચ, રાષ્ટ્ર સમિતિમાં રાષ્ટ્રપ્રમુખ અને મંત્રીમંડળમાં તેનો મુખ્ય મંત્રી હોય એ સ્વાભાવિક છે જે પ્રમાણે ઘરમાં ઘરનો સ્વામી હોય છે તે પ્રમાણે સભામાં સભાનો નિયામક હોવો આવશ્યક છે આગળ ચાલતાં જ્યારે યુદ્ધ જાગે છે ત્યારે યુદ્ધનાયક સેનાનું બળ વિશેષ પ્રમાણમાં હસ્તગત થવાથી અધ્યક્ષ પોતે જ શાસક, રાજા અથવા મહારાજા બને છે અથવા જેને પ્રજાજન રાજ્યનો પ્રમુખ ચૂંટે છે તે જ પોતાનું બળ વધારીને સ્વયં શાસક રાજા બને છે આ રાજાનો વિષય અહીંયા પ્રસ્તુત નથી અહીં તો માત્ર ગ્રામ સભા, રાષ્ટ્રસમિતિ અને મંત્રીમંડળો પ્રજાજનો દ્વારા ચૂંટાએલા પ્રતિનિધિઓ દ્વારા શી રીતે બને છે તેનું જ વર્ણન આપ્યું છે પાઠક આ વ્યવસ્થાને જુએ અને પોતપોતાના ગામડાં, પ્રાન્તો તથા રાષ્ટ્રમાં આ પ્રકારે પ્રજાએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓની શાસકસંસ્થા નિયુક્ત કરે અને તે દ્વારા પોતાની સર્વાંગપૂર્ણ ઉન્નતિ સિદ્ધ કરે

# રાષ્ટ્રી દેવી

### કાંડ ૪, સૂક્ત ૩૦

( ऋषिः- अथर्वा । देवता- सर्वरूपा सर्वात्मिका सर्वदेवमयी वाक् )

अहं रुद्रेभिर्वसुभिश्चराम्यहमादित्यैरुत विश्वदेवैः ।
अहं मित्रावरुणोभा बिभर्म्यहमिन्द्राग्नी अहमश्विनोभा ॥ १ ॥
अहं राष्ट्री संगमनी वसूनां चिकितुषी प्रथमा यज्ञियानाम् ।
तां मां देवा व्यदधुः पुरुत्रा भूरिस्थात्रां भूर्यावेशयन्तः ॥ २ ॥
अहमेव स्वयमिदं वदामि जुष्टं देवानामुत मानुषाणाम् ।
यं कामये तंतमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधाम् ॥ ३ ॥
मया सोऽन्नमत्ति यो विपश्यति यः प्राणति य ईं शृणोत्युक्तम् ।
अमन्तवो मां त उप क्षियन्ति श्रुधि श्रुत श्रद्धेयं ते वदामि ॥ ४ ॥
अहं रुद्राय धनुरा तनोमि ब्रह्मद्विषे शरवे हन्तवा उ ।
अहं जनाय समदं कृणोम्यहं द्यावापृथिवी आ विवेश ॥ ५ ॥

---

અર્થ—( अहं ) હું પરમાત્મશક્તિ ( रुद्रेभिः वसुभिः आदित्यैः विश्वे देवैः चरामि ) રૂદ્રો, વસુઓ, આદિત્યો અને વિશ્વેદેવોની સાથે ચાલું છું, ( अहं उभा मित्रावरुणा बिभर्मि ) હું બન્ને મિત્ર અને વરૂણને ધારણ કરૂં છું અને ( अहं इन्द्राग्नी, अहं उभा अश्विना ) હું ઇન્દ્ર અને અગ્નિ તથા હું બન્ને અશ્વિનોને ધારણ કરૂં છું. ( ૧ )

( अहं राष्ट्री ) હું પ્રકાશકશક્તિ ( वसूनां संगमनी ) વસુઓને પ્રાપ્ત કરાવનારી અને ( चिकितुषी ) જ્ઞાન આપનારી છું તેથી ( यज्ञियानां प्रथमा ) સર્વ પૂજન કરવા યોગ્યમાં હું પહેલા પૂજનને યોગ્ય છું. ( तां भूरिस्थात्रां मां ) આમ વિવિધ પ્રકારે સ્થિર થએલી મને ( भूरिः आवेशयन्तः देवाः ) ઘણાજ પ્રકારના આવેશને પ્રાપ્ત થનારા દેવો ( व्यदधुः ) વિશેષ પ્રકારે ધારણ કરે છે. ( ૨ )

( देवानां उत मानुषाणां जुष्टं ) દેવો અને મનુષ્યોનો સ્વીકાર કરવા યોગ્ય ( इदं ) આ ભાષણ ( अहं स्वयं एव वदामि ) હું પોતે જ બોલું છું. ( यं कामये ) જેને જેને હું યોગ્ય સમજું છું ( तं तं उग्रं कृणोमि ) તેને તેને હું ઉગ્રવીર બનાવું છું તથા ( तं ब्रह्माणं, तं ऋषिं, तं सुमेधां ) તેને હું બ્રહ્મા, ઋષિ અથવા તેને જ ઉત્તમ બુદ્ધિમાન બનાવું છું. ( ૩ )

( यः विपश्यति ) જેઓ આ વિશેષ રીતે જુએ છે ( सः मया अन्नं अत्ति ) તે મારી કૃપાથી અન્ન ખાય છે, ( यः प्राणति ) જે શ્વાસ લે છે અને ( यः ईं उक्तं शृणोति ) જે ભાષણ સાંભળે છે તે સર્વ મારી શક્તિને લીધે જ છે, જે ( मां अमन्तवः ) મને ન માનનારા છે ( ते उपक्षयन्ति ) તેઓ વિનાશને પ્રાપ્ત થાય છે. હે ( श्रुत ) સાંભળનારા ! ( श्रुधि ) શ્રવણ કર, ( ते श्रद्धेयं वदामि ) તું શ્રદ્ધા રાખે એવો યોગ્ય આ ઉપદેશ હું તને કરૂં છું. ( ૪ )

( ब्रह्म-द्विषे शरवे हन्तवै उ ) જ્ઞાનનો દ્વેષ કરનારા, મારફાડ કરનારાઓનો નાશ કરવાને માટે, ( अहं रुद्राय धनुः आतनोमि ) હું રૂદ્રને માટે ધનુષ્યને ખેંચું છું. ( अहं जनाय समदं कृणोमि ) હું માણસોને આનંદ આપનારા પદાર્થો ઉત્પન્ન કરૂં છું, ( अहं द्यावा-पृथिवी आविवेश ) મેં દ્યાવાપૃથ્વીમાં પ્રવેશ કર્યો છે ( ૫ )

अहं सोमंमाहनसं बिभर्म्यहं त्वष्टारमुत पूषणं भगम् ।
अहं दधामि द्रविणा हविष्मते सुप्राव्याई यजमानाय सुन्वते ॥ ६ ॥
अहं सुवे पितरमस्य मूर्धन्मम योनिरप्स्वन्तः समुद्रे ।
ततो वि तिष्ठे भुवनानि विश्वोतामूं द्यां वर्ष्मणोप स्पृशामि ॥ ७ ॥
अहमेव वात इव प्र वाम्यारभमाणा भुवनानि विश्वा
परो दिवा पर एना पृथिव्यैतावती महिम्ना सं बभूव । ॥ ८ ॥

અર્થ—( अह आहनस सोमं बिभर्मि ) પ્રાપ્ત કરવા યોગ્ય એવા સોમ રાજાને હુ ધારણ કરૂ છું, ( अह त्वष्टार उत पूषणं भग ) હુ ત્વષ્ટા અને પૂષાને ધારણ કરૂ છું, ( अह हविष्मते सुन्वते यजमानाय ) હવન કરનારા અને સોમ સેવન કરનારા યજમાનને માટે ( सुप्राव्या द्रविणा दधामि ) ઉત્તમ રક્ષણ કરવા યોગ્ય ધન આપું છુ ( ૭ )

( अस्य मूर्धन् पितर सुवे ) હુ તેને માથે રક્ષકને નિમુ છું, (मम योनि समुद्रे अप्सु अन्त ) મારૂ મૂળસ્થાન પ્રકૃતિના સમુદ્રના જળમા છે ( तत विश्वा भुवनानि वितिष्ठे ) ત્યાથી સર્વ ભુવનોમા વિશેષ રીતે થી સ્થિત થએલી છુ उत वर्ष्मणा अमू द्या उपस्पृशामि ) હું મારા પોતાના મહિમાથી તે દ્યુલોકને સ્પર્શ કરૂ છુ ( ૭ )

( विश्वा भुवनानि आरभमाणा ) સર્વ ભુવનોનો પ્રારભ કરનારી ( अह एव वात इव प्रवामि ) હું એકલી જ વાયુની જેમ ફેલાઉ છુ અને ( दिव पर ) દ્યુલોકની પેલે પાર અને ( एना पृथिव्यै पर ) આ પૃથ્વીની પણ પેલે પાર ( महिम्ना एतावती सवभूव ) પોતાના મહત્વથી એટલી વિશાળ બનું છુ . ( ૮ )

---

# રાષ્ટ્રી દેવી

## રાષ્ટ્રી દેવી

' રાષ્ટ્રી દેવી ' એ પરમ ત્માની પ્રચ ડ તેજસ્વી શક્તિનુ નામ છે આ શકિત પોતેજ પોતાના મહિમાનું વર્ણન કરે છે, એવુ કાવ્યમય વર્ણન આ સૂકતમાં છે ત્રીજા મ ત્રમાં કહ્યુ છે કે, " ( अह एव स्वय इद वदामि ) હુ પોતેજ આ કહું છુ તેથી આ વર્ણન અ ય સૂકતોના વર્ણન કરતાં વિશેષ મહ ત્વનું છે આ વાત સ્વય સ્પષ્ટ થઇ રહી છે પાઠક પણ આ દૃષ્ટિથી તેનુ અધિક પ્રકારે મનન કરે આ સૂકત પરમા મશકિતનું વર્ણન કરતી હોવ થી આ સૂકતના આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક અર્થ સ ભવનીય છે આ ધિદૈવિક અર્થ અગ્નિ, ઇન્દ્ર ઇત્યાદિ દેવતાઓના સ બધમાં થઇ શકે આ અર્થ મ ત્રનો અર્થ કરતી વખતે જ અમે આપેલો છે પરમાત્માની શકિત અગ્નિ, ઇન્દ્ર, અશ્વિની, દેવ વગેરે સૃષ્ટયન્તર્ગત મહાશકિતઓમાં પ્રકાશિત થઇ રહી છે આ ભાવ આ ધિદૈવિક અર્થમાં પ્રધાનપદે રહેલો છે પાઠક આ અર્થને પૂર્ણરીતે જુએ હવે અહીં આધ્યાત્મિક અને આધિભૌતિક અર્થ આપીએ છીએ આધ્યાત્મિક અર્થ આપણા શરીરમાં ઘટાવવાને હોય છે અને આ આધિદૈવિક અર્થમાં જ્યાં પરમાત્માની શકિતનો સ બ ધ જણાય છે ત્યાં આધ્યાત્મિક અર્થમાં જીવાત્માની શકિતનો સ બ ધ જેનાનો

હોય છે. હવે આધ્યાત્મિક અર્થ જોઇએ—

## આધ્યાત્મિક ભાવાર્થ

" હું જીવાત્માની શકિત છું અને હું ( **रुद्रेभिः** ) પ્રાણોની સાથે ( **वसुभिः** ) રહેનાર જળાદિ શારીરિક ધાતુ રસોની સાથે ( **आदित्यैः** ) આ દાન શકિતઓની સાથે તથા ( **विश्वदेवैः** ) સર્વ ઇન્દ્રિયોની સાથે રહીને તેનો વ્યવહાર ચલાવું છું. હું શરીરની ( **मित्रा-वरुणौ** ) સૌર અને સોમ શક્તિઓને અર્થાત્ આગ્નેય અને રસાત્મક શકિતઓને ધારણ કરૂં છું. હું ( **इन्द्र-अग्नी** ) જીવન વિદ્યુત અને શરીરની ઉષ્ણતાને કાયમ રાખુ છું અને હું જ ( **अश्विनौ** ) બન્ને પ્રાણ અને અપાનને ચલાવું છું. ( ૧ ) હું શરીરની ( **राष्ट्री** ) પ્રકાશકશકિત છું અર્થાત્ મારા પ્રભાવને કારણે આ દેહમાં તેજસ્વીતા સ્થિર રહે છે. હું જ અહીંયાં ( **वसूनां संगमनीं** ) રસ રકતાદિ વિવિધ ધાતુ રસોને ઉત્પન્ન કરીને શરીરને સુરક્ષિત રાખું છું હું જ ( **चिकितुषी** ) જ્ઞાન આપનારી છું તેથી હું અહીં અધ્યાત્મ યજ્ઞમાં ( **यज्ञियानां प्रथमा** ) પૂજનીઓમાં સર્વથી પ્રથમ પૂજા કરવા યોગ્ય છું. હું ( **भूरि-स्था-त्रां** ) વિવિધ અવયવો અને ઇન્દ્રિયોમાં રહીને શરીરની રક્ષા કરૂં છું અને ( **आवेशयन्तः देवाः** ) મારા પ્રવેશને કારણે સર્વ ઇન્દ્રિયો માનો કે ( **मां व्यदधुः** ) મને જ વિવિધ પ્રકારે ધારણ કરે છે અને મારી શકિતથી જ પોતપોતાનું કાર્ય કરવામાં સમર્થ બને છે. ( ૨ ) દેવો શું કે મનુષ્યો શું મારી આત્મશક્તિનુ જ મહત્વ ગાય છે, હું પોતેજ મારૂં આ વર્ણન કરૂં છું. જેના પર હું પ્રસન્ન થાઉં છું તે મનુષ્ય ઉગ્રવીર, બ્રાહ્મણ, ઋષિ અને જ્ઞાની મહાત્મા બની જાય છે. ( ૩ ) મનુષ્ય ખાય છે, જુએ છે, શ્વાસ લે છે, શબ્દો સાંભળે છે તે સર્વ ( **मया** ) મારી શક્તિની સહાયતાથીજ કરી શકે છે, જે લોકો મને માનતા નથી તેઓ નાશને પ્રાપ્ત થાય છે. સર્વ લોકો મારૂં આ ભાષણ શ્રવણ કરીને મારી આત્મશકિતપર શ્રદ્ધા રાખે. શ્રદ્ધાથી જ મારી શકિતનો તેમને લાભ થાય છે. ( ૪ ) જ્ઞાન વિરોધી ઘાતક વિચારો દૂર કરવા માટે હું આત્મશકિત બની આ શરીરમાં ( **रुद्राय** ) પ્રાણને પ્રેરણા આપું છુ. હું જ મનુષ્યને આનંદ અને હર્ષ આપુ છું. તાત્પર્ય આ શરીરમાં ( **द्यौः** ) માથાથી શરૂ કરીને ( **पृथिवीं** ) પગ સુધી હું શકિતરૂપે ફેલાએલી છું. ( ૫ ) હું પ્રાપ્ત કરવા યોગ્ય ( **सोमं** ) અન્નને અહીં ધારણ કરૂં છું. હું જ ( **त्वष्टा** ) ભેદક અને ( **पुषा** ) પોષક શકિતઓને શરીરમાં ધારણ કરૂં છું. હું ( **हवि** ) ઉત્તમ અન્ન અને રસ સ્વીકારનારા અને આ શરીરરૂપી યજ્ઞ શાળામાં શત સાંવત્સરિક સત્ર કરનારાઓને ઉત્તમ યશ આપું છું. ( ૬ ) હું આ શરીરપર રક્ષક શકિતને નિયુકત કરૂં છું. હું અહીં હૃદયની અંદર હૃદયાશયના જીવન રસમાં રહું છું, ત્યાંથી દરેક અવયવમાં કાર્ય કરૂં છું અને ઉપર મસ્તક સુધી ફેલાઈ રહી છું. ( ૭ ) સર્વ ઇન્દ્રિયો અને અવયવોને ઉત્પન્ન કરતી કરતી હું વાયુની જેમ ફેલાવું છું. અને આ શરીરમાં માથાથી તે પગ સુધી પોતાનો મહિમા ફેલાવું છું. ( ૮ )

## આધ્યાત્મપર્ણું નનું મનન

પૂર્વોકત મંત્રોનો આ આધ્યાત્મિક આશય છે. જે આશય આપણી આંતરિક શકિત પરત્વે હોય છે તે જ આધ્યાત્મિક કહેવાય છે. મંત્રોમાં જે જે દૈવતોના શબ્દો હોય છે તે જ મનુષ્યની અંદરની વિવિધ શકિતઓના વાચક હોય છે. તેમને આન્તરશકિતઓના વાચક જાણવાથી આધ્યાત્મિક અર્થ જાણી શકાય છે. પાઠક આ દૃષ્ટિથી આ સૂકતનું મનન કરી શકે છે. ઉપરોકત આધ્યાત્મિક અર્થનો વિચાર કરવાથી પાઠકોને પોતાને જ જાણ થશે કે અધ્યાત્મમાં કયા શબ્દનો કયો અર્થ થાય છે. હવે આ સૂકતનો આધિભૌતિક આશય જોઇએ માનવસંઘ અથવા પ્રાણીસંઘની બાબતમાં જે અર્થ થાય છે તે આધિભૌતિક અર્થ થાય છે

## આધિભૌતિક ભાવાર્થ

" હું રાષ્ટ્રશકિત ( **रुद्रेभिः** ) વીરો ( **वसुभिः** ) ધનિકો ( **आदित्यैः** ) વિદ્યા પ્રકાશક વિદ્વાનો અને ( **विश्वेदेवैः** ) સર્વ જ્ઞાનીઓની સાથે રહું છું. હું બંને ( **मित्रा-वरुणौ** ) મિત્રજનો અને વરિષ્ઠ લોકોને ( **इन्द्र-अग्नी** ) શૂરવીરોને અને જ્ઞાનીઓને તથા ( **अश्विनौ** ) બંને પ્રકારના અશ્વિનીકુમારોને અર્થાત્ વૈદ્યોને રાષ્ટ્રમાં ધારણ કરૂં છું. ( ૧ ) હું રાષ્ટ્રશકિત છું. હું જ સર્વ ધન અને ધનિકોને એકત્રિત કરૂં છું. હું રાષ્ટ્રશકિત ( **चिकितुषी** ) જ્ઞાન વધારનારી છું. પૂજનીઓમાં હું સર્વથી મુખ્ય છું. હું રાષ્ટ્રના અનેક સ્થાનોમાં ( **भूरि-स्था-त्रां** ) રહીને રાષ્ટ્રની રક્ષા કરૂં છું, આ મારી રાષ્ટ્રશકિત દ્વારા ( **आवेशयन्तः देवाः** ) આવેશ અર્થાત્ સ્ફુરણાને પ્રાપ્ત કરીને સર્વ વિદ્વાન લોકો માનો કે મારૂં જ વિશેષ પ્રકારે ધારણ કરે છે. ( ૨ ) હું

જેવી દેવજનો માટે તેવીજ સાધારણ મનુષ્યોને માટે પણ સેવનીય છું અર્થાત્ સર્વ મારી રાષ્ટ્રશકિતને ધારણ કરે છે હું પોતે જ કહું છું કે જેના પર હું પ્રસન્ન થાઉં છું તે ઉગ્રવીર, જ્ઞાની, ઋષિ અથવા બુદ્ધિમાન મનુષ્ય બને છે. ( ૩ ) રાષ્ટ્રમાં જે પુરુષો અન્નનો ભોગ લે છે, જે જુએ છે, સાંભળે છે અથવા જે શ્વાસોચ્છ્વાસ કરે છે તે સર્વ મારી જ શક્તિથી કરે છે. ( मां अमन्तवः ) મારી રાષ્ટ્રશક્તિનું અપમાન કરનારા અથવા મને માન ન આપનારા લોકો નાશને પ્રાપ્ત કરે છે. હે લોકો ! આ વાત તમે શ્રદ્ધાથી સાંભળો, તેમાં જ તમારું હિત છે. (૪) ( ब्रह्म-द्विषे शरवे हन्तवै ) જ્ઞાન પ્રચાર કરનારના અદેખા તેમજ મારફાડ કરનારા દુષ્ટોનો નાશ કરવા માટે હું જ ( रुद्राय धनुः आतनोमि ) વીર પુરુષો પાસે સર્વ શસ્ત્રાસ્ત્ર તૈયાર રાખું છું. મારી કૃપાથી જ રાષ્ટ્રના લોકો આનંદમાં રહે છે, જાણો કે હું રાષ્ટ્રશક્તિ જ પૃથ્વીથી માંડીને દ્યુલોક સુધી અર્થાત્ સર્વત્ર ફેલાએલી છું. ( ૫ ) હું રાષ્ટ્રશક્તિ જ પ્રાપ્ત કરવા યોગ્ય ( सोमं ) સોમ વગેરે વનસ્પતિઓનું અન્ન ધારણ કરું છું ( अहं त्वष्टारं ) હું કારીગરોને અને ( पूषणं भगं ) પોષણકર્તા ધનવાનોને રાષ્ટ્રમાં ધારણ કરું છું. જે ( हविष्मते यजमानाय ) અન્નાદિ દ્વારા યજ્ઞ કરનારા સજ્જનો હોય છે તેમને હું યોગ્ય પ્રમાણમાં ધન આપું છું ( ૬ ) હું જ રાષ્ટ્રશક્તિ ( अस्य मूर्धन् पितरं सुवे ) આ રાષ્ટ્રનું રક્ષણ કરનાર ગણને ઉત્પન્ન કરું છું. મારી ઉત્પત્તિ ( सं+उत्+द्रे ) એક બનીને ઉત્કર્ષ માટે જે રાષ્ટ્રીય પ્રયત્નો કરવામાં આવે છે તે પ્રયત્નોમાં જ થાય છે. અહીં હું ઉત્પન્ન થાઉં છું અને પછીથી રાષ્ટ્રના દરેક ખૂણામાં ફેલાઇ જાઉં છું, ત્યારે એમ લાગે છે કે પૃથ્વીથી માંડીને સ્વર્ગ સુધી હું ફેલાએલી છું ( ૭ ) રાષ્ટ્રમાં સર્વ સંસ્થાઓનો હું આરંભ કરું છું અને તેમને ચલાવું છું, માનો કે હું પ્રચંડ વંટોળની માફક બધે સંચાર કરું છું, એટલે સુધી કે ઉપરથી નીચે સુધી મારો અપૂર્વ સંચાર થાય છે. આ મારો મહિમા છે. ( ૮ )

### રાષ્ટ્રીય અર્થનું મનન

આ સૂકતના આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એમ ત્રણે ભાવાર્થ અહીં આપેલા છે. પાઠક આ ત્રણેની તુલના બરાબર કરે અને ઉત્તમ બોધ પ્રાપ્ત કરે. આ અર્થોમાંથી વૈયક્તિક અને રાષ્ટ્રીય વિષયમાં વધારે સારો ઉપદેશ પ્રાપ્ત કરવો જોઇએ, કારણ કે મનુષ્યનું કર્મક્ષેત્ર જ આ છે. આ મંત્રોના શબ્દો ત્રણે ઠેકાણે કેવા પ્રકારના અર્થ દર્શાવે છે તે નિમ્નલિખિત કોષ્ટકથી જણાઇ આવે છે.

| મંત્રના શબ્દ | આધિદૈવિક ભાવ | આધિભૌતિક ભાવ | આધ્યાત્મિક ભાવ |
|---|---|---|---|
| રુદ્રાઃ | મેઘસ્થાનની વિદ્યુત્ | વીર | પ્રાણ |
| વસુઃ | પૃથિવ્યાદિ અષ્ટવસુ | ધન અને ધનિક | શરીરસ્થ ધાતુ |
| આદિત્યઃ | સૂર્ય | જ્ઞાનપ્રકાશક | મસ્તક |
| વિશ્વેદેવાઃ | સર્વપ્રકાશમાન અગ્નિ વગેરે દેવતા | સર્વકર્મચારી ગણ | સર્વ ઇન્દ્રિયો |
| મિત્રઃ | સૂર્ય | પ્રકાશક વિદ્વાન | નેત્ર |
| વરુણ | ચંદ્ર | શાંત જ્ઞાની | મન |
| ઇન્દ્ર | વિદ્યુત્ | શૂર | જાગ્રત મન |
| અગ્નિઃ | અગ્નિ | વકતા | વાણી |
| અશ્વિનૌ | અશ્વિની | વૈદ્ય | શ્વાસ ઉચ્છ્વાસ |
| ત્વષ્ટા | દેવ શિલ્પી | કારીગર | વિભાજક શકિત |
| પૂષા | પોષક દેવીશકિત | પોષણકર્તા | પોષકશકિત |
| સમુદ્રા | પ્રકૃતિ | લોકોની હાલચાલ | હૃદય |
| દ્યૌઃ | દ્યુલોક | જ્ઞાની | માથું |
| પૃથિવી | ભૂલોક | સેવક | પગ |

મંત્રના શબ્દો આ પ્રમાણે જુદા જુદા સ્થળે જુદા જુદા અર્થના વાચક બને છે આ અર્થોને જાણવાથી જ મંત્રનો પૂર્ણ અર્થ જાણવો શક્ય છે વ્યક્તિમાં ગુણોરૂપે અર્થ જોવાનો છે, રાષ્ટ્રમાં ગુણીજન એ રીતે અર્થ લેવો જોઇએ અને વિશ્વમાં ઉપર કહેલા દેવોને જાણવા જોઇએ જેવી રીતે વ્યક્તિમાં શૌર્યનો ગુણ છે, તેનાથી શત્રુઓને દૂર કરી શકાય છે આજ ગુણથી ગુણવાન બનેલા શૂર ક્ષત્રિય વીરો રાષ્ટ્રમાં થાય છે, તેમનામાં શૌર્યગુણ પ્રધાન્ય છે, તેનું જ રૂપ વિશ્વમાં ઇન્દ્રશક્તિ છે, જે વિજળીરૂપે દેખાય છે વ્યક્તિમાં શૌર્ય, રાષ્ટ્રમાં શૂર અને વિશ્વમા વિજળી એ સર્વ વૈદિક ઇન્દ્રદેવતાની વિભૂતિઓ છે પાઠક આજ પ્રમાણે સર્વ દેવતાઓની વિભૂતિઓ જાણશે તો તેમને એક જ વેદમંત્રથી સર્વ ભૂમિકાઓમાં શું બોધ લેવો જોઇએ તેનું જ્ઞાન બરાબર થઇ શકશે

આ સૂકતમાં " રાષ્ટ્રી ' શબ્દ છે રાષ્ટ્ર જેનાથી ટકી રહે છે, જે શકિતથી રાષ્ટ્ર ઉત્તમ સ્થિતિમાં રહે છે, જે શકિતથી રાષ્ટ્રની વૃદ્ધિ થાય છે અને અભ્યુદયથી યુકત બને છે, તે શકિતનું નામ રાષ્ટ્રી છે આ રાષ્ટ્ર શકિત ' આદિત્ય, રૂદ્ર, વસુ અને વિશ્વેદેવ ' ની સાથે રહે છે આ પ્રથમ મંત્રનું કથન છે આ દેવતાવાચક શબ્દ ક્રમશ ' બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર " અર્થાત્ કારીગરને ઉદ્દેશીને વપરાએલ છે, બ્રહ્મવર્ચસ સંપૂર્ણ આદિત્ય બ્રાહ્મણ વર્ણ સૂચવે છે રૂદ્ર, વીરભદ્ર ઇત્યાદિ નામ શૌર્યને માટે સુપ્રસિદ્ધ છે તેથી તે ક્ષત્રિય વર્ણને સૂચવે છે વસુ શબ્દ ધનવાનો અને ધન માટે પ્રસિદ્ધ છે તેથી તે વૈશ્યોનો સૂચક છે અને વિશ્વદેવ શબ્દ સર્વ અન્ય વ્યવહારકર્તાઓનો સૂચક હોવાથી બાકી રહેલા કારીગરોનો સૂચક શબ્દ છે દેવતાઓમાં આ શબ્દો દ્વારા ચતુર્વર્ણનો બોધ થાય છે અને આ દેવતાઓના મંત્રોથી ચાતુર્વર્ણ્યના ધર્મકર્મોનો બોધ થઇ શકે છે. આ રાષ્ટ્રી શકિત આ લોકોમા રહે છે, તેમનામાં કાર્ય કરે છે અને તેમનાથી જ પ્રગટ થાય છે

આ રાષ્ટ્રીય શકિત ( **अग्नि -ब्रह्म** ) બ્રાહ્મણો, ( **इन्द्र-क्षत्र** ) ક્ષત્રિયો ( **मित्र** ) સહાયકે, ( **वरुणो राजा** ) રાજપુરૂષો અને ( **अश्विनौ अश्विनी कुमारो** ) આયુર્વેદના વિદ્વાનોને આશ્રય આપીને તેમનું ધારણ તથા પોષણ કરે છે રાષ્ટ્રમાં તેમનું પોષણ કરીને તેમના દ્વારા અન્ય સાધારણ જનોને સુખ પહોંચાડે છે, આ રાષ્ટ્રીય શકિતનો મહિમા આ પ્રમાણે જોવા જેવો છે

આ રાષ્ટ્રીય શકિત ( **वसूनां सगमनी** ) સર્વ પ્રકારના ધન ધાન્યોને પ્રાપ્ત કરાવે છે રાષ્ટ્રીય શકિતનો જે દેશમા ઉત્કર્ષ થવા માંડે છે ત્યાં તે શકિતના વિકાસને લીધે સર્વ પ્રકારનાં ધન એકત્રિત થવા માંડે છે તથા જે દેશમા રાષ્ટ્ર શકિતનો વિકાસ મંદ થઇ જાય છે તે દેશમાં દરિદ્રતા વધવા માંડે છે પતિત રાષ્ટ્ર અને ઉન્નત રાષ્ટ્રની આ વિપન્નતા અને સમ્પન્નતાની સાથેનો સંબંધ જોવા જેવો છે, ઇતિહાસમાં પાઠક તેનો અનુભવ બરાબર કરી શકશે

આ રાષ્ટ્ર શકિતનો મનુષ્યોમાં આવિર્ભાવ અર્થાત્ આવેશ થાય છે, અર્થાત્ જે સમયે બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય, શૂદ્ર અને નિષાદ પોતાની રાષ્ટ્રભકિતને લીધે એકત્ર થઇને મહારાષ્ટ્રીય પુરૂષાર્થમાં પ્રવૃત્ત થાય છે તે સમયે આ રાષ્ટ્રી દેવીનો સંચાર તે મનુષ્યોમા થય છે ( **भूरि+आवेशयन्त** ) વિશેષ પ્રકારનો દૈવી આવેશ મનુષ્યોમા જ્યારે થાય છે અને આવા દૈવીસ્ફૂરણથી યુકત લોકો ભલેને સંખ્યામ થોડા કેમ ન હોય તેઓ શકિતનું મહાકાર્ય કરી બતાવે છે આ રાષ્ટ્રી દેવીના આવિષ્કારનો ચમત્કાર છે, તેટલા માટે તો તેને સર્વ ( **यज्ञियाना प्रथमा** ) પૂજનીયોમાં પ્રથમ પૂજા કના યોગ્ય ગણવામા આવે છે ચારે વર્ણ તેની પૂજા પોતાના હૃદયમા કરે છે અને રાષ્ટ્રભકિતથી પોતાના હૃદય પરિપૂર્ણ કરે છે વેદમાં અન્યત્ર પણ કહ્યુ છે કે—

**इळा सरस्वती मही तिस्रो देवीर्मयोभुव ।**
**बर्हि सीदन्त्वस्रिध ॥** ( ઋગ્વેદ ૧।૧૩।૯ )

" માતૃભાષા માતૃસભ્યતા અને ( **मही** ) માતૃભૂમિ આ ત્રણ દેવીઓ કલ્યાણ કરનારી છે તેથી તેમને અન્તકરણમાં વિસ્મરણ થયા સિવાય સ્થાન પ્રાપ્ત થવુ જોઇએ ' અર્થાત્ પ્રત્યેક મનુષ્યના મનમાં આ ત્રણે દેવીઓને માટે યોગ્ય અને સન્માનીય સ્થાન પ્રાપ્ત હો અને કદી એવુ ન થાય કે લોકો આ ત્રણ દેવીઓનો યોગ્ય આદર ન કરે આ મંત્રના ઉપદેશાનુસાર માતૃભૂમિની ભકિત પ્રત્યેકે કરવી જોઇએ અને આજ ઉપદેશ આ સૂકતના બીજા મંત્રમા "( **प्रथमा यज्ञियाना राष्ट्री** ) આ રાષ્ટ્રશકિત પૂજનીયોમાં સર્વથી પ્રથમ પૂજા કરવા યોગ્ય છે " આ શબ્દો દ્વારા કહી છે જો આ જગતમાં સુખપૂર્વક જીવન વ્યતીત કરવાની

ઇચ્છા હોય તો આ રાષ્ટ્રદેવીની પૂજા કરવી જોઇએ અને આ દેશને માટે પોતાનું બલિદાન દેવાને માટે સિદ્ધ થવું જોઇએ

રાષ્ટ્રદેવી ત્યારે પ્રસન્ન થાય છે જ્યારે લોકો તેની પ્રીતિ સંપાદન કરવા માટે પોતાના સર્વસ્વનું સમર્પણ કરવાને તૈયાર હોય છે જ્ઞાનીજન હંમેશાં આ રાષ્ટ્રદેવીને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર હોય છે તેથી જ આવો ત્યાગી પુરૂષ ( स अन्न मत्ति ) અન્ન ભોગ પ્રાપ્ત કરે છે એવું ચતુર્થ મંત્રમાં કહ્યું છે

જો આ માતૃભૂમિની યોગ્ય ઉપાસના કરી નહિ અથવા તેનું અપમાન કર્યું અથવા તેનું યોગ્ય સન્માન કર્યું નહિ તો આવા ( अ-मन्तवः उपक्षयन्ति ) રાષ્ટ્રીયશક્તિનું અપમાન કરનારા લોકો જલદી નાશ પામે છે આ વાત પર ( श्रद्धेय वदामि ) વિશ્વાસ રાખવા યોગ્ય છે અને તે પ્રમાણે બને પણ છે પાઠક રાષ્ટ્રભક્તિનું મહત્વ કેટલું છે તે આ મ નથી જાણતી અને કદી પણ તેઓ રાષ્ટ્રદ્રોહનું કાર્ય કરે નહિ અને હરહમેશ રાષ્ટ્રભક્તિ કરતાં કરતા અને રાષ્ટ્રને માટે આત્મસર્વસ્વનું સમર્પણ કરીને પોતાના જીવનનો સર્વમેધ યજ્ઞ કરીને તે દ્વારા વિજયી અને યશસ્વી બને

રાષ્ટ્રમાં જે દુષ્ટ લોકો હોય છે તેઓ સજ્જનોને કલેશકારી બને તેમજ રાષ્ટ્રની બહાર પણ જે દુષ્ટ લોકો હોય છે તેઓ પણ રાષ્ટ્ર પર હુમલો કરીને મારફાડ તથા ખૂનખરાબી કરે છે તેમનો નાશ કરવા માટે રાષ્ટ્રના ( रुद्राय ) વીર પુરૂષોની પાસે ( धनुः ) વિવિધ પ્રકારનાં ધનુષ્યાદિ શસ્ત્રો તૈયાર રાખવાનું કાર્ય રાષ્ટ્રશક્તિનું જ છે જે રાષ્ટ્ર જીવંત અને જાગ્રત છે તે પોતાના શત્રુઓનો નાશ કરવાને માટે આવશ્યક શસ્ત્રો હંમેશાં તૈયાર રાખે જ છે અને યોગ્ય પ્રસંગે યોગ્ય રીતે તેનો ઉપયોગ કરીને વિજય પણ પ્રાપ્ત કરે છે અભ્યુદય પ્રાપ્ત કરનારા રાષ્ટ્રે પોતાના રક્ષણ માટે જાગ્રત રહેવું ઘણું જ જરૂરી છે તેમજ તે યોગ્ય પણ છે

આ રાષ્ટ્રશક્તિ ( त्वष्टार ) કારીગરોનું પોષણ કરે છે તે પ્રમાણે જે મનુષ્ય જનોનું પાલન પોષણ કરે છે તે ( पूषणं ) પોષણ કરનાર જનોનું અથવા તે ( भग ) ભાગ્યવાનોનું ઉત્તમ પ્રકારે ધારણ તથા પોષણ કરે છે આવા પુરૂષોને તે કદી અવનતિમાં રાખતી નથી પરંતુ તેને ઉન્નત કરે છે આ પ્રકારે જે લોકો પોતાના ધનધાન્યનો ( यज-मान ) યજ્ઞ કરે છે, અર્થાત્ જનતાની ભલાઇને માટે પોતાના ધનધાન્યનું સમર્પણ કરે છે, તેમને કદી ધનની ન્યૂનતા રહેતી નથી અર્થાત્ જેટલું તેઓ દાન કરે છે તેનાથી અધિક ( द्रविणा दधामि ) ધન તેઓ પ્રાપ્ત કરે છે ફરી તેઓ વધારે દાન કરે છે અને તેમનું ધન પ્રમાણમાં વધતું જ જાય છે આ પ્રકારે યજ્ઞથી વૃદ્ધિ થાય છે અને જનતાનું સુખ વધતું જ જાય છે

રાષ્ટ્રને માટે નિયામક અથવા પાલકને ઉત્પન્ન કરીને તેને રાજગાદીપર સ્થાપવો ( अस्य मूर्धन् पितरं सुवे ) એ કાર્ય રાષ્ટ્રશક્તિ જ કરે છે, અર્થાત્ જીવંત અને જાગ્રત રાષ્ટ્રના લોકો પોતાની રાજ્યશાસન વ્યવસ્થાને માટે સુયોગ્ય રાજ્યાધ્યક્ષને પોતે જ ચૂંટી કાઢે અને તેને રાજ્યધર નિયુક્ત કરે છે આ રાષ્ટ્રશક્તિનું ઉત્પત્તિસ્થાન ( समुद्रे अन्तः ) રાષ્ટ્રીય હાલચાલના મહાસાગરમાં જ હોય છે "( स ) એકત્રિત બનીને ( उत् ) ઉત્કર્ષને માટે ( द्रु ) ગતિ કરવી અથવા પ્રયત્ન કરવો તે રાષ્ટ્રીય હાલચાલનું સ્વરૂપ છે" તેનું જ નામ ( स+उत्+द्रु ) સમુદ્ર છે આ હાલચાલમાં આ રાષ્ટ્રશક્તિ પ્રગટ થાય છે અને પ્રત્યેકના અંતઃકરણમાં ફેલાય છે માનો કે આ પ્રમાણે તે ( विश्वा भुवनानि वितिष्ठे ) સર્વ ભુવનોમાં સંપૂર્ણપણે ફેલાય છે, અર્થાત્ ભૂમિથી સ્વર્ગ સુધી વિસ્તાર પામે છે દરેક કાર્યમાં તે પ્રગટ થાય છે, પ્રત્યેક હલનચલનના પડમાં તે રહે છે આ પ્રમાણે તેનો મહિમા છે

જે સમયે જનતામાં રાષ્ટ્રશક્તિનો સંચાર થાય છે તે સમયે એવી પ્રતીતિ થાય છે કે રાષ્ટ્રશક્તિરૂપ ( वात इव प्रवामि ) વાવાઝોડાનો જોરથી પ્રવાહ ચાલી રહ્યો છે અને તેનો વેગ રોકવો હવે અસંભવ છે આ શક્તિનો વેગ એટલો બધો પ્રચંડ હોય છે કે ( दिव परः ) દ્યુલોકથી પણ ઉપર અને ( एना पृथिव्याः परः ) આ પૃથ્વીની પણ પેલેપાર તે વેગ કાર્ય કરી રહ્યો છે આકાશ પાતાળ આ શક્તિથી પરિપૂર્ણ છે અને કોઇપણ તેમાંથી રોકી શકતું નથી

રાષ્ટ્રશક્તિનો મહિમા આવો છે જે તેના ખરેખરા ઉપાસક છે તેઓ પોતાના રાષ્ટ્રને અભ્યુદયના ઉચ્ચ શિખર પર સ્થાપિત કરે છે, આ જાણીને પાઠક રાષ્ટ્રભક્તિ દ્વારા મળનારી ઉન્નતિ પ્રાપ્ત કરે અને આગળના અભ્યુદયને માટે પોતાને લાયક એટલે કે યોગ્ય બનાવે

# રાષ્ટ્રસભાની અનુમતિ

### કાંડ ૭, સૂક્ત ૧૨

( ऋषिः- शौनक । देवता- सभा, पितरः, इन्द्रः, मनः । )

सभा च मा समितिश्चावतां प्रजापतेर्दुहितरौ संविदाने ।
येना संगच्छा उप मा स शिक्षाच्चारु वदानि पितरः संगतेषु ॥ १ ॥
विद्म ते सभे नाम नरिष्टा नाम वा असि ।
ये ते के च सभासदस्ते मे सन्तु सवाचसः ॥ २ ॥
एषामहं समासीनानां वर्चो विज्ञानमा ददे ।
अस्याः सर्वस्याः संसदो मामिन्द्र भगिनं कृणु ॥ ३ ॥
यद्वो मनः परागतं यद्बद्धमिह वेह वा ।
तद्व आ वर्तयामसि मयि वो रमतां मनः ॥ ४ ॥

---

અર્થ— ( सभा च सामितिः च ) ગ્રામસભા અને રાષ્ટ્રસમિતિ આ બન્ને ( प्रजापतेः दुहितरौ ) પ્રજાનું પાલન કરનારા રાજાને પુત્રી જેમ પાલન કરવા યોગ્ય છે અને તે બન્ને ( संविदाने ) પરસ્પરની સાથે એકમત બનીને ( मा अवतां ) મારૂં રાજાનું રક્ષણ કરે. ( येन संगच्छै ) જેનાથી હું મળું ( सः मा उपशिक्षात् ) તે મને શિક્ષણ આપે. હે ( पितरः । રક્ષકો ! ( संगतेः चारु वदानि ) સભાઓમાં હું ઉત્તમ રીતે બોલીશ. ( ૧ )

હે સભે ! ( ते नाम विद्म ) તારૂં નામ અમને વિદિત છે. ( नरिष्टा नाम वै असि ) " નરિષ્ટા " અર્થાત્ અહિંસક એ તારૂં નામ અથવા યશ છે. ( ये के च ते सभासदः , જે કોઇ તારા સભાસદ છે ( ते मे सवाचसः सन्तु ) તેઓ રાજા સાથે ( મારી સાથે ) સમતાથી ભાષણ કરનારા હો. ( ૨ )

( एषां समासीनानां ) આ બેસેલા સભાસદો પાસેથી ( विज्ञानं वर्चः अहं आददे । વિશેષ જ્ઞાનરૂપી તેજ હું-રાજા સ્વીકારૂં છું. હે ઇન્દ્ર ! ( अस्याः सर्वस्या संसदः ) આ સર્વ સભાને ( मां भगिनं कृणु ) મને ભાગીદાર બનાવ. ( ૩ )

હે સભાસદો ! ( वः यत् मनः परागतं ) આપનું મન જે દૂર ગયું છે, ( यत् वा इह वा यद्धं ) જે તેમાં અથવા આ વિષયમાં બંધાઇ રહે છે, ( वः तत् आवर्तयामासि ) આપના તે ચિત્તને હું ફરી વખત પાછું ખેંચી લઉં છું, હવે આપનું ( मनः मयि रमतां ) મન મારા પર આનંદિત થાઓ. ( ૪ )

---

ભાવાર્થ— ગ્રામસભા અને રાષ્ટ્રસમિતિ રાષ્ટ્રમાં હોવી જ જોઈએ અને રાજાએ તેમનું પુત્રીની જેમ પાલન કરવું જોઇએ. આ બંને સભાઓ એકમત થઇને રાષ્ટ્રનું કાર્ય કરે અને પ્રજાનું રંજન કરનારા રાજાનું પાલન કરે રાજા જે સભાસદને રાજ્યશાસન વિષયક જે સલાહ પૂછે તે સભાસદ પોતાની યોગ્ય સલાહ રાજાને આપે રાજા તથા અન્ય સભાસદ સભાઓમાં સભ્યતાથી વાદવિવાદ કરે. ( ૧ )

આ લોકસભાઓનાં નામ " નરિષ્ટા " છે કારણ કે તેમના અસ્તિત્વને લીધે રાજાનો પણ નાશ થતો નથી અને પ્રજાનો પણ નાશ થતો નથી આ સભાઓમાં જે સભાસદો હોય તેઓએ રાજાને પોતાની સલાહ નિષ્પક્ષપાતપણે સ્પષ્ટ શબ્દોમાં આપવી જોઇએ ( ૨ )

*

સાતમમન્ત્રોના નરરો પાસેથી રાજ્યશાસન વિષયક વિશેષજ્ઞાન રાજા પ્રાપ્ત કરે છે અને તેજસ્વી બને છે તેથી રાજા આ સભાઓ પાસેથી રાજ્યશાસન વિષયક વિશેષજ્ઞાનનો લાભ અવશ્ય પ્રાપ્ત કરે અને ભાગ્યવાન્ બને. ( ૩ )

સભામાનું કાર્ય કરતી વખતે કોઈપણ સભાસદનું મન આમ તેમ અન્ય કાર્યમાં ગયુ, તો તેને માટે એ યોગ્ય કહેવાય કે તેણે પોતાનું મન પાછું ફેરવે અને રાજ્યશાસનના કાર્યમાં જ લગાવી દે. સર્વ સભાસદો રાજા અને તેના રાજ્યશાસન કાર્યમાં જ પોતાનું મન એકાગ્ર કરે ( ૪ )

# રાષ્ટ્રસભાની અનુમતિ

## રાજ્યશાસનમાં લોકસલાહ

### ગ્રામસભા

રાજ્યશાસન ચલાવવા માટે એક ગ્રામસભા હોવી જ જોઈએ. ગામના લોકોએ ચૂંટેલા સભાસદો આ ગ્રામસભાનું કાર્ય કરે, ગામમાં જે જે કાર્યો જેવાં કે આરોગ્ય, ન્યાય, શિક્ષા, ધર્મરક્ષા, ઉદ્યોગવૃદ્ધિ ઇત્યાદિ આવશ્યક હોય તેમને નિભાવીને ચલાવવા એ આ ગ્રામસભાનું કાર્ય છે. આ ગ્રામસભા પોતાનાં કાર્યો કરવા માટે સંપૂર્ણ સ્વતંત્ર હોવી જોઈએ એનો અર્થ એ છે કે પ્રત્યેક ગામ અથવા નગર પૂર્ણ સ્વરાજ્યના અધિકારથી યુક્ત હોય !

જેવી રીતે પ્રત્યેક મનુષ્ય પોતાની ઉન્નતિના કાર્ય કરવા માટે પૂર્ણ સ્વતંત્ર હોય છે પરંતુ સાર્વજનિક સર્વ હિતકારી કાર્ય કરવા માટે પરતંત્ર હોય છે, બરાબર તે જ પ્રમાણે પ્રત્યેક ગામ અથવા નગર પોતાની સર્વ પ્રકારે ઉન્નતિ સાધવા માટે પૂર્ણ સ્વતંત્ર છે પરંતુ સાર્વદેશિક અથવા સાર્વરાષ્ટ્રીય ઉન્નતિનાં કાર્યોને માટે પ્રત્યેક ગામ રાષ્ટ્રીય નિયમોથી બંધાએલ રહેશે

### રાષ્ટ્રસભા

જેવી રીતે પ્રત્યેક ગામને માટે ગ્રામસભા, નગરને માટે નગરસભા હોય છે, તે જ પ્રમાણે પ્રાંતને માટે પ્રાંતસભા અને રાષ્ટ્રને માટે "રાષ્ટ્રીય મહાસભા" હોય છે અને આ સર્વ સભાઓ રાષ્ટ્રનું શાસન ચલાવે છે. ગ્રામસભાનો અધિકાર ગ્રામપર અને રાષ્ટ્રસભાનો અધિકાર રાષ્ટ્રપર હોય છે. આ બે સભાઓ આ સૂક્તમાં કહેલી છે ગ્રામસભા અને [રાષ્ટ્]રીય મહાસમિતિ આ બન્નેનું વર્ણન થવાથી વચ્ચેની નગરસભા અને પ્રાંતસભા વગેરે સર્વ સભાઓનું વર્ણન થયું એમ સમજવું એ યોગ્ય છે. પ્રારંભ અને અંત આ બે સ્થિતિની જાણ થાય તો વચ્ચે રહેલી સ્થિતિઓનું જ્ઞાન એની મેળે જ મળી રહે આ સાર્વત્રિક નિયમ અનુસાર આ મંત્રમાં ગ્રામસભા અને રાષ્ટ્રસભાનું વર્ણન થવાથી વચ્ચેની સર્વ ઉપસભાઓનું વર્ણન થઈ જ ગયું છે એમ વાચકોએ સમજવું

### જનસભાનો અધિકાર

આ પ્રજાસભાઓના અધિકાર કયા છે ? તે એક વિચારણીય પ્રશ્ન છે, તેનો ઉત્તર આ મંત્રોનો વિચાર કરવાથી જ મળી શકે છે. પ્રથમ મંત્રમાં કહ્યું છે કે—

सभा च समितिः च प्रजापतेः दुहितरौ ॥ (મં. ૧)

"ગ્રામસભા અને રાષ્ટ્રીય મહાસભા એ બંને પ્રજાનું પાલન કરનારી રાજાની બે પુત્રીઓ છે" અર્થાત્ આ બન્ને સભાઓના પિતા રાજા છે, અને તેની બે પુત્રીઓ આ બે સભાઓ છે આજ ઉત્તર તેમનો અધિકાર નિશ્ચિત કરવા માટે પર્યાપ્ત છે

પિતા પુત્રીનો જનક છે, પરન્તુ તે તેનો ભોગ કરનારો નથી. પુત્રી પિતાના અધિકાર તળે કાયમને માટે નહિજ રહે. પુત્રી પર અધિકાર કોઈ બીજાનો જ હશે, પિતાનો નહિ આ પ્રકારે રાજાની આજ્ઞાથી રાષ્ટ્રસભા અને ગ્રામસભા સ્થાપિત થાય છે, રાજાની અનુમતિથી આ સભાઓના સદસ્યો ચૂંટવામાં અને સભાઓને ચલાવવાના નિયમો બને છે, તેથીજ રાજા આ સભાઓનો પિતા, જનક અથવા ઉત્પાદક મનાય છે તો પણ ઉત્પત્તિ અને રક્ષણ કરવાનો અધિકાર જ ફક્ત રાજાનો છે, તે તે સભાઓપર તેમના સ્વામી તરીકે શાસન નહિ ચલાવી

શકે રાજા આ સભાઓનો પિતા અથવા જનક છે પરંતુ પતિ અથવા શાસક નથી લોકસભા રાજાને ભોગ્ય નથી, રાજાના અધિકારથી ભિન્ન લોકસભાનો અધિકાર સ્વતંત્ર છે, આ ઉદ્દેશથી જ આ મંત્રમા કહ્યુ છે કે—

**सभा च समिति च प्रजापते दुहितरौ ।** ( મં ૧ )

" આ બંને સભાઓ પ્રજાપાલક રાજાની દુહિતાઓ છે "

અહિં દુહિતા શબ્દ વિશેષ મહત્વનો છે શ્રીમાન્ યાસ્કાચાર્યે આ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે આપી છે—

**दुहिता दूरे हिता ।** ( નિરૂ ૩।૧।૪ )

" જે દૂર રહેવાથી જ હિતકારક હોય છે તેજ દુહિતા છે " ધર્મપત્ની પાસે રાખવા યોગ્ય છે, દુહિતા અથવા પુત્રી દૂર રાખવા યોગ્ય છે આ વ્યુત્પત્તિથી સ્પષ્ટ થઇ જાય છે કે આ લોકસભા રાજાની દુહિતા હોવાને કારણે જ તેના અધિકારની બહાર તે રહેવી જોઇએ અર્થાત્ આ બંને સભાઓ સ્વતંત્ર છે, રાજાના નિયંત્રણની બહાર આ બંને સભાઓ છે, આ લોકસભાનો અધિકાર છે લોકસભાના સભાસદો પૂર્ણ નિર્ભય છે, સત્યમત પ્રદર્શિત કરવામાં તેમણે રાજાનો ભય રાખવો જોઇએ નહિ, પૂર્ણ નિડર બનીને જે સત્ય હોય તે જ તેને કહેવુ જોઇએ એ યોગ્ય છે

આ સભાઓએ ( **संविदाना ऐक्यमत्यं प्राप्ता** ) એક મતથી જ આ સર્વ રાષ્ટ્રનો શાસન વ્યવહાર કરવો જોઇએ સર્વ સદસ્યો જો એકમત ન થઇ શકે તો તેવી સ્થિતિમાં બહુ મતથી જ કાર્ય કરવુ જોઇએ, પરંતુ બહુમતથી કાર્ય કરવુ એ પણ આપત્તિ જ સમજવી જોઇએ કારણ કે વેદની આજ્ઞા તો ( **संविदाना** ) એકમતથી અર્થાત્ સર્વની સમ્મતિથી જ કાર્ય કરવાની છે લોકસભામા સર્વ સદસ્યોની સર્વસંમતિથી જે નિર્ણય થાય તે જ રાજાને માટે પણ બંધનકારક થાય છે એટલુ મહત્વ લોકસભાની સર્વસંમતિનું છે, તથા આજ નિર્ણય પ્રજાને માટે પણ બંધનકારક થાય

## રાજાના પિતૃઓ

રાષ્ટ્ર સમિતિના સભાસદો એ રાજાના પિતૃઓ છે આ સૂક્તમાં રાજાએ તેમને, ' **पितर** ' કહીને જ સંબોધ્યા છે જુઓ—

**चारु वदानि पितरः संगतेषु ।** ( મં ૧ )

' હે પિતૃઓ ! અર્થાત્ હે રાષ્ટ્રમહાસભાના સર્વ સદસ્યો ! સભાઓમા હુ યોગ્ય ભાષણ કરીશ ' અર્થાત્ સભ્યતાથી યુક્ત એવુ ભાષણ કરીશ કદી પણ નિયમ બહારનુ મારૂ ભાષણ નહિ જ હોય હે સભાસદો ! સર્વ સદસ્ય પણ હમેશા આજ પ્રકારની સભ્યતાથી નિયમોને અનુકૂળ ભાષણ કર્યા કરે આ મંત્રભાગમા રાજાએ લોકસભાના સભાસદોને " પિતર " શબ્દ આપ્યો છે આ શબ્દ અહીં જોવા જેવો છે, લોકસભા અથવા રાષ્ટ્રસમિતિ રાજાની પુત્રીઓ છે એમ ઉપર કહેલું છે હવે અહીં એમ કહેવામા આવ્યુ છે કે આ સભાના સદસ્યો રાજાના પિતર છે, આ કેમ બની શકે ? આ પ્રશ્નના ઉત્તરમાં એટલુ જ કહેવુ બસ થશે કે અહીં માત્ર શબ્દનો બાહ્ય અર્થ લેવો ઉચિત નથી, અહીં ગુણભાવ અને શબ્દનો મૂળ અર્થ લેવો જોઇએ પિતર શબ્દનો અર્થ રક્ષક તેમ જ ઉત્પાદક એમ બંને થઇ શકે છે બંને અર્થો અહીં બંધ બેસતા થઇ શકે છે રાજસભાના સભાસદો રાજાને ચૂંટી કાઢીને તેને રાજગાદી પર બેસાડે છે તેથી તેઓ તેના ઉત્પાદક, જનક અને પિતાની સમાન પણ છે તેજ પ્રમાણે રાજાનું વર્તન અને વ્યવહાર યોગ્ય હોય ત્યા સુધી તેઓ તેને રાજગાદી પર રહેવા દે છે પરન્તુ જો રાજા અનુચિત વ્યવહાર કરે તો તેઓ તેને ગાદીપરથી ઉઠાડી મૂકીને તેની જગાએ બીજો સુયોગ્ય રાજા સ્થાપે છે આમ આ રાષ્ટ્રસભાના સદસ્યો રાજાના રક્ષક પણ છે અર્થાત્ સર્વ પ્રકારથી આ સદસ્ય રાજાના પિતરો કહેવાય છે

' **पितृदेवो भव** ' પિતાને દેવતાની જેમ માનીને તેનુ સન્માન કર આ આજ્ઞા વેદાનુકૂળ છે એટલા માટે રાષ્ટ્ર મહાસભાના સદસ્યોનુ સન્માન રાજા કરે એજ ઉચિત છે, તેમનુ ગૌરવ સાચવે અને તેમનુ અપમાન ન કરે રાષ્ટ્ર સભાનો આ અધિકાર છે

## રાજાના શિક્ષક

રાષ્ટ્ર સભાના સદસ્યો રાજાના ગુરુ પણ છે આ વિષયમાં પ્રથમ મંત્રનો ભાગ જોવા જેવા છે—

**येन संगच्छै, स मा उपशिक्षात् ।** ( મં ૧ )

" હે ગુરૂજનો ! હે રાષ્ટ્રના સદસ્યો ! તમારામાંથી જેને જેને હું રાષ્ટ્રશાસનના કાર્યમા સલાહ પૂછુ તે તે વિષયમા પોતાની સલાહ આપીને મને ઉત્તમ અને યોગ્ય શિક્ષણ આપો " અર્થાત્ રાજાને યોગ્ય શિક્ષણ દેનારા ઉત્તમ ગુરૂ

રાષ્ટ્રસભાના સદસ્યો જ છે આ લેકો રાજાને માટે ગુરુસ્થાને છે " आचार्यदेवो भव " અર્થાત્ ગુરુજનોનું સન્માન કરવું જોઈએ આ આજ્ઞા વૈદિકધર્મની છે, તે પ્રમાણે વૈદિકધર્મમાં રાજાને માટે એ ઉચિત છે કે તે રાષ્ટ્રસભાના સદસ્યોનો ગૌરવ સાચવે અને તેમની સાથે પૂર્ણ આદરયુક્ત વર્તન ચલાવે રાષ્ટ્રસભાના સદસ્યોનો આ અધિકાર છે

સભાસદ સત્યવાદી હોવા જોઈએ

રાજસભા અથવા અન્ય કોઈ પણ સભાના સભાસદ ( सभासदः ) સમાન ભાષણ કરનારા અર્થાત્ જેવું જુએ, જાણે અને અનુભવે તેવુંજ તદ્દન સત્ય સત્ય કહેનારા હોવા જોઈએ એક વખત જે સત્ય કહ્યું હોય તેનું જ સર્વપ્રસંગ ઉપસ્થિત થએ કહેનારા હોવા જોઈએ કહેલી હકીકતમાં અદલ બદલ કરીને "હા" માં 'હા' મેળવનારા ' જી હજુર " ન હોવા જોઈએ નિર્ભય બનીને જે સત્ય હોય તે જ રાજાને કહેવું જોઈએ રાષ્ટ્રનું હિત કઈ રીતે સાધી શકાય તેનો વિચાર કરી જે પોતાનો મત હોય તે યોગ્ય રીતે કહી દેવામાં કોઈનાથી પણ ડરવું જોઈએ નહિ આ સભાસદોનું કર્તવ્ય છે ( મં ૨ )

તેજપ્રદાતા અને વિજ્ઞાનદાતા

રાજતેજ રાષ્ટ્ર સદસ્યોને લીધે પ્રાપ્ત થય છે આ બાબતમાં તૃતીય મંત્રનું કથન જોવા જેવું છે—

**एषां समासीनानां वर्चः विज्ञानं यद् आददे** ( મં ૩ )

" રાષ્ટ્રસભાના આ સદસ્યો પાસેથી હું રાજા ( वर्चः ) તેજ પ્રાપ્ત કરું છું અને ( विज्ञान ) વિશેષજ્ઞાન પણ પ્રાપ્ત કરું છું આ વિજ્ઞાન રાજ્યશાસન ચલાવવાના નિયમનુંજ વિશેષજ્ઞાન છે પ્રજાનું હિત શું કરવાથી થઈ શકશે, આ સમયે સર્વથી પ્રથમ કઈ ચળવળ હાથ ધરવી જોઈએ આ સમયે પ્રજામાં કયું દુઃખ છે અને તે દુઃખ કઈ રીતે દૂર કરી શકાય તેમ છે ઇત્યાદિ વિષયોમાં પ્રજાના પ્રતિનિધિઓની યોગ્ય સલાહ યોગ્ય સમયે જો રાજાને મળે અને તે પ્રમાણે રાજા રાજ્યશાસનનું કાર્ય કરે તો સર્વનું હિત જરૂર થાયજ આ વિશિષ્ટજ્ઞાન રાષ્ટ્રસભાના સદસ્યોએ રાજાને સમજાવવું અને રાજાએ પણ તેમની સલાહ લઈને ઉચિત શાસન પ્રબંધ કરી સર્વનું કલ્યાણ કરવું જોઈએ

આ પ્રમાણે પ્રજાની સંમતિથી રાજ્યશાસન ચલાવનારો રાજા ચિરકાળ રાજ્યપર સ્થિર રહી શકે છે અને પૂર્ણ તેજસ્વી બની શકે છે આથી વિરુદ્ધ જો રાજા પ્રજાના પ્રતિનિધિઓની સંમતિ કે સલાહ લીધા સિવાય પોતાના મનમાન્યા અત્યાચાર પ્રજાપર કરે તો તેને રાજગાદીપરથી ઉઠાડી મૂકવામાં આવે રાજ્યશાસનના વિષયમાં વેદની સલાહ આ પ્રમાણે છે

રાજાનું ભાગ્ય

રાજાનું સંપૂર્ણ ભાગ્ય, ઐશ્વર્ય, અધિકાર અને વર્ચસ્વ રાષ્ટ્રસભાની અનુમતિથીજ થઈ શકે છે નહિ તો રાજા બીજા કોઈ પણ કારણને લીધે ' રાજા ' તરીકે રહી શકે નહિ. આ વાત રાજા પોતે જ કહે છે, જુઓ—

**अस्याः संसदः मां भगिनं कृणु** ( મં ૩ )

" આ સભાનો મને ભાગીદાર બનાવ " અર્થાત્ આ સભાની અનુમતિથી વર્તવાને લીધે જ હું ભાગ્યવાન બનું છું. હું આ સભાની અનુમતિનો ભાગીદાર બનીશ અર્થાત્ જે નિશ્ચય સભા કરશે તે હું માન્ય રાખીશ અને તે જ પ્રમાણે કાર્ય કરીશ તેમની વિરુદ્ધ કોઈ પણ આચરણ હું કદી કરીશ નહિ આ પ્રમાણે જે રાજા આચરણ કરશે તે ખરેખર ભાગ્યશાળી બની જશે તેમાં કોઈ સંદેહ નથી જ અર્થાત્ રાજાનું ભાગ્ય પ્રજાનું રંજન કરવાથી જ વધે છે નહિ તો નહિ જ. આ વાત અહિ સિદ્ધ થાય છે

દત્તચિત્ત સભાસદ

રાષ્ટ્રસભા, નગર સમિતિ અથવા કોઈ પણ સભાના સભાસદ પોતપોતાની સભાના કાર્યમાં દત્તચિત્ત રહે કોઈનું મન અહીં અને કોઈનું મન ત્યાં એમ થવું જોઈએ નહિ, સર્વ જણ પોતાનું મન સભાના કાર્યમાં સ્થિર રાખીને સભાના કાર્યમાં પોતાની સર્વ શક્તિ ખરચીને જ્યાં સુધી બને ત્યાં સુધી તે કાર્યને નિર્દોષ બનાવે તેનો ઉપદેશ આ સૂક્તમાં નિમ્નલિખિત પ્રકારે આપેલ છે—

**यद् वो मनः परागतं यद् बद्धमिह वेह वा ।**
**तद् व आ वर्तयामसि ॥** ( મં ૪ )

' હે સભાસદો ! જો તમારું મન દૂર નાસી ગયું હોય અથવા અહીં પણ આમ તેમ અન્યાન્ય વાતોમાં લાગેલું હોય તો તેને હું પાછું લાવું છું " અર્થાત્ મન ચંચળ છે તે આમ તેમ દોડતું જ રહે છે પરંતુ દૃઢ નિશ્ચય કરીને તેને કર્તવ્યકર્મમાં સ્થિર રાખવું જોઈએ અને પોતાની સર્વ શક્તિ ખરચીને પોતાનું કર્તવ્ય જ્યાં સુધી બને ત્યાં સુધી

નિર્દોષ બનાવવાનો યત્ન કરવો જોઇએ. પ્રત્યેક સભાસદ જો પોતાનું મન કોઇ બીજા કાર્યમાં લગાડશે તો સભા બોલાવવાનો હેતુ કદાપિ સિદ્ધ થઇ શકશે નહિ. તેથી દરેક સભાસદનું કર્તવ્ય છે કે તે પોતાનું મન સભાના કાર્યમાં એકાગ્ર બનાવે અને પોતાની પૂરેપૂરી શકિત અજમાવીને સભાનું કાર્ય નિર્દોષ બનાવવામાં પોતાની પરાકાષ્ઠા કરે. આ મંત્રભાગમાં સભાસદોનું કર્તવ્ય સમજાવ્યુ છે. સભાના સભાસદો તેનો અવશ્ય વિચાર કરે.

### નરિષ્ટા સભા

આ સૂકતના દ્વિતીય મંત્રમાં સભાનું નામ " નરિષ્ટા " જણાવ્યું છે. " નરિષ્ટા " ના બે અર્થ છે. એક ( **नरैः इष्टा** ) નર અર્થાત્ નેતા મનુષ્યોને માટે જે ઇષ્ટ છે, પ્રિય છે અથવા નેતા જેને ચાહે છે. સભાને સામાન્ય મનુષ્યો ચાહે છે કારણ કે આ સભાદ્વારા જ જનતાનું દુઃખ રાજાને વિદિત થાય છે, અને ત્યાર પછી રાજા દુઃખને મિટાવી શકે છે. આ પ્રમાણે સભા હોવાથી જનતાનું સુખ વધી શકે છે. તેથી જ જનતા સભાઓને પસંદ કરે છે.

" નરિષ્ટા " શબ્દનો બીજો અર્થ છે ( **न-रिष्टा** ) અહિંસક અર્થાત્ જે કોઇનો નાશ કરતી નથી અથવા જેનો નાશ કોઇ કરી શકતો નથી. સભાને કારણે પ્રજાનો નાશ થતો નથી, અને જનમત અનુસાર ચાલનારા રાજાની પણ રક્ષા થઇ જાય છે, તેથી રાજાનો પણ નાશ થતો નથી. આ પ્રકારે જનતા પોતેજ રાષ્ટ્રસભાનો નાશ કરવા ઇચ્છતી નથી. અથવા રાજાનો અધિકાર પણ નથી કે જેથી તે આ રાષ્ટ્રસભાનો નાશ કરી શકે. આ રીતે સર્વ પ્રકારે આ સભા " અવિનાશક " છે.

આ સૂકતમાં આ પ્રકારે વૈદિક રાજ્યશાસનના કેટલાક સિદ્ધાંત કહેલા છે, તેમનું પાઠક ઉચિત મનન કરે.

---

# રાજાનું કર્તવ્ય

## કાંડ ૭, સૂકત ૯૧

( ऋषिः- अथर्वा । देवता- चन्द्रमाः )

इन्द्रः सुत्रामा स्ववाँ अवोभिः सुमृडीको भवतु विश्ववेदाः ।
बाधतां द्वेषो अभयं नः कृणोतु सुवीर्यस्य पतयः स्याम ॥ १ ॥

**અર્થ**— ( **सुत्रामा स्ववान्** ) ઉત્તમ રક્ષક આત્મવિશ્વાસથી યુકત ( **विश्ववेदाः इन्द्रः अवोभिः सुमृडीकः भवतु** ) સર્વ ધનોથી યુકત પ્રભુ પોતાના સર્વ રક્ષણોથી ઉત્તમ સુખ આપનાર થાઓ. ( **द्वेषः बाधतां** ) શત્રુઓનો પ્રતિબંધ કરે, ( **नः अभयं कृणोतु** ) અમારે માટે નિર્ભયતાનું નિર્માણ કરે, ( **सुवीर्यस्य पतयः स्याम** ) અમે ઉત્તમ ધનના સ્વામી બનીએ. ( ૧ )

---

ભાવાર્થ— રાજા ઉત્તમ રક્ષક, પોતાના સામર્થ્યપર વિશ્વાસ રાખનારો ધનવાન્, પ્રજાનું રક્ષણ કરનારો, તેને સુખ આપનારો થાઓ. શત્રુઓને દૂર કરે અને તેમને અટકાવી રાખે. પ્રજાને અભય બનાવે અને પ્રજાને ધનસંપન્ન પણ બનાવે ( ૧ )

અહીં ઇન્દ્રના વર્ણનને બહાને રાજાના ગુણોનું વર્ણન કર્યું છે. આજ પ્રમાણે આગળનું સૂકત પણ આજ વિષયનું છે.

## રાજાનું કર્તવ્ય

### કાંડ ૭, સૂક્ત ૯૨

( ऋषि - अथर्वा । देवता- चन्द्रमा )

स सुत्रामा स्ववाँ इन्द्रो अस्मदाराच्चिद् द्वेषः सनुतर्युयोतु ।
तस्य वयं सुमतौ यज्ञियस्यापि भद्रे सौमनसे स्याम ॥ १ ॥

અર્થ— ( स सु-त्रामा स्ववान् इन्द्रः ) તે ઉત્તમ રક્ષક આત્મશક્તિનો વિશ્વાસી પ્રભુ ( द्वेष ) શત્રુઓને ( अस्मत् आरात् चित् सनुत युयोत ) અમારી પાસેથી નિશ્ચયપૂર્વક દૂર કરે. ( वयं तस्य यज्ञियस्य सुमतौ स्याम ) અમે ને પૂજનીયની સુમતિમા રહીએ, ( अपि सौमनसे स्याम ) અને તેના ઉત્તમ મનોભાવમાં રહીએ ( ૧ )

ભાવાર્થ— તે ઉત્તમ રક્ષક આ ગજાથી યુક્ત રાજા શત્રુઓને પ્રજાજનોથી દૂર રાખે પ્રજા પણ તે પૂજનીય રાજાના વિષયમા ઉત્તમ બુદ્ધિ ધારણ કરે અને તે પણ પ્રજાની બાબતમા શુભમતિ ધારણ કરે ( ૧ )

રાજા પ્રજાનુ રક્ષણ કરે, પ્રજા પણ રાજનિષ્ઠ રહે અને બને એક બીજાના વિષયમાં સુબુદ્ધિ ધારણ કરે આ સૂક્ત પણ પ્રજાનુ વર્ણન કરતાં કરતા રાજાના ગુણ દર્શાવે છે

---

## રાજાનું કર્તવ્ય

### કાંડ ૭, સૂક્ત ૯૩

( ऋषिः भृग्वङ्गिरा । देवता- इन्द्र )

इन्द्रेण मन्युना वयमभि ष्याम पृतन्यतः । घ्नन्तो वृत्राण्यप्रति ॥ १ ॥

અર્થ— ( मन्युना इन्द्रेण वय ) ઉત્સાહયુક્ત ઇન્દ્રની સાથે રહીને અમે બધા ( वृत्राणि अप्रति घ्नन्त ) શત્રુઓને ઉપમારહિત રીતિથી મારી નાખતા ( पृतन्यत अभि-स्याम ) લશ્કર લઈને અમારા પર ચઢાઈ કરનારાઓને અમે જીતી લઈએ ( ૧ )

આ સૂક્તમાં મન્દ્રના વર્ણનરૂપે રાજાનુ વર્ણન પૂર્વવત્ કરેલુ છે ઉત્સાહી વીર લોકો રાજાની સત્તામાં રહેનારા પ્રજાજન ( वृत्र ) અટકાવનારા શત્રુઓનો નાશ કરીને સમર્થ બને છે અને સૈન્યની સાથે ચઢાઇ કરનારા દુશ્મનોનો પરાજય કરવામાં સમર્થ થાય છે

---

# રાજાનું કર્તવ્ય

## કાંડ ૭, સૂક્ત ૮૪

( ऋषिः-भृगुः। देवता- जातवेदा, अग्निः, २-३ इन्द्रः )

अनाधृष्यो जातवेदा अमर्त्यो विराडग्ने क्षत्रभृद्दीदिहीह ।
विश्वा अमीवाः प्रमुञ्चन्मानुषीभिः शिवाभिरद्य परि पाहि नो गयम् ॥ १ ॥

इन्द्र क्षत्रमभि वाममोजोऽजायथा वृषभ चर्षणीनाम् ।
अपानुदो जनममित्रायन्तमुरुं देवेभ्यो अकृणोरु लोकम् ॥ २ ॥

मृगो न भीमः कुचरो गिरिष्ठाः परावत आ जगम्यात्परस्याः ।
सृकं संशाय पविमिन्द्र तिग्मं वि शत्रून्ताढि वि मृधो नुदस्व ॥ ३ ॥

---

અર્થ— હે અગ્નિ! તું ( जात-वेदाः अनाधृष्यः ) જેને જ્ઞાન મળેલું છે અને જે અજેય ( अमर्त्यः विराट् ) અમર, વિશેષ પ્રકારનો સમ્રાટ્ ( क्षत्र-भृत् इह दीदिहि ) ક્ષત્રિયોનું ભરણ પોષણ કરનારો બની અહીં પ્રકાશિત થા, અને ( विश्वाः अमीवाः प्रमुञ्चन् ) સર્વ રોગોને દૂર કરતો ( मानुषीभिः शिवाभिः ) મનુષ્યોને માટે કલ્યાણની સાથે ( अद्य नः गयं परिपाहि ) આજે અમારા ઘરની રક્ષા કર. ( ૧ )

હે ઇન્દ્ર! ( चर्षणीनां वृषभ ) મનુષ્યોમાં શ્રેષ્ઠ! તું ( वामं क्षत्रं ओजः अभि जायथाः ) ઉત્તમ ક્ષાત્ર-બળને માટે પ્રસિદ્ધ થએલો છે. તું ( अमित्रायन्तं जनं अपानुदः ) શત્રુતા કરનારા મનુષ્યોને દૂર કર, અને ( देवेभ्यः उरुं लोकं उ अकृणोः ) દિવ્યજનોને માટે વિસ્તૃત સ્થાન બનાવ. ( ૨ )

( गिरिस्थाः भीमः मृगः नः ) પર્વત પર રહેનારા ભયકર સિંહ, વ્યાઘ્ર ઇત્યાદિ પશુઓની જેમ તું શત્રુઓ પર ( परस्याः परावतः आ जगम्यात् ) દૂરથી તેમજ દૂરના સ્થળેથી પણ હુમલો કરે છે. હે ઇન્દ્ર! તું પોતાના ( सृकं पविं संशाय ) બાણ અને વજ્રને તીક્ષ્ણ બનાવીને ( शत्रून् विताढि ) શત્રુઓને સજા કર અને ( मृधः विनुदस्व ) હિંસક લોકોને દૂર હઠાવી દે. ( ૩ )

---

**ભાવાર્થ**— તું જ્ઞાની, અજેય, દીર્ઘાયુ, ક્ષાત્રબળનો પોષણકર્તા, વિશેષશ્રેષ્ઠ રાજા બનીને અહીં પ્રકાશિત બન. પોતાના રાજ્યના બધા રોગો દૂર કર અને મનુષ્યને માટે કલ્યાણ કરનારી બાબતો કરીને અમારા ઘરોની ઉત્તમ રક્ષા કર (૧)

મનુષ્યોમાં શ્રેષ્ઠ બન, ઉત્તમ ક્ષાત્રબળની વૃદ્ધિ કર જેઓ અમારાથી દૂરમનાવટ રાખે તેમને દૂર કર અને જે શ્રેષ્ઠ લોકો હોય તેમને માટે વિસ્તૃત કાર્યક્ષેત્ર બનાવ ( ૨ )

જે પ્રમાણે પહાડો પર રહેનારા વાઘ પોતાના શત્રુઓ પર હુમલો કરે છે, તે પ્રમાણે તુ તારા દૂરના શત્રુઓ પર પણ ચઢાઇ કર, તારા શસ્ત્રો તીક્ષ્ણ કર, શત્રુઓને ખૂબ જ માર, માર એટલે કે શિક્ષા કર અને હિંસકોને દૂર ભગાડી દે ( ૩ )

# રાજાનું કર્તવ્ય

### રાજા શું કાર્ય કરે ?

આ સૂક્તમાં અગ્નિ અને ઇન્દ્રને બદલે રાજાનું કાર્ય દર્શાવ્યું છે. રાજા પોતાના રાજ્યમાં શું કાર્ય કરે તે જુઓ—

૧ જાતવેદાઃ- જ્ઞાન પ્રાપ્ત કરે અને પોતાના રાષ્ટ્રમાં જ્ઞાનનો પ્રચાર કરે.

૨ અનાધૃષ્યઃ- રાજા એવો સામર્થ્યવાન્ બને કે તે શત્રુઓનો ગમે તેવો ભયંકર હુમલો આવે તો પણ પરાજીત ન થાય.

૩ વિ-રાટ્- વિશેષ પ્રકારનો શ્રેષ્ઠ રાજા બને.

૪ ક્ષત્ર-ભૃત- ક્ષત્રિયોનું અને ક્ષાત્રગુણોનું પોષણ અને સંવર્ધન કરે

૫ અમર્ત્યઃ અગ્નિઃ इह दीदिह- અમર અગ્નિ પ્રમાણે આ રાષ્ટ્રમાં પ્રકાશિત થતો રહે.

૬ विश्वाः अमीवाः प्रमुञ्चन्- પોતાના રાષ્ટ્રમાંથી સર્વ રોગો દૂર કરે, રાષ્ટ્રના સર્વ લોકો નિરોગી રહે એવો પ્રબંધ કરે.

૭ मानुषीभिः शिवाभिः- ઉત્તમ કલ્યાણપૂર્ણ મનુષ્યોથી યુક્ત બને

૮ गयं परिपाहि- રાષ્ટ્રના પ્રત્યેક ઘરની રક્ષા કરે

૯ चर्षणीनां वृषभः- રાજા મનુષ્યોમાં શ્રેષ્ઠ બને.

૧૦ वामं क्षत्रं ओजः- ઉત્તમ ક્ષાત્રબળથી રાજા યુક્ત બને.

૧૧ अमित्रायन्तं जनं अपनुद- શત્રુતા રાખનારા મનુષ્યોને પોતાના દેશમાંથી દૂર કરે.

૧૨ देवेभ्यः उरुं लोकं अकृणोः- સજ્જનોને માટે વિસ્તૃત સ્થાન બનાવે.

૧૩ परस्याः परावतः आजगम्याम् - દૂરદૂરથી પણ શત્રુઓ પર પ્રચંડ હુમલો કરે.

૧૪ सृकं पवि संशाय- પોતાનાં શસ્ત્રો ઉત્તમ પ્રકારે તીક્ષ્ણ કરીને તૈયાર રાખે

૧૫ शत्रून् वितादि- શત્રુઓને વિશેષ રીતે તાડન કરે.

૧૬ मृधः विनुदस्व- હિંસક લોકોને પોતાના રાષ્ટ્રોમાંથી દૂર કરે, રાષ્ટ્રમાંથી હદપાર કરે.

આ પ્રમાણે આ સૂક્તથી આપણને બોધપ્રાપ્ત થાય છે. પાઠક તેનો બરાબર વિચાર કરે. આ સૂક્તમાં જેમ રાજાનાં કર્તવ્યો કહ્યાં છે તે જ પ્રકારે પ્રત્યેક મનુષ્યે પણ આત્મરક્ષાનો ઉપદેશ આ સૂક્તમાંથી મેળવવો જોઈએ.

---

## રાજાનું કર્તવ્ય

### કાંડ ૭, સૂક્ત ૮૫

( ऋषिः- अथर्वा [ स्वस्त्ययनकामः ] । देवता- तार्क्ष्यः )

त्यमू षु वाजिनं देवजूतं सहोवानं तरुतारं रथानाम् ।
अरिष्टनेमिं पृतनाजिमाशुं स्वस्तये तार्क्ष्यमिहा हुवेम ॥

અર્થ— ( त्वं वाजिनं ) તે બળવાન, ( देवजूतं सहोवानं ) દિવ્ય પુરૂષો દ્વારા સેવિત શક્તિવાન, ( रथानां तरुतारं ) રથોને શીઘ્રગતિથી ચલાવનારો, ( अरिष्ट-नेमिं ) સુદૃઢ હથિયારવાળા, ( पृतना-जिं ) શત્રુસેનાનો પરાજય કરનારા ( आशुं तार्क्ष्यं ) ઝડપી મહારથીઓને ( स्वस्तये आहुवेम ) કલ્યાણને માટે અહીં બોલાવીએ છીએ. ( ૧ )

# રાજાનું કર્તવ્ય

આ સૂક્તમાં પણ તાર્ક્ષ્ય અર્થાત્ ગરૂડને બહાને રાજાનાં કર્તવ્ય બતાવ્યાં છે.

૧ **वाजिनं**- રાજા બળવાન, અન્નનો સંચય કરનાર, ધનધાન્યનો સંગ્રહ કરનાર હો.

૨ **देवजूतं**- દેવો અર્થાત્ દિવ્યજનો દ્વારા સેવિત અર્થાત્ જેની પાસે તેના હોદ્દેદારો, જ્ઞાની અને સુજ્ઞ દિવ્ય-લોકો હોય છે.

૩ **सहोवानं**- રાજા બળવાન હો.

૪ **रथानां तरुतारं**- રથોને શીઘ્રગતિથી ચલાવનારો રાજા હો, અર્થાત્ રાજાની પાસે શીઘ્રગતિવાળા રથ હો.

૫ **अ-रिष्ट-नेमिः**-જેનાં હથિયારો તૂટેલાં ન હો અતૂટ શસ્ત્રાસ્ત્રોવાળો રાજા હો. અથવા ( **अरिष्ट-नेमिं** ) અરિષ્ટ અર્થાત્ સંકટોને દબાવી દેનારો રાજા હો.

૬ **पृतनाजिः**- શત્રુસેનાને જીતનારો રાજા હો.

૭ **आशुं**- ઝડપી રાજા હો, હાથમાં લીધેલું કોઈપણ કામ ઝડપથી કરનારો રાજા હો.

૮ **तार्क्ष्यं**- "તાર્ક્ષ્ય" નો અર્થ "રથ" છે. જેની પાસે રથ હોય તેનું આ નામ છે. રાજા ઉત્તમ રથ ચલાવનાર હો.

૯ **स्वस्तये**- પ્રજાજનોનું કલ્યાણ કરવાને માટે રાજા પ્રયત્ન કરે.

આ પ્રમાણે આ સૂક્તને આગલા સૂક્તની સાથે પાઠક વાંચે અને રાજાના કર્તવ્ય જાણે. આ શબ્દો પણ પ્રત્યેક મનુષ્યને સાધારણ આત્મરક્ષાનો ઉપદેશ આપે છે, તેને બરાબર સમજીને મનુષ્ય ઉન્નત બને.

---

## રાજાનું કર્તવ્ય

### કાંડ ૭, સૂક્ત ૮૬

( ऋषिः- अथर्वा [ स्वस्त्ययनकामः ] । देवता- इन्द्रः )

त्रातारमिन्द्रमवितारमिन्द्रं हवेहवे सुहवं शूरमिन्द्रम् ।
हुवे नु शक्रं पुरुहूतमिन्द्रं स्वस्ति न इन्द्रो मघवान्कृणोतु ॥ १ ॥

---

**અર્થ**— હું ( **त्रातारं इन्द्रं** ) રક્ષક પ્રભુને, ( **अवितारं इन्द्रं** ) સંરક્ષક ઇન્દ્રને, ( **हवेहवे सुहवं शूरं इन्द्रं** ) પ્રત્યેક કાર્યમાં બોલાવવા યોગ્ય, ઉત્તમ પ્રકારે બોલાવવા યોગ્ય, શૂર પ્રભુને અને ( **पुरुहूतं शक्रं इन्द्रं हुवे** ) ઘણાઓએ પ્રાર્થના કરેલા એવા શક્તિવાન પ્રભુને બોલાવું છું. ( **मघवान् इन्द्रः न स्वस्ति कृणोतु** ) ઐશ્વર્યવાન પ્રભુ અમારૂં કલ્યાણ કરે. ( ૧ )

આ મંત્ર પણ પરમેશ્વરનું વર્ણન કરતાં કરતાં રાજાના કર્તવ્યોનો ઉપદેશ કરે છે.—

૧ **त्राता, अविता**- રાજા પ્રજાનું ઉત્તમ રક્ષણ કરે.

૨ **शूरः**- રાજા શૂરવીર હો, ડરપોક ન હો.

૩ **शक्रः**- રાજા શક્તિમાન હો. અશક્ત ન હો.

૪ **मघवान्**- રાજા પોતાની પાસે ધનનો સંગ્રહ કરે, રાજા કદી ધનહીન ન બને.

૫ **स्वस्ति कृणोतु**- રાજાપ્રજાનું કલ્યાણ કરે.

આ પ્રમાણે રાજપ્રકરણમાં આ મંત્રથી બોધ પ્રાપ્ત થાય છે.

*

## રાજાની સ્થિરતા

### કાંડ ૬, સૂક્ત ૮૮

( ऋषिः- अथर्वा । देवता- ध्रुवः )

ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् ।
ध्रुवासः पर्वता इमे ध्रुवो राजा विशामयम् ॥ १ ॥
ध्रुवं ते राजा वरुणो ध्रुवं देवो बृहस्पतिः ।
ध्रुवं त इन्द्रश्चाग्निश्च राष्ट्रं धारयतां ध्रुवम् ॥ २ ॥
ध्रुवोऽच्युतः प्र मृणीहि शत्रूञ्छत्रूयतोऽधरान्पादयस्व ।
सर्वा दिशः संमनसः सध्रीचीर्ध्रुवाय ते समितिः कल्पतामिह ॥ ३ ॥

**અર્થ—** જે પ્રકારે ( द्यौः ध्रुवा ) દ્યુલોક સ્થિર છે, ( पृथिवी ध्रुवा ) પૃથ્વી સ્થિર છે, ( इदं विश्वं जगत् ध्रुवं ) આ સર્વ જગત્ સ્થિર છે તથા ( इमे पर्वताः ध्रुवासः ) આ પર્વતો સ્થિર છે તે પ્રમાણે ( अयं विशां राजा ध्रुवः ) આ પ્રજાઓનું રંજન કરનારો રાજા સ્થિર હો. ( ૧ )

( राजा वरुणः ते ध्रुवं ) રાજા વરૂણ તારા માટે સ્થિર, ( देवः बृहस्पतिः ध्रुवं ) બૃહસ્પતિ દેવ તારે માટે સ્થિર, ( इन्द्रः च अग्निः च ते ध्रुवं ) ઇન્દ્ર અને અગ્નિ તારે માટે સ્થિર ( राष्ट्रं धारयतां ) રાષ્ટ્ર ધારણ કરે છે. ( ૨ )

( अच्युतः ध्रुवः शत्रून् प्रमृणीहि ) નીચે ન પડતાં અને સ્થિર બનીને શત્રુઓનો નાશ કર, ( शत्रूयतः अधरान् पादयस्व ) દુશ્મનાવટ રાખનારા અને તે પ્રમાણે આચરણ કરનારા લોકોને નીચે પછાડી દે, ( सर्वाः दिशः ) સર્વ દિશાઓમાં નિવાસ કરનારી પ્રજાઓ ( सध्रीचीः संमनसः ) એક કાર્યમાં રત અને એક વિચારથી યુક્ત બનીને, તે લોકોની ( समितिः इह ते ध्रुवाय कल्पतां ) સભા તારી સ્થિરતા માટે સમર્થ બને. ( ૩ )

**ભાવાર્થ—** દ્યુલોક, ભૂલોક, પર્વત અને આ સર્વ જગત્ જે પ્રકારે સ્થિર છે તે પ્રકારે રાજા સ્થિર થઇ જાય ( ૧ )

રાજા વરૂણ, ઇન્દ્ર, અગ્નિ અને દેવ બૃહસ્પતિ, તેઓ આ રાજાને માટે સ્થિર રાષ્ટ્ર ધારણ કરે ( ૨ )

રાજા સ્થિર અને સુદૃઢ બનીને શત્રુઓનો નાશ કરે, શત્રુના જેવું આચરણ કરનારાઓને નીચે પછાડી દે. સર્વ પ્રજાજન એક વિચારથી યુક્ત બનીને પોતાની રાષ્ટ્રસભા દ્વારા ઉત્તમ રાજાને રાજગાદી પર સ્થિર રાખે. ( ૩ )

## રાજાની સ્થિરતા

### સ્થિરતા માટે

કયા ગુણો હોવાથી રાજા પોતાની રાજગાદી પર સ્થિર રહી શકે તેનો વિચાર આ સૂક્તમાં કરેલો છે. આ સૂક્ત કહે છે કે " દ્યો, પૃથ્વી, પર્વત, જગત્ " કયા ગુણોથી સ્થિર થએલાં છે તેનો વિચાર રાજા કરે અને તે ગુણો ધારણ કરીને પોતે સ્થિર થાય. તે ગુણ કયા છે તે જુઓ—

૧ દ્યૌઃ— આકાશ અને સૂર્ય. તેઓમાં તેજ છે. સૂર્ય તો સ્વયંપ્રકાશિત છે, આ પ્રમાણે ઉત્તમ તેજસ્વી રાજા સ્થિર થઇ શકે છે

૨ પૃથ્વી— પૃથ્વી સર્વનું ઉત્તમ પ્રકારે પોષણ અને

ધારણ કરે છે. જે રાજા સર્વ પ્રજાજનોનું આ પ્રકારે ધારણ અને પોષણ કરે છે તે સ્થિર રહી શકે છે.

૩ **पर्वतः**– પોતાની જગ્યાએ સ્થિર અચળ ઉભા રહે છે, કદી પણ ખસતા નથી. તેવી રીતે યુદ્ધમાં જે પોતાના સ્થાનમાં સ્થિર રહે છે, નાસી જતો નથી, તે રાજા રાષ્ટ્રમાં સ્થિર રહે છે.

૪ **जगत्**– ફરે છે, પરન્તુ પોતાની મર્યાદામાં રહીને. આ પ્રમાણે જે પોતાની મર્યાદામાં રહીને પ્રગતિ કરે છે તે સ્થિર રહે છે.

આ ગુણો ધરાવનાર રાજા રાજગાદી પર સ્થિર રહે છે. આ ગુણો ઉપરાંત એક વધારે ગુણ છે.

૫ **विशां राजा ध्रुवः**– પ્રજાનું રંજન કરનારો રાજા સ્થિર રહે છે.

આ ગુણ સર્વ ગુણોમાં શ્રેષ્ઠ છે અને આ ગુણ હોવાથી જ અન્ય ગુણોને કાર્ય કરવામાં સફળતા મળે છે. " રાજા " શબ્દનો અર્થ જ ( प्रजारंजकः ) પ્રજાને પ્રસન્ન કરનારો છે. આ પ્રકારે પ્રજાની પ્રસન્નતા સંપાદન કરનારા રાજાને જ રાજગાદી પર સ્થિર થવામાં ઇન્દ્રાદિક દેવો સહાયતા કરે છે. આ દેવતાઓથી બોધ, ઉપદેશ પામેલા રાજ્યના લોકો રાજ્યની સહાયતા કરે છે. આ દેવતાવાચક શબ્દોથી ઓળખાતા લોકો આ પ્રમાણે છે.

૧ **बृहस्पतिः अग्निः**– જ્ઞાની, વિદ્વાન્ વિગેરે બ્રાહ્મબળ ધરાવનાર.

૨ **इन्द्रः**– શૂરવીર, સૈનિક આદિ ક્ષાત્રબળ ધરાવનાર.

૩ **वरुणः**– વરિષ્ઠલોકો.

આ સર્વ લોકો ઉત્તમ રાજાની સહાયતા કરે અને તેની સ્થિરતા માટે પ્રયત્ન કરે. તેમની સહાયતા પ્રાપ્ત કરીને રાજા સર્વ શત્રુઓનો નાશ કરે, સર્વ પ્રજાજનોમાં એકતા સ્થાપિત કરે અને રાષ્ટ્રીય મહાસભાની સહાયતાથી પોતાની સ્થિરતા સિદ્ધ કરે. રાષ્ટ્રસભા પણ યોગ્ય રાજાને જ પોતાની સહાનુભૂતિ આપે અને અયોગ્ય રાજાને કદી પણ સહાય ન કરે.

આ પ્રકારે રાજા અને પ્રજા બંનેને ઉત્તમ બોધ આપનારું આ સૂક્ત છે, આશા છે કે આ બંને સૂક્તોનું મનન કરીને વધારેમાં વધારે લાભ ઉઠાવે.

---

# રાષ્ટ્રના ઐશ્વર્યની વૃદ્ધિ

## કાંડ ૬, સૂક્ત ૫૪

( ऋषिः– ब्रह्मा । देवता– अग्निषोमौ । )

इदं तद्युज उत्तरमिन्द्रं शुम्भाम्यष्टये ।
अस्य क्षत्रं श्रियं महीं वृष्टिरिव वर्धया तृणम् ॥ १ ॥
अस्मै क्षत्रमग्नीषोमावस्मै धारयतं रयिम् ।
इमं राष्ट्रस्याभीवर्गे कृणुतं युज उत्तरम् ॥ २ ॥
सबन्धुश्चासबन्धुश्च यो अस्माँ अभिदासति ।
सर्वं तं रन्धयासि मे यजमानाय सुन्वते ॥ ३ ॥

---

અર્થ— ( इदं तत् उत्तरं युजे ) હું તેની સાથે તે શ્રેષ્ઠને સંયોજું છું. ( अष्टये इन्द्रं शुंभामि ) ફળભોગને માટે પ્રભુની પ્રાર્થના કરું છું. હે દેવ ! ( अस्य क्षत्रं महीं श्रियं वर्धय ) આ રાજાના રાજ્યને તથા મહાન સંપત્તિને વધાર. ( वृष्टिः तृणं इव ) જેવી રીતે વરસાદ ઘાસની વૃદ્ધિ કરે છે. ( ૧ )

હે અગ્નિયોગો ! ( अस्मै क्षत्रं धारयतं ) તેટલા ખાતર વીર્યને ધારણ કરો, ( अस्मै रयिं ) તેને માટે ધન ધારણ કરો, ( इमं राष्ट्रस्य अभीवर्गे कृणुतं ) તેને રાષ્ટ્રની મુખ્ય સભામાં સ્થિર કરો તથા (उत्तरं युजे ) હું તેને અધિક ઉચ્ચ અવસ્થામાં નિયુક્ત કરું છું. ( ૨ )

(सबन्धुः च असबन्धुः च) ભાઇઓ સાથે અથવા તો ભાઇઓ સિવાય ( यः अस्मान् अभिदासति ) જે શત્રુ અમારો વિનાશ કરવા ઇચ્છતો હોય ( मे सुन्वते यजमानाय ) મારા યાજક યજમાનને માટે ( तं सर्वं रन्धयामसि ) તે શત્રુઓનો નાશ કર. ( ૩ )

---

ભાવાર્થ— શ્રેષ્ઠ લોકોની સાથે સંબંધ રાખું છું. પોતાની ઉન્નતિને માટે પરમેશ્વરની પ્રાર્થના કરું છું. હે ઇશ્વર ! અમારા રાજાનું રાજ્ય વધે અને જેવી રીતે વરસાદથી ઘાસ વધે છે તેવી રીતે તેનું ધન પણ વધે (૧)

અમારા રાજાનું રાજ્ય સ્થિર થાય, ધન પણ સ્થિર થાય, રાષ્ટ્રનું હિત કરનારા લોકોમાં આ પ્રમુખ થાય અને એજ્ની સાથે વૃદ્ધિ પામતો રહે (૨)

જે શત્રુ એકલો અથવા પોતાના ભાઇઓની સાથે અમારો નાશ કરવા ઇચ્છતો હોય તેનો તું નાશ કર. (૩)

આ સૂક્ત સ્પષ્ટ છે. તેમાં રાષ્ટ્રીય ઉન્નતિની પ્રાર્થના છે. પોતાનો શ્રેષ્ઠ લોકોની સાથે સંબંધ જોડવો અને (यजमान) યજ્ઞમય જીવન બનાવવું એ મનુષ્યનું કર્તવ્ય અહીં બતાવ્યું છે, અને તે ઉપરાંત પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવે તો તે નિઃસંદેહ સફળ થશે જ. પોતાનું રાજ્ય વધે, ધન વધે, સ્વરાજ્ય ન હોય તો તે પ્રાપ્ત થાય, શત્રુઓ દૂર થઇ જાય અને સર્વ પ્રકારની ઉન્નતિ પણ થાય એ આ પ્રાર્થનાનો આશય છે.

---

## રાજાનો રાજ્યાભિષેક

### કાંડ ૪, સૂક્ત ૮

( ऋषि.– अथर्वाङ्गिरा । देवता– चन्द्रमा , आप , राज्याभिषेक )

भूतो भूतेषु पय आ दधाति स भूतानामधिपतिर्बभूव ।
तस्य मृत्युश्चरति राजसूयं स राजा राज्यमनु मन्यतामिदम् ॥ १ ॥

---

અર્થ— જે ( भूतः ) પોતે જ પ્રભાવશાળી બનીને ( भूतेषु पय आदधाति ) સર્વ પ્રજાજનોને દુગ્ધાદિ ઉપભોગના પદાર્થો આપે છે, ( सः भूतानां अधिपतिः बभूव ) તે જ સર્વ પ્રજાઓનો અધિપતિ બની જાય છે ( तस्य राज-सूयं मृत्युः चरति ) તેનું રાજ્યશાસન શરૂ થતાની સાથે જ સ્વયં મૃત્યુ પણ દંડ લઇને તેની સહાયતા કરવા માટે રાજ્યમાં ભ્રમણ કરે છે, ( सः राजा इदं राज्य अनुमन्यताम् ) તે રાજા આ રાજ્યની અનુમતિ પ્રમાણે વર્તે. ( ૧ )

---

ભાવાર્થ— જે વિશેષ પ્રભાવશાળી છે અને સર્વ જનતાને માટે વિશેષ સુખોપભોગ પ્રાપ્ત કરાવી દેવાનું કાર્ય કરે છે, તે જ લોકોનો અધિપતિ બને છે જે મૃત્યુ સર્વ પ્રાણીઓનો અંત લાવનાર છે તે જ તે રાજાનો શાસક દંડધારી બનીને તેની સહાયતા કરે છે. આ પ્રમાણે જે પ્રતાપી પુરુષ હોય તે જ પ્રજાની અનુમતિથી રાજ્યશાસન ચલાવે (૧)

अभि प्रेहि मापं वेन उग्रश्चेत्ता संपत्नहा ।
आ तिंष्ठ मित्रवर्धन तुभ्यं देवा अधि ब्रुवन् ॥ २ ॥
आतिष्ठन्तं परि विश्वें अभूषं श्रियं वसानश्चरति स्वरोचिः ।
महत्तद्वृष्णो असुंरस्य नामा विश्वरूपो अमृतानि तस्थौ ॥ ३ ॥
व्याघ्रो अधि वैयाघ्रे वि क्रमस्व दिशों महीः ।
विशंस्त्वा सर्वा वाञ्छन्त्वापों दिव्याः पयंस्वतीः ॥ ४ ॥
या आपों दिव्याः पयंसा मदंन्त्यन्तरिक्ष उत वा पृथिव्याम् ।
तासां त्वा सर्वासामपामभि षिञ्चामि वर्चसा ॥ ५ ॥
अभि त्वा वर्चसासिचन्नापों दिव्याः पयंस्वतीः ।
यथासौं मित्रवर्धनस्तथां त्वा सविता करत् ॥ ६ ॥

---

હે ( मित्रवर्धन ) મિત્રોને વધારનારા રાજન્! તું ( उग्रः चेत्ता सपत्नहा अभिप्रेहि ) પ્રતાપી, ચેતના આપનાર, શત્રુઓનો વિનાશક બનીને આગળ વધ. ( मा अपवेनः ) પીછે હઠ ન કર. ( आ तिष्ठ ) તારી પોતાની જગ્યાએ ઉભો રહી જા. ( तुभ्यं देवाः अधि ब्रुवन् ) તારે માટે વિદ્વાન લોકો યોગ્ય સલાહ આપે છે. ( ૨ )

( अतिष्ठन्तं विश्वे परिभूषन् ) રાજગાદી પર બેઠેલા રાજાને સર્વ લોકો અલંકૃત કરે. આ રાજા ( श्रियं वसानः स्व-रोचिः चरति ) લક્ષ્મીને ધારણ કરતો કરતો તે પોતાના તેજથી યુકત બનીને રાજ્યમાં વિચરે છે. આ ( वृष्णः–असु–रस्य तत् महत् नाम् ) બળવાન રાજાઓનું, જે પ્રજાના પ્રાણની રક્ષા કરે છે તેમનું આ મહાન યશ છે. ( विश्वरूपः अमृतानि आ तस्थौ ) સર્વ રૂપયુકત બનીને વિવિધ સુખને પ્રાપ્ત કરે છે. ( ૩ )

( वैयाघ्रे अधि व्याघ्रः ) વ્યાઘ્ર સ્વભાવવાળા મનુષ્યો પર વાઘ બનીને ( महीः दिशः विक्रमस्व ) વિશાળ દિશાઓમાં પરાક્રમ કર. ( पयस्वतीः आपः ) દુગ્ધાદિ પ્રાપ્ત કરનારી ( सर्वा विशः ) સર્વ પ્રજાઓ ( त्वा वाञ्छन्तु ) તને ચાહે છે. ( ૪ )

( अन्तरिक्षे उत् वा पृथिव्यां ) અન્તરિક્ષ અને આ પૃથ્વીપર ( या दिव्याः आपः ) જે દિવ્ય જળ પોતાના ( पयसा मदन्ति ) સત્વરસથી તૃપ્ત કરે છે, ( तासां सर्वासां अपां ) તે સર્વ જળોના ( वर्चसा त्वा अभिषिञ्चामि ) તેજથી તારો અભિષેક કરૂં છું. ( ૫ )

( दिव्याः पयस्वतीः आपः ) દિવ્ય રસયુકત જળોથી ( वर्चसा त्वा अभि असिचन् ) પોતાના તેજ-થી તને અભિષિકત કરેલ છે. ( यथा मित्रवर्धनः असः ) જેનાથી તું મિત્રોની વૃદ્ધિ કરનારો બન અને ( सविता त्वा तथा करत् ) સર્વનો પ્રેરક દેવ તને તેવો યોગ્ય બનાવે. ( ૬ )

---

રાજા પોતાના મિત્રો વધારે. તે રાજા પ્રજામાં પ્રતાપ અને ચૈતન્ય વધારનારો, શત્રુઓનો નાશક બનીને આગળ વધે, પોતાના સ્થાન પર સ્થિર રહે અને કદી પીછે હઠ ન કરે. આવા રાજાને વિદ્વાન લોકો સમય પર યોગ્ય સલાહ આપતા રહે છે ( ૨ )

રાજગાદી પર વિરાજમાન થએલા રાજાને પ્રજાજન શોભાવે છે, રાજા આ ઐશ્વર્યને પોતાની પાસે રાખીને, તેજસ્વી બનીને રાજ્યમાં બધે વિચરે છે. પ્રજાજનોના પ્રાણની રક્ષા કરનારા બળવાન રાજાનું આજ મહાન યશ છે તે રાજા વિવિધ અધિકારીઓના રૂપે વિવિધ સુખોની વૃદ્ધિ કરીને પોતાના સ્થાન પર સ્થિર રહે છે. ( ૩ )

દુષ્ટ લોકોના દમન અર્થે યોગ્ય પ્રખર ઉપાયોની યોજના કરીને રાજા સર્વ દિશાઓમાં પરાક્રમ કરીને વિજયી બને. દૂધ, જળ ઇત્યાદિ ઉપભોગોને પ્રાપ્ત કરવાની ઈચ્છા કરનારા પ્રજાજન આવા રાજાને પોતાના શાસન માટે ચાહે છે. ( ૪ )

एना व्याघ्रं परिषस्वजानाः सिंहं हिन्वन्ति महते सौभगाय ।
समुद्रं न सुभुवस्तस्थिवांसं मर्मृज्यन्ते द्वीपिनमप्स्व१न्तः ॥ ७ ॥

( व्याघ्रं सिंहं परिषस्वजानाः एना ) વ્યાઘ્ર અને સિંહની સમાન પરાક્રમી રાજાને ચારે બાજુથી અભિષિક્ત કરનારી આ જળધારાઓ તને ( महते सौभगाय हिन्वन्ति ) મહાન્ સૌભાગ્યને માટે પ્રેરિત કરે છે. ( सु-भुवः समुद्रं न ) જેવી રીતે ઉત્તમ ભૂમિ ભાગ સમુદ્રને શોભિત કરે છે તેવી રીતે ( अप्सु अन्तः तस्थिवांसं द्वीपिनं ) જળમાં રહેનારા દ્વીપાધિપતિ રાજાને સર્વ પ્રજાઓ ( मर्मृज्यन्ते ) વિભૂષિત કરે છે. (૭)

પૃથ્વી અને અંતરિક્ષમાં જે દિવ્યજળ છે તે સર્વના તેજથી આ રાજ્યાભિષેક રાજા પર કરવામાં આવે છે. (૫)

આ દિવ્ય જળથી અભિષિક્ત થએલ રાજા પોતાના મિત્રોની સંખ્યા વધારે, અને પરમેશ્વર તે રાજાને તેવીજ પ્રેરણા કરે. (૬)

આ રાજા નરવ્યાઘ્ર અથવા નરસિંહ એટલે કે નરશ્રેષ્ઠ છે. આ રાજ્યાભિષેકથી તેના ભાગ્યની વૃદ્ધિ થાય છે. જેવી રીતે પોતાની મર્યાદામાં રહેનારો સમુદ્ર ચારે બાજુથી ભૂભાગોથી સુશોભિત થાય છે તે જ પ્રકારે ચારે તરફથી જળથી વેષ્ટિત રાષ્ટ્રનો અધિપતિ રાજા સર્વ પ્રજાઓથી સુપૂજ્ય થાય છે (૭)

# રાજાનો રાજ્યાભિષેક

### રાજ્યાભિષેક

રાજાના રાજ્યાભિષેક સમયની ધર્મવિધિ વખતે બોલવાનું આ સૂક્ત છે. આ સૂક્તના મનનથી રાજ્યાભિષેકવિધિનું જ્ઞાન થવું સંભવિત છે. રાજગાદી પર રાજાનો અભિષેક થવાને માટે વિવિધ જળાશયોનાં જળ લાવવામાં આવે છે. સમુદ્ર, પવિત્ર મહાનદીઓ, અન્ય પવિત્ર પ્રવાહો અને આકાશમાંથી પ્રાપ્ત થતું દિવ્યજળ. આ સર્વ જળ લાવવામાં આવે છે. મંત્રોથી પવિત્ર બનાવેલા આ જળથી રાજ્યાભિષેક કરવામાં આવે છે, તેનું તાત્પર્ય ઘણું જ ગંભીર છે. રાજાનું રાજ્ય સમુદ્ર કિનારા સુધી ફેલાએલું હોવું જોઇએ. આ પ્રથમ બોધ આપણને મળે છે. જે રાજ્યનો વિસ્તાર સમુદ્ર કિનારા સુધી ફેલાએલો હોતો નથી તેનો વેપાર અને વ્યવહાર બરાબર ચાલતો નથી, માટે સમુદ્રના કિનારા સુધી રાજ્યનો વિસ્તાર હોવો એ દેશોન્નતિને માટે અત્યંત આવશ્યક છે. આ વિચારની ઉત્તેજના અર્થે જ સાતમા મંત્રમાં ( समुद्रं अप्सु अन्तः द्वीपी ) એ શબ્દો આપેલા છે. પાંચમા મંત્રમાં કહ્યું છે કે, " तासां सर्वासां अपां वर्चसा अभिषिञ्चामि " એટલે કે તે સર્વ જળોના તેજથી હું તમારો અભિષેક કરું છું જેથી તમે એના તેજથી યુક્ત થાઓ.

### સમુદ્ર સુધી રાજ્યવિસ્તાર

સમુદ્ર તેમજ મહાનદીઓનું જળ બીજા રાજાઓ પાસેથી માંગીને લાવવામાં આવે તો તે રાજ્યાભિષેકના કામમાં આવતું નથી. પોતાના રાજ્યમાં સમુદ્ર જોઇએ અને મહાનદીઓ પણ પોતાના રાજ્યમાં હોવી જોઇએ, અને પછી તેમાંથી જળ પ્રાપ્ત કરવું જોઇએ. આ બાબતોનો વિચાર કરવાથી સંસ્કારની ચીજો કઇ રીતે રાજ્યવિસ્તારને માટે કારણીભૂત બની શકે છે તેની બરાબર જાણ થઇ જશે.

### કોણ રાજા બની શકે છે ?

જે વીરપુરુષ પ્રભાવશાળી અને પરાક્રમી હોય છે અને જે જનતાને ( पयः आदधाति ) દૂધ વગેરે ઉપભોગના પદાર્થો વિપુલ પ્રમાણમાં આપે છે તથા જે બેકારી મટાડી શકે છે, તેજ ( अधिपतिः बभूव ) રાજા બની શકે છે. આવા રાજાનો સહાયક સ્વયં મત્સ્ય બને છે. મત્સ્યદેવ સર્વ જગતને દંડ દેનારો હોય છે. માનો કે તે મત્સ્યનો અંશ જ રાજાની

પાસે આપીને નિવાસ કરે છે. તેની સહાયતાથી જ રાજા અપરાધીઓને દંડ આપે છે. આવા પ્રકારનો પ્રભાવશાળી રાજા પ્રજાનું શાસન કરે. ( મં. ૧ ) આ રાજા શત્રુઓનો નાશ કરનાર તથા મિત્રોને વધારનાર તથા શૂરવીર બનીને પોતાનું રાજ્ય ચલાવે અને વધારે. ( મં. ૨ ) રાજ્યશાસન કરનારા અનેક હોદ્દેદારો એ રાજાના જ એક રીતે બીજાં રૂપ છે. તેથી એમ કહી શકાય કે રાજા ( विश्वरूपः ) અનેક રૂપ ધારણ કરીને રાજ્ય ચલાવે છે, અને ( स्व-रोचिः ) પોતાના તેજથી તેજસ્વી બનીને રાજ્ય ચલાવે છે. આ રાજાનો મહિમા છે. ( મં ૩ ) આ રાજા વાઘ અને સિંહ જેવો પરાક્રમી બનીને શત્રુઓનું દમન કરે અને સર્વ પ્રકારની ઉન્નતિ સિદ્ધ કરીને યશનો ભાગીદાર બને.

# રાજા અને રાજાને બનાવનારા

## કાંડ ૩, સૂક્ત ૫

( ऋषिः– अथर्वा । देवता– सोमः )

आयमंगन्पर्णमुणिर्बुली बलेन प्रमृणन्त्सुपत्नान् ।
ओजो॑ देवानां पय॒ ओष॑धीनां वर्च॑सा मा जिन्वत्वप्र॑यावन् ॥ १ ॥
मयि॑ क्षत्रं प॑र्णमणे मयि॑ धारयताद्रयिम् ।
अहं राष्ट्रस्या॑भीवर्गे नि॒जो भू॑यासमुत्तमः ॥ २ ॥
यं निंदधुर्वनस्पतौ गुह्यं देवाः प्रियं मणिम् ।
तमुस्मभ्यं सहायुषा देवा ददतु भर्तवे ॥ ३ ॥

**અર્થ**— ( **अयं बली पर्णमणिः** ) આ બળવાન પર્ણમણિ ( **बलेन सपत्नान् प्रमृणन्** ) બળથી શત્રુઓનો નાશ કરતાં કરતાં ( **आ अगन्** ) આવી ગયો છે. તે આ ( **देवानां ओजः** ) દેવોનું બળ અને ( **ओषधीनां पयः** ) ઔષધિયોનો રસ છે. આ ( **अप्रयावन् वर्चसा मा जिन्वतु** ) મારો વિરોધ ન કરતાં તેજથી મને સંયોજે. ( ૧ ) હે પર્ણમણે ! ( **मयि क्षत्रं** ) મારામાં ક્ષાત્રબળ અને ( **मयि रयिं धारयतात्** ) મારામાં ધનનું ધારણ કર. ( **अहं राष्ट्रस्य अभीवर्गे** ) રાષ્ટ્રના આપ્તપુરૂષોમાં હું ( **उत्तमः निजः भूयासं** ) તેમનો ઉત્તમ મનુષ્ય બની રહું. ( ૨ ) ( **यं गुह्यं प्रियं मणिं देवाः वनस्पतौ निदधुः** ) જે ગુપ્ત અને પ્રિય મણિને દેવોએ વનસ્પતિઓમાં ધારણ કર્યો હતો, ( **तं देवाः अस्मभ्यं आयुषा सह भर्तवे ददतु** ) તે મણિને દેવો અમને આયુષ્ય સાથે પોષણને માટે આપે. ( ૩ )

**ભાવાર્થ**— આ પર્ણમણિ બળ વધારનારો, પોતાના બળથી શત્રુઓનો નાશ કરનારો, દેવોનો શક્તિરૂપ અને ઔષધિઓના રસથી બનનારો છે, તે મને પોતાના તેજથી યુક્ત કરે ( ૧ ) તેથી મારામાં ક્ષાત્ર તેજ અને ઐશ્વર્ય વધે અને હું રાષ્ટ્રનું હિત સાધવાવાળો અર્થાત્ રાષ્ટ્રનો અંગત સબંધી બનીને રહીશ ( ૨ ) જે મણિને દેવોએ વનસ્પતિમાંથી બનાવીને ધારણ કર્યો હતો તે મણિ દેવો અમને આયુષ્ય અને પુષ્ટિની વૃદ્ધિ અર્થે આપે. ( ૩ )

# રાજા અને રાજાને બનાવનારા

## પર્ણમણિ

આ સૂક્તમાં પર્ણમણિને ધારણ કરવાનો ઉલ્લેખ છે. અથર્વવેદ કાંડ ૨ સૂ. ૪ મા જંગીડ મણિનું વર્ણન છે. તે વખતે મણિધારણના વિષયમાં જે લેખ આપેલ છે તેને પાઠક અહીં પણ મેળવી જુએ. આ પર્ણમણિ એટલા માટે કહેવાય છે કારણ કે તે ઔષધિઓના રસ અને માવાથી બનાવવામાં આવે છે. જુઓ—

१ पर्णमणिः ओषधीनां पयः ( મં. ૨ )
२ पर्णः ( पर्णमणिः ) सोमस्य उग्रं सहः ( મં. ૪ )
३ देवाः ( पर्ण- ) मणिं वनस्पतौ निदधुः । ( મં. ૩ )

( ૧ ) " પર્ણમણિ ઔષધિઓનું દૂધ જ છે. " ( ૨ ) આ પર્ણમણિ સોમવલ્લીનું ઉગ્ર બળ છે. ( ૩ ) દેવોએ પર્ણમણિને વનસ્પતિમાં રાખ્યો હતો. " તેનુ આ વર્ણન સ્પષ્ટ બતાવી આપે છે કે આ મણિ વનસ્પતિઓના દૂધથી ( રસથી ) બનાવવામાં આવે છે. " **पर्ण-मणि** " આ શબ્દ પણ પોતે જ પોતાનો અર્થ વ્યક્ત કરી રહ્યો છે કે આ ( **पर्ण** ) પાંદડાનો મણિ છે, અર્થાત્ વનસ્પતિનાં પાંદડાના રસથી બનેલ છે. તેને ધારણ કરવાથી વનસ્પતિ-રસના વીર્યના કારણે શરીર પર મોટો પ્રભાવ પડે છે, આ વિષયમાં જુઓ—

१ अयं पर्णमणिः बली। ( મં. ૧ )
२ पर्णः तनूपानः ( મં. ૮ )
३ बलेन सपत्नान् प्रमृणन् ( મં. ૧ )
४ देवानां ओज,... मा वर्चसा जिन्वतु। ( મં. ૧ )
५ मयि क्षत्रं मयि रयिं धारयतात्। ( મં. ૨ )
६ आयुषे भर्तवे च तं असम्यं ददतु। ( મં. ૩ )
७ पर्णः उग्रं सहः ... दीर्घायुत्वाय शतशारदाय। ( મં. ૪ )
८ पर्णमणिः अरिष्टतातये मा आरुक्षत्। ( મં ૫ )

" આ પર્ણમણિ બળ વધારનારો છે, ( ૨ ) આ ( तनूपानः ) શરીરનો રક્ષક છે. ( ૩ ) આ પોતાના બળથી રોગરૂપી શત્રુઓનો નાશ કરે છે, ( ૪ ) આ ( देवानां ) ઇન્દ્રિયોનું બળ વધારનાર છે તે મારૂં તેજ વધારે, ( ૫ ) તે મારામાં ક્ષાત્ર તેજ અને શરીરની કાન્તિ વધારે, ( ૬ ) દીર્ઘ આયુષ્ય અને શરીરની પુષ્ટિ આથી વધે. ( ૭ ) આ મણિ બળની પુષ્કળ વૃદ્ધિ કરે છે, તેનાથી મને દીર્ઘાયુ પ્રાપ્ત થાય. ( ૮ ) આ મણિ શરીર પર ધારણ કરવાથી મારી શક્તિ વધારે. "

આ પ્રકારનું વર્ણન દર્શાવે છે કે આ " પર્ણમણિ " નો ઘણો મોટો પ્રભાવ છે અને તેને શરીર પર ધારણ કરવાથી શરીરમાં નિત્ય ઉત્સાહ રહે છે. જે કાર્યોમાં બળની જરૂર પડે તેવાં કાર્યો કરવાની શક્તિ આ મણિથી શરીરમાં આવે છે, શરીરનું તેજ વધે છે અને મનુષ્ય ઘણો જ તેજસ્વી થવાથી તે પ્રભાવશાળી દેખાય છે. આ વનસ્પતિના રસોનો પ્રભાવ છે, વૈદ્ય લોકો આ મણિ બનાવવાની શોધ કરે.

## રાષ્ટ્રના પોતાના બનવું

" રાષ્ટ્રના પોતાના " બનીને રહેવાનો ઉપદેશ આ સૂક્તમાં ખાસ મનન કરવા યોગ્ય છે. જે લોકો રાષ્ટ્રમાં રહે છે તેઓ રાષ્ટ્રના પોતાના બનીને રહે તો જ રાષ્ટ્રનું ભલું થઇ શકે છે, આ બાબતમાં બીજો મંત્ર મનન કરવા જેવો છે—

**अहं राष्ट्रस्य अभीवर्गे निजो भूयासमुत्तमः ॥** ( મં. ૨ )

" હું આ રાષ્ટ્રના હિતચિંતક વર્ગમાં ઉત્તમ અને તેમનો પોતાનો બનીને રહીશ. " અહીં રાજા, રાજપુરુષો, અધિકારી વર્ગ વગેરે સર્વ રાષ્ટ્રના પોતાના બનીને રહે એ ઉપદેશ સ્પષ્ટ છે. રાષ્ટ્રમાં રહેનારો કોઇપણ મનુષ્ય રાષ્ટ્રમાં પારકો બનીને ન રહે. અહીં પોતાના બનીને રહેવાનો ભાવ શું છે અને પરાયા બનીને રહેવું એટલે શું એ અવશ્ય જોવું જોઇએ. આપણા જ દેશનો દાખલો લઇએ. આ ભારતમાં જાપાની, ચીની, અમેરીકન, અને યુરોપીઅન આવે છે, માત્ર આવે છે એટલું જ નહિ કેટલાક તો અહીં કાયમના રહે છે. જે કોઇ આવે છે તે બધામાંથી કોઇપણ " ભારતના પોતાના ,' બનીને રહેતા નથી. જે આવે છે તેઓ " ઉપરી અધિકારી " બનીને આવે છે. તે જ પ્રમાણે અહીં રહે છે. અધિકારી બનીને અહીંનો કારભાર ચલાવે છે અને પછી ચાલ્યા જાય છે. તેમના આ અધિકારીપણાને લીધે ભારતનું અહિત જ થાય

પોતાનું એક મોટું રાષ્ટ્ર નિર્માણ કરવા માટે—
नक्षत्राणि राजानं अकुर्वत ॥ ( મં. ૧ )

"ક્ષત્રિયોથી ભિન્ન પ્રજાઓ અથવા ક્ષાત્રગુણથી રહિત પ્રજાજનોએ પોતાનો એક રાજા બનાવ્યો ' પૂર્વાપર સંબંધ પરથી એમ કહી શકાય કે તે રાજા તેમણે ક્ષત્રિયોમાંથી ચૂંટી કાઢ્યો હશે આજ આશય ' शाक-धूम ' શબ્દથી પણ વ્યક્ત થઈ શકે છે સ્વયં ( शाक ) સમર્થ હોઈને જે શત્રુઓને ( धू ) ધ્રુજાવે છે તેનું આ નામ છે સર્વ પ્રજાજનોએ જોયું કે આ તેજસ્વી પુરુષને રાજા બનાવવાથી તેના સામર્થ્યથી અમારા સર્વ શત્રુ પરાસ્ત થશે અને શત્રુઓ પરાસ્ત થવાથી અમને સુખ, લાભ થશે અને અમારું રાષ્ટ્ર મહા તેજસ્વી થશે

આ પ્રમાણે રાજાની ચૂંટણી કરવાથી તેમને " भद्राहं " ( भद्र-अहं ) કલ્યાણનો સમય પ્રાપ્ત થયો અને તેઓ બધા આનંદથી રહેવા લાગ્યા કોઈ પણ શત્રુ તેમને ત્રાસ આપવા તેમની પાસે આવતો નહિ તેથી સર્વ પ્રજા ઘણા આનંદ પૂર્વક રહેવા લાગી

રાજાનો આ પ્રતાપ જોઈને સર્વ લોકો તે રાજાને સન્માનવા લાગ્યા આ પ્રકારે જે માણસો પોતાના રાષ્ટ્રને માટે સુયોગ્ય રાજાને ચૂંટી કાઢશે અને તેનો આદર સન્માન કરશે તે સર્વ લોકો સુખી થશે આ વિચાર કરીને પ્રજા પોતા માટે ઉત્તમ રાજા ચૂંટી કાઢે અને સુખી થાય

---

# રાજાની ચૂંટણી

### કાંડ ૩, સૂક્ત ૪

( ऋषि - अथर्वा । देवता- इन्द्र )

आ त्वा॑ गन्राष्ट्रं स॒ह वर्च॒सोदि॑हि॒ प्राङ् वि॒शां पति॑रेक॒राट् त्वं वि रा॑ज ।
सर्वा॑स्त्वा राजन्प्र॒दिशो॑ ह्वयन्तूप॒सद्यो॑ नम॒स्यो॑ भवे॒ह ॥ १ ॥
त्वां वि॒शो॑ वृणतां रा॒ज्या॑य॒ त्वामि॒माः प्र॒दिशः॒ पञ्च॑ दे॒वीः ।
वर्ष्म॑न्रा॒ष्ट्रस्य॑ क॒कुदि॑ श्रयस्व॒ ततो॑ न उ॒ग्रो वि भ॑जा॒ वसू॑नि ॥ २ ॥

---

અર્થ— હે રાજન્ ! ( राष्ट्रं त्वा आगन् ) આ રાષ્ટ્ર તને પ્રાપ્ત થયું છે, હવે ( वर्चसा सह उद्+इहि ) તેજની સાથે તું ઉદયને પ્રાપ્ત થા ( विशांपति प्राङ् एकराट् त्वं विराज ) પ્રજાઓનો સ્વામી પ્રમુખ એક સમ્રાટ્ બનીને તું વિરાજમાન થા ( सर्वा प्रदिश ह्वयन्तु ) સર્વ દિશાઓ અને ઉપદિશાઓ તને બોલાવે ( इह उपसद्य नमस्य भव ) અને અહીં નજીક પહોંચવા યોગ્ય અને નમસ્કારને યોગ્ય થા. ( ૧ ) ( विशः त्वा राज्याय वृणता ) પ્રજાઓ તને રાજા તરિકે સ્વીકારે ( इमा देवी पञ्च प्रदिश ) આ દિવ્ય પાંચ દિશાઓ ( त्वा वृणता ) તને રાજ્ય માટે સ્વીકારે તું ( राष्ट्रस्य वर्ष्मन् ककुदि श्रयस्व ) રાષ્ટ્રના ઐશ્વર્યમય ઉચ્ચ સ્થાન પર આશ્રય કર ( तत उग्र ) પછીથી ઉગ્રવીર બનીને ( न वसूनि वि भज ) અમારા સર્વને

---

ભાવાર્થ— હે રાજન્ આ રાજ્ય હવે તને પ્રાપ્ત થયું છે અને હવે તું તારા તેજને પ્રકાશિત કર સર્વ પ્રજાઓનો એક સમ્રાટ્ બનીને વિરાજમાન થા સર્વ દિશાઓ અને ઉપદિશાઓમાં રહેનારા સર્વ લોકો તને જ ચાહે અને તું સર્વને પ્રાપ્ત થવા યોગ્ય થઈને આપથી પૂજા પામ ( ૧ ) સર્વ પ્રજાઓ રાજ્ય ચલાવવા માટે તારો જ સ્વીકાર કરે સર્વ દિશાઓ અને ઉપદિશાઓમાં રહેનારા પ્રજાજનો તને જ પસંદ કરે તું રાષ્ટ્રના [illegible] ઐશ્વર્યવાન રાજ્ય પર આરૂઢ બનીને શૂરવીર બનીને

अच्छं त्वा यन्तु हविनः सजाता अग्निर्दूतो अजिरः सं चरातै ।
जायाः पुत्राः सुमनसो भवन्तु बहुं बलिं प्रति पश्यासा उग्रः ॥ ३ ॥
अश्विना त्वाग्रे मित्रावरुणोभा विश्वे देवा मरुतस्त्वा ह्वयन्तु ।
अधा मनो वसुदेयाय कृणुष्व ततो न उग्रो वि भजा वसूनि ॥ ४ ॥
आ प्र द्रव परमस्याः परावतः शिवे ते द्यावापृथिवी उभे स्ताम् ।
तदयं राजा वरुणस्तथाह स त्वायमह्वत्स उपेदमेहि ॥ ५ ॥
इन्द्रेन्द्र मनुष्या३ः परेहि सं ह्यज्ञास्था वरुणैः संविदानः ।
स त्वायमह्वत्स्वे सधस्थे स देवान्यक्षत्स उ कल्पयाद्विशः ॥ ६ ॥
पथ्या रेवतीर्बहुधा विरूपाः सर्वाः संगत्य वरीयस्ते अक्रन्
तास्त्वा सर्वाः संविदाना ह्वयन्तु दशमीमुग्रः सुमना वशेह ॥ ७ ॥

---

માટે ધનના વિભાગ કર અર્થાત્ અમને સર્વને ધન વહેંચી આપ ( ૨ ) ( **हविनः सजाताः त्वा अच्छ यन्तु** ) તને બોલાવનારા તારા જાતિના લોકો તારી સાથે સન્માનપૂર્વક મળે. ( **अग्निः अजिरः दूतः संचरातै** ) અગ્નિ વેગવાન દૂત બનીને સંચાર કરે. ( **जायाः पुत्राः सुमनसः भवन्तु** ) સ્ત્રીઓ અને પુત્રો ઉત્તમ મનવાળા બનો. ( **उग्रः बहुं बलिं प्रति पश्यासै** ) ઉગ્ર બનીને તું ઘણી જ ભેટો મેળવ. ( ૩ ) ( **अग्रे** ) આગળ ઉપર ( **अश्विनौ, मित्रावरुणौ, विश्वेदेवाः मरुतः** ) અશ્વિનૌ, મિત્રાવરૂણ, સર્વ દેવો અને મરૂત, ( **त्वा त्वा ह्वयन्तु** ) તને બોલાવે. ( **अध वसु–देयाय मनः कृणुष्व** ) પછીથી ધનનું દાન કરવા માટે તું ઇચ્છા કર. ( **ततः उग्रः नः वसूनि विभज** ) ત્યાર પછી ઉગ્ર બનીને અમને સર્વને ધનના ભાગ કરી દે ( ૪ ) ( **परमस्याः परावतः आ प्रद्रव** ) ઘણા દૂરના દેશથી અહીં આવ. ( **उभे द्यावापृथिवी ते शिवे स्तां** ) બંને દ્યાવા પૃથ્વી મારે માટે કલ્યાણકારી થાઓ. ( **सः अयं राजा वरुणः** ) તે જ પ્રમાણે આ વરૂણ રાજા ( **तत् आह** ) આમ કરે છે. ( **स अयं त्वा अह्वत्** ) તે તને બોલાવે ( **सः इदं उप–आ–इहि** ) અને તે તું આ રાષ્ટ્રને પ્રાપ્ત કર. ( ૫ ) હે ( **इन्द्र–इन्द्र** ) રાજાઓના મહારાજા ! ( **मनुष्याः परेहि** ) મનુષ્યોની માફક તું દૂર જા અને ( **हि वरुणैः संविदानः** ) વરિષ્ઠોને મળીને તું ( **स अज्ञास्थाः** ) સર્વ વાતો સારી રીતે જાણી શકે છે. ( **सः अयं स्वे सधस्थे त्वा अह्वत्** ) તે તેને પોતાને ઘેર બોલાવે ( **सः देवान् यक्षत्** ) તે દેવોનો યજ્ઞ કરે અને ( **स उ विशः कल्पयतात्** ) તે નિશ્ચયપૂર્વક પ્રજાઓને સમર્થ બનાવે. ( ૬ ) ( **पथ्याः रेवतीः** ) સન્માર્ગથી ચાલનારી ધનવાળી ( **बहुधा विरुपाः सर्वाः संगत्य** ) બહુ પ્રકારની વિવિધ રૂપવાળી સર્વ પ્રજાઓ મળીને ( **ते वरीयः अक्रन्** ) તારે માટે શ્રેષ્ઠ સ્થાન બનાવે છે ( **ताः सर्वाः संविदानाः त्वा ह्वयन्तु** ) તેઓ બધા એકમત બનીને તને બોલાવે. ત્યાર પછી તું ( **इह उग्रः सुमना दशमीं वश** ) અહીં ઉગ્ર અને ઉત્તમ મનવાળો બનીને દશમા દશક સુધી રાજ્યને તારા કાબુમાં રાખ. ( ૭ )

---

અમને સર્વને માટે ધનને યોગ્ય વિભાગમાં વહેંચી આપ ( ૨ ) તને ઇચ્છવાવાળા તારી જ જાતના લોકો સન્માનપૂર્વક તારા પક્ષમાં રહે અગ્નિ જેવા તારા તેજસ્વી દૂતો ચારે દિશાઓમાં સચાર કરે તારા રાષ્ટ્રમા ધર્મપત્નિઓ અને બાળ-બચ્ચાં ઉત્તમ મનવાળાં થાઓ તું શૂરવીર બનીને ઘણી ભેટો પ્રાપ્ત કર ( ૩ ) સર્વ દેવતાઓ તારી સહાયતા કરે તુ દાન કરવામાં તાર મન સ્થિર બનાવ અને શૂરવીર બનીને અમારી વચ્ચે યોગ્ય વિભાગ કરીને દાન વહેંચી દે ( ૪ ) કદાચ તું દૂર દેશમાં ગયો

છે તેથી ઉપરી બનીને રહેવું એ રાષ્ટ્રને માટે ઘાતક છે. "પોતાપણા" ના ભાવથી રહેવું એટલે રાષ્ટ્રનું હિત અથવા અહિત તે પોતાનું જ હિત અહિત છે એવું દૃષ્ટિબિન્દુ રાખીને વ્યવહાર કરે તો તેથી રાષ્ટ્રનું અહિત કદી જ થાય નહિ આ તો સાધારણ મનુષ્યોની વાત થઇ પરન્તુ જે રાષ્ટ્રના કર્મચારીઓ છે તેઓ જો ઉપરીપણાથી અથવા પારકાભાવથી રહેવા લાગે તો રાષ્ટ્રનું કેટલું નુકસાન થાય તેનો અંદાજ કાઢવો ઘણો મુશ્કેલ છે. આ દૃષ્ટિથી પાઠક જોઇ શકશે કે "રાષ્ટ્રના પોતાના" બનીને રહેવાનો ભાવ કેટલો ઉચ્ચ છે અને રાષ્ટ્રહિતની દૃષ્ટિથી કેટલો આવશ્યક છે. "પોતાપણાથી" રહેવાને કારણે વિદેશી લોકો પણ સ્વદેશી લોકોની જેમ રાષ્ટ્રહિત કરનારા બનશે અને "નિજભાવ" ન રાખનારા સ્વદેશી લોકો પણ પરદેશી લોકોના જેમ રાષ્ટ્રહિતના ઘાતક બની રહેશે પાઠક "રાષ્ટ્રના પોતાના" બનીને રહેવાનું કેટલું મહત્વ છે તે સમજી શકશે અને તે પ્રમાણે રાષ્ટ્રના પોતાના બની રહેશે

### રાજાને બનાવનારા

આ સૂક્તના સાતમા મંત્રમાં "राज-कृत" શબ્દ છે. તેનો અર્થ "રાજાને નિર્માણ કરનારા ( King makers ) છે " રાજાને કેવી રીતે નિર્માણ કરવામાં આવે છે એ પ્રશ્ન અહીં ઉત્પન્ન થાય છે. તેનો ઉત્તર આ પહેલાના ચોથા સૂક્તમાં જ આપી દેવામાં આવ્યો છે. રાજાની ચૂંટણી પ્રજાદ્વારા થાય છે અને પછી તે રાજગાદી પર આવે છે અને પ્રજાદ્વારા રાજાનું નિર્વાચન, રાજાનો સ્વીકાર, રાજાનું નિયોજન અથવા રાજાની ચૂંટણી કરે છે જેને પ્રજા ચૂંટી કાઢે છે તેને જાણે પ્રજા જ "નિર્માણ" કરે છે, આ પ્રમાણે રાજાના પિતૃ અથવા માતૃસ્થાનમાં પ્રજા જ હોય છે તેથી જ રાજસભાના સભાસદો રાજાના "પિતૃ" છે એમ વેદમાં અન્યત્ર કહેલું છે. ( જુઓ અથર્વ. કાં ૭ સૂ. ૧૨ મં. ૧૨ ) પ્રજાના જે મહાન નેતા અથવા તો નગરશેઠ લોકો હોય છે તેઓ રાજાની ચૂંટણી કરે છે, અને તેનું નિર્માણ કરે છે તેથી પ્રજાનું રક્ષણ કરવું એ રાજાનું શ્રેષ્ઠ કર્તવ્ય છે માતૃરક્ષાની જેમ જ પ્રજાનું રક્ષણ એ પણ રાજાનો એક મહાન રાજધર્મ છે

મંત્ર ૬ અને ૭ માં કહ્યું છે કે, રથકાર, સુતાર, લુહાર, જ્ઞાનીપુરુષો, મંત્રી, સૂત, ગ્રામનેતા, સરદાર તથા રાજાની ચૂંટણી કરનારા આ સર્વ લોકો રાજાની પાસે જ રહે રાજાના અનુગામી બને, રાજાની સાથે રહીને રાજાને યોગ્ય સલાહ આપે, આ પ્રકારે રાજ્યશાસન પ્રજાએ નિયુક્ત કરેલા રાજપુરુષો દ્વારા પ્રજાના હિતને માટે પ્રજાની અનુમતિથી ચલાવવામાં આવે આથી રાષ્ટ્રનું સાચું હિત થઇ શકે છે.

જો કે આ સૂક્ત વસ્તુતઃ તો પણ મણિનું જ વર્ણન કરે છે, તો પણ પ્રસંગોચિત રાષ્ટ્રના પોતાના થઇને રહેવું, રાજાની ચૂંટણી પ્રજાદ્વારા કરવી ઇત્યાદિ મહત્વપૂર્ણ વાતોનો ઉપદેશ થવા માટે વૈદિક રાજનીતિ શાસ્ત્રની દૃષ્ટિથી આ સૂક્ત અત્યંત મહત્વપૂર્ણ આદેશ આપી રહ્યું છે. તેટલા માટે પાઠક પણ આ દૃષ્ટિકોણથી આ સૂક્તનું મનન કરે

( અહીં પ્રથમ અનુવાક સમાપ્ત થાય છે આ સંપૂર્ણ અનુવાક રાજ-પ્રકરણનો જ ઉપદેશ આપે છે )

---

## રાજાની ચૂંટણી

### કાંડ ૬, સૂક્ત ૧૨૮

( ઋષિ – अथर्वाङ्गिराः । દેવતા– सोम , शकधूमः )

शकधूमं नक्षत्राणि यद्राजानमकुर्वत ।
भद्राहमस्मै प्रायच्छन्निदं राष्ट्रमसादिति ॥ १ ॥

અર્થ— ( यत् नक्षत्राणि शकधूमं राजानं अकुर्वत ) જે પ્રમાણે નક્ષત્રોએ શકધૂમને રાજા બનાવ્યો અને ( अस्मै भद्राह प्रायच्छत् ) તેને માટે શુભ દિનનું પ્રદાન કર્યું, એટલા માટે કે ( इदं राष्ट्रं असात् ) આ રાષ્ટ્ર બને ( ૧ )

ભાવાર્થ— સર્વ નક્ષત્રોએ મળીને પોતાનું એક સંઘટિત રાષ્ટ્ર બની જાય એ હેતુથી પોતાને માટે એક રાજા બનાવ્યો ( ૧ )

मद्राहं नो मध्यंदिने भद्राहं सायमस्तु नः ।
भद्राहं नो अह्नां प्राता रात्री भद्राहमस्तु नः ॥ २ ॥
अहोरात्राभ्यां नक्षत्रेभ्यः सूर्याचन्द्रमसाभ्याम् ।
भद्राहमस्मभ्यं राजञ्छकधूम त्वं कृधि ॥ ३ ॥
यो नो भद्राहमकरः सायं नक्तमथो दिवा ।
तस्मै ते नक्षत्रराज शकधूमं सदा नमः ॥ ४ ॥

અર્થ—( नः मध्यंदिने भद्राहं ) અમારે માટે મધ્યદિનમાં શુભ સમય હો ( नः सायं भद्राहं अस्तु ) અમારે માટે સાંજનો સમય પણ શુભ હો, ( नः अन्हां प्रातः भद्राहं ) અમારે માટે દિવસનો પ્રાતઃ કાળપણ શુભ હો અને ( नः रात्री भद्राहं अस्तु ) અમારે માટે રાત્રીનો સમય પણ શુભ હો. ( ૨ )

હે ( शकधूम ) શકધૂમ! ( त्वं अहोरात्राभ्याम् ) તું અહોરાત્ર દ્વારા ( नक्षत्रेभ्यः सूर्याचन्द्रसाभ्यां ) નક્ષત્રો અને સૂર્ય તથા ચન્દ્રામા દ્વારા ( अस्मभ्यं भद्राहं कृधि ) અમારે માટે શુભ દિવસ બનાવ. ( ૩ )

હે ( नक्षत्रराजा शकधूम ) નક્ષત્રોના રાજા શકધૂમ ! ( यः नः सायं, नक्तं अथो दिवा ) જે અમારે માટે સાંજે, રાત્રીએ, અથવા દિવસમાં ( भद्राहं अकरः ) શુભ સમય બનાવી દીધો છે. ( तस्मै ते सदा नमः ) તેથી તને હંમેશને માટે અમારાં નમન હો. ( ૪ )

ભાવાર્થ— તેના બનવાથી પ્રાતઃકાળ, મધ્યદિન ( બપોર ) અને સાંજે તથા રાત્રે બધાને સુખ મળવા લાગ્યું ( ૨ )
રાજા, સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર અને અહોરાત્ર આ સર્વથી મનુષ્યોનું કલ્યાણ કરે છે. ( ૩ )
રાજા સર્વ પ્રજાજનોનું દિવસ-રાત્રી હિત કરવામા તત્પર રહે છે તે કારણે રાજાનું સદા સન્માન થવું ઘટે ( ૪ )

# રાજાની ચૂંટણી

### પ્રજા પોતાનો રાજા ચૂંટે

પ્રજા પોતાની ઉન્નતિ કરવા માટે સુયોગ્ય રાજાને ચૂંટી કાઢે, તેને રાજગાદી પર બેસાડે, તેને સન્માનિત કરે અને તેના શાસનમાં સુખનો ઉપભોગ કરે આ ઉપદેશને આ સૂક્તમાં ઉત્તમ અલંકાર દ્વારા દર્શાવ્યો છે. અલંકાર આ પ્રમાણે છે.

" આકાશમાં અનેક નક્ષત્રો છે. તેમનો પરસ્પર કોઇ સંબંધ હતો નહિ. આ છૂટાપણું તેમણે જોયું અને પોતાનુ એક સંયુક્ત રાષ્ટ્ર બનાવવા માટે બધાએ મળીને પોતાનો એક રાજા ચૂંટી કાઢ્યો. તેનું નામ હતું ચન્દ્રમા, આ રાજા રાજગાદિપર આવ્યા પછી સર્વને ઉત્તમ સુખનો લાભ થયો અને તેમની આપત્તિ ટળી ગઇ. "

આ તો તેનો માત્ર શાબ્દિક અર્થ છે પરંતુ તેનો વાસ્તવિક અર્થ શ્લેષાલંકારથી જ જાણી શકાય છે અને એ અર્થ સૂક્તનો ગુહ્ય અર્થ છે. તેમાં જે ( न-क्षत्र ) શબ્દ છે એ શબ્દનો અર્થ ક્ષાત્રધર્મથી રહિત સામાન્ય પ્રજા અર્થાત્ જે પ્રજા પોતાની રક્ષા પોતે કરી શકતી નથી એવી પ્રજા, જ્ઞાની વ્યાપારી અને કારીગર આ પ્રજા, આમાં ક્ષાત્રવર્ગ સંમિલિત થઇ શકે નહિ. આ પ્રજાએ—

इदं राष्ट्रं असात् इति । ( મં. ૧ )

પોતાનું એક મોટું રાષ્ટ્ર નિર્માણ કરવા માટે—
नक्षत्राणि राजानं मकुर्वत ॥ ( મં. ૧ )

" ક્ષત્રિયોથી ભિન્ન પ્રજાઓ અથવા ક્ષાત્રગુણથી રહિત પ્રજાજનોએ પોતાનો એક રાજા બનાવ્યો. " પૂર્વાપર સંબંધ પરથી એમ કહી શકાય કે તે રાજા તેમણે ક્ષત્રિયોમાંથી ચૂંટી કાઢયો હશે આજ આશય ' क्षत्र-धृम ' શબ્દથી પણ વ્યક્ત થઇ શકે છે સ્વયં ( क्षत्र ) સમર્થ હોઇને જે શત્રુઓને ( धू ) ધ્રુજાવે છે તેનું આ નામ છે સર્વ પ્રજાજનોએ જોયું કે આ તેજસ્વી પુરુષને રાજા બનાવવાથી તેના સામર્થ્યથી અમારા સર્વ શત્રુ પરાસ્ત થશે અને શત્રુઓ પરાસ્ત થવાથી અમને સુખ, લાભ થશે અને અમારું રાષ્ટ્ર મહા તેજસ્વી થશે.

આ પ્રમાણે રાજાની ચૂંટણી કરવાથી તેમને " भद्राहं " ( भद्र-अहं ) કલ્યાણનો સમય પ્રાપ્ત થયો અને તેઓ બધા આનંદથી રહેવા લાગ્યા કોઇ પણ શત્રુ તેમને ત્રાસ આપવા તેમની પાસે આવતો નહિ તેથી સર્વ પ્રજા ઘણા આનંદ પૂર્વક રહેવા લાગી

રાજાનો આ પ્રતાપ જોઇને સર્વ લોકો તે રાજાને સન્માનવા લાગ્યા આ પ્રકારે જે માણસો પોતાના રાષ્ટ્રને માટે સુયોગ્ય રાજાને ચૂંટી કાઢશે અને તેનો આદર સન્માન કરશે તે સર્વ લોકો સુખી થશે. આ વિચાર કરીને પ્રજા પોતા માટે ઉત્તમ રાજા ચૂંટી કાઢે અને સુખી થાય

## રાજાની ચૂંટણી

### કાંડ ૩, સૂક્ત ૪

( ऋषि - अथर्वा । देवता- इन्द्र )

आ त्वा गन्राष्ट्रं सह वर्चसोदिहि प्राङ् विशां पतिरेकराट् त्वं वि राज ।
सर्वास्त्वा राजन्प्रदिशो ह्वयन्तूपसद्यो नमस्यो भवेह ॥ १ ॥
त्वां विशो वृणतां राज्याय त्वामिमाः प्रदिशः पञ्च देवीः ।
वर्ष्मन्राष्ट्रस्य ककुदि श्रयस्व ततो न उग्रो वि भजा वसूनि ॥ २ ॥

અર્થ— હે રાજન્ ! ( राष्ट्रं त्वा आगन् ) આ રાષ્ટ્ર તને પ્રાપ્ત થયું છે, હવે ( वर्चसा सह उदिहि ) તેજની સાથે તું ઉદયને પ્રાપ્ત થા ( विशांपतिः प्राङ् एकराट् त्वं विराज ) પ્રજાઓનો સ્વામી પ્રમુખ એક સમ્રાટ્ બનીને તું વિરાજમાન થા ( सर्वाः प्रदिशः ह्वयन्तु ) સર્વ દિશાઓ અને ઉપદિશાઓ તને બોલાવે ( इह उपसद्य नमस्य भव ) અને અહીં નજીક પહોંચવા યોગ્ય અને નમસ્કારને યોગ્ય થા. ( ૧ ) ( विशः त्वा राज्याय वृणता ) પ્રજાઓ તને રાજા તરિકે સ્વીકારે ( इमाः देवीः पञ्च प्रदिशः ) આ દિવ્ય પાંચ દિશાઓ ( त्वा वृणता ) તને રાજ્ય માટે સ્વીકારે તું ( राष्ट्रस्य वर्ष्मन् ककुदि श्रयस्व ) રાષ્ટ્રના ઐશ્વર્યમય ઉચ્ચ સ્થાન પર આશ્રય કર ( ततः उग्रः ) પછીથી ઉગ્રવીર બનીને ( नः वसूनि वि भज ) અમારા સર્વને

ભાવાર્થ— હે રાજન્ આ રાજ્ય હવે તને પ્રાપ્ત થયું છે અને હવે તું તારા તેજને પ્રકાશિત કર સર્વ પ્રજાઓનો એક સમ્રાટ્ બનીને વિરાજમાન થા સર્વ દિશાઓ અને ઉપદિશાઓમાં રહેનારા સર્વ લોકો તને જ ચાહે અને તું સર્વને પ્રાપ્ત થનારો થઇને બધાથી પૂજા પામ ( ૧ ) સર્વ પ્રજાઓ રાજ્ય ચલાવવા માટે તારો જ સ્વીકાર કરે સર્વ દિશાઓ અને ઉપદિશાઓમાં રહેનારા પ્રજાજનો તને જ પસંદ કરે તું રાષ્ટ્રના પરમ ઉચ્ચ ઐશ્વર્યવાન્ રાજપદપર આરૂઢ બનીને શૂરવીર બનીને

अच्छं त्वा यन्तु हविनः सजाता अग्निर्दूतो अंजिरः सं चंराते ।
जायाः पुत्राः सुमनसो भवन्तु बहुं बलिं प्रतिं पश्यासा उग्रः ॥ ३ ॥
अश्विना त्वाग्रें मित्रावरुणोभा विश्वें देवा मरुतस्त्वा ह्वयन्तु ।
अधा मनों वसुदेयाय कृणुष्व ततों न उग्रो वि भंजा वसूंनि ॥ ४ ॥
आ प्र द्रंव परमस्याः परावतः शिवे ते द्यावांपृथिवी उभे स्ताम् ।
तदयं राजा वरुणस्तथांह स त्वायमंह्वत्स उपेदमेहिं ॥ ५ ॥
इन्द्रेन्द्र मनुष्याईः परेंहि सं ह्यज्ञांस्था वरुणैः संविदानः ।
स त्वायमंह्वत्स्वे सधस्थे स देवान्यंक्षत्स उं कल्पयाद्विशः ॥ ६ ॥
पथ्या रेवतीर्बहुधा विरूपाः सर्वाः संगत्य वरींयस्ते अक्रन्
तास्त्वा सर्वाः संविदाना ह्वयन्तु दशमीमुग्रः सुमना वशेह ॥ ७ ॥

---

માટે ધનના વિભાગ કર અર્થાત્ અમને સર્વને ધન વહેંચી આપ (૨) ( **हविनः सजाताः त्वा अच्छ यन्तु** ) તને બોલાવનારા તારા જાતિના લોકો તારી સાથે સન્માનપૂર્વક મળે. ( **अग्निः अजिरः दूतः संचराते** ) અગ્નિ વેગવાન દૂત બનીને સંચાર કરે. ( **जायाः पुत्राः सुमनसः भवन्तु** ) સ્ત્રીઓ અને પુત્રો ઉત્તમ મનવાળા બનો. ( **उग्रः वहुं वलिं प्रति पश्यासै** ) ઉગ્ર બનીને તું ઘણી જ ભેટો મેળવ. (૩) ( **अग्रे** ) આગળ ઉપર ( **अश्विनौ, मित्रावरुणौ, विश्वेदेवाः मरुतः** ) અશ્વિનૌ, મિત્રાવરૂણ, સર્વ દેવો અને મરૂત, ( **त्वा त्वा ह्वयन्तु** ) તને બોલાવે. ( **अध वसु–देयाय मनः कुणुष्व** ) પછીથી ધનનું દાન કરવા માટે તું ઇચ્છા કર. ( **ततः उग्रः नः वसूनि विभज** ) ત્યાર પછી ઉગ્ર બનીને અમને સર્વને ધનના ભાગ કરી દે (૪) ( **परमस्याः परावतः आ प्रद्रव** ) ઘણા દૂરના દેશથી અહીં આવ. ( **उभे द्यावापृथिवी ते शिवे स्तां** ) બંને દ્યાવા પૃથ્વી તારે માટે કલ્યાણકારી થાઓ. ( **सः अयं राजा वरुणः** ) તે જ પ્રમાણે આ વરૂણ રાજા ( **तत् आह** ) આમ કરે છે. ( **स अयं त्वा अह्वत्** ) તે તને બોલાવે ( **सः इदं उप–आ–इहि** ) અને તે તું આ રાષ્ટ્રને પ્રાપ્ત કર. (૫) હે ( **इन्द्र–इन्द्र** ) રાજાઓના મહારાજા ! ( **मनुष्याः परेहि** ) મનુષ્યોની માફક તું દૂર જા અને ( **हि वरुणैः संविदानः** ) વરિષ્ઠોને મળીને તું ( **सं अज्ञास्थाः** ) સર્વ વાતો સારી રીતે જાણી શકે છે. ( **सः अयं स्वे सघस्थे त्वा अह्वत्** ) તે તેને પોતાને ઘેર બોલાવે ( **सः देवान् यक्षत्** ) તે દેવોનો યજ્ઞ કરે અને ( **स उ विशः कल्पयतात्** ) તે નિશ્ચયપૂર્વક પ્રજાઓને સમર્થ બનાવે. (૬) ( **पथ्याः रेवतीः** ) સન્માર્ગથી ચાલનારી ધનવાળી ( **वहुधा विरुपाः सर्वाः संगत्य** ) બહુ પ્રકારની વિવિધ રૂપવાળી સર્વ પ્રજાઓ મળીને ( **ते वरीयः अक्रन्** ) તારે માટે શ્રેષ્ઠ સ્થાન બનાવે છે. ( **ताः सर्वाः संविदानाः त्वा ह्वयन्तु** ) તેઓ બધા એકમત બનીને તને બોલાવે. ત્યાર પછી તું ( **इह उग्रः सुमना दशमीं वश** ) અહીં ઉગ્ર અને ઉત્તમ મનવાળો બનીને દશમા દશક સુધી રાજ્યને તારા કાબુમાં રાખ. (૭)

---

અમને સર્વને માટે ધનને યોગ્ય વિભાગમાં વહેંચી આપ (૨) તને ઇચ્છવાવાળા તારી જ જાતના લોકો સન્માનપૂર્વક તારા પક્ષમાં રહે અગ્નિ જેવા તારા તેજસ્વી દૂતો ચારે દિશાઓમાં સચાર કરે તારા રાષ્ટ્રમાં ધર્મપત્નિઓ અને બાળ–બચ્ચાં ઉત્તમ મનવાળાં થાઓ તું શૂરવીર બનીને ઘણી ભેટો પ્રાપ્ત કર (૩) સર્વ દેવતાઓ તારી સહાયના કરે તુ દાન કરવામાં તારું મન સ્થિર બનાવ અને શૂરવીર બનીને અમારી વચ્ચે યોગ્ય વિભાગ કરીને દાન વહેંચી દે (૪) કદાચ તું દૂર દેશમાં ગયો

હોય તો પણ તારા રાષ્ટ્રમાં તું જલ્દી પાછો આવ સર્વ દેવો તારી સહાયતા કરે, તું હંમેશા તારા રાષ્ટ્રમાં જ રહે (૫) હે સાધારણ રાજન્! જેમ જ તને પોતાના માનીને દેશમાં સર્વ ઠેકાણે ભ્રમણ કર અને રાષ્ટ્રના વરિષ્ઠ માણસોને મળીને સર્વ વાતો સારી રીતે સમજી લે આમ કરવાથી લોકો પોતાને ઘરમાં તને આદરપૂર્વક બોલાવશે અને તેઓ યજ્ઞયાગ પણ કરશે આ પ્રમાણે પ્રજાઓની સાથ હળીમળીને સર્વ પ્રજાઓને સર્વ પ્રકારથી સમર્થ બનાવ (૬) પ્રજા સન્માર્ગથી ચાલનારી થાઓ અને ધનવાન થાઓ ઘણે પ્રકારે રંગરૂપથી વિભિન્ન હોવા છતા પણ તે સર્વ હળીમળીને એક પ્રજાની જેમ એકભાવથી તને એક માને અને સર્વ એક મનથી તારી પ્રશંસા કરે આ પ્રમાણે વીરતાથી અને શુભ મનોભાવથી રાજ્ય કરતા કરતા તું સો વર્ષ સુધી રાજ્યને તારા તાબામાં રાખ (૭)

---

# રાજાની ચૂંટણી

### પૂર્વ સંબંધ

આ તૃતીય કાંડના પ્રારંભના બે સૂક્તોમાં યુદ્ધનો વિષય છે શત્રુસેનાની સાથે યુદ્ધ કરીને તેનો પૂર્ણ પરાભવ કરવાનો મહત્વપૂર્ણ ઉપદેશ આ બે સૂક્તોમાં છે આ પ્રમાણે વિજય મેળવ્યા પછી રાજાનો પોતાની રાજધાનીમાં પ્રવેશ થાય છે, તે સમયના ઉત્સવના આ મંત્રો છે અથવા વિજયને પ્રાપ્ત કરીને રાજા પાછો આવી જાય તે સમયે તેને દેવા જેવો યોગ્ય ઉપદેશ આ બે સૂક્તોમાં છે તૃતીય અને ચતુર્થ સૂક્ત વિશેષ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં એક વાત પ્રતીત થાય છે, તે એ છે કે- "કોઇ વખત શત્રુસેનાથી પરાજીત થએલો રાજા કોઇ બીજા દેશમાં અથવા જંગલમાં છુપાઇ રહે અને તેના રાજ્યપર બીજા વિદેશી રાજાનું રાજ્ય થાય તેવે સમયે રાજ્યમાં રહેનારા લોકોએ તથા જુના સમયના અધિકારી વીર પુરુષોએ રાજક્રાન્તિ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ પુરુષાર્થ અને પ્રયત્નોથી શત્રુઓને હરાવીને પોતાના જુના રાજાને લાવીને ઘણાજ સન્માનપૂર્વક તેની રાજગાદી પર ફરી વખત સ્થાપિત કરે" આ ઉપદેશ પણ અહીં સ્પષ્ટ જણાઇ આવે છે પુરાણોમાં ઇન્દ્રની પણ આવી જ એક કથા રચેલી છે અસુરો દ્વારા ઇન્દ્રનો પરાભવ થયો તે નાસી ગયો અને છૂપાઇને કોઇ બીજા પ્રદેશમાં છૂપાઇ રહ્યો દેવોએ પોતાના પુરુષાર્થ અને પ્રયત્નોથી અસુરોનો પરાભવ કરીને ઇન્દ્રને શોધી કાઢ્યો અને ફરી વખત ઇન્દ્રપદ પર સ્થાપિત કર્યો આ કથા મહાભારત ઉદ્યોગ પર્વ અ ૧૦ થી ૧૫ સુધી પાઠક જોઇ શકે છે પાઠક આ સર્વ રાજકીય ઘટનાઓને મનમાં રાખીને આ બે સૂક્તોનો અભ્યાસ કરે અને મનન કરે આમ કરવાથી જ આ સૂક્તો દ્વારા રાજનીતિનો ઘણો ઉપદેશ મળી શકે છે

### આત્મરક્ષા

તૃતીય સૂક્તે સર્વથી પ્રથમ આત્મરક્ષાનો ઘણો મહત્વપૂર્ણ સંદેશ પ્રારંભમાં જ કહેલો છે આ સંદેશ પ્રત્યેક વૈદિકધર્મીએ લક્ષમાં રાખવો જોઇએ—

**इह स्व-पा भुवत् ( इति ) अचिक्रदत् ॥**

(સૂ ૩ મં ૧)

"અહીં મનુષ્ય આત્મરક્ષા કરનારો બને એમ પોકારી પોકારીને કહેવામાં આવ્યું છે ' આ જગતમાં માણસને જો સન્માન સહિત જીવવું હોય તો ( **स्वपा** ) આત્મરક્ષા કરવી એ તેને માટે અત્યાવશ્યક છે આ હકીકત જેટલી વ્યક્તિને માટે સત્ય છે તેટલી જ એક સમાજ અથવા એક રાષ્ટ્રને માટે પણ સત્ય છે જે સમયે એક સમાજ આત્મરક્ષા કરનામાં દક્ષ ન રહે તે સમયે બીજો સમાજ તેના પર હુમલો કરવાની તૈયારી કરવા માંડે છે તે જ પ્રમાણે જે સમયે એક રાષ્ટ્ર આત્મરક્ષા કરવામાં અસમર્થ થાય છે ત્યારે બીજું રાષ્ટ્ર તેના પર ચઢાઇ કરે છે, તેને પરાસ્ત કરે છે અને તેના પર પોતાનો અધિકાર જમાવે છે આત્મરક્ષા કરવાની અસમર્થતા એ એક મોટો અપરાધ છે અને જે રાષ્ટ્ર પરતંત્ર બન્યાં છે તેઓ આ વૈદિક ઉપદેશનું મહત્વ બરાબર જાણી શક્યાં છે આત્મરક્ષાનું અત્યંત મહત્વ છે અને તેથી જ આ મંત્રે આ વાત ફરી ફરીને પોકારી પોકારીને

કહી છે. જે વાત અત્યંત મહત્ત્વની હોય છે તેને ફરી ફરીને કહેવામાં આવે છે. તેજ કારણે જે વાત વેદમાં અનેક વાર પોકારી પોકારીને કહેવામાં આવી છે તે મનુષ્ય માત્રની ઉન્નતિની દૃષ્ટિએ અત્યંત મહત્વપૂર્ણ હોય જ એમાં કોઇ સંદેહ રહી શકે જ નહિ. પાઠક આ દૃષ્ટિબિન્દુથી આત્મરક્ષાના આ વૈદિક ઉપદેશને સ્મરણમાં રાખે.

આત્મરક્ષાનું સામર્થ્ય જે રાષ્ટ્રમાં અથવા રાજામાં હોતું નથી તે હારી જાય છે અને આપત્તિમાં પટકાઇ પડે છે. આત્મરક્ષા કરનારની તેજોવૃદ્ધિ થાય છે એ વિષયમાં આ મંત્રનો આગળનો ભાગ જુઓ—

**अग्ने ! उरूचीं रोदसी व्यचस्व ॥** ( સૂ. ૩ મં. ૧ )

" અગ્નિની માફક તેજસ્વી બનીને તું આ દ્યાવા પૃથ્વીમાં ચારે તરફ ફેલાઇ જા. " આત્મરક્ષા કરનારનો આદર્શ અગ્નિ છે. આ અગ્નિ હંમેશા ઉર્ધ્વગતિથી બળે છે અને પ્રકાશે છે. " **अग्नेः उर्ध्वं-ज्वलनं** " અગ્નિની જ્વલનગતિ ઉર્ધ્વગતિ છે. ઉચ્ચગતિવાળા સદાસર્વદા ઉન્નત જ થતા જાય છે અને પોતાનું તેજ ફેલાવે છે અને સમસ્ત જગતને પ્રકાશમાન બનાવે છે. આત્મરક્ષા કરનારાઓનો યશ જગતમાં ચારે દિશાઓમાં ફેલાય જ છે. આત્મરક્ષા કરનારની ગતિ તો અગ્નિના પ્રચંડ પ્રકાશથીજ દર્શાવાઇ છે. જેને હંમેશાં જોવાથી વૈદિકધર્મી આત્મરક્ષા કરવાના પોતાના કર્તવ્યને કદીપણ ભૂલી શકે નહિ. હવે આત્મરક્ષા ન કરનારની શું દશા થાય છે તે જોઇએ—

**अन्यक्षेत्रे अपरुद्धं चरन्तं ॥** ( સૂ. ૩ મં. ૪ )

" બીજાના દેશમાં પ્રતિબંધી બનીને રખડે છે. " જે આત્મરક્ષા કરતો નથી તે બીજાના અધિકારમાં પકડાઇ રહે છે, બીજાના દેશમાં છૂપાઇ છૂપાઇને રહે છે. કોઇપણ પ્રકારના બંદિખાનામાં સડતો પડે છે. આ આત્મરક્ષા ન કરવાનું પરિણામ છે. આત્મરક્ષા ન કરવાથી જ પરવશતાનું આ ભયંકર પરિણામ સહન કરવું પડે છે માટે જ આમ જાણીને પ્રત્યેક મનુષ્ય, સમાજ, રાષ્ટ્ર તથા રાજા આત્મરક્ષાનું પોતાનું પરમશ્રેષ્ઠ કર્તવ્ય કદી ન ભૂલે તે આદેશ વેદ આ સૂક્ત દ્વારા આપે છે અને વારંવાર ઘોષણા કરે છે કે મનુષ્ય આ આત્મરક્ષાની વાતને કદી ન ભૂલે.

## સૌત્રામણિ યાગ

" સૌત્રામણિ " નામનો એક મહાન યજ્ઞ છે, તેમાં મુખ્ય ધ્યેય અથવા સાધ્ય શું છે તે તૈત્તિરીય સંહિતાના વચનોથી સ્પષ્ટ થાય છે—

**इन्द्रस्य सुषुवाणस्य दशधेन्द्रियं वीर्यं परापतत् । तद्देवाः सौत्रामण्या समभरन् ॥**

( તૈ. સં. ૫|૬|૩|૪ )

" ઇન્દ્રનું વીર્ય દશ દિશાઓમાં વિભિન્ન માર્ગોમાં વિભક્ત બની ગયું હતું તે દેવોએ સૌત્રામણિ યાગથી એકત્રિત કર્યું " અર્થાત્ આ સૌત્રામણિયાગનું સાધ્ય વેરાએલી અને વિખરાએલી શક્તિને એકત્રિત કરવાનું છે. " **सु+त्रामन्.** " શબ્દનો અર્થ છે ( **सु** ) ઉત્તમ ( **त्रामन्** ) રક્ષણ કરવાની બુદ્ધિપૂર્વકની શક્તિ. આ જેનાથી પ્રાપ્ત થાય છે તેને " **सौत्रामणी याग** " કહે છે. તૈત્તિરીય સંહિતાના પૂર્વોક્ત વચનોમાં પણ વિખરાએલી ઇન્દ્રની શક્તિને એકત્રિત કરવાને માટે જ આ સૌત્રામણી યાગ કરવામાં આવ્યો અને તે યાગથી આ શક્તિ કેન્દ્રિભૂત થઇ ગઇ વગેરે વાતો સ્પષ્ટ છે. અર્થાત્ સૌત્રામણી યજ્ઞથી સંગઠન થાય છે અને રાષ્ટ્રીય શક્તિ વધે છે. તેથી આ તૃતીય સૂક્તના દ્વિતીય મંત્રમાં સૌત્રામણિ યજ્ઞ દ્વારા રાષ્ટ્રભ્રષ્ટ રાજાને ફરીથી રાજગાદી પર લાવવામાં આવે છે એમ કહ્યું છે—

**दूरे सन्तं विप्रं इंद्रं सख्याय अरुषासः आच्यावयन्तु ।**

( સૂ. ૩ મં. ૨ )

" રાજ્યથી દૂર પડેલા જ્ઞાની નરેન્દ્રને દોસ્તીને માટે તેજસ્વી લોકો તેને ગુપ્ત સ્થાનથી અહીં લાવે. " રાજ્યભ્રષ્ટ રાજા જંગલોમાં અથવા ( **अन्यक्षेत्रे अपरुद्धं चरन्तं** મં. ૪ ) બીજા દેશમાં છૂપાઇ રહેલો છે તેને ફરી રાજ્યપર સ્થાપિત કરવા માટે જ્ઞાની લોકો તેને પોતાના રાજ્યમાં લઇ આવે. તેની મૈત્રી ફરી પોતાની પ્રજા સાથે પૂર્વવત્ થાય અને જ્ઞાની ઇન્દ્ર જ રાજગાદી પર બેસી જાય, આ માટે આ બધા પ્રયત્નો છે. આને માટે પ્રયત્નો કરવા માટે જ સૌત્રામણિ યાગ કરવામાં આવે છે એમ આ દ્વિતીય મંત્રના ઉત્તરાર્ધમાં કહ્યું છે—

**देवाः अस्मै गायत्रीं बृहतीं अर्कं सौत्रामण्या दधृषन्त ।** ( સૂ. ૩ મં. ૨ )

" દેવ આ રાજાને માટે ગાયત્રી બૃહતી આદિ રૂપે અર્ચન સત્કાર સૌત્રામણિ યાગ દ્વારા કરવામાં આવે છે, " રાજગાદી પર રાજાને બેસાડવા માટેનો પ્રબંધ કરવાને માટે જ

સૌત્રામણિ યાગ કરવામાં આવે છે. આ યાગથી પોતાની વિખરાએલી શક્તિને એકઠી કરે છે અને તે શક્તિ દ્વારા તે રાજાને પોતાના રાજ્યમાં લાવીને તેનો ઘણો સત્કાર કરે છે. આ સત્કારનું સ્વરૂપ જુઓ—

वरुणो राजा त्वा अद्भ्य ह्वयतु ।
सोमः त्वा पर्वतेभ्यः ह्वयतु ।
इन्द्रः त्वा आभ्यः विड्भ्य ह्वयतु ॥ ( સૂ ૩ મ ૩ )
अश्विना ते सुगं पन्थां कृणुताम् ॥ ( સૂ ૩ મ. ૪ )
प्रतिजनाः त्वा ह्वयन्तु, मित्राः प्रति अवृषत ॥
( સૂ. ૩ મ. ૫ )

" વરુણ રાજા જળસ્થાનોના રક્ષણને માટે તને બોલાવે, સોમ રાજા પર્વતોના રક્ષણને માટે તને બોલાવે, ઇન્દ્ર તને આ પ્રજાજનોની સુવ્યવસ્થાને માટે બોલાવે અશ્વિદેવ તારો અહીં આવવાનો માર્ગ સુગમ કરે પ્રત્યેક પ્રજાજન આદરથી તને બોલાવે અને મિત્રો હમેશાં તારૂં બળ વધારે "

રાજ્ય પ્રબંધમાં સમુદ્ર કિનારાનો પ્રબંધ તથા પર્વત સ્થાનોનો પ્રબંધ આ બે પ્રબંધો આન્તરાષ્ટ્રીય મહત્વના છે અને પ્રજાજનોના સુપ્રબંધનું કાર્ય રાષ્ટ્રની અન્તર્ગત વ્યવસ્થાનુ છે સમુદ્રમાં નૌકા, જળદુર્ગો ઇત્યાદિની રક્ષાનો પ્રબંધ કરવાનો હોય છે અને પર્વતો પર કિલ્લાઓ વગેરેનો પ્રબંધ આવશ્યક હોય છે પ્રજાની સુવ્યવસ્થાનો પ્રબંધ તો રાજ્યશાસનનો એક મુખ્ય ભાગજ છે તેમાં તો જરાપણ શક છેજ નહિ આ સર્વ પ્રબંધો માટે રાજાને રાજગાદીપર ફરીથી સ્થાપિત કરવામાં આવે એ તાત્પર્ય અહીં છે રાજાનાં શુ કર્તવ્યો છે તે વિષે પણ અહીં સૂચિત કરવામા આવ્યુ છે સર્વ દેવતાઓની સહાયતા પણ આ રાજાને પ્રાપ્ત થાય અને આ પ્રમાણે દેવોની સહાયતાથી બળવાન બનેલો પોતાના દેશનો રાજા શત્રુને માટે અસહ્ય થાઓ એવી ઇચ્છા પ્રજાજનો અને તેમના નેતાઓના હૃદયમાં રહેવી જોઇએ આ વિષયમા આગળનો મંત્ર શુ કહે છે તે જુઓ—

इन्द्राग्नी विश्वे देवाः विशि ते क्षेम मदीधरन् ।
( સૂ ૩ મ. ૫ )

'ઇન્દ્ર અગ્નિ અને બીજા સર્વ દેવો પ્રજામાં તારૂં કલ્યાણ વધારે " અર્થાત્ આ દેવોની કૃપાથી તારી પ્રજાનું પણ કલ્યાણ થાઓ અને પ્રજાના આનંદની સાથે તારૂં પણ કલ્યાણ થાઓ અહીં—

ते क्षेमं विशि ।
( સૂ ૩ મં. ૫ )

" તારૂં ( રાજાનું ) કલ્યાણ પ્રજામાં વસે છે " અર્થાત્ પ્રજાજનોનું કલ્યાણ થવાથીજ રાજાનું કલ્યાણ થવાની શક્યતા છે નહિ તો નહિ જ જે રાજા પ્રજાના કલ્યાણમાં જ મારૂ કલ્યાણ છે એમ માનતો નથી તે રાજા જ નથી. યજુર્વેદમા પણ કહ્યુ છે કે-

विशि राजा प्रतिष्ठितः ।
( યજુ ૨૦।૯ )

" પ્રજાના આશ્રયેજ રાજા સુપ્રતિષ્ઠિત થાય છે " જો પ્રજા જ ન હોય તો રાજાનું અસ્તિત્વજ ક્યાં રહ્યુ ? પરંતુ રાજા ન હોય તો પણ પ્રજા તો અવશ્ય રહી જ શકે છે, આથી જ કહ્યું છે કે રાજા પ્રજાના આશ્રયે રહે છે, પરંતુ પ્રજા રાજાના આશ્રય વિના પણ રહી શકે છે આમ રાજાનુ કલ્યાણ પ્રજાના કલ્યાણમાં જ રહેલું છે " ते क्षेमं विशि " આ અથર્વવેદના મંત્રને પાઠક આ દૃષ્ટિથી મનન કરે આવા રાજાને પોતાની જનતા લોકો પોતાના રાજ્યમાં ફરીથી સ્થાપિત કરે આ વિષયમાં આ સૂક્તનો ચતુર્થ મંત્ર જુઓ—

" सजाताः इम ( राजानं ) अभि-सं-विशन्त्वम् ॥
( સૂ ૩ મ ૪ )

" સજાતીય લોકો આ રાજાને ( अभि ) ચારે તરફથી ( सं ) સારી રીતે ( विशन्त्वं ) પ્રવેશ કરાવે. " રાજા પોતાના દેશમાં આવે તો પોતાના સ્વજાતિવાળા સાથે જ આવે, તેઓ તેની સુરક્ષાનો પ્રબંધ કરે અને ચારે બાજુ ઉત્તમ વ્યવસ્થા રાખે, રાજાની સુરક્ષિતતાને માટે ઉત્તમ યત્ન કરવામા આવે, સ્વજાતીય લોકો જ ( सजाता ) રાજાના સાચા રક્ષક બની શકે છે વિજાતીય લોકો ક્યે વખતે દગો દેશે તેનો કોઇ વિશ્વાસ રાખી શકાય નહિ તેથી જ રાજા પણ સ્વજાતીય લોકોપર જ અધિક વિશ્વાસ રાખે અને તેમનો યોગ્ય સન્માન કરતો રહે નહિ તો કેટલાક રાજાઓ એવા પણ હોય છે કે જેઓ પરદેશીઓ તથા અન્યજાતિના લોકો પરજ અધિક વિશ્વાસ રાખે છે અને સ્વદેશીઓ તથા સ્વજાતિવાળા લોકો પર અવિશ્વાસ કરે છે આ આત્મઘાતી વર્તનનું પરિણામ તેને અંતમાં ખરાબ રીતે ભોગવવુ જ પડે છે આ અર્થે જ આ મંત્રભાગમાં સ્વજાતીય લોકોને

વિશ્વાસમાં લેવાની સૂચના કરવામાં આવી છે, જે રાજનીતિમાં વિશેષ મહત્વની છે. જ્યાં સ્વજાતીય લોકો સહાયતાને માટે તત્પર હોય ત્યાંજ રાજા વિશ્વાસપૂર્વક વેગથી જાય અને પોતાનું કાર્ય શરૂ કરે; આ વિષયમાં આ મંત્ર જુઓ—

**श्येनः भूत्वा इमाः विशा आपत ॥** ( સૂ. ૩ મં. ૩ )

"શ્યેન પક્ષીની માફક વેગથી આ પ્રજામાં આવીને રહે" અર્થાત્ જ્યાં પ્રજાજનોના ભદ્ર પુરૂષો સહાયતા આપવાને તૈયાર હોય ત્યાં રાજાએ ત્વરાથી પહોંચી જઇને પોતાનું પ્રજાપાલનનું કાર્ય કરવું જોઇએ—

## વિરોધી મનુષ્ય

સજાતીય લોકો પ્રાયઃ હરહમેશ રાજાની સહાયતાને માટે જ તૈયાર રહેશે કારણ કે રાજાનું ગૌરવ વધવાની સાથે તેમનો પણ યશ વધે જ છે તો પણ કેટલાક લોકો શત્રુપક્ષમાં જઇને મળે છે અને ઉત્તમ રાજાને રાષ્ટ્રમાં ફરીથી સ્થાપિત કરવામા વિરોધ કરે છે, એવી શકયતા હોઇ શકે ત્યારે આવા માણસોનું શું કરવું જોઇએ, એ શંકા અહીં અવશ્ય થાય જ. આ શંકાનો ઉત્તર આ સૂક્તના ષષ્ઠ મંત્રમાં આપેલો છે. જુઓ—

**यः स जातः, यः च निष्ट्यः, ते हवं विवदत् ।**
**तं अपाञ्चं कृत्वा, अथ इमं इह अवगमय ॥**

( સૂ. ૩ મં. ૬ )

"કોઇ સજાતીય અથવા કોઇ વિજાતીય અથવા વિદેશી મનુષ્ય તારા રાજ્યારોહણના શુભ પ્રસંગે વિરોધ ઉભો કરનારો હોય તો તેનો બહિષ્કાર કરીને પછીથી આ રાજાને અહીં લઇ આવો."

સર્વની સંમતિથી જે રાજાને રાજ્યગાદી આપવામાં આવી હોય અને તેની સામે કાવતરાં કરનારો કોઇ મનુષ્ય હોય તો ( **अपाञ्चं तं कृत्वा** ) તેને દૂર કરીને જ અન્ય શ્રેષ્ઠ લોકોએ પોતાનું પ્રશસ્ત કર્તવ્ય કરવું જોઇએ. રાજ્યની અંતર્ગત વ્યવસ્થા કરવામાં તો આવા પ્રકારના કેટલાએ ઝગડા થતા જ રહે છે, તેથી તેમને દૂર કરવાનો એક માત્ર ઉપાય અહિં દર્શાવ્યો છે, આ પ્રમાણે જ પાઠક અન્ય ઉપદ્રવ દૂર કરી શકે છે.

## ચતુર્થ સૂક્ત

અહીં તૃતીય સૂક્તનો વિચાર સમાપ્ત થાય છે માટે હવે તેની સાથે સંબંધ ધરાવનાર ચતુર્થ સૂક્તનો વિચાર કરીએ. તૃતીય સૂક્તનો સંબંધ બહાર રહેનારા રાજાને ફરી વખત સ્વરાજ્યમાં લાવીને રાજ્ય પર સ્થાપિત કરવાના મહત્વપૂર્ણ કાર્યની સાથે છે, અને આ ચતુર્થ સૂક્તનો સંબંધ સર્વ સાધારણ રાજાને અને વિશેષતઃ પ્રજાએ ચૂંટેલા રાજાને રાજગાદી પર બેસાડવાના કાર્યની સાથે છે તેથી આ ચતુર્થ સૂક્તનો સંબંધ એક રીતે તૃતીય સૂક્ત સાથે છે અને બીજી રીતે વિચાર કરીએ તો આ ચતુર્થ સૂક્ત તદ્દન સ્વતંત્ર પણ છે. રાજાનો રાજ્યાભિષેક એ આ ચતુર્થ સૂક્તનો મૂખ્ય વિષય છે. આ સૂક્તમાં પ્રજા દ્વારા રાજાની ચૂંટણી કરવાનું વર્ણન એ મુખ્ય વિષય છે, તેનો જ પહેલાં વિચાર કરીએ—

## રાજાની ચૂંટણી

રાજાનો પુત્ર હો અથવા તો કોઇ નવોજ વીર હો તેને પ્રજાની સંમતિથી જ રાજ્ય પ્રાપ્ત થતું હતું. શ્રી રામચંદ્ર જેવા સર્વ માન્ય પુરૂષને પણ રાજ્ય પ્રાપ્ત કરવા માટે પ્રજાની અનુમતિ લેવી પડી હતી આ વાતનો વિચાર કરતાં પ્રજાની સમ્મતિ પ્રબળ શક્તિ ધરાવતી હતી તે સ્પષ્ટ પ્રતીત થાય છે. આ સૂક્તે આ વૈદિક પૃથાપર ઘણો જ ઉત્તમ પ્રકાશ પાડયો છે. જુઓ—

**प्रदिशः देवीः इमाः पञ्च विशः त्वां राज्याय वृणताम् ।** ( સૂ. ૪ મં. ૨ )

"દિશા અને ઉપદિશાઓમાં રહેનારી આ દિવ્ય પાંચ પ્રકારની પ્રજા તને રાજ્યના આધિપત્યને માટે ચૂંટે." પ્રજા રાજ્યશાસન ચલાવવા માટે તારો સ્વીકાર કરે આમ કહેવાથી રાજગાદી પર રાજાને રાખવો અથવા ન રાખવો એ અધિકાર પ્રજાને આધીન છે એ વાત અહીં એની મેળે જ સિદ્ધ થાય છે. અથર્વવેદમાં આ વાત દર્શાવનારાં અનેક સૂત્રો છે, તેમનો વિચાર યથાવકાશ તેમના યોગ્ય સ્થાને થશેજ. પાઠક પણ જ્યાં જ્યાં આવા ઉલ્લેખ આવતા હોય તેમને એકઠા કરીને સર્વને સાથે મેળવીને તેમનો એકત્રિત વિચાર કરશે તો તેમને વૈદિક રાજનીતિ શાસ્ત્રનું જ્ઞાન બરાબર થશે. અસ્તુ. આ પ્રમાણે રાજાની ચૂંટણી કરી તેને રાજગાદી પર બેસાડી રાજા તરીકે સ્વીકારવાનો અધિકાર પ્રજાનો છે એ વાત આ મંત્રભાગ દ્વારા સિદ્ધ થઇ ગઇ છે. હવે આ સૂક્તના આ ભાવને પોષક અન્ય મંત્રભાગ અહીં જોઇએ—

**हे राजन् ! सर्वाः प्रदिशः ( प्रजाः ) त्वा ह्वयन्तु ।** ( મં. ૧ )

हृविनः स जाताः त्वा अच्छ यन्तु। ( मं. ३ )
यद्दुघा विरूपाः सर्वाः ( प्रजा ) संगत्य ते वरीयः
अक्रन्। ( मं. ७ )
ताः संविदाना सर्वाः ( प्रजाः ) त्वा ह्वयन्तु ( मं. ७ )

" હે રાજન્! સર્વ દિશાઓમાં રહેનારી સર્વ પ્રજા તને બોલાવે. ભેટ લાવનારા સ્વજાતીય લોકો તારી સામે આવી જાય ઘણુખરૂં વિભિન્ન રૂપવાળી સર્વ પ્રજા એકત્ર મળી સભા રચીને તને શ્રેષ્ઠ બનાવે તે જાણનારી સર્વ પ્રજા તને જ બોલાવે.'

ઇત્યાદિ મંત્રો પ્રજાની અનુમતિ રાજાને માટે અત્યાવશ્યક છે એ વાત સ્પષ્ટ દર્શાવે છે તેથી આ સૂક્તનો સ્પષ્ટ આશય આજ છે કે પ્રજાએ સ્વીકારેલો રાજા જ રાજગાદી પર બેસી શકે કોઇપણ પુરૂષને જન્મથી જ રાજગાદીનો અધિકાર મળી શકતો નથી, પરન્તુ જેનો પ્રજા સ્વીકાર કરે તે જ રાજ્યપદને માટે યોગ્ય બની શકે છે આ સૂક્તના ઉપદેશમાં આ મહત્વપૂર્ણ વાત પાઠક અવશ્ય જુએ અને વૈદિક ધર્મ પ્રમાણે પ્રજાએ નિયુક્ત કરેલો અને પ્રજાની સમ્મતિ પામેલો જ રાજા હોઇ શકે તે વાત સ્મરણમાં રાખવા જેવી છે

### પ્રજાનું પાલન

રાજ્યાભિષેક વખતે જ પ્રજાથી ચૂંટાએલા અને વરાએલા રાજાને રાજગાદી પર અભિષિક્ત કરતી વખતે જ જણાવવામાં આવે છે કે હવે તારૂં પ્રજા પાલનરૂપ કર્તવ્ય છે. જુઓ—

१ राष्ट्रं त्वा आगन्,
२ वर्चसा सह उदिहि,
३ विशां पतिः प्राङ् एकराट् त्वं विराज.
४ उपसद्यः नमस्यः भव इह भव ॥ ( मं १ )

" હે રાજન્! ( ૧ ) હવે તને રાજ્ય મળી ચૂક્યુ છે, ( ૨ ) તારા તેજની સાથે તું ઉદયને ( ઉન્નતિને ) પ્રાપ્ત કર, ( ૩ ) પ્રજાનો પાલનકર્તા મુખ્ય તું એક રાજા બનીને તું વિશેષ પ્રકાશમાન બન, ( ૪ ) તથા સર્વ પ્રજાઓની પાસે જવા યોગ્ય અને નમસ્કાર કરવા યોગ્ય એવો તું બન! આ પ્રથમ મંત્રમાં તું " प्रजा-पति " બન, એમ કહેવામાં આવ્યુ છે 'પતિ' શબ્દનો જો કે રૂઢ અર્થ તો સ્વામી અથવા માલિક એવો થાય છે તો પણ આ શબ્દ " पा " ધાતુથી બનેલો હોવાથી ( पाति-रक्षति ) પાલન કરનારો એવા જ અર્થમાં ખાસ કરીને આ શબ્દ વપરાએલો છે. જે પાલન કરે છે તે પતિ કહેવરાવવાને યોગ્ય છે તેથી પ્રજા પતિ ( विशां पतिः ) એ શબ્દ પ્રજા પાલનરૂપી રાજાનું કર્તવ્ય છે એમ દર્શાવે છે. રાજા શબ્દ પણ વસ્તુતઃ અનિયંત્રિત રાજાને ઉદ્દેશીને વપરાયો નથી પણ ( रंजयति ) પ્રજાનું રંજન કરનારો એવો ઉત્તમ રાજા વાચક છે. આ પ્રમાણે અહીં પ્રજા પ્રજ્ઞાનરૂપ રાજાનું મુખ્ય કર્તવ્ય બતાવ્યું છે. આવા રાજાને જ પ્રજા પ્રેમથી ( नमस्य ) નમન કરે છે અર્થાત્ તેનો સત્કાર કરે છે. રાજા એવો હોવા જોઇએ કે જેને વખત પડેતો પ્રજા છૂટથી ( उपसद्य. ) મળી શકે જેનું દર્શન હંમેશા પ્રજાને મળે એવો રાજા હોવો જોઇએ. જે રાજા હરહમેશ મંત્રીઓ અને અમલદારોથી વિટળાએલો રહે અને ત્રાસી ઉઠેલી પ્રજાનું જે મોઢું પણ જોઇ શકે નહિ એને રાજા કહેવો યોગ્ય નથી, અને તે પ્રજા પાસેથી નમસ્કાર શી રીતે મેળવી શકે! આથી સ્પષ્ટ સમજાય છે કે જો પ્રજાનો આદર અને નમન મેળવવાં હોય તો રાજાએ અવશ્ય પ્રજાને મળવુ જોઇએ.

આ મંત્રમાં ( राष्ट्रं त्वा आगन् ) રાષ્ટ્ર તારી પાસે આવી ગયુ છે આ વાક્યથી સ્પષ્ટ સમજાઇ રહ્યું છે કે રાષ્ટ્ર પોતાની ઇચ્છાથી, સમ્મતિથી તારી પાસે આવ્યું છે. અર્થાત્ રાષ્ટ્રની પાંચ પ્રકારની પ્રજાએ રાજ ગાદી માટે તને ચૂંટી કાઢેલ છે, તેથી તેમની સંમતિથી જ આ રાષ્ટ્ર તને પ્રાપ્ત થએલ છે તેથી તારા માટે એ ઉચિત છે કે તું રાષ્ટ્રનું પાલન એવી રીતે કર કે હંમેશા રાષ્ટ્રની સંમતિ ભવિષ્યકાળમાં પણ તને અનુકૂળ જ રહે કદીપણ પ્રતિકૂળ ન બને, આ મંત્રનો પાઠક વિચાર કરશે તો જણાશે કે રાજા બનવા માટે પ્રજાની અનુકૂળ સંમતિની કેટલી આવશ્યકતા છે પ્રજાની અનુમતિ વિના રાજા રાજગાદી પર રહી જ શકે નહિ એ આશય અહીં સ્પષ્ટ રીતે સમજાઇ જાય છે.

### ધનના વિભાગ

પ્રજાઓમાં ધનના જો વિષમ વિભાગ થાય તો કેટલાક લોકો ખૂબજ ધનવાન બની જશે અને તેઓ નિર્ધનો પર ખૂબજ દબાણ કરશે અને તેથી બિચારા નિર્ધન લોકો પીસાઇ જશે તેથી રાજાના આવશ્યક કર્તવ્યોમાં એક એ કર્તવ્ય

પણ વેદે કહ્યું છે કે તે પ્રજાઓમાં યોગ્ય પ્રમાણથી વસુ વિભાજન કરે પ્રજામાં વિષમ રીતે ધન વહેચાએલું ન રહે આ વિષયમાં વેદમા ઠેકઠેકાણે આદેશ આપેના છે.

१ राष्ट्रस्य वर्ष्मन् ककुदि श्रयस्व
ततः उग्र ( भूत्वा ) नः वसूनि विभज ॥ (मं.२)
२ अधमनः वसुदेयाय कृणुष्व
ततः उग्र ( भूत्वा ) न वसूनि विभज ॥ (म.४)

"(૧) રાષ્ટ્રના ઐશ્વર્યમય ઉચ્ચ સ્થાનપર ચઢીને, ઉગ્ર બનીને અમારે માટે ધનના ભાગ કરે (૨) ત્યાર પછી તારૂં પોતાનુ મન ધનના દાન માટે અનુકૂળ બનાવ, ઉગ્ર બનીને અમારે માટે ધનનો વિભાગ કરીને વહેંચી દે " આ બે મંત્ર ભાગમાં પહેલાં એમ કહ્યું છે કે, ' હે રાજન ! તું સર્વથી પહેલાં રાષ્ટ્રના અત્યંત ઉચ્ચ સ્થાનપર અર્થાત્ રાજ ગાદીપર આરૂઢ થા. ત્યાર પછી ઉગ્ર બન એટલે કે નરમ હૃદયવાળો ન બન અને પ્રજામાં ધનનો ભાગ કર "

જો કે રાજા પ્રજાની અનુમતિથી જ રાજગાદીપર બેસે છે તો પણ ગાદીપર આરૂઢ થયા પછી તેણે ઉગ્ર બનવું જોઇએ જો તે નરમ હૃદયવાળો બનશે તો તેનાથી રાજાનાં કર્તવ્યો બરાબર રીતે પાર પાડી શકાય નહિ ધર્માધર્મનો નિર્ણય કરીને અધર્માચરણ કરનારાને યોગ્ય શાસન કરવુ એટલે ઉગ્ર બન્યા વિના તે થઇ શકે નહિ તેથી રાજાને ઉગ્ર બન્યા સિવાય ચાલે નહિ, તે અત્યંત આવશ્ક છે ઉગ્ર બનીને અને પક્ષપાત સિવાય રાજાએ કર્તવ્ય કરવાં જોઇએ

ધનનુ યોગ્ય વિભાજન કરવા માટે રાજાએ ન તો ધનિકોનો પક્ષ લેવો જોઇએ અથવા ન તો નિર્ધનોનો પક્ષ લેવો જોઇએ. રાષ્ટ્રમા ધન વિષમ પ્રમાણમાં ન વહેચાય તેવુ લક્ષ રાખીને પોતાનું વસુ વિભાજનનુ કર્તવ્ય પૂર્ણ કરવુ જોઇએ આ ઘણુ જ અઘરૂ છે પરંતુ રાજ્યની સુસ્થિતિને માટે અત્યંત આવશ્યક છે. ધનની વિષમતા, અધિકારની વિષમતા, જ્ઞાનની વિષમતા અને જાતિની ઉચ્ચ નીચતા ઇત્યાદિ અનેક વિષમતાઓ હોય છે, તેમાં ધન અને અધિકારની વિષમતા ઘણી વિઘાતક હોય છે આ વિષમતાને કારણે દબાએલા મનુષ્યોની ઉન્નતિ થવી કઠિન થઇ જાય છે અને જે જાતો દબાએલી છે તેમની ભયાનક સ્થિતિ થાય છે એ હકિકત સહુ જાણે છે તેથી વસુવિભાગ નામના રાજાના કર્તવ્યમાં ધનવિષયક વિષમતા દૂર કરવાનો ઉપદેશ કરેલ છે તેનું મહત્વ પાઠક બરાબર સમજે

### શુભ સંકલ્પ

પ્રજાજનોને શુભ સંકલ્પવાળી બનાવવી એ પણ રાજાનું એક મુખ્ય કર્તવ્ય છે તેનો પ્રારંભ રાષ્ટ્રની માતાઓ અને રાષ્ટ્રના સુપુત્રોથી થવી યોગ્ય છે આ વિષયમાં જુઓ—

जायाः पुत्राः सुमनसः भवन्तु । (म. ३)

હે રાજન્ ! તારા રાજ્યમાં શિક્ષણનો પ્રબંધ એવો કર કે જેથી, " સ્ત્રીઓ અને બાળકો ઉત્તમ વિચારવાળાં બને " જે રાષ્ટ્રની માતાઓ અને બાળકો સર્વ ઉત્તમ વિચારવાળાં બનેલાં હોય તે રાષ્ટ્રની ગણના સ્વર્ગમાં જ થઇ શકે છે. સુવિચારવાળી કન્યાઓ અને શુભ સંકલ્પવાળા કુમારો રાષ્ટ્રમાં વધે તો જ બ્રહ્મચર્યનું વાયુમંડળ બની શકે છે, અન્યથા જે થવાનુ સંભવિત છે તે આજ કાલ પ્રત્યક્ષજ દેખાઇ રહ્યુ છે રાષ્ટ્રમાં વિદ્યાના અધિકારી શિક્ષકો તેમજ અન્ય શાસનાધિકારીઓ જ્યારે ઉત્તમ બ્રહ્મચારી થશે તેજ સમયે રાષ્ટ્રની સર્વ કન્યાઓ અને સર્વ કુમારો ઉત્તમ સંકલ્પવાળા બની શકે છે પાઠક આ વાતનો ખૂબ વિચાર કરે આ અપૂર્વ ઉપદેશ વેદે અહીં આપલો છે જે પ્રાચીન સમયમાં વ્યવહારમાં આવેલ હતો પરંતુ હવે ફરી વખત તે જલદી વ્યવહારમાં આવશે એમ દેખાતું નથી, કારણ કે અવૈદિક વાયુમંડળ વધી રહ્યુ છે તેથી વૈદિક ધર્મી આર્યો માટે એ ઉચિત છે કે તેઓ કુમારો અને કુમારીઓમા પવિત્ર વિચારનુ વાયુમંડળ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે અને આ આદર્શ પોતાના મનમા સદા જાગૃત રાખે

### રાજાની રહેણી કરણી

રાજાનો વ્યવહાર તદ્દન સીધો સાદો હોવો જોઇએ કયારેક સાધારણ મનુષ્યની જેમ વેશાંતર કરીને પોતાના રાજ્યમાં રાજાએ ભ્રમણ કરવુ જોઇએ અને પ્રજાનુ સુખ દુઃખ પ્રત્યક્ષ રીતે જોવુ જોઇએ એવો આદેશ છે જુઓ—

इन्द्रेन्द्र ! मनुष्याः ( वत् ) परेहि,
वरुणैः संविदानः सं अज्ञास्थाः ॥
स अयं त्वा ह्वे सधस्थे अह्वत्,
स उ देवान् यक्षत विशः कल्पयात् ॥ (म ६)

" હે રાજન્ ! સાધારણ લોકોની જેવો બનીને દૂર દૂર સુધી તું જનતામા ભ્રમણ કર ત્યાંના શ્રેષ્ઠ મનુષ્યોની સાથે હળી મળીને તેમની સાચી સ્થિતિને જાણી લે તેઓ તને પોતાને ઘેર બોલાવે અને યત્ન કરે, આ પ્રમાણે પ્રજાઓની ઉન્નતિ કર

આ મંત્ર ઘણા દૃષ્ટિબિન્દુઓથી મનન કરવા જેવો છે. તેમાં સહુથી પ્રથમ તો એમ કહેવામાં આવ્યું છે કે ક્યારેક ક્યારેક રાજાએ પોતાનો દરબારી ઠાઠ અને વૈભવ છોડી સામાન્ય મનુષ્ય જેવા બનીને, તેમના જેવો જ પહેરવેશ ધારણ કરીને નગરમાં ભ્રમણ કરવું અને પોતાની પ્રજાની સ્થિતિ કેવી છે તે પોતાની આંખે જોવી, કે પ્રજા કોઈ પણ જાતનાં દુઃખમાં, કષ્ટમાં છે કે સુખમાં છે પોતાના કર્મચારીઓ પ્રજાની સાથે કેવો વ્યવહાર કરે છે ત્યાંના જે (ग्रामणीः-घरैः) આગળ પડતા લોકો હોય અને જેઓ વધારે સમજવાળા બુદ્ધિશાળી હોય તેમની સાથે હળીમળીને સર્વ પરિસ્થિતિને બરાબર જાણી લઈ એ વાત શોધી કાઢવી જોઈએ કે કઈ જાતના સુધારા કરવાથી પ્રજાનું સુખ વધશે તેવા સુધારા કરીને તેમનું સુખ વધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રમાણે જાતે જોવાથી રાજાને જણાઈ જશે કે રાજ્યની વ્યવસ્થામાં કયાં દોષ છે અને કયાં ગુણ છે.

બીજી વાત આ મંત્રમાં જે કહી છે તે એ છે કે પ્રજાના લોકો રાજાને વારંવાર પોતાને ઘેર બોલાવે, રાજા ત્યાં જાય તેમની સાથે મળીને વાતચીત કરે, બધા હળીમળીને યજ્ઞ યાગ વગેરે કરે આ રિતે રાજા પ્રજાને સમર્થ બનાવે અને પ્રજાની ઉન્નતિ કરે આ સર્વ ઉપદેશ ઉત્તમ છે અને જેવી રીતે રાજાને તેવીજ રીતે રાજ પુરુષોને પણ હમેશાં મનન કરવા યોગ્ય છે

## દૂતનો સંચાર

રાજા પોતે પોતાના રાજ્યમાં ભ્રમણ કરે અને સર્વ વ્યવસ્થા પોતેપોતાની નજરે જુએ આ વિષયમાં ઉપર કહેવામાં આવ્યું જ છે પરન્તુ એકલો રાજા આખા રાજ્યમાં કયા સુધી જઈ શકે, અને કેટલુંક જોઈ શકે ? એટલે રાજાઓની ખરી આંખો તો દૂતો જ છે તેથી દૂતોના સંચાર બાબત માં ત્રીજા મંત્રમાં કહેલ છે—

**आजिर दूत सचराति।** (મં ૩)

" યુવાન દૂતો સંચાર કરે. " રાષ્ટ્રમાં દૂતોને બધી બાજુ મોકલીને જે કાંઈ જાણવા યોગ્ય વાતો હોય તે રાજા જાણી લે અને આ માહિતી પરથી પોતાની રાજ્ય વ્યવસ્થામાં જે કાંઈ ન્યૂનાધિક ફેરફાર કરવાનો હોય તે કરતો રહે અર્થાત્ દૂતોનું ભ્રમણ એ શાસનનું એક આવશ્યક અંગ છે, કારણ કે તેથી રાજાને શાસનની બાબતમાં પોતાની પ્રજાનાં સુખ દુઃખોની બરાબર જાણ થાય છે આ પ્રમાણે માહિતી પ્રાપ્ત કરીને પોતાનું શાસન ચલાવનારો રાજા પ્રજાને અત્યંત પ્રિય થાય છે, તેથી પ્રજા પણ આવા રાજાનો વિવિધ ભેટો અને ઉપહારો અર્પણ કરીને સત્કાર કરે છે આ બાબતમાં જુઓ

**(૧) हविन: सजाता: त्वा मच्छ यन्तु ॥** (મં ૩)

**(૨) उग्र: यहुं पाहि प्रति वदयासै ॥** (મં ૩)

(૧) " હવિ લઈને સ્વજાતિના લોકો તારી સામે ઉપસ્થિત થાય (૨) ઉગ્ર બનીને તું ઘણી ભેટો મેળવી શકીશ ' આ પ્રમાણે રાજા પ્રજાનો મહાસત્કાર પ્રાપ્ત કરી શકે તેમજ—

**(૧) ते घावा पृथिवी शिये स्ताम्।** (મં ૫)

**(૨) उग्र: सुमना: इद दशमीं घदा।** (મં ૭)

" (૧) હે રાજન્ ! તારે માટે દ્યાવા પૃથ્વી કલ્યાણપૂર્ણ બનો અને (૨) ઉગ્ર તથા ઉત્તમ મનવાળો બનીને તું અહીં સો વરસ સુધી આ તારા રાજ્યને કાબૂમાં રાખ " તેજ પ્રમાણે, સર્વ દેવોની સહાયતા આ રાજાને મળે ' (મં. ૪) આ પ્રકારની ઇચ્છા લોકો ત્યારે જ કરશે જ્યારે રાજા પણ પ્રજાના સુખને વધારવા માટે તત્પર અને દત્તચિત્ત હોય જો રાજા પ્રજાના સુખની પરવાહ કરતો નથી તેના હિતાહિતની ચિન્તા પ્રજા પણ કરતી નથી. તેથી આ વાત દરેક રાજાએ બરાબર લક્ષમાં રાખવી જોઈએ કે, મને જે આ રાજ્ય પ્રાપ્ત થયું છે તે પ્રજાનું પાલન કરવા માટે છે અને નહિ કે મારા પોતાના સુખોપભોગ ભોગવવા માટે આ ભાવ મનમાં રાખીને રાજા પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે પાલન કરે

## વરૂણ

અહીં એક વૈદિક વર્ણન શૈલીની વિશિષ્ટતા જણાઈ આવે છે તે અવશ્ય જોવા જેવી છે ઇન્દ્ર, વરૂણ ઇત્યાદિ શબ્દો દેવતા વાચક હોઈ શકે છે બીજા કોઈને તે લાગુ પાડી શકતા નથી એમ સામાન્યત આમ જનતા જાણે છે પરંતુ ક્યારેક આ શબ્દો વિશેષણ તરીકે પણ વપરાય છે અને બીજાના કેટલાક ગુણો દર્શાવે છે. અને કેટલીક વાર તે પોતેજ અન્ય પદાર્થ વાચક પણ બની જાય છે અહીં વરૂણ શબ્દ બહુવચનમાં વપરાએલ છે તેથી ખાત્રીથી તે વરૂણને ઉદ્દેશીને તો નથી જ વપરાયો કારણ કે જ્યારે તે વરૂણને ઉદ્દેશીને વપરાય છે ત્યારે એક વચનમાં જ વપરાય છે અહીં તે બહુવચનમાં હોવાને લીધે તે પ્રજા જનોને ઉદ્દેશીનેજ હોઈ શકે છે ' वरुण, वरण, वर्ण, '' આ પ્રમાણે તે ચારે વર્ણોનો ઉદ્બોધક હોઈ શકે છે અથવા વર એટલે કે શ્રેષ્ઠતા વાચક પણ હોઈ શકે છે અમારા મત પ્રમાણે " વર્ણ " અર્થ લેવો અધિક યોગ્ય છે, તો પણ તેનો અધિક વિચાર પાઠક કરે.

# વિજયી રાજા

## કાંડ ૬, સૂક્ત ૯૮

( ऋषिः- अथर्वा । देवता- इन्द्रः )

इन्द्रो जयाति न परा जयाता अधिराजो राजसु राजयातै ।
चर्कृत्य ईड्यो वन्द्यश्चोपसद्यो नमस्योऽ भवेह ॥ १ ॥

त्वमिन्द्राधिराजः श्रवस्युस्त्वं भूरभिभूतिर्जनानाम् ।
त्वं दैवीर्विश इमा वि राजायुष्मत्क्षत्रमजरं ते अस्तु ॥ २ ॥

प्राच्या दिशस्त्वमिन्द्रासि राजोतोदीच्या दिशो वृत्रहञ्छत्रुहोऽसि ।
यत्र यन्ति स्रोत्यास्तज्जितं ते दक्षिणतो वृषभ एषि हव्यः ॥ ३ ॥

અર્થ—(इन्द्रः जयाति) શૂરવીર પુરૂષોનો હંમેશ વિજય જ થાય છે, (नः पराः जयातै) કદી પરાજય થતો નથી. ( राजसु अधिराजः राजयातै ) રાજાઓમાં જે સર્વથી શ્રેષ્ઠ અધિરાજા હોય છે, તેની પ્રભા વધે છે. હે રાજા ! તું ( इह ) આ રાષ્ટ્રમાં ( चर्कृत्यः ईड्यः ) શત્રુઓનો નાશ કરનારો અને સ્તુતિને માટે યોગ્ય, ( वन्द्यः उपसद्यः नमस्यः भव ) વન્દનીય, પ્રાપ્ત કરવા યોગ્ય અને નમસ્કાર કરવા યોગ્ય થાય. ( ૧ )

હે ઇન્દ્ર ! ( त्वं अधिराजः ) તું રાજાધિરાજ અને ( श्रवस्युः ) કીર્તિવાન્ થા. ( त्वं जनानां अभिभूतिः भूः ) તું પ્રજાજનોની સમૃદ્ધિ વધારનારો થા. ( त्वं इमाः दैवीः विशः विराज ) તું આ દૈવી પ્રજાઓ પર વિરાજમાન થા. (ते आयुष्मत् क्षत्रं अजरं अस्तु) તારૂં દીર્ઘ આયુષ્માન્ ક્ષાત્રતેજ જરારહિત થાય. (૨)

હે ઇન્દ્ર ! ( त्वं प्राच्याः दिशः राजा असि ) તું પ્રાચી દિશાઓનો રાજા છે. હે ! ( वृत्रहन् ) શત્રુનાશક ! ( उत उदीच्या दिशः शत्रुहा असि ) અને તું ઉત્તર દિશાના શત્રુઓનો નાશ કરનારો છે. ( यत्र स्रोत्याः यन्ति ) જ્યાં નદીઓ જાય છે ત્યાં સુધીના પ્રદેશને ( तत् ते जितं ) તેં જીતી લીધા છે. તેમજ (वृषभः हव्यः दक्षिणतः एषि) બળવાન્ અને આદરથી બોલવવા યોગ્ય બનીને દક્ષિણ દિશાથી તું જાય છે. (૩)

ભાવાર્થ— જે પુરૂષ શૂર હોય છે, તેમનો જય થાય છે, કદી પરાજય થતો નથી. જે રાજા સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ બને છે તેજ અધિક પ્રભાવશાળી, પ્રશંસનીય, વંદનીય અને ઉપાસ્ય થાય છે. ( ૧ )

ઉત્તમ રાજા કીર્તિવાળો અને પ્રજાની સમૃદ્ધિ વધારનારો થાય, પોતાની પ્રજાને દૈવી સંપત્તિથી યુકત બનાવે અને પોતાના રાષ્ટ્રનું ક્ષાત્ર તેજ વધારીને દીર્ઘ આયુષ્ય પણ વધારે. ( ૨ )

ચારે દિશાઓમાં શત્રુઓનો પરાજય કરીને રાજા વિજયી બને, બળવાન બને અને સર્વનો આદરપાત્ર બને. ( ૩ )

રાજા વિજયી બનીને કઇ રીતે યશ ભાગી બને છે, તે વાત આમાં સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી છે. આ સૂકતનો ભાવ અતિ સરળ અને સુબોધ છે. " શૌર્ય અને બળ વધારીને અને પ્રજાની સમૃદ્ધિ વધારવાથી રાજા વિજયી બને છે. " આ આ સૂક્તનો મુખ્ય આશય છે.

# રાજાની સ્વરાજ્યપર ફરીવાર સ્થાપના

## કાંડ ૩, સૂક્ત ૩

( ऋषिः- अथर्वा । देवता- अग्निः, नानादेवताः )

अचिक्रदत्स्वपा इह भुवदग्ने व्यचस्व रोदसी उरूची ।
युञ्जन्तु त्वा मरुतो विश्ववेदस आमुं नय नमसा रातहव्यम् ॥ १ ॥
दूरे चित्सन्तमरुपास इन्द्रमा च्यावयन्तु सख्याय विप्रम् ।
यद्गायत्रीं बृहतीमर्कमस्मै सौत्रामण्या दधृपन्त देवाः ॥ २ ॥
अद्भ्यस्त्वा राजा वरुणो ह्वयतु सोमस्त्वा ह्वयतु पर्वतेभ्यः ।
इन्द्रस्त्वा ह्वयतु विड्भ्यः आभ्यः श्येनो भूत्वा विश आ पतेमाः ॥ ३ ॥
श्येनो हव्यं नयत्वा परस्मादन्यक्षेत्रे अपरुद्धं चरन्तम् ।
अश्विना पन्थां कृणुतां सुगं त इमं सजाता अभिसंविशध्वम् ॥ ४ ॥

**અર્થ**— ( इह स्व-पाः भुवत् ) અહીં પોતાનું રક્ષણ કરનારો મનુષ્ય હોય એમ ( अचिक्रदत् ) પોકારી પોકારીને કહેવામાં આવ્યું છે. હે ( अग्ने ) અગ્નિ ! ( उरूची रोदसी व्यचस्व ) વિસ્તૃત દ્યાવા પૃથ્વીમાં તારું તેજ ફેલાવ. ( विश्ववेदसः मरुतः त्वा युञ्जन्तु ) સર્વ જાણનારા મરૂત તને યોગ્ય બનાવે. ( रात-हव्यं अमुं ) હવનને યોગ્ય પદાર્થોને આપનારા આ પુરૂષને ( नमसा आनय ) નમસ્કાર સહિત અહીં લાવ. ( ૧ ) ( दूरे चित् सन्तं विप्रं इन्द्रं ) દૂર રહેનારા ડાહ્યા પુરૂષ ઇન્દ્રને પણ ( अरुपासः सख्याय आच्यावयन्तु ) તેજસ્વી લોક મિત્રતાને માટે અહીં લઇ આવે. ( यत् देवाः ) કારણ કે સર્વ દેવ ( सौ-त्रामण्या ) સૌત્રામણિ દ્વારા ( गायत्रीं बृहतीं अर्कं अस्मै दधृपत ) ગાયત્રી બૃહતી રૂપ પૂજા તેને માટે ધારણ કરે છે. ( ૨ ) ( वरुणः राजा ) રાજા વરૂણ ( अद्भ्यः त्वा ह्वयतु ) જળને માટે તને બોલાવે. ( इन्द्रः त्वा आभ्यः विड्भ्यः ह्वयतु ) ઇન્દ્ર તને તે પ્રજાઓને માટે બોલાવે ( श्येनः भूत्वा इमाः विशः आपत ) તું શ્યેન પક્ષીની જેમ વેગ ધારણ કરીને આ પ્રજાઓમા આવી જા. ( ૩ ) ( अन्य-क्षेत्रे अपरुद्धं चरन्तं हव्यम् ) અન્ય દેશમાં છૂપાઇને ફરનારા બોલાવવા યોગ્ય રાજાને ( श्येनः परस्मात् आनयतु ) શ્યેન પક્ષીની જેમ ઝડપથી બીજા દેશમાંથી લઇ આવે. ( अश्विनौ सुगं ते पन्थां कृणुतां ) બન્ને અશ્વિનૌ સુખથી જવા યોગ્ય તારો માર્ગ બનાવે.

**ભાવાર્થ**— આ જગતમાં મનુષ્યે પોતાનું સંરક્ષણ પોતે જ કરવું જોઇએ આ વાત સર્વ શાસ્ત્રોએ પોકારી પોકારીને કહી છે મનુષ્ય અગ્નિની જેમ તેજસ્વી બને અને પોતાનો પ્રકાશ જગતમાં સર્વત્ર ફેલાવે આવું જાણનારા રાજાને બધા વીરો શક્તિશાળી બનાવે અને તેને નમનપૂર્વક તેની રાજ્યગાદી પર સ્થાપન કરે ( ૧ ) રાજા ગમે તેટલો દૂર ગયો હોય તો પણ તેને પોતાના રાજ્યના હિતને માટે તેજસ્વી વીર પુરૂષો ફરીથી લઇ આવે અને ઉત્તમ રક્ષણ કરવાના યોગ્ય પ્રબંધથી તેનો ઉત્તમ સત્કાર કરે. ( ૨ ) જળસ્થાનોની રક્ષાને માટે જળાધિપતિ, પર્વતોની રક્ષા માટે પર્વતોના અધિકારી, જનોની રક્ષા માટે જનાધિકારી અથવા નેતાઓ સમ્રાટને બોલાવે ત્યારે જ સમ્રાટ્ પોતાની પ્રજાઓમાં શીઘ્રતાથી જઇને વિરાજશે ( ૩ ) સંકટ સમયે રાજા અન્ય દેશમાં છુપાઇને ભલેને રહેતો હોય તો પણ તેને લાવીને ફરીથી પોતાની રાજગાદી પર બેસાડવો એજ ઉચિત છે

ह्वयन्तु त्वा प्रतिजनाः प्रति मित्रा अवृषत ।
इन्द्राग्नी विश्वे देवास्ते विशि क्षेममदीधरन् ॥ ५ ॥
यस्ते हवं विवदत्सजातो यश्च निष्ट्यः ।
अपाञ्चमिन्द्र तं कृत्वाथेममिहाव गमय ॥ ६ ॥

(सजाताः इमं अभि सं विशध्वं) સજાતીય લોકો તેને અંદર દાખલ કરાવે. (प्रतिजनाः त्वा ह्वयन्तु) દરેક પ્રકારના લોકો તને બોલાવે. (मित्राः प्रति अवृषत) મિત્ર તારૂં બળ વધારે. (इन्द्राग्नी विश्वे देवाः) ઈન્દ્રાગ્ની અને બીજા સર્વ દેવો (विशि ते क्षेमं अदीधरन्) પ્રજાજનોમાં તારે માટે ક્ષેમ ધારણ કરે. (૫) હે! (इन्द्र) નરેન્દ્ર! (यः सजातः) જે સજાતીય છે (च यः निष्ट्यः) અને જે વિજાતીય છે. (ते हवं विवदत्) તારા આદરણીયતાના વિષયમાં વિવાદ કરે, (त अपाञ्चं कृत्वा) તેનો બહિષ્કાર કરીને (अथ इमं इह अव गमय) ત્યાર પછી તેને અહીં લાવો. (૬)

જ્ઞાની લોકો તેનો માર્ગ સુગમ અને સરળ બનાવે અને તેના જાતિના લોકો તેને પોતાના રાજ્યમા પ્રવેશ કરાવે. (૪) મિત્રો તે રાજાની સહાયતા કરે, સર્વ દેવો પ્રજાસહિત તે રાજાનુ કલ્યાણ કરે. (૫) જો કોઇ જાતવાળો અથવા પરકીય મનુષ્ય આ યોગ્ય રાજાનો વિરોધ કરનારો હોય તો તેને રાજ્યની બહાર કાઢી મૂકવો જોઇએ અને ઘણા જ આદરસત્કારથી રાજાનો પ્રવેશ પોતાના રાજ્યમાં કરાવવો જોઇએ (૬)

અહીં તૃતીય સૂક્તનો અર્થ અને ભાવાર્થ પૂર્ણ થયો ટેની સાથે ચતુર્થ સૂક્તનો અત્યત ઘનિષ્ઠ સબધ છે, તેથી તેનો અર્થ અને ભાવાર્થ જોયા પછી બને સૂક્તોનો સાથે મેળવીને વિચાર કરીશુ

## ક્ષત્રિયનો ધર્મ

### કાંડ ૨, સૂક્ત ૫

(ऋषिः- भृगुः आथर्वणः । देवता- इन्द्रः)

इन्द्र जुषस्व प्र वहा याहि शूर हरिभ्याम् ।
पिबा सुतस्य मतेरिह मधोश्चकानश्चारुर्मदाय ॥ १ ॥
इन्द्र जठरं नव्यो न पृणस्व मधोर्दिवो न ।
अस्य सुतस्य स्व१र्णोप त्वा मदाः सुवाचो अगुः ॥ २ ॥

**અર્થ—** હે શૂર ઈન્દ્ર! (जुषस्व) તું પ્રસન્ન થા, (प्रवह) આગળ વધ. (हरिभ्यां आ याहि) અશ્વોની સાથે તું અહીં આવ. (चकानः) તૃપ્ત થઇને તુ (मदाय) આનંદને માટે (इह) અહીં (मतेः) બુદ્ધિમાન પુરૂષોએ (सुतस्य मधोः चारुः) નિચોવેલો મધુર સુંદર રસ (पिब) પીઓ. (૧) હે ઇન્દ્ર! (नव्यः न) પ્રશસા કરવા જેવો અને (स्वः न) સ્વર્ગીય આનદના જેવા (मधोः जठरं पृणस्व) આ મધુર રસથી તારૂં પેટ ભરી દે. (अस्य सुतस्य) આ નિચોવેલા રસનો (स्वः नः) સ્વર્ગના આનદ જેવો હર્ષ

**ભાવાર્થ—** હે શૂરવીર! તુ હમેશા પ્રસન્ન અને આનદિત રહે અને ઉન્નતિને માર્ગે આગળ વધ તારા ઉત્તમ ઘોડાઓથી યુક્ત એવા રથમા બેસીને અહીં તહીં જા અને હમેશા સંતોષિત રહીને તારા આનદને વધારવાને માટે બુદ્ધિવર્ધક મધુર રસનુ પાન કર (૧) હે શૂરવીર! પ્રશસા યોગ્ય અને હર્ષને વધારનારા મધુર રસથી તારૂ પેટ ભર એમ કરવાથી જ ઉત્તમ

इन्द्रस्तुराषाण्मित्रो वृत्रं यो जघान यतीर्न ।
बिभेद वलं भृगुर्न ससहे शत्रून्मदे सोमस्य ॥ ३ ॥
आ त्वा विशन्तु सुतास इन्द्र पृणस्व कुक्षी विड्ढि शक्र धियेह्या नः ।
श्रुधी हवं गिरो मे जुषस्वेन्द्र स्वयुग्भिर्मत्स्वेह महे रणाय ॥ ४ ॥
इन्द्रस्य नु प्र वोचं वीर्याणि यानि चकार प्रथमानि वज्री ।
अहन्नहिमन्वपस्ततर्द प्र वक्षणा अभिनत्पर्वतानाम् ॥ ५ ॥
अहन्नहिं पर्वते शिश्रियाणं त्वष्टास्मै वज्रं स्वर्यं ततक्ष ।
वाश्रा इव धेनवः स्यन्दमाना अञ्जः समुद्रमव जग्मुरापः ॥ ६ ॥
वृषायमाणो अवृणीत सोमं त्रिकद्रुकेष्वपिबत्सुतस्य ।
आ सायकं मघवादत्त वज्रमहन्नेनं प्रथमजामहीनाम् ॥ ७ ॥

અને ( सुवाचः मदाः ) ઉત્તમ વાણીની સાથેનો આનંદ ( त्वा उप अगुः ) તારી પાસે પહોંચે છે. ( ૨ ) ( यतीः न ) યત્ન કરનારા પુરૂષની જેમ ( यः तुराषाट् मित्रः इन्द्रः ) શત્રુ પર જે ત્વરાથી હુમલો કરનારા મિત્ર ઇન્દ્રે ( वृत्रं जघान ) ઘેરો ઘાલનારા શત્રુઓનો નાશ કર્યો હતો, તથા ( भृगुः न ) ભાંડભુંજાની જેમ જેણે ( वलं विभेद ) શત્રુના બળને ભેદી નાખ્યું અને ( सोमस्य मदे ) સોમરસના આનંદમાં ( शत्रून् ससहे ) શત્રુઓનો પરાભવ કર્યો હતો. ( ૩ ) હે ( शक्र इन्द्र ) શક્તિમાન્ પ્રભુ ઇન્દ્ર ! ( सुतासः त्वा आ विशन्तु ) નિચોવેલો આ રસ તારામાં પ્રવેશ કરે. ( कुक्षी पृणस्व ) બન્ને પડખાંઓને તું ભરી દે અને ( विड्ढि ) રાજ્ય કર. ( धिया नः आ-इहि ) તારી બુદ્ધિથી તું અમારી પાસે આવ. અમારા ( हवं श्रुधि ) પોકારો સાંભળ, ( मे गिरः जुषस्व ) મારૂં ભાષણ સ્વીકાર, અને ( इह ) અહીં ( महे रणाय ) મહાયુદ્ધને માટે ( स्वयुग्भिः ) તારી યોજનાઓ સાથે ( आ मत्स्व ) આનંદ પામ. (૪) ( इन्द्रस्य वीर्याणि नु प्रवोचं ) ઇન્દ્રનાં પરાક્રમોનું હું સારી રીતે વર્ણન કરૂં છું. ( यानि प्रथमानि ) જે પહેલી શ્રેણીનાં પરાક્રમો ( वज्री-चकार ) વજ્રધારી ઇન્દ્રે કરેલાં હતાં. તેણે ( अहिं अहन् ) ન ઘટનારા શત્રુઓનો નાશ કર્યો, અને ( अपः अनु ततर्द ) પ્રવાહોને ખુલ્લા કરી દીધા. અને ( पर्वतानां ) પર્વતોને ( वक्षणाः प्र अभिनत् ) ઉંચા શિખરો તોડી નાખ્યાં. ( ૫ ) ( पर्वते शिश्रियाणं अहिं ) પર્વતને આશ્રયે રહેનારા દુશ્મનોનો ( अहनत् ) વધ કર્યો. ( अस्मै ) તેને માટે ( त्वष्टा स्वर्यं वज्रं ततक्ष ) કારીગર લોકોએ ખૂબ જ ધારદાર અને પાણીવાળું શસ્ત્ર બનાવી આપ્યું હતું. ( वाश्राः धेनवः इव ) ભાંભરતી ગાયોની જેમ ( स्यन्दमानाः आपः ) વેગથી વહેતા જળ પ્રવાહ ( अञ्जः समुद्रं अवजग्मुः ) સીધા સમુદ્ર સુધી જઈ પહોંચ્યા. ( ૬ ) ( वृषायमाणः ) બળવાન વીરે ( सोमं अवृणीत ) સોમરસને પ્રાપ્ત કર્યો. ( सुतस्य त्रिकद्रुकेषु अपिबत् ) રસનું ત્રણ ઉચ્ચ સ્થાનોમાં પાન કર્યું, ( मघवा सायकं वज्रं आ अदत्त ) ઇન્દ્રે બાણરૂપી વજ્ર લીધું અને ( अहीनां प्रथमजां एनं अहन् ) શત્રુઓની પહેલાં આ વીરને મારી નાખ્યો. ( ૭ )

પ્રશંસાની વાણી ચારે તરફથી તારી પાસે પહોંચશે, અર્થાત્ સર્વ લોકો તારી પ્રશંસા કરશે. ( ૨ ) પુરૂષાર્થી, ઉદ્યમી પુરૂષની જેમ પ્રયત્નશીલ અને શીઘ્રવેગની સાથે શત્રુઓ પર હુમલો કરનારો શૂરવીર પોતાના શત્રુઓનો નાશ જલદી જ કરે છે. જેવી રીતે ભાંડભૂંજો અનેક પ્રકારનાં ધાન્યોને ભૂંજે છે, તેજ પ્રમાણે આ શૂરવીર શત્રુની સેનાને ભૂંજી નાખે છે અને સોમરસનું પાન કરતો કરતો આનંદિત અને ઉત્સાહિત થઈને શત્રુઓનો પરાજય કરે છે ( ૩ ) હે શક્તિમાન્ શૂરવીર ! સર્વ મધુર રસો તને પ્રાપ્ત થાઓ અને તેમનાથી તું તારૂં પેટ ભરી દે, તે સમયે તું તારા મનથી સર્વ જનતાની ભલાઈનો વિચાર કર અને

તેમનો પોકાર શ્રવણ કર તથા મહાન જીવન કલહમાં વિજય પ્રાપ્ત કરવાને માટે તારી યોજક શક્તિયોની સાથે આનંદથી તૈયાર રહે (૪) શૂર પુરૂષોનાં પરાક્રમોનું વર્ણન કરું છું, જે તેમણે કરેલાં હતાં. આગળ વધતા શત્રુઓનો તેણે નાશ કર્યો અને પાણીના પ્રવાહ સર્વને માટે ખુલ્લા કરી દીધા, તેમજ પર્વતોના ભાગ તોડીને જંગલો પણ સાફ કરી દીધાં (૫) પર્વતના ભાગો પર છૂપાઇને રહેનારા શત્રુઓનો તેમણે વધ કર્યો, આવા શૂરવીરને માટે કારીગરોએ વિશેષ પ્રકારનાં તીક્ષ્ણ શસ્ત્ર તૈયાર કરી દીધાં જેવી રીતે ગાયો ભાંભરતી ભાંભરતી પોતાનાં વાછરડાં પાસે જાય છે તેવી રીતે તે વીરે ખોલી નાખેલા બધા જળ પ્રવાહો સમુદ્ર સુધી જઇ પહોંચ્યા. (૬) પોતાનું બળ વધારનારો શૂરવીર ત્રણ વખત અને ત્રણ સ્થાનોમાં સોમરસનું પાન કરે છે. ધનવાન શૂરવીર પોતાનાં શસ્ત્ર હરહંમેશ તૈયાર રાખે છે અને આગળ વધતા શત્રુના અગ્રગામી વીરનો શીઘ્ર નાશ કરે છે. (અને આ રીતે તે પોતાનો વિજય પ્રાપ્ત કરે છે.) (૭)

---

# ક્ષત્રિયનો ધર્મ

### ક્ષાત્રધર્મ

ઘણું ખરૂં ઇન્દ્રસૂક્તોમાં ક્ષત્રિય ધર્મ વર્ણવેલો હોય છે. ઇન્દ્ર શબ્દ મુખ્યતઃ શત્રુનો નાશ કરનારા શૂરવીરનો દ્યોતક છે અને તેનું વર્ણન શૂરવીરના ક્ષાત્રધર્મનું પ્રકાશક હોય છે. આ સૂક્તમાં પણ પાઠક તેજ વાત બરાબર જોઇ શકશે. આ સૂક્તમાં જે શબ્દો દ્વારા શૂરવીરનું વર્ણન કરીને ક્ષાત્રધર્મ પ્રગટ કર્યો છે તે શબ્દોના અર્થ જુઓ—

### ક્ષત્રિયોના ગુણ

૧ **इन्द्रः (इन्+द्र)**– શત્રુઓનો નાશ કરનારો, શત્રુ-સૈન્યનો નાશ કરનારો. (મં. ૧)

૨ **शूरः**– શૂરવીર (મં. ૧)

૩ **चकानः**– તૃપ્ત, સંતુષ્ટ, તેજસ્વી, પ્રકાશમાન, શત્રુ-ઓનો પ્રતિકાર કરવામાં સમર્થ. (મં. ૧)

૪ **मित्रः**– જનતાનો મિત્ર, જનતાનું હિત કરનારો સૂર્યના જેવો પ્રકાશમાન. (મં. ૩)

૫ **यतीः**– પ્રયત્નશીલ, પુરુષાર્થી. (મં. ૩)

૬ **भृगुः**– ભાંડભૂંજે, શેકનારો, શત્રુઓને ધ્રુજાવનારો. (મં. ૩)

૭ **तुराषाट्**– ઝડપથી શત્રુ પર હુમલો લઇ જનારો. (મં. ૩)

૮ **शक्रः**– સમર્થ, શક્તિશાળી, બળવાન. (મં. ૪)

૯ **वज्री**– વજ્ર આદિ શસ્ત્રોથી યુક્ત. (મં. ૫)

*

૧૦ **वृधायमाणः**– પોતાનું બળ પ્રતિદિન વધારનારો પોતાની શક્તિ સર્વ પ્રકારે વધારનારો. (મં. ૭)

૧૧ **मघवा (मघ+वान्)**– ધનવાન. (મં. ૭)

આ અગિયાર શબ્દો આ સૂક્તમાં શૂરવીર ક્ષત્રિયના વાચક છે. આ શબ્દોથી ક્ષત્રિયોના કર્તવ્યનો પણ બોધ થાય છે, ક્ષત્રિયોમાં શૌર્ય, વીર્ય પરાક્રમ આદિ ગુણો જેવી રીતે હોવા જોઇએ તેવી જ રીતે ફરી ફરી પ્રયત્ન કરવાનો ગુણ અને ઝડપથી શત્રુઓ પર હુમલો કરવાનો ગુણ પણ અવસ્ય હોવો જોઇએ. શત્રુ કરતાં પોતાનું બળ વધારે રાખવાની તૈયારી પણ ક્ષત્રિયોએ કરી રાખવી જોઇએ, અને આ સર્વને માટે તેની પાસે વિપુલ ધન પણ હોવું જોઇએ, ઇત્યાદિ ક્ષાત્રધર્મનો ઉપદેશ પણ આપણને અહીં મળે છે. પાઠક આ દૃષ્ટિથી આ પદોનો વિશેષ વિચાર કરે. હવે વાક્યો દ્વારા ક્ષત્રિયોનાં જે કર્મોનું આ મંત્રોમાં વર્ણન થયું છે તેનો વિચાર કરીએ.

### ક્ષત્રિયોનાં કર્તવ્યો

૧ **शूर ! हरिभ्यां आयाहि**– હે વીર ! ઘોડાઓ ઉપર સવારી કર. ઘોડા પર સવારી કરવાનો મહાવરો ક્ષત્રિયોએ રાખવો જોઇએ. (મં. ૧)

૨ **प्र वह**– આગળ વધ. ક્ષત્રિયોની એવી તૈયારી હોવી જોઇએ કે તેઓ ઝડપથી આગળ વધી શકે. ચડાઇ કરવામાં ઢીલપ ન રાખે. (મં. ૨)

૩ **वृत्रं जघान**– ઘેરો ઘાલનારા અથવા વ્યૂહ બાંધીને

ચ ાઇ કરનારા શત્રુઓનો નાશ કરવામાં ક્ષત્રિયો સમર્થ હો (મ ૩)

૪ बलं विभेद- શત્રુઓના બળને તોડી નાખો શત્રુઓની સેનામાં ભેદ ઉત્પન્ન કરે, શત્રુની સેનાની સંઘશક્તિ નષ્ટ કરે, તે શત્રુઓની સેનાને વેરવિખેર કરી નાખે (મ ૩)

૫ शत्रून् मसहे- શત્રુઓનો પરાજય કરે શત્રુના હુમલાને સહન કરે અર્થાત્ શત્રુઓનો હુમલો આવે તો તે પાછો ન હટે (મ ૩)

૬ विहृदि (वा विहृदि )- ઉત્તમ રાજ્યશાસન કર રાજ્યશાસન કરવું એ પોતાનું કર્તવ્ય છે એમ ક્ષત્રિયો સમજે (મ ૪)

૭ महते रणाय स्वयुग्मि मरस्य- આગળ વધો! યુદ્ધને માટે પોતાની યોજક શક્તિઓ દ્વારા આનંદથી તૈયાર રહે શત્રુ જો લડતો રહે તો તેને પોતાની યુક્તિઓથી અને યોજનાથી દૂર કરે (મ ૪)

૮ अहिं अहन्- શત્રુઓનો નાશ કરે (મ ૫)

૯ पर्वताना वक्षणा अभिनत्- પર્વતો પર આવેલાં ગીચ જંગલોને કાપી નાખીને શત્રુઓને છૂપાઇ રહેવાનાં સ્થળોનો નાશ કરે અથવા ત્યાંથી વહેનારી નદી અથવા પ્રવાહોને ખૂલા કરી દે (મ ૫)

૧૦ अपः अनु ततर्द- પાણીના પ્રવાહો શત્રુઓના કબજામાં હોય તો તેઓને બધા માટે જલ્દી છૂટા કરી દે (મ ૫)

૧૧ पर्वते शिश्रियाण अहिं अहन्- પહાડોનો આશ્રય લઇને લડનારા શત્રુઓનો નાશ કરે (મ ૬)

अस्मै त्वष्टा स्वर्यं वज्रं ततक्ष- તેને માટે સુથારો તીક્ષ્ણ શસ્ત્રાસ્ત્રો તૈયાર કરીને આપે અથવા રાજા પોતાના કારીગરોને શસ્ત્રાસ્ત્રો તૈયાર કરવાના કામ પર નિયુક્ત કરે અને આવશ્યક શસ્ત્રાસ્ત્ર તૈયાર કરાવી લે (મ ૬)

૧૩ सायकं वज्रं आ अदत्त- બાણ અને વજ્ર જેવાં હથિયારો પોતાના હાથમાં રાખે (મ ૭)

૧૪ अहिना प्रथमजां एन अहन्- આગળ વધતા શત્રુઓના મુખ્ય મુખ્ય વીરોનો એટલે કે સેનાનાયકનો નાશ કરે (મ ૭)

આ વાક્યો ક્ષત્રિયોનું કર્તવ્ય દર્શાવી રહ્યા છે તેમનો વધુ ખુલાસો કરવાની આવશ્યકતા નથી જ કારણ કે આ વાક્યો પોતે જ ખૂબ સ્પષ્ટ છે અને થોડા મનનથી તેમનો આશય ધ્યાનમાં આવી શકે છે

હવે રાજ્યશાસન વિષયક કર્તવ્યો સૂચિત કરતાં વાક્યો જુઓ—

### રાજ્યશાસન

૧ मित्र - પ્રજાનો મિત્ર બનીને રાજા રાજ્ય કરે, કદી દુશ્મન બનીને રાજ્ય કરી શકે નહિ (મ ૩)

૨ हव श्रुधि, गिरः जुषस्व- તેમનો અવાજ સાંભળ એટલે કે વાણીનો સ્વીકાર કર અર્થાત્ પ્રજા પોકાર સાંભળ પ્રજાની ઇચ્છાઓનો આદર કર! (મ ૪)

૩ अपः अञ्ज समुद्रं अवजगमुः- સમુદ્ર સુધી વહેનારી નહેરો ખોદે અને તેમાંથી પાણી લઇ ખેતીને મદદ કરે (મ ૫)

આ પ્રમાણે પ્રજાહિતને માટે જ જે રાજ્યશાસન ચલાવે છે તે રાજાની પ્રજા પ્રશંસા કરે છે આ વિષયમાં નીચે લખેલા મંત્રો જોવા જેવા છે—

### પ્રજાઓ તરફથી સન્માન

૧ त्वा मद्रा सुवाचः उप अगु - તારી પાસે હર્ષની ઉત્તમ વાણી પહોંચે છે, અર્થાત્ આનંદિત થએલી પ્રજા તેની ઉત્તમ વાણીથી તારી પ્રશંસા કરે છે કૃતજ્ઞતાથી સન્માન કરે છે માનપત્ર અર્પણ કરે છે (મ ૨)

આનંદિત થયા પછી જ પ્રજા આ ઉત્તમ રાજાની પ્રશંસા કરે છે નહિ તો ત્રાસેલી પ્રજા નિન્દા અથવા રાજાનો દ્રોહ કરતી રહેશે આ પ્રમાણે રાજાના અથવા ક્ષત્રિયોના રાષ્ટ્રીય કર્તવ્યો શું છે? એ બાબતમાં આ સૂક્ત ઉપદેશ આપે છે અહીં જે વાક્યો ઉદ્ધૃત કરેલ છે, તેમાં અર્થની સુબોધતાને માટે શબ્દોના અર્થોના પુરુષવાચક પ્રયોગોમાં જરૂરી જોઇને થોડો ફેરફાર કરેલો છે આ વાત સંસ્કૃતજ્ઞ પાઠકો સ્વયં જાણી શકશે આટલું પરિવર્તન આ પ્રકારના સ્પષ્ટીકરણમાં આવશ્યક જ થાય છે તેથી આ વિષયમાં વધારે કાંઇ ન લખતાં હવે ક્ષત્રિયના વ્યક્તિગત આચાર ભોગ વિલાસ વગેરે કેવા હોવા જોઇએ તે વિષયમાં આ સૂક્તનો ઉપદેશ જોઇએ—

### ભોગ

૧ सुतस्य मधोः प्रदाय विब- સોમાદિ વનસ્પતિ

માંથી નીચોવેલા મધુર રસનું આનંદને માટે પાન કર (મ ૧)

આ વિધાનમા મધુર રસનું પાન કરવાનો ઉપદેશ છે. આજ મધુપર્કપ્રાશન છે વનસ્પતિઓમા સોમ મુખ્ય છે તેને ગ્રહણ કરવાથી અન્ય આરોગ્ય અને હર્ષવર્ધક વનસ્પતિઓ એની મેળે જ તેમા આવી જાય છે. આ સૂક્તના સાતમા મંત્રમાં સોમનું નામ છે અને તેજ આ મંત્રની સાથે સંબંધ ધરાવે છે આ સૂક્તમાં તેનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે—

૨ सुतस्य मघो जठर पृणस्व । (મ. ૨)
૩ सुतास त्वा कुक्षी॰ आविशन्तु । (મ ૪)
૪ सुतस्य सोमं त्रिकद्रुकेषु अपिवत् । (મં ૭)

આ મંત્રભાગોનો પણ તેજ ભાવ છે, (૨) સોમરસથી પેટ ભરી દે (૩) સોમરસથી બન્ને પડખાં ભરી દે (૪) નિચોવાયેલો સોમરસ ત્રણ વાસણો દ્વારા ત્રણ સ્થાનોમાં બેસીને ત્રણ વખત પીઓ આ સોમરસ મધુર રુચિવાળો, હર્ષ અને ઉત્સાહવર્ધક થાક દૂર કરનારો, દીર્ઘ આયુષ્ય આપનારો બુદ્ધિ વધારનારો અને રોગનાં જંતુઓને શરીરમાંથી દૂર કરનારો છે

### સોમ અને મદ્ય

વેદપ્રણાલિથી અજાણ લોકો સોમ ને દારૂ માને છે તેઓ એટલી મોટી ભૂલ કરે છે કે તેમના જેટલી બીજી કોઇ પણ મોટી ભૂલ હોઇ શકે નહિ સોમ, સુરા, વારુણી, આસવ, અરિષ્ટ, મદ્ય અને દારૂ આ શબ્દો સમાન અર્થના નથી મદ્ય અને દારૂ આ શબ્દો સમાન અર્થના થઇ ગયા છે અને સુરા શબ્દ પણ તેમાં જ ભળી ગયો છે, આ વાત અમો જાણીએ છીએ તેથી અમે કહીએ છીએ કે આ શબ્દોનો અર્થ પાઠક અવશ્ય સ્મરણમાં રાખે

**૧ સોમ–** સોમવલ્લીનો રસ, જે દૂધ, મધુ (મધ) સાકર, ભૂંજેલો અનાજનો લોટ, દહીં ઇત્યાદિ અનેક પદાર્થોના મિશ્રણથી સુંદર, સ્વાદિષ્ટ પેય બનાવીને પીવામાં આવે છે અને ગાય વગેરે પશુઓને પણ પીવડાવવામા આવે છે આ વનસ્પતિઓનો માત્ર રસ જ હોય છે તેના ગુણો ઉપર વર્ણવેલા છે

**૨ સુરા–** કોઇ પણ રસની વરાળ બનાવીને ફરીથી તેને ઠંડી પાડીને રસ બનાવવામા આવે તેને આ નામ આપવામાં આવે છે. (Distilled water) પાણીની વરાળ બનાવીને તેને ફરીથી ઠારીને પાણી બની જાય તેના પાણીનું આ નામ છે વૃષ્ટિજળનું પણ આ નામ એજ કારણથી છે કારણ કે ભૂમિ ઉપરના પાણીની વરાળ બનીને વાદળાં બને છે અને વરસાદ પડે છે કોઇ પણ રસની આ પ્રમાણે શુદ્ધિ થાય છે આ શુદ્ધ કરવાની રીત છે આજકાલ આ રીતે જ દારૂ બનાવાય છે, તેથી જ આ નામની ખરાબી થઇ છે, આ વાત સમય પ્રમાણે દૃઢ થઇ છે વાસ્તવમાં સંસ્કૃતનો સુરાશબ્દ ઉક્તવિધિથી પરિશુદ્ધ કરેલ રસનો વાચક છે

**૩ વારુણી, અમરવારુણી–** આ શબ્દો પણ ઉક્ત પ્રકારના રસોના અને જળના વાચક છે આ પેયોમા માદકના અથવા દુર્ગુણ વાસ્તવમાં છે જ નહિ પરંતુ આજકાલ આ રીતે શરાબ બનાવવામા આવે છે. તેથી જ આ સર્વ નામો ખરાબ અર્થમાં આજકાલ વપરાય છે પ્રાચીન સમયમાં પણ કવચિત્ ખરાબ અથવા કવચિત્ સારા અર્થમાં તેનો ઉપયોગ જોવામા આવે છે

**૪–૫ આસવ અને અરિષ્ટ—** આ નામ ઔષધિ પેયોના હોય છે તેમાં થોડું સેકવામાં આવે છે એટલે તેથી મદ્ય ઉત્પન્ન થાય એ અપરિહાર્ય છે, તો પણ તેમાં મદ્યની માત્રા ફક્ત બે ટકા જેટલી જ હોય છે અને તેથી તેની ગણત્રી દારૂમા થતી નથી

અંગ્રેજોએ તેની તપાસ કરીને નિશ્ચિત કર્યું છે કે આ મદ્ય છે નહિ તેથી જ દેશી વૈદ્યો આ આસવ અને અરિષ્ટ તૈયાર કરી શકે છે, નહિ તો સરકારી પ્રતિબંધ તેમને પણ બંધન કર્તા થાત જ

**૬–૭ મદ્ય અને દારૂ** માદક હોવાથી નિઃસંદેહ ઘણાં જ હાનિકારક પેય છે પાઠક આ વિવરણથી સમજી ગયા હશે કે સોમમાં દોષની કલ્પના અથવા મદ્યની કલ્પના જરા પણ થઇ શકતી નથી દિવસમાં ત્રણવાર રસ નિચોવવામા આવે છે અને તેની આહુતિઓ આપ્યા પછી તે પીવામાં આવે છે સવારે, બપોરે અને સાંજે રસ નિચોવવામાં આવે છે અને પીવામાં આવે છે એ વર્ણન આ સૂક્તના સાતમા મંત્રમા આવ્યુ છે તેથી સોમરસને જો લોકો સુરા (દારૂ) માને અને કહે તો તે દારૂના કેફમા જ એમ કહે છે એમ કહીએ તો તે કાંઇ ખોટુ નથી જ સૂક્તમાં ક્ષત્રિયોનુ ભોજન વનસ્પતિના રસમાથી બનેનુ છે એમ સ્પષ્ટ કહેલુ છે એટલે આ વિધાન શાકાહારને પુષ્ટિકારક છે

### જીવન સંગ્રામ

વેદમા "महते रणाय" આ શબ્દો વાર વાર આવે છે

" મહાન યુદ્ધ " ચાલી રહ્યું છે, સાવધાન રહીને પોતાનું કર્તવ્ય કરવું જોઈએ, આ વેદનો ઉપદેશ જીવન સંગ્રામમાં મચી રહેતાં માનવીઓને પ્રત્યેકને માર્ગદર્શક છે પ્રત્યેક મનુષ્ય હંમેશાં યુદ્ધભૂમિ પર ઉભો છે કોઈને કોઈ પ્રકારના યુદ્ધમાં તે ભાગ લઈ રહ્યો છે. પછી તેની ઈચ્છા હોય અથવા ન હોય તેને યુદ્ધમાં રહેવું તો પડે જ છે, તો પછી એ ભાગીને ક્યાં જઈ શકે ? તેથી જ પોતાનું યુદ્ધ કેવા પ્રકારનું છે અને તેમાં પોતાનો કેટલો સંબંધ છે તેમજ તેથી પોતાનું શું કર્તવ્ય છે તે પ્રત્યેક માનવીએ જાણવું આવશ્યક છે, અન્યથા તેનો જન્મ નિરર્થક થઈ જશે પછી જોઈએ તો તે અહિંસા વૃત્તિથી યુદ્ધ કરે કે હિંસા વૃત્તિથી યુદ્ધ કરે પરંતુ યુદ્ધ વિના તેનો છુટકારો નથી, અને આ યુદ્ધમાં વિજય મેળવ્યા સિવાય તેની ઉન્નતિ થઈ શકે નહિ આ તો સર્વ સાધારણ મનુષ્યોની વાત થઈ ક્ષત્રિયો માટે તો પૂછવું જ શું ? તેમનું જીવન જ યુદ્ધરૂપ છે તેમને માટે તો યુદ્ધ અનિવાર્ય છે

આ પ્રમાણે આ સૂક્ત ક્ષાત્રધર્મનો ઉપદેશ કરે છે

---

# પ્રજા—પાલક — સૂક્ત

## કાંડ ૧, સૂક્ત ૨૧

( ऋषि - अथर्वा । देवता- इन्द्रः )

स्वस्तिदा विशां पतिर्वृत्रहा विमृधो वशी ।
वृषेन्द्रः पुर एतु नः सोमपा अभयकरः ॥ १ ॥
वि न इन्द्र मृधो जहि नीचा यच्छ पृतन्यतः ।
अधमं गमया तमो यो अस्माँ अभिदासति ॥ २ ॥
वि रक्षो वि मृधो जहि वि वृत्रस्य हनू रुज ।
वि मन्युमिन्द्र वृत्रहन्नमित्रस्याभिदासतः ॥ ३ ॥
अपेन्द्र द्विषतो मनोऽप जिज्यासतो वधम् ।
वि महच्छर्म यच्छ वरीयो यावया वधम् ॥ ४ ॥

---

અર્થ— ( स्वस्ति दा ) મંગળ આપનાર, ( विशां पति ) પ્રજાઓનો પાલક, ( वृत्रहा ) ઘેરો ઘાલનારા શત્રુઓનો નાશ કરનારો ( वि मृध वशी ) વિશેષ હિંસકોને વશમાં રાખનારો, ( वृषा ) બળવાન ( सोम-पा ) સોમનું પાન કરનારો, ( अभयकर ) અભય આપનારો ( इन्द्र. ) પ્રભુ રાજા ( न ) અમારી ( पुर एतु ) આગળ ચાલે, અમારો નેતા બને ( ૧ ) હે ઇન્દ્ર ! ( नः मृध ) અમારા શત્રુઓને ( विजहि ) મારી નાખ ( पृतन्यत ) સેના દ્વારા અમારા પર હુમલો લાવનારાને ( नीचा यच्छ ) નીચે જ અટકાવી દે ( य अस्मान् अभिदासति ) જેઓ અમને દાસ બનાવવા ચાહે છે, અથવા અમારો ઘાત કરવા ઇચ્છે છે તેમને ( अधम तम गमय ) હીન અંધકારમાં પહોંચાડી દે ( ૨ ) ( रक्ष मृध वि विजहि ) રાક્ષસો અને હિંસકોને મારી નાખ ( वृत्रस्य हनू विरुज ) અમને ઘેરીને હુમલો કરનારા શત્રુના બંને જડબાંને તોડી

નાખ; હે! ( वृत्रहन् इन्द्र ) શત્રુનાશક પ્રભો! ( अभिदासतः अमित्रस्य ) અમારા નાશ કરનારા શત્રુઓનો ( मन्युं विरुज ) ઉત્સાહને તોડી દે. ( ૩ ) હે ( इन्द्र ) પ્રભો! રાજન્! ( द्विषतः मनः अप ) દ્વેષ કરનારનું મન બદલાવી નાખ, ( जिज्यासतः वधं अप ) અમારા આયુષ્યનો નાશ કરનારાને દૂર કર, ( महत् शर्म वियच्छ ) અમને મહાન સુખ આપ અને ( वधं वरीयः यावय ) વધને દૂર કર. ( ૪ )

ભાવાર્થ— પ્રજાજનોનું હિત અને મંગળ કરનારો પ્રજાઓનું ઉત્તમ પાલન કરનારો, ઘેરો ઘાલીને નાશ કરનારા શત્રુને દૂર કરનારો, બલિષ્ઠ, અમૃતપાન કરનારો, પ્રજાને અભય દેનારો રાજા જ અમારો નેતા, મુખી, બને. ( ૧ ) હે રાજન્! પ્રજાના શત્રુઓનો નાશ કર, લશ્કર લઇને હુમલો કરનારા શત્રુઓને હરાવી દે, જે મારફાડ અને નાશ કરવા ચાહે છે તેને દૂર નસાડી દે. ( ૨ ) હિંસક ક્રૂર શત્રુઓને મારી નાખ, ઘેરો ઘાલીને સતાવનારા દુષ્ટોને કાપી નાખ, સર્વ પ્રકારના શત્રુઓના ઉત્સાહનો નાશ કરી દે ( ૩ ) શત્રુઓના મનની અંદરનો વિચાર બદલી નાખ અર્થાત્ તેઓ હુમલો કરવાનો વિચાર છોડી દે નાશ કરનારાઓને દૂર કરી દે, મારફાડને દૂર કર અને સર્વ પ્રજાને સુખી કર ( ૪ )

### ક્ષાત્રધર્મ

આ " અભય ગણ " નું સૂક્ત છે. આ સૂક્તમાં ક્ષાત્રધર્મનો ઉપદેશ અને રાજાના કર્તવ્યોનું વર્ણન છે તેનું મનન પાઠક કરે. ઉત્તમ રાજાના ગુણોનું પ્રથમ મંત્રમાં વર્ણન કર્યું છે આ મંત્રની કસોટીથી રાજા ઉત્તમ છે કે નહિ તેની પરીક્ષા થઇ શકે છે. અન્ય ત્રણ મંત્રોમાં વિવિધ પ્રકારના શત્રુઓનું વર્ણન છે અને તેનો પ્રતિકાર કરવાનો ઉપદેશ છે. સર્વ પ્રકારના અંતર્બાહ્ય શત્રુઓનો પ્રતિકાર કરીને પ્રજાને અધિકમાં અધિક સુખી બનાવવી એ રાજાનું મુખ્ય કર્તવ્ય છે. આ સૂક્ત અતિ સરળ છે તેથી તેનું અધિક સ્પષ્ટિકરણ આવશ્યક નથી.

---

## આશા—પાલક — સૂક્ત

### કાંડ ૧, સૂક્ત ૩૧

( ऋषि.— ब्रह्मा । देवता— आशापालाः ( वास्तोष्पतिः ) । )

अशानामाशापालेभ्यश्चतुर्भ्यो अमृतेभ्यः ।
इदं भूतस्याध्यक्षेभ्यो विधेम हविषा वयम् ॥ १ ॥
य आशानामाशापालाश्चत्वार स्थन देवाः ।
ते नो निर्ऋत्याः पाशेभ्यो मुञ्चतांहसोअंहसः ॥ २ ॥

અર્થ— ( भूतस्य अध्यक्षेभ्यः ) જગતના અધ્યક્ષ ( अमृतेभ्यः ) અમર ( आशानाम् चतुर्भ्यः आशापालेभ्यः ) દિશાઓના ચાર દિશા પાલકોને માટે ( वयं ) અમે સર્વ ( हविषा इदं विधेम ) હવિર્દ્રવ્યથી આ પ્રકારે અર્પણ કરીએ છીએ. ( ૧ ) હે ( देवाः ) દેવો ( ये आशानां चत्वारः आशापालाः स्थन ) તમે જે દિશાઓના ચાર દિશા પાલકો છો. ( ते नः ) તે તમો અમો સર્વને ( निर्ऋत्याः पाशेभ्यः ) અવનતિના પાશોથી

ભાવાર્થ— ચાર દિશાઓના ચાર અમર દિક્પાલો છે, તેઓ આ બનાવેલા જગતના અધ્યક્ષ છે તેમની પૂજા અમે કરીએ છીએ. ( ૧ ) તે ચાર દિશાઓના ચાર દિક્પાલ છે, તેઓ અમને દરેક પાપથી બચાવે અને દુર્ગતિથી અમારો છૂટકારો

अश्रामस्त्वा हविषा यजाम्यश्लोणस्त्वा घृतेन जुहोमि ।
य आशानामाशापालस्तुरीयो देवः स नः सुभूतमेह वक्षत ॥ ३ ॥
स्वस्ति मात्र उत पित्रे नो अस्तु स्वस्ति गोभ्यो जगते पुरुषेभ्यः ।
विश्वं सुभूतं सुविदत्रं नो अस्तु ज्योगेव दृशेम सूर्यम् ॥ ४ ॥

તથા ( अहसः अंहसः ) પ્રત્યેક પાપથી ( मुञ्चतां ) છોડાઓ ( ૨ ) ( अश्राम ) ન થાકેલો એવો હું ( हविषा त्वा यजामि ) હવિર્દ્રવ્યથી તારું યજન કરું છું ( अ-श्लोणं त्वा घृतेन जुहोमि ) લંગડો ન બનતા હું તને ઘી અર્પણ કરું છું આ ( आशाना आशापाल तुरीयः देव ) જે દિશાઓના દિગ્પાલ ચતુર્થ દેવ છે ( सः नः सुभूतं आवक्षत् ) તે અમને સર્વને ઉત્તમ પ્રકારે અહીં પહોંચાડે ( ૩ ) ( नः मात्रे उत पित्रे स्वस्ति अस्तु ) અમારી સર્વની માતા માટે તથા અમારા સર્વના પિતાને માટે આનંદ થાઓ. તેમજ ( गोभ्य जगते पुरुषेभ्य स्वस्ति ) ગાયોને માટે, ચાલતા ફરતા જીવોને માટે અને પુરૂષોને માટે સુખ થાઓ ( नः विश्व सुभूतं सुविदत्रं अस्तु ) અમારા સર્વને માટે સર્વ પ્રકારનું ઐશ્વર્ય અને ઉત્તમ જ્ઞાન હો અને ( सूर्य ज्योक् एव दृशेम ) સૂર્યને ઘણા લાંબા સમય સુધી જોતા રહીએ અર્થાત્ અમે દીર્ઘાયુષી બનીએ ( ૪ )

કરે ( ૨ ) હું ન થાકતા તેનો સત્કાર કરૂં છું, લંગડો લૂલો બન્યા સિવાય હું તેને ઘી આપું છું જે આ ચાર દિક્‌પાલોના ચતુર્થ દેવ છે તેઓ સુખપૂર્વક ઉત્તમ અવસ્થા સુધી અમને પહોંચાડે ( ૩ ) અમારા માતા, પિતા, અમારા અન્ય ઇષ્ટમિત્ર, અમારા ગાય, ઘોડા આદિ પશુઓ, જે કોઇ અમારાં પ્રાણી હોય તે સર્વ આ પ્રકારે સુખી થાઓ. અમારો સર્વ પ્રકારે અભ્યુદય થાઓ અને અમારૂં જ્ઞાન સર્વ પ્રકારે વધે તથા અમે દીર્ઘાયુ બનીએ ( ૪ )

# આશા–પાલક–સૂક્ત

### દિક્‌પાલ

પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર આ ચાર દિશાઓ છે તેમની રક્ષા કરનારા ચાર દિક્‌પાલો છે, તેઓ પોતપોતાની દિશાનું સંરક્ષણ કરી રહ્યા છે આ વિશ્વના રક્ષક એટલા હોંશિયાર અને દક્ષ છે કે તેમની જાણ વગર કોઇ મનુષ્ય કોઇ પણ પ્રકારનું ખરાબ કાર્ય કરી શકતો નથી. પ્રત્યેક મનુષ્ય માટે એ યોગ્ય છે કે તે આ વાત લક્ષમાં રાખે અને આ દૈવી લોકપાલોની શિક્ષાને યોગ્ય બને એવું કોઈ કાર્ય કે આચરણ ન કરે

રાજા પોતાની રાજ્યની વ્યવસ્થા અને રાજ્યનું સુશાસન કરવા માટે પોતાના રાજ્યના ચાર વિભાગ કરીને તેના પર એક એક શાસક અધિકારીની નિમણૂંક કરે તે અધિકારી દક્ષતાથી પોતાના વિભાગનું યોગ્ય શાસન કરે. દુષ્ટ લોકોને દંડ આપે અને સજ્જન લોકોનું પ્રતિપાલન કરે તેમજ કોઇપણ જગ્યાએ અનાચાર થવા ન દે આ રાષ્ટ્રનીતિનો પાઠ આ સૂક્તમાં આપણને મળે છે.

વિશ્વની અંદર રાષ્ટ્ર અને રાષ્ટ્રની અંદર વ્યક્તિનો દેહ હોય છે અને આ ત્રણે સ્થળોમાં નિયમ એક સરખો જ હોય છે તેથી રાષ્ટ્રશાસનનો વિચાર કર્યા પછી જે વ્યક્તિઓનું રાષ્ટ્ર બનેલું છે, તે વ્યક્તિઓની અંદર ચાર દિશાઓમાં ચાર દિક્‌પાલ કયા રૂપમાં છે અને તેમનું શાસન આ આધ્યાત્મ ભૂમિકામાં કેવી રીતે ચાલી રહેલ છે અને તેથી વૈયક્તિક સદાચારના વિષયમાં આપણે કેવો બોધ લેવો જોઇએ તેનો વિચાર હવે કરવો જોઇએ

### દેહમાં ચાર દિક્‌પાલ

દેહમાં મુખને " પૂર્વ દ્વાર " કહે છે અને ગુદાને પશ્ચિમ

દ્વાર કહે છે. આ બંને દ્વારો એકબીજાની સાથે સબંધિત પણ છે. પૂર્વદ્વારથી અર્થાત્ મુખથી અન્ન, પાન, શરીરની અંદર દાખલ થાય છે. ત્યાનું પોતાનું કાર્ય પતાવીને શરીરમાં મળાદિનારૂપમાં પરિવર્તન પામી પશ્ચિમદ્વારથી અર્થાત્ ગુદામાંથી બહાર જાય છે. અર્થાત્ પોષક અન્નનો પ્રવેશ પૂર્વદ્વારથી આ શરીરમાં થાય છે અને મળ દૂર કરવાનું કાર્ય પશ્ચિમ દ્વારથી થાય છે. આ બંને દ્વાર શરીરના સ્વાસ્થ્ય માટે અત્યંત આવશ્યક છે. પરંતુ આ તો સ્થૂળ શરીરના સ્વાસ્થ્યની સાથેનો સબંધ છે. આ ઉપરાંત બીજા બે દ્વાર છે જેનો સબંધ મનુષ્યની ઉન્નતિ અથવા અધોગતિની સાથે અધિક છે. આ બંને દ્વાર મનુષ્યના શરીરમાંજ છે અને જેમને "દક્ષિણ દ્વાર" અને "ઉત્તર દ્વાર" કહે છે.

"ઉત્તરદ્વાર" મસ્તકમાં છે. જેનું નામ "વિદતિદ્વાર" ઉપનિષદ્‌માં આપેલું છે, આ દ્વારથી શરીરમાં જીવાત્માનો પ્રવેશ થાય છે, અને જ્યારે આ દ્વારથી પોતાના જ પ્રયત્નથી જે વખતે જીવ બહાર જાય છે, તે સમયે તે જન્મમરણના દૂખમાંથી છૂટે છે અને શરીરના બંધનમાં પડતો નથી. નાનપણમાં બાળકના મસ્તકમાં આ જગાએ હાડકું હોતું નથી. તેનું નામ ઉત્તરદ્વાર છે. આ દ્વારથી જવાથી ઉચ્ચત્તર અવસ્થા પ્રાપ્ત થાય છે.

આ દ્વારનો સંબધ મજ્જા કેન્દ્રની સાથે છે. આ મજ્જા કેન્દ્રની સાથે નીચેના ભાગમાં સંબંધ રાખનારૂં દ્વાર શિશ્ન દ્વાર છે, જેમાંથી વીર્યપાત થાય છે. તેના યોગ્ય નિયમો પાળવાથી સુયોગ્ય સંતતિ ઉત્પન્ન થાય છે, પરન્તુ જો તેમાં નિયમનું પાલન ન થાય તો મનુષ્યની અધોગતિ થાય છે. આ બંને દ્વારો મનુષ્યને ઉચ્ચ અથવા નીચ બનાવવા સમર્થ છે. બ્રહ્મચર્ય પાલન દ્વારા ઉત્તર માર્ગથી જવાનું જે ઉપનિષદે વર્ણન કર્યું છે તે આજ ઉત્તર માર્ગને સૂચિત કરે છે. આનું જ નામ ઉત્તરાયણ ( ઉત્તર+અયન ) અર્થાત્ ઉત્તર માર્ગથી જવું એવો થાય છે. તેની વિરૂદ્ધ "દક્ષિણાયન" અર્થાત્ દક્ષિણ માર્ગથી જવું એમ છે. તેના સંયમથી ઉત્તમ ગૃહસ્થ ધર્મ પાલન કરવામાં આવે તો ઉન્નતિ શક્ય છે. પરન્તુ અસંયમથી મનુષ્ય એટલો નીચે પછડાય છે કે તેનું કોઇ ઠેકાણું રહેતું નથી. આ બે માર્ગ મજ્જા તંતુઓની સાથે સંબંધ રાખનારા છે.

આ પ્રમાણે પૂર્વદ્વાર અને પશ્ચિમ દ્વાર આ શરીરમાં અન્નનલિકા સાથે સબંધ દર્શાવે છે જ્યારે દક્ષિણ અને ઉત્તર દ્વાર આ બંને દ્વારો મજ્જાતંતુઓની સાથે સબંધ રાખે છે. આ ચાર દ્વારના ચાર સંરક્ષક દેવો હોય છે પરન્તુ આ દેવો રાક્ષસોના હુમલા નીચે દબાએલા ન હોવા જોઇએ.

## આશા અને દિશા

આ સૂક્તમાં દિશાવાચક "આશા" શબ્દ છે અને તેના પાલકનું નામ "આશાપાલ" તરીકે મંત્રોમાં આવેલ છે. "આશા" શબ્દના બે અર્થ છે. એક તો "દિશા" અને બીજો "આશા, મહાત્વાકાંક્ષા, ઉમેદ," મનુષ્યની જેવી આશા, ઇચ્છા, મહત્વાકાંક્ષા અને ઉમેદ હોય છે તેવા પ્રકારની તેની કાંર્ય કરવાની દિશા હોય છે. જ્યારે મનુષ્ય આશાહીન બની જાય છે, હતાશ થઇ જાય છે, નિરાશ થઇ જાય છે ત્યારે તે આ જગતથી દૂર જવાની અથવા મરી જવાની ઇચ્છા કરે છે. આ વિચાર જો પાઠકોના ચિત્તમાં સ્થિર થઇ જાય તો તેમને જણાઇ આવશે કે આ સૂક્ત મનુષ્યની સાથે કેટલો ઘનિષ્ઠ સંબંધ રાખે છે.

જે સમયે "આશા" શબ્દનો અર્થ "આશા આકાંક્ષા," વગેરે કરવામાં આવે તે સમયે આજ સૂક્ત મનુષ્યના અભ્યુદયનો માર્ગ બતાવે છે. તેમજ જે સમયે આ "આશાના" શબ્દનો અર્થ "દિશા" કરવામાં આવે છે ત્યારે આજ સૂક્ત બાહ્ય જગત તથા રાષ્ટ્રના પ્રબંધનો ભાવ દર્શાવે છે. સૂક્તની આ શબ્દ રચના વિશેષ ગંભીર છે અને તે વેદની અદ્દભુત વર્ણન શૈલીનું સ્વરૂપ બતાવી રહી છે.

## સૂક્તનો મનુષ્ય વાચક ભાવાર્થ

મનુષ્યની ચાર આશાઓ હોય છે, તેના ચાર અમર પાલક છે. આ ભૂતાધ્યક્ષની આપણે હવનથી પૂજા કરીએ છીએ. ( ૧ ) મનુષ્યની ચાર આશાઓના ચાર પાલક છે. તેઓ અમને પાપથી બચાવે અને દુષ્ટ સ્થિતિથી પણ બચાવે. ( ૨ ) ન થાકતાં અને અંગોમાં નિર્બળ ન બનતાં હવિ અને ઘૃતથી તેમને તૃપ્ત કરૂં છું. આ ચાર આશાઓના પાલકોમાંનો ચોથો પાલક જે છે તે અમને ઉત્તમ આનંદ પ્રાપ્ત કરવામાં સહાયક બને. ( ૩ ) તેમની સહાયથી અમારાં માતા, પિતા, ઇષ્ટ, મિત્ર, ગાય, ઘોડા ઇત્યાદિ સર્વ સુખી થાઓ. અમારો અભ્યુદય થાઓ. અને અમે જ્ઞાની બનીને દીર્ઘાયુષ્ય બનીએ.

કેવળ એક "આશા" શબ્દનો અર્થ બરાબર લક્ષમાં 'આવવાથી' વ્યક્તિ વિષયક ઉન્નતિના માર્ગ સંબંધે કેવો

ત્તમ ઉપદેશ મળી શકે છે તે પાઠક લક્ષમાં લે આ ઉપદેશ એટલો મહત્વપૂર્ણ છે કે તે પ્રમાણે ચાલનાથી મનુષ્ય ઐહિક અભ્યુદય તથા પારમાર્થિક નિઃશ્રેયસ્ પ્રાપ્ત કરી શકે છે. આ સૂક્ત પર ઘણું લખી શકાય તેમ છે પરન્તુ અહીં સંક્ષેપમાં જ તેનું વિવરણ કરીશું.

### મનુષ્યમાં ચાર દ્વારોની ચાર આશાઓ

મનુષ્યના શરીરમાં ચાર દ્વાર છે, આ વાત આ પહેલાં વર્ણવેલી છે. આ ચાર દ્વારને કારણે ચાર આશાઓ મનુષ્યના મનમાં ઉત્પન્ન થાય છે. જે પ્રમાણે ઘરના જેટલા દરવાજા હોય છે તેટલા દરવાજાઓમાંથી બહાર જવાની અને તે દિશાઓમાં કાર્ય કરવાની ઇચ્છા ઘરના માલિકની થાય છે તે જ પ્રમાણે આ શરીરરૂપી ઘરના સ્વામી આત્મદેવની આશાઓ આ ઘરના દ્વારોમાંથી બહાર જગતમાં જઇને ત્યાંના કાર્યક્ષેત્રમાં પુરૂષાર્થ કરવાની હોય છે વાસ્તવમાં આ શરીરમાં અનેક દ્વાર છે. તેમાં નવ મુખ્ય દ્વાર છે. એમ અન્યત્ર કેટલેક સ્થળે કહેવામાં આવ્યું છે. જુઓ—

अष्टा चक्रा नवद्वारा देवानां पूरयोध्या ।
तस्यां हिरण्यय: कोश: स्वर्गो ज्योतिषाऽऽवृत्तः ॥
(અથર્વ ૧૦।૨।૩૧)

" આઠચક્રો અને નવદ્વારોથી યુક્ત એવી દેવોની આ અયોધ્યા નામની નગરી છે. તેમાં સુવર્ણમય કોશ છે તે જ તેજસ્વી સ્વર્ગ છે. "

વિદ્દતિ-દ્વારથી પ્રવેશ




આ અથર્વશ્રુતિમાં શરીરનું અને હૃદયગુહાનું વર્ણન કરતાં કરતાં કહ્યું છે કે આ શરીરમાં નવ દ્વાર છે આ દ્વાર છે એમાં કોઇ સંદેહ છે જ નહિ. બે નાક ( નસકોરાં ), બે આંખો, બે કાન, એક મુખ પૂર્વદ્વાર, ગુદા પશ્ચિમદ્વાર, શિશ્ન દક્ષિણદ્વાર આ ત્રણેનો સબંધ આ સૂક્તના પ્રચલિત મંત્રમાં છે. જે ચોથું દ્વાર છે તે આઠ ચક્રવાળા પૃષ્ઠવંશની ( કરોડરજ્જુ ) ઉપર મસ્તિષ્કની પણ ઉપરના ભાગમાં " વિદ્દતિ " ના નામની પ્રસિદ્ધ છે. તેનુ વર્ણન અથર્વવેદમાં આ પ્રકારે છે.

मूर्धानमस्य संसीव्याथर्वा
हृदयं च यत् ।
मस्तिष्कादूर्ध्वं प्रैरयत्
पवमानोऽधि शीर्षत: ॥
(અથર્વ ૧૦।૨।૨૬)

" મસ્તક અને હૃદયને સીવીને એટલે કે કેન્દ્રમાં લીન કરીને મસ્તકથી પણ ઉપર વચ્ચેના ભાગમાંથી પ્રાણ ફેંકાય છે. "

### વિદ્દતિ-દ્વારથી પ્રવેશ

વિદ્દતિ દ્વારથી તેત્રીસ દેવોની સાથે આત્માનો શરીરમાં પ્રવેશ

અંદર આપ્યા પછી આ દ્વાર બંધ થાય છે. ત્યાર પછી પ્રાણ સાધન દ્વારા પોતાની ઇચ્છાથી આ દ્વારથી પાછા જવાથી મુક્તિ. સાધારણ માણસ દેહ ત્યાગ કરતી વખતે કોઇ અન્ય દ્વારથી બહાર જાય છે પરન્તુ માત્ર યોગીજ અથર્વવેદના દર્શાવેલા માર્ગથી મસ્તિષ્કના ઉપરના ભાગના દ્વારથી જાય છે અને મુક્ત થાય છે.

આ મંત્રમાં " मस्तिष्कात् उर्ध्वः । अधिशीर्षतः " વગેરે શબ્દો દ્વારા મસ્તકના ઉપરના ભાગથી ઉત્તરદ્વારનું વર્ણન કર્યું છે. અર્થાત્ જે ચારદ્વારનું વર્ણન આ મંત્રના વ્યાખ્યાન પ્રસંગે નિશ્ચિત કરેલ છે તેનું વેદમાં બીજે ઠેકાણે પણ આવું જ વર્ણન આવેલું છે. નઉ દ્વારામાંથી ત્રણ અને આ મજ્જા-તંત્રનું એક એમ મળીને ચાર છે તેમની ચાર આશાઓ અથવા દિશાઓ છે. હવે આ દિશાઓ જુઓ—

| દ્વાર | | આશા |
|---|---|---|
| પશ્ચિમદ્વાર= | ગુદા | = ની આશા વિસર્જન કરવું. શરીર ધર્મ. |
| પૂર્વદ્વાર = | મુખ | = ની આશા મધુર ભોજન કરવું. અર્થપ્રાપ્તિ. |
| દક્ષિણદ્વાર= | શિશ્ન | = ની આશા ભોગનો ઉપભોગ કરવો, કામ. |
| ઉત્તરદ્વાર = | વિદ્રતિ | = ની આશા બંધનથી મુક્ત થવું, મોક્ષ. |

## આરોગ્યનો આધાર

આમ પશ્ચિમ દ્વારની જે આશા છે તે કેવળ " શરીર ધર્મ " પાલન કરવાની છે. તો પણ આ શૌચ ધર્મથી અર્થાત્ પવિત્ર બનાવાના કર્મથી શરીર શુદ્ધિ થવાથી શરીર સ્વાસ્થ્યની પ્રાપ્તિ થાય છે. બીજા અન્ય ભોગ તેને આશ્રયે છે એ વાત દરેક જણ જાણી શકે છે આ દ્વારનું કાર્ય બગડી જવાથી શરીર રોગી થાય છે અને અન્યદ્વારોની આશાઓ પૂર્ણ થવામાં અસમર્થતા ઉત્પન્ન થાય છે. તેનું જો ઉત્તમ પ્રકારે કાર્ય ચાલે તો બીજી આશાઓ સફળ થવાની સંભાવના ઘણી છે. તેથી એમ કહી શકાય કે આ પશ્ચિમ દ્વારની આશા મનુષ્યના મનમાં " આરોગ્યની પ્રાપ્તિ " ના રૂપમાં રહે છે. આશાનું કાર્યક્ષેત્ર ઘણું મોટું છે. મનુષ્ય આ વિષયમાં જેટલું કાર્ય કરશે તેટલી તે સ્વસ્થતા પ્રાપ્ત કરશે અને જો તે એવા

મસ્તકમાં વિદ્રતિ દ્વાર

વિદ્રતિ દ્વાર

કરોડરજ્જુ

*

વ્યવહાર કરે કે જેથી પશ્ચિમ દ્વારનો વ્યવહાર ખરાબ ન ચાલે તો તે રોગી બનશે જ એમાં કોઇ શંકાને સ્થાન નથી

## ખાન પાન

હવે પૂર્વ દ્વારની આશા જુઓ. સંક્ષેપમાં આ વિષયમાં એટલું કહેવું બસ થશે કે આ દ્વારથી મનુષ્ય ઉત્તમ અન્ન અને ઉત્તમ પાન કરવાની ઇચ્છા કરે છે મધુરતાની લગની મનુષ્યને એટલી લાગે છે કે તે એટલું વધારે ખાય છે કે તે અજીર્ણનો રોગી બની જાય છે તેથી આ વિષયમાં પ્રયત્નપૂર્વક સંયમ રાખવો જોઇએ રુચિનો ગુલામ અને જીભનો જે દાસ બને છે તેનું જીવન કષ્ટપ્રદ થઇ જાય છે દરેક ઇન્દ્રિયની બાબતમાં આમજ બને છે આ પ્રમાણે ઇન્દ્રિય ભોગને માટે ધનની આવશ્યકતા છે આ હેતુ પ્રમાણે આ દ્વારની આશા "અર્થ પ્રાપ્તિ જ" હોઇ શકે. આ આશા અત્યધિક વધારવાથી કષ્ટ થશે જ્યારે સંયમદ્વારા અત્યાવશ્યકતાને અનુસાર ભોગ ભોગવવાથી સુખની વૃદ્ધિ થશે, ઉન્નતિ થશે મુખદ્વારથી શબ્દ બોલવાનું પણ એક કામ થાય છે ઉત્તમ શબ્દ પ્રયોગથી જગતમાં શાંતિ ફેલાય છે, અને કુશબ્દો બોલવાથી અશાંતિ ફેલાય છે આ વિષયમાં પણ જીભપર સંયમ રાખવો આવશ્યક છે અન્યથા અનર્થ થવામાં જરા પણ વિલંબ થશે નહિ આ પ્રકારે આ દ્વિતીય દ્વારની આશાનો સંબંધ મનુષ્યની ઉન્નતિ સાથે છે

## કામોપભોગ

ત્રીજુ દક્ષિણ દ્વાર છે આ શિશ્ન દ્વારા જગતમાં ઉત્તમ પ્રજનન અર્થાત્ સુપ્રજાજનન કરવાની આવશ્યકતા છે પરંતુ જગતમાં તેના અસંયમથી જે અનર્થ થઇ રહ્યા છે તે કોઇથી અજાણ્યા નથી તેના ઉપર સંયમ મહા પ્રયાસથી જ મેળવી શકાય છે ઉર્ધ્વ રેતા બનવું એજ વૈદિક ધર્મનું સાધ્ય છે તેના વિચારથી આ દ્વારની આશાની જાણ થઇ જશે આ કેન્દ્ર અત્યંત મહત્વનું છે પરંતુ જનતાનું લક્ષ તેને બગાડવા પ્રત્યે વધારે છે, અને સુધારવાના માર્ગ પ્રત્યે પ્રવૃત્તો ઘણા ઓછા કરવામાં આવે છે

## બંધનનો નાશ

હવે ચોથા વિદતિ દ્વારપર આપણે આવીએ, આ વિદતિ દ્વાર છે આમાંથી જીવાત્મા શરીરમાં દાખલ થયો છે, પરંતુ તેમાંથી બહાર જવાનો માર્ગ તેને મળતો નથી યુદ્ધ ભૂમિમાં પ્રવેશ કરવાનું તે જાણે છે, પરંતુ સુરક્ષિત પાછા ફરવાની વિદ્યા તે જાણતો નથી ચક્રવ્યૂહમાં દાખલ થવાની વિદ્યા જાણનારો પરંતુ ચક્રવ્યુહમાં લડીને યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરીને અને સુરક્ષિત રીતે પાછા ફરવાની વિદ્યા ન જાણનારા અભિનવ કુમાર અભિમન્યુ જેવો આત્મા છે અને તે સુરક્ષિત પાછા આવવાની વિદ્યા જાણશે તો તે વિજય-અર્જુન બની જશે પછી તેને કોઇની ભીતિ ન રહે તે નિર્ભય છે વિજયી બનવા માટે જ આ સર્વ ધર્મ માર્ગ છે જ્યારે આવેલા માર્ગે આ જીવાત્મા પાછો જવાની શક્તિ પ્રાપ્ત કરી શકશે ત્યારે તેને કોઇ બંધન, કષ્ટ નહિ પહોંચાડે પ્રત્યેક બંધનને દૂર કરવાની ઇચ્છામાં આ દ્વાર કારણીભૂત છે

આ પ્રમાણે ચાર દ્વારની ચાર આશાઓ છે અને પ્રત્યેક મનુષ્ય આ આશાઓના કાર્યક્ષેત્રમાં ખરાબ અથવા સારું કાર્ય કરે છે અને તેથી નીચે પડે છે અથવા ઉંચે ચઢે છે આ આશાઓની કાર્યક્ષેત્રની કલ્પના પાઠકોને સારી રીતે આવી ગઇ છે, તેથી આ સૂક્તના મંત્રોનો અર્થ સમજવામાં જરા પણ કઠીનતા જણાશે નહિ તેથી પ્રથમ આ ચાર દ્વારનો વિચાર પાઠક વારંવાર મનન દ્વારા કરે અને આ વાત સારી રીતે લક્ષમાં રાખે તત્પશ્ચાત્ નિમ્નલિખિત સ્પષ્ટિકરણ વાંચે

## અમર દિક્પાલ

આ સૂક્તના પ્રથમ મંત્રના કથનમાં ત્રણ વાતો કહેવામાં આવી છે— (૧) ચાર આશાઓના ચાર અમર આશાપાલક છે (૨) તેઓ જ ચાર ભૂતાધ્યક્ષ છે (૩) તેમની પૂજા આપણે હવન દ્વારા કરીએ છીએ

મનુષ્યમાં ચાર આશાઓ કઇ કઇ છે તે આશાઓનું સ્વરૂપ કેવુ છે અને તેમની સાથે મનુષ્યનું પતન અથવા ઉન્નતિનો કેવા પ્રકારનો સંબંધ છે એ સર્વ ઉપર દર્શાવેલ છે જ ચાર આશાઓ મનુષ્યની અંદર સનાતન છે (૧) શરીરધર્મનું લક્ષ રાખવુ (૨) ભોગ પ્રાપ્ત કરવો (૩) કામનો ઉપભોગ કરવો, (૪) બંધનથી છૂટકારો મેળવવો આ ચાર ભાવનાઓ અથવા કામનાઓ મનુષ્યમાં સદાએ જાગૃત રહે છે મૂઢમાં તેમજ બુદ્ધિશાળીમાં તે સમાન પ્રમાણમાં રહેલી છે પશુ પક્ષીઓમાં પણ તે અલ્પાંશે રહેલી છે અર્થાત્ ભૂતમાત્રમાં તે હમેશાં રહેલી છે તેથી તેમનો સનાતન અધિકાર પ્રાણી માત્રપર છે એમ માનોને કે તેજ ભૂતમાત્રની

અધ્યક્ષ છે તેમને અધ્યક્ષ એટલા માટે કહેવામાં આવે છે કે તેમની પ્રેરણાથી જ મનુષ્ય પ્રાણી સર્વ પોતપોતાના બધા વ્યવહાર ચલાવે છે જો આ આશાઓ પ્રાણીઓમાં નહિ હોય તો તેમનુ હલન ચલન પણ બંધ થઇ જશે મનુષ્યના સર્વ પ્રયત્નો તેમને આધીન થઇ રહેલ છે તેથી જ આ ચાર આશાપાલક મનુષ્યના ચાર અધિકારી છે. તેની અધીનતામાં રહેતાં રહેતાં મનુષ્ય પોતાના વ્યવહાર કરે છે અને તેમના સારાં યા માઠા પરિણામો ભોગવે છે

## હવનથી પૂજન

તેમનું પુજન હવનથી જ થઇ રહ્યુ છે પૂર્વદ્વાર મુખ છે તેમાં અન્નપાનનો હવન થાય છે. એવો કયો પ્રાણી હશે કે જે આ હવન નહીં કરતો હોય ? આજ પ્રમાણે દક્ષિણદ્વાર શિશ્ન દેવના પૂજક સર્વ પ્રાણીઓ છે જ, એટલું નહીં પરંતુ આ કામદેવની અતિપૂજા કરવાથીજ લોકો પોતાનો ઘાત કરી રહ્યા છે એમની વાત સત્ય છે કે ઉત્તરદ્વાર જેનુ નામ વિદતિદ્વાર છે તેના પૂજારીઓ અત્યંત અલ્પ પ્રમાણમાં છે અને પશ્ચિમ દ્વારની પૂજા કરવાનું તો ઘણા થોડાજ જાણે છે પશ્ચિમદ્વારની પૂજા યોગમ " **અપાનાયામ** " થી કરવામાં આવે છે જે પ્રકારે નાસિકાદ્વારથી પ્રાણાયામ થાય છે તેજ પ્રકારે પશ્ચિમ ગુદાદ્વારથી અપાનાયામ કરવામાં આવે છે એની ક્રિયા પણ ઘણા થોડા લોકો જાણે છે. આ ક્રિયા યોગ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે અને તેનાથી નાભિથી નીચેના ભાગનુ આરોગ્ય પ્રાપ્ત થાય છે ઉત્તરદ્વાર વિદતિના ઉપાસક ખાસ યોગી હોય છે, તેઓ આ સ્થાનની ચાલના કરે છે. અને પોતાની મુક્તિ પ્રાપ્ત કરે છે તેમની હવનથી પૂજા આમ છે-

૧ પૂર્વદ્વાર- ( મુખ )- અન્ન પાનાદિના હવનથી પૂજા

૨ દક્ષિણદ્વારા- ( શિશ્ન )- ભોગાદિ દ્વારા કામ દેવની પૂજા

૩ પશ્ચિમદ્વાર- ( ગુદા )- અપાનાયામ, અપાનનો પ્રાણમાં હવન કરીને પૂજા તેનો ઉલ્લેખ ભગવદ્ગીતામાં પણ છે-

**अपाने जुह्वति प्राण प्राणेऽपान तथा परे ।**

( ભ ગી ૪।૨૯ )

૪ ઉત્તરદ્વાર- ( વિદતિ ) મસ્તિષ્કમાં મજ્જા કેન્દ્રના સંચારચક્રમાં ધ્યાનાદિથી પૂજા

અહીં પાઠક સમજી જશે કે પહેલી બે ઉપાસનાઓ જગતમાં અધિક છે જ્યારે બીજી બે ઘણીઓછી છે. પરંતુ બીજ રૂપથી તો છે જ પ્રથમ મંત્રમાં અમે ચારે અમર આશાપાલોની હવન દ્વારા પૂજા કરીશું " એમ સ્પષ્ટ કહેલ છે એ એટલા માટે કહ્યુ છે કે પ્રત્યેક મનુષ્ય ચાર પાલકોની ઉપાસના દ્વારા પોતાનો ઉદ્ધાર કરે.

અહીં હવે નિયમન કેવી રીતે થાય તે પાઠકોએ બરાબર લક્ષમા લેવુ જોઇએ. આ નિયમન નીચે પ્રમાણે છે—

પૂર્વદ્વાર O મુખ — આશા | અનુલોમ — પશ્ચિમદ્વાર O ગુદા

ઉત્તરદ્વાર O મસ્તકમાં વિદતિ — પ્રત્યક્ષ | મનુલોમ — દક્ષિણદ્વાર O શિશ્ન

પૂર્વ તથા પશ્ચિમદ્વાર એ અમારા આતંકોનાં વિરૂદ્ધ દિશાનાં મુખ છે મુખનો અતિરેક થવાથી ગુદાનું કાર્ય ખરાબ થાય છે અને ગુદાનુ કાર્ય બરાબર રહેવાથી મુખની રૂચિ સારી રહે છે આ પ્રમાણે આ બને દ્વારો એકબીજાનું નિયમન કરે છે જો શિશ્ન દેવે અતિરેક કર્યો તો મસ્તિષ્ક હલકું થઇ જાય, અને મનુષ્ય બુદ્ધિના કાર્યો કરવામાં અસમર્થ બની જાય છે પાગલ બની જાય છે નકામો બની જાય છે તેમજ મસ્તિષ્કમાં સુવિચારોને સ્થિર કરવાથી તે સુવિચારો શિશ્ન દેવને સંયમમાં રાખવામા મદદરૂપ બને છે આ પ્રમાણે આ બંને પરસ્પર ઉપકારક પણ છે અને ઘાતક પણ છે પાઠક વિચાર કરીને જાણવાનો પ્રયત્ન કરે કે આ દેવ કઇ રીતે ઉપકારક થઇ શકશે અને કઇ રીતે ઘાતક બની શકશે. તેમજ તેમની ઉપાસના કઇરીતે કરવી જોઇએ અને તેમના પ્રકોપથી કેવી રીતે બચવુ જોઇએ હવે બીજા મંત્રનો વિચાર કરીએ-

## પાપમોચન

દ્વિતીય મંત્રનો આશય આ છે—' ચાર આશાઓના ચાર આશાપાલક દેવ છે તેઓ અમને પાપથી તથા અધોગતિના પાશોથી બચાવે "

પૂર્વોક્ત વર્ણનથી પાઠકોએ જાણી લીધુ જ હશે કે આ ચાર દેવ અમને કઇ રીતે બચાવી શકશે અને કઇ રીતે નીચે પાડી શકશે જુઓ—

૧ પૂર્વદ્વાર—મુખ—જી હાની ગુનામીથી ખાનપાનમાં અતિરેક થવાથી પેટ બગડે અને તેથી સ્વાસ્થ્યનો નાશ થાય આજ જીવ્હાના સંયમથી આરોગ્ય પ્રાપ્તિ થઇ શકે છે

૨ પશ્ચિમદ્વાર-પ્રદા- પૂર્વોક્ત સંયમ અથવા અસંયમથી જ લાભ અથવા હાનિ થવાનો સંભવ વધારે છે.

૩ દક્ષિણદ્વાર—ક્ષેમ- બ્રહ્મચર્ય દ્વારા સંયમથી કિજાનિ, સંયમપૂર્વક ગૃહસ્થ ધર્મના પાલનથી સુપ્રજા પ્રાપ્તિ અને અસંયમથી ક્ષય।

૪ ઉત્તરદ્વાર—વિદતિ- પૂર્વોક્ત સંયમ અથવા અસંયમથી તેના લાભ અથવા હાનિ પ્રાપ્ત થવાનો સંબંધ છે

ઉપરોક્ત હકીકતનું મનન કરવાથી આ આશાપાલકો કયા નિયમથી પાપમાં છોડી શકે છે તેનું જ્ઞાન થઇ શકે છે, પાપથી છૂટકારો મેળવવાથી જ મનુષ્ય નિર્ઋતિના પાશથી છૂટી શકે છે નિર્ઋતિનો અર્થ નાશ છે પાપ કરનારાઓને નિર્ઋતિ અર્થાત્ નાશના પાશ બાંધી રાખે છે. અને પુણ્યશાળીને તેમનાથી કાંઇ પણ કષ્ટ થતું નથી આ મંત્રનું આ કથન ઘણું જ બોધપ્રદ છે કે આ ચાર દ્વારની ચાર આશાઓ મનુષ્યને પાપથી છોડાવી શકે છે અને બંધનથી પણ મુક્ત કરી શકે છે પાઠક પોતપોતાની અવસ્થાનો વિચાર કરે અને આત્મ પરીક્ષા દ્વારા જાણવાનો પ્રયત્ન કરે કે તેમના શરીરમાં શું થઇ રહ્યું છે જો કોઇ આશા પાલક તેમનાથી વિરુદ્ધ કાર્ય કરતો હોય, અથવા શત્રુને આધીન થએલો હોય, તો સાવધાનીથી પોતાના બચાવનો યત્ન કરવો જોઇએ આ પ્રકારે બીજા મંત્રનો આમ વિચાર કરવાથી આ બોધ મળી શકે છે હવે તૃતીય મંત્ર જોઇએ—

## ચતુર્થ દેવ

તૃતીય મંત્રનો આશય એ છે કે—" હું ન થાકતાં તેમજ અંગથી દુર્બળ ન બનતાં હવનથી તથા ઘીથી તેની તૃપ્તિ કરું છું આ ચાર આશાપાલોમાં જે ચતુર્થ આશાપાલક દેવ છે તે અમને સુખથી આ આનંદ સ્થાનમાં પહોંચાડે '

આ મંત્રમાં વર્ણવેલ " તુરીય દેવ ' અર્થાત્ ચતુર્થ દેવ વિદતિદ્વારનો રક્ષક મોક્ષની આશાનો પાલક છે આ દેવની કૃપાથી જ અન્ય સર્વ દ્વારોનું નિયમન થઇ શકે છે આ દૃષ્ટિથી જ અન્ય સર્વ કાર્ય-વ્યવહારનું નિયમન થવું જોઇએ વૈદિકધર્મનો સંપૂર્ણ કાર્ય વ્યવહાર આ દૃષ્ટિબિન્દુથી જ રચાએલો છે મોક્ષના માર્ગને લક્ષબિન્દુ રાખીને જ જગતના સર્વ કાર્ય વ્યવહાર થવા જોઇએ તેનું જ નામ ધર્મ છે બંધનથી મુક્તિ પ્રાપ્ત કરવી એ મુખ્ય સાધ્ય છે અને તેથી જે તેને સહાયકારી બને તેવા અન્ય વ્યવહાર હોવા જોઇએ જગતના અન્ય વ્યવહારને જો અધિક મહત્વ આપવામાં આવે અને મોક્ષધર્મને ઓછું મહત્વ અપાય તો મનુષ્યમાં લોભ વૃદ્ધિ થવાથી ઘણો ભારે અનર્થ થશે ત્યાગપૂર્ણ જીવન અને ભોગપૂર્ણ જીવનનો ભેદ અહીં સ્પષ્ટ થાય છે

મંત્રમાં કહ્યું છે કે ન થાકતાં અને અવયવોથી વિકલ ન થતાં હું આ દેવોની પૂજા કરીશ આ કથનનો ભાવ સ્પષ્ટ છે કે મનુષ્ય પ્રયત્ન કરીને પોતાનું શરીર સુદૃઢ બનાવે અને અનેક પુરુષાર્થ કરવાનો ઉત્સાહ મનમાં સ્થિર કરે

આ ચારે દેવોની અન્નાદિથી તથા ઘીથી તૃપ્તિ કરવી જોઇએ જેનો જે હવન છે તેને અનુકૂળ તેનું ઘી પણ છે તે જે રીતે જેને આપવું જોઇએ તે યથા યોગ્ય રીતે આપીને તેની તૃપ્તિ કરવી જોઇએ, તે વિષયમાં થાકી જવું યોગ્ય નથી ન થાકતાં અથવા તો કંટાળી ન જતાં આ ભોગ પ્રાપ્ત કરવા જોઇએ અને યોગ્ય પ્રમાણમાં તેનો સ્વીકાર પણ કરવો જોઇએ અર્થાત્ બહુ જ દક્ષતાથી જગતનો વ્યવહાર ચલાવવો એ ઉચિત છે પરંતુ સર્વ વ્યવહાર સાચવતાં સાચવતાં પણ ચતુર્થ દેવની કૃપા સંપાદન કરવાનો પ્રબંધ તો અવશ્ય સંભાળી રાખવો જ જોઇએ કારણ કે તેની કૃપાથી જ આનંદ ઉન્નતિ યશ આદિની અહીં પ્રાપ્તિ તો થાય જ છે અને સદ્ગતિ પણ મળી શકે છે

## દીર્ઘ આયુષ્ય

પૂર્વોક્ત રીતે ત્રણ મંત્રોનો વિચાર કર્યા પછી હવે ચતુર્થ મંત્ર આ પ્રકારે આપણી સામે આવે છે " આ આશાપાલકોની સહાયતાથી અમે તથા અમારા માતા, પિતા, ઇષ્ટ, મિત્ર, ગાય, ઘોડા વગેરે સર્વ સુખી રહે અમારો અભ્યુદય થાય અને અમે જ્ઞાની બનીને નિઃશ્રેયસના ભાગી બનીએ અને દીર્ઘાયુ પ્રાપ્ત કરીએ મંત્રમાં ચાર વાતો કહેવામાં આવી છે,

૧ સ્વસ્તિ ( સુ+અસ્તિ )- સર્વનું ઉત્તમ અસ્તિત્વ હો, અર્થાત્ આ લોકોનું જીવન સુખપૂર્ણ થાઓ

૨ સુભૂત ( સુ+ભૂતિ )-ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થાઓ ઉત્તમ અભ્યુદયનું આ સૂચક વિધાન છે

૩ સુવિદત્ર ( સુ+વિદ+ત્ર )- ઉત્તમ જ્ઞાન મળે આત્મ જ્ઞાન જ સર્વ જ્ઞાનોમાં ઉત્તમ અને નિઃશ્રેયસનો હેતુ છે, તે અમને પ્રાપ્ત થાઓ

૪ ज्योक्- દીર્ઘકાળ પર્યંત જીવન રહે. આ તો અભ્યુદય અને નિઃશ્રેયસથી સહજમાં પ્રાપ્ત થઈ શકે છે.

વેદમંત્રોમાં વારંવાર "ज्योक् च सूर्यं दृशेम" અર્થાત્ "દીર્ઘકાળ સુધી અમે સૂર્યને જોતા રહીએ." આ એક કહેવત છે, તેનું તાત્પર્ય છે, "અમારૂં આયુષ્ય અતિ દીર્ઘ હજો." એમ છે, પરંતુ અહીં વિશેષ ધ્યાનમાં રાખવા જેવી વાત તો એ છે કે ઘણું જ દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવામાં સૂર્યની સાથે સંબંધ આવે છે. વેદમાં જ્યાં દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે ત્યાં સૂર્યનો સંબંધ અવશ્ય દર્શાવવામાં આવ્યો છે. તેથી જે લોકો દીર્ઘ આયુ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય તેઓ સૂર્યની સાથે આયુષ્ય વર્ધનનો સંબંધ છે એ વાત જરા પણ ન ભૂલે. બ્રહ્મની કૃપાથી દીર્ઘઆયુ પ્રાપ્ત થાય છે એ વિષયમાં અથર્વવેદમાં અન્યત્ર કહ્યું છે—

**यो वै तां ब्रह्मणो वेदामृतेनावृतां पुरम् ।**
**तस्मै ब्रह्म च ब्राह्माश्च चक्षुः प्राणं प्रजां ददुः ॥ २९ ॥**
**न वै तं चक्षुर्जहाति न प्राणो जरसः पुरा**
**पुरं यो ब्रह्मणो वेद यस्याः पुरुष उच्यते ॥ ३० ॥**

(અથર્વ ૧૧૨)

"જે નિશ્ચયપૂર્વક બ્રહ્મની અમૃતથી પરિપૂર્ણ નગરીને જાણે છે તેને સ્વયં બ્રહ્મ અને બ્રહ્મના સાથી અન્ય દેવ ચક્ષુ, પ્રાણ અને પ્રજા આપે છે. (૨૯) અતિ વૃદ્ધવસ્થા પહેલાં તેના પ્રાણ અને ચક્ષુ તેને છોડતાં નથી. જે બ્રહ્મપુરીને જાણે છે તે તે પુરીમાં રહેવાને કારણે તેને પુરૂષ કહે છે. (૩૦)"

ભાવ સ્પષ્ટ છે કે બ્રહ્મની કૃપાથી દીર્ઘઆયુષ્ય, સુસંતાન, અને આરોગ્યપૂર્ણ ઇન્દ્રિયોથી યુક્ત ઉત્તમ શરીર પ્રાપ્ત થાય છે. આ ભાવ જ સંક્ષેપથી આ જાણીના સૂકતના ચતુર્થ મંત્રમાં કહેલ છે. આ પ્રમાણે આ જ્ઞાની મનુષ્ય આ પરલોકમાં યશસ્વી થાય છે. એ જ આ સૂકતનો ઉપદેશ છે.

### વિશેષ દૃષ્ટિ

આ સૂકત કેવળ બાહ્ય દિશાઓ અને તેમના પાલકોનું જ વર્ણન કરતું નથી. બાહ્ય દિશાઓનું વર્ણન આ સૂકતમાં છે. પરંતુ દિશા શબ્દનો પ્રયોગ ન કરતાં "આશા" શબ્દનો પ્રયોગ તેમાં એટલા માટે થયો છે કે મનુષ્ય પોતાની આશાઓ અને તેમની પાલક શક્તિઓનો પોતાની અંદર અનુભવ કરે અને તેમના સંયમ, નિયમન, અને યોગ્ય ઉપાસના આદિથી પોતાનો અભ્યુદય અને નિઃશ્રેયસ સિદ્ધ કરે.

આ સૂકતનો શ્લોપાલ કાર ઘણો જ મહત્વપૂર્ણ છે. અને જે આ સૂકતને કેવળ બાહ્ય દિશાઓ માટે જ છે એમ સમજે છે તેઓ તેના મહત્વપૂર્ણ ઉપદેશથી વંચિત જ રહે છે. પાઠક આ દૃષ્ટિથી તેનું અધ્યયન કરે.

આ સૂકતનો સંબંધ આયુષ્યગણ, અપરાજીત ગણ આદિ અનેક ગણોની સાથે વિષયની અનુકૂળતા પ્રમાણે છે. આ સૂકત પોતે જ વાસ્તોષ્પતિ ગણ અથવા વસુ ગણનું છે. તેથી "અર્દાનો નિવાસ" ની સાથે તેનો અપૂર્વ સંબંધ છે. આ પ્રકારની દૃષ્ટિથી વિચાર કરવાથી પાઠક તેથી ઘણો જ બોધ પ્રાપ્ત કરી શકે છે અને તેને આચરણમાં ઉતારીને પોતાનો અભ્યુદય અને નિઃશ્રેયસ પ્રાપ્ત કરી શકે છે.

---

## રાષ્ટ્ર-સંવર્ધન – સૂકત

### કાંડ ૧, સૂકત ૨૯

(ऋषिः- वसिष्ठः । देवता- ब्रह्मणस्पतिः, अभीवर्तो मणिः)

**अभीवर्तेन मणिना येनेन्द्रो अभिवावृधे ।**
**तेनास्मान् ब्रह्मणस्पतेऽभि राष्ट्राय वर्धय ॥ १ ॥**

અર્થ— હે (ब्रह्मणस्पते) જ્ઞાની પુરૂષ! (येन इन्द्रः अभिवावृधे) જેનાથી ઇન્દ્રનો વિજય થયો હતો, (तेन अभिवर्तेन मणिना) તે વિજય કરનારા મણિથી (अस्मान्) અમને (राष्ट्राय अभिवर्धय)

ભાવાર્થ— હે રાષ્ટ્રના જ્ઞાની પુરૂષો! જે રાજ ચિન્હરૂપી મણિને ધારણ કરીને ઇન્દ્ર વિજયી બન્યો હતો, તે મણિથી

अभिवृत्यं सपत्नानुभि या नो अरातयः ।
अभि पृतन्यन्तं तिष्ठाभि यो नो दुरस्यति ॥ २ ॥
अभि त्वा देवः सविताभि सोमो अवीवृधत् ।
अभि त्वा विश्वा भूतान्यभीवर्तो यथाससि ॥ ३ ॥
अभीवर्तो अभिभवः सपत्नक्षयणो मणिः ।
राष्ट्राय मह्यं बध्यतां सपत्नेभ्यः पराभुवे ॥ ४ ॥
उदसौ सूर्यो अगादुदिदं मामकं वचः ।
यथाहं शत्रुहोऽसान्यसपत्नः सपत्नहा ॥ ५ ॥
सपत्नक्षयणो वृषाभिराष्ट्रो विषासहिः ।
यथाहमेषां वीराणां विराजानि जनस्य च ॥ ६ ॥

રાષ્ટ્રને માટે વધારી દો. (૧) ( याः नः अरातयः ) જે અમારા શત્રુઓ છે તેમને તથા અન્ય ( सपत्नान् ) વૈરિયોને ( अभिवृत्य ) પરાભૂત કરીને ( यः नः दुरस्यति ) તથા જે અમારાથી દુષ્ટતાનું આચરણ કરે છે તથા જે ( पृतन्यन्तं ) સૈન્ય સહિત અમારા પર ચઢાઈ કરે છે, તેની સાથે ( अभि अभि तिष्ठ ) યુદ્ધ કરવા માટે સ્થિર થઈ જાઓ. ( ૨ ) ( सविता देवः ) સૂર્યદેવે તથા ( सोमः ) ચંદ્રમા દેવે પણ ( त्वा ) તને ( अभि अभि अवीवृधत् ) સર્વ પ્રકારે વધારેલ છે, ( विश्वा भूतानि ) સર્વ ભૂતમાત્ર ( त्वा अभि ) તને વધારી રહ્યા છે, જેનાથી તું ( अभिवर्तः असति ) શત્રુઓ દબાવનારો થયો છે. ( ૩ ) ( अभिवर्तः ) શત્રુઓને ઘેરનારો, ( अभिभव. ) શત્રુનો પરાભવ કરનારો, ( सपत्नक्षयणः ) પ્રતિ પક્ષીઓનો નાશ કરનારો, આ ( मणिः ) મણિ છે. આ ( सपत्नेभ्यः पराभुवे ) પ્રતિ પક્ષિઓનો પરાભવ કરવા માટે તેમજ ( राष्ट्राय ) રાષ્ટ્રના અભ્યુદયને માટે ( मह्यं बध्यतां ) મને બંધનકર્તા બને. ( ૪ ) ( असौ सूर्यः उद्गात् ) આ સૂર્ય ઉદયને પ્રાપ્ત થયો છે. ( इदं मामकं वचः उत् ) આ મારું વચન પણ પ્રગટ થયું છે, ( यथा ) જેનાથી ( अहं शत्रुहः ) શત્રુનો નાશ કરનારો, ( सपत्नहा ) પ્રતિ પક્ષીઓનો ઘાત કરનારો બનીને હું ( असपत्नः असानि ) શત્રુ રહિત બનું. ( ૫ ) ( यथा ) જેનાથી ( अहं ) હું ( सपत्नक्षयणः ) પ્રતિ પક્ષીઓનો નાશ કરનારો, ( वृषा ) બળવાન્ અને ( विषासहिः ) વિજયી બનીને ( अभि राष्ट्रः ) રાષ્ટ્રને અનુકૂળ બનીને તથા રાષ્ટ્રની સહાયતા પ્રાપ્ત કરીને ( एषां वीराणां ) આ વીરોના ( जनस्य च ) અને સર્વ લોકોના ( वि राजानि ) વિશેષ પ્રકારે રંજન કરનારો રાજા થાઉં. ( ૬ )

જ અમને રાષ્ટ્રના હિત માટે આગળ વધારો ( ૧ ) જે અનુદાર શત્રુઓ છે અને જે પ્રતિપક્ષી છે તેમને પરાસ્ત કરવા માટે, તથા જે અમારી સાથે ખરાબ વર્તન ચલાવે છે, અને જે લશ્કરો મોકલીને અમારા પર ચઢાઇ કરે છે, તેમને ઠેકાણે પાડવા માટે પોતાની તૈયારીઓ કરીને આગળ વધો ( ૨ ) સૂર્ય, ચંદ્ર ઇત્યાદિ દેવો તથા સર્વ ભૂત માત્ર તને સહાય કરીને આગળ વધારી રહ્યાં છે, જેનાથી તુ સર્વ શત્રુઓને દાબી દેનારો બન્યો છે ( ૩ ) શત્રુઓને ઘેરનારો, વૈરીઓનો પરાભવ કરનારો, પ્રતિપક્ષીઓને દૂર કરનારો આ રાજચિન્હરૂપી મણિ છે. તેથી પ્રતિપક્ષીઓનો પરાભવ કરવા માટે અને મારા રાષ્ટ્રનો અભ્યુદય કરવા માટે મારા પર આ મણિને બાંધી દો ( ૪ ) જેવી રીતે આ સૂર્યનો ઉદય થયો છે તેવી જ રીતે આ મારું વચન જાહેર થયું છે તેથી હવે તમે એવું કરો કે જેથી હું શત્રુઓનો નાશ કરનારો અને પ્રતિપક્ષીઓને દૂર કરનારો બનીને શત્રુરહિત બની જાઉં ( ૫ ) પ્રતિપક્ષીઓનો નાશ કરીને હું બળવાન બનીને વિજયી બનીને પોતાના રાષ્ટ્રને અનુકૂળ કાર્ય કરતાં કરતા મારા વીરોનું તથા મારા રાષ્ટ્રના સર્વ લોકોનું હિત સાધ્ય કરું ( ૬ )

# રાષ્ટ્ર-સંવર્ધન—સૂકત

### અનુસંધાન

આ સૂકત રાજપ્રકરણનું છે તેથી આ કાંડના અપરાજીત ગણના સર્વ સૂકતોની સાથે તેનો વિચાર કરવો યોગ્ય છે તેમજ આગળ ઉપર આવનારા રાજ પ્રકરણના સૂકતોની સાથે પણ તેનો સંબંધ જોવા જેવો છે આ પહેલા અપરાજીત ગણના સૂકત ૨, ૧૯, ૨૦, ૨૧, એ આવેલાં છે તે ઉપરાંત અભયગણ સાંગ્રામિક ગણના સૂકતોની સાથે પણ આ સૂકતોનો વિચાર કરવો જોઇએ

### અભીવર્ત મણિ

જે પ્રકારે રાજાના ચિન્હ રાજદંડ, છત્ર,ચામર, વગેરે હોય છે તેજ પ્રકારે "અભીવર્ત મણિ" પણ એક રાજ ચિન્હજ છે તેને ધારણ કરતી વખતે આ સૂકત બોલાય છે

દેવોનો રાજા ઇન્દ્ર છે તેનો પુરોહિત બૃહસ્પતિ બ્રહ્મણસ્પતિ છે આ પુરોહિત ઇન્દ્રના શરીર પર આ અભીવર્ત મણિ બાંધે છે અર્થાત્ રાજ પુરોહિતજ રાજાના શરીરપર આ રાજ ચિન્હ રૂપી મણિ બાંધી દે આ સંબંધ જોવાથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આ સૂકત સંવાદ રૂપ છે આ સંવાદ આ પ્રકારે છે જુઓ —

### આ સૂકતનો સંવાદ

રાજા—હે પુરોહિતજી ! જે અભીવર્ત મણિ ઇન્દ્રના શરીરપર દેવ ગુરૂ બૃહસ્પતિએ બાંધી દીધો હતો અને જેથી ઇન્દ્ર દિગ્વિજયી થયો હતો, તે રાજચિન્હ રૂપી મણિ મારા શરીરપર આપ ધારણ કરાવો જેથી હું રાષ્ટ્રનું સંવર્ધન કરવામાં સમર્થ બનું (૧)

પુરોહિત- હે રાજન્ ! જે અનુદાર શત્રુ છે અને જે પ્રતિપક્ષી છે તથા જેઓ આપણા રાષ્ટ્ર સાથે ખરાબ વર્તન ચલાવે છે, અને આપણા પર સૈન્યથી ચડાઇ કરે છે તેમને પરાસ્ત કરવાની તૈયારી કરો (૨) સૂર્ય, ચન્દ્ર તથા સર્વ ભૂતમાત્ર તમારી સહાયતા કરી રહ્યાં છે તેથી જ તમો શત્રુઓને દબાવી શકો છો (૩)

રાજા- પુરોહિતજી ! આ રાજચિન્હ રૂપી મણિ શત્રુઓને ઘેરો ઘાલવામા, વૈરીઓનો પરાભવ કરવામા અને પ્રતિપક્ષીઓને પાછા હઠાવવામાં સામર્થ્ય દેનારો છે તેથી વિરોધિઓનો પરાભવ કરવા માટે તથા રાષ્ટ્રનો અભ્યુદય કરવાના કાર્યમાં મને સમર્થ બનાવવા માટે મારા શરીર પર આ મણિ બાંધી દો (૪) જેવી રીતે સૂર્યનો ઉદય થયો છે તેવી રીતે મારાથી શબ્દોનો પ્રકાશ કેવાય છે, તેથી આપ એમ કરો કે જેથી હું શત્રુઓનો નાશ કરી શકું (૫) હું બળવાન બનીને પ્રતિપક્ષીઓને દૂર કરીશ અને વિજયી બનીને મારા રાષ્ટ્રને અનુકૂળ કાર્ય કરતાં કરતાં મારા વીરોનું તેમજ મારા રાષ્ટ્રનું હિત કરીશ (૬)

પાઠક આ સંવાદ વિચાર પૂર્વક વાચશે તો તેમના લક્ષમાં આ સૂકતનો આશય મજુજ શીઘ્રતાથી આવી શકશે રાજા રાજ્ય ચિન્હ ધારણ કરે છે તે સમયે પુરોહિત રાજાને પ્રજા-હિતની કેટલીક વાતો કરવાને કહે છે અને રાજા પણ રાષ્ટ્ર હિત કરવાની તે સમયે પ્રતિજ્ઞા લે છે પુરોહિત બ્રાહ્મ શક્તિનો અને રાજા ક્ષાત્ર શક્તિનો પ્રતિનીધિ છે રાષ્ટ્રની બ્રાહ્મશક્તિ પુરોહિતના મુખથી રાજ કર્તવ્યનો ઉપદેશ રાજાને કરે છે રાજાને રાજગાદિ પર રાખવો કે ન રાખવો તે રાષ્ટ્રની બ્રાહ્મ શક્તિને આધીન હોવુ જોઇએ અર્થાત્ બ્રાહ્મ શક્તિને આધીન ક્ષાત્રશક્તિ હોવી જોઇએ આ વાત અહીં સ્પષ્ટ રીતે પ્રકાશિત થાય છે જ્ઞાની લોકો પર શૂરવીર લોકોનો અધિકાર ન હોવો જોઇએ પરંતુ શૂરવીર લોકો જ્ઞાની લોકોને આધીન રહી તેમનાં કાર્યો કરે. રાષ્ટ્રની ( Civil and military ) બ્રાહ્મ તથા ક્ષાત્રશકિત એકબીજાની સાથે કેવો વર્તાવ કરે તે આ સૂકતમાં સ્પષ્ટ થએલ છે બ્રાહ્મશકિત દ્વારા નક્કી થએલ રાજા જ રાજગાદી પર આવી શકે બીજો નહિ

### રાજાના ગુણ

આ સૂકતમા રાજાના ગુણ દર્શાવેલા છે તે નીચેના શબ્દો દ્વારા પાઠક જોઇ શકશે—

૧ **અસ્માન્ રાષ્ટ્રાય અભિવર્ધય**—અમારી શકિત રાષ્ટ્રની ઉન્નતિ માટે વૃદ્ધિ પામે અર્થાત્ રાજામા જે શકિત વધે છે તે રાષ્ટ્રની ઉન્નતિને માટે જ કામમાં લેવાવી જોઇએ આ ભાન રાજાના મનમાં રહેવો જોઇએ પોતાની વૃદ્ધિ પામેલી તન, મન અને ધનની સર્વ શકિત પોતાના ભોગ માટે નથી પરંતુ તે રાષ્ટ્રના ભલા માટે જ છે એ વાત જે રાજાના

ચિત્તમાં લાગી ગઈ છે તે જ રાજા સાચો રાજા કહેવાય ( મં. ૧ )

૨ राष्ट्राय मह्यं बध्यतां सपत्नेभ्यः पराभुवे - રાષ્ટ્રની ઉન્નતિ અને વૈરિઓનો પરાભવ કરવા માટે રાજચિન્હરૂપ મણિ મારા ( રાજાના ) શરીર પર બાંધવામાં આવે. મણિ તેમજ અન્ય રાજચિન્હો જે રાજા ધારણ કરે છે તે તેની ( પોતાની ) શોભા વધારવા માટે ધારણ કરતો નથી પરન્તુ તે કેવળ બે જ ઉદ્દેશને માટે છે ( ૧ ) રાષ્ટ્રની ઉન્નતિ થાય અને ( ૨ ) જનતાના શત્રુઓ દૂર કરવામાં આવે રાજામાં આ શક્તિ ઉત્પન્ન કરવા માટે જ તેના શરીર પર આ રાજચિન્હો ધારણ કરાવવામાં આવે છે ( મં ૪ )

૩ अभिराष्ट्रः - ( अभितः राष्ट्रं यस्य ) - જેની ચારે બાજુ રાષ્ટ્ર છે એવો રાજા હોવો જોઈએ અર્થાત્ રાજા પોતાના રાષ્ટ્રમાં રહે, રાષ્ટ્રની સાથે રહે, રાષ્ટ્રનો બનીને રહે રાજાનું હિત એ રાષ્ટ્રનું જ હિત હોવું જોઈએ અને રાષ્ટ્રહિત એ રાજાનું હિત હોવું જોઈએ અર્થાત્ બન્નેના હિત સબંધમાં જરા પણ ફરક ન હોવો જોઈએ. રાજાને માટે રાષ્ટ્ર અનુકૂળ રહે અને રાષ્ટ્રને રાજા અનુકૂળ રહે રાષ્ટ્રહિતનું ઉચ્ચ ધ્યેય પોતાની સામે રાખનારા રાજાનો બોધ આ શબ્દોથી થાય છે જે રાજાને માટે પોતાના પ્રાણ આપવા માટે રાષ્ટ્ર તૈયાર થાય છે તે રાજા માટે આ ઉદ્બોધન આપેલ છે આ શબ્દ આદર્શ રાજાનો વાચક છે ( મં. ૬ )

૪ शत्रुह - શત્રુઓનો નાશ કરનારો ( મં ૫ )

૫ असपत्न - અંદર અંદરના પ્રતિપક્ષી અથવા વિરોધી જેને નથી ( મં ૫ )

૬ सपत्न-हा - પ્રતિપક્ષીઓનો નાશ કરનારો અર્થાત્ પ્રતિપક્ષીઓનો પરાભવ કરનારો. ( મં ૫ ) " सपत्नक्षयण " આ શબ્દ પણ એજ અર્થમાં ( મં ૬ માં ) આવેલો છે

૭ भूया - બળવાન સર્વ પ્રકારનાં બળોથી રાજા યુક્ત હોવો જોઈએ નહિ તો તે પરાસ્ત થશે, હારી જશે ( મં ૬ )

૮ विषासहि - શત્રુઓના હુમલા થવા છતાં તે સહન કરનારો અને પોતાના સ્થાનથી પાછો ન હઠનારો ( મં ૬ )

૯ वीराणां जनस्य च विराजानि - રાષ્ટ્રના શૂરવીર તથા રાષ્ટ્રની સર્વ જનતાને સન્તુષ્ટ કરનારો ( મં ૬ )

૧૦ પ્રતિપક્ષીઓને દબાવવા, વૈરિઓનો નાશ કરવો, સૈન્ય સહિત ચઢાઈ કરનારનો પ્રતિકાર કરવો અને જે દુષ્ટ વ્યવહાર કરે તેને કેદમાં પાડવો ઇત્યાદિ રાજાનાં કર્તવ્યો ( મં. ૨ ) માં કહેલાં છે

આ રીતે રાજાનાં કર્તવ્યો આ સૂક્તમાં કહેવામાં આવ્યાં છે અને તે સર્વ મનન કરવા જેવાં છે આ સર્વ કર્તવ્યો એજ ભાવ દર્શાવે છે કે રાજા પોતાના ભોગને માટે રાજગાદી પર બેસતો નથી જો રાજા લોકો આ સૂક્તનો અધિક વિચાર કરશે અને પોતાના ચિત્તમાં તેનો બોધ ઠસાવશે તો તે અતિ ઉત્તમ થશે

## રાજચિન્હ

છત્ર, ચામર, રાજદંડ, મણિ, રત્ન, સિંહાસન, મુગટ, સોનેરી કપડાં લત્તા, રાજસભાનો ઠાઠ, હાથી ઘોડા વગેરે સર્વે જે રાજચિન્હ રૂપે ગણવામાં આવે છે, તે ધારણ કરવાથી જનતા પર વિશેષ પ્રમાણમાં પ્રભાવ પડે છે અને આ પ્રભાવને કારણે રાજાની આસપાસ શક્તિ કેન્દ્રીભૂત થાય છે જો કે આ પ્રત્યેક ચિન્હમાં કોઈ વિશેષ પ્રકારની શક્તિ હોતી નથી, તો પણ રાજચિન્હ ધારણ કરનારા સાધારણ સિપાઈમાં પણ અન્ય સામાન્ય માણસો કરતાં કોઈ વિશેષ શક્તિ હોય છે એવો અનુભવ પ્રત્યેક જણ કરે છે આ પ્રમાણે ઉક્ત ચિન્હોને કારણે અમૂર્ત રાજશાસનનો એક વિશેષ પ્રભાવ જનતા પર પડે છે આજ કારણને લીધે રાજા શક્તિઓનું કેન્દ્ર બને છે જે સમયે પોતાના ચિન્હોથી અને સંપૂર્ણ ઠાઠથી રાજા બહાર જાય છે તે સમયે તેનો મહાન પ્રભાવ સામાન્ય જનતા પર પડે છે. આજ કારણને લીધે રાજામાં શક્તિ એકત્રિત થાય છે આ સૂક્તના ચતુર્થ મંત્રમાં " આ મણિ જ શત્રુનાશ કરનારો, પ્રભાવ વધારનારો, રાષ્ટ્રહિત સાધ્ય કરનારો બને છે " વગેરે કહેવામાં આવે છે, તેનો ભાવાર્થ પણ ઉક્ત પ્રકારે જ સમજવા યોગ્ય છે સિપાઈની શક્તિ તેના રાજચિન્હોથી જ તેનામાં પ્રવેશ કરે છે અને આ શક્તિ વાસ્તવિક રીતે નહિ પરન્તુ એક વિશેષ ભાવનાથી જ ઉત્પન્ન થાય છે બધાં જ રાજચિન્હોની શક્તિ આ પ્રકારે ભાવનાત્મક છે અસ્તુ હવે આપણે શત્રુનાં લક્ષણો જોઈએ—

## શત્રુના લક્ષણો

આ સૂક્તમાં નીચે પ્રમાણે શત્રુના લક્ષણોનું વર્ણન કરવામાં આવ્યું છે—

૧ यः दुरस्यात् - જે દુષ્ટ વ્યવહાર કરે છે ( મં ૨ )

**૨ સપત્નઃ**– ભિન્ન પક્ષનો મનુષ્ય, રાષ્ટ્રમાં જેટલા પક્ષો હશે તેટલા પક્ષવાળા આપસઆપસમાં એકબીજાના શત્રુઓજ હશે. સપત્ન શબ્દ ( Party politics ) પક્ષભેદનું રાજકારણ દર્શાવી રહ્યો છે.

**૩ अरातिः**– અનુદાર, જે મનમાં એક્યભાવ રાખતો નથી.

**૪ पृतन्यत्**– સૈન્યથી ચડાઇ કરનારો.

આ શબ્દોનો વિચાર કરવાથી શત્રુ કોણ છે તેની જાણ બરાબર થઇ શકે છે. તેમાં કેટલાક આંતર શત્રુ છે જ્યારે કેટલાક બાહ્ય શત્રુઓ છે.

## સર્વની સહાયતા

તૃતીય મંત્રમાં કહ્યું છે કે, " સૂર્ય, ચંદ્ર અને સર્વ ભૂતમાત્ર જે રાજાના સહાયક હોય છે, તેજે રાજા શત્રુઓને પરાજીત કરી શકે છે, " ( મં. ૩ ) આમાં સૂર્ય, ચંદ્ર ઇત્યાદિ શબ્દો બાહ્ય સૃષ્ટિની સહાયતા દર્શાવે છે, ( Nature's help ) નિસર્ગની સહાય એ રાજાની શકિતનો એક મહત્વપૂર્ણ ભાગ છે. રાષ્ટ્રની રચના જ એવી હોવી જોઇએ કે જ્યાં શત્રુઓનો પ્રવેશ સુગમતાથી ન થઇ શકે. આ પણ એક પ્રકારની શકિત જ છે.

બીજી શકિત ( **विश्वा भूतानि** ) ભૂતમાત્ર પાસેથી પ્રાપ્ત થાય છે. પંચ મહાભૂતો પાસેથી શકિત પ્રાપ્ત કરવાની વાત પણ આમાંથી સુગમતાથી જણાઇ આવે છે, " ભૂત " શબ્દનો બીજો અર્થ " પ્રાણી, મનુષ્ય " એવો થાય છે અને તે જાણીતો છે. જે રાજાને રાષ્ટ્રના સર્વ પ્રાણી અને સર્વ મનુષ્ય સહાયક હોય તેની શકિત વિશેષ હોય તેમાં સંદેહ હોઇ જ શકે નહિ. આ સર્વ જનતાની શુભ ઇચ્છાથી જ પ્રાપ્ત થનારી શકિત છે જે રાજાએ પોતાની પાસે રાખવી જોઇએ કારણ કે તેના પર જ રાજાનું ચિરસ્થાયિત્વ અવલંબિત હોય છે.

વૈદિક રાજપ્રકરણના વિષયમાં આ સૂકતમાં ઘણો સારો ઉપદેશ છે. જો પાઠક અધિક મનન કરશે તો તેમને રાજપ્રકરણના ઘણા ઉત્તમ નિર્દેશ આ સૂકતમાંથી મળી શકશે.

## કેવળ રાષ્ટ્રને માટે

આ સૂકતમાં કેટલાક સામાન્ય નિર્દેશ પણ કરેલા છે, જેનો વિચાર કરવો આવશ્યક છે. તેનાથી પાઠકોને આ વાતની જાણ થઇ જશે કે વેદના વિશેષ ઉપદેશથી પણ સામાન્ય નિર્દેશ કેવી રીતે પ્રાપ્ત થાય છે. પ્રથમ મંત્રમાં કહ્યું છે—

**अस्मान् राष्ट्राय अभिवर्धय** ( મં. ૧ )

તેનો અર્થ– " અમને રાષ્ટ્રને માટે વધારો. " અર્થાત્ અમારી ઉન્નતિ એટલા માટે કરો કે અમે રાષ્ટ્રહિત સાધ્ય કરવાને યોગ્ય બનીએ. અમારૂં શરીર સુદૃઢ હો. અમારૂં આયુષ્ય દીર્ઘ હો. અમારી ઇન્દ્રિયો વધુ કાર્યક્ષમ બને. અમારૂં મન મનનશકિત યુકત હો. અમારી બુદ્ધિ જ્ઞાન પૂર્ણ હો. અમારામાં આત્મિક બળ વધે તેમજ અમારી કૌટુંબિક સામાજિક તેમજ અન્યાન્ય શકિતઓ વૃદ્ધિ પામે. આ સર્વ શકિતઓ એટલા માટે વધે કે જેના યોગથી અમારૂં રાષ્ટ્ર અભ્યુદયથી યુકત બને. આ શકિતઓની વૃદ્ધિ માત્ર એટલા માટે જ નથી કરવાની કે તેથી કેવળ વ્યકિતનું જ સુખ વધે, કેવળ અમુક એક જાતિના હાથમાં જ અધિકાર રહે. અથવા કેવળ એક જ કુળ પાસે બધો જ અધિકાર રહે. પરંતુ આ શકિતઓ એટલા માટે વધારવી જોઇએ કે એના સંયોગથી રાષ્ટ્રની પ્રગતિ થાય રાષ્ટ્રની ઉચ્ચતા પ્રાપ્ત થાય.

સામાન્ય અર્થ જોતી વખતે આ પ્રથમ મંત્રનો " **अस्मान्** " શબ્દ ઘણું મહત્વ ધરાવે છે. તેનો અર્થ થાય છે. " અમે બધાને " અર્થાત્ અમારી બધાની રાષ્ટ્રહિતને માટે સાથે મેળવીને વૃદ્ધિ કરો તેનું સ્પષ્ટ તાત્પર્ય એજ છે કે કોઇ એક વ્યકિતની ઉન્નતિ અથવા કોઇ એકની શકિતનો વિકાસ અહીં જરૂરનો છે એમ કહ્યું નથી, પરંતુ સર્વની શકિતનો વિકાસ અહીં જરૂરનો છે. રાષ્ટ્રની ઉન્નતિને માટે જે પ્રજાજનોની શકિતનો વિકાસ કરવો જોઇએ તેમજ દરેક પ્રજાજનનો કોઇ પણ પ્રકારના પક્ષપાત સિવાય વિકાસ થવો જોઇએ. અર્થાત્ કોઇ વિશેષ જાતિ યા સંઘના પક્ષપાત માટે અહીં જરા પણ અવકાશ હોવો જોઇએ નહિ.

જે કાંઇ હું કરૂં છું તે રાષ્ટ્રને માટે સમર્પિત થાય તેજ ભાવ દરેકના મનમાં રહેવો જોઇએ.

**राष्ट्राय मह्यं बध्यतां ।**
**सपत्नेभ्यः पराभुवे ॥** ( મં. ૪ )

" મને રાષ્ટ્રને માટે બાંધી દો જેથી હું રાષ્ટ્રના શત્રુઓનો પરાભવ કરી શકું " આ ભાવ મનમાં ધારણ કરવો જોઇએ. હું રાષ્ટ્રની સાથે બંધાઇ જાઉં. મારો સંબંધ રાષ્ટ્રની સાથે એવો બંધાઇ જાય કે તે કદી તૂટે નહીં. રાષ્ટ્રનું અને મારૂં

હિત એક જ બની જાય, હું રાષ્ટ્રને માટે જ જીવિત રહું, આના ભાવ મન્ત્રમાં છે, જે જેની સાથે બંધાઇ જાય છે તે તેની સાથે જ રહે છે જો સ્વરાષ્ટ્રાભિમાનથી મનુષ્ય રાષ્ટ્રની સાથે એકવાર આ પ્રમાણે મજબૂત રીતે બંધાઇ જાય તો પછી તે તેમાથી કદી પાછો હઠશે નહિ, છૂટી શકશે નહિ આ પ્રકારે મનુષ્ય પોતાના રાષ્ટ્રની સાથે બંધાઇ જાય અને આ પરસ્પર સંબંધ જોડવાને લીધે રાષ્ટ્રમાં અપૂર્વ સંઘશકિત ઉત્પન્ન થાય એજ ઉદ્દેશ વેદમાં અભિષ્ટ છે

પ્રત્યેક મનુષ્ય " अभिराष्ट्र " (મં. ૬) બને અર્થાત્ રાષ્ટ્રહિત કરવાનું ધ્યેય પોતાની સામે રાખે તે મનુષ્ય ગમે ત્યાં જાય, ગમે તે કાર્ય કરે, તેની સામે પોતાના રાષ્ટ્રના અભ્યુદયનો જ વિચાર જાગૃત રહેશે આ પ્રકારે જેના મનમાં રાષ્ટ્રનો વિચાર સદા સર્વદા જાગૃત રહે છે, તેને જ વેદ " અભિરાષ્ટ્ર ' કહે છે. ( अभित राष्ट्र ) પોતાની ચારે બાજુ પોતાનુ જ રાષ્ટ્ર છે એમ માનનારો પ્રત્યેક અવસ્થામાં પોતાની સામે પોતાના જ રાષ્ટ્રને જોનારો જે છે તેનું જ આ નામ છે

## " રાષ્ટ્ર " નો અર્થ

વેદમાં રાષ્ટ્ર શબ્દ માત્ર દેશ અથવા કેવળ જનતા વાચક જ નથી કેવળ જમીનના એક વિભાગમાં રહેનારો મનુષ્ય-સમાજનો બોધ ' રાષ્ટ્ર ' શબ્દથી વેદમા થતો નથી આ પ્રકારના રાષ્ટ્ર તો ભૂમિપર ઘણાં હશે પરંતુ વેદ જેને રાષ્ટ્ર કહે છે એવાં રાષ્ટ્ર કેટલાં હશે તેનો વિચાર પાઠકોએ અવશ્ય કરવો જોઇએ વેદમાં રાષ્ટ્ર શબ્દ ( राजते तत् राष्ट्र ) "જે ચમકે છે તે રાષ્ટ્ર છે" એવા અર્થનો બોધ કરે છે જે મનુષ્યોનો સમુદાય ભૂમંડળ પર પોતાના કમાએલા યશથી ચમકતો રહે છે અને અન્ય સર્વ લોકોની નજર પોતા તરફ આકર્ષે છે તેજ વેદની નજરે રાષ્ટ્ર છે અન્ય માનવી સમુદાય રાષ્ટ્ર નથી જ આવુ રાષ્ટ્ર વિસ્તારમાં મોટુ હો અથવા નાનુ હો તે રાષ્ટ્ર જ કહેવાશે પરંતુ જે વિસ્તારમાં ઘણું મોટુ હોય પરંતુ યશની દૃષ્ટિએ જેનામાં જરા પણ ચમકારો ન હોય તો તે રાષ્ટ્ર નથી વૈદિક ધર્મીઓએ પોતાના પરિશ્રમથી પોતાના રાષ્ટ્રમાં એવા પ્રકારનું તેજ ઉત્પન્ન કરવુ જોઇએ અને વધારવુ જોઇએ ત્યારે જ તેમના દેશને વૈદિક રીતે રાષ્ટ્ર કહેવામાં આવશે વેદમાં રાષ્ટ્રવર્ધન વિષયના અનેક સૂકતો છે અને તેમનો પરસ્પરનો નિકટનો સંબંધ પણ છે પાઠક જે સમયે આ સૂકતોનો વિચાર કરવા માંડશે ત્યારે આગળ પાછળના રાષ્ટ્રીય સૂકતોના સંબંધનો અવશ્ય વિચાર કરે અને સર્વ ઉપદેશનું એકત્રિત મનન કરે.

પાઠક આ પ્રકારે મંત્રોના સામાન્ય ઉપદેશોથી અધિક મનન કરીને બોધ પ્રાપ્ત કરે વેદમાં રાષ્ટ્રહિતનો ઉપદેશ કેટલા સ્પષ્ટરૂપમા આપેલો છે તે પાઠક આ રીતે જોઇ શકશે

---

# સંરક્ષક કર

## કાંડ ૩, સૂકત ૨૯

( ऋषि:- उद्दालक । देवता- शितिपाद् अवि , काम , भूमि )

**यद्राजानो विभजन्त इष्टापूर्तस्य षोडशं यमस्यामी सभासदः ।**
**अविस्तस्मात्प्र मुञ्चति दत्तः शितिपात्स्वधा ॥ १ ॥**

---

**અર્થ**— ( यत् ) જે પ્રકારે ( यमस्य अमी राजान सभासद ) નિયમથી ચાલનારા રાજાનું આ રાજ્ય કરનારા સભારુદ ( इष्टापूर्तस्य षोडशं विभजन्ते ) અન્નાદિનો સોળમો ભાગ વિભકત કરે છે આ ( दत्तः ) આપેલો ભાગ ( अविः ) રક્ષક બનીને ( शिति-पात् ) હિંસકોને નીચે પાડનારો ( स्व-धा ) અને પોતાને ધારણ કરનારો બનીને ( तस्मात् प्रमुञ्चति ) તે ભયથી છોડાવે છે. ( ૧ )

---

ભાવાર્થ— નિયમથી પ્રજાનુ પાલન કરનારા રાજાના આ રાજસભાના સભાસદો વસ્તુત સાચા રાજા જ છે તેઓ પ્રજાના અન્ન વ રે પ્રાપ્તિનો સોળમો ભાગ કર રૂપે લે છે. રાજાને અપાએલ આ સોળમો ભાગ સર્વ રાષ્ટ્રનું સંરક્ષણ કરે છે પ્રજાને દુઃખ દનારા જે ગો હોય છે તેમને દંડ કરીને દબાવી દે છે. પ્રજાની ધારકશકિત વધારે છે અને તેમને ભયથી મુક્ત કરે છે ( ૧ )

सर्वान्कामान्पूरयत्याभवन्प्रभवन्भवन् ।
आकूतिप्रोऽविर्दत्तः शितिपान्नोप दस्यति ॥ २ ॥

यो ददाति शितिपादमविं लोकेन संमितम् ।
स नाकमभ्यारोहति यत्र शुल्को न क्रियते अबलेन बलीयसे ॥ ३ ॥

पञ्चापूपं शितिपादमविं लोकेन संमितम् ।
प्रदातोप जीवति पितॄणां लोकेऽक्षितम् ॥ ४ ॥

पञ्चापूपं शितिपादमविं लोकेन संमितम्
प्रदातोप जीवति सूर्यामासयोरक्षितम् ॥ ५ ॥

---

**અર્થ**— આ (**दत्तः**) આપેલો ભાગ (**आकूति-प्रः**) સંકલ્પને પૂર્ણ કરનારો (**शिति-पात्**) હિંસકોને દબાવી દેનારો, (**अविः**) સંરક્ષણ કરનારો (**आ-भवन्**) ફેલાવનારો, (**प्रभवन्**) પ્રભાવશાળી, (**भवन्**) અસ્તિત્વનો હેતુ હોવાથી (**सर्वान् कामान् पूरयति**) સર્વ કામનાઓને પૂર્ણ કરે છે અને (**न उपदस्यति**) વિનાશ કરતો નથી. (૨)

(**यः लोकेन संमितं**) જે સર્વ લોકો દ્વારા સન્માનિત (**शिति-पादं अविं ददाति**) હિંસકોનો નાશ કરનારા સંરક્ષક ભાગને આપે છે. (**सः नाकं अभ्येति**) તે દુઃખ રહિત સ્થાનને પ્રાપ્ત કરે છે, (**यत्र अबलेन बलीयसे शुल्कः न क्रियते**) જ્યાં નિર્બળ મનુષ્યને બળવાનને માટે ધન આપવું પડતુ નથી. (૩)

(**पञ्च-अ-पूपं**) પાંચને ન સેડવનારો, અતએવ (**लोकेन संमितं**) જનતા દ્વારા સંમત (**शिति-पादं अविं**) હિંસકોને દબાવી દેનારો સંરક્ષક કરને (**प्रदाता**) આપનારો (**पितॄणां लोके अक्षितं उप-जीवति**) પિતૃદેશમાં અક્ષય જીવિત રહે છે. (૪)

(**पञ्च-अ-पूपं**) પાંચને ન સેડવનારો (**लोकेन संमितं**) લોકો દ્વારા સન્માનિત (**शिति-पादं अविं**) હિંસકોને નીચે ગબડાવી પાડનારા સંરક્ષક કર ભાગને (**प्रदाता**) આપનારો (**सूर्या-सामयोः अक्षितं उपजीवति**) સૂર્ય અને ચંદ્રના સાન્નિધ્યમાં અક્ષય જીવિત રહે છે. (૫)

---

ભાવાર્થ— આ આપેલો કર પ્રજાના સર્વ અભ્યુદયના સંકલ્પોને પૂર્ણ કરે છે, દુષ્ટોનું દમન કરે છે, સુષ્ટ. સજ્જન લોકોનું પાલન કરે છે. શત્રુનો વિસ્તાર કરે છે વીરોનો પ્રભાવ વધારે છે અને જાતિનું અસ્તિત્વ સ્થિર રાખે છે, સાથે સાથે સર્વ જનતાના મનોરથો પૂર્ણ કરે છે અને કોઇપણ પ્રકારે પ્રજાનો નાશ કરતો નથી. (૨)

તે સર્વ લોકો રાજાને આ કર આપવાનું પસંદ કરે છે જે લોકો દુષ્ટોને દબાવીને સજ્જનોનો પ્રતિપાલ કરનારો આ કર રાજાને આપે છે તેઓ માનો કે સુખપૂર્ણ સ્થાનને પ્રાપ્ત કરે છે. ત્યાર પછી તે સ્થાનમાં કોઇ બળવાન મનુષ્ય નિર્બળ પાસેથી જબરજસ્તીથી ધન લેનારો રહેતો નથી અને કોઇ નિર્બળ મનુષ્ય પોતાની શકિત હીનતાને કારણે બળવાનને માટે ધન અર્પણ કરવું પડતું નથી. (૩)

આ કર પાંચ જણને ન પાડનારો, દુષ્ટોને દબાવનારો અને સત્પુરૂષોનું પાલન કરનારો છે, તેથી સર્વ જનતા તેને રાજાને સમર્પણ કરે છે. જે લોકો આ કર આપે છે તેઓ તે સંરક્ષકોની રક્ષામાં સદૈવ સુરક્ષિત રહે છે. (૪)

આમ કહીને પાંચ જણને નીચે ન પાડનારો, દુષ્ટોનું દમન કરનારો, સજ્જનોનું પાલન કરનારો છે તેથી સર્વ લોકો આનંદથી રાજાને તે આપે છે. જેઓ કર આપે છે તેઓ સૂર્ય અને ચંદ્રમાના પ્રકાશમાં સુખથી રહે છે. (૫)

इरेव नोप दस्यति समुद्र इव पयो महत् ।
देवौ सवासिनाविव शितिपान्नोप दस्यति ॥ ६ ॥
क इदं कस्मा अदात्कामः कामायादात् ।
कामो दाता कामः प्रतिग्रहीता कामः समुद्रमा विवेश ।
कामेन त्वा प्रति गृह्णामि कामैतत्ते ॥ ७ ॥
भूमिष्ट्वा प्रति गृह्णात्वन्तरिक्षमिदं महत् ।
माहं प्राणेन मात्मना मा प्रजया प्रतिगृह्य वि राधिषि ॥ ८ ॥

અર્થ— ( इरा इव ) ભૂમિની સમાન તથા ( महत् पयः समुद्र इव ) મહાન જલનિધિ મહાસાગરની જેમ અને ( स-वासितौ देवौ इव ) સાથે સાથે નિવાસ કરનારા પ્રાણ રૂપ બે દેવોની સમાન ( शितिपात् न उपदस्याति ) હિંસકને દબાવનારો આ ભાગ વિનાશ કરતો નથી. ( ६ )

( कः इदं कस्मै अदात् ) કોણે આ કોને આપેલ છે ? ( कामः कामाय अदात् ) મનોરથે મનોરથને આપેલ છે, ( कामः दाता )કામ જ દાતા છે ( कामः प्रति ग्रहिता ) કામ જ પાછું લેનારો છે, ( कामः समुद्रं आविवेश ) કામ જ સમુદ્રમા પ્રવેશ કરે છે, ( कामेन त्वा प्रति गृह्णामि ) ઈચ્છાથી જ તારો સ્વીકાર કરૂં છું. હે કામ ! ( एतत् ते ) આ સર્વ તારૂં જ છે. ( ૭ )

( भूमिः ) પૃથ્વી અને ( इदं महत् अन्तरिक्षं ) આ મહાન અંતરિક્ષ ( त्वा प्रति गृह्णातु ) તારો સ્વીકાર કરે ( अहं प्रति गृह्य ) હું પ્રાપ્ત કરીને (प्राणेन आत्मना, प्रजया) પ્રાણથી, આત્માથી અને પ્રજાથી ( मा मा मा विराधिषि ) અલગ ન બનું ( ૮ )

ભાવાર્થ— દુષ્ટોને દબાવવા માટે આપેલો આ કર ભૂમિની માફક આધાર દેનારો, સમુદ્રના જળની જેમ શાંતિ દેનારો અને પ્રાણની માફક સર્વનો રક્ષક બને છે અને કોઈનો વિનાશ થવા દેતો નથી ( ૬ )

આ કર કોણ કોને આપે છે ? કામ જ કામને આપે છે આ જગતમાં મનની ઈચ્છા જ દેનારી અને લેનારી છે આ કામના જ મનુષ્યને સમુદ્ર પર ભ્રમણ કરાવે છે આ કામથી જ મનુષ્ય મોટી મોટી આપત્તિઓ સ્વયં પોતાના માથા પર વાળી લે છે. આ સર્વ જગતનો વ્યવહાર કામનો મહિમા જ છે ( ૭ )

આ પૃથ્વી પર અને આકાશમા કામનાઓનો જ સચાર થઈ રહ્યો છે આ કામનો વિસ્તાર કરતા કરતા હુ પ્રાણ, આત્મા અને પ્રજાથી દૂર ન બની જાઉં ( ૮ )

---

# સંરક્ષક કર

### રાજ્ય શાસન ચલાવવા માટે કર

રાજા રાજ્યનું શાસન કરે છે. આ મહત્વપૂર્ણ કાર્યને માટે પ્રજા તેને " કર " સમર્પણ કરે છે આ કરનું પ્રમાણ કેટલું હોવું જોઈએ, અર્થાત્ પ્રજા પોતાની પ્રાપ્તિનો કેટલામો ભાગ રાજાને સમર્પિત કરે, અને રાજા તે ધન કયા કામોમાં ઉપયોગ કરે એ વિષયમાં આ સૂક્ત ખૂબજ બોધપ્રદ છે.

### પ્રાપ્તિનો સોળમો ભાગ

પ્રજાની જે આવક હોય છે, તેનો સોળમો ભાગ રાજાને આપવામાટે રાજસભાના સભાસદો જુદો કાઢે છે તે વર્ણન પહેલાજ મંત્રમાં છે.

यमी सभासदः इष्टापूर्तस्य षोडशं विभजन्ते ॥
(મં. ૧)

" રાજ સભાના આ સભાસદો પ્રજાની આવકનો સોળમો ભાગ અલગ કરે છે." અને આ સોળમો ભાગ રાજાને પ્રજા પાસેથી મળે છે. રાજાને રાજય ચલાવવા માટે આ કર પ્રજાએ આપવો પડે છે. ખેતરમાં જે ધાન્ય ઉત્પન્ન થાય તેનો સોળમો ભાગ રાજાની ગ્રામ સભાના સભાસદો લઇ લે અને તેનો સંગ્રહ કરે. જે ઉત્પન્ન થાય તેનો સોળમો ભાગજ લેવાનો છે. અર્થાત્ સાધારણ ખેતી કરનારાઓ પાસેથી પ્રત્યેક ધાન્યના રૂપમાં આ કર લેવામાં આવશે. ધાન્ય ઉત્પન્ન કરનારાઓ પાસેથી ધનના રૂપે આ કર લેવાનો નથી. પરંતુ જે ધાન્ય અથવા પદાર્થ ઉત્પન્ન થશે તેનો સોળમો ભાગ લેવામાં આવે. જે પદાર્થનો ભાગ થઇ ન શકે તેની કિંમતનો સોળમો ભાગ લેવામાં આવે અને વૈશ્ય જે ધન કમાતા હોય તેમની પાસેથી તેમની કમાણીનો તે ભાગ ધનના રૂપે લેવામાં આવે. કર લેવાની બાબતમાં વેદની આ આજ્ઞા તદ્દન સુસ્પષ્ટ જણાઇ આવે છે અને આ કર પ્રજાને કદી પણ અસહ્ય થઇ શકતો નથી.

ઉત્પન્નનો સોળમો ભાગ લેવા માટે વેદની આજ્ઞા છે. પરંતુ સ્મૃતિ ગ્રંથોમાં છઠ્ઠો ભાગ લેવા સુધી કરની વૃદ્ધિ કરવામાં આવી છે. અને આજકાલ તો કેટલાએ ગણો વધારો થઇ ગયો છે. આ મંત્રમાં "**विभजन्ते**" ક્રિયા વર્તમાનકાળની છે. રાજસભાના સભાસદો સ્વયં ઉત્પન્ન જોઇને તેનો સોળમો ભાગ અલગ કરે છે અર્થાત્ ખેતરમાં ધાન્ય તૈયાર થઇ જાય એટલે ધાન્યની રાશી પાસે જાય છે અને તેના સોળ ભાગ કરીને એક ભાગ રાજપ્રબંધ માટે લઈ લે છે. માત્ર અંદાજ કરીને લેતા નથી. પરંતુ પ્રત્યક્ષ પ્રાપ્તિ જોઇને તેમાંથી ઉક્ત ભાગ લઇ લે છે. આ બોધ વર્તમાન કાળવાચક "**सभा समासदः विभजन्ते**" એ વાકયથી પ્રાપ્ત થાય છે. દુકાળના દિવસોમાં ધાન્ય ઓછું ઉત્પન્ન થાય તો કર પણ ઓછો લેવાય છે. અને સુકાળમાં અધિક ઉત્પન્ન થયું હોય તો અધિક લેવાય છે. આજકાલની જેમ સુકાળ કે દુકાળમાં એક સરખા પ્રમાણે લેવાતું નથી. પાઠક આ રીતે જુએ અને તેની વિશેષતાનો અનુભવ કરે.

### પ્રાપ્તિનાં બે સાધન

આમદાનીના બે માર્ગ હોય છે. એક " ઇષ્ટ " અને બીજો " પૂર્ત ". મનુષ્ય પોતાની ઇચ્છાનુસાર અભીષ્ટ વ્યવહાર કરે છે અને તેથી કમાઇ કરે છે તેને " ઇષ્ટ " કમાણી કહે છે. તેમાં ઉદ્યોગ, ધંધા શિલ્પ વગેરેનો સમાવેશ થાય છે, તેમાં કર્તાની ઇચ્છા પર વ્યવહારની સત્તા નિર્ભર છે. બીજો માર્ગ છે " પૂર્ત " તેમાં સ્વામીની ઇચ્છા હોય અથવા ન હોય પરંતુ આવક તો આવતી જ રહે છે. જેવી રીતે બાગમાંથી ફળફળાવળની પેદાશ થવી, ખેતીમાંથી ધાન્ય મળવું. પહેલેથી મોટાં થએલાં વૃક્ષોમાંથી ફળો મળવા ઇ. ચાલી આવતી પૂર્વ વ્યવસ્થાથી જે પ્રાપ્તિ થાય છે તેનું નામ " પૂર્ત " છે. જમીનદારોને જે આવક થાય છે તે " પૂર્ત " છે. કારણ કે જમીનદાર ન પ્રયત્ન કરે તો પણ તે તેના ભંડારની વૃદ્ધિ કરે છે. ઇષ્ટિ જ વ્યવહારનું એવું નથી. તે ઇચ્છાપૂર્વક કામધંધો કરે છે અને સફળતા મળે તો પ્રાપ્તિ થાય છે, આ પ્રાપ્તિ પ્રયત્ન સાધ્ય છે. ઇષ્ટ અને પૂર્તનો આ ભેદ છે. મનુષ્યના વ્યવહારના આ બે મુખ્ય ભેદ છે.

આજકાલ "ઇષ્ટ" નો અર્થ "યજ્ઞયાગ" અને "પૂર્ત" નો અર્થ સર્વ જનોપયોગી કૂવા, તળાવ, વાવ, ધર્મશાળા વગેરે બનાવવાં એમ સમજે છે. આ શબ્દોમાં આ અર્થ છે ખરો પરંતુ આ કેવળ એક જ ભાગ છે. આ શબ્દોનો સંપૂર્ણ અર્થ કેવળ આજ નથી. આ સમયે વિચાર કરવાના સૂકતમાં " પ્રજાની આમદાનીથી સોળમો ભાગ કર રૂપે લેવામાં આવે છે " એમ કહેવામાં આવ્યું છે. આ પ્રસંગે "યજ્ઞ અને કૂવા " નો સોળમો ભાગ રાજા લે છે એમ માનવું અયોગ્ય છે, તેથી ચારે વર્ણોના વ્યવહારની દૃષ્ટિથી થનારો અને જેનાથી રાજાને સોળમો ભાગ કર રૂપે પ્રાપ્ત થઇ શકે છે એટલા માટે એવો અર્થ ઉપર લેવામાં આવ્યો છે. જો યજ્ઞ વગેરે અર્થ લેવામાં પ્રજાનું સુકૃતનું જે પુણ્ય થશે તેનો થોડો ભાગ રાજાના યશ સંવર્ધનને માટે તેને પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ તેથી સંપૂર્ણ રાજ્યશાસન ચાલી શકે નહિ. તેથી આવકનો અર્થ જ અહીં લેવો યોગ્ય છે.

ઉપરોકત પ્રકારની રીતિથી બે પ્રકારના વ્યવહારથી થનારી પ્રાપ્તિનો સોળમો ભાગ રાજાના સભાસદો રાજ્યશાસન ચલાવવા માટે પ્રજા પાસેથી કરના રૂપમાં લે છે, એ પ્રથમ મંત્રના અર્ધ ભાગનું કથન છે. અહીં રાજાના પણ લક્ષણ જોવાં જોઇએ.

### રાજા કેવો હોવો જોઇએ

આ સૂકતમાં રાજાનું નામ " યમ " આવી ગયું છે. યમનો અર્થ " પોતાને આધીન રાખનારો, નિયમપૂર્વક ચાલ-

નારો, ધર્મનું પાલન કરનારો " એવો થાય છે, " ધમ-ધર્મ " આ શબ્દથી પણ યમની સાથે ધર્મનો સંબંધ સ્પષ્ટ થાય છે. રાજ્ય ચલાવવાના જે ધર્મ નિયમ હોય છે તે અનુસાર રાજ્યશાસન કરનારો રાજા એમ આ શબ્દથી અહીં સમજાય છે, આથી સ્પષ્ટ થાય છે કે અહીંનો રાજા મન માની વાતો કરનારો નથી, પરંતુ રાજધર્મના નિયમોને અનુસાર તથા જનતાના પ્રતિનિધિઓની સંમતિ અનુસાર રાજ્ય ચલાવનારો હોય છે. આ રાજા રાજસભાના સદસ્યોના મતથી અને ધર્મ નિયમોથી બંધાએલો છે, સ્વેચ્છાચારી નથી. વસ્તુતઃ તેના રાજ્યમાં—

**अमी समासदः राजानः । ( મં. ૧ )**

" રાજસભાના આ સભાસદો જ રાજ્યશાસન કરનારા રાજા છે. " રાજા તો નામનો જ માત્ર અધિકારી રહીને, તે સભાસદોની સંમતિથી જે નીતિ નિશ્ચિત થાય છે, તે અનુસાર રાજ્યશાસન ચલાવે છે વેદની આ નિયમ બદ્ધ રાજસત્તા અહીં જોવા યોગ્ય છે આ રાજાની રાજસભાના સદસ્યો પ્રજાની આમદાનીનો મોળમો ભાગ રાજ્યશાસનના વ્યયને માટે પ્રજાપાસેથી કરના રૂપમાં લે છે. તેનો ઉપયોગ કેવી રીતે કરવામાં આવે છે તે હવે જોઈએ. પ્રજાપાસેથી પ્રાપ્ત થનારો આ કર શું શું કરે છે એ વિષયમાં આ સૂકતનું વર્ણન ઘણું જ મનોરંજક છે તેનો વિચાર કરવાથી આપણને સમજાશે કે પ્રજાએ આપેલા આ કરનો રાજા કેવો ઉપયોગ કરે છે. જુઓ—

## કરનો ઉપયોગ

રાજા જનતા પાસેથી જે કર લે છે, તેનો વ્યય કઈ કઈ વાતોમાં કરવામાં આવે તેનું વર્ણન નિમ્નલિખિત શબ્દોથી આ સૂકતોમાં કર્યું છે " આ કર નીચે લખેલી બાબતો કરે છે " એવું વર્ણન આ સૂકતમાં આવ્યું છે. આ સૂકતનું કથન છે કે પ્રજા દ્વારા અપાએલ આ કર નિમ્નલિખિત બાબતો કરે છે—

૧ **अविः**– ( **अवति इति अविः** )– રક્ષા કરે છે, જનતાની અથવા રાષ્ટ્રની રક્ષા કરે છે. પ્રજાપાસેથી લીધેલો કર જ પ્રજાનું રક્ષણ કરે છે, ( મં. ૧–૩–૫ )

૨ **स्वधाः** ( **स्वस्य धारणा** ) – પોતાની અર્થાત્ પ્રજાની ધારણા કરે છે. રાષ્ટ્રની ધારણ શક્તિ કરથી વધે છે. કર લઈને રાજા એવો પ્રબંધ કરે છે કે જેનાથી પ્રજા સામર્થ્ય વધી જાય છે. ( મં. ૧ )

૩ **पञ्चापूपः**– ( **पञ्च+अ+पूपः–पूयते विशीर्यते इति–पूपः–न पूपः अपूपः । पञ्चानां अपूपः पञ्चापूपः** ) જે અલગ અલગ થાય છે અર્થાત્ જેના ભાગ છૂટા પડી શકાય છે તેનું નામ " પૂપ " છે. અને જેના ભાગ એકબીજા સાથે જોડાએલા એટલે કે સંઘટિત છે તેને " અપૂપ " કહે છે. પાંચ પ્રકારના જનોને સંઘટિત-સંઘટનાયુક્ત-બનાવે છે અર્થાત્ પરસ્પર એકબીજાની સાથે મેળવીને રાખે છે, જેથી પાંચ પ્રકારના લોકો–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદોનો અભેદ સંઘ બને છે તેમનું આ નામ છે રાજા પ્રજા પાસેથી કર લે છે અને પ્રજાની સંઘશક્તિ વધારે છે ( મં. ૪–૫ )

૪ **भवन्**– હોવું, અસ્તિત્વ ટકાવી રાખવું. પ્રજાપાસેથી કર લઈને રાજા તેનો વિનિયોગ એવા કાર્યમાં કરે છે કે જેથી પ્રજાનું અસ્તિત્વ ચિરકાળ માટે ટકી રહે છે. ( મં. ૨ )

૫ **आभवन्**– ધન, ઐશ્વર્ય સંપન્ન બનવું. રાજા કરનો એવો ઉપયોગ કરે છે કે જેથી પ્રજા પ્રતિદિન અધિકાધિક સંપત્તિવાન બનતી જાય છે ( મં. ૨ )

૬ **प्रभवन्**– પ્રભાવશાળી. પ્રજાપાસેથી કર લઈને રાજા તેનો ઉપયોગ એવા કાર્યમાં કરે છે કે પ્રજા પ્રતિદિન પ્રભાવશાળી બનતી જાય. સત્વશીલ, પરાક્રમી અને પ્રભાવશાળી પ્રજા બને ( મં. ૨ )

૭ **आकूतिप्रः**– ( **आकूति** ) સંકલ્પોને ( **प्र** ) પૂર્ણ કરનારો કર છે. અર્થાત્ પ્રજા પાસેથી કર લઈને રાજા એવાં કાર્યો કરે છે કે જેનાથી પ્રજાની મનની શ્રેષ્ઠ કામનાઓ પરિપૂર્ણ થાય છે, અને પ્રજાની અખંડિત ઉન્નતિ થતી રહે છે. ( મં. ૨ )

૮ **सर्वान् कामान् पूरयाति**– પ્રજાની સર્વ કામનાઓ સફળ અને સુફળ થાય છે, કોઈ પણ પ્રકારે પ્રજાની શ્રેષ્ઠ આકાંક્ષાઓ નિષ્ફળ થતી નથી. કર લઈને રાજા એવો પ્રબંધ કરે છે કે પ્રજાની શ્રેષ્ઠ કામનાઓ પૂર્ણ રીતે સિદ્ધિને પ્રાપ્ત કરે છે. ( મં. ૨ )

૯ **यां...ददाति स नाकं अभ्येति**– જે ( કર ) આપે છે તે ( **न+अ+कं** ) સુખપૂર્ણ સ્થાનને પ્રાપ્ત કરે છે અર્થાત્ રાજાને કર આપનારા લોકો પોતાના દેશમાં સુખી રહે છે.

પ્રજા પાસેથી કર લઇને રાજા એવા ઉત્તમ પ્રબંધથી રાજ્ય ચલાવે છે કે સર્વ પ્રજા સુખી થાય છે. ( મં. ૩ )

**૧૦ प्रदाता पितॄणां लोके अक्षितं उपजीवति**- કર આપનારા લોકો સંરક્ષકો દ્વારા સુરક્ષિત બનેલા પ્રદેશમાં ચિરકાળ આનંદથી રહે છે. રાજા પ્રજા પાસેથી કર લે અને તેમને અત્યંત સુરક્ષિત રાખે. સુરાજ્યના પ્રબંધ કરવાથી લોકો સુરક્ષિત બનીને આનંદથી રહે છે. ( મં. ૪ )

**૧૧ प्रदाता सूर्या-मासयोः अक्षितं उपजीवति**- કર આપનારા લોકો જેવી રીતે ( **सूर्य** ) દિવસમાં તેવી રીતે ( **मासः चंद्रमाः** ) રાત્રીને સમયે પણ સુરક્ષિત થઇને આનંદથી રહે છે. કર લઇને રાજા રાજ્યશાસનનો એવો યોગ્ય પ્રબંધ કરે કે જેનાથી પ્રજા દિવસે પણ સુરક્ષિત બને અને રાત્રીના સમયે પણ સુરક્ષિત થાય. ( મં. ૫ )

**૧૨ इरा इव न उपदस्यति**- કર આપનારી પ્રજા પૃથ્વીની જેમ ધ્રુવ ( સ્થિર ) રહે છે અર્થાત્ તે પ્રજાનો નાશ કોઇ કરી શકતું નથી. ( મં. ૬ )

**૧૩ महत् पयः समुद्र इव न उपदस्यति**- કર આપનારી પ્રજા ઘણા ઉંડા જળથી ભરેલા મહાસાગરની જેમ સદા ગંભીર અને પ્રશાંત રહે છે. નાના ખાબોચિયાંની જેમ સૂકાઇ જઇને નાશને પ્રાપ્ત કરતી નથી. ( મં. ૫ )

**૧૪ सवासिनौ देवौ इव न उपदस्यति**- સાથે સાથે રહેનારા બે દેવ, શ્વાસ અને ઉચ્છ્વાસની જેમ આ કર સર્વ પ્રજાનું રક્ષણ કરે છે અર્થાત્ જેવી રીતે પ્રાણના વ્યાપારથી સર્વ શરીર સુરક્ષિત રહે છે તેવી રીતે પ્રજા પાસેથી મળનારો કર રાષ્ટ્રને સુરક્ષિત રાખી શકે છે. ( મં. ૬ )

**૧૫ तस्मात् प्रमुञ्चति**- તે મહાભયથી મુક્ત કરે છે. આ આપેલો કર પ્રજાને મહાભયથી બચાવે છે. ( મં. ૧ )

**૧૬ शिति-पात् ( शीयते इति शितिः हिंसनं, शितिं पातयति**- " શિતિ " નો અર્થ છે નાશ, તે નાશ-નો જે પાત એટલે કે પતન કરે છે અર્થાત્ નાશથી જે બચાવે છે, તેને " શિતિ-પાત્ " કહે છે. આમ કરીને પ્રજાનો વિનાશથી બચાવ કરે છે. ( મં. ૧-૬ )

**૧૭ अबलेन बलीयसे शुल्कः न क्रियते**- નિર્બળ મનુષ્ય પોતાની નિર્બળતાને કારણે પ્રબળને ધન આપતો નથી. અર્થાત્ આ કર નિર્બળ મનુષ્યનો બળવાન લોકોના અત્યાચારથી પૂર્ણ રીતે બચાવ કરી શકે છે. ( મં. ૩ )

પ્રજા પાસેથી કર લઇને રાજાએ આટલી બાબતો કરવી જોઇએ. અહીં ઉપર આપેલાં સત્તર વાક્યો આ સૂક્તમાં વિશેષ મહત્વપૂર્ણ છે. પાઠક એનો વિચાર આ દૃષ્ટિથી અધિક કરે અને રાજ્યશાસનના સંબંધમાં યોગ્ય બોધ જાણી લે. સાધારણ સૂચના કરવા માટે પૂર્વોક્ત વાક્યોથી થતો બોધ ફરીથી સંક્ષેપથી અહીં આપીએ છીએ—

( ૧ ) રાજા પોતાની પ્રજા પાસેથી કર લે અને તેનો ઉપયોગ પ્રજાનું યોગ્ય રીતે રક્ષણ કરવામાં, ( ૨ ) પ્રજાની સર્વ પ્રકારની ધારણા શક્તિ અને સામર્થ્ય વધારવામાં, ( ૩ ) જ્ઞાની, શૂર, વ્યાપારી, કારીગર અને અન્ય લોકોની સંઘ શક્તિ વધારવામાં, તેમને સર્વને સંઘટિત કરવામાં, ( ૪ ) પ્રજાને ઐશ્વર્ય સમ્પન્ન બનાવવાનાં, કાર્યોમાં ( ૫ ) તેમનું રાષ્ટ્રીય તેમજ જાતીય અસ્તિત્વ સુરક્ષિત રાખવામાં, ( ૬ ) પ્રજાજનોને પ્રભાવશાળી બનાવવામાં, ( ૭ ) સર્વ રાષ્ટ્રમાં બધા લોકોની સર્વ આકાંક્ષાઓ સફળ બનાવવાનાં સાધનો નિર્માણ કરવામાં, ( ૮ ) સર્વ જનોની શ્રેષ્ઠ કામનાઓની તૃપ્તિ કરવાનાં સાધનો સંગ્રહિત કરવામાં, ( ૯ ) રાષ્ટ્રનાં દુઃખો દૂર કરવામાં, ( ૧૦ ) જેવી રીતે દિવસે તેમજ રાત્રે પણ લોકો નિર્ભય બનીને બધે હરી ફરી શકે એવી નિર્ભયતા સંપૂર્ણ રાષ્ટ્રમાં સદૈવ સ્થિર રાખવાના કાર્યમાં, ( ૧૨-૧૪ ) જનતાને ભૂમિની જેમ સ્થિર, જળનિધિ સમુદ્રની જેમ ગંભીર અને પ્રાણોની જેમ જીવન યુક્ત કરવાના કાર્યોમાં, ( ૧૫-૧૬ ) ભય અને વિનાશથી પ્રજાને બચાવવાના પ્રયત્નોમાં તથા ( ૧૭ ) બળવાન મનુષ્ય નિર્બળોપર અત્યાચાર ન કરે, એવો સુપ્રબંધ સંપૂર્ણ રાજ્યભરમાં કરવાના કાર્યમાં કરે. "

પ્રજા પાસેથી લીધેલા કરનો ઉપયોગ આ કાર્યમાં કરવો એ રાજાનું કર્તવ્ય છે. પૂર્વોક્ત વાક્યોથી આ જ ભાવ પ્રકટ થઇ શકે છે. પાઠકો વિચાર કરીને આ વાક્યોથી તેમજ આ શબ્દોથી અધિક બોધ પ્રાપ્ત કરે. જે રાજા પ્રજા પાસેથી કર લેવા છતાં તેનો ઉપયોગ આવા કાર્યોમાં ન કરતાં એનાથી ભિન્ન રીતે માત્ર પોતાના જ સ્વાર્થ સાધનના કાર્યોમાં કરશે તો તે રાજ્ય ચલાવવા માટે અયોગ્ય ગણાશે આ સૂક્ત દ્વારા વેદની આ ઘોષણા છે એમ સમજી લેવું જોઇએ.

### સ્વર્ગ જેવું રાજ્ય

જે રાજ્યમાં રાજા પ્રજા પાસેથી કર લઇને પૂર્વોક્ત રીતે પ્રજાની ઉત્તમ રક્ષા કરે છે તે સ્વર્ગના જેવું જ રાજ્ય છે અને જ્યાં કરથી પ્રાપ્ત થએલા ધનનો ઉપયોગ પ્રજાના બંધનો

વધારવામાં થાય છે તે નરકના જેવું રાજ્ય છે સ્વર્ગ રાજ્યનાં લક્ષણો આ સૂક્તમાં કહ્યાં છે. હવે તે અહીં જોઇએ.

१ स नार्क मभ्येति
१ यत्र शुल्को न क्रियते अबलेन बलीयसे ।
(મં. ૩)

(૧) " કર આપનારા મનુષ્યો સ્વર્ગ ધામમાં પહોંચે છે, (૨) જ્યાં નિર્બળ મનુષ્યને બળવાન મનુષ્ય માટે ધન આપવુ પડતું નથી " આ સ્વર્ગના જેવા રાજ્યનાં લક્ષણ છે જે રાજ્યમાં નિર્બળ મનુષ્યને કેવળ નિર્બળ હોવાને કારણે જ બળવાન મનુષ્યની સામે માથુ નમાવી પોતાની પાસેનું ધન ઉપહારરૂપે આપવુ પડતું નથી, તે સ્વર્ગ ધામ છે અને જે રાજ્યમાં બળવાન મનુષ્ય નિર્બળો પર જેમ ચાહે તેમ અત્યાચાર કરે છે અને જ્યાં નિર્બળ મનુષ્ય કેવળ તે નિર્બળ, બળહીન હોવાને કારણે દબાઇ જાય છે, અને આ અત્યાચાર કરનારને કોઇ પૂછતું પણ નથી તે રાજ્ય નરક છે, ' नर-क " નો અર્થ " હીન મનુષ્ય, નાનો મનુષ્ય નીચલી શ્રેણી નો મનુષ્ય " છે જે રાજ્યમાં હીન ભાવનાવાળા મનુષ્યો હોય છે તે નરક રાજ્ય છે અને જ્યાં શ્રેષ્ઠ ભાવનાવાળા મનુષ્યો હોય છે તેને સ્વર્ગ રાજ્ય કહે છે

બ્રાહ્મણોનું જ્ઞાનનું બળ, ક્ષત્રિયોનુ અધિકારનું બળ, વૈશ્યોનું ધનનું બળ, શૂદ્રોનું કારીગરીનુ બળ અને નિષાદોનું કેવળ શારીરિક બળ હોય છે, આ લોકો જો સ્વાર્થી બને તો આ બળોથી મદોન્મત્ત બનીને અન્યના પર તેઓ અત્યાચાર કરે છે. આવા અત્યાચાર કોઇ કોઇના પર ન કરે અને સર્વને ધર્મના આશ્રયે મનુષ્યત્વની બાબતમાં સમાનતાનો દરજ્જો મળે એવો રાજ્ય વ્યવસ્થાનો પ્રબંધ રાખવો એ રાજાનું પરમ કર્તવ્ય છે. જ્યાં આવો ઉત્તમ પ્રબંધ હોય છે અને જે રાજ્યમાં શાસન વ્યવસ્થાના આશ્રયે નિર્બળ મનુષ્ય પણ બળવાન મનુષ્યના અત્યાચારનો સામનો કરવા માટે, પોતાની રક્ષા કરવા માટે ઉભો રહી શકે છે, અને કેવળ નિર્બળતાને કારણે દબાઇ જતો નથી, તે રાજ્યશાસન પદ્ધતિ વેદની દૃષ્ટિએ અત્યંત ઉત્તમ છે તે જ " વૈદિક સુરાજ્ય " છે.

## કામનાનો પ્રભાવ

પૂર્વોક્ત રીતે રાજ્ય વ્યવસ્થા કરવી કે ન કરવી અથવા અન્યાન્ય વૈદિક આજ્ઞાઓને અનુસાર મનુષ્યોની સુધારણા કરવાનો યત્ન કરવો કે ન કરવો એ સર્વ મનુષ્યની કામના, ઇચ્છા, સંકલ્પ, આકાંક્ષા ઇત્યાદિના સર્વ ખેલ છે. મનુષ્યમાં ઇચ્છા હોય છે તેજ પ્રમાણે મનુષ્ય ચાલે છે અને મનુ તેવોજ વ્યવહાર કરે છે આ દર્શાવવા માટે ૭ મા અને ૮ મ ત્રમાં ઉપદેશ છે. તેનો પહેલો જ પ્રશ્નોત્તર જુઓ—

પ્રશ્ન- इदं कः कस्मै अदात् ?- આ કોણ કો આપે છે ?

ઉત્તર- कामः कामाय अदात्- કામ જ કામને મા આપે છે

कामः दाता, कामः प्रतिग्रहीता- કામ ' દેનારો અને લેનારો છે

આ મંત્રભાગ ઘણો જ મહત્વપૂર્ણ ઉપદેશ આપનારો છે મનુષ્યના મનમાં જે ઇચ્છા હોય છે, જે મહત્વાકાંક્ષા હોય છે, જે કામનાઓ હોય છે તેજ મનુષ્યને દાતા બનાવે છે અને તેનાથી જ બીજો મનુષ્ય દાન લેનારો બને છે. રાજા રાજ્ય કરે છે, સિપાઇઓ યુદ્ધ કરે છે, નોકરો નોકરીએ કરે છે કોઇ કોઇને કાંઇ આપે છે અને બીજો તે લે છે આ સર્વ વ્યવહારો મનમાંની ઇચ્છાને કારણે થાય છે માનો કે કામજ સર્વ પાસે આ વ્યવહાર કરાવી રહ્યો છે, એટલે સુધી કે—

कामः समुद्र माविवेश । ( મં ૭ )

" કામજ સમુદ્રમાં ઘુસી ગયો છે ' અર્થાત્ સમુદ્રપર પણ આ કામનુ રાજ્ય છે પૃથ્વીને છોડીને જે મનુષ્ય સમુદ્ર માં વહાણોમાં બેસીને ભ્રમણ કરવા માટે જાય છે તેઓ પણ કામની પ્રેરણાથી જ જાય છે અથવા કોઇ વિમાન દ્વારા આકાશમાં ઉડે છે તેઓ પણ કામની પ્રેરણાથી જ ઉડી રહ્યા છે આ પ્રકારે આ જગતનો સર્વ વ્યવહાર કામનાની પ્રેરણાથી જ થઇ રહ્યો છે " ભૂમિ અને અંતરિક્ષમાં પણ સર્વત્ર કામજ કામ અર્થાત્ કામનાનું રાજ્ય છે "( મં ૮ ) સર્વ તેની આજ્ઞા અનુસાર ફરી રહ્યાં છે. જુઓ—

काम ! एतत् ते । ( મં. ૭ )

" હે કામ ! આ તારૂં જ મહારાજ્ય છે " તારૂં જ શાસન બધા પર ચાલી રહ્યું છે કામનો સ્વીકાર કરનારા કામી લોકો જેવી રીતે પોતાના મનની કામનાથી પ્રેરિત થાય છે, તેવીજ રીતે કામનો ત્યાગ કરનારા વિરક્ત લોકો પણ તેજ કામનાથી પ્રેરીત, પ્રવૃત્ત થાય છે, તાત્પર્ય કામનું સર્વોપરિ શાસન છે

## કામની મર્યાદા

કામના ખરાબ છે એમ કહેવાય છે. જો કામ ઉપર જણાવ્યા પ્રમાણે બધા પર શાસનાધિકાર ચલાવે છે અને ભોગી તેમજ ત્યાગી બન્ને તેને આધીન રહે છે તો પછી કામનો સંયમ શી રીતે થઇ શકે ? આ પ્રશ્નનો ઉત્તર અષ્ટમ મંત્રના ઉત્તરાર્ધમાં આપેલ છે. આ મંત્ર ભાગમાં કયાં સુધી ના કામનો સ્વીકાર કરવો અને કયાંથી તેનો ત્યાગ કરવો આ મહત્વ પૂર્ણ વિષયનું વિવેચન કર્યું છે. હવે આ વિષય જોઇએ-

**प्रति गृह्य अहं आत्मना मा विराधिषि,**
**अहं प्राणेन मा विराधिषि,**
**अहं प्रजया मा विराधिषि । ( મં. ૮ )**

" કામ ! તારો સ્વીકાર કરીને હું મારી પોતાની આત્મ શક્તિને ખોઇ ન બેસું, હું મારી પ્રાણ શક્તિને ક્ષીણ ન કરૂં, અને હું મારા પ્રજનનને પણ હીન ન બનાવી દઉં. " અહીં સુધી જેટલો કામ સ્વીકાર્ય છે તેટલો મનુષ્ય માટે લાભદાયી થઇ શકે છે, કામ વિષયનો અત્યાચાર અતિરેક પ્રત્યેક ઇન્દ્રિયના કાર્યક્ષેત્રમાં થઇ શકે છે. પરંતુ તેનું વિશેષ કાર્ય-ક્ષેત્ર જનનેન્દ્રિયની સાથે સબંધ રાખે છે. આ ઇન્દ્રિયથી વિશેષ અતિરેક કરવાથી આત્માનું બળ ઓછું થાય છે, જીવનની મર્યાદા તથા પ્રાણની શક્તિ ક્ષીણ થાય છે અને સંતાન ઉત્પન્ન કરવાની શક્તિ પણ ન્યૂન થાય છે, અને આવા કામી પુરુષનાં જે કોઇ સન્તાન ઉત્પન્ન થાય છે તે પણ ક્ષીણ, બળહીન અને દીન હોય છે. આ પ્રકારની કમતરતા અથવા હાનિ ન થાય એટલા માટે કામને સંયમ કરવો આવશ્યક છે. સંયમની મર્યાદા એ છે કે, " તે મર્યાદા સુધી કામનો ઉપભોગ લેવામાં આવે કે જ્યાં સુધી પોતાની આત્માની શક્તિ, પ્રાણની શક્તિ અને પ્રજનનની શક્તિ ક્ષીણ ન થઇ જાય, તેથી વધારે કામનો ઉપભોગ કરવાથી હાનિ છે. "

આ મંત્રમાં સર્વ ઇન્દ્રિયોના સંબંધમાં કામનો ઉપભોગ કરવાની મર્યાદા રહી છે, જો કે ઉપરના ઉદાહરણમાં અમોએ એક ઇન્દ્રિયને લક્ષ્ય બનાવીને લખ્યું છે, તો પણ પાઠક તેજ મર્યાદાને સંપૂર્ણ ઇન્દ્રિયોના કાર્યક્ષેત્રમાં ઘટાવીને યોગ્ય બોધ પ્રાપ્ત કરે.

કામનું આ સામ્રાજ્ય સંપૂર્ણ જગતમાં છે. વિશેષ કરીને માનવ પ્રાણીઓમાં આપણે વિચાર કરવાનો છે. આ રાજ્ય વ્યવસ્થાનો ઉપદેશ દેનારા આ સૂકતમાં આ કામના વિષયના આ મંત્રો આપેલા છે અને કામની ધર્મમર્યાદા અને અધર્મ મર્યાદા પણ દર્શાવી છે; તેનો હેતુ એ છે કે રાજા પોતાના રાજ્યમાં એવો રાજ્ય પ્રબંધ કરે કે જેનાથી પ્રજાજન કામ વિષયની ધર્મ મર્યાદાનું ઉલ્લંઘન ન કરે અને આત્મા, પ્રાણ અને પ્રજનનની શક્તિથી યુક્ત બનીને બધાજ ઉત્તમ શાંતિથી સ્વર્ગ તુલ્ય રાજ્યનો આનંદ પ્રાપ્ત કરે. પ્રજા પાસેથી લીધેલા કરનો આ વ્યવસ્થામાં વ્યય કરવો એ રાજાનુ અવશ્યક કર્તવ્ય છે. કરથી આ કાર્ય થાય છે અને પ્રજા સુખી થાય છે, તેથીજ ( लोकेन संमितं મં. ૪, ૫ ) " પ્રજા દ્વારા સ્વીકૃત અને સન્માનિત કર " એ પ્રમાણે તેને માટે વિશેષણનો પ્રયોગ કરેલ છે.

જ્યાં પ્રજા પાસેથી પ્રાપ્ત કરેલા કરનો આ કાર્યોમાં ઉપયોગ થાય છે, ત્યાંની પ્રજા સુખી અને અભ્યુદય તથા નિઃશ્રેયસને પ્રાપ્ત કરનારી હોય છે. વૈદિકધર્મો એવો પ્રબંધ કરે કે જેથી પોતાના દેશમાં તથા અન્યાન્ય દેશોમાં આ પ્રકારના વૈદિક આદર્શથી ચાલનાર અને ચલાવાએલું રાજ્ય હો અને કોઇ પણ રાષ્ટ્ર સ્વરાજ્યના વૈદિક આદર્શથી દૂર ન રહે.

# દુષ્ટોનો નાશ

### કાંડ ૮, સૂક્ત ૩

( ऋषिः- चातनः । देवता- अग्निः )

रक्षोहणं वाजिनमा जिघर्मि मित्रं प्रथिष्ठमुप यामि शर्म ।
शिशानो अग्निः क्रतुभिः समिद्धः स नो दिवा स रिषः पातु नक्तम् ॥ १ ॥
अयोदंष्ट्रो अर्चिषा यातुधानानुप स्पृश जातवेदः समिद्धः ।
आ जिह्वया मूरदेवान्रभस्व क्रव्यादो वृक्त्वापि धत्स्वासन् ॥ २ ॥
उभोभयाविन्नुप धेहि दंष्ट्रौ हिंस्रः शिशानोऽवरं परं च ।
उतान्तरिक्षे परि याह्यग्ने जम्भैः सं धेह्यभि यातुधानान् ॥ ३ ॥
अग्ने त्वचं यातुधानस्य भिन्धि हिंस्राशनिर्हरसा हन्त्वेनम् ।
प्र पर्वाणि जातवेदः शृणीहि क्रव्यात्क्रविष्णुर्वि चिनोत्वेनम् ॥ ४ ॥

---

**અર્થ**— ( रक्षो-हणं वाजिनं प्रथिष्ठं मित्र आ जिघर्मि ) રાક્ષસોનો નાશ કરનારા બળવાન પ્રસિદ્ધ મિત્રને પ્રકાશિત કરૂં છું અને તેથી ( शर्म उपयामि ) સુખ પ્રાપ્ત કરૂં છું. ( सः क्रतुभिः समिद्धः ) તે યજ્ઞોથી પ્રદીપ્ત થયો ( शिशानः अग्नि ) તીક્ષ્ણ અગ્નિ ( सः नः दिवा नक्तं रिषः पातुः ) અમને દિવસરાત શત્રુઓથી બચાવે. ( ૧ )

હે ( जातवेदाः ) જાતવેદ અગ્નિ ! ( समिद्धः अयोदंष्ट्रः ) પ્રદીપ્ત થઇને, લોખંડની દાઢોથી યુક્ત થઇને ( अर्चिषा यातु-धानान् उपस्पृश ) પોતાના પ્રકાશથી યાતના દેનારાઓને બાળ. તેમજ ( मूरदेवान् जिह्वया आरभस्व ) મૂઢ લોકોને તારી જીભરૂપ જવાળાથી સરખા કરવાનો આરંભ કર, ( वृक्त्वा ) બળ યુક્ત બનીને ( क्रव्यादः आसनि अपिधत्स्व ) માંસ ખાનારા હિંસકોને તારા મુખમાં મૂકી દે. ( ૨ )

હે ( उभयाविन् अग्ने ) બન્નેને જાણનારા અગ્નિ ! તું ( हिंस्रः शिशानः ) શત્રુઓની હિંસા કરનારો તીક્ષ્ણ બનીને ( अवरं परं च उभौ ) અમારાથી નિકૃષ્ટ અને ઉત્કૃષ્ટ બન્ને પ્રકારના શત્રુઓને તારી ( दंष्ट्रौ उपधेहि ) દાઢોમા રાખ, ( उत अन्तरिक्षे परियाहि ) અને અંતરિક્ષમાં તું સંચાર કર, અને ત્યાંથી ( जम्भैः यातु-धानान् अभिसंधेहि ) તારા જડબાઓથી યાતના દેનારા શત્રુઓ પર ચડાઇ કર. ( ૩ )

હે અગ્નિ ! ( यातुधानस्य त्वच भिन्धि ) કષ્ટ દેનારી ત્વચાને છિન્નભિન્ન કર. ( हिंस्रः-अशनिः हरसा एनं हन्तु ) હિંસક વિદ્યુત્ વેગથી તેનો નાશ કરે ! હે ( जातवेदः ) જાતવેદ ! શત્રુના ( पर्वाणि शृणीहि ) પર્વોને કાપી નાખ. ( क्रविष्णु· क्रव्यात् एनं विचिनोतु ) માંસ ભક્ષક ક્રૂર પ્રાણી આ દુષ્ટને પકડી પકડીને ખાઇ જાય. ( ૪ )

---

**ભાવાર્થ**— દુષ્ટોનો નાશ કરનારો, બળવાન પ્રસિદ્ધ હિતકર્તા સદા પ્રશંસનીય છે તેનાથી સુખ પ્રાપ્ત થાય છે. તે ઉત્તમ પ્રશસ્ત કર્મ કરનારો, તીક્ષ્ણ અથવા ઉગ્ર, પ્રયત્ન કરીને અમને દિનરાત શત્રુઓથી બચાવે ( ૧ )

જ્ઞાની પોતાના તેજથી દુષ્ટોને નિર્મળ કરે, મૂઢોને પોતાની જીભના ઉપદેશથી સુધારે. માંસ, ભક્ષક ક્રૂરોને પોતાના મુખથી આચ્છાદિત કરે અર્થાત્ તેમને તેમની ક્રૂરતા છોડાવે. ( ૨ )

બન્નેને જાણનારો દેવ બળવાન અને નિર્બળ હિંસકોને પોતાના કાબૂમા રાખે. સર્વ સ્થાન પર સંચાર કરીને કષ્ટ દેનારા દુષ્ટોને દબાવે ( ૩ )

દુષ્ટોને મારીને તેમના ચામડાને છિન્નભિન્ન કર વિજળીના આઘાતથી દુષ્ટોનો નાશ થાઓ દુષ્ટોના સાંધાને કાપો માંસ-ભક્ષક હિંસક અને ક્રૂરને પકડી પકડીને નાશ કરો. ( ૪ )

यत्रेदानीं पश्यसि जातवेदस्तिष्ठन्तमग्न उत वा चरन्तम् ।
उतान्तरिक्षे पतन्तं यातुधानं तमस्ता विध्य शर्वा शिशानः ॥ ५ ॥
यज्ञैरिषूः संनममानो अग्ने वाचा शल्याँ अशनिभिर्दिहानः ।
ताभिर्विध्य हृदये यातुधानान्प्रतीचो बाहून्प्रति भङ्ग्ध्येषाम् ॥ ६ ॥
उतारब्धान्स्पृणुहि जातवेद उतारेभाणाँ ऋष्टिभिर्यातुधानान् ।
अग्ने पूर्वो नि जहि शोशुचान आमादः क्ष्विङ्कास्तमदन्त्वेनीः ॥ ७ ॥
इह प्र ब्रूहि यतमः सो अग्ने यातुधानो य इदं कृणोति ।
तमा रभस्व समिधा यविष्ठ नृचक्षसश्चक्षुषे रन्धयैनम् ॥ ८ ॥
तीक्ष्णेनाग्ने चक्षुषा रक्ष यज्ञं प्राञ्चं वसुभ्यः प्र णय प्रचेतः ।
हिंस्रं रक्षांस्यभि शोशुचानं मा त्वा दभन्यातुधाना नृचक्षः ॥ ९ ॥

---

અર્થ—હે ( जातवेदः ) જ્ઞાની અગ્નિ ! તું ( यत्र इदानीं ) જ્યા હવે ( तिष्ठन्तं चरन्तं उत अन्तरिक्षे पतन्तं यातुधानं पश्यसि ) ઉભા રહેલા, ભ્રમણ કરનારા અને અંતરિક્ષમાં સંચાર કરનારા યાતના દેનારા દુષ્ટને જુએ છે, તું ( तं विध्य ) તે શત્રુનો વધ કર. ( ૫ )

હે અગ્નિ ! ( यज्ञैः ) સત્કર્મો દ્વારા આગળ વધતા તું ( इषूः संनममानः ) પોતાના બાણોને ઠીક કરીને ( वाचा ) વાણીથી ઉપદેશ કરતો કરતો ( शल्यान् अशनीभिः दिहानः ) શલ્યોને વિજળીથી તીક્ષ્ણ કરતાં કરતાં ( ताभिः प्रतीचः यातुधानान् हृदये विध्य ) તેનાથી શત્રુની સામે બનીને તે દુષ્ટોને હૃદય પર વિંધીને ( एषां बाहून् प्रति भिङ्घि ) તેના બાહુઓને તોડી નાખ. ( ૬ )

હે જાતવેદ ! ( उत आरब्धान् उत आरेभाणान् ) સત્કાર્યનો આરંભ કરનારા અને કહેલા લોકોને ( ऋष्टिभिः स्पृणुहि ) શસ્ત્રોથી સુરક્ષિત રાખ. હે અગ્નિ ! ( यातुधनान् पूर्वः शोशुचानः निजहि ) સહુથી પ્રથમ પ્રકાશિત બનીને દુષ્ટોનો નાશ કર, ( आमादः एनीः क्ष्विकाः एनं अदन्तु ) માંસ ખાનારા લાલ પક્ષી તેમને ખાઈ જાઓ. ( ૭ )

હે અગ્નિ ! ( यः यातुधानः इदं कृणोति ) જે દુષ્ટ આ દુષ્ટ કાર્ય કરે છે ( यतमः सः इह प्रब्रूहि ) તે કોણ છે તે અહીં કહી દે. ( तं आरभस्व ) તેને દંડ દેવાની શરૂઆત કર. ( तं समिधा आरभस्व ) તેને લાકડાંઓથી બાળી નાખવાનો આરંભ કર ! ( नृचक्षसः चक्षुषे एनं रन्धय ) મનુષ્યોના હિતની દૃષ્ટિથી આ દુષ્ટનો નાશ કર. ( ૮ )

હે અગ્નિ ! ( तीक्ष्णेन चक्षुषा प्राञ्चं यज्ञं रक्ष ) તું તારી તીક્ષ્ણ આંખથી શ્રેષ્ઠ યજ્ઞની રક્ષા કર. હે ( प्र-चेतः ) જ્ઞાની ! તું ( वसुभ्यः प्रणय ) વસુઓને માટે તું તેને લઈ જા ! ( नृ-चक्षः ) લોકોના નિરીક્ષક ( हिस्रं रक्षांसि अभिशोचत् ) હિંસકોને અને રાક્ષસોને ત્રાસ આપતાં આપતાં ( त्वा ) તને ( यातुधाना मा दभन् ) યાતના દેનારા ન દબાવે. ( ૯ )

---

ભાવાર્થ— જ્યાં કષ્ટ દેનારા હિંસક દુષ્ટો હોય ત્યાં તેમને દબાવી દેવામાં આવે. ( ૫ )

સત્કર્મોથી આગળ વધો, પોતાના શસ્ત્રાસ્ત્ર તૈયાર રાખો, વાણીથી ઉત્તમ ઉપદેશ કરો તમારા શસ્ત્રોને વિજળી જેવાં તીક્ષ્ણ બનાવો, અને તેનાથી શત્રુઓના હૃદય વિંધી નાખો તથા તેમના બાહુઓનું છેદન કરો ( ૬ )

શુભ કર્મ કરનારાઓની રક્ષા પોતાના શસ્ત્રોથી કરો દુષ્ટોનો નાશ કરો. માંસ ખાનારા પક્ષી દુષ્ટોનું માસ ખાઓ ( ૭ )

જેઓ દુષ્ટ છે તેમની દુષ્ટતા અહીં કહો, તેમને દંડ દો, જનતાનું હિત કરવાની દૃષ્ટિથી તેમનો નાશ કરો ( ૮ )

नृचक्षा रक्षः परि पश्य विक्षु तस्य त्रीणि प्रति शृणीह्यग्रा ।
तस्याग्ने पृष्टीर्हरसा शृणीहि त्रेधा मूलं यातुधानस्य वृश्च ॥ १० ॥
त्रिर्यातुधानः प्रसितिं त एत्वृतं यो अग्ने अनृतेन हन्ति ।
तमर्चिषा स्फूर्जयञ्जातवेदः समक्षमेनं गृणते नि वृङ्ग्धि ॥ ११ ॥
यदग्ने अद्य मिथुना शपातो यद्वाचस्तृष्टं जनयन्त रेभाः ।
मन्योर्मनसः शरव्या३ जायते या तया विध्य हृदये यातुधानान् ॥ १२ ॥
परा शृणीहि तपसा यातुधानान्पराग्ने रक्षो हरसा शृणीहि ।
परार्चिषा मूरदेवाञ्छृणीहि परासुतृपः शोशुचतः शृणीहि ॥ १३ ॥

---

અર્થ— હે અગ્નિ ! તું ( नृ-चक्षाः विक्षुः रक्षः परिपश्य ) મનુષ્યોનું નિરીક્ષણ કરતાં કરતાં સર્વ દિશાઓમાં રાક્ષસોને જો. ( तस्य त्रीणि अग्रा प्रति शृणीहि ) તેમની પાંસળીઓને તારા બળથી તોડ. ( यातुधानस्य मूलं त्रेधा वृश्च ) યાતના દેનારાઓનાં મૂળ ત્રણ પ્રકારે કાપી નાખ. ( ૧૦ )

હે અગ્નિ ! ( यः अनृतेन ऋतं हन्ति ) જે અસત્યથી સત્યનો નાશ કરે છે, તે ( यातुधानः ते प्रसितिं त्रिः एतु ) દુષ્ટ તારા બન્ધનમાં ત્રણ પ્રકારે બંધાય. હે જાતવેદ ! ( तं अर्चिषा स्फूर्जयन् ) તેને પોતાના પ્રકાશથી પ્રભાવિત કરતો એવો તું ( एनं समक्षं गृणते नि वृङ्ग्धि ) તેને તારી સામે ઈશ્વરની સ્તુતિ કરનારાઓના હિતને માટે પ્રતિબન્ધમાં લે. ( ૧૧ )

હે અગ્નિ ! ( यत् अद्य मिथुना शपातः ) આજે જે બંને એકબીજાને શ્રાપ આપે છે ( यत् रेभाः वाचः तृष्टं जनयन्त ) જેઓ આક્રોષ કરીને વાણીની કઠોરતા પ્રકાશિત કરે છે. ( या मन्योः मनसः शरव्या जायते ) જે ક્રોધી મનથી શસ્ત્રરૂપ બને છે ( तया यातुधानान् हृदये विध्य ) તેનાથી પીડા કરનારાઓને હૃદયમાં વીંધી નાખ. ( ૧૨ )

( यातुधानान् तपसा परा शृणीहि ) યાતના દેનારાઓને તારા તપથી દૂર કરીને તેમનો નાશ કર ( मूरदेवान् અને હે અગ્નિ ! ( हरसा रक्षः परा शृणीहि ) તારા બળથી તેમને દૂર કરીને તેમનો નાશ કર. ( असुतृपः शोशुचतः परा अर्चिषा परा शृणीहि ) મૂઢ લોકોને તારા તેજથી દૂર કરીને તેમનો નાશ કર. ( ૧૩ ) शृणीहि ) બીજાના પ્રાણો પર તૃપ્ત થનારા, શોક કરનારા દુષ્ટોને પણ તું દૂર કરીને નાશ કર. ( ૧૩ )

---

ભાવાર્થ— તારી દષ્ટિથી-શક્તિથી-સત્કર્મનું સંરક્ષણ કર અને નિવાસકો પ્રતિ તેને લઇ જા હિંસકોને તારા તેજથી દૂર કર અને એવી રીતે રહે કે દુષ્ટો તને ન દબાવે ( ૯ )

જનતાની રક્ષા કરવા માટે તુ સર્વ દિશાઓમાંથી દુષ્ટોને શોધી કાઢ, અને તેમના ત્રણે પ્રકારના પ્રયત્નો અટકાવી દે. દુષ્ટોની પીડ તોડી નાખ અને તેમને જડમૂળથી ઉખેડી દે ( ૧૦ )

જે અસત્યથી સત્યને દબાવે છે તે દુષ્ટને બંધનમાં નાખ તારા તેજથી તેને નિ:સત્વ કર અને ઈશ્વર ભક્તની સન્મુખ તેને આવતો અટકાવી દે. ( ૧૧ )

જે દુષ્ટો પરસ્પરને શાપ આપે છે અને આક્રોશ કરીને કઠોર ભાષણ બોલે છે, તેમના મનમાં દુષ્ટભાવોથી જે ઘાતક પરિણામ આવે છે તેનાથી દુષ્ટોનાં હૃદયો બળી જાઓ ( ૧૨ )

જે દુષ્ટ લોકોને કષ્ટ પહોંચાડે છે તેમને તારા તપ, બળ અને તેજથી દૂર કર અને તેમનો નાશ કર મૂઢોની ઉપાસના કરનારાઓને પણ દૂર કર ! જે બીજાના પ્રાણ લઇને તૃપ્ત થાય છે તેમને રડાવીને દૂર કરી દે ( ૧૩ )

परा॒द्य दे॒वा वृ॑जि॒नं शृ॑णन्तु प्र॒त्यगे॑नं श॒पथा॑ यन्तु सृ॒ष्टाः ।
वा॒चास्ते॒नं शर॑व ऋच्छन्तु॒ मर्म॒न्विश्व॑स्यैतु॒ प्रसि॑तिं यातु॒धानः॑ ॥ १४ ॥
यः पौरु॑षेयेण क्र॒विषा॑ सम॒ङ्क्ते यो अश्व्ये॑न प॒शुना॑ यातु॒धानः॑ ।
यो अ॒घ्न्याया॒ भर॑ति क्षी॒रम॑ग्ने॒ तेषां॑ शी॒र्षाणि॒ हर॒सापि॑ वृश्च ॥ १५ ॥
वि॒षं गवां॑ यातु॒धाना॑ भरन्ता॒मा वृ॑श्चन्ता॒मदि॑तये दु॒रेवाः॑ ।
परै॑णान्दे॒वः स॑वि॒ता द॑दातु॒ परा॑ भा॒गमोष॑धीनां जयन्ताम् ॥ १६ ॥
सं॒व॒त्स॒रीणं॒ पय॑ उ॒स्रिया॑या॒स्तस्य॒ माशी॑द्यातु॒धानो॑ नृचक्षः ।
पी॒यूष॑मग्ने यत॒मस्तितृ॑प्सा॒त्तं प्र॒त्यञ्च॑म॒र्चिषा॑ विध्य॒ मर्म॑णि ॥ १७ ॥

---

અર્થ—( देवाः अद्य वृजिनं परा शृणन्तु ) દેવ આજ પાપ કરનારા પાપીઓને દૂર કરે. ( सृष्टाः शपथाः एन प्रत्यक् यन्तु ) તેણે આપેલી ગાળો તેના તરફ જ પાછી ફરે; ( वाचा स्तेनं शरवः मर्मन् ऋच्छन्तु ) વાણીના ચોરોને શસ્ત્ર મર્મમાં કાપે. ( यातुधानः विश्वस्य प्रसितिं एतु ) યાતના આપનારો દુષ્ટ સર્વના બંધનમાં બંધાય. ( ૧૪ )

( यः पौरुषेण क्रविषा समंक्ते ) જે મનુષ્યના માંસથી પોતે પોતાને પુષ્ટ બનાવે છે ( यः यातुधानः अश्व्येन पशुना ) અને જે દુષ્ટ અશ્વ ઇત્યાદિ પશુના માંસમાંથી પોતાને પુષ્ટ કરે છે, હે અગ્નિ ! ( यः अघ्न्यायाः क्षीरं भरति ) જે ગાયનું દૂધ ચોરીને લઇ જાય છે, ( तेषां शीर्षाणि हरसा अपि वृश्च ) તેમના માથાને તારા બળથી ભાંગી નાખ. ( ૧૫ )

( यातुधानाः गवां विषं भरन्तां ) જે દુષ્ટો ગાયોને વિષ આપે છે, અને ( दुरेवाः अदितये आवृश्चन्तां ) જે દુષ્ટો ગાયને કાપે છે, ( सविता देवः एनान् परा ददातु ) સવિતાદેવ તેમને દૂર હઠાવે. ( ओषधीनां भागं पराजयन्तां ) તેમને ઔષધિઓના ભાગ પણ આપવામાં ન આવે. ( ૧૬ )

હે ( नृ-चक्षः ) મનુષ્યોના નિરીક્ષક ! ( उस्रियायाः संवत्सरीणं पयः ) ગાયનું આખું વર્ષ પ્રાપ્ત થનારૂં જે દૂધ છે ( तस्य यातुधानः मा आशीत् ) તેનું પાન યાતના પહોંચાડનારા દુષ્ટો ન કરે. હે અગ્નિ ! ( यतमः पीयूषं तितृप्सात् ) તેઓમાંથી જે દુષ્ટ દૂધ રૂપી અમૃતને પી જશે, ( तं प्रत्यञ्चं अर्चिषा मर्मणि विध्य ) તેને સર્વની સમક્ષ તારા તેજથી મર્મસ્થાનમાં વિંધી નાખ. ( ૧૭ )

---

**ભાવાર્થ**—પાપી મનુષ્યો અને પાપને દૂર કરવામાં આવે ગાળ દેનારા પાપીઓ પાસે જ તેમની દીધેલી ગાળો પાછી ફરે ! વાણીની ચોરી કરનારાઓનાં મર્મસ્થાન શસ્ત્રોથી છેદાઇ જાય. જનતાને યાતના પહોંચાડનારાઓને બંધનમાં રાખો ( ૧૪ )

મનુષ્યનું, ઘોડાઓ વગેરે પશુઓનું માંસ ખાઇને જે દુષ્ટ પોતાનું શરીર પુષ્ટ કરે છે અને ગાયનું દૂધ ચોરી કરીને પીએ છે તેમનું માથું કાપી નાખ. ( ૧૫ )

જે દુષ્ટ મનુષ્ય ગાયને કષ્ટ આપે છે અને ગાયોને કાપે છે, તેમને સમાજમાંથી દૂર કરવામાં આવે અને તેમને ધાન્યાદિના ભાગ પણ ન આપવામાં આવે ( ૧૬ )

હે મનુષ્યોનું હિત કરનારાઓ ! ગાયનું દૂધ દુષ્ટ મનુષ્ય ન પીએ જે દુષ્ટ ચોરી કરીને પી જશે તેને શારીરિક દંડ આપવામાં આવે ( ૧૭ )

सनादग्ने मृणसि यातुधानान्न त्वा रक्षांसि पृतनासु जिग्युः ।
सहमूरानुनु दह क्रव्यादो मा ते हेत्या मुक्षत दैव्यायाः ॥ १८ ॥
त्वं नो अग्ने अधरादुदक्तस्त्वं पश्चादुत रक्षा पुरस्तात् ।
प्रति त्ये ते अजरासस्तपिष्ठा अघशंसं शोशुचतो दहन्तु ॥ १९ ॥
पश्चात्पुरस्तादधरादुतोत्तरात्कविः काव्येन परि पाह्यग्ने ।
सखा सखायमजरो जरिम्णे अग्ने मर्ताँ अमर्त्यस्त्वं नः ॥ २० ॥
तदग्ने चक्षुः प्रति धेहि रेभे शफारुजो येन पश्यसि यातुधानान् ।
अथर्ववज्ज्योतिषा दैव्येन सत्यं धूर्वन्तमचितं न्योष ॥ २१ ॥

---

**અર્થ**— હે અગ્નિ તું ( यातुधानान् सनात् मृणासि ) યાતના પહોંચાડનારા દુષ્ટોનો હંમેશાં નાશ કરે છે.( रक्षांसि त्वा पृतनासु न जिग्युः ) રાક્ષસો યુદ્ધમાં તને જીતી શકતા નથી. ( सहमूरान् क्रव्यादः अनुदह ) મૂઢોની સાથે માંસ ભક્ષકોને પણ બાળી નાખ. ( ते दैव्यायाः हेत्याः ) તેઓ તારા દિવ્ય શસ્ત્રાસ્ત્રોથી ( मा मुक्षत् ) મુક્ત ન થાય. ( ૧૮ )

હે અગ્નિ ! ( त्वं नः अधरात् उदक्तः पश्चात् उत पुरस्तात् रक्ष ) તું અમારી ઉપરથી, નીચેથી, પાછળથી, આગળથી રક્ષા કર. ( ते त्ये शोशुचतः अजरासः तपिष्ठाः ) તેઓ બધા તેજસ્વી, અક્ષીણ બનીને તાપદાયક ( अघशंस प्रति दहन्तु ) પાપીને બાળી દે. ( ૧૯ )

હે અગ્નિ ! તું ( कविः काव्येन ) કવિ છો તેથી તારા કાવ્યથી ( पश्चात् पुरस्तात् अधरात् उत उत्तरात् परिपाहि ) પાછળથી, આગળથી, ઉપરથી, નીચેથી સર્વ રીતે રક્ષા કર. ( त्वं सखा सखायं ) તું મિત્ર છે તેથી મારા જેવા મિત્રની ( अजरः जरिम्णे ) તું જરારહિત છે તેથી મારા જેવા જરાગ્રસ્તની અને ( अमरः मर्त्यान् नः परिपाहि ) તું અમર છે તેથી અમે જે મરી જનારા છીએ તેમની રક્ષા કર. ( ૨૦ )

હે અગ્નિ ! ( येन शफा-रुजः यातुधानान् पश्यसि ) જેનાથી તું લાતો દ્વારા ઠોકરો મારનારા દુષ્ટોનું નિરીક્ષક કરે છે. ( तत् चक्षुः रेभे प्रतिधेहि ) તે આંખ બુમો પાડનારા અને ધાંધલ મચાવનારા પર રાખ. ( अथर्व-वत् दैव्येन ज्योतिषा ) અહિંસક દિવ્ય તેજથી ( सत्यं अचितं धूर्वन्तं ) સત્ય અચેત નાશ કરનારાઓને ( नि ओष ) બાળી દે. ( ૨૧ )

---

**ભાવાર્થ**— તું હંમેશા દુષ્ટોનો નાશ કરે છે, તને રાક્ષસો હરાવી શકતા નથી તું માંસભક્ષક ક્રૂર લોકોને બાળી નાખ, તારા પાશથી તે દુષ્ટો ન છૂટી જાય ( ૧૮ )

તું સર્વ બાજુથી અમારી રક્ષા કર તેજસ્વી લોકો પાપીઓને દંડ આપે ( ૧૯ )

તું કવિ, મિત્ર, જરારહિત અને અમર છે અત તું અમારી રક્ષા કર. અમે તારા મિત્ર બનવા માગીએ છીએ. અને જરાગ્રસ્ત બનીએ છીએ અને મૃત્યુથી પણ ત્રસ્ત છીએ તેથી તું અમારી સહાયતા કર. ( ૨૦ )

જે દુષ્ટો લાતો મારીને અમારાં શરીર છુંદે છે તથા જે વિરુદ્ધ કોલાહલ મચાવે છે તેમને તું જો તું તારા તેજથી અમારો નાશ કરનારાઓનો નાશ કર. ( ૨૧ )

परिं त्वाग्ने पुरं वयं विप्रं सहस्य धीमहि ।
धृषद्वर्णं दिवेदिवे हन्तारं भङ्गुरावतः ॥ २२ ॥
विषेण भङ्गुरावतः प्रति स्म रक्षसो जहि ।
अग्ने तिग्मेन शोचिषा तपुरग्राभिरर्चिभिः ॥ २३ ॥
वि ज्योतिषा बृहता भात्यग्निराविर्विश्वानि कृणुते महित्वा ।
प्रादेवीर्मायाः सहते दुरेवाः शिशीते शृङ्गे रक्षोभ्यो विनिक्षे ॥ २४ ॥
ये ते शृङ्गे अजरे जातवेदस्तिग्महेती ब्रह्मसंशिते ।
ताभ्यां दुर्हार्दमभिदासन्तं किमीदिनं प्रत्यञ्चमर्चिषा जातवेदो वि निक्ष्व ॥ २५ ॥
अग्नी रक्षांसि सेधति शुक्रशोचिरमर्त्यः । शुचिः पावक ईड्यः ॥ २६ ॥

---

અર્થ— હે અગ્નિ ! હે ( सहस्य ) બળવાન્! ( वयं ) અમે સર્વ ( विप्रं पुर ) જ્ઞાની અને પૂર્ણતા કરવાવાળા, ( धृषद्वर्णं ) ધર્ષણ કરનારા અને ( भंगुरावतः हन्तारं ) વિનાશકોનો નાશ કરનારા, ( त्वा दिवे दिवे परिधीमहि ) તારૂં પ્રતિદિન ધ્યાન કરીએ છીએ. ( ૨૨ )

હે અગ્નિ ! ( तिग्मेन शोचिषा ) તીક્ષ્ણ તેજથી યુક્ત ( तपुः अग्राभिः अर्चिभिः ) તપાવનારા તેજની દીપ્તિઓથી ( विषेण भंगुरावतः रक्षसः प्रति जहिस्म ) વિષથી નાશ કરનારા રાક્ષસોનો નાશ કર. ( ૨૩ )

( अग्निः बृहता ज्योतिषा विभाति ) અગ્નિ વિશેષ તેજથી પ્રકાશે છે. ( महित्वा विश्वानि आविः कृणुते ) પોતાના સામર્થ્યથી સર્વ જગતને પ્રગટ કરે છે, ( अदेवीः दुरेवाः मायाः प्रसहते ) રાક્ષસોની દુઃખદાયક કપટ જાળોને જીતે છે. ( शृंगे रक्षोभ्यः विनिक्षे शिशीते ) પોતાના બન્ને શિંગડાં નાશ કરવાને માટે તીક્ષ્ણ કરે છે. ( ૨૪ )

હે ( जातवेदः ) વેદજ્ઞ ! ( ये ते अजरे तिग्म-हेती ) જે તારા તીક્ષ્ણ હથિયારની જેમ ( ब्रह्म संशिते शृंङ्गे ) જ્ઞાનથી તીક્ષ્ણ કરેલા શિંગડા છે, હે જાતવેદ ! ( ताभ्यां ) તે બન્ને શિંગડાંઓથી અને ( अर्चिषा ) પોતાના તેજથી ( दुर्हार्द किमीदिन अभि दासन्तं ) દુષ્ટ હૃદય ભૂખ્યા અને બીજાનો નાશ કરનારા દુષ્ટનો ( प्रत्यञ्चं वि निक्ष्व ) સામેથી નાશ કર. ( ૨૫ )

( शुक्र-शोचिः अमर्त्यः ) શુદ્ધ પ્રકાશવાળા અમર ( शुचिः पावकः ईड्यः ) પવિત્ર, શુદ્ધિ કરનારા સ્તુત્ય અગ્નિ ( रक्षांसि सेधति ) રાક્ષસોનો નાશ કરે છે. ( ૨૬ )

---

**ભાવાર્થ—** જ્ઞાની, મન કામના પૂર્ણ કરનારા, શત્રુનું ધર્ષણ કરનારા, દુષ્ટોનો નાશ કરનારા તારા જેવા બળવાન્ દેવનું અમે સર્વ પ્રતિદિન ધ્યાન કરીએ છીએ ( ૨૨ )

વિષ આપીને જગતમાં નાશ કરનારા દુષ્ટોનો તુ તારા તીક્ષ્ણ અને ઉગ્ર તેજથી નાશ કર ( ૨૩ )

અગ્નિ વિશેષ તેજથી પ્રકાશે છે અને પોતાના સામર્થ્યથી જગતને પ્રકાશિત કરે છે રાક્ષસોની કપટ જાળ દૂર કરીને તેમના નાશને માટે તારા બે શિંગડાં તીક્ષ્ણ કર ( ૨૪ )

તારાં શિંગડાં તીક્ષ્ણ હથિયાર જેવા છે અને તે જ્ઞાનથી તીક્ષ્ણ બનેલા છે, તેમનાથી અને તારા તેજથી દુષ્ટ હૃદયવાળા ઘાતકી શત્રુઓનો નાશ કર. ( ૨૫ )

શુદ્ધ, તેજસ્વી, અમર, પવિત્ર, શુદ્ધતા કરનારો પ્રશંસનીય અગ્નિ રાક્ષસોનો નાશ કરનારો છે ( ૨૬ )

# દુષ્ટોનો નાશ

### દુષ્ટોનાં લક્ષણ

આ સૂક્તમાં દુષ્ટ મનુષ્યોનો નાશ કરવાનો વિષય છે. તેથી દુષ્ટ કોણ છે તેનો નિશ્ચય પહેલાં કરવો જોઇએ. જો આ નિશ્ચય ન થયો તો કદાચ દુષ્ટ બચી જશે અને સુષ્ટનો જ અજ્ઞાનથી નાશ થઇ જશે તેથી વેદે આ સૂક્તમાં દુષ્ટોનાં લક્ષણ કહેલાં છે, તે જોઇએ.

૧ दुर्हार्दः- ( दुः+हार्द )- દુષ્ટ હૃદયવાળો, જેના અન્તઃકરણમાં દુષ્ટ વિચારો રહે છે. જે દુષ્ટ ભાવ મનમાં ધારણ કરે છે, જે હૃદયમાં કાપાકાપી અને હિંસાની કલ્પનાઓ જ ધારણ કરે છે. ( મં. ૨૫ )

૨ रक्षः राक्षसः ( रक्षति )- જે રક્ષણ કરવાનું બહાનું ( આવિર્ભાવ ) બતાવીને ઘાત કરે છે. જે બાહ્ય દૃષ્ટિએ રક્ષણ કરવાનો ઢોંગ કરીને અન્તરથી તેનો નાશ કરી રહ્યો હોય છે. ( ૪ )

૩ असु-तृपः- જે અન્યના પ્રાણનું બલિદાન લઇને તૃપ્ત થાય છે જે અન્યનો નાશ કરીને પોતાનો સ્વાર્થ સાધે છે, જે બીજાનો ઘાત કરીને પોતાની પુષ્ટિ કરે છે. ( ૧૩ )

૪ धूर्वन्- જે બીજાની મારફાડ કરે છે અને નાશ કરે છે. ( ૨૧ )

૫ भंगुरावत्- જે બીજાનું સત્યાનાશ કાઢે છે ( ૨૨ )

૬ अभिदासन्- જે બીજાનો વધ કરે છે, બીજાને બન્ધનમાં નાખે છે, બીજાને ગુલામ બનાવે છે, અન્યને પારતંત્ર્યમાં રાખી પોતે પોતાના ભોગ વધારે છે. જે બીજાને દાસ બનાવે છે. ( ૨૫ )

૭ हिंस्रः- ( ૩ ) शत्रुः- ( ૧૪ )- જે હિંસા કરે છે, ઘાતપાત કરે છે, બીજાનો નાશ કરે છે.

૮ शफा-रुज्- જે પોતાની લાતોના પ્રહારોથી બીજાને મારે છે, બીજાના અવયવો લાતોથી અને મારથી તોડી નાખે છે. ( ૨૧ )

૯ रिपः- હિંસક, મારફાડ કરનારો, જે બીજાનું ઉચ્છેદન કરે છે. ( ૧ )

૧૦ क्रव्याद् ( ૬ ) क्रविष्णुः- आमाद् ( ૪ )- જે માંસ ખાય છે, જે કાચું માંસ ખાય છે, જે લોહી પીએ છે જે બીજાના જીવન પર જીવતો રહે છે.

૧૧ यः पौरुषेयेण अश्व्येन क्राविषा, यः पशुना समंक्ते- જે મનુષ્ય અશ્વ અને અન્યાન્ય પશુઓના માંસથી પોતાના શરીરને પુષ્ટ કરે છે. જે પશુ પક્ષિઓના માંસથી પોતે પોતાને પુષ્ટ બનાવે છે. જે પોતાના પેટને માટે બીજાનો જીવ લે છે. ( ૧૫ )

૧૨ दुरेवाः अदितये आवृश्चन्तां- જે દુષ્ટ ગાયને કાપે છે અથવા કપાવે છે. ( अ-दिति ) અર્થાત્ અહિંસનીય ગાયનો પણ જે વધ કરે છે. ( ૧૬ )

૧૩ गवां विषं भरन्तां- ગાયોને જે વિષ આપે છે અને વિષથી જે ગાયનો વધ કરે છે. ( ૧૬ )

૧૪ किमीदिन्- ( किं-इदानीं ) હવે આજે શું ખાય ! કાલે તેનો વધ કર્યો અને પેટ ભર્યું. આજે કોનો વધ કરીને પેટ ભરવું તેનો જે હંમેશાં વિચાર કર્યા કરે છે, જે કદી બીજાનો ઘાત કર્યા વિના રહી શકતો નથી ( ૨૫ )

૧૫ यातुधानः ( यातु+धानः )-યાતના પહોંચાડનારા, બીજાને સતાવનારા, બીજાને પીડા કરનારા, ( ૨ )

૧૬ दुरेवः ( दु+एव )- દુષ્ટ માર્ગ પર ચાલનારો, ખરાબ કાર્યમાં પ્રવૃત્ત થઇને, બીજાને કષ્ટ પહોંચાડીને પોતાનું સુખ વધારવાનો પ્રયત્ન કરનારો. ( ૨૪ )

૧૭ अदेवीः मायाः- ( अ+दिव्य+माया - ) જે ચુરાઇ તથા કપટ કરે છે, જે છેતરપિંડી કરીને બીજાને લૂંટી લે છે, છેતરપિંડીથી પોતાનું ઐશ્વર્ય વધારે છે ( ૨૪ )

૧૮ वृजिनः- જે પાપ કરે છે, પાપ કર્મમાં પ્રવૃત્ત થાય છે. ( ૧૪ )

૧૯ वाचास्तेनः ( वाचा+स्तेनः )- જે વાણીનો ચોર છે, જેની ભાષા સત્ય હોતી નથી. જે એક બોલે છે અને બીજું જ કરે છે, જે વિશ્વાસ રાખવા યોગ્ય નથી જ. ( ૧૪ )

૨૦ मूरदेवः ( ૨ ) सहमूरः ( ૧૮ ) ઘાત પાત કરનારો મૂઢ, ક્રુરોની સાથે રહેનારો, મહામૂર્ખ, મહાઘાતકી, મહાહિંસક. ( ૨ )

૨૧ मिथुना शपातः- એક બીજાને ગાળો દે છે, પર-

સ્પર એક બીજા પ્રત્યે ખરાબ શબ્દોના પ્રયોગ કરે છે. અપ શબ્દો બોલે છે (૧૨)

આ બધા દુષ્ટો છે આ દુષ્ટના લક્ષણો છે પાઠક આ વચનોનો વિચાર કરે અને પોતાના સમાજમાં અથવા આ સંસારમાં આ લક્ષણોવાળા કોણ કોણ છે તેનો નિશ્ચય કરે અને તે દુષ્ટોને દૂર કરવાનો પ્રયત્ન કરે આ લક્ષણોનો વિચાર કરવાથી પાઠક શ્રેષ્ઠ સજ્જનોના લક્ષણો પણ જાણી શકે છે જેમકે ' જેઓ બીજાનો ઘાતપાત કરતા નથી, જેઓ કોઇની હિંસા કરતા નથી, જેઓ અહિંસા ભાવથી વર્તે છે, જે હંમેશા સત્ય બોલે છે કદી કપટ કરતા નથી, હૃદયમાં શુદ્ધ ભાવ ધારણ કરે છે, કદી કોઇનો નાશ કરીને પોતાનું પેટ ભરવા ઇચ્છતા નથી પરન્તુ પોતાના પ્રયત્નોથી બીજાનું સુખ વધારવા ઇચ્છે જેઓ દુષ્ટ મનુષ્યોની સાથે કદી રહેતા નથી મુખથી કદી ખરાબ શબ્દો ઉચ્ચારતા નથી જેઓ પાપ કર્મમાં પ્રવૃત્ત થતા નથી જેઓ માંસ કદી ખાતા નથી જેઓ બીજાને કદી મારપીટ કરતા નથી જેઓ બીજાને દાસભાવથી છોડવવાનો હંમેશાં પ્રયત્ન કરે છે જેઓ બીજાની રક્ષા કરે છે " જેઓ આવો શુદ્ધ સદાચાર રાખે છે તેઓ સજ્જન કહેવાય છે આવા સજ્જનોને ઉપરોક્ત દુષ્ટ લોકો હંમેશા કષ્ટ પહોંચાડે છે. તેથી દુષ્ટોને દૂર કરવા એ ધર્મ છે. સજ્જનોનુ રક્ષણ કરવુ, દુષ્ટ દુર્જનોનો નાશ કરવો અને ધર્મની વ્યવસ્થા સ્થાપિત કરવી એ સર્વ શ્રેષ્ઠ પુરુષોનું કર્તવ્ય છે જેઓ આ કર્તવ્ય આચરે છે તેઓજ આદરપાત્ર ને યોગ્ય પુરુષ છે આજ મનુષ્યનો ધર્મ છે અતઃ આ સૂક્ત દ્વારા કહ્યુ છે કે આ દુષ્ટોનો નાશ કરવો જોઇએ, નાશ કરવો એટલે કે તેમનો દુષ્ટ ભાવ દૂર કરવો તેમના સ્વભાવમાં સુધારો કરવો તેમને દુષ્ટ વ્યવહારોથી પરાવૃત્ત કરી દેવા જોઇએ તેમને સમાજ અથવા રાષ્ટ્રમાંથી બહિષ્કૃત કરવા અને એટલાથી જ જો કામ ન બને તો તેમનો નાશ કરવો આ સૂક્તનું આ કાર્ય છે, હવે આ દુષ્ટોનો નાશ કરનારો કેવો હોય તે વિષયમાં જુઓ—

### દુષ્ટોનો નાશ કરનારો કેવો હોવો જોઇએ ?

પૂર્વોક્ત વિવરણમાં દુષ્ટોનાં લક્ષણ કહેલાં છે આ લક્ષણોથી દુષ્ટોની ઓળખાણ થઇ શકે છે આ લક્ષણોથી દુષ્ટોને જાણ્યા પછી તેમનો નાશ કરવાનું કાર્ય કોણ કરે તેનો વિચાર કરવો જોઇએ દરેક મનુષ્યને દુષ્ટોનો નાશ કરવાનો અધિકાર નથી આ કાર્ય વધારે જવાબદારીનું કાર્ય છે તેથી આ કાર્ય વિશેષ સાવધાનીથી થવું જોઇએ અને વિશેષ યોગ્યતાવાળા મનુષ્યને આધીન આ કાર્ય હોવું જોઇએ આ બાબતનો નિર્દેશ આ સૂક્તમાં છે, તેનો હવે વિચાર કરીએ છીએ—

**૧ મિત્ર** (મં ૧), **સખા** (મં. ૨૦)– જે સર્વ મનુષ્યો પ્રત્યે મિત્રતાનું વર્તન રાખે છે જે સર્વનો સખા અર્થાત્ હિત ચાહનારો છે જનતાનુ હિત સાધવામા જે હંમેશાં તત્પર રહે છે

**૨ વિપ્ર** (મં. ૨૨), **કવિ** (મં ૨૦)– જે વિશેષ પ્રાજ્ઞ અર્થાત્ જ્ઞાની છે જે કવિ છે અર્થાત્ ક્રાન્તદર્શી છે જે દૂર દૃષ્ટિવાળો છે, જે ઘણી જ ઉંડાઇથી એટલે કે ગંભીરતાપૂર્વક પ્રત્યેક વાતનો વિચાર કરી શકે છે, જે પવિત્ર દૃષ્ટિ સાથે સર્વ બાબતોનો આગળ પાછળથી વિચાર કરવામાં ચતુર છે

**૩ जातवेद. ( ज्ञातवेद. )**– જે જ્ઞાની છે, જેણે અધ્યયન ઉત્તમ પ્રકારે પૂર્ણ કરેલ છે, જે બહુશ્રુત અને વેદશાસ્ત્રજ્ઞ છે જેનામાં જ્ઞાનની દૃષ્ટિ ઉત્પન્ન થએલી છે (મં ૩)

**૪ अथर्ववत् दिव्यज्योतिः** (મં. ૨૧)– જે (अ-थर्व) જે અ-ચંચળ, સ્થિતપ્રજ્ઞ યોગીની જેમ દિવ્ય તેજથી યુક્ત છે, જેણે યોગ સાધનાદિ દ્વારા પોતાના મનને સ્થિર બનાવેલ છે, જે ચંચળ વૃત્તિવાળો નથી જે શાન્તિ અને ગંભીરતાથી સર્વ વાતોનો વિચાર કરી શકે છે અને જે ઉતાવળ કરીને કાર્યને બગાડી દેતો નથી

**૫ शुक्रशोचि, शुचि, पावक** (મં ૨૬)– જે પવિત્ર તેજથી યુક્ત સ્વયં આચારથી શુદ્ધ અને પવિત્રતા જાળવનારો છે, જે પોતે પવિત્ર વિચાર, પવિત્ર ઉચ્ચાર અને પવિત્ર આચારથી યુક્ત છે જેનુ મન, બુદ્ધિ, ચિત્ત ઇત્યાદિ અન્તરિન્દ્રિય તથા જેની બાહ્ય ઇન્દ્રિયો પવિત્ર અને શુદ્ધ વ્યવહાર જ કરે છે

**૬ ईड्य** (મં ૨૬), **प्रयिष्ठ** (મં ૧)– પૂર્વોક્ત કારણથી જે પ્રશંસનીય છે, સ્તુતિ કરવા યોગ્ય છે, સર્વ લોકો જેના પવિત્ર આચારની પ્રશંસા કરે છે

**૭ वाजी** (મં ૧), **सहस्य** (મં ૨૨)– જે બળવાન છે, કર્તવ્ય કરવાનો નિશ્ચય થયા પછી જે નિશ્ચય પૂર્વક પોતાના સર્વ બળથી તેને નભાવી રાખે છે જે અતિ

*

પક્ષીઓને પરાસ્ત કરી શકે છે, જે પોતાના બળથી પોતાનું કર્તવ્ય કરી શકે છે

૮ ब्रह्म-संशित (મં. ૨૫)– જ્ઞાનથી તીક્ષ્ણ, જ્ઞાનથી તેજસ્વી, જ્ઞાનથી સુસંસ્કૃત, જ્ઞાનથી પ્રશંસા યુક્ત બનેલો

૯ अजर, अमर्त्य (મં. ૨૦) જરા રહિત અને મૃત્યુ રહિત બનેલો, ક્ષીણ ન થનારો, અને મૃત્યુથી ન ડરનારો, દેવોની જેમ જરા મૃત્યુને દૂર રાખનારો, દિવ્ય જીવન યુક્ત

૧૦ ऋतुभिः समिद्ध (મં ૧)– વિવિધ સત્કર્મોથી પ્રદિપ્ત થએલો, શ્રેષ્ઠ અને પ્રશસ્તતમ કર્મોથી પ્રકાશિત, સત્યમય પ્રશંસનીય, ઉત્તમ કર્મ કરનારો, જેનાથી ઉત્તમ કર્મો પણ થાય છે.

૧૧ शिशानः (મં ૧)–તીક્ષ્ણ, તેજસ્વી,

૧૨ शर्धा (મં ૫)– શત્રુઓનો નાશ કરનારો

૧૩ प्रतीचः (મં ૬) દુષ્ટોનો સામનો કરનારો, શત્રુઓની સન્મુખ ઉભો રહીને તેમનો પ્રતિકાર કરનારો

૧૪ भंगुरावत हन्ता- (મં ૨૨) ઘાતકોનો નાશ કરનારો

૧૫ रक्षोहा (મં ૧)– રાક્ષસો, ક્રૂરકર્મ કરનારાઓનો નાશ કરનારો

૧૬ क्रव्याद् अविघत्स्व (મં ૨)– માંસભક્ષક, બીજાના જીવન પર પોતાનું પોષણ કરનારાઓને દબાવો.

૧૭ अर्चिषा यातुधानान् उपस्पृश (મં ૨)– પોતાના તેજથી બીજાને યાતના પહોંચાડનારાઓનો નાશ કર

૧૮ दिवा नक्तं रिषः पातु (મં ૧) દિવસ રાત ઘાતકોથી સજ્જનોનું રક્ષણ કર

૧૯ अग्नेः यातुधानान् सचेहि (મં ૩)– હથિયારોથી દુષ્ટોને દંડ દે

આ પ્રમાણે આ સૂક્તમાં દુષ્ટોનો નાશ કોણ કરે એ વિષયમાં કહ્યું છે. દુષ્ટોનો નાશ કરનારો જ્ઞાની, શાંત, સમબુદ્ધિવાળો, ગંભીર, વિશ્વ સ્વ તે જનતાનું હિત કરનારો, પવિત્ર વિચારવાળો એવો સુયોગ્ય પુરુષ હોવો જોઇએ પ્રત્યેક મનુષ્ય આ પવિત્ર કાર્ય કરી શકે નહિ જેનાથી કદી અન્યાય થવાનો સંભવ હોતો નથી, એવા સજ્જનને આધીન આ અધિકાર હોવો જોઇએ પાઠક સ્મરણમાં રાખે કે જ્યારે કોઇ ન્યાયાધીશ અથવા દંડ વિધાન કરવાના કાર્ય માટે કોઇ મનુષ્યને નિયુક્ત કરવો હોય તો તે સ્થાનને માટે આવા ગુણોથી યુક્ત પુરુષ નિયુક્ત કરવામાં આવે અને આ ગુણોથી યુક્ત મનુષ્ય જ તે સ્થાન પર જઇને સારું કાર્ય કરી શકે આ દૃષ્ટિબિન્દુથી આ સૂક્તના મંત્રો ઘણા જ ઉપયોગી છે, આવા સાત્વિક પુરુષથી કદી અન્યાય નહિ થાય, જે યોગ્ય હશે તેજ કાર્ય તે કરશે, અને સર્વ મનુષ્યોને તેના કાર્યથી સંતોષ થશે

આ દુષ્ટોને જે દંડ દેવા યોગ્ય છે, તે દંડના વિવિધ પ્રકાર પણ આ સૂક્તમાં લખેલા છે, જે આ મંત્રમાં સ્પષ્ટ આપેલ છે, તો પણ સુબોધતાને ખાતર અહીં તેનું વર્ણન કરીએ છીએ—

## દંડનું વિધાન

અત્યાર સુધી જે વિવરણ કર્યું છે તેનાથી દુષ્ટોના લક્ષણ અને દુષ્ટોને દંડ દેનારાનાં લક્ષણ આપણે જાણ્યાં દુષ્ટોને દંડ દેનારાનાં લક્ષણોમાં પણ અંતમાં કેટલાંક લક્ષણો એવાં છે કે જેનાથી દંડ વિધાનનો પણ ખ્યાલ આવી શકે છે. હવે એજ દંડ વિધાનનું વધુ વિવેચન કરીએ—

૧ रक्षो हा- આ શબ્દથી રાક્ષસોનો "વધ" દંડ યોગ્ય છે એ સિદ્ધ થાય છે "हन्" ધાતુનો બીજો અર્થ "गति" છે આ અર્થ જો લેવામાં આવે તો રાક્ષસોને પોતાના સ્થાનમાંથી નસાડી મૂકવા અર્થાત્ "દેશમાંથી બહાર કાઢી મૂકવા" એવો અર્થ થાય ! 'रक्षस्' (रक्षन्ति यस्मात् इति रक्षः) શબ્દનો અર્થ જેનાથી સુરક્ષિત રહેવાની આવશ્યકતા હોય છે, જેનાથી જનતાનો બચાવ કરવામાં આવે છે આવા દુષ્ટોને આવા સ્થાનમાં રાખવા અને તેમના પર એવો પહેરો રાખવો કે જેથી આ દુષ્ટો બીજાને યાતના પહોંચાડી શકે નહિ, વગેરે બોધ આનાથી પ્રાપ્ત થાય છે (મં. ૧)

૨ अयोदंष्ट्र – લોખંડની દાઢો આ યંત્રમાં દુષ્ટોને રાખીને તેમનો નાશ કરવો ઉપરથી અને નીચેથી ખીલા ઠોકી દુષ્ટોના શરીરને કાપે છે (મં. ૨)

૩ क्रव्यादः अविघत्स्व- બીજાના માંસ પર પોતાના શરીરને પુષ્ટ કરનારાઓને બંધ કરીને રાખ કેદમાં રાખ, (स्व आसन्) જેવી રીતે ખોરાકને આપણા મુખમાં બંધ કરી રાખીએ છીએ તેવી રીતે એ દુષ્ટોને રાખ (મં. ૨)

૪ अवरं परं च दंष्ट्रौ उपधेहि- બન્ને પ્રકારના કનિષ

અને શ્રેષ્ઠ શત્રુઓને પોતાની દાઢોમાં બધ રાખ. અર્થાત્ તેમને આમતેમ હાલવા ચાલવાનો પ્રતિબંધ કર.

૫ यातुधानान् जंभैः संधेहि- યાતના પહોંચાડનારાઓ પર જડબાની જેમ શસ્ત્રોની સાથે ચડાઇ કર. શસ્ત્રોથી તેમનો નાશ કર. (મં. ૩)

૬ यातुधानस्य त्वचं भिन्धिः- યાતના દેનારા દુષ્ટોની ચામડી છિન્નવિછિન્ન કર, અર્થાત્ તેમને એટલો માર મારો કે તેમની ચામડી ફાટી જાય (મં.૪)

૭ हिंस्र-अशनिः एनं हरसा हन्तु- હિંસક વિજળી તેનો વધ વેગથી કરે, અર્થાત્ વિદ્યુતના પ્રયોગથી આ દુષ્ટોનો વધ કરવામાં આવે (મં.૪)

૮ पर्वाणि प्रशृणीहि-દુષ્ટોની જોડોને કાપી દો. (મં.૪)

૯ क्रविष्णुः क्रव्याद् एनं विचिनोतु- માંસ ભક્ષક સિંહ વ્યાઘ્ર ઇત્યાદિ પ્રાણીઓ દ્વારા દુષ્ટોના શરીરનો વધ કરવામાં આવે. (મં. ૪)

૧૦ यातुधानं विध्य- યાતના પહોંચાડનારા દુષ્ટોને બાણ વગેરેથી વીંધી નાખ. (મં. ૫) हृदये विध्य- હૃદય પર બાણ માર. (મં. ૬)

૧૧ एषां बाहून् प्रतिभिंधि- દુષ્ટોના બાહુ કાપી નાખો. (મં. ૬)

૧૨ यातुधानान् ऋष्टिभिः स्पृणुहि- યાતના પહોંચાડનારાઓનો શસ્ત્રથી વધ કર. (મં. ૭)

૧૩ यातुधानान् निजहि- બીજાને યાતના પહોંચાડનારાઓનો નાશ કર (आमादः एनीं अवन्तु) બીજાનું માંસ ખાઇને પોતાને પુષ્ટ કરનારાઓને ગીધ ખાઇ જાય. (મં. ૭)

૧૪ रक्षः प्रति शृणीहि-રાક્ષસોનો નાશ કર. (મં. ૧૦)

૧૫ पृष्टीः हरसा शृणीहि- દુષ્ટોની પાંસળીઓ વેગથી તોડી નાખો. (यातुधानस्य मूलं वृश्च) યાતના દેનારાઓની દુષ્ટોની જડ કાપી નાખ. (મં. ૧૦)

૧૬ (यातुधानं वियुद्धि)- યાતના પહોંચાડનારાઓને કારાગૃહમાં રાખ. (મં. ૧૧)

૧૭ यातुधानान् हृदये विध्य- યાતના દેનારા દુષ્ટોના હૃદયને વીંધી નાખ. (મં. ૧૨)

૧૮ असुतृपः पराशृणीहि- બીજાના પ્રાણ લઇને પોતાની તૃપ્તિ કરનારા દુષ્ટોનો નાશ કર. તેમને દૂર કરીને તેમનો નાશ કર. (મં. ૧૩)

૧૯ मर्मन् ऋच्छन्तु- દુષ્ટોના મર્મસ્થાન કાપવામાં આવે. (મં. ૧૪)

૨૦ यातुधानः प्रसितिं एतु- દુષ્ટ બંધન સ્થાન-કારાગારને પ્રાપ્ત કરે અર્થાત્ દુષ્ટોને કારાગૃહમાં રાખવામાં આવે (મં. ૧૪)

૨૧ तेषां शीर्षाणि वृश्च- દુષ્ટોનાં માથાં કાપવામાં આવે. (મં. ૧૫)

૨૨ यातुधानः उस्रियायाः संवत्सरीणं पयः माशीत्- દુષ્ટોને ગાયનુ દૂધ એક વર્ષ સુધી પીવા દેવામાં ન આવે. એક વર્ષ સુધી ગાયનું દૂધ પીવા ન દેવું એ પણ એક પ્રકારનો દંડ જ છે. આજકાલ જેઓ ભેંસનું જ દૂધ પીએ છે તેમને તો સ્વભાવતઃ જ આ દંડ મળી રહ્યો છે. કારણ કે ઘણાને ગાયનું દૂધ મળતું જ નથી. આજકાલ કેદીઓને ભેંસનું જ દૂધ આપવામાં આવે તો તેમને જરા પણ ખરાબ નહિ લાગે. પરંતુ વૈદિકકાળમાં ગાયનું દૂધ પીવા ન મળે એ પણ એક પ્રકારનો દંડ માનવામાં આવતો હતો. આ પરથી એમ જણાય છે કે કારાગૃહમાં રહેલા કેદીઓને પણ ગાયનુ દૂધ દરરોજ મળતુ હશે અને વિશેષ પ્રકારના કેદીઓ હશે તેમને જ વર્ષ સુધી ગાયનું દૂધ ન દેવાનો દંડ થતો હતો. તેથી જ આગળ ઉપર આ મંત્રમાં કહ્યું છે કે— (यतमः पीयूषं तितृप्सात् तं मर्मणि विध्य) આ દુષ્ટોને ગાયનું દૂધ ન પીવાનો દંડ મળવા છતાં જે દુષ્ટ ચોરી કરીને અથવા કોઇ બીજી યુક્તિથી ગાયનું દૂધ પીવાની ચેષ્ટા કરે તો તેના મર્મસ્થાનને વિંધી નાખ આ પરથી સ્પષ્ટ થાય છે કે વિશેષ પ્રકારના ઘોર અત્યાચારી કેદીઓને જ ગાયનું દૂધ ન પીવાનો દંડ થતો હતો. અને આવા કેદીઓ નિયમ તોડીને જો ગાયનું દૂધ પીએ તો તેમને કઠોર સજા કરવામાં આવી હતી. (મં. ૧૭) આ સજાની દૃષ્ટિથી પાઠક આ મંત્રનો અવશ્ય વિચાર કરે.

૨૩ अघ शंसं दहन्तु- પાપીને બાળવામાં આવે. આ વધની સજા છે. અહીં બાળી નાખીને વધ કરવાનું કહ્યું છે. (મં. ૧૯) આજ ભાવ (धूर्वन्तं न्योष) વિનાશ કરનારાઓનો વધ કર, નાશ કર, અથવા બાળીને નાશ કર, આ આદેશમાં છે.

૨૪ रक्षसः प्रतिजहि– દુષ્ટ રાક્ષસોનો નાશ કર. ( મં ૨૪ )

૨૫ दुहर्दं अभिदासन्तं विनिदृश–દુષ્ટહૃદયવાળા અને બીજાને દાસ બનાવનાર દુષ્ટોનો નાશ કર. ( મં. ૨૫ )

આ પ્રમાણે વિવિધ પ્રકારના દંડ ( સજા )નું વિધાન આ સૂક્તમાં છે, વિવિધ પ્રકારના અપરાધોના પ્રમાણમાં આ વિવિધ દંડ દેવા યોગ્ય છે. જે જ્ઞાની અને સમયને જાણનારો વિદ્વાન ન્યાયાધીશ હશે તેજ અપરાધોની ન્યૂનાધિકતાના પ્રમાણમાં ન્યૂનાધિક દંડ આપી શકશે. ક્યા અપરાધનો કેવો દંડ દેવા યોગ્ય છે, તેનો વિચાર કરનારો જ્ઞાન અને ગંભીર સ્વભાવવાળો ન્યાયાધિશ હોય એ યોગ્ય છે. આ બાબતનો વિચાર આજ વિવરણમાં આ પહેલાં થઇ ચૂક્યો છે, તેનો હેતુ આથી હવે પાઠકોના મનમાં સમજાય જ ગયો હશે. આ દૃષ્ટિથી પાઠક આ સૂક્તનો વિચાર કરે અને ન્યાય સમાનું કાર્ય કરવાની પ્રથાને જાણે.

---

# દુષ્ટ નાશન – સૂક્ત

## કાંડ ૧, સૂક્ત ૨૮

( ऋषिः– चातनः । देवता– अग्निः, यातुधानीः )

उप प्रागाद्देवो अग्नी रक्षोहामीवचातनः ।
दहन्नप द्वयाविनो यातुधानान्किमीदिनः ॥ १ ॥

प्रति दह यातुधानान्प्रति देव किमीदिनः ।
प्रतीचीः कृष्णवर्तने सं दह यातुधान्यः ॥ २ ॥

या शशाप शपनेन याघं मूरमादधे ।
या रसस्य हरणाय जातमारेभे तोकमत्तु सा ॥ ३ ॥

पुत्रमत्तु यातुधानीः स्वसारमुत नप्त्यम् ।
अधा मिथो विकेश्यो३ वि घ्नतां यातुधान्यो३ वि तृह्यन्तामराय्यः ॥ ४ ॥

---

અર્થ— ( अमीव–चातनः ) રોગોને દૂર કરનારો અને ( रक्षोहा ) રાક્ષસોનો નાશ કરનારો અગ્નિદેવ ( किमीदिनः ) હંમેશા ભૂખ્યાઓને ( यातुधानान् ) લુંટારાઓને તથા ( द्वयाविनः ) બેઉ બાજુ બોલનારા કપટીઓને ( अपदहन् ) બાળતાં બાળતાં ( उपप्रगात् ) પાસે પહોંચેલ છે. ( ૧ ) હે અગ્નિદેવ ! ( यातुधानान् प्रति दह ) લુંટારાઓને બાળી દે તથા ( किमीदिनः प्रति ) હંમેશાં ભૂખ્યા રહેનારાઓને પણ બાળી દે. હે ( कृष्णवर्तने ) કૃષ્ણ માર્ગવાળા અગ્નિદેવ ! ( प्रतीचीः यातुधान्यः ) સામે આવનારી લુટારૂ સ્ત્રીઓને પણ ( संदह ) એમ જ બાળી દો. ( ૨ ) આ દુષ્ટ લુટારૂ સ્ત્રીઓ ( शपनेन शशाप ) શાપથી જ શાપ આપે છે, ( या अघ मूरं आदधे ) જે પ્રારંભથી જ પાપને સ્વીકારે છે; ( या रसस्य हरणाय ) જે રસ પીવાને માટે ( जातं तोकं आरेभे ) જન્મેલા બાળકને ખાઇ જવાનો આરંભ કરે છે અને ( सा अत्तु ) તે પુત્રને જાય છે ( ૩ ) यातुधानीः ) પાપી સ્ત્રી ( पुत्रं अत्तु ) પુત્રને ખાઇ જાય છે ( स्वसारं उत नप्त्यं ) બહેનને તથા પૌત્રીને ખાઇ જાય છે. ( अध ) અને ( विकेश्यः ) વાળ પકડી પકડીને ( मिथः घ्नतां ) અંદર અંદર

લડે છે. ( अराय्यः यातुधानीः ) દાનના ભાવ રહિત ઘાતકી સ્ત્રી ( वितृह्यन्तां ) આપસમાં મારપીટ કરે છે. ( ૪ )

**ભાવાર્થ—** રોગ દૂર કરવામા સમર્થ અર્થાત્ ઉત્તમ વૈદ્ય, આસુર ભાવને દૂર કરનારો, અગ્નિના જેવો તેજસ્વી, ઉપદેશક સ્વાર્થી લૂટારા તથા કપટીઓને દૂર કરતા કરતા આગળ ચાલે ( ૧ ) હે ઉપદેશક! તુ લૂટારા સ્વાર્થી દુષ્ટોનો નાશ કર, તથા સામે આવનારી દુષ્ટ સ્ત્રીઓની દુષ્ટતા પણ દૂર કરી દે ( ૨ ) આ દુષ્ટોના લક્ષણો એ છે કે તેઓ અંદર અંદર ગાળો દેતા રહે છે તે દરેક કામ પાપી હેતુથી કરે છે. તેઓ એટલી બધી ક્રૂર હોય છે કે રક્ત પીવાની ઇચ્છાથી નવા જન્મેલા બાળકને જ ચૂસી જવાનો આરંભ કરે છે. ( ૩ ) તેમની સ્ત્રીઓ પોતાના પુત્રને ખાઇ જાય છે, બહેન તથા પૌત્રીને પણ ખાય છે, તથા એકબીજાના વાળ પકડી પકડીને અંદર અંદર જ લડતી રહે છે ( ૪ )

---

# દુષ્ટ-નાશન—સૂક્ત

## પૂર્વાપર સંબંધ !

ધર્મ પ્રચાર કરનારા અગ્નિદેવ કઇ રીતે બ્રાહ્મણ ઉપદેશક જ છે તથા તે કઇ રીતે બાળે છે અર્થાત્ દુષ્ટોને સુધારે છે, ઇત્યાદિ સર્વ વિષય અતિ સ્પષ્ટ કરવામાં આવ્યા છે

સંસ્કૃતમાં " विदग्ध " ( વિશેષ પ્રકારથી બળેલો ) આ શબ્દ " અતિ વિદ્વાન " ને માટે પ્રયોજાય છે અહીં અજ્ઞાનનું દહન, જલન વગેરેનો અર્થ જાણી લેવો ઉચિત છે જેવી રીતે અગ્નિ લોખંડને તપાવીને શુદ્ધ કરે છે તેવી રીતે ઉપદેશક દ્વારા પ્રેરિત જ્ઞાનાગ્નિ અજ્ઞાની મનુષ્યોના અજ્ઞાનને બાળીને શુદ્ધ કરે છે આ કારણે " બ્રાહ્મણ " ને માટે વેદમા " અગ્નિ " શબ્દ આવે છે, બ્રાહ્મણ અને ક્ષત્રિયવાચક શબ્દો " अग्नि અને इन्द्र " વેદમાં પ્રસિદ્ધ છે બ્રાહ્મણ ધર્મ અગ્નિદેવતાના અને ક્ષાત્રધર્મ ઇન્દ્ર દેવતાના સૂક્તોમાં પ્રગટ થાય છે ઇત્યાદિ બાબતો વિસ્તારથી ૭ અને ૮ મા સૂક્તની વ્યાખ્યાને વખતે સ્પષ્ટ કરી દીધેલ છે તેજ ધર્મ પ્રચારની બાબત આ સૂક્તમા છે તેથી પાઠક પૂર્વોક્ત સૂક્તોની સાથે આ સૂક્તનો સંબંધ જુએ

આ સૂક્તમાં ( अमीवचातनः ) " રોગોનો દૂર કરનારો " આ શબ્દ વિશેષણ રૂપે આવેલ છે અહીં તે ચિકિત્સા દ્વારા રોગને દૂર કરી શકનાર વૈદ્યનો બોધ કરે છે. ઉપદેશક જેવો શાસ્ત્રમાં પ્રવીણ હોવો જોઇએ તેવો જ તે ઉત્તમ વૈદ્ય પણ હોવો જોઇએ વૈદ્ય હોવાને લીધે રોગોની ચિકિત્સા કરતાં કરતાં ધર્મનો પ્રચાર કરી શકે છે. ધર્મપ્રચારના અન્ય ગુણો સૂક્ત ૭, ૮ માં જુઓ—

## દુર્જનોનાં લક્ષણો

આ સૂક્તમાં પૂર્વ કહેલાં દુર્જનોનાં લક્ષણો કરતા થોડાં વધારે કહેવામાં આવ્યાં છે આ લક્ષણો પણ દુષ્ટોનાં લક્ષણોની પૂર્તિ કરી રહ્યાં છે તેથી તેમનો વિચાર અહીં કરીએ છીએ

૧ **द्वयाविनः**-મનમાં એક ભાવ અને બહાર બીજો ભાવ રાખનારા, કપટ કરનારા ( મ ૧ ) " **किमीदिन्, यातुधानः** " આજે શું ખાવુ, યાતના દેનાર, આ દુષ્ટોના વાચક શબ્દો છે આ સૂક્તમાં દુર્જનોના કેટલાક વ્યવહાર છે તે પણ અહીં જોઇએ—

૨ **शपनेन शशाप**- શાપથી શાપ આપવો, ખરાબ શબ્દો બોલવા, ગાળો દેવી ( મ. ૩ )

૩ **अघं मूरं आदधे**- આરંભમાં પાપનો ભાવ રાખે છે પ્રત્યેક કામ પાપદષ્ટિથી જ શરૂ કરવુ

૪ रसस्य हरणाय जात तोकं आरेभे– રકત પીવા માટે નવજાત બાળકને ખાઇ જાય છે

૫ यातुधानी पुत्र स्वमारं नप्त्य अत्ति– આ દુષ્ટ આસુરી સ્ત્રી બાળકો, બહેન, પૌની વગેરેને ખાઇ જાય છે

૬ विवेष्य मिथः विघ्नतां विलपन्तां– આપસમાં વાળ પકડીને પરસ્પર મારપીટ કરે છે

આ સર્વ દુર્જન સ્ત્રી પુરૂષોના લક્ષણો છે બાલમનુષ્યોને ખાનારા કેટલાએ લોકો અત્યારે પણ આફ્રિકામાં છે, પરંતુ આપણા દેશમાં હવે એવા કોઇ નથી, જ્યાં કયાંઇ આવા લોકો હોય ત્યાં ઉપદેશક જ્ઞાની જાય અને તેમને ઉપદેશ આપી ઉત્તમ મનુષ્ય બનાવે, જ્ઞાની બનાવે, તેમની દુષ્ટતા દૂર કરી તેમને સજ્જન બનાવી દે

આવા મનુષ્ય ભક્ષક દુષ્ટ, ક્રૂર, હિંસક મનુષ્યોમાં પણ જઇને ધર્મોપદેશ આપીને તેમને સુધારવાનો યત્ન કરવાનો ઉપદેશ હોવાથી, એવા કેટલાક સુધરેલા સહેજ ઉપલી શ્રેણીના મનુષ્યોમાં ધર્મ જાગૃતિ કરવાનો આશય એની મેળે જ સ્પષ્ટ થાય છે

## દુષ્ટોનો સુધાર

દુષ્ટ લોકોમાં દુષ્ટતા હોવાને લીધે જ તેમને અસભ્ય ગણવામાં આવે છે તેમની દુષ્ટતા ઉપદેશ વગેરે દ્વારા દૂર કરીને તેમને સભ્ય બનાવવા એ બ્રાહ્મ માર્ગ છે અને તેમને દંડ દઇને ભીતિથી તેમની સુધારણા કરવાનો યત્ન કરવો એ ક્ષાત્રમાર્ગ છે વેદમાં અગ્નિદેવતા દ્વારા બ્રાહ્મ માર્ગ અને ઇન્દ્રદેવતા દ્વારા ક્ષાત્રમાર્ગ દર્શાવ્યો છે બંને જણા તપાવે છે તેમજ બાળે પણ છે પરંતુ એક ઉપદેશ દ્વારા તેમના અજ્ઞાનને બાળે છે જ્યારે બીજો શસ્ત્ર દંડ તેમજ એજ પ્રકારના બીજા ઉપાયોથી પીડીને તેમને સુધારે છે

સુધારણા તો બંનેથી થાય જ છે પરંતુ ક્ષત્રિયોના દંડ દ્વારા તપાવવાના ઉપાય કરતાં બ્રાહ્મણના જ્ઞાનાગ્નિદ્વારા તપાવવાનો ઉપાય વધુ શ્રેષ્ઠ અને ઉત્તમ છે અને તેમાં કષ્ટ પણ બહુ જ ઓછું છે

પાઠક અગ્નિ શબ્દનો આગ અર્થ કરીને તેનાથી દુષ્ટોને બાળી દેવાનો ભાવ આ સૂકતમાં છે એમ ન સમજે, કારણ કે આ સૂકતનો સંબંધ આગળ પાછળના અનેક સૂક્તો સાથે છે અને અગ્નિના ગુણોનું પ્રમાણ આપીને જ્ઞાની ઉપદેશક જ અગ્નિ શબ્દથી આવા સૂકતોમાં સ્પષ્ટ છે એ સૂકતોની સમજણ વખતે સ્પષ્ટ દર્શાવેલ છે તે ઉપરાંત ' રોગ દૂર કરનારો અગ્નિ ' એમ આ સૂકતમાં કહેવામાં આવ્યું છે જો તે લોકોને ખરેખર બાળી દે તો તેના રોગ મુક્ત કરવાના ગુણોનો શો લાભ થઇ શકે ? તેથી અગ્નિનું બાળવું એટલે " જ્ઞાનાગ્નિથી અજ્ઞાનને બાળવું " એમ જ થાય છે દુષ્ટ ગુણ ધર્મોને દૂર કરવા અને ત્યાં શ્રેષ્ઠ ગુણધર્મ સ્થાપિત કરવા એજ અહીં આશય છે અને તેથી જ રોગમુક્ત કરનારો ઉત્તમ વૈદ્ય જ ધર્મોપદેશનું કાર્ય કરે એવી સૂચના આ સૂકતમાં આપણને મળે છે કારણ કે વૈદ્યના ઉપદેશની અસર રોગીના મન પર જેટલી થાય છે તેટલી અસર વકતાના ભાષણથી શ્રોતાઓના ચિત્ત પર થતી નથી રોગીનું મન આતુર હોય છે તેથી સાંભળેલી ઉત્તમ વાત તેના મનમાં ઠસી જાય છે અને તે કારણે તે જલદી સુધરી પણ જાય છે

આ સૂકતના તૃતીય અને ચતુર્થ મંત્રમાં "अत्तु શબ્દ છે જેનો અર્થ ' ખાઇ જાય ' એવો થય છે, પરંતુ " शशाप, आदधे " આ ક્રિયાઓના અનુસંધાનમાં " अत्तु ' નો જગાએ अत्ति માનવું વધારે સયુક્તિક છે કારણ કે અહીં યાતુધાનોની રીતો દર્શાવી છે જેવી રીતે ( शशाप ) શાપ આપ્યા જ કરે છે ( अघ आदधे ) પાપ સ્વીકાર્યા કરે છે ( तोकं अत्ति ) બાળકને ખાઇ જાય છે અર્થાત્ આ તેમના રીતરિવાજ છે પૂર્વાપર સંબંધથી આ અર્થ અહીં અભિષ્ટ છે એમ અમને પ્રતીત થાય છે તો પણ પાઠક અધિક યોગ્ય અને કોઇ બીજી વાત આ સૂકતમાં જુએ તો અર્થ શોધવામાં અવશ્ય વધારે સહાય થશે

# શત્રુદમન

## કાંડ ૮, સૂકત ૪

( ऋषिः- चातनः । देवता- इन्द्रासोमौ )

इन्द्रा॑सोमा॒ तप॑तं॒ रक्ष॑ उ॒ब्जतं॒ न्य॑र्पयतं वृषणा तमो॒वृधः॑ ।
परा॑ शृणीतम॒चितो॒ न्यो॑षतं ह॒तं नु॒देथां॒ नि शि॑शीतम॒त्त्रिणः॑ ॥ १ ॥
इन्द्रा॑सोमा॒ सम॒घशं॑सम॒भ्य१॒॑घं तपु॒र्यय॑स्तु च॒रुर॑ग्नि॒माँ इ॑व ।
ब्र॒ह्म॒द्विषे॑ क्र॒व्यादे॑ घो॒रच॑क्षसे॒ द्वेषो॑ धत्तमनवा॒यं कि॑मी॒दिने॑ ॥ २ ॥
इन्द्रा॑सोमा दु॒ष्कृतो॑ व॒व्रे अ॒न्तर॑नारम्भ॒णे तम॑सि॒ प्र वि॑ध्यतम् ।
यतो॒ नैषां॒ पुन॒रेक॒श्चनोद॒यत्तद्वा॑मस्तु॒ सह॑से मन्यु॒मच्छवः॑ ॥ ३ ॥
इन्द्रा॑सोमा व॒र्तय॑तं दि॒वो व॒धं सं पृ॑थि॒व्या अ॒घशं॑साय॒ तर्ह॑णम् ।
उत्त॑क्षतं स्व॒र्यं१॒॑ पर्व॑तेभ्यो॒ येन॒ रक्षो॑ वावृधा॒नं नि॒जूर्व॑थः ॥ ४ ॥

**અર્થ**— હે ( वृषणा ) બળવાન ઇન્દ્ર અને સોમ ! ( रक्षः तपतं ) રાક્ષસોને ત્રાસ દો, ( उब्जतं ) તેમને મારો. ( तमो-वृधः नि अर्पयन्त ) અંધકાર વધારનારાઓને નીચે ધકેલી દો. ( अ-चितः परा शृणीतं ) અન્તઃકરણ વિનાના દુષ્ટોનો નાશ કરો, ( विओषतं, हतं, ) તેમનો નાશ કરો, તેમનો વધ કરો. તેમને ( नुदेथां ) કાઢી મૂકો, ( अत्रिणः निशिशीतं ) બીજાઓને ખાનારાઓને નિર્બળ કરો. ( ૧ )

હે ઇન્દ્ર અને સોમ ! ( अग्निमान् चरूः इव ) આગ પર ચઢાવેલ હાંડાની જેમ ( अघशंसं अघं अभि ) પાપ કરનારા પાપીને સન્મુખ ( तपुः सं ययस्तु ) તાપ-દુઃખ દેતા રહો. ( ब्रह्मद्विषे क्रव्यादे ) જ્ઞાનના શત્રુ, માંસભક્ષક, ( घोरचक्षसे किमीदिने ) ક્રૂર દૃષ્ટિવાળા દુષ્ટની સાથે ( अनवायं द्वेषः धत्तं ) નિરંતર દ્વેષને ધારણ કરો. ( ૨ )

હે ઇન્દ્ર અને સોમ ! ( अनारम्भणे वव्रे तमसि अन्तः ) અગાધ આવરણ કરનાર અંધકારના વચમાં ( दुष्कृतः प्रविध्यतं ) દુષ્કર્મ કરનારાઓને વિંધી નાખો ( यतः एषां एकः चन ) જેથી તેઓમાંથી એક પણ ( न उत् अयत् ) ન ઉઠી શકે, આ પ્રકારે ( वां मन्युमत् तत् शवः ) આપનું ઉત્સાહયુક્ત તે બળ ( सहसे अस्तु ) શત્રુ દમનને માટે હો. ( ૩ )

હે ઇન્દ્ર અને સોમ ! આપ બન્ને ( अघ-शंसाय ) પાપ કરનારા દુષ્ટ મનુષ્યોને માટે ( दिवः पृथिव्याः ) દ્યુલોક અને પૃથ્વી લોકની વચ્ચે ( तर्हणं वधं संवर्तयतं ) વિનાશક વધ કરનારા શસ્ત્રને પ્રવૃત્ત કરો. ( पर्वत-भ्यः स्वर्यं उत् तक्षतं ) પર્વત નિવાસી શત્રુઓને માટે અતિ તીક્ષ્ણ શસ્ત્ર સિદ્ધ રાખો. ( येन वावृधानं रक्षः निजूर्वथः ) જેથી આગળ વધનારા રાક્ષસોનો તમે નાશ કરી શકશો. ( ૪ )

**ભાવાર્થ**— દુષ્ટોને દંડ આપો, તેમને તાડન કરો, અજ્ઞાન ફેલાવનારાઓને દૂર હઠાવી દો, દુષ્ટ હૃદયવાળાને સમાજમાંથી બહિષ્કૃત કરો, જરૂર પડે તો તેમનો વધ પણ કરો, નહિ તો તેમને બહાર કાઢી મૂકો. જે બીજાઓને ખાઇ જાય છે તેમને નિર્બળ બનાવો ( ૧ )

જે સદા પાપ કરે છે તેમને હંમેશા કઠીન સજા કરો, જ્ઞાનનો નાશ કરનાર માંસ-ભક્ષક, ક્રૂર અને હિંસકોનો દ્વેષ કરો. ( ૨ )

ગાઢ અંધકારમાં રહેનારા, દુષ્ટ કર્મીઓને વિંધી નાખો, એવી વ્યવસ્થા કરો કે તેઓમાંથી ફરી પાછો એક પણ કષ્ટ પહોંચાડનાર બચી ન જાય નહિ તમારું ઉત્સાહયુક્ત બળ આપણા વિજયને માટે જ ઉપયોગિ થાય, ( ૩ )

इन्द्रासोमा वर्तयतं दिवस्पर्यग्नितप्तेभिर्युवमश्महन्मभिः
तपुर्वधेभिरजरेभिरत्रिणो नि पर्शाने विध्यतं यन्तु निस्वरम् ॥ ५ ॥
इन्द्रासोमा परि वां भूतु विश्वत इयं मतिः कक्ष्याश्वेव वाजिना ।
यां वां होत्रां परिहिनोमि मेधयेमा ब्रह्माणि नृपती इव जिन्वतम् ॥ ६ ॥
प्रति स्मरेथां तुजयद्भिरेवैर्हतं द्रुहो रक्षसो भङ्गुरावतः ।
इन्द्रासोमा दुष्कृते मा सुगं भूद्यो मा कदा चिदभिदासति द्रुहुः ॥ ७ ॥
यो मा पाकेन मनसा चरन्तमभिचष्टे अनृतेभिर्वचोभिः ।
आप इव काशिना संगृभीता असन्नस्त्वासत इन्द्र वक्ता ॥ ८ ॥

---

**અર્થ**—હે ઈન્દ્ર અને સોમ! ( युवं ) તમે બને ( अग्नितप्तेभिः अश्महन्मभिः ) અગ્નિમાં તપે અને પોલાદથી બનેલા ( अजरेभिः तपुर्वघेभि ) ક્ષીણ ન થનારા અને ત્રાસદાયક વધ કરનારા શસ્ત્રોથી ( दिव अत्रिण परिवर्तयतं ) દ્યુલોકમાંથી ભોગવિલાસવાળા લોકોને હઠાવી દો અને ( पर्शाने नि विध्यत ) કઠણ સ્થળમાં તેમને વિંધો જેથી તેઓ ( निस्वर यन्तु ) જરા પણ અવાજ કર્યા વગર નાશી જાય ( ૫ )

હે ઇન્દ્ર અને સોમ! ( कक्ष्या वाजिना अश्वा इव ) જેવી રીતે ચામડાના પટાનો બળવાન ઘોડા સાથે સંબંધ હોય છે તેવી રીતે ( इयं मति ) આ અમારી બુદ્ધિ ( वा परिभूतु ) તમને સર્વ પ્રકારે પ્રાપ્ત થાઓ ( या होत्रा वा मेधया परिहिनोमि ) આ આહ્વાહન કરનારી વાણીને મારી બુદ્ધિની સહિત તમારા પ્રતિ પ્રેરિત કરૂં છું, અતઃ તમો બને ( नृपती इव ) રાજાઓની માફક ( ब्रह्माणि आ जिन्वत ) આ સ્તુતિ વાક્યોનો પ્રેમથી સ્વીકાર કરો ( ૬ )

હે ઇન્દ્ર અને સોમ! ( तुजयद्भि एवै प्रतिस्मरेथा ) ઝડપી વહાનોથી દુષ્ટોની ગતિનો પીછો પકડો ( भगुरावत द्रुह रक्षस हत ) વિનાશક અને દ્રોહ કરનારા રાક્ષસોનો નાશ કરો ( दुष्कृते सुग मा भूत् ) તે દુષ્કર્મ કરનારાને સુખચેનથી ફરવાનો અવકાશ પ્રાપ્ત ન થાય ( य द्रुहु कदाचित् मा अभिदासति ) જે દુષ્ટ કદી પણ મને કષ્ટ ન પહોંચાડે ( ૭ )

હે ઇન્દ્ર! ( पाकेन मनसा चरन्त मा ) પરિપક્વ શુદ્ધ મનથી આચરણ કરનારા મને ( यः अनृतेभि वचोभि अभिचष्टे ) જે અસત્ય વચનોથી ધિકારે છે ( काशिना सगृभीता आप इव ) મુઠીમાં પકડેલા જળની જેમ ( असत वक्ता ) અસત્ય વચન બોલનારા ( अ-सन् अस्तु ) ન હોવા સમાન થાઓ ( એટલે કે મૃત્યુવત્ બનો ) ( ૮ )

---

ભાવાર્થ—પાપ કરનારા દુષ્ટની નિન્દા કરો અને વધ કરો, તેમને દૂર કરવાને માટે તમારા શસ્ત્રો સિદ્ધ રાખો જેથી તમે તેમનો નાશ કરી શકશો ( ૪ )

અગ્નિમાં તપાવીને પોલાદથી બનાવેલા અતિ તીક્ષ્ણ અને શત્રુઓનો નાશ કરવામાં સમર્થ શસ્ત્રોથી તમારા દુષ્ટ શત્રુઓને વિંધી નાખો કે જેથી તેઓ બૂમો પાડ્યા વિના નાશને પ્રાપ્ત થાય ( ૫ )

તમારામાં આ વિચાર-શત્રુ નાશ કરવાનો વિચાર-સ્થિર રહે જેથી જેવી રીતે રાજા લોકોની બહિજનો પ્રશંસા કરે છે તેવી રીતે તમારી પ્રશંસા થશે. ( ૬ )

વેગીલા વાહનોમાં બેસીને શત્રુઓનો પીછો પકડો સર્વ દુષ્ટોને પકડીને તેમનો નાશ કરો, દુષ્ટ કર્મ કરનારા તમારા સમાજમાં સુખથી ભ્રમણ ન કરી શકે, અને કોઇને કષ્ટ ન પહોંચાડે ( ૭ )

શુદ્ધ મનથી કાર્ય ન કરનારાઓ જેઓ કારણ વિના જૂઠું બોલે છે, ગાળો દે છે, તે અસત્યવાદી જીવિત ન રહેનારા જેવા બની જાઓ ( ૮ )

ये पाकशंसं विहरन्त एवैर्ये वा भद्रं दूषयन्ति स्वधाभिः ।
अहये वा तान्प्रददातु सोम आ वा दधातु निर्ऋतेरुपस्थे ॥ ९ ॥

यो नो रसं दिप्सति पित्वो अग्ने अश्वानां गवां यस्तनूनाम् ।
रिपु स्तेन स्तेयकृद्दभ्रमेतु नि ष हीयतां तन्वा३ तना च ॥ १० ॥

परः सो अस्तु तन्वा३ तना च तिस्रः पृथिवीरधो अस्तु विश्वाः ।
प्रति शुष्यतु यशो अस्य देवा यो मा दिवा दिप्सति यश्च नक्तम् ॥ ११ ॥

सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यासत् ॥ १२ ॥

---

અર્થ— ( ये एवैः पाकशंसं विहरन्ते ) જે વિશેષ ગતિ અને સાધનોથી પરિપકવબુદ્ધિવાળાને વિશેષ પ્રકારથી હરાવે છે. ( ये वा भद्रं स्वधाभिः दूषयन्ति ) જે સારા માણસોને અન્નથી દૂષિત કરે છે. ( सोमः वा तान् अहये ददातु ) સોમ તે દુષ્ટોને સર્પને સોંપી દે અથવા ( निर्ऋतेः उपस्थे वा आदधातु ) વિનાશની નજીક તેમને પહોંચાડે. ( ૯ )

હે અગ્નિ ! ( यः नः पित्वः रसं दिप्सति ) જે અમારા અન્નરસને બગાડે છે, ( यः अश्वानां गवां तनूनां ) જે ઘોડાઓ, ગાયો અને અન્ય શરીરોને નાશ કરે છે, તે ( स्तेयकृत् रिपुः स्तेनः ) ચોરી કરનારા શત્રુરૂપી ચોર ( दभ्रं एतु ) નાશને પ્રાપ્ત થાઓ. ( सः तन्वा तना च निहीयतां ) તે શરીરથી અને પુત્રાદિથી હીન બને. ( ૧૦ )

હે દેવ ! ( यः मा दिवा ) જે મને દિવસના સમયમાં ( यः च नक्तम् दिप्सति ) અને જે રાત્રીને સમયે પીડાકારી છે, ( सा तन्वा तना च परः अस्तु ) તે પોતાના શરીરથી અને પુત્ર સાથે દૂર રહે ( विश्वाः तिस्रः पृथिवीः अधः अस्तु ) સર્વે ત્રણે ભૂમિભાગોથી નીચે રહે અને ( अस्य यशः प्रति शुष्यतु ) તેનો યશ શુષ્ક બની જાય. ( ૧૧ )

( चिकितुषे जनाय सुविज्ञानं ) જ્ઞાન પ્રાપ્ત કરનારા મનુષ્યને માટે ઉત્તમ જ્ઞાન કહેવામાં આવ્યું છે, કે ( सत् च असत् च ) સત્ય અને અસત્ય ( वचसी पस्पृधाते ) ભાષણોમાં સ્પર્ધા રહે છે. ( तयोः यत् सत्यं ) તેઓમાં જે સત્ય છે અને ( यतरत् ऋजीयः ) જે સરળ છે. ( तत् इत् सोमः अवति ) તેની સોમ રક્ષા કરે છે, અને ( असत् हन्ति ) અસત્યનો વિનાશ કરે છે. ( ૧૨ )

---

ભાવાર્થ— જે દુષ્ટ પોતાના અનેક સાધનોથી સજ્જનોને લૂટે છે, અને સારા મનુષ્યોના અન્નનો બગાડ કરે છે, તેઓ નાશને માટે યોગ્ય છે. (૯)

જે અન્નરસને બગાડે છે અને પશુઓનો ઘાત કરે છે, ચોરી કરે છે તે પોતાનાં બાળ-બચ્ચાંઓ સાથે નાશને પ્રાપ્ત થાઓ. ( ૧૦ )

જે દુષ્ટો દિવસ રાત બીજાઓને પીડા પહોંચાડે છે તે પોતાના બાળ-બચ્ચાંઓ સાથે નાશને પ્રાપ્ત થાઓ અને તેમનો યશ ઓછા થાઓ ( ૧૧ )

સર્વ લોકોને આ સત્ય જ્ઞાન કહેવામાં આવે છે કે, સત્ય અને અસત્યની સ્પર્ધા આ જગતમાં કાયમને માટે ચાલી રહી છે, જે સત્ય છે અને સરળ છે તેની રક્ષા પરમેશ્વર કરે છે અને અસત્ય છે તેનો નાશ કરે છે. ( ૧૨ )

*

इन्द्रासोमा वर्तयतं दिवस्पर्यग्नितप्तेभिर्युवमश्महन्मभिः
तपुर्वधेभिरजरेभिरत्रिणो नि पर्शाने विध्यतं यन्तु निस्वरम् ॥ ५ ॥
इन्द्रासोमा परि वां भूतु विश्वत इयं मतिः कक्ष्याश्वेव वाजिना ।
यां वां होत्रां परिहिनोमि मेधयेमा ब्रह्माणि नृपती इव जिन्वतम् ॥ ६ ॥
प्रति स्मरेथां तुजयद्भिरेवैर्हतं द्रुहो रक्षसो भङ्गुरावतः ।
इन्द्रासोमा दुष्कृते मा सुगं भूद्यो मा कदा चिदभिदासति द्रुहुः ॥ ७ ॥
यो मा पाकेन मनसा चरन्तमभिचष्टे अनृतेभिर्वचोभिः ।
आप इव काशिना संगृभीता असन्नस्त्वासत इन्द्र वक्ता ॥ ८ ॥

---

અર્થ—હે ઇન્દ્ર અને સોમ! ( युवं ) તમે બને ( अग्नितप्तेभिः अश्महन्मभिः ) અગ્નિમાં તપે અને પોલાદથી બનેલા ( अजरेभिः तपुर्वधेभि ) ક્ષીણ ન થનારા અને ત્રાસદાયક વધ કરનારા શસ્ત્રોથી ( दिव अत्रिण परिवर्तयतं ) દ્યુલોકમાંથી ભોગવિલાસવાળા લોકોને હઠાવી દો અને ( पर्शाने नि विध्यत ) કઠણ સ્થળમાં તેમને વિંધો જેથી તેઓ ( निस्वर यन्तु ) જરા પણ અવાજ કર્યા વગર નાસી જાય ( ૫ )

હે ઇન્દ્ર અને સોમ! ( कक्ष्या वाजिना अश्वा इव ) જેવી રીતે ચામડાના પટાનો બળવાન ઘોડા સાથે સબંધ હોય છે તેવી રીતે ( इय मति ) આ અમારી બુદ્ધિ ( वा परिभूतु ) તમને સર્વ પ્રકારે પ્રાપ્ત થાઓ ( या होत्रा वा मेधया परिहिनोमि ) આ આહ્વાહન કરનારી વાણીને મારી બુદ્ધિની સહિત તમારા પ્રતિ પ્રેરિત કરૂં છું, અતઃ તમો બને ( नृपती इव ) રાજાઓની માફક ( ब्रह्माणि आ जिन्वत ) આ સ્તુતિ વાક્યોનો પ્રેમથી સ્વીકાર કરો ( ૬ )

હે ઇન્દ્ર અને સોમ! ( तुजयद्भि एवै प्रतिस्मरेथा ) ઝડપી વહાનોથી દુષ્ટોની ગતિનો પીછો પકડો ( भगुरावत द्रुह रक्षसः हत ) વિનાશક અને દ્રોહ કરનારા રાક્ષસોનો નાશ કરો ( दुष्कृते सुग मा भूत् ) જે તે દુષ્કર્મ કરનારાને સુખચેનથી ફરવાનો અવકાશ પ્રાપ્ત ન થાય ( य द्रुहु कदाचित् मा अभिदासति ) જે દુષ્ટ કદી પણ મને કષ્ટ ન પહોચાડે ( ૭ )

હે ઇન્દ્ર! ( पाकेन मनसा चरन्त मा ) પરિપક્વ શુદ્ધ મનથી આચરણ કરનારા મને ( यः अनृतेभि वचोभि अभिचष्टे ) જે અસત્ય વચનોથી ધિક્કારે છે ( काशिना सगृभीता आप इव ) મુઠ્ઠીમાં પકડેલા જળની જેમ ( असत वक्ता ) અસત્ય વચન બોલનારા ( अ-सन् अस्तु ) ન હોવા સમાન થાઓ ( એટલે કે મૃત્યુવત્ બનો ) ( ૮ )

---

ભાવાર્થ—પાપ કરનારા દુષ્ટની નિન્દા કરો અને વધ કરો, તેમને દૂર કરવાને માટે તમારા શસ્ત્રો સિદ્ધ રાખો જેથી તમે તેમનો નાશ કરી શકો ( ૪ ) તમારા દુષ્ટ શત્રુઓને

અગ્નિમાં તપાવીને પોલાદથી બનાવેલા અતિ તીક્ષ્ણ અને શત્રુઓનો નાશ કરવામાં સમર્થ શસ્ત્રોથી વિંધી નાખો કે જેથી તેઓ બૂમો પાડયા વિના નાશને પ્રાપ્ત થાય ( ૫ ) જેવી રીતે રાજા લોકોની બંદિજનો પ્રશંસા કરે

તમારામાં આ વિચાર-શત્રુ નાશ કરવાનો વિચાર-સ્થિર રહે જેથી છે તેવી રીતે તમારી પ્રશંસા થશે ( ૬ ) સર્વ દુષ્ટોને પકડીને તેમનો નાશ કરો, દુષ્ટ કર્મ કરનારા તમારા

વેગીલા વાહનોમાં બેસીને શત્રુઓનો પીછો પકડો સમાજમાં સુખથી ભ્રમણ ન કરી શકે, અને કોઇને કષ્ટ ન પહોચાડે ( ૭ ) ગાળો દે છે, તે અસત્યવાદી જીવિત ન રહેનારા

શુદ્ધ મનથી કાર્ય ન કરનારાઓ જેઓ કારણ વિના જુઠું બોલે છે, જેવા બની જાઓ ( ૮ )

ये पाकशंसं विहरन्त एवैर्ये वा भद्रं दूषयन्ति स्वधाभिः ।
अहये वा तान्प्रददातु सोम आ वा दधातु निर्ऋतेरुपस्थे ॥ ९ ॥
यो नो रसं दिप्सति पित्वो अग्ने अश्वानां गवां यस्तनूनाम् ।
रिपु स्तेन स्तेयकृद्दभ्रमेतु नि ष हीयतां तन्वा३ तना च ॥ १० ॥
परः सो अस्तु तन्वा३ तना च तिस्रः पृथिवीरधो अस्तु विश्वाः ।
प्रति शुष्यतु यशो अस्य देवा यो मा दिवा दिप्सति यश्च नक्तम् ॥ ११ ॥
सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यासत् ॥ १२ ॥

---

અર્થ— ( ये एवैः पाकशंसं विहरन्ते ) જે વિશેષ ગતિ અને સાધનોથી પરિપકવ બુદ્ધિવાળાને વિશેષ પ્રકારથી હરાવે છે ( ये वा भद्रं स्वधाभिः दूषयन्ति ) જે સારા માણસોને અન્નથી દૂષિત કરે છે. ( सोमः वा तान् अहये ददातु ) સોમ તે દુષ્ટોને સર્પને સોંપી દે અથવા ( निर्ऋतेः उपस्थे वा आदधातु ) વિનાશની નજીક તેમને પહોંચાડે. ( ૯ )

હે અગ્નિ ! ( यः नः पित्वः रसं दिप्सति ) જે અમારા અન્નરસને બગાડે છે, ( यः अश्वानां गवां तनूनां ) જે ઘોડાઓ, ગાયો અને અન્ય શરીરોનો નાશ કરે છે, તે ( स्तेयकृत् रिपुः स्तेनः ) ચોરી કરનારા શત્રુરૂપી ચોર ( दभ्रं एतु ) નાશને પ્રાપ્ત થાઓ. ( सः तन्वा तना च निहीयतां ) તે શરીરથી અને પુત્રાદિથી હીન બને. ( ૧૦ )

હે દેવ ! ( यः मा दिवा ) જે મને દિવસના સમયમાં ( यः च नक्तम् दिप्सति ) અને જે રાત્રીને સમયે પીડાકારી છે, ( सा तन्वा तना च परः अस्तु ) તે પોતાના શરીરથી અને પુત્ર સાથે દૂર રહે. ( विश्वाः तिस्रः पृथिवीः अधः अस्तु ) સર્વે ત્રણે ભૂમિભાગોથી નીચે રહે અને ( अस्य यशः प्रति शुष्यतु ) તેનો યશ શુષ્ક બની જાય. ( ૧૧ )

( चिकितुषे जनाय सुविज्ञानं ) જ્ઞાન પ્રાપ્ત કરનારા મનુષ્યને માટે ઉત્તમ જ્ઞાન કહેવામાં આવ્યું છે, કે ( सत् च असत् च ) સત્ય અને અસત્ય ( वचसी पस्पृधाते ) ભાષણોમાં સ્પર્ધા રહે છે. ( तयोः यत् सत्यं ) તેઓમાં જે સત્ય છે અને ( यतरत् ऋजीयः ) જે સરળ છે. ( तत् इत् सोमः अवति ) તેની સોમ રક્ષા કરે છે, અને ( असत् हन्ति ) અસત્યનો વિનાશ કરે છે. ( ૧૨ )

---

ભાવાર્થ— જે દુષ્ટ પોતાના અનેક સાધનોથી સજ્જનોને લૂંટે છે, અને સારા મનુષ્યોના અન્નનો બગાડ કરે છે, તેઓ નાશને માટે યોગ્ય છે (૯)

જે અન્નરસને બગાડે છે અને પશુઓનો ઘાત કરે છે, ચોરી કરે છે તે પોતાનાં બાળ-બચ્ચાંઓ સાથે નાશને પ્રાપ્ત થાઓ. (૧૦)

જે દુષ્ટો દિવસ રાત બીજાઓને પીડા પહોંચાડે છે તે પોતાના બાળ-બચ્ચાંઓ સાથે નાશને પ્રાપ્ત થાઓ અને તેમનો યશ ઓછો થાઓ (૧૧)

સર્વે લોકોને આ સત્ય જ્ઞાન કહેવામાં આવે છે કે, સત્ય અને અસત્યની સ્પર્ધા આ જગતમાં કાયમને માટે ચાલી રહી છે, જે સત્ય છે અને સરળ છે તેની રક્ષા પરમેશ્વર કરે છે અને અસત્ય છે તેનો નાશ કરે છે. (૧૨)

*

न वा उ सोमो वृजिनं हिनोति न क्षत्रियं मिथुया धारयन्तम् ।
हन्ति रक्षो हन्त्यासद्वदन्तमुभाविन्द्रस्य प्रसितौ शयाते ॥ १३ ॥
यदि वाहमनृतदेवो अस्मि मोघं वा देवाँ अप्यूहे अग्ने ।
किमस्मभ्यं जातवेदो हृणीषे द्रोघवाचस्ते निर्ऋथं सचन्ताम् ॥ १४ ॥
अद्या मुरीय यदि यातुधानो अस्मि यदि वायुस्ततप पूरुषस्य ।
अधा स वीरैर्दशभिर्वि यूया यो मा मोघं यातुधानेत्याह ॥ १५ ॥
यो मायातुं यातुधानेत्याह यो वा रक्षाः शुचिरस्मीत्याह ।
इन्द्रस्तं हन्तु महता वधेन विश्वस्य जन्तोरधमस्पदीष्ट ॥ १६ ॥

અર્થ—( सोमः वृजिनं न वा उ हिनोति ) સોમ પાપને કદી સહાય કરતો નથી. ( मिथुया धारयन्तं क्षत्रियं न ) મિથ્યા વ્યવહાર કરનારા ક્ષત્રિયોને તે કદી સહાય કરતો નથી, ( रक्षः हन्ति ) તે રાક્ષસોને મારે છે. ( असत् वदन्तं हन्ति ) અસત્ય બોલનારાને મારી નાખે છે, આ બન્ને ( इन्द्रस्य प्रसितौ शयाते ) ઇન્દ્રના બંધનમાં રહે છે. ( ૧૩ )

( यदि वा अहं अनृत-देवः असि ) જો હું અસત્યનો ઉપાસક બનું ( अपि वा देवान् मोघं ऊहे ) અથવા દેવોની વ્યર્થ ઉપાસના કરૂં તો પણ ( जातवेदः अग्ने ) જાતવેદ અગ્ને ! ( अस्मभ्यं हृणीषे किं ) અમારા પર ગુસ્સે થયો શું ? ( द्रोघवाचः ते निर्ऋथं सचन्तां ) દ્રોહભર્યું ભાષણ કરનારા તો વિનાશને પ્રાપ્ત થશે. ( ૧૪ )

( यदि यातुधानः असिम ) જો હું પીડા કરનારો હોઉં ( यदि वा पुरुषस्य आयुः ततप ) અને જો હું કોઇ મનુષ્યના આયુષ્યને તાપદાયક બનું તો ( अद्य मुरीय ) આજે જ મારૂં મૃત્યુ થાઓ. ( अधा ) અને ( यः मा मोघं यातुधान इति आह ) જે મને નકામો ખોટી રીતે દુષ્ટ કહે છે ( सः दशभिः वीरैः वि यूयाः ) તે દશે વીરોથી વિયુકત અલગ થઇ જાય. ( ૧૫ )

( यः मां अ-यातु यातुधान इति आह ) જે મને યાતના ન દેનારાને દુષ્ટના નામથી સંબોધે છે. ( यः वा ) અને જે ( रक्षाः ) પોતે રાક્ષસ હોવા છત્તાં પણ ( शुचिः असिम इति आह ) હું શુદ્ધ છું એમ કહે છું ( इन्द्रः तं महता वधेन हन्तुं ) ઇન્દ્ર તેને મોટા વધદંડથી મારી નાખે, અને તે ( विश्वस्य जन्तोः अधमः पदीष्ट ) સર્વ પ્રાણિયોથી નીચે દબાઇ જાય, ગબડી પડે. ( ૧૬ )

**ભાવાર્થ**—જે પાપ કરે છે, મિથ્યા વ્યવહાર કરે છે, જે અસત્ય બોલે છે અને જે મારફાડ કરે છે તેને બંધમાં રાખવો જોઇએ અથવા તેનો વધ કરવો જોઇએ.( ૧૩ )

જો અમે અસત્ય બોલશું અથવા કપટપૂર્ણ હૃદયથી ભગવાનની પૂજા કરીશું તો અમારી અધોગતિ થશે. દ્રોહયુકત ભાષણ કરનારા બધા નાશને પ્રાપ્ત થશે ( ૧૪ )

જો હું કોઇને પીડાકારી થયો હોઉં અથવા કોઇના સ્વાસ્થ્યમા બગાડ કર્યો હોય, તો મારૂં મૃત્યુ થઇ જાઓ પરંતુ મેં એવું કદી કર્યું નથી તથાપિ જે મને દુષ્ટ કહીને બોલાવે છે તેના દશ પ્રાણ દૂર થઈ જાય ( ૧૫ )

હું શુદ્ધાચારવાળો હોવા છતા મને દુષ્ટ તરીકે કહે છે અને જે દુરાચારી પોતે દુષ્ટ હોવા છતાં પોતે પોતાને પવિત્ર ગણાવે છે તેનો વધ થાઓ અને તે સર્વ પ્રકારની અધોગતિને પ્રાપ્ત થાઓ ( ૧૬ )

प्र या जिगाति खर्गलेव नक्तमप द्रुहुस्तन्वं१ गूहमाना ।
वव्रमनन्तमव सा पदीष्ट ग्रावाणो घ्नन्तु रक्षस उपब्दैः ॥ १७ ॥

वि तिष्ठध्वं मरुतो विक्ष्वीच्छत गृभायत रक्षसः सं पिनष्टन ।
वयो ये भूत्वा पतयन्ति नक्तभिर्ये वा रिपो दधिरे देवे अध्वरे ॥ १८ ॥

प्र वर्तय दिवोऽश्मानमिन्द्र सोमशितं मघवन्त्सं शिशाधि ।
प्राक्तो अपाक्तो अधरादुदक्तोऽभि जहि रक्षसः पर्वतेन ॥ १९ ॥

एत उ त्ये पतयन्ति श्वयातव इन्द्रं दिप्सन्ति दिप्सवोऽदाभ्यम् ।
शिशीते शक्रः पिशुनेभ्यो वधं नूनं सृजदशनिं यातुमद्भ्यः ॥ २० ॥

---

અર્થ— ( या नक्तं खर्गला इव ) જે રાત્રીને સમયે ધુવડની જેમ ( तन्वं गूहमाना ) પોતાના શરીરને છૂપાવતા છૂપાવતા ( प्रजिगाति ) જાય છે અને ( द्रुहुः अपजिगाति ) દ્રોહ કરીને ભટકે છે ( सा अनन्तं वव्रं पदीष्ट ) તે ઉંડા ખાડામા ગબડી પડે અને ( ग्रावाणः रक्षसः उपब्दैः घ्नन्तु ) પત્થર રાક્ષસોને શબ્દોને સાથે મારે. (૧૭)

હે ( मरुत ) મરૂતો! ( विक्षु वि तिष्ठध्वं ) પ્રજાઓમા વિશેષ પ્રકારે વાસ કરો. ( इच्छत ) પોતાનુ કાર્ય કરવાની ઇચ્છા કરો, ( रक्षस गृभायत ) રાક્ષસોને પકડો અને તેમને ( संपिनष्टन ) દળી નાખો ( ये वयः भूत्वा ) જેઓ પક્ષીઓના જેવા બનીને ( नक्तभिः पतयन्ति ) રાત્રિઓમા ફરે છે ( ये वा ) અથવા જે એ (देवे अध्वरे रिपः दधिरे ) યજ્ઞ દેવની બાબતમા વિનાશક ભાવ ધારણ કરે છે. ( ૧૮ )

હે ( मघवन् इन्द्र ) ધનવાન્ ઇન્દ્ર! ( दिवः अश्मानं प्रवर्तय ) દ્યુલોકથી અશ્માસ્રને ચલાવ અને (सोमशितं स शिशाधि )સોમ દ્વારા તીક્ષ્ણ બનેલા શસ્ત્રોને નિયમથી પ્રેરિત કરો! ( पर्वतेन ) પર્વતાસ્ત્રથી ( प्राक्तः आपाक्त अधरात् उदक्त रक्षस ) સામેથી, પાછળથી, નીચેથી અને ઉપરથી રાક્ષસોને ( अभिजहि ) વિનાશ કર ( ૧૯ )

( एते उ त्वे इव यातवः ) આ અને પેલા કુતરાની જેમ વર્તન કરનારા દુષ્ટ ( पतयन्ति ) હુમલો કરે છે ( दिप्सव अदाभ्यं इन्द्रं दिप्सन्ति ) હિંસક શત્રુઓ ન દબાનારા ઇન્દ્રને સતાવે છે, ( शक्रः पिशुनेभ्यः वधं शिशीते ) ઇન્દ્ર આ નીચ દુષ્ટોને વધદણ્ડથી સજા કરે છે ( यातुमद्भ्यः अशनिं नूनं सृजत ) દુઃખ અને યાતના પહોચાડ નારાઓને સજા કરવા માટે વિજળીને મોકલે છે. ( ૨૦ )

---

ભાવાર્થ— જે ધવડની જેમ રાત્રીને સમયે છુપાઇ છુપાઇને દુષ્ટ ભાવથી સચાર કરે છે તે ઉંડા ખાડામા પડે અને પત્થરોથી તેનો વધ કરવામા આવે (૧૭)

પ્રજાજનોમા ખૂબ જ દક્ષતાથી ચોકી પહેરો ગોઠવો, દુષ્ટોને શોધી શોધીને બહાર કાઢી મૂકવાની ઇચ્છા કરો દુષ્ટોને પકડીને તેમને દળી નાખો ( મારી નાખો ) જે દુષ્ટ લોકો રાતના સમયે સચાર કરે છે અને ઇશ્વર તથા યજ્ઞની બાબતમા ખરાબ ભાવ મનમા રાખે છે તેમનો નાશ કરવામા આવે (૧૮)

તમારા તીક્ષ્ણ શસ્ત્રાસ્ત્રોથી દુષ્ટોનો સર્વ બાજુથી નાશ કરો (૧૯)

જેઓ કૂતરાના જેવા દુષ્ટ છે, જેઓ બીજાની હિંસા કરે છે તેમનો વધ કરવામા આવે અથવા નાશ કરવામા આવે (૨૦)

इन्द्रो यातूनामभवत्पराशरो हविर्मथीनामभ्याऽविवासताम् ।
अभीदु शक्रः परशुर्यथा वनं पात्रेव भिन्दन्त्सत एतु रक्षसः ॥ २१ ॥
उलूकयातुं शुशुलूकयातुं जहि श्वयातुमुत कोकयातुम् ।
सुपर्णयातुमुत गृध्रयातुं दृषदेव प्र मृण रक्ष इन्द्र ॥ २२ ॥
मा नो रक्षो अभि नड्यातुमावदपोच्छन्तु मिथुना ये किमीदिनः ।
पृथिवी नः पार्थिवात्पात्वंहसोऽन्तरिक्षं दिव्यात्पात्वस्मान् ॥ २३ ॥
इन्द्र जहि पुमांसं यातुधानमुत स्त्रियं मायया शाशदानाम् ।
विग्रीवासो मूरदेवा ऋदन्तु मा ते दृशन्त्सूर्यमुच्चरन्तम् ॥ २४ ॥
प्रति चक्ष्व वि चक्ष्वेन्द्रश्च सोम जागृतम् ।
रक्षोभ्यो वधमस्यतमशनिं यातुमद्भ्यः ॥ २५ ॥

અર્થ—( इन्द्रः ) ઇન્દ્ર ( हविर्मथीनां ) હવિઓના વિનાશક ( अभि आविवासतां ) સમીપમાં રહેલા ( यातूनां ) યાતના પહોંચાડનારા દુષ્ટોને ( परा-शरः अभवत् ) દૂર હઠાવીને નાશ કરનારા થાય છે. ( यथा वनं परशुः ) જેવી રીતે વનમાં લાકડાંઓને કુહાડો કાપે છે, તથા જેવી રીતે ( पात्रा इव ) માટીનાં વાસણોને ફોડી નાખવામાં આવે છે તેવી રીતે ( शक्रः ) સમર્થ ઇન્દ્ર ( सतः रक्षसः भिन्दन् ) ઉપસ્થિત રાક્ષસોને કાપતો કાપતો ( इत् उ अभि एतु ) આગળ વધે. ( ૨૧ )

હે ઇન્દ્ર ! ( कोक यातुं ) ચકલીઓની જેમ વ્યવહાર કરનારા અર્થાત્ કામી, ( शुशुलूकयातुं ) વરુની માફક વર્તન કરનારા અર્થાત્ ક્રોધી, ( गृध्रयातुं ) ગીધની જેમ વર્તન કરનારા અર્થાત્ લોભી, ( उलूकयातुं ) ઘુવડની જે વર્તન કરનારા અર્થાત્ મોહિત, ( सुपर्णयातुं ) ગરૂડની જેમ વર્તન કરનાર અર્થાત્ ઘમંડી ( उत श्वयातुं ) અને કૂતરાની જેમ અંદર અંદર ઝગડા કરનારા અર્થાત્ મત્સરી લોકોને ( जहि ) મારી નાખ અને ( दृषदा इव ) જેવી રીતે પત્થરોથી પક્ષીઓને મારે છે તેવી રીતે ( रक्षः प्रमृण ) રાક્ષસોનો નાશ કર. ( ૨૨ )

( यातुमावत् रक्षः नः मा अभिनट् ) યાતના દેનારા રાક્ષસો અમારી પાસે ન આવે. ( ये किमीदिनः ) જે ભૂખ્યા છે અને જે ( मिथुनाः अप उच्छन्तु ) ઘાતક છે તેઓ દૂર નાસી જાઓ. ( पार्थिवात् अंहसः ) પૃથ્વી સબંધી જે પાપ છે તેનાથી ( पृथिवी नः पातु ) પૃથ્વી અમારી રક્ષા કરે. તથા ( दिव्यात् अंहसः ) દ્યુલોક સબંધી જે પાપ છે તેનાથી ( अन्तरिक्षं अस्मान् पातु ) અન્તરિક્ષ અમને બચાવે. ( ૨૩ )

હે ઇન્દ્ર ! ( यातुधानं पुमांसं ) યાતના પહોંચાડનારા પુરૂષને તથા ( मायया शाशदानां स्त्रियं ) કપટથી વ્યવહાર કરનારી સ્ત્રીનો ( जहि ) નાશ કર. ( मूर देवाः विग्रीवासः ऋदन्तु ) મૂર્ખોના ઉપાસકો ગરદન વગરના થઇને નાશને પ્રાપ્ત થાઓ. ( ते उच्चरन्तं सूर्यं मा दृशन् ) તેઓ ઉદય પામીને ઉપર આવનારા સૂર્યને જોઇ ન શકે. ( ૨૪ )

હે સોમ ! ( इन्द्रः प्रतिचक्ष्व ) ઇન્દ્ર નિરીક્ષણ કરે ( विचक्ष्व ) વિશેષ પ્રકારથી જુએ. તમો બને ( जागृतं ) જાગ્રત રહો ( रक्षोभ्यः यातुमद्भ्यः ) રાક્ષસ અને પીડનારા આ સર્વને ( वधं अशनिं ) મૃત્યુ દંડ અને વજ્ર દંડ ( अस्यतं ) અર્પણ કરો. ( ૨૫ )

ભાવાર્થ— યજ્ઞોનો નાશ કરનારા, હવન સામગ્રી બગાડનારા, બીજાને સતાવનારા દુષ્ટોને હઠાવી દો અને જેવી રીતે પરશુઓથી વનનો નાશ કરવામાં આવે છે તેવી રીતે તેમનો નાશ કરવામાં આવે. ( ૨૧ )

કામી, ક્રોધી, લોભી, અજ્ઞાની, ઘમંડી અને મત્સરી આ છ પ્રકારના દુષ્ટો છે તેમનો નાશ કર (૨૨)

યાતના પહોંચાડનારા અમારાથી દૂર થાઓ, દુમેરા ભૂખ્યા હોય એવા વ્યવહાર કરનારા દુષ્ટો દૂર નાસી જાઓ પૃથ્વી અને સ્વર્ગ સંબંધથી થનારા સર્વ પાપોથી અમે બચી જઇએ (૨૩)

યાતના પહોંચાડનારા પછી તે પુરુષ હો અથવા સ્ત્રી હો તેમનો નાશ કરો મૂઢોના અનુયાયીઓની ગરદન કાપી નાખવામાં આવે આ દુષ્ટો સૂર્યોદય થાય ત્યાં સુધી પણ જીવતા ન રહે (૨૪)

નિરીક્ષણ કરો અને સર્વનું અવલોકન કરો જાગ્રત રહો જે રાક્ષસ અર્થાત્ ઘાતપાત કરનારો અને બીજાને સતાવનારો હોય તેને વધનો દંડ આપવામાં આવે (૨૫)



# શત્રુદમન

## દુષ્ટોનું દમન

દુષ્ટ મનુષ્યોનું દમન કરવાનો વિષય આ સૂક્તમાં છે આજ વિષય આ પૂર્વના સૂક્તમાં પણ હતો "ચાતન" ઋષિના સૂક્તમાં પ્રાયઃ આવાજ શત્રુદમનના વિષયો આવ્યા કરે છે "ચાતન" શબ્દનો અર્થ "હઠાવવું, હઠાવી દેવું, બહાર કાઢી મૂકવું, દૂર કરવું, નાશ કરવો" વગેરે છે આ ઋષિના નામનો અર્થ જ તેના નામ પર મળતાં સૂક્તોના તાત્પર્યમાં દેખાઇ આવે છે, આ વાત વિશેષ રીતે વિચાર કરવા યોગ્ય છે શત્રુઓને દૂર હઠાવવાનો ઉપદેશ કરનારા સૂક્તોના ઋષિઓના નામનો અર્થ પણ "શત્રુઓને હઠાવવા" એવો થાય છે આવા અર્થનું આ એકજ સૂક્ત છે અથવા એકજ ઋષિ છે એમ નથી કેટલાંએ અન્ય સૂક્તોમાં આવી જ વાત જણાઇ આવે છે ઋગ્વેદમાં (ઋ ૧૦ સ. ૧૮૬ ના) "उलो वातायन" ઋષિ છે અને તેમાં શુદ્ધ વાયુ જીવન દેનારો છે એમ આવેલું છે **वातायन** એટલે બારી અને બારીનો સંબંધ શુદ્ધ હવા ઘરમાં દાખલ થાય તે સાથે છે આ પ્રમાણે કેટલાએ ઋષિઓનાં નામ અને તેમના સૂક્તોનો આશય પરસ્પર સમન્વિત છે આ વાત વિશેષ મનન કરવા યોગ્ય છે અસ્તુ આ સૂક્તમાં દુષ્ટોનું દમન કરવાનો ઉપદેશ છે તેથી પ્રથમ દુષ્ટોનાં કેટલાક લક્ષણો અહીં જોઇએ પૂર્વ સૂક્તના વિવરણ પ્રસંગે જે લક્ષણોનો વિચાર કર્યો છે, તેને અહીં બેવડાશું નહિ આ સૂક્તમાં જે નવાં લક્ષણો આવેલાં છે તેજ જોઇશું—

## દુષ્ટોનાં લક્ષણો

પૂર્વના સૂક્તમાં "**रक्ष, राक्षसः, भगुरावत्, क्रव्यात्, किमीदिन्, यातुधान, मूरदेव**" આ શબ્દો દુષ્ટતા વાચક આવી ગયા છે, તેથી પાઠક તેનો અર્થ ત્યાં જ જોઇ લે જે લક્ષણો પૂર્વ સૂક્તમાં નથી આવ્યાં અને આ સૂક્તમાં વિશેષ પ્રકારે કહેવામાં આવેલ છે તેમનોજ વિચાર હવે અહીં કરીએ છીએ—

૧ **तमो वृध**- અજ્ઞાનને વધારનારા, અજ્ઞાન ફેલાવનારા, જ્ઞાન પ્રસારનો પ્રતિબંધ કરનારા, જ્ઞાન દેનારાને કષ્ટ આપનાર અથવા તેમને અટકાયત કરનારા (મં ૧)

૨ **अचित्**- જેમની પાસે ચિત્ત નથી, અર્થાત્ જેનાં અન્તાકરણ ઉત્તમ નથી, શ્રેષ્ઠ મનુષ્યના ચિત્તની જેમ જેનું ચિત્ત ઉત્તમ નથી, અથવા જેના મનમાં દુષ્ટતાના વિચારો ભરેલા છે. (Heartless) (મં ૧) પૂર્વ સૂક્તમાં તેનો ભાવ દર્શાવનારો "**दुर्हार्द**" શબ્દ છે

૩ **अत्रिन**- (**अत्ति इति**) જે બીજાનો જીવ લઇ પોતાનું પોષણ કરે છે એટલે કે જે પરોપજીવી છે, પોતાના સ્વાર્થને માટે જે બીજાના ગળાપર છરી ચલાવે છે (મં ૧)

૪ **अघ अघशंस** – પાપ કર્મને માટે જેનું નામ વિખ્યાત થયું છે, જેનાં પાપ કર્મો માટે જ લોકોમાં જે જાણીતો છે (મં ૨)

૫ **ब्रह्मद्विष्**- જ્ઞાનનો દ્વેષ કરનારો, જ્ઞાનનો પ્રતિબંધ

કરનારો, ગાન પ્રચારમાં હરકતો પેદા કરનારો ( મં. ૨ ) तमो वृध् ( મં ૧ ) આ શબ્દ એજ અર્થનો સૂચક છે.

૬ दुष्कृत्– દુષ્કર્મ કરનારો, પાપી. ( મં. ૩ )

૭ द्रुह्– દ્રોહ કરનારો, જે વિશ્વાસઘાત કરે છે, જે કપટથી લૂંટફાટ કરે છે. જેઓ અત્યાચારી છે. ( મં. ૭ )

૮ अनृतेभिः वचोभिः अभिचष्टे– જે અસત્ય ભાષણ કરે છે જુઠી સાક્ષી પૂરીને બીજાને દુઃખદાયક બને છે, કષ્ટકારી બને છે ( મ. ૮ )

૯ असतः वक्ता ( મ. ૮ ), असत् वदन् ( મં. ૧૩ ) –અસત્ય વચન બોલનારો.

૧૦ ये एवैः वि-हरन्ते– જેઓ વિવિધ સાધનોથી અન્યના ધનાદિકને વિશેષ રીતે હરી લે છે. ( મં ૯ )

૧૧ स्वधाभिः भद्रं दूषयन्ति– જે પોતાની શક્તિઓથી બીજાને દૂષણ લગાડે છે, જેઓ અન્નાદિથી સજ્જન મનુષ્યોને દૂષિત કરે છે, ખરાબ અન્ન પ્રયોગથી સજ્જનોને કષ્ટ પહોંચાડે છે ( મ ૯ )

૧૨ स्तेनः, स्तेनकृत्– ચોર અને ચોરી કરનારા અથવા ચોરોનું સંગઠન કરનારા મહાન ડાકૂ ( મ ૧૦ )

૧૩ रिपु – જેઓ શત્રુતા કરનારા છે, છળ કપટ કરનારા છે ( મ ૧૦ )

૧૪ मिथुया चारयन् મિથ્યા વ્યવહાર કરનારો, મિથ્યાભાવ ધારણ કરનારો ( ૧૩ )

૧૫ अनृत-देवः– અસત્યનો ઉપાસક, હમેશાં અસત્ય વિચાર, અસત્ય ભાષણ અને અસત્ય આચાર કરનારો ( મં. ૧૪ )

૧૬ देवान् मोघं ऊहे ( वदति )– જે દેવોને વ્યર્થ ઉચકીને ફરે છે જે કપટથી દેવતાઓના ઉત્સવો ઉજવે છે, જે પોતે ભક્તિરહિત હોવા છતાં પોતાનો સ્વાર્થ સાધવા માટે દેવતાઓના મહોત્સવ રચે છે. ( મં ૧૪ )

૧૭ द्रोहवाच्– દ્રોહ યુક્ત ભાષણ કરનારો, કઠોર ભાષણ કરનારો, બીજાને દુઃખ દેવાને માટે કઠોર ભાષણ કરનારો ( મ ૧૪ )

૧૮ रक्षः शुचिः अस्मि इति आह– જે પોતે રાક્ષસ હોવા છતાં પોતેપોતાને શુદ્ધ અને પવિત્ર દર્શાવે છે ( મ. ૧૬ )

૧૯ अयातुं यातुधान इत्याह– જે ભલા અને સજ્જનને દુષ્ટ અને દુર્જન કહે છે ( મ. ૧૬ )

૨૦ तस्य गृहमाना नक्तं प्रजिगाति– છૂપાઇને રાત્રીને વખતે હુમલો કરે છે ( મ ૧૭ )

૨૧ हिंप्सु – હિંસક, ઘાતક. ( મ. ૨૦ )

૨૨ पिशुनः ચાડી ચુગલી કરનારો ( મ. ૨૦ )

૨૩ हविर्मथिन्– હવિનો નાશ કરનારો. ( મં. ૨૧ )

૨૪ कोकयातु – ચકલાઓની જેવો કામવ્યવહાર કરનાર અર્થાત્ અત્યંત કામ વ્યવહારમાં આસક્ત ( મ. ૨૨ )

૨૫ शुशुलूकयातु– વરૂની માફક ક્રૂરતા દર્શાવનારો, ક્રૂરતાથી બીજાનો નાશ કરનારો મહા ક્રૂર

૨૬ गृध्रयातु – ગીધની જેમ બીજાનું જીવન લઇને તૃપ્ત થનારો, લોભી, આને પૂર્વ સૂક્તમાં 'असु-तृप्' કહેવામાં આવેલ છે

૨૭ सुपर्णयातु – ગરૂડની જેમ બાહ્ય ઘમંડથી વ્યવહાર કરનારો ગર્વિષ્ઠ, ઘમંડી.

૨૮ उलूकयातु – ઘુવડની જેમ દિવસના પ્રકાશથી ડરી જઇને વ્યવહાર કરનારો, મહામૂઢ

૨૯ श्वयातु – કુતરાની જેમ અંદર અંદર લડાઇ કરનારો, પોતાના ભાઇભાંડુઓ સાથે લડનારો અને બીજાઓની સામે પૂછડી પટપટાવનાર એવા નીચ સ્વભાવનો ( મં.૨૨ )

૩૦ मायया शाशदानः– કપટથી સર્વ વ્યવહાર કરનારો, કપટી, છળ વાપરનારો ( મ ૨૪ )

આટલાં લક્ષણો દુષ્ટોનાં છે એમ આ સૂક્તમાં કહ્યું છે પૂર્વ સૂક્તમાં ૨૧ અને આ સૂક્તમાં ૩૦ લક્ષણો દુષ્ટોનાં કહેલ છે બન્ને સૂક્તોનાં મળીને એકાવન લક્ષણ થયાં છે આ એકાવન લક્ષણોથી દુષ્ટોને ઓળખી શકાય છે આ દુષ્ટો અને રાક્ષસોનાં લક્ષણ છે આ લક્ષણોની તુલના શ્રીમદ્ ભગવગીતાના ( અ ૧૬ માં વર્ણવેલ ) આસુરી સમ્પત્તિના લક્ષણોની સાથે જોડી દેવાથી દુષ્ટોનો નિશ્ચય કરવામાં ઘણીજ સહાયતા થઇ શકે છે આ રાક્ષસો કોઇ ભિન્નયોનીના પ્રાણીઓ નથી, તેઓ માનવજાતિમાંજ દુષ્ટ સ્વભાવના સ્ત્રી પુરૂષ છે, આ હકીકત અહીં ભૂલવી જોઇએ નહિ તેથી આ રાક્ષસોથી પોતાની રક્ષા કરવાનું તાત્પર્ય પોતાના સમાજના અથવા માનવ જાતિના દુષ્ટ જનોથી રક્ષણ કરવું એમ છે તેથી આ સૂક્તમાં કહ્યું છે—

प्रतिचक्ष्व, विचक्ष्व, जागृतम् । ( મ ૨૫ )
" પ્રત્યેક સ્થાનમાં જો, વિશેષ રીતે બારીકાઇથી જો,

અને જાગૃત રહે " આ ત્રણ સ દેશ આત્મરક્ષાની દૃષ્ટિથી અત્યત મહત્વના છે જેઓ આ જનતાની રક્ષા કરવાના કાર્યમા નિયુક્ત થએલા છે જેઓ પોતે સેવક બનીને જનતાનુ રક્ષણ કરવા ઇચ્છે છે તેઓ પ્રથમ જાગ્રત રહે, ઉઘે નહિ પોતાની રક્ષા જાગતા રહેવાથી જ થઇ શકે છે જેઓ ઉંઘે છે અથવા આળસુ અને સુસ્ત છે તેઓ પોતાનુ રક્ષણ કરી શકતા નથી જાગૃત રહ્યા પછી ( **प्रतिचक्ष्व** ) પ્રત્યેક મનુષ્યનો વ્યવહાર જોવો જોઇએ, પોતાના અને પારકા મનુષ્યોના વ્યવહારની સારીરીતે પરીક્ષા કરવી જોઇએ, અને જોવુ જોઇએ કે કોણ સહાયક છે અને કોણ ઘાતક છે ? આ નિરીક્ષણ ( **विचक्ष्व** ) વિશેષ રીતે કરવુ જોઇએ, બહુ-જ ગભીરતા પૂર્વક નિરીક્ષણ કરવુ જોઇએ કારણ કે કેટલાક શત્રુઓ એવા હોય છે કે જેઓ મિત્રતાને બહાને આપણી પાસે આવે છે અને પછી કપટથી વખત આવે આપણુ ગળુ કાપી નાખે છે, કે તેની આપણને જાણ સરખી પણ થતી નથી તેથી પ્રત્યેક બાબતનો વિશેષ દક્ષતાથી વિચાર કરવો અને બારીક નિરીક્ષણ કરવુ જરૂરી છે. સ્વરક્ષણ કરવા ઇચ્છનાર આ ત્રણ આજ્ઞાઓને સારી રીતે સ્મરણમાં રાખે આજ ભાવનું અધિક સ્પષ્ટીકરણ કરનારી આજ્ઞાઓ ૧૮ મા મ ત્રમાં નિમ્ન લિખિત પ્રકારે આવી ગઇ છે.

**विक्षु वि तिष्ठध्वं, विशु इच्छत, रक्षस॰ गृभायत, रक्षसः संपिनष्टन ।** ( મ ૧૮ )

" પ્રજાજનોમાં વિશેષ પ્રકારે હાજર રહો, પ્રજાજનોમાં શાન્તિ, સુખ સ્થાપન કરવાની ઇચ્છા કરો, અને આ કાર્ય માટે રાક્ષસોને શોધી કાઢો, તેમને પકડી રાખો અને તેમને દળી નાખો એટલે કે દબાવી દો ' અહીં પ્રજાજનોમાં વિશેષ રીતે હાજર રહેવાની આજ્ઞા છે સાધારણ મનુષ્યો જેવી રીત રહે તેવી રીતે રહેવાની આજ્ઞા નથી અહીં વેદ સ્પષ્ટ રીતે કહે છે કે અસાધારણ રીતે પ્રજાજનોમા સર્વત્ર સચાર કરો, અને જાણી લો કે કોણ રાક્ષસો છે અને કોણ દેવ છે. સજ્જનોનું રક્ષણ અને દુર્જનોનો વિનાશ કરવા પહેલાં આ સજ્જન છે અને આ દુર્જન છે એનો નિર્ણય કરવો જોઇએ આ નિર્ણય વિશેષ પ્રકારના નિરીક્ષણ સિવાય થઇ શકે નહિ માટે આ આજ્ઞા કરવામાં આવી છે.

( **विक्षु इच्छत** ) પ્રજાજનોમાં શાંતિ અને સુખ સ્થાપન કરવાની ઇચ્છા ધારણ કરો, આ ઇરાદાથી પ્રજાજનોમાં વિવિધ પ્રકારે હાજર રહેવુ જોઇએ, અને રાક્ષસ કોણ છે તે બાબત-ની બરાબર જાણ થવી જોઇએ જેઓ રાક્ષસો છે એવુ નિશ્ચિત જ્ઞાન થઇ જાય તો તે રાક્ષસોને ( **गृभायत** ) પકડી રાખો, તેમને જનસમાજમાં ફરતા મદ કરી દો, તેમની હાલચાલ પર નિયત્રણ રાખો, અને તેમને ( **संपिनष्टन** ) દળી નાખો અર્થાત્ દબાવી દો અહીં દળી નાખો, એટલે કે લોટ કરી નાખો એવો અર્થ નથી પરન્તુ તેમનુ સગઠન તોડી નાખો, તેમનુ ઐકય દૃઢ થવા ન દો, તેમને અલગ અલગ કરીને તેમનો નાશ કરો, તેમને અસફળ બનાઓ, આ વિષયમા જુઓ—

**रक्षस प्राक्तो अपाक्तो अधरात् उदक्त जहि ।** ( મ ૧૯ )

" આ દુષ્ટોને સામેથી, પાછળથી, નીચેથી, ઉપરથી અર્થાત્ સર્વ બાજુથી પ્રતિબધમાં રાખી તેમનો નાશ કરો ' અહીં તેમના દેહના કટકા કરવા એવુ તાત્પર્ય નથી, તેમનાં શરીર જરૂર જીવિત રહે, પરન્તુ તેમની ગતિ ( **प्राक्त॰** ) સામે થી અટકી જાય, ( **अपाक्त** ) તેઓ પાછા ન જઇ શકે ( **अधरात्** ) તેઓ નીચે ન જઇ શકે અને ( **उदक्त** ) ઉપર પણ જઇ શકે નહિ અર્થાત્ ચારે બાજુથી તેમની હાલ-ચાલ બધ થઇ જાય અને તેઓ એવા પ્રતિબધમાં રહે કે તેઓ કોઇ પણ પ્રકારની દુષ્ટતા કરી શકે નહિ આ પ્રકારે જો તેમની દુષ્ટતા નિષ્ફળ જાય તો માનો કે તેમનો પૂર્ણ નાશ થયો જ છે અર્થાત્ અહીં તેમને દુષ્ટ કર્મ કરતા અટકાવવા અથવા તેમની દુષ્ટતાનો નાશ કરવો એ અભિષ્ટ છે તેથી જ કહ્યુ છે કે—

**उभौ प्रसितौ शयाते ।** ( મ ૧૩ )

' બને પ્રકારના દુષ્ટો બધનમા રહે " અર્થાત્ જેનમાં જઇને પડે, તેથી જેઓ આગળ, પાછળ, ઉપર નીચે કોઇ પણ પ્રકારે હાલીચાલી શકે નહિ આ દુષ્ટ પુરુષો હોય કે સ્ત્રીઓ હોય, બ નેને સમાન રીતે પ્રતિબધમા રાખવાં જોઇએ આ બાબતમાં નીચે લખેલો મ ત્ર જોવા જવો છે—

**पुमांसं यातुधानं जहि । मायया शाशदानां स्त्रिय जहि ।** ( મ ૨૪ )

" પુરુષ દુષ્ટ હો અથવા સ્ત્રી કપટાચારિણી હો, બ નેને એક જ રીતે નિષ્ફળ બનાવવા જોઇએ ' સ્ત્રી છે માટે તેન ક્ષમા કરવા લાયક તે છે જ નહિ કારણ કે એક જો દુષ્ટ હોય

નો અનેક અન્યને કષ્ટદાયક બને છે. તેથી કોઈ પણ દુષ્ટને ક્ષમા થવી ન જોઈએ. સર્વ દુષ્ટ લોકો પોતાની દુષ્ટતા છોડે અને સજ્જન બને, એવો પ્રબંધ થવો આવશ્યક છે. રાષ્ટ્રમાં આવી વ્યવસ્થા થવી જરૂરી છે—

**दुष्कृते सुगं मा भूत् ।** ( મં. ૭ )

" દુષ્કર્મ કરનારા દુષ્ટ મનુષ્યો અહીં તહીં ચેનપૂર્વક ન ફરે " તેમના ભ્રમણ પર પ્રતિબંધ હોવો જોઈએ જ્યારે તેઓ પોતાની દુષ્ટતા ત્યાગી દેશે ત્યારે તેમને સર્વ પ્રદેશમાં ભ્રમણ કરવાનું સુગમ થઇ પડશે આ ઉપદેશથી જણાઇ આવે છે કે રાષ્ટ્રનો પ્રબંધ કરનારાઓ પોતાના રાષ્ટ્રમાં અથવા ગામનો પ્રબંધકર્તા ગામડામાં દુષ્ટ મનુષ્યોની એક પૂર્ણ સૂચિ બનાવે અને તેમના પર પૂરી ચોકી રાખે તેઓ ક્યાં રહે છે ? શું કરે છે ? તે બરાબર જુએ અને તેમને એવા દબાણમાં રાખે કે તેઓ જરા પણ બુરાઇ કરી શકે નહિ સજ્જનોના રક્ષણ માટે દુષ્ટો પર આ રીતે દબાણ રાખવાની અત્યંત આવશ્યકતા છે તેથી જ કહ્યું છે કે—

**इयं मति विश्वतः परिभूतु ।** ( મં ૬ )

" આ આત્મરક્ષા અને સજ્જન રક્ષા કરવાની બુદ્ધિ મનુષ્યોમા સર્વત્ર અર્થાત્ નગરોના નાગરિકોમાં સ્થિર રહે " કોઇ પણ મનુષ્ય તેને ભૂલે નહિ, અને—

**वा मन्युमत् शव॰ सहसे अस्तु ।** ( મં. ૩ )

" તમારૂ ઉત્સાહ યુક્ત બળ તમારો વિજય અને શત્રુના પરાજયને માટે સમર્પિત હો " શત્રુઓ તો તે લોકો જ છે કે જેનાં લક્ષણો આ સૂક્તમાં અને પૂર્વ સૂક્તમાં દુષ્ટની સંજ્ઞા સાથે કહેવામાં આવેલ છે આ દુષ્ટોને દૂર કરવામાં અને સજ્જનોનું રક્ષણ કરવાના કાર્યમા સર્વ બળ કામમાં લગાડવું જોઇએ આમ કરવાનો ઉદ્દેશ શું છે તેની જાણ પાઠકોને આ સૂક્તના મનનથી થઇ શકે છે દુષ્ટોના સંચાર કરવાના માર્ગો બંધ થઇ જાય અને સજ્જનોના માર્ગો વધારે ખુલ્લા થાય. આ બાબત અનેક પ્રયત્નોથી પણ સાધ્ય થવી જોઇએ પ્રત્યેક મનુષ્ય પોતપોતાના કાર્યક્ષેત્રમાં આ વાતની સિદ્ધતાને માટે પરમ પ્રયત્ન કરે આ પ્રયત્ન આવા સ્વરૂપના હોઇ શકે—

**शसत यक्ता अ-सन् अस्तु ।** ( મં ૮ )

" અસત્ય ભાષણ કરનારો અર્થાત્ દુષ્ટ મનુષ્ય ( **अ-सन्** ) ન હોય એવો થાઓ " ન હોય એનો ભાવાર્થ એટલો જ કે તે દુષ્ટ મનુષ્યપર પ્રતિબંધ રાખવામાં આવે યા તો તેને કારાગૃહમાં રાખવામાં આવે, ચોકી પહેરા નીચે રાખવામાં આવે, તેની દુષ્ટતાના માર્ગ તેને માટે જરા પણ ખુલ્લા ન રહે, અથવા એવી વ્યવસ્થા કરવામાં આવે કે તે પોતાની દુષ્ટતાના કર્મ કોઇ પણ પ્રકારે કરી ન શકે અહીં સુધી જે મનન કર્યું છે તેનો સંબંધ આ મંત્ર ભાગ સાથે કેટલો છે તે પાઠક જુએ અને તેને લક્ષમાં લઇને એ દુષ્ટોનો પ્રબંધ કેમ થઇ શકે તેનો બોધ પ્રાપ્ત કરે.

### સત્યનો રક્ષક ઇશ્વર

આ સૂક્તમાં એક મહત્વપૂર્ણ વાત કહેવામાં આવી છે તે, " સત્યનો રક્ષક પરમેશ્વર છે " એમ કહેલું છે. સત્ય માર્ગ પર ચાલનારાની સન્મુખ અનન્ત આપત્તિઓ આવીને ઉભી રહે તો પણ હવે તે ડરશે નહિ, કારણ કે તે આ આદેશની પ્રમાણે જાણી ગયો હોય છે કે તેનો રક્ષક પરમેશ્વર છે જ્યારે સત્યનો સંરક્ષક પરમેશ્વર છે તો તેને હરાવનાર અન્ય કોણ હોઇ શકે ? આ વિષયમાં જુઓ—

**सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते । तयोर्यत्सत्य यतरदृजीयस्त दित्सोमोऽवति हन्त्यासत् ॥** ( મં ૧૨ )

"આ ઉત્તમ જ્ઞાન જ્ઞાની બનવાની ઇચ્છા કરનારા મનુષ્યના હિત માટે કહેવામાં આવ્યું છે કે, સત્ય અને અસત્ય ભાષણની આ જગતમાં સ્પર્ધા ચાલી રહી છે તેઓમાં જે સત્ય અને સરળ હોય છે તેની પરમેશ્વર રક્ષા કરે છે, અને જે અસત્ય અને કુટિલ હોય છે તેનો નાશ કરે છે " અર્થાત્ સત્યનું પાલન કરનારા અને સરળ આચરણ કરનારા મનુષ્યની રક્ષા પરમેશ્વર પોતે જ કરે છે જ્યારે અસત્યભાષી તથા કુટીલ વ્યવહાર કરનારનો નાશ કરે છે પ્રત્યેક મનુષ્ય ઇશ્વરના આ નિયમને લક્ષમાં રાખે અને પોતાનું આચરણ સીધું અને સત્યને અનુસાર રાખે જેઓ પોતાનું આચરણ આવું રાખશે તેઓ કદી દંડિત થશે નહિ અને તેમને ઇશ્વરની સજા કદી ખમવી પડશે નહીં પરમેશ્વરનું રક્ષણ પ્રાપ્ત કરવાનો આ એક ઉત્તમ ઉપાય છે આશા છે કે પાઠકજન આ વેદના સંદેશથી લાભ ઉઠાવે અને પરમેશ્વરની રક્ષામાં સુરક્ષિત રહીને સત્ય અને સરળતાના માર્ગગામી બની પોતાને કૃતકૃત્ય બનાવે

જેઓ આવું આચરણ કરશે અને સત્યપાલનમાં સાવધાન રહેશે તેઓ કદી દુષ્ટ નહિ થશે પરંતુ દુષ્ટ તો તેઓ બનશે જે અસત્ય અને કુટિલ વ્યવહાર કરશે આવા દુષ્ટોને સજા કરવાનું કાર્ય પરમેશ્વરનું જ છે તેમને વિવિધ પ્રકારની સજા કરવામાં આવે છે તે આ પ્રકારની છે—

### વધ દંડ

આવા દુષ્ટોને વધ દંડ દેવાની બાબતમાં નિમ્ન લિખિત મંત્રભાગ પ્રમાણ છે—

> अत्रिणः हत न्योषतं,
> अघशंसं तर्हणं वधं वर्तयतम्। (મ ૪)
> द्रुह मंगुरावत. रक्षसः हतम्। (મં ૭)
> रक्ष हन्ति। असत् वदन्तं हन्ति। (મ. ૧૩)
> तं महता वधेन हन्तु। (મ ૧૬)
> पिशुनेभ्यो वध शिशीते। (મ ૨૦)
> रक्षोभ्यो वध। (મ ૨૫)

" ભોગી, પાપી, દ્રોહી, નાશ કરનારા, અસત્યભાષણ કરનારા, ચાડીચુગલી કરનારા, જેઓ રાક્ષસીવૃત્તિવાળા લોકો હશે તેઓ વધ દંડને માટે યોગ્ય છે આ પ્રમાણે—

> दुष्कृत. अन्तरनारंभणे तमसि वत्रे प्रविध्यतम्। (મ. ૩)
> सा अनन्तं वत्रं अव पदीष्ट। (મ. ૧૭)
> अग्नितप्तेभिः अश्मह्न्मभि तपुर्वधेभिः अत्रिणः विध्यतम्। (મ ૫)

"દુષ્ટ કર્મ કરનારાઓને અંધકારના સ્થાનમાં રાખો અને તેમના પર શસ્ત્રના ઘાવ કરો, અગ્નિમાં તપાવેલાં પોલાદનાં બનાવેલાં ઘાતક શસ્ત્રોથી ભોગી લોકોનો વેધ કરો ' વેધ કરવો એટલે કે તેમના શરીર પર શસ્ત્રોના ઘાવ કરીને તેમને ઘાયલ કરવા, બાણથી અથવા બંદૂકની ગોળીથી વેધ કરવો આવા વેધ દૂરથી જ કરવામાં આવે છે આ પ્રમાણે—

> यातुमद्भ्यः अशनिं सृजत्। (મ ૨૦)
> यातुमद्भ्यः अशनिं अस्यतम्। (મ ૨૫)
> मूरदेवा विमीवास ऋदन्तु। (મ ૨૪)
> तान् निर्ऋतेः उपस्थे आदधातु। (મ ૯)
> द्रोघवाच निर्ऋथं सचन्ताम्। (મ. ૧૪)

" નાશ કરનારાઓ પર વિજળી છોડવામાં આવે, મૂઢોના ઉપાસકોનું ગળું કાપી નાખવામાં આવે, તેઓ નાશના દ્વાર પર પહોંચે, દ્રોહયુક્ત ભાષણ કરનારા નાશને પ્રાપ્ત થાઓ " આ પ્રમાણે ઘણું ખરું આ વધ દંડ જ છે તો પણ તેમાં અન્ય પ્રકારનો નાશ પણ સંભવે છે. પત્થરોથી દુષ્ટોનો વધ કરવાનો પણ ઉલ્લેખ છે—

> ग्रावाणः रक्षसः उपब्दैः घ्नन्तु। (મ ૧૭)
> दृषदा इव रक्ष. प्रमृण। (મ. ૨૨)

" પત્થરોથી રાક્ષસોનો વધ કરવામાં આવે " જે રાક્ષસો છે એવો એકવાર નિશ્ચય થઈ જાય તો તેમને કોઈ એક જગા પર ઉભા કરીને અથવા વૃક્ષની સાથે દોરીથી બાંધીને દૂરથી તેને પત્થરો મારવાથી તેનો વધ થઈ જશે. આ પ્રકારની વધ પ્રથા અત્યારે પણ અફગાનિસ્તાનમાં ચાલે છે પાઠકોએ વિચાર કરવો જોઈએ કે આ રીત અને આ મંત્રમાં કહેલી રીત એક જ છે કે ભિન્ન છે

### દેશમાંથી હદપાર કરવા

> यातूनां पराशर अभवत्। रक्षसः भिन्दन् एत। (મ ૨૧)

" દુઃખ અને યાતના પહોંચાડનારાઓને હઠાવનારો વીર રાક્ષસોને મારતો મારતો આગળ વધે,' આ વીરનું લક્ષણ છે, આ વીર ત્રાસ વર્તવનારાઓના દુષ્કર્મોને સહન કરી શકતો નથી અહીં " परा-शर ' શબ્દ કેવી વિચિત્ર રીતે વપરાયો છે તે પાઠક જુએ (परा) દૂર લઈ જઈને (शर) નાશ કરનારો જે વીર છે તેને પરાશર કહે છે રાક્ષસોને સમાજમાંથી અને ગામમાંથી બહાર કાઢવા જોઈએ, તેઓ ગામમાં આવી ગ્રામવાસીઓને ત્રાસ ન દે એ બાબતમાં વેદની આજ્ઞા જુઓ—

> अचितः परा शृणीत तुर्देथाम्। (મ. ૧)
> यतः एषां पुन. एकश्चन न उदयत्। (મ ૩)
> यातुमावत् रक्ष न मा अभिनद्। (મ ૨૩)
> किमीदिन मिथुना अपोच्छन्तु। (મ. ૨૩)

" જેમનું હૃદય કરુણાથી નથી તેમને દૂર હઠાવવામાં આવે, તેઓમાંથી એક પણ પાછો ન ફરે, મિથ્યાચારી સર્વ દૂર નાસી જાય " આ સર્વ આજ્ઞાઓ દુષ્ટોને રાજ્યમાંથી બહાર કાઢી મૂકવાનો ભાવ સૂચવે છે. આ પ્રમાણે દેશમાંથી કાઢી મૂકેલા કોઈ પણ દુષ્ટ ફરીથી દેશમાં અથવા ગામમાં ન

આવી શકે, આમ કરવાથી જ પ્રજા સુખી રહી શકે છે.

### દુષ્ટોને સતાવવા

દુષ્ટ દુર્જનોને ત્રાસ આપવાનો પણ એક ધ્યેય આ સૂક્ત મા કહેલ છે આ તપવવુ એટલે શુ તેનો વિચાર કરવો જોઈએ આ વિષયનો મંત્ર આ પ્રમાણે છે—

**रक्षः तपत, उज्जत । ( मं. २ )**

**अघशंस अघ तपुः ययस्तु । ( मं २ )**

"રાક્ષસો, દુષ્ટો, પાપવૃત્તિવાળાઓને ત્રાસ દો, તપાવો" તેમને સતપ્ત કરો કઇ રીતે, કયા સાધનોથી તેમને સતાવવા જોઈએ તેનો અહીં ઉલ્લેખ નથી તો પણ સૂક્તનો વિચાર કરવાથી આપણને એમ પ્રતીત થાય છે કે જ્યારે દુષ્ટને પોતાની દુષ્ટતાના કાર્યો દબાવવામા આવે અને ચારે બાજુથી તેમને રોકવામા આવે ત્યારે તેમને સતાપ થશે અને આ પ્રકારે તેમને સતાપ આપવો એમ અહીં અર્થ લઇ શકાય.

### દુષ્ટોનો દ્વેષ

વસ્તુતઃ જોવામાં આવે તો કોઇ મનુષ્ય કદી પણ કોઇનો દ્વેષ ન કરે પરસ્પર સહુ મિત્ર દૃષ્ટિથી એકબીજાને જુએ આ નિ સન્દેહ ધર્મ છે પરતુ દુષ્ટ મનુષ્ય અને દુષ્ટતાનો દ્વેષ કરવાની આજ્ઞા વેદ આપે છે. જો દ્વેષ કરવોજ હોય તો દુષ્ટ મનુષ્યોનો અને તમની દુષ્ટતાનો દ્વેષ કરવા યોગ્ય છે, જુઓ—

**ब्रह्मद्विषे क्रव्यादे घोरचक्षसे किमीदिने अनवाय द्वेषो धत्तम् । ( मं २ )**

"જ્ઞાનનો દ્વેષ કરનારો, મસ ખાનારો, ક્રૂર દૃષ્ટિ સદા ભોગ વિચાર કરનારા દુષ્ટનો નિરતર દ્વેષ કરો" જો દ્વેષ કરવો જ હોય તો તેમનો દ્વેષ કરો, અન્યથા, (**मित्रस्य चक्षुषा समीक्षामहे । यजु**) મિત્ર દૃષ્ટિથી સર્વ તરફ જુઓ અને કદી કોઇનો દ્વેષ ન કરો દ્વેષ કરવો જ હોય તો કેવળ દુષ્ટોનો જ દ્વેષ કરવો જોઇએ પોતે શુદ્ધ આચરણવાળા બનીને દુષ્ટોનો દ્વેષ કરવા યોગ્ય છે મનુષ્ય પોતે પાપથી બચવાને માટે આ પ્રકારની પ્રાર્થના કરે—

**पार्थिवात् दिव्यात् च अहस नः पातु । ( मं २३ )**

"ભૂમિના સબધમાં તથા સ્વર્ગના પ્રવતમાં જે પાપ થશે, તેનથી અમને બચાવો" આ પ્રકારે મનુષ્ય ઇશ્વરની પ્રાર્થના કરે પોતે પોતાને પાપથી બચાવે આવા જ મનુષ્યને અર્થાત્ ર઼૩ પોતે પોતાને પાપથી બચાવનારાને દુષ્ટનો દ્વેષ કરવાનો અધિકાર છે જે પોતે જ પાપ કરે છે તેને દ્વેષ કરવાનો અધિકાર જ નથી

### પાપની અધોગતિ

પાપી, દુષ્ટ મનુષ્યની અધોગતિ થાય છે તેમની અકીર્તિ થાય છે. તે બદનામ થાય છે આ વિષયમાં આ સૂક્તમાં નિમ્ન લિખિત મંત્રભાગ મળી આવે છે—

**अस्य यशः प्रति शुष्यतु ।**

**यः दिवानक्त दिप्सति स अघः अस्तु । ( मं ११ )**

**स्तेनकृत् स्तन रिपुः दभ्रं एतु ।**

**स तन्वा तना च निहीयताम् । ( मं. १० )**

**स दशभि धीरैः वियूया । ( मं. १५ )**

**विश्वस्य जन्तो अघम पदीष्ट । ( मं १६ )**

"આ દુષ્ટનો યશ નષ્ટ થઇ જાય, જે દિવસ રાત દુષ્ટતા કરે છે તે નીચે પડ઼ે ચોર, લૂટારા, દુષ્ટ, શત્રુ તન અને ધનથી હીન થાય, તેઓ બાળબચ્ચાઓથી હીન થઇ જાય, તેના દસે પ્રાણ દૂર થાઓ આવા દુષ્ટ સર્વ પ્રાણીઓ થી પણ ખૂબજ નીચે પટકાઇ પડે "અર્થાત્ જે આ પ્રકારનો દુષ્ટ છે તે આ પરમેશ્વરીય નિયમથી અધોગતિને પ્રાપ્ત થાય છે જ્યાં સુધી તે પોતાની દુષ્ટતા છોડતો નથી ત્યા સુધી તેની ઉન્નતિની કોઇ આશા છે નહિ ઉન્નતિની ઇચ્છા હોય તો દુષ્ટતા અવશ્ય છોડવીજ પડશે, એ વાત અહીં સિદ્ધ થાય છે સર્વ દુષ્ટ માણસો માટે આ ઉન્નતિનો માર્ગ ખુલ્લોજ છે, અર્થાત્ ઉન્નતિ સાધ્ય કરવી એ તેમને આધીન છે તેઓ જો પૂર્વોક્ત રીતે, "પાપથી બચવા માટે" ઇશ્વરની પ્રાર્થના કરશે તો તેમનામા દુષ્ટતા છોડવાનું બળ જરૂર આવી જશે જ તેના આ નિયમો છે—

### આત્મ દંડ

**यः अ-यातु यातुधान इत्याह ।**

**यः रक्ष शुचिः अस्मि इत्याह । ( मं १६ )**

"ભલાને બુરો કહેવો અને અપવિત્રને પવિત્ર સમજવો" એ દુષ્ટનું લક્ષણ છે જેઓ પોતાની ઉન્નતિ ચાહે છે તેઓ આવુ ન કરે તેઓ તો ભલાને ભલો, બુરાને બુરો, રાક્ષસને રાક્ષસ, પવિત્રને પવિત્ર, અપવિત્રને અપવિત્ર કહેવાની ટેવ પાડે કોઇનાથી ન ગભરાતાં એવી માન્યતા રાખવી અને આપણી માન્યતા ને અનુકૂળ કહેવાથી આત્મિકબળ વધે

છે આ રીતે દરેક મનુષ્ય કહે કે—

**यदि यातुधानोऽस्मि, यदि वा पुरुषस्य, आयु ततप, अद्या मुरीय ।** ( મ ૧૫ )

" જો હુ કોઇને યાતના પહોચાડનારો બનુ અથવા કોઇ મનુષ્યને હેરાન કરૂ તો હું આજે જ મરી જાઉં " આ પ્રમાણે ઉન્નત થનારો મનુષ્ય કહે અર્થાત્ જો પોતાના હાથે કાઇ પાપ અથવા દોષ થયો હોય તો તેના પ્રાયશ્ચિત કરવા માટે મનુષ્યે તૈયાર રહેવુ જોઇએ પોતાથી જો મહાદોષ થયો હોય તો તેણે મરવા માટે પણ તૈયાર થવુ જોઇએ જેની જેટલી આ પ્રકારની તૈયારી હોય તેની તેટલા પ્રમાણમા ઉન્નતિ થશે પાઠક આ ઉન્નત થવાનો માર્ગ પોતાના મનમાં ધારણ કરે, આનો ઘણોજ વિચાર કરે અને તેને પોતાના જીવનમા જ્યા સુધી બની શકે ત્યાં સુધી ઉતારવાનો પ્રયત્ન કરે આ આત્મદડના માર્ગથી મનુષ્ય શીઘ્ર ઉન્નત બની શકે છે

---

# શત્રુ નિવારણ

## કાંડ ૭, સૂક્ત ૧૨૨

( ऋषि – अथर्वाङ्गिरा । देवता– इन्द्र )

**आ मन्द्रैरिन्द्र हरिभिर्याहि मयूररोमभिः ।**
**मा त्वा के चिद्वि यमन्विं न पाशिनोऽति धन्वेव ताँ इहि ॥ १ ॥**

**અર્થ**— હે ઇન્દ્ર ! ( **मन्द्रै मयूररोमभि हरिभिः आयाहि** ) સુંદર મોરની પાંખોની જેમ સુંદર પૂછડાવાળા ઘોડાઓ સાથે તુ અહીં આવ ( **पाशिन विन** ) જેવી રીતે પક્ષીઓને જાળમા પકડે છે તે પ્રકારે ( **त्वा केचित् मा वि यमन्** ) તને કોઇ પકડે નહીં ( **धन्व इव तान् अति इहि** ) રેતાળ પ્રદેશમાથી જેમ ઝડપથી પસાર થઈએ છીએ તેમ તેમનુ અતિક્રમણ કર ( ૧ )

ભાવાર્થ— ( **इन्द्र =इन+द्र** ) શત્રુનો નાશ કરનારા આ વીરનુ નામ છે આવા વીર સુદર ઘોડાઓ પર અથવા એવા ઘોડા જોડેલા રથ પર સવાર થઇને સ્થાન સ્થાનમા જાય તેમનો પ્રતિબધ કરનારો કોઈ ન હો આજ વીર લોકો દુષ્ટોને અટકાવે અને તેમને દબાવીને તેમને અટકમા રાખે

---

# શત્રુઓનો નાશ

## કાંડ ૭, સૂક્ત ૧૧૫

( ऋषि –भृगु । देवता– इन्द्राग्नी )

**अग्र इन्द्रश्च दाशुषे हतो वृत्राण्यप्रति । उभा हि वृत्रहन्तमा ॥ १ ॥**

**અર્થ**— હે અગ્નિ ! તું અને ( **इन्द्र च** ) ઇન્દ્ર મળીને ( **दाशुषे** ) દાન આપનારને માટે ( **वृत्राणि अप्रति हत** ) શત્રુઓને જરા પણ ભૂલ કર્યા વગર મારી નાખો કારણ કે ( **उभा** ) તમે બને ( **हि वृत्रहन्तमा** ) શત્રુઓનો નાશ કરનારા છો ( ૧ )

ये पश्चाज्जुह्वति जातवेदः प्रतीच्यां दिशोऽभिदासन्त्यस्मान् ।
वरुणमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ३ ॥
य उत्तरतो जुह्वति जातवेद उदीच्या दिशोऽभिदासन्त्यस्मान् ।
सोममृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ४ ॥
येऽधस्ताज्जुह्वति जातवेदो ध्रुवायां दिशोऽभिदासन्त्यस्मान् ।
भूमिमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ५ ॥
येऽन्तरिक्षाज्जुह्वति जातवेदो व्यध्वायां दिशोऽभिदासन्त्यस्मान् ।
वायुमृत्वा त पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ६ ॥
य उपरिष्टाज्जुह्वति जातवेद ऊर्ध्वायां दिशोऽभिदासन्त्यस्मान् ।
सूर्यमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ७ ॥
ये दिशामन्तर्देशेभ्यो जुह्वति जातवेदः सर्वाभ्यो दिग्भ्योऽभिदासन्त्यस्मान् ।
ब्रह्मर्त्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ८ ॥

---

અર્થ— હે સર્વજ્ઞ ! ( ये पश्चात् जुह्वति ) જેઓ પાછળથી આહુતિ આપે છે અને ( प्रतीच्याः दिशः अस्मान् अभिदासन्ति ) પશ્ચિમ દિશાથી અમારો ઘાત કરવા ઇચ્છે છે ( ते वरुणं ऋत्वा० ) વરૂણને પ્રાપ્ત કરીને પરાભવ પામીને દુઃખ ભોગવે, હું તેમના પર હુમલો કરીને તેમનો નાશ કરૂં છું. ( ૩ )

હે સર્વજ્ઞ ! ( ये उत्तरतः जुह्वति ) જેઓ ઉત્તર દિશામાંથી હવન કરે છે અને ( उदीच्याः दिशः० ) ઉત્તર દિશાથી અમારો નાશ કરવા માગે છે તેઓ ( सोमं ऋत्वा० ) સોમને પ્રાપ્ત કરીને પરાભવ પામીને દુઃખ ભોગવે. હું તેમના પર હુમલો કરીને તેમનો નાશ કરૂં છું. ( ૪ )

હે સર્વજ્ઞ ! ( ये अधस्तात् जुह्वति ) જે નીચેની બાજુએથી આહુતિ આપે છે અને ( ध्रुवायां दिशः० ) આ ધ્રુવ દિશા તરફથી અમારો નાશ કરવા ઇચ્છે છે તેઓ ( भूमिं ऋत्वा० ) ભૂમિને પ્રાપ્ત થઈને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૫ )

હે સર્વજ્ઞ ! ( ये अन्तरिक्षात् जुह्वति ) જેઓ અન્તરિક્ષમાંથી આહુતિ આપે છે અને ( व्यध्वायां दिशः० ) વિશેષ માર્ગવાળી દિશામાંથી અમારો નાશ કરવા ઇચ્છે છે તેઓ ( वायुं ऋत्वा० ) વાયુને પ્રાપ્ત થઈને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૬ )

હે સર્વજ્ઞ ! ( ये उपरिष्टात् जुह्वति ) જેઓ ઉપરના ભાગમાંથી આહુતિ આપે છે અને આ ( ऊर्ध्वायां दिशः० ) ઉર્ધ્વ દિશામાંથી અમારો નાશ કરે છે તેઓ ( सूर्यं ऋत्वा० ) સૂર્યને પ્રાપ્ત થઈને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૭ )

હે સર્વજ્ઞ ! ( ये दिशां अन्तर्देशेभ्यः जुह्वति ) જેઓ દિશાઓ અને ઉપદિશાઓમાંથી આહુતિ આપે છે અને ( सर्वाभ्यः दिग्भ्यः० ) સર્વ દિશાઓમાંથી અમારો નાશ કરવાનો યત્ન કરે છે ( ते ब्रह्म ऋत्वा० ) તેઓ બ્રહ્મને પ્રાપ્ત થઇને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૮ )

याभ्यामजयन्त्स्वरग्र एव यावातस्थतुर्भुवनानि विश्वा ।
प्रचर्षणी वृषणा वज्रबाहू अग्निमिन्द्रं वृत्रहणा हुवेऽहम् ॥ २ ॥

उप त्वा देवो अग्रमीच्चमसेन बृहस्पतिः ।
इन्द्र गीर्भिर्न आ विश यजमानाय सुन्वते ॥ ३ ॥

---

અર્થ—( याभ्या अग्रे एव स्व अजयन् ) જે બનેની સહાયથી પહેલેથીજ સ્વર્ગલોકને જીતી લીધો હતો ( यौ विश्वा भुवनानि आतस्थतु ) જે બને સર્વ ભૂવનોમા સપૂર્ણ રીતે વ્યાપેલા છે ( प्र-चर्षणी ) મનુષ્ય શ્રેષ્ઠ, ( वृषणा ) બળવાન, ( वृत्र-हणा वज्रबाहू ) શત્રુનો વધ કરનારા શસ્ત્રધારી ( अग्निं इन्द्र अहं हुवे ) અગ્નિ અને ઇન્દ્રને હું બોલાવું છું ( ૨ )

હે ઇન્દ્ર! ( बृहस्पति देवः त्वा चमसेन उप अग्रभीत् ) જ્ઞાનપતિ દેવ તને ચમચાથી દાન કરે છે ( सुन्वते यजमानाय ) સોમયાજી યજમાનને કારણે ( नः गीर्भि आविश ) અમે કરેલી સ્તુતિ સાથે અહીં પ્રવેશ કર. ( ૩ )

## શત્રુનો નાશ

### કાંડ ૪, સૂક્ત ૪૦

( ऋषि - शुक्रः । देवता- मन्त्र , बहुदैवत्य )

ये पुरस्ताज्जुह्वति जातवेदः प्राच्या दिशोऽभिदासन्त्यस्मान् ।
अग्निमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ १ ॥

ये दक्षिणतो जुह्वति जातवेदो दक्षिणाया दिशोऽभिदासन्त्यस्मान् ।
यममृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ २ ॥

---

અર્થ— હે ( जातवेदः ) સર્વજ્ઞ! ( ये पुरस्तात् जुह्वति ) જે સન્મુખ રહીને આહુતિ આપે છે અને ( प्राच्या दिशः अस्मान् अभिदासन्ति ) પૂર્વ દિશામાથી અમને દાસ બનાવવાનો પ્રયત્ન કરે છે ( ते अग्निं ऋत्वा पराञ्च व्यथता ) તેઓ અગ્નિને વશ થઇ પરાભવ પામીને દુઃખને પ્રાપ્ત થાઓ ( एनान्० ) તેમનો પીછો કરીને અને તેમના પર હુમલો કરીને નાશ કરૂ છું ( ૧ )

હે ( जातवेद ) સર્વજ્ઞ! ( ये दक्षिणत जुह्वति ) જે દક્ષિણ દિશામાથી આહુતિ આપે છે અને ( दक्षिणाया दिश अस्मान् अभिदासन्ति ) દક્ષિણ દિશામાથી જે અમારો નાશ કરવા ઇચ્છે છે ( ते यम ऋत्वा पराञ्चा व्यथन्ता ) તેઓ યમને પ્રાપ્ત કરીને, હારી જઇને દુઃખને પ્રાપ્ત થાઓ ( एनान्० ) તેમનો પીછો પકડીને અને તેમના પર હુમલો કરીને નાશ કરૂ છું ( ૨ )

ये प्रश्चाज्जुह्वति जातवेदः प्रतीच्या दिशोऽभिदासंन्त्यस्मान् ।
वरुणमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ३ ॥
य उत्तरतो जुह्वति जातवेद उदीच्या दिशोऽभिदासंन्त्यस्मान् ।
सोममृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ४ ॥
येऽधस्ताज्जुह्वति जातवेदो ध्रुवाया दिशोऽभिदासंन्त्यस्मान् ।
भूमिमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ५ ॥
येऽन्तरिक्षाज्जुह्वति जातवेदो व्यध्वाया दिशोऽभिदासंन्त्यस्मान् ।
वायुमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ६ ॥
य उपरिष्टाज्जुह्वति जातवेद ऊर्ध्वाया दिशोऽभिदासंन्त्यस्मान् ।
सूर्यमृत्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ७ ॥
ये दिशामन्तर्देशेभ्यो जुह्वति जातवेदः सर्वाभ्यो दिग्भ्योऽभिदासंन्त्यस्मान् ।
ब्रह्मर्त्वा ते पराञ्चो व्यथन्तां प्रत्यगेनान्प्रतिसरेण हन्मि ॥ ८ ॥

---

અર્થ— હે સર્વજ્ઞ! ( ये पश्चात् जुह्वति ) જેઓ પાછળથી આહુતિ આપે છે અને ( प्रतीच्याः दिशः अस्मान् अभिदासन्ति ) પશ્ચિમ દિશાથી અમારો ઘાત કરવા ઇચ્છે છે ( ते वरुणं ऋत्वा० ) વરૂણને પ્રાપ્ત કરીને પરાભવ પામીને દુઃખ ભોગવે, હું તેમના પર હુમલો કરીને તેમનો નાશ કરૂં છું. ( ૩ )

હે સર્વજ્ઞ! ( ये उत्तरतः जुह्वति ) જેઓ ઉત્તર દિશામાંથી હવન કરે છે અને ( उदीच्याः दिशः० ) ઉત્તર દિશાથી અમારો નાશ કરવા માગે છે તેઓ ( सोमं ऋत्वा० ) સોમને પ્રાપ્ત કરીને પરાભવ પામીને દુઃખ ભોગવે. હું તેમના પર હુમલો કરીને તેમનો નાશ કરૂં છું. ( ૪ )

હે સર્વજ્ઞ! ( ये अधस्तात् जुह्वति ) જે નીચેની બાજુએથી આહુતિ આપે છે અને ( ध्रुवायां दिशः० ) આ ધ્રુવ દિશા તરફથી અમારો નાશ કરવા ઇચ્છે છે તેઓ ( भूमिं ऋत्वा० ) ભૂમિને પ્રાપ્ત થઇને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૫ )

હે સર્વજ્ઞ! ( ये अन्तरिक्षात् जुह्वति ) જેઓ અન્તરિક્ષમાંથી આહુતિ આપે છે અને ( व्यध्वाया दिशः० ) વિશેષ માર્ગવાળી દિશામાંથી અમારો નાશ કરવા ઇચ્છે છે તેઓ ( वायुं ऋत्वा ० ) વાયુને પ્રાપ્ત થઇને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૬ )

હે સર્વજ્ઞ! ( ये उपरिष्टात् जुह्वति ) જેઓ ઉપરના ભાગમાંથી આહુતિ આપે છે અને આ ( ऊर्ध्वाया दिशः० ) ઉર્ધ્વ દિશામાંથી અમારો નાશ કરે છે તેઓ ( सूर्यं ऋत्वा० ) સૂર્યને પ્રાપ્ત થઇને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૭ )

હે સર્વજ્ઞ! ( ये दिशां अन्तर्देशेभ्यः जुह्वति ) જેઓ દિશાઓ અને ઉપદિશાઓમાંથી આહુતિ આપે છે અને ( सर्वाभ्यः दिग्भ्यः० ) સર્વ દિશાઓમાંથી અમારો નાશ કરવાનો યત્ન કરે છે ( ते ब्रह्म ऋत्वा० ) તેઓ બ્રહ્મને પ્રાપ્ત થઇને પરાભવ પામીને કષ્ટ ભોગવે. તેમના પર હુમલો કરીને હું તેમનો નાશ કરૂં છું. ( ૮ )

# શત્રુનો નાશ

## શત્રુનો નાશ

જે લોકો અમારો નાશ કરે છે, અમને દાસ બનાવે છે અથવા અન્ય પ્રકારથી અમને સતાવે છે, તેઓ બધા અમારા દુશ્મન છે, તેમનો પ્રતિકાર અવશ્ય કરવો જોઇએ. જેઓ અમારા શત્રુ છે તેઓ પાછળથી, આગળથી, જમણી બાજુથી અને ડાબી બાજુથી, નીચેથી અથવા ઉપરથી હુમલો કરે છે અને અમારો નાશ કરે છે, કોઇ કોઇ વખતે શત્રુ આ પ્રકારે છૂપાઇને ગુપ્ત પ્રયત્નોથી અમારો નાશ કરવા ઇચ્છે છે કે સામાન્ય મનુષ્યો તો તેમના પ્રયત્નોને જાણી પણ શકતા નથી. આવા ગુપ્ત શત્રુઓનો નાશ કરવો એ ઘણું કપરૂં કાર્ય છે. આ સૂકતમાં જે જે પ્રકારના શત્રુઓનું વર્ણન કરેલું છે તેઓ તો મહાન ધર્મભાવનો ઢોંગ કરે છે અને તેમ કરીને વિશ્વાસ ઉત્પન્ન કરે છે, અને પછી ગુપ્ત રીતે ઘાત કરે છે. આ શત્રુઓ ( જુહ્વતિ ) હવન કરવાનો યત્ન કરે છે, યજ્ઞયાગ અને સત્ર કરવાનો ઢોંગ કરીને જનતાનું ભલું કરવાનો જ પોતાનો પ્રયત્ન છે એમ દર્શાવી લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન કરે છે અને પછી અંદરખાનેથી નાશ કરવાની તૈયારી કરે છે. હવનમાં એવા અવિધિ યુક્ત પદાર્થો અર્થાત્ માંસ આદિ પ્રયુક્ત કરે છે કે જેથી દેશમાં રોગોની ઉત્પત્તિ થાય છે અને તેથી મનુષ્યોનો નાશ થઇ જાય છે. યજ્ઞનો અને હવનનો ઢોંગ રચીને આવાં અનર્થકારક કાર્યો કરનારાઓના જે પ્રયત્નો હોય છે તેથી જનતાનો ઘણો નાશ થયા છે. વિધિપૂર્વક કરેલા યજ્ઞ યાગ તો આરોગ્યની વૃદ્ધિ કરનારા હોય છે પરન્તુ આ પ્રમાણે વિધિહીન આહુતિઓ આપવાથી જનતાનો ઘાત થાય છે. ઢોંગ કરીને નાશ કરવાના આનાથી બીજા અનેક પ્રકાર છે. પાઠક તેમનો વિચાર અહીં કરે. કેટલાક શત્રુઓ એવા હોય છે કે જેઓ ઉપકાર કરવાનો ભાવ દર્શાવી ખરી રીતે અનર્થ અને અહિત જ કરે છે, તેમનો અહીં વિચાર કરવો જોઇએ. આવા શત્રુઓનો નાશ કરવો બહુજ મુશ્કેલ હોય છે, પરન્તુ તેમનો નાશ કરવો તો આવશ્યક છે જ કારણ ખુલ્લો હુમલો કરનારા શત્રુઓ કરતાં આમ છૂપાઇને નાશ કરનારા શત્રુ વધારે ભયંકર અને ઘાતક હોય છે. તેમનો નાશ કરવાના કેટલાક ઉપાય આ સૂકતમાં કહેલા છે. તેનો ભાવ સમજવા માટે નીચે દર્શાવેલ કોષ્ટક જુઓ—

| દિશા | દેવતા | ગુણ | કર્મ |
|---|---|---|---|
| પ્રાચી | અગ્નિ | જ્ઞાન, તેજ | અજ્ઞાન નાશ |
| દક્ષિણા | યમ | નિયમન | દુષ્ટોને દંડ આપવો |
| પ્રતીચી | વરૂણ | નિવારણ | શત્રુનું નિવારણ |
| ઉદીચી | સોમ | શાન્તિ | શાન્તિનો ઉપાય |
| ધ્રુવા | પૃથ્વી | આધાર | સજ્જનોને આધાર આપવો. |
| અન્તરિક્ષ | વાયુ | બળ, જીવન | બળનો ઉપયોગ |
| ઉર્ધ્વા | સૂર્ય | પ્રકાશ | પ્રેરણા કરવી. |

દિશાઓના અનેક દેવતાઓના આ ગુણ કર્મ જોવાથી મનુષ્યને જણાઇ આવશે કે પોતાના શત્રુઓને દૂર કરવા માટે તેઓએ શું કરવું જોઇએ સર્વ પ્રથમ પોતાના લોકોનું અજ્ઞાન દૂર કરવું જોઇએ, અને તેમને ઉત્તમ પ્રકારે જ્ઞાન આપવું જોઇએ. જ્ઞાન સંવર્ધનના કાર્યમાં જે વિઘ્નકારક હોય તેમને દંડ દેવો જોઇએ અને ફરીથી કદી પણ વિરોધ ન કરે એવો યોગ્ય શાસન પ્રબંધ કરવો જોઇએ આટલું કરવા છતાં જેઓ શત્રુતા રાખે તેમને સારીરીતે પ્રતિબંધ કરીને તેમનું નિવારણ કરવું જોઇએ. સર્વ પ્રથમ શાન્તિના ઉપાયથી ઉપરોક્ત પ્રતિબંધ કરવો જોઇએ, અને જો શાન્તિથી ઉપરોક્ત કાર્યમાં અસફળતા પ્રાપ્ત થાય તો પછી શક્તિનો ઉપયોગ કરીને પણ દુષ્ટોને દૂર કરવા જોઇએ સજ્જનોની રક્ષા અને દુર્જનોનો નાશ કરીને જનતાને તેના અભ્યુદયનો નિઃશ્રેયસનો માર્ગ ખુલ્લો કરી આપવો જોઇએ. આ પ્રકારે વ્યવસ્થા કરવાથી જનતાની એમાં એટલી મહાશક્તિ પ્રકટશે કે શત્રુઓ પોતે જ દૂર થઇ જશે અને પછી હરકત ઉત્પન્ન કરનારા શત્રુઓ તેમને સતાવવામાં અસમર્થ થઇ જશે. શત્રુ ગમે તે દિશામાંથી હુમલો કરવાનો પ્રયત્ન કરે તો તે દિશામાં પોતાનું રક્ષણ કરવાનું સાધન પોતાની પાસે પહેલાથી જ તૈયાર હોવું જોઇએ શત્રુઓ બળપૂર્વક હુમલો કરે તો તેમનો બળથી

પ્રતિકાર કરવો જોઇએ. તે જ પ્રમાણે શત્રુઓ જે જે શસ્ત્રો લઇને અમારા પર હુમલો કરે તેનું નિવારણ કરવાનો પૂર્ણ પ્રબંધ આપણી પાસે તૈયાર હોવો જોઇએ આ પ્રમાણે શત્રુઓને દૂર કરવાનો પ્રબંધ થતો રહે તો જ જનતામાં શક્તિ, પ્રગતિ અને ઉન્નતિ થઇ શકે છે દેશ શત્રુરહિત થવાથી જ મનુષ્યોનો અભ્યુદય થવાનો અને તેમને નિઃશ્રેયસ પ્રાપ્ત થવાનો વધારે સંભવ છે શત્રુઓના હુમલા વારંવાર થતા રહે તો ઉન્નતિની સાધના તદ્દન અસંભવ છે

આ માટે કાયા વાચા મનથી તથા આપણી પાસેના અન્યાન્ય સાધનોથી શત્રુઓને દૂર કરવાનો પ્રયત્ન થવો જોઇએ અને આપણું આત્મિક, બૌદ્ધિક, માનસિક, શારીરિક તથા અન્ય સર્વ પ્રકારનાં બળ એટલા વધારવા જોઇએ કે જેથી આપણી સામે શત્રુઓ ઉભા જ રહી શકે નહિ

---

# શત્રુ–નાશન–સૂક્ત

## કાંડ ૧, સૂક્ત ૧૯

( ऋषि - ब्रह्मा । देवता- ईश्वर , ब्रह्म )

मा नो विदन् विव्याधिनो मो अभिव्याधिनो विदन् ।
आराच्छरव्या अस्मद्विषूचीरिन्द्र पातय ॥ १ ॥
विष्वञ्चो अस्मच्छरवः पतन्तु ये अस्ता ये चास्याः ।
दैवीर्मनुष्येषवो ममामित्रान् वि विध्यत ॥ २ ॥
यो नः स्वो यो अरणः सजात उत निष्ट्यो यो अस्माँ अभिदासति ।
रुद्रः शरव्ययैतान् ममामित्रान् वि विध्यतु ॥ ३ ॥
यः सपत्नो योऽसपत्नो यश्च द्विषन् छपाति नः ।
देवास्तं सर्वे धूर्वन्तु ब्रह्म वर्म ममान्तरम् ॥ ४ ॥

---

અર્થ— ( वि-व्याधिन ) વિશેષ રીતે વિંધનારા શત્રુ ( न मा विदन् ) અમારા સુધી પહોંચે નહિ ( अभिव्याधिन ) ચારે તરફથી મારનારા અને કાપનારા શત્રુ ( न मो विदन् ) અમારા પર્યંત કદી પણ ન પહોંચે હે ( इन्द्र ) પરમેશ્વર! ( विषूची शरव्या ) બધી બાજુ ફેલનારા બાણ સમુહોને ( अस्मन् आरात् पातय ) અમારાથી દૂર પાડ. ( ૧ ) ( ये अस्ता ) જે ફેંકેલા છે અને ( ये च अस्या ) અને જે ફેંકવાના છે તે સર્વ ( विष्वञ्च शरव ) ચારે તરફ ફેલાએલા બાણ વગેરે શસ્ત્રો (अस्मत् पतन्तु) અમારાથી દૂર જઇને પડે ( दैवी मनुष्येषव ) હે મનુષ્યોના દિવ્ય બાણો ! ( मम अमित्रान् ) મારા શત્રુઓને ( विविध्यत ) વિંધી નાખો ( ૨ ) ( य न स्व ) જે અમારા પોતાના અથવા ( य अरण ) જે બીજી જાતિના હો અથવા જે ( स-जात ) સમાન ઉચ્ચ જાતિના કુલીન ( उत ) અથવા જે ( निष्ट्यः ) ભિન્ન જાતિના અથવા વર્ણસંકર જાતિના હીન ( अस्मान् अभिदासति ) અમારા પર ચઢાઇ કરીને અમને દાસ બનાવવાના પ્રયત્નો કરે ( एतान् मम अमित्रान् ) આ મારા શત્રુઓને ( रुद्र ) રડાવનાર વીર ( शरव्यया विविध्यतु )

બાણોથી વિંધી નાખે. (૩) (यः) જે (सपत्नः) વિરોધી અને (यः असपत्नः) જેઓ પ્રગટ રીતે વિરોધીઓ નથી (च यः द्विषन्) અને જે દ્વેષ કરીને (नः शपाति) અમને શાપ આપે છે (तं) તેનો (सर्वे देवाः) બધા દેવ (धूर्वन्तु) નાશ કરે (मम अन्तरं वर्म) મારું આંતરિક કવચ (ब्रह्म) બ્રહ્મજ્ઞાન જ છે. (૪)

ભાવાર્થ— અમારા વીર પુરૂષોનું શૌર્ય એવું હો કે અમારો નાશ કરવાની ઇચ્છા કરનારા સર્વ શત્રુ અમારાથી દૂરથી દૂર રહે અને અમારા સુધી કદી પણ પહોંચી શકે નહિ. તેમનાં શસ્ત્રો પણ અમારાથી દૂર રહે. (૧) બધાં શસ્ત્રો અમારાથી દૂર જઇને પડે, અને અમારા શત્રુઓ પર જ બધાં શસ્ત્રો પડતાં રહે. (૨) અમારો કોઇ પણ મિત્ર અથવા શત્રુ, અમારી જાતવાળો અથવા પરજાતવાળો, કુલીન અથવા હીન ગમે તે કેમ ન હો જો તે અમને દાસ બનાવવા ચાહે યા અમારો નાશ કરવાનો પ્રયત્ન કરતો હોય તો તેનો નાશ શસ્ત્રોથી કરવો એ યોગ્ય છે. (૩) જે પ્રગટ અથવા અપ્રગટ શત્રુ અમારો નાશ કરવા ઇચ્છે અથવા અમને બુરાં વેણ કહેવા માંગતો હોય તો સર્વ સજ્જનો તેને અમારાથી દૂર કરે મારું આંતરિક કવચ સત્યજ્ઞાન જ છે. (૪)

---

# શત્રુ-નાશન—સૂક્ત

આ "માગ્રામિક ગણ" નું સૂક્ત છે. તેને કારણે "અપરાજીત ગણ" ના સૂક્તોની સાથે પણ તેનો સંબંધ છે. તેથી પાઠક આ ગણના સૂક્તની સાથે તેનો પણ વિચાર કરે.

### આન્તરિક કવચ

આ સૂક્તમાં જે સર્વથી મહત્વની વાત કહેવામાં આવી છે તે આંતરિક કવચની છે. દેશનું કવચ પર્વત, દુર્ગ અને સમુદ્ર હોય છે. તે હોવાને કારણે બહારના શત્રુઓ દેશમાં ઘૂસી શકતા નથી. ગામડાનું કવચ કિલ્લાઓ હોય છે તેથી શત્રુઓ ગામમાં ઘૂસી જતા નથી. શરીરનાં કવચ લોખંડના અથવા તારનાં બનાવવામાં આવે છે તેથી શત્રુઓના શસ્ત્રો શરીરપર લાગતાં નથી, અને શરીરનું રક્ષણ થાય છે. શરીરની અંદર આત્મા અને અંતઃકરણ છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર મળીને અંતઃકરણ બને છે. આની સાથે આત્મા પણ વસે છે. આ "અન્તઃકરણ" ને માટે "અંતઃકવચ" અવશ્ય હોવું જોઇએ, જે આ શત્રુનાશન સૂક્તે "ब्रह्म वर्म ममान्तरम्" શબ્દો દ્વારા દર્શાવ્યું છે. જ્ઞાન રૂપ કવચ જ મારું આંતરિક "કવચ" છે. જેનો આત્મા અને અંતઃકરણ જ્ઞાન રૂપ કવચથી સંરક્ષાએલાં છે, તેમને કોઇ પણ શત્રુનો ડર રાખવાનું કાંઇ કારણ નથી. તે અજાતશત્રુ જ બની જાય છે આ જ્ઞાન રૂપ કવચ દર્શાવવામાં જ્ઞાનવાચક "બ્રહ્મ" શબ્દ સૂક્તમાં વાપર્યો છે. તેજ પરમેશ્વર અથવા બ્રહ્મનો વાચક છે અને તેથી આ બ્રહ્મ શબ્દથી "પરમાત્મ વિષયક આસ્તિક્ય અને બુદ્ધિયુક્ત જ્ઞાન" એટલો અર્થ આ શબ્દથી સમજવા યોગ્ય છે.

### આ સૂક્તના બે વિભાગ

આ સૂક્તના બે વિભાગ થાય છે. પ્રથમ વિભાગમાં પ્રારંભથી ચતુર્થ મંત્રના તૃતીય ચરણ સુધીના સર્વ મંત્રો આવે છે, અને દ્વિતીય વિભાગમાં ચતુર્થ મંત્રના ચતુર્થ ચરણનો જ સમાવેશ થાય છે. આ વિભાગોને જોઇને આ સૂક્તનો વિચાર કરવાથી ઘણો બોધ મળે છે.

### વૈદિક ધર્મનું સાધ્ય, બ્રાહ્મ કવચ

"પરમાત્માની ભક્તિથી પરિપૂર્ણ સત્ય સનાતન જ્ઞાન જ મારું કવચ છે" આ બ્રાહ્મ કવચથી સુરક્ષિત થવાથી મને કોઇ પણ શત્રુનો ભય રહે નહિ આ આત્મવિશ્વાસ મનુષ્યમાં ઉત્પન્ન કરવો એ વૈદિધર્મનું સાધ્ય છે. આ ભાવ મનુષ્યમાં સ્થાપિત કરવા માટેજ આ વૈદિકધર્મનું શિક્ષણ છે. પરંતુ આ જ્ઞાન સમય સમયસર થોડાક જ પરિશુદ્ધ મહાત્માઓમાં ઉત્પન્ન થાય છે અને તેનાથી પણ થોડા

સ તેમાં તેનો સાક્ષાત્કાર થાય છે એ વાત આપણે ઇતિહાસમાં જોઇએ છીએ તેથી જો કે વેદનું આ સાધ્ય જ છે તો પણ સર્વ મનુષ્યોમા આ સાધ્ય સાક્ષાત્કારથી પ્રત્યક્ષ થવુ કઠીન છે એમા પણ સ દેહ નથી તેથી સાધારણ મનુષ્ય આત્મિક દિવ્યશકિતને શરણ જવાને બદલે મતભેદનો નિશ્ચય કરતી વખતે શારીરિક પાશવી શકિતનો જ આશ્રય ગ્રહણ કરે છે તેથી અમારૂં કહેવુ છે કે પ્રથમ વિભાગના મ ત્રો પાશવી શકિતનો વિચાર કરતી વખતે સાધારણ મનુષ્યોને માર્ગ બતાવે છે અને દ્વિતીય વિભાગનો મ ત્ર ભાગ આત્મિક દિવ્ય શકિતનુ માનવાનુ અ તિમ ધ્યેય બતાવે છે

'આત્મિક શકિત અથવા આત્મિક જ્ઞાન જ મારૂ સર્વથી મહાન કવચ છે જેથી હું સર્વ પ્રકારના શત્રુઓથી સુરક્ષિત રહી શકુ છુ, મારામાં જો અહિંસાનો ભાવ પૂર્ણરૂપથી સ્થિર થાય તો જે જે મારી પાસે આવશે તેમનામાંથી પણ શત્રુતાનો ભાવ દૂર થઇ જશે "

આ પ્રમાણે વૈદિકધર્મનું શિક્ષણનુ અ તિમ સાધ્ય છે, આજ વાત મનુષ્યે અ તે સ્વીકારવાની છે પર તુ આ સ્વીકાર બાહ્ય દબાણથી થવો જોઇએ નહિ પરંતુ અ ત સ્ફૂર્તિથી જ થવો જોઇએ, આપણો સ્વભાવ જ એવો બનાવવો જોઇએ આ ભાવનાથી મનુષ્યનું સર્વથી અધિક કલ્યાણ થાય છે

## અન્ય કવચ, ક્ષાત્રકવચ

શરીરનું, નગરનુ તથા દેશનુ અન્યાન્ય કવચ ઉપરોકત વિશ્વાસના અભાવે આવશ્યક જ છે સ્વસ રક્ષણનાં શસ્ત્રાસ્ત્ર વગેરે સર્વ આ અવસ્થામાં જ સહાયક છે અર્થાત્ જ્યાં સુધી જનતા પૂર્વોક્ત અધિકારને માટે યોગ્ય બને નહિ ત્યા સુધી શૂરવીર ક્ષત્રિયગણ રાષ્ટ્રનુ સ રક્ષણ આ શસ્ત્રાસ્ત્રોથી કરે આ ક્ષાત્ર સાધન છે જ્ઞાન કવચથી સુરક્ષિત થવુ એ બ્રાહ્મ-સાધન છે અને લોખ ડના કવચથી તથા શસ્ત્રાસ્ત્રોથી સુરક્ષિત થવુ એ ક્ષાત્ર સાધન છે બ્રાહ્મસાધન સ્વીકારવાને યોગ્ય જનતાની ઉન્નતિ ધર્મસાધનથી જ કરવી જોઇએ અને જ્યાં સુધી એટલી ઉન્નતિ થાય નહિ ત્યાં સુધી ક્ષાત્ર સાધનથી શત્રુઓનો પ્રતિકાર કરવો યોગ્ય છે ક્ષાત્ર સાધનોથી ઘણાં યુદ્ધો થવાથીજ મનુષ્ય આ સાધનોની ક્રૂરતા નો અનુભવ કરે છે અને બ્રાહ્મ સાધનનો સ્વીકાર કરવાનો પ્રયત્ન કરે છે

આ પ્રકારે યુદ્ધ પણ મનુષ્યને બ્રાહ્મસાધન સુધી પહોંચાડ નારૂ એક સાધન છે

## દાસભાવનો નાશ

તૃતીય મ ત્રમાં કહ્યું છે કે, " જે પોતાના અથવા પરાયા અમને પોતાના દાસ બનાવવાનો ય ન કરે છે તેમનો નાશ કરવો જોઇએ, " રાષ્ટ્રીય પારત ત્ર્ય શારીરિક દાસભાવનુ દ્યોતક છે આ ઉપરાંત માનસિક, બૌદ્ધિક તથા વાચિક પાર ત ત્ર્ય પણ છે અને એ સર્વ કરતાં વધારે ઘાતક છે કોઇપણ પ્રકારનુ પારત ત્ર્ય જે આપણું વિઘાતક હોય તેનો સ્વીકાર કરવો જોઇએ નહિ, પર તુ તે ॥ કારણોને દૂર કરવાં જોઇએ આર્યો કદી દાસ બન્યા નથી સ્વાધીનતા જ મનુષ્યનું સાધ્ય છે જ્ઞાન અને પુરૂષાર્થથી જ સ્વાધીનતા-બ ધનમુકિત પ્ર પ્ત થઇ શકે છે, તેનો પણ આજ આશય છે મનુષ્યના સર્વ દુ ખો દાસત્વને કારણે જ છે તેથી કોઇ મનુષ્ય અથવા રાષ્ટ્ર બીજા મનુષ્યને અથવા રાષ્ટ્રને દાસત્વમા દબાવવાનો પ્રયત્ન કરે નહિ અને કદાચ કોઇનાથી એવુ થઇ જાય તો સર્વ મનુષ્યોએ તેનો વિરોધ કરવો જોઇએ

દાસભાવને દૂર કરવાનો ઉપદેશ પાઠક આ સૂકતમાં વિશેષ ભાવથી જુએ અને તેને પોતાના જીવનમાં ધારણ કરે પ્રાય આ સૂકતનો આ પ્રકારે વિચાર કરવાથી ઘણો જ બોધ પ્રાપ્ત થઇ શકે છે

# શત્રુદમન

## કાંડ ૭, સૂક્ત ૭૦

( ऋषिः- अथर्वा । देवता- श्येनः, देवाः )

यत्किं चासौ मनसा यच्च वाचा यज्ञैर्जुहोति हविषा यजुषा ।
तन्मृत्युना निर्ऋतिः संविदाना पुरा सत्यादाहुतिं हन्त्वस्य ॥ १ ॥
यातुधाना निर्ऋतिरादु रक्षस्ते अस्य घ्नन्त्वनृतेन सत्यम् ।
इन्द्रेषिता देवा आज्यमस्य मथ्नन्तु मा तत्सं पादि यदसौ जुहोति ॥ २ ॥
अजिराधिराजौ श्येनौ संपातिनाविव ।
आज्यं पृतन्यतो हतां यो नः कश्चाभ्यघायति ॥ ३ ॥
अपाञ्चौ त उभौ बाहू अपि नह्याम्यास्यम् ।
अग्नेर्देवस्य मन्युना तेन तेऽवधिषं हविः ॥ ४ ॥
अपि नह्यामि ते बाहू अपि नह्याम्यास्यम् ।
अग्नेर्घोरस्य मन्युना तेन तेऽवधिषं हविः ॥ ५ ॥

---

**અર્થ**— ( असौ यत् किंच मनसा ) આ શત્રુઓ જે કાંઇ પણ મનથી અને ( यत् च वाचा ) જે કાંઈ વાણીથી કરે છે તથા જે કાંઇ ( यजुषा हविषा यज्ञैः जुहोति ) યજુ, હવિ અને યજ્ઞોથી હવન કરે છે. ( अस्य यत् संविदाना निर्ऋतिः ) તેનો તે ઉદ્દેશ્ય જાણનારી સંહાર શક્તિ ( सत्यात् पुरा मृत्युना आहुतिं हन्तु ) યજ્ઞની પૂર્ણતા થવા પહેલાં જ મૃત્યુથી તેની આહુતિ નષ્ટ કરે. ( ૧ )

( यातुधाना रक्षः निर्ऋतिः ) યાતના દેનારા, રાક્ષસ અને વિનાશ શક્તિ આ સર્વ ( आत् उ अस्य सत्यं अनृतेन घ्नन्तु ) નિશ્ચય પૂર્વક આ દુષ્ટ શત્રુના સત્યનો પણ અનૃતથી ઘાત કરે. ( इन्द्र–इषिताः देवाः ) ઇન્દ્ર દ્વારા પ્રેરિત દેવ ( अस्य आज्यं मथ्नन्तु ) આ દુષ્ટ શત્રુના ઘૃતનું મન્થન કરે અને ( यत् असौ जुहोति तत् मा संपादि ) જે ઉદ્દેશ્યથી આ હવન કરે છે તે તેનો ઉદ્દેશ્ય સિદ્ધ ન થાય. ( ૨ )

( अजिर–अधिराजौ संपातिनौ श्येनौ इव ) શીઘ્રગામી પક્ષીરાજ બાજ એક બીજા પર જેવી રીતે આઘાત કરે છે, તેવી રીતે ( यः कः च नः अभि अघायति ) જે કોઇ અમને પાપથી કષ્ટ આપે છે તે ( पृतन्यतः आज्यं हतां ) સેનાવાળા શત્રુના ઘીનો નાશ કરે છે. ( ૩ )

( ते उभौ बाहू अपाञ्चौ ) તારા શત્રુના બંને બાહુ હું પાછળથી વાળીને બાંધુ છું તથા ( आस्यं अपि नह्यामि ) તારૂં મોઢું હું બાંધી દઉં છું. ( अग्नेः देवस्य तेन मन्युना ) અગ્નિ દેવના તે ક્રોધને ( ते हविः अवधिषं ) તારા હવિનો હું નાશ કરૂં છું. ( ૪ )

( ते बाहू अपि नह्यामि ) હું શત્રુ ! તારા બંને બાહુઓને બાંધુ છું ( आस्यं अपि नह्यामि ) મોઢાને પણ બાંધુ છું. ( घोरस्य अग्नेः तेन मन्युना ) ભયાનક અગ્નિના એ ક્રોધને ( ते हविः अवधिषं ) તારા હવિનો હું નાશ કરૂં છું ( ૫ )

---

જે શત્રુ પોતાના ( पृतन्यतः ) સૈન્યથી અમને સતાવે છે, અને ( नः अघायति ) અમને પાપી યુક્તિઓથી

વિવિધ કષ્ટ આપે છે, તે દુષ્ટ શત્રુના અન્ય સર્વ યજ્ઞાદિ પ્રયત્ન પણ સફળ ન થાય આવા દુષ્ટ શત્રુ જે કાંઇ સત્ય કર્મ કરે છે તેનો ઉદ્દેશ્ય એટલો જ હોય છે કે તેથી તેમની શક્તિ વધે અને તે શક્તિનો ઉપયોગ અમને દબાવવાની યુક્તિઓમા તેઓ કરે. દુષ્ટો લોકો જે કાંઇ સત્કર્મ કરે છે, તે સત્યના પ્રેમને લીધે કરતા નથી, પરંતુ પોતાની શક્તિ વધારવાને માટે કરે છે તેઓ મનમાં એજ ઇચ્છા ધારણ કરે છે કે આ શક્તિથી અમે નિર્બળોને લુટીશુ અને આપણા ભોગ વધારીશુ. તેથી આ સૂક્તમાં એવી પ્રાર્થના કરી છે કે એવા દુષ્ટોનાં સત્કર્મો પણ સફળ ન થાય અને તેમની શક્તિ ન વધે દુષ્ટોની શક્તિ ઘટવાથી જગતમાં શાન્તિ રહી શકે છે.

# શત્રુનો નાશ

## કાંડ ૬, સૂક્ત ૧૩૪

( ऋषि - शुक्र। देवता- वज्र. )

अयं वज्रस्तर्पयतामृतस्यावास्य राष्ट्रमप हन्तु जीवितम् ।
शृणातु ग्रीवाः प्र शृणातूष्णिहा वृत्रस्येव शचीपतिः ॥ १ ॥
अधरोऽधर उत्तरेभ्यो गूढः पृथिव्या मोत्सृपत् । वज्रेणावहतः शयाम् ॥ २ ॥
यो जिनाति तमन्विच्छ यो जिनाति तमिज्जहि ।
जिनतो वज्र त्वं सीमन्तमन्वञ्चमनु पातय ॥ ३ ॥

**અર્થ**— ( अय ऋतस्य वज्रः तर्पयतां ) આ સત્યનું શસ્ત્ર તૃપ્તિ કરે, આ ( अस्य राष्ट्रं अवहन्तु ) તેના શત્રુથી વસાએલા રાષ્ટ્રનો નાશ કરે અને ( जीवितं अपहन्तु ) શત્રુના જીવનનો પણ નાશ કરે. ( शचीपतिः वृत्रस्य इव ) ઇન્દ્ર જેવી રીતે વૃત્રનો પરાભવ કરે છે તે પ્રમાણે આ શત્રુની ( ग्रीवाः शृणातु ) ગરદનોને કાપી નાખે અને ( उष्णिहा प्र शृणातु ) તેમની ધમનીઓને કાપી નાખે. ( ૧ )

*( उत्तरेभ्यः अधरः अधरः ) ઉત્કૃષ્ટોથી વધારે નીચે અને નીચે થઇને ( पृथिव्याः गूढः ) પૃથ્વીમાં* છૂપાઇ રહે અને ( मा उत्सृपत् ) કદી ઉપર ન આવે તથા ( वज्रेण अवहतः शयाम् ) વજ્રથી હણાયને એક બાજુ પડયો રહે. ( ૨ )

હે વજ્ર! ( यः जिनाति तं अन्विच्छ ) જે હાનિકારક છે તેમને શોધી કાઢો. ( यः जिनाति तं इत् जहि ) જે કષ્ટ પહોંચાડે છે તેને મારી નાખ! ( त्वं जिनतः सीमन्त अन्वञ्चम् अनुपातय ) દુઃખ દેનારાના શિરને તું સીધે સીધુ નીચે પછાડી દે ( ૩ )

**ભાવાર્થ**— આ વજ્ર સત્યનુ સંરક્ષણ કરે છે અને અસત્યનો નાશ કરે છે જે રાષ્ટ્રનો નાશ કરવા ચાહે છે તે શત્રુનો નાશ આ વજ્રથી થશે આ વજ્ર તેમનો નાશ કરે જેઓ અન્યને સતાવે છે. ( ૧ )

શત્રુઓનુ અધઃપતન થાઓ, તેઓ પોતાનુ માથું કદી ઉપર ન ઉઠાવે અને એ તમા વજ્રથી હણાઇ જઇ જમીનપર પડે ( ૨ )

જે વિનાકારણ બીજાનો નાશ કરે છે તેમનો નાશ કરવા યોગ્ય છે તે દુષ્ટનુ માથુ કાપવામા આવે. ( ૩ )

### વજ્ર આદિ શસ્ત્રોનો ઉપયોગ

વજ્ર આદિ શસ્ત્રોનો ઉપયોગ જનતાની હાનિ કરનારા દુષ્ટોનો નાશ કરવાના કાર્યમાં કરવામાં આવે સત્યપક્ષ સહાયના કરવામાં અને અસત્યપક્ષનો વિરોધ કરવાના કાર્યમાં આ શસ્ત્રોનો ઉપયોગ કરવામાં આવે અસત્યપક્ષનો લોક સમય સમય પર પ્રબળ બની જાય તો પણ તે દિન પ્રતિદિન નીચે જ પટકાતા જાય છે. તેમનો પક્ષ એવો હોય છે કે તે તેમને ઉપર આવવા દેતા નથી, જેને કારણે જનતાની હાનિ થાય છે બધા મળીને તેમનો નાશ કરે.

---

## શત્રુનો નાશ

### કાંડ ૬, સૂક્ત ૧૩૫

(ऋषिः- शुक्र । देवता- वज्र)

यदश्ना॒मि॒ बलं॑ कु॒र्व इ॒त्थं वज्र॒मा द॑दे ।
स्क॒न्धान॒मुष्य॑ शा॒तय॑न्वृ॒त्रस्ये॑व॒ शची॒पतिः॑ ॥ १ ॥
यत्पिबा॑मि॒ सं पि॑बामि समु॒द्र इ॑व संपि॒बः ।
प्रा॒णान॒मुष्य॑ सं॒पाय॒ सं पि॑बामो अ॒मुं व॒यम् ॥ २ ॥
यद्गिरा॑मि॒ सं गि॑रामि समु॒द्र इ॑व संगि॒रः ।
प्रा॒णान॒मुष्य॑ सं॒गीर्य॒ सं गि॑रामो अ॒मुं व॒यम् ॥ ३ ॥

---

અર્થ—(यत् अश्नामि बलं कुर्वे) જે હું ખાઉં તેનાથી હું મારૂ બળ વધારૂ. (इत्थं वज्र आददे) આ પ્રકારે હું વજ્ર હાથમા લઉ છુ અને (अमुष्य स्कन्धान् शातयन्) તે શત્રુઓના ખભા હું કાપું છું (शचीपति वृत्रस्य इव) જેવી રીતે ઇન્દ્ર વૃત્રને મારી નાખે છે. (૧)

(यत् पिबामि संपिबामि) જે હું પીઉ છુ તે સારી રીતે પી જાઉ છુ (समुद्रः इव संपिब) સમુદ્ર જેવી રીતે પીએ છે (अमुष्य प्राणान् संपाय) તે શત્રુના પ્રાણોને પી લઇને (वयं अमुं सं पिबाम) અને તેને પી જઇએ છીએ (૨)

(यत् गिरामि संगिरामि) જે હું ગળુ છુ તે હું બરાબર ગળાની નીચે ઉતારી દઉં છું. (समुद्र इव संगिरः) સમુદ્રની જેમ ગળી જાય છે. (अमुष्य प्राणान् संगीर्य) તેના પ્રાણોને ગળી જઇને (वयं अमुं संगिराम) અમે તેને ગળાની નીચે ઉતારી દઇએ છીએ. (૩)

---

ભાવાર્થ— જે હું ખાઉ છુ અને ગળાની નીચે ઉતારૂં છુ તેનું હુ મારામા બળ પેદા કરૂ છુ જેવી રીતે સમુદ્ર નદીઓ અને વરસાદના જળને પીએ છે અને અપનાવે છે, તે પ્રકારે હું પણ ખાધેલા અને પીધેલા અન્નરસોને અપનાવુ છુ અને તેનાથી મારૂ બળ વધારૂ છુ અને તે બળથી યુક્ત બનીને હાથમા સત્ય પક્ષના રક્ષણ માટે શસ્ત્ર લઉ છુ અને દુષ્ટોનો નાશ કરૂ છુ (૧-૩)

પોતાનું બળ વધારીને તે બળનો ઉપયોગ દુષ્ટોનું દમન કરવાના કાર્યમાં કરવુ જોઇએ.

# શત્રુનો નાશ

## કાંડ ૬, સૂક્ત ૧૦૩

( ऋषिः- उच्छोचन । देवता- इन्द्राग्नी, बहुदैवत्यम् )

संदानं वो बृहस्पतिः संदानं सविता करत् ।
संदानं मित्रो अर्यमा संदानं भगो अश्विना ॥ १ ॥
सं परमान्त्समवमानथो सं द्यामि मध्यमान् ।
इन्द्रस्तान्पर्यहार्दाम्ना तानग्ने सं द्या त्वम् ॥ २ ॥
अमी ये युधमायन्ति केतून्कृत्वानीकशः ।
इन्द्रस्तान्पर्यहार्दाम्ना तानग्ने सं द्या त्वम् ॥ ३ ॥

---

**અર્થ—** હે શત્રુઓ ! ( बृहस्पतिः वः संदानं करत् ) બૃહસ્પતિ તમારૂં ખંડન કરે, ( सविता संदानं ) સવિતા નાશ કરે, ( मित्रः संदानं अर्यमा संदानं ) મિત્ર અને અર્યમા ટુકડા કરે, ( भगः अश्विना संदानं ) ભગ અને અશ્વિનૌ દેવ તમારો નાશ કરે. ( ૧ )

શત્રુઓના ( परमान्, अवमान् अथो मध्यमान् सं सं सं द्यामि ) દૂરના પાસેના અને વચ્ચેના સૈનિકોને હું કાપું છું, ( इन्द्रः तान् परि अहाः ) ઇન્દ્ર તે સર્વનું નિવારણ કરે. હે અગ્નિ ! ( त्वम् तान् दाम्ना सं द्य ) તું તેમને પાશથી સ્વાધીન રાખ. ( ૨ )

( केतून् कृत्वा ) ઝંડાઓને ઉંચકીને ( अमी ये अनीकशः युधं आयन्ति ) આજે પોતપોતાની ટુકડીઓ સાથે યુદ્ધને માટે આવેલા છે, ( तान् इन्द्रः परि अहाः ) તેમનું ઇન્દ્ર નિવારણ કરે. હે અગ્નિ ! ( त्वं तान् दाम्ना सं द्या ) તું તેમને પાશથી બાંધી રાખ. ( ૩ )

---

**ભાવાર્થ—** જ્ઞાની, શૂર, મિત્ર, ન્યાય કરનારા, ધનવાન્, અશ્વાવાન્ આ બધા રાષ્ટ્રની રક્ષાને માટે પોતપોતાની શક્તિથી શત્રુઓનો સંહાર કરે કોઇ પણ ડરી જઇને પાછળ ન રહે ( ૧ )

શત્રુસેનામા જે પાસેના, વચ્ચેના અને દૂરના સૈનિકો છે તેમનું નિવારણ કરવામાં આવે, અને જે પાસે મળી આવે તેમને આપણે આધીન કરી લેવામા આવે. ( ૨ )

જે સૈનિકો ઝંડાને ઉઠાવીને નાના નાના વિભાગો સાથે મેળવીને હુમલો કરે છે તેમનો પણ પૂર્વોક્ત રીતે નાશ કરવામા આવે ( ૩ )

### શત્રુઓનું દમન

જે સમયે રાષ્ટ્ર રક્ષાનો પ્રશ્ન ઉપસ્થિત્ થાય તે સમયે ( बृहस्पति ) જ્ઞાની જન, ( सविता ) શૂરવીર, ( मित्र ) મિત્ર સૈન્યના લોકો, ( अर्य-मा ) ન્યાય કરનારાઓ, શ્રેષ્ઠ કોણ છે અને કોણ નથી તેમનું પ્રમાણ નિશ્ચિત કરનારા, ( भगः ) ઐશ્વર્યવાન, ( अश्विनौ ) અશ્વવાળા, અર્થાત્ ઘોડાપર સવારી કરનારા વીર, ( इन्द्र ) નરેન્દ્ર મંડલ, શૂર, વીર, ( अग्निः ) પ્રકાશક વગેરે સર્વ પ્રકારના લોકો પોતાના રાષ્ટ્રની રક્ષાને માટે કટિબદ્ધ થઇને દરેક રીતે શત્રુનો નાશ કરે અને પોતાના રાષ્ટ્રનો બચાવ કરે. તેઓમાંથી કોઇ પણ પાછળ ન રહે પોતપોતાની શક્તિ અનુસાર જે બની શકે તે પ્રત્યેક મનુષ્ય કરે અને પોતાના રાષ્ટ્રની રક્ષા કરે.

આ સૂક્તમાં જે દેવતા વાચક નામ આવી ગયાં છે તે દેવોના દિવ્ય રાષ્ટ્રના અનેક હોદ્દેદારો છે દેવ રાષ્ટ્રમાં તેમનાં કાર્ય નિશ્ચિત કરેલાં છે. તેજ કાર્ય કરનારા માનવ રાષ્ટ્રના હોદ્દેદારો એજ પ્રકારના પોતપોતાનાં કાર્ય કરે અને પોતાના રાષ્ટ્રનું રક્ષણ કરે, એ આ સૂક્તનો આશય છે. જેવી રીતે દેવો કાર્ય કરે છે તેવી રીતે મનુષ્યો કાર્યો કરે અને દેવતા બની જાય.

# શત્રુનો પરાજય

## કાંડ ૬, સૂક્ત ૧૦૪

(ऋषिः– प्रशोचनः। देवता– इन्द्राग्नी बहवोदेवताः)

आदानेन संदानेनामित्राना द्यामसि ।
अपाना ये चैषां प्राणा असुनासून्त्समच्छिदन् ॥ १ ॥
इदमादानमकरं तपसेन्द्रेण संशितम् ।
अमित्रा येऽत्र नः सन्ति तानग्न आ द्या त्वम् ॥ २ ॥
ऐनान्द्यतामिन्द्राग्नी सोमो राजा च मेदिनौ ।
इन्द्रो मरुत्वानादानममित्रेभ्यः कृणोतु नः ॥ ३ ॥

---

**અર્થ—** (आदानेन संदानेन) પકડવાથી અને વશ કરવાથી (अमित्रान् आ द्यामसि) શત્રુઓનો નાશ કરીએ છીએ. (एषां ये च प्राणाः अपानाः) તેના જે પ્રાણ અને અપાન છે તેને (असून् असुना सं अच्छिदन्) પ્રાણોને પ્રાણથી જ કાપી નાખું છું. (૧)

(इन्द्रेण तपसा संशितं) ઇન્દ્રે તપ દ્વારા તીક્ષ્ણ બનાવેલા (इदं आदानं अकरं) આ પાશ મેં બનાવ્યા છે, (ये अत्र नः अमित्राः सन्ति) જે અહીં અમારા શત્રુઓ છે, હે અગ્નિ! (तान् त्वं आद्य) તેમનો તું નાશ કર. (૨)

(इन्द्राग्नी एनान् आद्यतां) ઇન્દ્ર અને અગ્નિ તેનો નાશ કરે (सोमः राजा च मेदिनौ) સોમ અને રાજા પણ આનંદથી આ કાર્ય કરે (मरुत्वान् इन्द्रः) મરૂતની સાથે ઇન્દ્ર (नः अमित्रेभ्यः आदानं कृणोतु) અમારા શત્રુઓને પકડી રાખે. (૩)

---

**ભાવાર્થ—** શત્રુઓને પકડી રાખીને તેમને પ્રતિબંધમાં રાખીને અમે તેમનો નાશ કરીએ છીએ તેમના પ્રાણોનું બળ પણ અમે ઓછું કરીએ છીએ. (૧)

તપ દ્વારા બનાવેલા આ પાશ છે, તેનાથી શત્રુઓને બાંધ અને તેમનો નાશ કર. (૨)

સર્વ દેવો શત્રુ નાશ કરવાનાં કાર્યમાં અમને સહાયતા કરે. (૩)

### શત્રુઓને પકડવા

શત્રુઓને પકડીને તેમને અટકાયતમાં રાખવા જોઇએ તેમની શત્રુતા જો અટકી જાય તો શત્રુ નષ્ટ થયા આ વાત સ્પષ્ટ છે. આપણા તપના પ્રભાવથી શત્રુઓ અટકમાં રહે છે અને જો તપ ન થાય તો શત્રુઓ પ્રબળ બની જાય છે. આ વાતનો પ્રત્યેક મનુષ્ય અનુભવ કરી શકે છે. આથી આ બાબતમાં અધિક લખવું આવશ્યક નથી જ.

# શત્રુના તેજનો નાશ

## કાંડ ૭, સૂક્ત ૧૩

( ऋषि - अथर्वा [ द्विषोवर्चोहर्तुकामः ] । देवता - सूर्य )

यथा सूर्यो नक्षत्राणामुद्यंस्तेजांस्याददे ।
एवा स्त्रीणां च पुंसां च द्विषतां वर्च आ ददे ॥ १ ॥

यावन्तो मा सपत्नानामायन्तं प्रतिपश्यथ ।
उद्यन्त्सूर्य इव सुप्तानां द्विषतां वर्च आ ददे ॥ २ ॥

---

અર્થ— ( यथा उद्यन् सूर्य ) જેવી રીતે ઉદય પામતો સૂર્ય ( नक्षत्राणा तेजांसि आददे ) તારાઓના પ્રકાશને લઇ જાય છે, ( एवा द्विषता स्त्रीणा च पुंसां च ) તે પ્રમાણે દ્વેષ કરનારી સ્ત્રીઓ અને પુરૂષોનું ( वर्च आददे ) તેજ હુ લઉ છુ (૧)

( सपत्नाना यावन्तः ) શત્રુઓમા જેટલા જેટલા ( मा आयन्तं प्रतिपश्यत ) મને આવતો જુએ છે, તે ( सुप्ताना द्विषता वर्च आददे ) સૂતેલા શત્રુઓનુ તેજ ખેચી લઉ છુ ( सूर्य इव ) જેવી રીતે સૂર્ય ખેચી લે છે. (૨)

---

ભાવાર્થ— શત્રુ સ્ત્રી હોય અથવા પુરૂષ હોય, તે સૂતેલો હોય અથવા જાગતો હોય જે કોઇ શત્રુતા કરે છે તેનું તેજ ઘટાડવુ જોઇએ અર્થાત્ તેનાથી આપણુ તેજ વધારવુ જોઇએ (૧-૨)

### શત્રુઓનુ તેજ ઘટાડવુ

આ સૂક્તમા શત્રુનું તેજ ઘટાડવાનો ઉપાય કહેલો છે પાઠક તેનું ઉત્તમ રીતે મનન કરે નક્ષત્ર અને સૂર્યની ઉપાસનાથી આ વિષય કહેલો છે જેવી રીતે સૂર્યનો ઉદય થતા પહેલાં નક્ષત્રો ચમકે છે પરતુ સૂર્યનો ઉદય થવાની સાથે જ નક્ષત્રોનું તેજ ઓછુ થઇ જાય છે આમાં નક્ષત્રોનુ તેજ ઘટાડવાને માટે સૂર્ય કોઇ પ્રકારનો પ્રયત્ન કરતો નથી પરતુ સૂર્ય પોતાનું તેજ વધારે છે જેથી નક્ષત્રોનું તેજ પોતાની મેળે જ ઘટે છે એજ પ્રકારે દ્વેષ કરનારાઓનો વિચાર ન કરતાં પોતાનું તેજ વધારવાનો યત્ન કરવો જોઇએ, જેઓ શત્રુના તેજને ઘટાડવાનો પ્રયત્ન કરશે તેઓ ફસાઇ જશે પરતુ જેઓ સૂર્યની જેમ પોતાનુ તેજ વધારવાનો પ્રયત્ન કરશે તેઓનો જરૂર અભ્યુદય થશે શત્રુનો વિચાર કરતી વખતે "સૂર્ય અને નક્ષત્રોનો દૃષ્ટાંત" પાઠક ધ્યાનમા રાખે આથી પાઠકોને જણાઇ આવશે કે શત્રુનુ તેજ ઘટાડવાને માટે આપણે શુ કરવુ જોઇએ ? શત્રુઓની શક્તિથી કેટલીએ ગણી અધિક શક્તિ અમારે પ્રાપ્ત કરવી જોઇએ જેથી શત્રુની શક્તિ સ્વય ઘટી જશે અને તે પોતે જ નીચે દબાઇ જશે

## શત્રુઓને દૂર કરવા

### કાંડ ૬, સૂકત ૯૭

(ઋષિ – અથર્વા। દેવતા– દેવાઃ, મિત્રાવરુણૌ)

अभिभूर्यज्ञो अभिभूरग्निरभिभूः सोमो अभिभूरिन्द्रः ।
अभ्यहं विश्वाः पृतना यथासान्येवा विधेमाग्निहोत्रा इदं हविः ॥ १ ॥

स्वधास्तु मित्रावरुणा विपश्चिता प्रजावत्क्षत्रं मधुनेह पिन्वतम् ।
बाधेथां दूरं निर्ऋतिं पराचैः कृतं चिदेनः प्र मुमुक्तमस्मत् ॥ २ ॥

इमं वीरमनु हर्षध्वमुग्रमिन्द्रं सखायो अनु सं रभध्वम् ।
ग्रामजितं गोजितं वज्रबाहुं जयन्तमज्म प्रमृणन्तमोजसा ॥ ३ ॥

---

અર્થ— (यज्ञः अभिभू) યજ્ઞ શત્રુઓનો પરાભવ કરે છે (अग्नि अभिभू) અગ્નિ શત્રુઓનો પરાજય કરે છે, (सोम अभिभूः) સોમ શત્રુઓનો પરાભવ કરે છે (इन्द्रः अभिभू) ઇન્દ્ર શત્રુઓનો પરાભવ કરે છે (यथा अहं विश्वा पृतनाः अभि असानि) જેનાથી હું સર્વ સેનાઓનો પરાભવ કરું છું (एवा) એ પ્રમાણે અમે પણ (अग्निहोत्रा इदं हवि विधेम) અગ્નિહોત્ર કરનારા બનીને આ હવિનું સમર્પણ કરીશું (૧)

હે (विपश्चिता मित्रावरुणा) જ્ઞાની મિત્ર અને વરુણ! આપને માટે (स्वधा अस्तु) આ અન્ન ભાગ છે. (प्रजावत् क्षत्र इह मधुना पिन्वतं) પ્રજા યુકત ક્ષત્રિયનું બળ અહીં એકત્ર કરો (निर्ऋतिं पराचैः दूरे बाधेथा) દુર્ગતિને દૂર કરીને દૂર જ નષ્ટ કરી દો અને (कृत चित् एन) કરેલા પાપોને પણ (अस्मत् प्रमुमुक्त) અમારાથી દૂર કરો (૨)

હે (सखाय) મિત્રો! (उग्रं ग्रामजितं गोजित वज्रबाहु वीर) ઉગ્ર સ્વભાવવાળા, ગામને જીતનારા, ગાયોને જીતનારા, અથવા ઇન્દ્રિઓને વશ કરનારા, વજ્ર ધારણ કરનારા વીર, (ओजसा अज्म प्रमृणन्तं) બળથી શત્રુઓના બળનો નાશ કરનારા અને (जयन्तं) વિજય કરનારા (इन्द्रं अनु स रभध्वं) ઇન્દ્રને અનુકૂળ પોતાના સર્વ વ્યવહાર કરો (૩)

---

ભાવાર્થ— યજ્ઞ અર્થાત્ પરોપકાર, અગ્નિ, સોમાદિ ઔષધિ, શૂરવીર આ સર્વ પોતપોતાના શત્રુઓને દૂર કરે છે તેજ પ્રમાણે હું પણ સૈન્યસહિત આક્રમણ કરનારા શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરીશ આ વિજયને માટે હું આત્મસમર્પણ કરીશ, જેવુ અગ્નિહોત્રમા હવિર્દ્રવ્ય રીતે પોતાનું સમર્પણ કરે છે (૧)

આ રાજ્યમા સર્વ ક્ષત્રિયોને ઉત્તમ શૂરવીર બાળકો થાય, અને તેઓ રાષ્ટ્રમા એવો પ્રબંધ કરે કે જેથી દુર્ગતિ નષ્ટ થઇ જાય, અને સર્વ પાપ દૂર થાય (૨)

જે શત્રુના ગામને જીતનારો શૂરવીર, શસ્ત્ર ધારણ કરનારો પોતાના બળથી શત્રુ સેનાનો નાશ કરે છે તે વિજય સંપાદન કરનારા વીરને અનુકૂળ તમારૂ આચરણ રાખો (૩)

# શત્રુઓને દૂર કરવા

## વિજયનાં સાધનો

આ સૂકતમાં વિજયનાં કેટલાંક સાધનોનું વર્ણન કરેલ છે. પ્રથમ મંત્રમાં આ સાધનોની ગણના કરેલી છે. જુઓ—

૧ **યજ્ઞઃ**– યજ્ઞથી વિજય મળે છે. આ સર્વમાં મુખ્ય સાધન છે. યજ્ઞનો અર્થ " સત્કાર, સંગઠન અને ઉપકાર " છે. જેઓ સત્કાર કરવા યોગ્ય હોય તેમનો સત્કાર કરવો. પોતામાં સંગઠનથી બળ વધારવું અને દુર્બળો પર ઉપકાર કરવો આ યજ્ઞ છે. આ યજ્ઞથી વૈયક્તિક, સામાજીક અને રાષ્ટ્રીય સર્વ શત્રુઓ દૂર થાય છે. આ યજ્ઞ અનેક પ્રકારના છે તે સર્વનું વર્ણન અહીં કરવાની આવશ્યકતા નથી. યજ્ઞ માતૃભૂમિનુ રક્ષણ કરે છે આ વાત અથર્વ. કાં. ૧૨।૧।૧ માં પણ કહેલી છે, તે વાત આ મંત્રમાં અહીં જોઇને પાઠકો તેની સાથે તુલના કરે.

૨ **અગ્નિઃ**– અગ્નિ શબ્દનો અર્થ જ્ઞાન, પ્રકાશ અને ઉષ્ણતા એમ અહીં લેવો યોગ્ય છે. જ્ઞાનથી સર્વત્ર વિજય મળે છે. પ્રકાશ પણ વિજય અપાવનાર છે. અને ઉષ્ણતા અર્થાત્ ગરમી મનુષ્યમાં રહે તો તે મનુષ્ય કાંઇને કાંઇ પરાક્રમ કરવા માટે સમર્થ થઇ શકે છે.

૩ **સોમઃ**– સોમ વગેરે ઔષધિઓ રોગ વગેરે શત્રુઓનો પરાભવ કરે છે.

૪ **ઇન્દ્રઃ**– શૂરવીરો શત્રુસેનાનો પરાજય કરે છે.

## યજ્ઞ કેવો હોવો જોઇએ ?

વિજય પ્રાપ્તિ માટે યજ્ઞ કેવો હોવો જોઇએ ? આ પ્રશ્નના ઉત્તરમાં પ્રથમ મંત્રમાં કહેલ છે કે જેવી રીતે અગ્નિહોત્રમાં હવિ પોતાનું આત્મસમર્પણ કરે છે, અગ્નિહોત્ર કરનારા લોકો પોતાની આહુતિઓનું સમર્પણ કરે છે, જે પ્રમાણે **( न मम )** હવે આના પર મારો અધિકાર નથી એમ કહેતાં કહેતાં સમર્પણ કરે છે તે પ્રમાણે જ્યારે આત્મસમર્પણ થશે ત્યારે શત્રુ પર વિજય પ્રાપ્ત થશે. વિજય પ્રાપ્ત કરનારા પોતે પોતાનું સમર્પણ પૂર્ણ રીતે કરે આ યજ્ઞ છે અને આજ વિજય અપાવનાર છે.

વિજયને માટે **( स्वधा अस्तु )** પોતાનામાં ધારણશક્તિ જોઇએ. પોતામાં જેટલી વધારે ધારણાશક્તિ હશે તેટલો વિજય પ્રાપ્તિનો નિશ્ચય અધિક દૃઢ થશે.

સાથે સાથે ક્ષત્રિયોમાં વીર પુરૂષ પણ ઉત્તમ પ્રકારના નિર્માણ થવા જોઇએ. તેમનાથી જ વિજય થાય છે અને આ કાર્યને માટે બધા લોકોનો પ્રયત્ન હોવો જોઇએ કે પોતાના રાષ્ટ્રની અંદર જે વિપત્તિ છે તે પૂર્ણરૂપથી દૂર થાય અને સર્વ લોકો વિપત્તિ અને કષ્ટમાંથી મુક્ત થઇને સમૃદ્ધિ તથા સુખ પ્રાપ્ત કરે.

સર્વ લોકો પોતાનું આચરણ શૂરવીર, પ્રતાપી અને પુરૂષાર્થી મનુષ્યને અનુકૂળ રાખે અને કદી પણ પ્રતિકૂળ આચરણ ન કરે, કારણ કે નેતાને પ્રતિકૂળ આચરણ કરવાથી નાશ જ થશે અને લાભ થવાની આશા સરખી પણ નહીં રહેશે.

આ પ્રકારે આ સૂકતનો વિચાર કરીને પાઠક બોધ પ્રાપ્ત કરી શકે છે.

---

आतन्वाना आयच्छन्तोऽस्यन्तो ये च धावथ ।
निर्हस्ताः शत्रवः स्थनेन्द्रो वोऽद्य पराशरीत् ॥ २ ॥
निर्हस्ताः सन्तु शत्रवोऽङ्गैषां म्लापयामसि ।
अथैषामिन्द्र वेदांसि शतशो वि भजामहै ॥ ३ ॥

હે (शत्रवः) શત્રુઓ! (ये आतन्वानाः) તમે ધનુષ્યને ખેંચતાં ખેંચતાં (आयच्छन्तः अस्यन्त च धावथ) અને બાણ છોડતા છોડતા, દોડતા ચાલ્યા આવો છો, તમે (निर्हस्ताः स्थन) હસ્ત રહિત થઈ જાઓ. (इन्द्रः अद्य वः पराशरीत) ઇન્દ્ર આજ તમને મારી નાખશે. (૨)

(शत्रवः निर्हस्ताः सन्तु) સર્વ શત્રુઓ હસ્ત રહિત થાઓ. (एषां अंगा म्लापयामसि) તેમના અંગોને અમે નિર્બળ બનાવી દઇએ છીએ. અને (एषां वेदांसि शतशः विभजामहै) તેમના ધનોને અમે સેંકડો પ્રકારથી અંદર અંદર વેંચી દઇએ છીએ. (૩)

---

## શત્રુઓ પર વિજય

કાંડ ૬, સૂક્ત ૬૭

(ऋषि - अथर्वा । देवता - इन्द्रः)

परि वर्त्मानि सर्वत इन्द्रः पूषा च सस्रतुः ।
मुह्यन्त्वद्यामूः सेना अमित्राणां परस्तराम् ॥ १ ॥
मूढा अमित्राश्चरताशीर्षाण इवाहयः ।
तेषां वो अग्निमूढानामिन्द्रो हन्तु वरंवरम् ॥ २ ॥
ऐषु नह्य वृषाजिनं हरिणस्या भियं कृधि ।
पराङमित्र एषत्वर्वाची गौरुपेषतु ॥ ३ ॥

અર્થ—(इन्द्रः पूषा च) ઇન્દ્ર અને પૂષા (सर्वतः वर्त्मानि परि सस्रुतः) સર્વ માર્ગોમાં ભ્રમણ કરે જેથી (अमित्राणां सेनाः परस्तरां मुह्यन्तु) શત્રુ સેનાઓ દૂર સુધી ગભરાઇ જાય. (૧)

હે (अमित्राः) શત્રુઓ! તમે (मूढाः) ભ્રાન્ત થઇને (अशीर्षाणः अहयः इव चरत) માથું તૂટેલા સાપોની જેમ ચાલો. (अग्नि-मूढानां तेषां वः) અમારા અગ્નાસ્ત્રથી મોહિત થઇને તમારા સર્વના (वरंवरं इन्द्रः हन्तु) વરિષ્ટ, વરિષ્ટ વીરોને ઇન્દ્ર મારી નાખે (૨)

(एषु वृषा हारिणस्य अजिनं आनह्य) આ અમારા વીરોમાં બળની સાથે હરણનું ચામડું પહેરાવી દો. અમારા સૈન્યથી શત્રુ સેનામાં (भियं कृधि) ભય ઉત્પન્ન કર. (अमित्रः पराङ् एषतु) શત્રુઓ દૂર નાસી જાય અને (गौः अर्वाची उप एषतु) તેમની ભૂમિ અથવા ગાયો અમારી પાસે આવી જાય. (૩)

આ ત્રણ સૂક્તો શત્રુઓનો પરાજય કરવા માટેનાં છે શત્રુઓને મોહિત કરીને અથવા ગભરાવીને એવી રીતે નસાડી દેવા જોઇએ કે તેમાંથી કોઇ પણ બચે નહિ. તેઓમા જે શૂરવીર હોય તેમને મારી નાખવા જોઇએ અને એવાં પરાક્રમો કરવાં જોઇએ કે જેથી શત્રુઓના મનમાં ડર (ભય) ઉત્પન્ન થઇ જાય, આ ત્રણે સૂક્તો ઘણાં સરળ છે તેથી તેમનુ અધિક વિવરણ કરવાની કોઇ આવશ્યકતા નથી.

---

# શત્રુઓને દબાવવા

## કાંડ ૫, સૂક્ત ૮

( ऋषि:- अथर्वा । देवता- नानादैवत्यं. १, २ अग्नि , ३ विश्वेदेवा , ४ इन्द्र॰ )

वैकङ्कतेनेध्मेन देवेभ्य आज्यं वह ।
अग्ने ताँ इह मादय सर्व आ यन्तु मे हवम् ॥ १ ॥
इन्द्रा याहि मे हवमिदं करिष्यामि तच्छृणु ।
इम ऐन्द्रा अतिसरा आकूतिं सं नमन्तु मे ।
तेभिः शकेम वीर्यं जातवेदस्तनूवशिन् ॥ २ ॥
यदुसावमुतो देवा अदेवः संश्चिकीर्षति ।
मा तस्याग्निर्हव्यं वाक्षीद्धवं देवा अस्य मोप गुर्ममैव हवमेतन ॥ ३ ॥

---

અર્થ— હે અગ્નિ ! ( वैकङ्कतेन इध्मेन ) શ્રુવા વૃક્ષના ઇન્ધનથી ( देवेभ्यः आज्यं वह ) દેવોને માટે ઘી પહોચાડ અને ( तान् इह मादय ) તેમને અહીં પ્રસન્ન કર, તેઓ ( सर्वे ) બધા ( मे हव आयन्तु ) મારા યજ્ઞમાં આવે. (૧)

હે ઇન્દ્ર ! ( मे हवं आयाहि ) મારા યજ્ઞમાં આવી પહોચ. ( इदं करिष्यामि तत् शृणु ) હું જે પ્રાર્થના કરૂં છું તે સાભળ. ( इमे ऐन्द्रा अतिसराः ) આ ઇન્દ્રના સબધી આગળ વધનાર પુરૂષ ( मे आकूतिं सं नमन्तु ) મારા સંકલ્પને અનુકૂળ તે બને. હે ( तनू-वशिन् जातवेद ) શરીરને વશમા રાખનાર જ્ઞાનવાન્ ! ( तेभिः वीर्यं शकेम ) તે પ્રયત્નોથી અમે વીર્યની પ્રાપ્તિ કરી શકીએ. (૨)

હે ( देवाः ) દેવો ! ( असौ अ-देवः सन् ) તે દેવતા રહિત બનીને ( अमुतः यत् चिकीर्षति ) ત્યાંથી જે કાંઇ તે ઘાત કરવા ઇચ્છે છે. ( तस्य हव्यं अग्निः मा वाक्षीत् ) તેનો હવ્ય અગ્નિ ન પહોચાડે ( देवा अस्य हव मा उपगुः ) દેવ પણ તેના યજ્ઞમાં ન જાય. તેથી ( मम एव हवं एतन ) મારા જ યજ્ઞમાં આવે. (૩/

---

ભાવાર્થ— આ યજ્ઞમાં અગ્નિ દેવોને માટે ઘૃતની આહુતિઓ પહોચાડે અને અહીં દેવોને આનંદિત કરે, જેથી સર્વ દેવ સંતોષથી મારા યજ્ઞમાં આવતા રહે (૧)

હે ઇન્દ્ર ! તુ મારા યજ્ઞમા આવ અને જે હુ પ્રાર્થના કરૂ છુ તે શ્રવણ કર જે ઇન્દ્રના સંબધમા કાર્ય કરનારા છે તેઓ મારા અનુકૂળ કાર્ય કરે શરીરને વશ કરનાર હે જ્ઞાની ! તેનાથી અમને વીર્ય પ્રાપ્ત થાય (૨)

હે દેવો ! જે વસ્તુત પ્રભુની ભક્તિ ન કરતાં પણ જે કાઇ બીજુ કર્મ કરવા ઇચ્છે છે તેની આહુતિઓ અગ્નિ પણ દેવોને ન પહોચાડે અને દેવો પણ તેના યજ્ઞમા ન જાય. પરંતુ તેઓ મારા યજ્ઞમા આવે (૩)

अति धावतातिसरा इन्द्रस्य वचसा हत ।
अविं वृक इव मथ्नीत स वो जीवन्मा मोचि प्राणमस्यापि नह्यत ॥ ४ ॥
यममी पुरोदधिरे ब्रह्माणमपभूतये ।
इन्द्र स ते अधस्पदं तं प्रत्यस्यामि मृत्यवे ॥ ५ ॥
यदि प्रेयुर्देवपुरा ब्रह्म वर्माणि चक्रिरे ।
तनूपानं परिपाणं कृण्वाना यदुपोचिरे सर्वं तदरसं कृधि ॥ ६ ॥
यानसावतिसरांश्चकार कृणवच्च यान् ।
त्वं तानिन्द्र वृत्रहन्प्रतीचः पुनरा कृधि यथामुं तृणहां जनम् ॥ ७ ॥
यथेन्द्र उद्वाचनं लब्ध्वा चक्रे अधस्पदम् ।
कृण्वेऽहमधरांस्तथामूञ्छश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥

અર્થ—હે ( अतिसराः ) અગ્રગામી પુરૂષો ! ( अतिधावत ) વેગથી દોડો. ( इन्द्रस्य वचसा हत ) ઇન્દ્રના વચનથી મારો. ( अविं वृक इव मथ्नीत ) જેવી રીતે ઘેટાંને વરૂ મારી નાખે છે. તે પ્રમાણે શત્રુઓને વલોવી નાખો. ( सः जीवन् ) તે શત્રુ જીવતો, ( वः मा मोचि ) તે તમારી પાસેથી ન છૂટી જાય. ( अस्य प्राणं अपि नह्यत ) તેના પ્રાણને પણ બાંધી દો. ( ૪ )

( अमी यं ब्रह्माणं ) આ જે જ્ઞાનીઓને ( अप भूतये पुरः दधिरे ) અવનતિને માટે જ તેને આગળ ધરી દે છે. હે ઇન્દ્ર ! (सः ते अधस्पदं ) તેઓ તારા પગની નીચે હોય, ( तं मृत्यवे प्रत्यस्यामि ) તેને મૃત્યુને માટે ફેંકું છું. ( ૫ )

( यदि देवपुराः प्रेयुः ) જો દેવોના નગર પર શત્રુઓએ ચઢાઇ કરી હોય અને તેમણે ( ब्रह्म वर्माणि चक्रिरे ) જ્ઞાનને જ પોતાનું કવચ બનાવ્યું હોય અને ( तनूपानं परिपाणं कृण्वानाः ) શરીરનું રક્ષણ કરવાનું સાધન પણ જે બનાવીને ( यत् उपऊचिरे ) જે કાંઇ કહે છે ( सर्वं तत् अरसं कृधि ) તે સર્વ નીરસ બનાવો. ( ૬ )

( असौ यान् अतिसरान् चकार ) તેને જેણે આગળ વધનારો નેતા બનાવ્યો હતો. અને ( च यान् कृणवत् ) જેને હમણા ઉત્પન્ન કર્યા છે. હે ( वृत्रहन् इन्द्र ) શત્રુનાશક ઇન્દ્ર ! ( त्वं तान् पुनः प्रतीचः आकृधि ) તું ફરી વખત તેને પ્રતિગામી કર ( यथा अमुं जनं तृणहान् ) જેનાથી તે જનસમૂહને અમે મારી નાખીએ. (૭)

( यथा इन्द्रः उद्वाचनं लब्ध्वा ) જેવીરીતે ઇન્દ્રે બડબડનારા શત્રુઓને પકડીને તેમને ( अधस्पदं चक्रे ) પગની નીચે દબાવી દીધા ( तथा अहं ) તે પ્રમાણે હું ( शश्वतीभ्यः समाभ्यः ) સદાને માટે ( अमून् अधरान् कृण्वे ) આ શત્રુઓને નીચે દબાવું છું. ( ૮ )

ભાવાર્થ — હે અગ્રગામી પુરુષો ! વેગથી શત્રુઓ પર હુમલો કરો. ઇન્દ્રની આજ્ઞાથી તેમનો વધ કરો. જેવી રીતે વરૂ ઘેટાઓનેમારે છે, તે પ્રમાણે તમો શત્રુઓને મારી નાખો. શત્રુઓના પ્રાણ લો. કોઇ શત્રુ તમારા હાથમાંથી બચી ન જાય. ( ૪ )

જે શત્રુઓ પોતાની અંદરના વિદ્વાન પુરુષોને પણ અવનતિના કાર્યમાં જ લગાડી દે છે તેમની અધોગતિ થાય હું તો તેમને મૃત્યુને માટે સમર્પિત કરૂં છું. ( ૫ )

જો દેવોના નગરો પર શત્રુઓએ ચઢાઇ કરી હોય અને પોતાના શરીરની રક્ષાને માટે કવચાદિ દ્વારા સારી રીતે તૈયારી કરી હોય, તેમજ પોતાનું સર્વ જ્ઞાન પણ આ યુદ્ધ કર્મમાં જ લગાડી દીધુ હોય એવા શત્રુના આ સર્વ પ્રયત્ન નિષ્ફળ થાઓ ( ૬ )

अत्रैनानिन्द्र वृत्रहन्नुग्रो मर्मणि विध्य ।
अत्रैवैनानभि तिष्ठेन्द्र मेद्यहं तव ।
अनु त्वेन्द्रा रभामहे स्याम सुमतौ तव ॥ ९ ॥

અર્થ—હે ( वृत्रहन् इन्द्र ! ) શત્રુનાશક ઇન્દ્ર ! ( अत्र उग्रः एनान् मर्मणि विध्य ) અહીં શૂર બનીને તેનાં મર્મસ્થાનોને છેદી નાખ. હે ઇન્દ્ર ! ( अत्र एव एनान् अभि तिष्ठ ) અહીં જ તેમના પર ચઢાઇ કર. ( अहं तव मेदी ) હું તારો મિત્ર બનીને રહું છું. હે ઇન્દ્ર ! ( त्वा अनु आरभामहे ) તારે અનુકૂળ અમે કાર્યનો આરમ્ભ કરીએ છીએ અને ( तव सुमतौ स्याम ) તારી સુમતિમાં અમે રહીએ. ( ૯ )

ભાવાર્થ—જો શત્રુ પોતાના વીરોને આગળ પાડીને હુમલો કરતા હોય, તો તે શત્રુના પ્રયત્નો ઉલટા થઇ જાય જેથી સર્વ શત્રુઓને અમે મારી નાખીએ ( ૭ )

જે રીતે ઇન્દ્ર ઘમંડી શત્રુઓને પગ નીચે દબાવી રાખે છે, તેવી રીતે હું હમેશા મારા શત્રુઓને નીચે દબાવી રાખું છું. ( ૮ )

હે પ્રભો ! તું ઉગ્ર બનીને અહીં શત્રુઓનાં મર્મસ્થળોને છેદી નાખ, આ શત્રુઓપર ચઢાઇ કર. હુ તારો મિત્ર બનીને તારે અનુકૂળ કાર્ય કરૂં છું અને તારી સુબદ્ધિમાં સ્થિર રહુ છુ. ( ૯ )

---

# શત્રુઓને દબાવવા

### શત્રુનો નાશ

આ સૂકતમાં શત્રુનો નાશ કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે- તેના પહેલા બે મંત્રોમાં પરમેશ્વરની પ્રાર્થના કરીને બળ પ્રાપ્ત કરવાનો ઉપદેશ કર્યો છે.

### યજ્ઞ પ્રાર્થના

અગ્નિમાં ઘીની આહુતિઓ આપીને યજમાન પ્રાર્થના કરે છે કે— " હું દેવતાઓના ઉદ્દેશ્યથી આ આહુતિઓ યજ્ઞમાં આપી રહ્યો છું. આ આહુતિઓ દેવતાઓને પ્રાપ્ત થાઓ અને તેથી દેવતાઓ સન્તુષ્ટ બનીને મારી પ્રાર્થના સાંભળે, પ્રભુની પણ હું પ્રાર્થના કરૂં છું જે તે મારી પ્રાર્થના સાંભળે અને તેની સર્વ શકિતઓ મારે અનુકુળ થાઓ અને અમને પુષ્કળ બળ પ્રાપ્ત થાઓ ( મં. ૧-૨ )

### નાસ્તિકોની અસફળતા

જે પુરૂષના મનમાં પરત્માની ભકિત હોતી નથી, તેને નાસ્તિક અથવા ભકિતહીન મનુષ્ય કહેવામાં આવે છે. યુદ્ધ ફાટી નીકળે તો બંને પક્ષના લોકો પ્રભુની પ્રાર્થના કરે છે. સત્યપક્ષ જેવી રીતે પોતાના યશને માટે પ્રભુની પ્રાર્થના કરે છે, તેવી જ રીતે દુષ્ટપક્ષના લોકો પણ વિજયને માટે પ્રાર્થના કરે છે. આ પ્રમાણે બંને બાજુના સૈનિકો વિજય પ્રાપ્તિ માટે પ્રાર્થના કરવા માંડે અને યજ્ઞ યાગ કરવા માંડે તો પ્રભુ કયા પક્ષની સહાયતા કરે અને કયા પક્ષની નહિ કરે. આ વિષયમાં તૃતીય મંત્રનો ઉપદેશ લક્ષ્યપૂર્વક જોવા જેવો છે—

" જે સમયે નાસ્તિક, ભકિતહીન, દુષ્ટ મનુષ્ય પોતાના વિજયને માટે યજ્ઞ યાગ અથવા ઇશ પ્રાર્થના વગેરે કરે છે તે સમયે અગ્નિ તેમની આહુતિઓ દેવતાઓ પ્રતિ પહોંચાડતો નથી, અને દેવતાઓ પણ તેના યજ્ઞમાં જતા નથી કારણ કે દેવતાઓ માત્ર આસ્તિક ભકતોના યજ્ઞમાં જ જાય છે." ( મં ૩ )

આ મંત્રથી સ્પષ્ટ જણાઇ આવે છે કે બંને પક્ષના લોકો જો પ્રાર્થના કરવા માંડે તો પણ ધાર્મિક લોકોની જ પ્રાર્થના

પરમેશ્વર સાંભળે છે દુષ્ટોની પ્રાર્થનાઓ કદી સાંભળતા નથી તેથી સત્યપક્ષના લોકો જ પ્રાર્થનાથી ઇશ્વરીય બળ પ્રાપ્ત કરી શકે છે, અને તે બળ અસત્ય પક્ષના લોકોને પ્રાપ્ત થતું નથી આ કારણને લીધે જ અન્તમાં હમેશા સત્પક્ષનો જ વિજય થાય છે આ માટે ચોથા મન્ત્રમાં કહ્યુ છે કે " પ્રભુની આજ્ઞાની અનુસાર શત્રુ પર હુમલો કરો, શત્રુઓને મારી નાખો, કોઇ પણ શત્રુ તમારા હુમલામાંથી છૂટતો ન બચે " ( મ ૪ ) આ બળ સત્પક્ષને જ પ્રાપ્ત થાય છે તેથી વ્યવહારિક દૃષ્ટિએ સત્પક્ષ કદાચ અશક્ત જણાય તો પણ તે આત્મિકબળની દૃષ્ટિએ શક્તિ સંપન્ન હોવાને લીધે અન્તમાં વિજયી બને છે અસત્યપક્ષવાળાઓને પરમેશ્વરની ભક્તિથી લાભ મળતો નથી આ વાત દર્શાવવાને માટે જ પંચમ અને ષષ્ઠ મન્ત્રોનો ઉપદેશ છે

" જે લોકો અસત્યપક્ષનો આશ્રય લે છે અને પોતાના વિજયને માટે બ્રાહ્મણને પણ પોતાના અવનતિ ભર્યા માર્ગમાં ઉપાસન દિ કાર્યમાં રોકે છે તેમને પરમેશ્વર અવનત કરે છે અને કદાચ મૃત્યુ સુધી પણ પહોંચાડે છે જે દુષ્ટ લોકો દેવ જનોના નગરો પર હુમલો કરીને પોતાના વિજયને માટે ઉપાસનાદિ કર્મ કર્યા કરે છે અને સમજે છે કે આથી અમારી રક્ષા થશે અને અમે સુરક્ષિત થઇશુ તેઓ ભ્રમમાં રહે છે, કારણ કે તેમના આ સર્વ પ્રયત્નો નિષ્ફળ જવાના જ છે " ( મ ૫-૬ )

અર્થાત્ અસત્પક્ષનો વિજય કદી થશે નહિ હમેશા સત્ય નો પક્ષ જ જય પ્રાપ્ત કરશે આ વૈદિક ધર્મનો ત્રિકાલા બાધિત સિદ્ધાન્ત છે કોઇ તેને ફેરવી શકતો નથી

અન્તિમ ત્રણે મન્ત્રોમા આજ વાત ભિન્ન રીતે કહેવામાં આવી છે જે દુષ્ટ શત્રુ પોતાના સૈનિકોને આગળ વધારીને જોરથી હુમલો કરે છે તેમનુ તે કાર્ય અન્તમાં તેમની વિરુદ્ધ થઇ જાય છે ( મ. ૭ ) અર્થાત્ બળના ગર્વથી શત્રુઓ સત્પક્ષનો નાશ કરવા માટે જેમજેમ વધુ તૈયારીઓ કરતા જાય છે તેમ તેમ તે અધિક નીચે પટકાતા જાય છે મોટા મોટાં રાજ્યો આજ દુષ્ટ ભાવનાને લીધે નાશને પ્રાપ્ત થએલ છે અને તે ફરી કદી ઉભા થયાં નથી આથી સાચુ જ્ઞાન મેળવવુ એ લોકોને માટે યોગ્ય છે તેઓ કદી અધર્મ માર્ગથી ચાલે નહિ અને અન્યના નાશથી પોતાની ઉન્નતિ સાધવાનો પ્રયત્ન કદી કરે નહિ કારણ કે આવાં કાર્યોમાં કદી સફળતા મળતી નથી

" આવો ઘમંડી અને બડબડ કરનારો શત્રુ સામે આવે તો તેને નીચે દબાવી દેવો જોઇએ આ હમેશાં પાલન કરવા યોગ્ય નિયમ છે " ( મ ૮ ) અર્થાત્ સજ્જનોએ પણ શત્રુની ઉપેક્ષા કરવી જોઇએ નહિ

*શત્રુનાશના ઉપાય*

નવમ મન્ત્રમાં શત્રુનો નાશ કરવાનો ઉપાય કહ્યો છે એ વાત હવે જોઇએ—

( ૧ ) छ्म अत्र मर्माणि विध्य— છૂપ બનીને અહીં શત્રુઓના મર્મસ્થાનોને વિંધી નાખ ( મ ૮ )

( ૨ ) अग्रेव एनान् अमितिष्ठ ।— અહીં જ તે શત્રુઓનો સામનો કર એટલે કે તેમના પર વેગથી હુમલો કર ( મ ૯ )

( ૩ ) अहं तव मेदी । तव सुमतौ स्याम् । त्वा अनुधारयामहे — હું તારો મિત્ર બનીને રહીશ તારી સુમતિમાં રહીશ, અને તને અનુકૂળ આવશે એવાં કાર્યો કરીશ ( મ ૮ )

પરમાત્માને અનુકૂળ કાર્ય કરવાનું તાત્પર્ય એ છે કે ધર્માનુકૂળ વ્યવહાર કરવો જોઇએ આ પ્રકારે ધાર્મિક વ્યવહાર કરતાં કરતાં આત્મિકબળ વધારીને, પરમાત્માના પ્રેમી બનીને રહેવુ અને શત્રુના હુમલાને ઉથલાવી દેવાનું સામર્થ્ય પણ પોતામાં હોવુ જોઇએ અર્થાત્ પોતાના પક્ષને નિર્બળ ન બનાવવો જોઇએ આ પ્રમાણે આત્મિક અને શારીરિક બળથી યુક્ત થવાથી સર્વ યુદ્ધોમાં અવશ્ય વિજય જ પ્રાપ્ત થાય છે

# શત્રુઓને દૂર કરવા

## કાંડ ૪, સૂક્ત ૩

( ऋषिः- अथर्वा । देवता- रुद्रः, व्याघ्रः )

उदितस्त्रयो अक्रमन्व्याघ्रः पुरुषो वृकः ।
हिरुग्घि यन्ति सिन्धवो हिरुग्देवो वनस्पतिर्हिरुङ्नमन्तु शत्रवः ॥ १ ॥
परेणैतु पथा वृकः परमेणोत तस्करः ।
परेण दत्वती रज्जुः परेणाघायुरर्षतु ॥ २ ॥
अक्ष्यौ च ते मुखं च ते व्याघ्र जम्भयामसि ।
आत्सर्वान्विंशतिं नखान् ॥ ३ ॥
व्याघ्रं दत्वतां वयं प्रथमं जम्भयामसि ।
आदुष्टेनमथो अहिं यातुधानमथो वृकम् ॥ ४ ॥

---

અર્થ— ( व्याघ्र, वृकः, पुरुषः त्रयः ) વાઘ, વરૂ અને ચોર મનુષ્ય, આ ત્રણે ( इतः उद् क्रमन् ) અહીંથી નાસી ગયા, ( सिन्धवः हिरुक् यन्ति ) નદીઓ નીચેની ગતિથી વહે છે,( देवः वनस्पतिः हिरुक् ) દિવ્ય વનસ્પતિ પણ રોગોને નીચેની ગતિથી નસાડી મૂકે છે, એવી રીતે ( शत्रवः हिरुक् नमन्तु ) શત્રુઓ નીચા નમીને ઝૂકી રહે. ( ૧ )

( परेण पथा वृकः एतु ) વરૂ દૂરના માર્ગથી જ ચાલ્યું જાય, ( उत परमेण तस्करः ) અને તેનાથી પણ દૂરના માર્ગે ચોર ચાલ્યો જાય. ( परेण दत्वती रज्जुः ) દૂરથી દાંતવાળી દોરડી એટલે સાપણ ચાલી જાય, અને ( अघायुः परेण अर्षतु ) પાપી દૂરથી જ નાસી જાય. ( ૨ )

હે વ્યાઘ્ર ! ( ते अक्ष्यौ ) તારી બંને આંખોને ( च ते मुखं ) તેમજ તારા મુખને ( आत् च सर्वान् विंशतिं नखान् ) અને તારા સર્વ વીસ નખોને ( जम्भयामसि ) નાશ કરી દે છે. ( ૩ )

( दत्वतां प्रथमं व्याघ्रं ) દાંતવાળાઓમાં પહેલાં વાઘના ( आत् उ अहिं ) અને સાપના, ( अथो वृकं ) અને વરૂના ( स्तेनं अथो यातुधानं ) ચોર અથવા લૂંટારાના ( वयं जंभयामसि ) અમે નાશ કરીએ છીએ. ( ૪ )

---

ભાવાર્થ— વાઘ, વરૂ, અને ચોર અહીંથી નાસી જાય જે રીતે નદીઓના પ્રવાહ નીચેની બાજુએ વહે છે, અને દિવ્ય વનસ્પતિઓથી રોગ દૂર નાસી જાય છે તેજ રીતે શત્રુ અમારી પાસેથી દૂર નાસી જાઓ ( ૧ )

વરૂ, ચોર, સાપ વગેરે અને પાપી દુષ્ટ સર્વ અમારાથી દૂર નાસી જાય ( ૨ )

વાઘની આંખો, મોઢામાંના દાંત, અને તેના વીસ નખોનો અમે નાશ કરીએ છીએ ( ૩ )

તીક્ષ્ણ દાંતવાળાઓમાં વાઘનો, વરૂનો અને સાપનો તથા દુષ્ટોમાં ચોરલૂંટારાઓનો અમે નાશ કરીએ છીએ. ( ૪ )

*

यो अद्य स्तेन आयति स संपिष्टो अपायति ।
पथामपध्वंसेनैत्विन्द्रो वज्रेण हन्तु तम् ॥ ५ ॥
मूर्णा मृगस्य दन्ता अपिशीर्णा उ पृष्टयः ।
निम्रुक् ते गोधा भवतु नीचायच्छशयुर्मृगः ॥ ६ ॥
यत्संयमो न वि यमो वि यमो यन्न संयमः ।
इन्द्रजाः सोमजा आथर्वणमसि व्याघ्रजम्भनम् ॥ ७ ॥

અર્થ— ( अद्य यः स्तेन आयति ) આજ જે ચોર આવે, ( संपिष्टः सः अप अयति ) તેના ચૂરેચુરા થઇને તે દૂર દઠી જાય, અને તે ( पथां अपध्वंसेन एतु ) માર્ગના વિનાશથી અર્થાત્ માર્ગને ભૂલીને ચાલ્યો જાય અને ( इन्द्रः वज्रेण तं हन्तु ) ઇન્દ્ર વજ્રથી તેને મારી નાખે ( ૫ )

( मृगस्य दन्ता मूर्णाः ) હિંસ્ર પશુઓના દાંત તોડી નાખવામાં આવ્યા, ( अपि पृष्टयः शीर्णाः उ ) અને તેની પાંસળિઓ તૂટી ગઇ છે ( ते गोधा निम्रुक् भवन्तु ) તારી ગુફા નીચે થઇ જાય અને ( मृगः शशयुः नीचा अयत् ) હિંસ્ર પશુ આળોટતો આગળ નીચે નાસી જાય ( ૬ )

( यत् संयमः न वियमः ) જેનો સંયમ કરેલ છે તેને વિશેષ દબાણમાં ન રાખો પરંતુ ( यत् न वियमः संयमः ) જેને વિશેષ દબાણમાં રાખેલ નથી તેને વિશેષ પ્રકારના સંયમમાં રાખો. આ ( इन्द्रजाः सोमजाः ) ઇન્દ્રથી અને સોમથી ઉત્પન્ન થએલી ( आथर्वणं जम्भनं असि ) અથર્વ વિદ્યાથી વાઘ આદિને દબાવવાનો આ ઉપાય છે ( ૭ )

ભાવાર્થ— આજે જે ચોર અમારાપર હુમલો કરશે તેનો પૂર્ણ નાશ થશે, અને કદાચ તે બચી જશે તો તે અપરાધ પોતાનો માર્ગ ભૂલી જશે, અને પછી શૂરવીર પુરુષ તેને પોતાના શસ્ત્રોથી કાપી નાખશે ( ૫ )

હિંસ્ર પશુઓના દાંત તોડવામાં આવ્યા અને પાંસળિઓ કાપવામાં આવી છે સર્વ હિંસ્ર પશુ નીચું મોઢું કરીને અહીંથી નાસી જાય ( ૬ )

જેને ઉત્તમ પ્રકારે કાબુમાં રાખેલ છે તેને વધારે દબાણમાં ન રાખો પરંતુ જેનાપર કાબુ જમાવ્યો નથી તેને સારી પેઠે દબાણમાં રાખો આ ઇન્દ્ર સોમ અને અથર્વાનો દુષ્ટોનું દમન કરવાનો સાધન ઉપાય છે ( ૭ )

# શત્રુઓને દૂર કરવા.

## દુષ્ટોનું દમન કરવાનો ઉપાય

આ સૂક્તમાં દુષ્ટોનું દમન કરવાનો ઉપાય કહેવામાં આવ્યો છે આ સૂક્ત ખૂબજ વ્યાપક અર્થવાળુ છે તેથી તે વાંચતી વખતે આપણી દૃષ્ટિ કોણ આધ્યાત્મિક રાખવો જોઇએ ત્યારે જ આથી યોગ્ય લાભ થઇ શકશે હવે આ દુષ્ટોના દમનનો ઉપાય જુઓ—

## અથર્વવિદ્યાનો નિયમ

१ यत् स-यम न वियमः,
१ यत् न वियम, स यमः ॥ ( મં ૭ )

" જેનો સંયમ કરેલ છે, તેને વિશેષ દબાવવામાં આવો પરંતુ જેનું બિલકુલ દમન ન કરેલ હોય તેનો સંયમ અવશ્ય કરવામાં આવે " આ અથર્વવિદ્યાનો નિયમ છે—

**आथर्वण व्याघ्रजम्भनम् । ( મ ૭ )**

"આ અથર્વવિદ્યાના વ્યાઘ્રાદિકોનુ દમન કરવાની વિદ્યાના નિયમો છે." તેમનું બે પ્રકારે પાલન કરી શકાય છે.

**इन्द्रजा सोमजा । ( મ ૭ )**

"ઇન્દ્ર અર્થાત્ ઇન્દ્રિયોનું અધિષ્ઠાતા જે મન અથવા અન્તઃકરણ ચતુષ્ટય છે, તેનાથી ઉત્પન્ન થનારી (**इन्द्रजा**.) અંત શક્તિથી એક પ્રકારનું દમન થાય છે, અને (**सोमजा**) સોમ વગેરે ઔષધિઓની શક્તિથી એક દમન કરવામાં આવે છે." દુષ્ટોના દમનના આ બે માર્ગો છે

આ આખા સૂક્તમાં, "(૧) **व्याघ्र** (વાઘ), (૨) **वृकः** (વરૂ), (૩) **अहि** (સર્પ), (૪) **दत्त्वती रज्जु** (દાંતવાળી કાપનારી દોરી અર્થાત્ સાપણ), (૫) તેમજ બીજા દાતવાળા, નખોવાળા હિંસ્ર પશુઓ અને **गोधा** (ઘો) " આ દુષ્ટ પ્રાણિઓનાં નામો પણ ગણાવવામાં આવ્યાં છે તેમજ "**तस्कर, स्तेन, पुरुष** (ચોર), **अघायु** (પાપી), **यातुधान** (લૂટારા), **शत्रुः** (દુશ્મન)" આ દુષ્ટ માણસોનાં નામો પણ ગણાવ્યાં છે આથી સ્પષ્ટ થાય છે કે જેવી રીતે સમાજમાંથી દુષ્ટ મનુષ્યોને દૂર કરવાની આવશ્યકતા છે તેજ પ્રમાણે હિંસ્ર પશુ વગેરેને પણ દૂર કરીને સમાજને સુખી કરવો જોઇએ અહીં અન્ય દુષ્ટો જેમની ગણત્રી કરવામાં આવી નથી તેવા દુષ્ટોને પણ આજ વિધિથી દૂર કરવા જોઇએ અને સમાજમાંથી હાંકી કાઢીને સમાજને સુખી કરવો જોઇએ આજ આ સૂક્તનો આશય છે

વાઘ, સાપ, અને સાપણના દાંત પાડી નાખીને તેમને સૌમ્ય બનાવવાના ઉપાય ત્રીજા મંત્રમાં દર્શાવેલા છે આ ઉપાયો સર્વ પશુ જેઓ દાંત અને નખોથી હિંસા કરે છે તેમનું દમન કરવા માટે અમલમાં લાવી શકાય તેવા છે

સાપ, વાઘ, વરૂ વગેરે હિંસક પ્રાણીઓ આવી જાય તો તેમને મારવાં જોઇએ, તેમની પાંસળિયો તોડવી જોઇએ તેઓના પ્રાણ જાય ત્યાં સુધી માર મારવો જોઇએ આ વાત મંત્ર ૩ થી ૬ સુધીના ચાર મંત્રોમાં દર્શાવવામા આવી છે તેમજ આ મંત્રોમાં ચોર, લૂટારા, ડાકૂ દુષ્ટ વગેરે સમાજને વિઘાતક લોકો સમાજમાં આવીને જે ઉપદ્રવ મચાવવા માંડે છે તેમને પણ આ ઉપાયથી શાંત કરવા જોઇએ એમ કહ્યુ છે.

આમ આ દંડના મારથી આ સર્વ દુષ્ટો અને હિંસકો અને શત્રુઓને શાન્ત કરવા અથવા દૂર કરવા એમ આ સૂક્ત દ્વારા ઉપદેશ આપ્યો છે. પરંતુ વાઘ સિંહ, ચોર, લુટારા તેઓ બહારનાજ સમાજમા રહે છે એમ માનવુ એ મોટી ભૂલ છે તેઓ જેવી રીતે બહાર છે તેવી જ રીતે મનુષ્યની અંદર પણ હોય છે. અને વાઘ, વરૂ, ચોર વગેરે બહારના શત્રુઓનું દમન કરવાને બહાને વસ્તુત મનુષ્યની અંદર રહેતા સિંહ પશુઓ અને શત્રુઓને પણ દબાવવા જોઇએ એમ આ સૂક્તમાં ઉપદેશ કરવામાં આવેલ છે સાતમા મંત્રના "સંયમ" શબ્દથી આ વાત તદ્દન સ્પષ્ટ થઇ રહી છે.

મનુષ્યના આંતરિક ક્ષેત્રમા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આ ૭ શત્રુઓ છે અને વેદમા તેમને પશુ જ ગણેલા છે—

**उलूकयातुं शुशुलूकयातुं जहि श्वयातुमुत कोकयातुम् । सुपर्णयातुमुत गृध्रयातुं दृषदेव प्रमृण रक्ष इन्द्र ॥** ( ઋગ્વેદ ૭ । ૧૦૪ । ૨૨ )

"(**सुपर्ण-यातु**) ગરૂડના જેવુ ચાલ ચલણ એટલે કે ઘમંડ (**गृध्रयातुं**) ગીધના જેવો વ્યવહાર અર્થાત્ લોભ, (**कोकयातु**) ચકવીઓના જેવો આચાર અર્થાત્ કામ (**श्वयातुं**) કુતરાના જેવો વ્યવહાર અર્થાત્ સ્વજનોથી મત્સર અથવા દ્વેષ (**उलूक-यातुं**) ઘુવડના જેવો વર્તાવ અર્થાત્ મૂઢતા (**शुशुलूक-यातुं**) વરૂના જેવી ક્રૂરતા, આ ૭ પશુઓ મનુષ્યના અંતઃકરણમા રહે છે, તેમનો નાશ એવી રીતે કરવો જોઇએ જેવી રીતે પત્થરોથી પક્ષીઓનો નાશ કરે છે કામ ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર આ ૭ શત્રુ છે, આ પશુઓ છે તેમને દૂર કરવા જોઇએ તેમનો સંયમ કરવાનો ઉપાય આ સપ્તમ મંત્રમાં કહેલ છે—

૧ જેમને સંયમના રાખેલ છે તેમનાપર વિશેષ દબાણુ કરવુ જોઇએ નહિ

૨ અને જેમનો સંયમ થયો નથી તેમને સંયમ નીચે લાવવા જોઇએ

આ વાત બરોબર સમજાવવા માટે એક ઉદાહરણ લઇએ ગાડીના ઘોડાઓ પહેલા માત્ર પશુઓજ હોય છે, પછીથી તેને શીખવવામા આવે છે, શીખ્યા પછી તેમને ગાડીમાં જોડવામાં આવે છે જે ઘોડાઓ સારા નિયમવાળા, ચાલનારા, નમ્ર અને સુશીલ છે તેમને વિનાકારણ વધારે દબાવવામાં આવે, સતાવ

વામાં આવે, પીડા કરવામાં આવે તો તેઓ બિગડી જાય છે. તેથી અતિ દંડ કરવો એ એકરીતે ઘાતકજ હોયછે. ઇન્દ્રિયોના વિષયમાં પણ આજ બાબત છે. જે ઇન્દ્રિયો સંયમમાં છે તેમને જો વધારે કડક સંયમ નીચે દબાવવામાં આવેતો તેમનામાં પ્રતિક્રિયા શરૂ થઇ જાય છે, અને તેથી આ કારણને લીધે તેઓ બગડી જવાનો વધારે સંભવ છે. આથી સંયમમાં રહીને યોગ્ય કાર્ય કરનારી ઇન્દ્રિયોને પણ ઉચિત સ્વતંત્રતા આપવી જોઇએ, પરન્તુ સાથે સાથે તેમના પર બારિક નજર પણ રાખવી જોઇએ, તેમજ તેમનું વર્તન પણ જોવું જોઇએ કે જેથી તેઓ કુમાર્ગપર ન જાય અને સંયમમાંજ સ્થિર રહે. આ પ્રમાણે સયંમિત ઇન્દ્રિયો અને વૃતિઓથી વર્તન કરવું જોઇએ. પરંતુ જેઓ સંયમમાં સ્થિર નથી તેમને નિયમમાં બાંધી રાખીને પ્રયત્નોથી તેમને વશકરવા જોઇએ અને જ્યારે તેઓ વશ થઇ જાય એટલે તેમને પૂર્વોક્ત રીતે યોગ્ય સ્વતંત્રતામાં રાખીને સંયમના માર્ગમાં સુરક્ષિત રીતે ચલાવવી જોઇએ.

સરકસમાં જે સિંહ, વાઘ, ઇત્યાદિ પ્રાણીઓને વશમાં રાખે છે તેમને પણ એજ રીતે વશમાં રાખે છે. પહેલાં તેમની સાથે પ્રેમ ભર્યો વર્તાવ કરતાં કરતાં તેમનો વિશ્વાસ પોતામાં ઉત્પન્ન કરે છે અને પછી યોગ્ય રીતે તેમને શિક્ષણ આપવામાં આવે છે. શીખીને તૈયાર થઇ ગયા પછી તેમના પર બહારથી વધારે દબાણ ન કરતાં, પરંતુ કોઇપણ પ્રકારની તેઓ મર્યાદા ઉલ્લંઘન ન કરી શકે એવી વ્યવસ્થાથી તેમનું પાલન, રક્ષ પોષણ કરે છે. સંયમની પહેલાં અને પછી વ્યવહાર કરવ જે આ સૂચના આ સૂક્તમાં આપેલી છે તે ઘણી ઉપયોગી

મનુષ્યના અન્તઃકરણમાં જેવી રીતે આ પશુઓ છે, તેવી રીતે બીજા રિપુ, વૈરી, લૂંટારા વગેરે ઘણા ભાવ રહેલા આ સર્વને કાંતો આપણા વશમાં કરવા જોઇએ અથવા આપણાથી દૂર કરવા જોઇએ આ વિષયમાં યોગ્ય બોધ પ્રાપ્ત કરે. આ સંયમ આપણી પોતાની આ શક્તિઓ જાળવવો જોઇએ. સાથે સાથે ઔષધિ પ્રયોગથી પણ કેટલે અંશે સહાયતા લઇ શકાય તેમ છે. જેવી રીતે સત્વ ગુણવાળું અન્ન સેવન કરવાથી કામ ક્રોધ વગેરે અમુક અંશે ઓછ થઇ શકે છે અને રજોગુણવાળું અથવા તમોગુણવાળું અ સેવન કરવાથી કામક્રોધ વધી જાય છે. મદ્યમાંસ ખાવાથી કામક્રોધ વધે છે અને ઉક્ત પદાર્થથી દૂર રહેવાથી તેમનાથ બચી જવાની ઘણી સંભાવના રહે છે. આજ પ્રમાણે સોમાદિ ઔષધિરસ સેવનથી ઘણા મોટા લાભ થવાની શક્યતા રહેલી છે.

આટલું થવા છતાં પણ આપણી અંતઃશક્તિઓથી કામાદિકોનો સંયમ કરવાનું અનુષ્ઠાન આચરવું અતિ શ્રેષ્ઠ છે.

પાઠક આ વાતનો અધિક વિચાર કરે અને યોગ્ય બોધ પ્રાપ્ત કરે.

---

## દુષ્ટોનો સંહાર

### કાંડ, ૭ સૂક્ત ૧૦૮

( ऋषिः- भृगुः । देवता- अग्निः )

यो नस्तायद्दिप्सति यो न आविः स्वो विद्वानरणो वा नो अग्ने ।
प्रतीच्येत्वरणी दत्वती तान्मैषामग्ने वास्तु भून्मो अपत्यम् ॥ १ ॥
यो नः सुप्तान्जाग्रतो वाभिदासात्तिष्ठतो वा चरतो जातवेदः ।
वैश्वानरेण सयुजा सजोषास्तान्प्रतीचो निर्दह जातवेदः ॥ २ ॥

---

અર્થ— હે અગ્નિ ! ( यः नः तायत् दिप्सति ) જે છૂપાઇને અમને સતાવે છે તથા ( यः नः आविः ) અમને પ્રગટરૂપે દુઃખ દે છે. તે ઇચ્છે કે, ( नः स्वः विद्वान् अरणः ) અમારા પોતાના સબંધી વિદ્વાન

અથવા પારકા પણ કેમ ન હોય ( तान् दत्वती अरणी प्रतीची एतु ) તેમના પર દાંતવાળી સોટી ઉલટી ચાલે. હે અગ્નિ ! ( एषां वास्तु मा भूत ) તેમનું કોઇ ઘર ન હોય અથવા ( मा अपत्यं ऊ ) તેમને કોઇ સન્તાન ન હો. ( ૧ )

હે ( जातवेदः ) અગ્નિ ! ( यः नः सुप्तान् जाग्रतः वा अभिदासात् ) જે અમને સૂતા હોઇએ અથવા જાગતા હોઈએ ત્યારે નાશ કરે ( यः तिष्ठतः वा चरतः ) જે સ્થિર રહેલ અથવા ચાલતાં ચાલતાં નાશ કરે. હે ( जातवेदः ) અગ્નિ ! ( वैश्वानरेण सयुजा सजोषाः ) વિશ્વના નેતા તારા મિત્રની સાથે મળીને ( तान् प्रतीचः निः दह ) તે પ્રતિકૂળ ચાલનારાઓને ભસ્મ કર ! ( ૨ )

ભાવાર્થ— જે છુપાઇને અમારો નાશ કરે, અથવા પ્રગટ રૂપે અમને સતાવે, તે અમારો સંબધી હો, મિત્ર હો અથવા પારકો માણસ હો, તે સતાવનારાનો નાશ કરવામાં આવે. ( ૧ )

અમે સુતા હોઇએ, જાગતા હોઇએ, અથવા ચાલતા હોઇએ, અમે કોઇ પણ સ્થિતિમાં હોઇએ ત્યારે જે અમારો ઘાત કરે છે તેનો પણ નાશ થાય. ( ૨ )

અમને સતાવનારા શત્રુની ઉપેક્ષા ન કરવામાં આવે, એ આ સૂક્તનું તાત્પર્ય છે.

# દુષ્ટોનું નિવારણ

### કાંડ ૭, સૂક્ત ૯૫

( ऋषिः- अंगिराः । देवता- मन्त्रोक्ताः )

अपिं वृश्च पुराणवद्व्रततेरिव गुष्पितम् । ओजो दासस्यं दम्भय ॥ १ ॥
वयं तदस्य संभृतं वस्विन्द्रेण वि भजामहै ।
म्लापयामि भ्रजः शिभ्रं वरुणस्य व्रतेन ते ॥ २ ॥
यथा शेपो अपायातै स्त्रीषु चासदनावयाः ।
अवस्थस्यं क्नदीवतः शाङ्कुरस्यं नितोदिनः
यदाततमव तत्तनु यदुत्ततं नि तत्तनु ॥ ३ ॥

અર્થ— ( व्रततेः पुराणवत् गष्पितं इव ) લતાઓના જૂનાં સૂકાએલાં ડાળખાંઓની જેમ ( दासस्य ओजः अपिवृश्च दम्भय ) હિંસકના બળને કાપો અને દબાવો. ( ૧ )

( वयं अस्य तत् संभृतं वसु ) અમે તેના તે એકત્રિત ધનને ( इन्द्रेण विभजामहै ) પ્રભુની સાથે વહેંચી દઇએ છીએ. તથા ( वरुणस्य व्रतेन ) વરૂણ દેવના વ્રતની સાથે ( ते भ्रजः शिभ्रं म्लापयामि ) તારા તેજના ઘમંડને દૂર કરી દઉં છું. ( ૨ )

( अवस्थस्य क्नदीवतः ) નીચ ગાળો દેનારા, ( शांकुरस्य नितोदिनः ) કાંટા જેવો વ્યવહાર કરનારા અને પીડા કરનારા દુષ્ટ મનુષ્યોનો ( यत् आततं ) જે ફેલાએલ દુષ્કૃત્ય છે, ( तत् अव तनु ) તે બંધ થઈ

નષ્ટ, નાશ થઇ જાય, ( तत् उत्ततं तत् नितनु ) જે ઉપર ચડેલ છે તે નીચે આવી પડે. ( यथा शेपः स्त्रीषु मपायाति ) જે રીતે તેમનું દુષ્કર્મ સ્ત્રીઓની બાબતમાં ન થાય તે પ્રકારે તેમના સુધી એ દુષ્ટ ( अनावयाः असन् ) પહોંચી શકે નહી. ( ૩ )

---

ભાવાર્થ— હે ઇશ્વર! દુષ્ટ અને ઉપદ્રવ કરનારા મનુષ્યનું બળ ઘટાડી દો. ( ૧ )

દુષ્ટ મનુષ્યનું ધન લઇને ઇશ્વરના શુભ કાર્યમાં લગાડી દો ( ૨ )

પીડા દેનારા દુષ્ટ મનુષ્યો સ્ત્રીઓને કદી કષ્ટ ન પહોંચાડે એવો પ્રબંધ કરો ( ૩ )

આ સૂક્ત સ્પષ્ટ છે તેથી તેનું વિશેષ વિવરણ કરવાની આવશ્યકતા નથી. દુષ્ટોના આક્રમણથી સ્ત્રીઓને બચાવવી જોઇએ. સ્ત્રીઓ પાસે કોઇ દુષ્ટ મનુષ્ય પહોંચી શકે નહિ.

# યાતુધાન નાશનં

## કાંડ ૧, સૂક્ત ૭

( ऋषि - चातन । देवता - अग्नि, ( जातवेदाः ) ४ अग्नीन्द्रौ )

स्तुवानमग्न आ वह यातुधानं किमीदिनम् ।
त्वं हि देव वन्दितो हन्ता दस्योर्बभूविथ ॥ १ ॥
आज्यस्य परमेष्ठिन् जातवेदस्तनूवशिन् ।
अग्ने तौलस्य प्राशान यातुधानान् वि लापय ॥ २ ॥
वि लपन्तु यातुधाना अत्त्रिणो ये किमीदिनः
अथेदमग्ने नो हविरिन्द्रश्च प्रति हर्यतम् ॥ ३ ॥
अग्निः पूर्व आ रभतां प्रेन्द्रो नुदतु बाहुमान् ।
ब्रवीतु सर्वो यातुमानयमस्मीत्येत्य ॥ ४ ॥
पश्याम ते वीर्यं जातवेदः प्र णो ब्रूहि यातुधानान्नृचक्षः ।
त्वया सर्वे परितप्ताः पुरस्तात्त आ यन्तु प्रब्रुवाणा उपेदम् ॥ ५ ॥
आ रभस्व जातवेदोऽस्माकार्थाय जज्ञिषे ।
दूतो नो अग्ने भूत्वा यातुधानान् वि लापय ॥ ६ ॥
त्वमग्ने यातुधानानुपबद्धाँ इहा वह ।
अथैषामिन्द्रो वज्रेणापि शीर्षाणि वृश्चतु ॥ ७ ॥

---

અર્થ— હે અગ્નિ! ( स्तुवानं ) સ્તુતિ કરનારાઓ ( यातुधान किमीदिनं ) ઘાતક શત્રુઓને પણ ( आ वह ) અહીં લઇ આવ. ( हि ) કારણ કે હે દેવ! ( वन्दित त्वम् ) નમનને પ્રાપ્ત થએલો તું ( दस्योः )

લૂંટારાને ( हन्ता ) મારી નાખનાર અથવા પકડી લેનાર ( वभूविथ ) થયો છે. ( ૧ ) હે ( परमेष्ठिन् ) શ્રેષ્ઠ સ્થાનમાં રહેનારા ( जातवेदः ) જ્ઞાનને પ્રાપ્ત કરનારા અને ( तनू-वशिन् ) શરીરને સંયમમાં રાખનારા અગ્નિ ! તું ( तौलस्य आज्यस्य ) તોળેલા ઘી ઇત્યાદિનું ( प्राशान ) ભોજન કર અને ( यातुधानान् ) દુષ્ટોને ( वि लापय ) વિલાપ કરાવ. ( ૨ ) ( ये ) જે ( यातुधानाः ) દુષ્ટ ( अत्रिणः ) ભટકનારા અને ( किमीदिनः ) ઘાતક છે તેઓ ( विलपन्तु ) વિલાપ કરે. ( अथ ) અને હવે હે અગ્નિ ! ( इदं हविः ) આ હવિ તું અને ( इन्द्रः च ) ઇન્દ્ર ( प्रति हर्यतम् ) સ્વીકાર કરો. ( ૩ ) ( पूर्वः अग्निः आरभतां ) પ્રથમ અગ્નિ આરંભ કરે ત્યાર પછી ( बाहुमान् इन्द्रः प्र नुदतु ) બાહુબળવાળો ઇન્દ્ર વિશેષ પ્રેરણા કરે, જેથી ( सर्वः यातुमान् ) બધા દુષ્ટ લોકો ( एत्य ) આવીને ( ब्रवीतु ) બોલે કે ( अयं अस्मि इति ) આ હું છું. ( ૪ ) હે ( जातवेदः ) જ્ઞાની ! ( ते वीर्यं पश्याम ) તારૂં પરાક્રમ જોઇએ. હે ( नृ-चक्षः ) મનુષ્યોના માર્ગદર્શક ! ( यातुधानान् ) દુષ્ટોને ( नः ) અમારો હુકમ ( प्रवूहि ) વિશેષ રૂપે કહી સંભળાવ. ( त्वया ) તારાથી ( पुरस्तात् ) પહેલાં ( परितप्ताः ) તપેલા ( ते सर्वे ) તેઓ બધા ( इदं ब्रुवाणाः ) આમ કહેતા કહેતા ( उप आयन्तु ) અમારી પાસે આવી જાય. ( ૫ ) હે ( जातवेदः ) જ્ઞાની ! ( आरभस्व ) આરંભ કર ( अस्माक+अर्थाय ) અમારા પ્રયોજન માટે તું ( जज्ञिषे ) ઉત્પન્ન થયો છે. હે અગ્નિ ! તું અમારો દૂત બનીને લૂંટારાઓને અને દુષ્ટોને વિલાપ કરાવ. ( ૬ ) હે અગ્નિ ! તું ( यातुधानान् ) દુષ્ટોને ( उपबद्धान् ) બાંધીને ( इह आ वह ) અહીં લઇ આવ. ( अथ ) અને ઇન્દ્ર પોતાના વજ્રથી ( एषां शीर्षाणि ) તેમના મસ્તક ( वृश्चतु ) કાપી નાખે. ( ૭ )

---

# યાતુધાન નાશન

આનો ભાવાર્થ અમે પાછળથી લખીશું કારણ કે આ સૂક્તમાં કેટલાક શબ્દોના અર્થોનો વિચાર પહેલાં કરવો જોઇએ. આ સૂક્તના કેટલાક શબ્દો ભ્રમ ઉત્પન્ન કરનારા છે અને જ્યાં સુધી તેમનો નિશ્ચિત અર્થ બરાબર લક્ષમાં ન આવે ત્યાં સુધી આ સૂક્તનો ઉપદેશ સમજી શકાશે નહિ સર્વથી પહેલાં "અગ્નિ" કોણ છે તેનો નિર્ણય કરવો જોઇએ.

## અગ્નિ કોણ છે ?

આ સૂક્તમાં અગ્નિપદનો શો અર્થ કરવો જોઇએ તેનો નિશ્ચય કરાવનારા શબ્દો આ રહ્યા. " जातवेद , परमेष्ठिन्, तनूवशिन्, नृचक्षः, वन्दितः, दूतः, देवः, अग्निः " આ શબ્દોનો અર્થ જોયા પછી અગ્નિનું સ્વરૂપ સર્વ પ્રથમ આપણે જોઇશું—

( ૧ ) जातवेदः [ जातं वेत्ति ] જે ઉત્પન્ન થયેલી સૃષ્ટિને સારી રીતે જાણે છે. ( ज्ञात-वेदः ) જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અર્થાત્ જ્ઞાની, સૃષ્ટિ વિદ્યા અને આત્મવિદ્યાને યથાવત્ જાણનારો.



( ૨ ) परमेष्ठिन् ( परमे पदे स्थाता ) પરમપદમાં સ્થિર રહેલો અર્થાત્ સમાધિની અંતિમ અવસ્થાને જે પ્રાપ્ત છે, જેણે આત્માનુભવ પ્રાપ્ત કર્યો છે, તુર્યા-ચતુર્થ અવસ્થાનો અનુભવ કરનારો.

( ૩ ) तनूवशिन्- ( तनू- वशिन् ) પોતાનું શરીર અને ઇન્દ્રિયોને પોતાને સ્વાધીન રાખનારો, ઇન્દ્રિયોનો સંયમ અને મનોનિગ્રહ કરનારો, આસનાદિ યોગાસનોથી જેણે પોતાની કાયા સિદ્ધિ કરી છે. આજ મનુષ્ય "परमे-ष्ठिन्" થવા સંભવ છે.

( ૪ ) नृ-चक्षः- " चक्षस् " શબ્દ સ્પષ્ટ શબ્દોદ્વારા ઉપદેશ આપવાનો ભાવ દર્શાવે છે. મનુષ્યને જે યોગ્ય ધર્મ માર્ગનો ઉપદેશ આપે છે.

### જ્ઞાની ઉપદેશક

આ ચાર શબ્દો અગ્નિના ગુણધર્મ બતાવે છે આ શબ્દો જોવાથી સ્પષ્ટ જણાય છે કે અહીંનો અગ્નિ એટલે 'ધર્મોપદેશક પંડિત' જ છે સંપૂર્ણ વિદ્યા જાણનારો અધ્યાત્મ-શાસ્ત્રમાં પ્રવીણ, યોગાભ્યાસથી શરીર, ઇન્દ્રિય અને મનને કાબુમાં રાખનારો, સમાધિની સિદ્ધિ જેને પ્રાપ્ત છે તેજ આ બ્રાહ્મણ પંડિત "नृ-चक्ष" અર્થાત્ લોકોને ધર્મોપદેશ કરવાને માટે યોગ્ય છે ઉપદેશક બનતા પહેલા ઉપદેશકની તૈયારી કેવી હોવી જોઇએ તેનો બોધ અહીં પ્રાપ્ત થાય છે આવા ઉપદેશકો જો હોય તોજ ધર્મનો બરાબર પ્રચાર થવો સંભવ છે

( ५ ) वन्दित્ત - આવા પ્રકારના ઉપદેશકને જ બધા લોકો વંદન કરી શકે છે

( ६ ) दूत - જે સંદેશો પહોંચાડે છે તે દૂત કહેવાય છે આ ઉપદેશક પંડિત ધર્મનો સંદેશ આમ જનતા સુધી પહોંચાડે છે માટે તે "ધર્મનો દૂત" છે દૂત શબ્દનો બીજો અર્થ 'નોકર, ભૃત્ય' છે તે અર્થ અહીં લઇ શકાય નહિ ધર્મનો સંદેશો સ્થળે સ્થળે પહોંચાડનારો આ દૂત ધર્મનો ઉપદેશકજ છે

( ७ ) देव પ્રકાશમાન, તેજસ્વી,

( ८ ) अग्नि- પ્રકાશ આપીને અન્ધકારનો નાશ કરનારો જ્ઞાનનો પ્રકાશ વધારીને અજ્ઞાનરૂપી અન્ધકારનો નાશ કરનારો ઉષ્ણતા ( ગરમી ) ઉત્પન્ન કરીને હલન ચલન કરનારો

આ બધા શબ્દો યોગ્ય ઉપદેશકનુંજ વર્ણન કરે છે આ પ્રકારે વેદમાં 'અગ્નિ' શબ્દ જ્ઞાની ઉપદેશક બ્રાહ્મણ વાચક છે જ્યારે "ઇન્દ્ર' શબ્દ ક્ષત્રિયનો વાચક છે

### બ્રહ્મ ક્ષત્રિય

"બ્રહ્મ ક્ષત્રિય' શબ્દ બ્રાહ્મણ અને ક્ષત્રિયનો બોધ કરે છે વેદમાં આ બે શબ્દો ઘણે ઠેકાણે એકઠા આવેલા છે આજ પ્રમાણે 'अग्नि इन्द्र' એ બે શબ્દો વેદમાં ઘણે સ્થળે દર્શાવે છે અગ્નિ શબ્દ બ્રાહ્મણનો અને ઇન્દ્ર શબ્દ ક્ષત્રિયનો વાચક છે અગ્નિ શબ્દનો બ્રાહ્મણ અર્થ આપણે જોયો હવે ઇન્દ્ર શબ્દનો અર્થ જોઇએ—

### ઇન્દ્ર કોણ છે ?

અર્થ જ શત્રુનાશક એવો થાય છે

१ इन्द्रः- ( इन्+द्रः ) શત્રુઓને છિન્ન ભિન્ન કરનારો

२ बाहुमान् - બાહુવાળો, ભૂજાવાળો, અર્થાત્ બાહુબળ માટે સુપ્રસિદ્ધ દરેક મનુષ્ય ભૂજાવાળો તો હોય જ છે પરંતુ ક્ષત્રિયને જ "બાહુમાન" એના માટે કહ્યો છે તેના કાર્યોજ બાહુબળના હોય છે

३ इन्द्र वज्रेण शीर्षाणि वृश्चतु- ક્ષત્રિયો તલવારથી શત્રુઓનાં માથાં કાપે ક્ષત્રિયના આ કાર્યનું વર્ણન આ સૂક્તના અંતિમ મંત્રમાં કરેલું છે યુદ્ધમાં શત્રુઓનાં શિર કાપવાનું કાર્ય તથા દુષ્ટોનાં માથાં ઉડાવી દેવાનું કાર્ય ક્ષત્રિયોનું જ છે એ પ્રસિદ્ધ વાત છે

આથી સિદ્ધ થાય છે કે આ સૂક્તમાં "ઇન્દ્ર" શબ્દ ક્ષત્રિયનો ભાવ સૂચવે છે અગ્નિ શબ્દથી બ્રાહ્મણ ઉપદેશક અને ઇન્દ્ર શબ્દથી શાસનનું કાર્ય કરનારો ક્ષત્રિય એવો અર્થ લીધા પછી આ સૂક્તનો અર્થ જોવો જોઇએ—

### ધર્મોપદેશનું ક્ષેત્ર

પાઠક એમ ન સમજે કે ધાર્મિક ઉત્સવોમાં માત્ર વ્યાખ્યાન આપવું એજ ધર્મોપદેશકનું કાર્યક્ષેત્ર છે ત્યાં તો ધાર્મિક લોકો જ આવે છે પ્રથમથી જ જે લોકોની વૃત્તિ અને પ્રવૃત્તિ ધર્મમાં રહેલી છે તેજ ધાર્મિક લોકો આવા ઉત્સવોમાં આવે છે અને આવા ધાર્મિક લોકોને ધર્મનો ઉપદેશ આપવો એનો અર્થ તો એવો થાય કે ધોએલાં કપડાંઓને ફરી વખત ધોવાં એવો જ થાય વાસ્તવમાં મેલાં થએલાં કપડાંઓને જ ધોઇને સ્વચ્છ કરવાં જોઇએ, તેવીજ રીતે અધાર્મિક વૃત્તિના લોકોનેજ ઉપદેશ દ્વારા સુધારવા જોઇએ, આજ સાચો ધર્મ પ્રચાર છે આ દર્શાવવા માટે જ આ સૂક્તમાં ધર્મ પ્રચાર કરવા યોગ્ય લોકોનું વર્ણન નિમ્ન લિખિત શબ્દોથી કર્યું છે— 'यातुधान, किमीदिन, दस्यु, अत्रिन्' હવે તેમનો અર્થ જોઇએ—

१ यातु ' यातु ભટકનારાનું નામ છે જેને ક્યાંય ઘરબાર નથી પરંતુ જે અન્ય પશુની જેમ અહીંતહીં ભટકતો ફરે છે તેનું નામ "यातु' છે ભટકવું એ અર્થ દર્શાવનારો 'या' ધાતુ આમાં છે

२ यातुमान्- યાતુમાન્, યાતુવાન્ શબ્દનો ભાવ 'યાતુવાળો' છે અર્થાત્ જેની પાસે ઘણા યાતુ ( ભટક

**૩ યાતુમાનાન્-** ઘણા યાતુમાનોને પોતાના કાબૂમાં રાખનારો.

**૪ યાતુધાનઃ-** યાતુઓનુ ધારણ, ભરણ પોષણ કરનારો અર્થાત્ ભટકનારાઓને પોતાની પાસે રાખીને તેમનુ પોષણ કરનારો. " યાતુધાન્ય " પણ આ ભાવવાચક જ છે

પાઠકોએ જાણીજ લીધું હશે કે આ શબ્દો વિશેષ વાતને વ્યક્ત કરી રહ્યા છે જેને ઘરબાર, સ્રીપુત્ર વગેરે હોય છે, અને જે કુટુંબમાં રહે છે તે એટલો ઉપદ્રવકારી હોતો નથી, જેટલો એક ઘરબાર વગરનો ભટકતો હોય છે. તે હંમેશાં ભૂખ્યો રહે છે કોઇ પણ પ્રકારનુ મનનુ સમાધાન તેને મળતું નથી, તેથી પ્રત્યેક જાતનો ઉપદ્રવ કરવા માટે તે તત્પર રહે છે. આ કારણે " યાતુ " શબ્દ ખરાબ વૃત્તિવાળો એવા અર્થમાં ચાલુ થયો છે દુષ્ટ, ડાકુ, ચોર, લૂંટારા, ખૂની ઇત્યાદિ આ શબ્દના અર્થ આગળ ઉપર બની ગયા. આ ચોર ડાકુ જ્યાં સુધી એકલા હોય છે ત્યાં સુધી તેઓ "યાતુ" કહેવાય છે પરંતુ એવા બે ચાર ડાકુઓને ભેગા કરી પોતાના કાબૂમાં રાખીને લૂંટ કરનારો " યાતુ-માન, યાતુ-વાન્, યાતુમત્ અર્થાત્ યાતુવાળો કે ડાકુઓને રાખનારો કહેવામાં આવે છે. પહેલાં કરતાં બીજો સમાજને વધારે હાનિ પહોંચાડે છે. તેનુ નામ " **યાતુ-ધાન, યાતુ-ધાન્ય** " છે. પાઠક આથી જાણી શકે છે કે આ વૈદિક શબ્દ જે વેદમાં કેટલાંએ સ્થળોમાં આવે છે તે બધા હીન અને દુષ્ટ લોકોના વાચક છે. હવે વધુ જુઓ—

**૫ અત્રિન્-અત્રી ( અતતિ )-** સતત ભટકતો રહે છે. આ શબ્દ પણ પહેલા શબ્દનો જ ભાવ દર્શાવે છે. તેનો બીજો ભાવ ( **अत्ति** ) ખાનારો, હમેશા પોતાના ભોગ વિલાસને માટે બીજાનું ગજું કાપનારો જેઓ થોડાક ધનને માટે ખૂન કરે છે, એવા પ્રકારના દુષ્ટ લોકોનો વાચક આ શબ્દ છે.

**૬ કિમીદિન્- ( किं इदानीं )** હવે શુ ખાવુ, આવા પ્રકારની વૃત્તિવાળા ભૂખ્યા અથવા પેટને માટે એટલે કે ખાવાને માટે જ બીજાઓનો ઘાતપાત કરનારા દુષ્ટ લોકો.

**૭ દસ્યુ- ( दस्-उपक्षये )** ઘાતપાત કરનારો, બીજાનો નાશ કરનારો, દર પ્રકારનો દુષ્ટ મનુષ્ય

આ સર્વ લોકો સમાજના સુખનો નાશ કરે છે, આ કારણે સમાજના લોકોને કષ્ટ થાય છે. જો આ લોકો ગામમાં આવી ગયા તો ગામમાં, ચોરી, ડાકુગીરી, ખૂન, લૂંટ વગેરે થાય છે, સ્રીઓ પર અત્યાચાર થાય છે. સજ્જનોને અનેક પ્રકારના કષ્ટ થાય છે, એટલા માટેજ ધર્મોપદેશથી આ લોકોને સુધારવા જોઇએ, એવો આ સૂક્તનો આદેશ છે. જેઓ ઘરબાર વગરના છે, જેઓ જંગલો અને વનમાં રહે છે, જેઓ ચોરી, ડાકુગીરી ઇત્યાદિ દુષ્ટ કર્મ કરે છે. તેમને ધર્મોપદેશ દ્વારા સુધારવા જોઇએ, અર્થાત્ જેઓ નાગરિક છે. જેઓ પહેલેથી જ ધર્મના પ્રેમી છે તેઓમા ધર્મની જાગૃતિ કરવી યોગ્ય છે પરંતુ જેમની પાસે ધર્મનો અવાજ પહોંચ્યો નથી અને જેઓનો જીવનક્રમ પણ ધર્મ બાહ્ય માર્ગથીજ હંમેશાં ચાલ્યા કરે છે, તેમનો સુધારો કરીને જ તેમને ઉત્તમ નાગરિક બનાવવા જોઇએ. ધર્મોપદેશક પોતાનું આ કાર્યક્ષેત્ર બરાબર જુએ.

ધર્મોપદેશકના ગુણ, શાસન કાર્યમાં નિયુક્ત ક્ષત્રિયના ગુણ અને જે લોકોમાં ધર્મ પ્રચારની અત્યંત આવશ્યકતા છે તેમનાં ગુણકર્મ આ સૂક્તના આધારે આપણે જોયાં, હવે આ શબ્દાર્થોને હિસાબે આ સૂક્ત જોવુ જોઇએ.

## દુષ્ટોની સુધારણા

પ્રથમ મંત્ર- " હે ધર્મોપદેશક ! તમારી પ્રશંસા કરનારા દુષ્ટ ડાકુઓને અહીં લઇ આવ કારણ કે તને વંદન કર્યા પછી તુ દસ્યુઓનો નાશક બને છે. " ( ૧ )

આ પહેલા મંત્રમાં બે વિધાન છે—

( ૧ ) સ્તુતિ કરનારા ડાકુને અહીં લઇ આવ અને

( ૨ ) તેમની વંદના પ્રાપ્ત કરીને તેમનો નાશક બન

તેનું તાત્પર્ય આ છે:- ધર્મોપદેશક આવા દુષ્ટોમાં, ડાકુમાં, ખીસ્સાકાતરનારાઓમાં ધર્મોપદેશ કરવા માટે જાય, તેમને સત્ય ધર્મનો ઉપદેશ કરે ચોરી વગેરે પાપ કર્મ છે એ વાત તેમને સારી રીતે સમજાવે, તેમનાં દુષ્ટ કામોમાંથી તેમને પરાવૃત્ત કરે જ્યારે તેઓ સારી રીતે જાણશે કે ચોરી વગેરે ઉપદ્રવક વ્યવસાય ખરાબ છે અને માનવની રક્ષા કરનારો સત્ય ધર્મ ભિન્ન છે અને તે સત્યધર્મ આ ધર્મોપદેશક પાસેથી જ પ્રાપ્ત થઇ શકે છે, ત્યારે તેઓ તેની પાસે શ્રદ્ધા અને ભક્તિથી આવશે અને તેમની પ્રશંસા કરશે અને તેમની સામે પોતાનાં મસ્તકો નમાવશે અર્થાત્ તેમને પ્રણામ કરશે જ્યારે તેમનામાં એટલી શ્રદ્ધાભક્તિ વધશે ત્યારે તેમનું ડાકુપણું નાશ એટલે કે હનન એની મેળે

થઈ જશે એટલા માટે મંત્ર કહે છે કે " ધર્મોપદેશક દુષ્ટ મનુષ્યોને પોતાના ઉપદેશદ્વારા, પોતાની પ્રશંસા કરનારા બનાવશે અર્થાત્ પોતાના અનુગામી બનાવીને, પોતાના સમાજમા ભેગવી લે અને તેમની પાસેથી નમન મેળવી તેમના ઘાતક બને "

" જેમની પાસેથી નમસ્કાર પ્રાપ્ત કર્યો તેનોજ ઘાત કરવો " આ વિધાન પ્રથમ દૃષ્ટિએ ઘણુ જ વિચિત્ર જેવુ પ્રતીત થાય છે, પરંતુ અધાર્મિક દુષ્ટ મનુષ્યોનો સુધારો કરનારાઓનું એવુ જ બને છે. જ્યારે દુષ્ટ મનુષ્ય ધાર્મિક બની જાય છે તે સમયે તે પોતા ધર્મોપદેશકની સામે પોતાનું શિર ઝૂકાવી લેશે અને શિર ઝૂકવાની સાથે જ તે દુષ્ટ મનુષ્યના સ્વરૂપમાંથી બદલી જઈને ( વાસ્તવિક રીતે મૃત્યુ પામીને ) ધાર્મિક નવજીવન પ્રાપ્ત કરવાને હિસાબે માનો કે તે નવો જ મનુષ્ય બની જાય છે જો એક ડાકુ ધર્મોપદેશ સાંભળીને ધાર્મિક બની જાય તો સામાજીક દૃષ્ટિથી તેનો સત્ય અર્થ એજ છે કે એક ડાકુ મરી જશે અને એક સાચો નવો ધાર્મિક મનુષ્ય પેદા થયો હવે બીજો મંત્ર જુઓ—

## મિતાહારી બનો

દ્વિતીય મંત્ર- " હે પરમ શ્રેષ્ઠ અવસ્થામાં રહેનારા, શરીરને વશમાં રાખનારા જ્ઞાની ધર્મોપદેશક ! ઘી વગેરે પદાર્થ તોળીને અર્થાત્ પ્રમાણમાં ભક્ષણ કર અને દુષ્ટોને રડાવી દે. " ( ૨ )

આ દ્વિતીય મંત્રમાં બે આદેશ છે—

( ૧ ) તોળીને માપીને ઘી વગેરે ભોજન ખા. અને

( ૨ ) દુષ્ટોને રડા.

ધર્મોપદેશકોએ આ બન્ને વાતો ધ્યાનમાં લેવી જોઈએ. ધર્મોપદેશક જ્યારે બહાર પ્રચારને માટે જાય છે ત્યારે ભક્ત લોકો તેમને માટે મેવા, મિઠાઈ, ઘી, માખણ, દૂધ વગેરે પદાર્થો આવશ્યકતા કરતાં વધારે લાવી આપે છે તથા જે નવા ધર્મમા તેઓએ પ્રવેશ કર્યો હોય છે, તેમની ભક્તિની તીનતા અત્યધિક હોવાને કારણે તેઓ એવા ધર્મોપદેશકનો ઘણો અધિક આદર કરે છે આવે સમયે એ વધુ સંભવનીય છે કે શ્રદ્ધાની લાલચમાં આવીને ઉપદેશક વધારે ખાય અને હૃદયમાં બગાડ થવાને કારણે માંદા પડે, તેથી વેદે ઉપદેશ આપ્યો છે કે ધર્મોપદેશકોએ તોળીમાપીને જ ખાવુ જોઈએ આ ઉપદેશકને હમેશા ભ્રમણ કરવાનુ હોવાથી તથા હવા પાણીના હમેશાં પરિવર્તન થવાથી તેમની પાચકશક્તિમા બગાડો થવાનો સંભવ છે જેથી જેટલી પાચકશક્તિ હોય છે તેના કરતાં પણ ઓછુ ખાવુ એ તેમને માટે યોગ્ય છે તેટલા માટે વેદ કહે છે કે " ઉપદેશક તોળી માપીને જ ઘી વગેરે પદાર્થો ખાય અધિક ખાય નહિ "

મંત્રમાં બીજીવાત " દુષ્ટોને રડાવવાની " છે જો ઉપદેશક પ્રભાવશાળી હશે, અને જો તેમના ઉપદેશથી શ્રોતાજનોને પોતાના દુરાચારની જાણ થઈ જશે અને તેમના અંતઃકરણમા ભ્રાતૃભાવના જાગૃત થઈ જશે તો તેમને રડી પડવામા જરા પણ વાર લાગશે નહિ તથા તેમના પૂર્વના દુરાચારમય જીવનની બાબતમાં પૂર્ણ પશ્ચાતાપ થવામાં પણ જરાએ સમય લાગશે નહિ આ પ્રમાણે બીજા મંત્રનો ભાવાર્થ જોયા પછી ત્રીજા મંત્રને જોઈએ—

## દુષ્ટ જીવનનો પશ્ચાતાપ

તૃતીય મંત્ર,- " દુષ્ટ લોકો રડી પડે, અને હે ધર્મોપદેશક તારે માટે આ અમારૂ ધન છે, ક્ષત્રિય પણ તેનો સ્વીકાર કરે " ( ૩ )

સાચા ધર્મોપદેશકનો ધર્મોપદેશ સાંભળીને દુષ્ટ લોકોને પોતાના દુષ્કાર્યો માટે પશ્ચાતાપ થાય અને તેઓ રડી પડે તેમજ જનતા પણ ધર્મોપદેશક તથા તેમના સહાયક ક્ષત્રિયોને પણ યથાશક્તિ ધન દેતી રહે, જનતાની ધનની સહાયથી જ ધર્મોપદેશનુ કાર્ય સતત ચાલુ રહે છે હવે ચતુર્થ મંત્ર જુઓ-

## ધર્મોપદેશક પોતાનું કાર્ય ચલાવે

ચતુર્થ મંત્ર,- ' પ્રથમ ધર્મોપદેશક પોતાના કાર્યનો પ્રારંભ કરે પછીથી, ક્ષત્રિયો તેમની સહાયતા કરે. તેનું પરિણામ એ આવે કે સર્વ દુષ્ટો આવીને, " હું અહીં છુ એમ જાહેર કરે. " ( ૪ )

ધર્મોપદેશકો દેશદેશાન્તરમાં જ્યાં જ્યાં તેઓ પહોંચી શકે ત્યા નીડર બનીને જાય અને પોતાનું ધર્મ પ્રચારનું કાર્ય જોરશોરથી ચાલુ રાખે કઠણમાં કઠણ પરિસ્થિતિમાં પણ ન ડરતા તેઓ પોતાનું કાર્ય જોરશોરથી ચાલુ રાખે પાછળથી ક્ષત્રિયો પણ તેમની ઉચિત સહાયતા કરે પરંતુ કદીપણ એવુ ન બને કે ધર્મોપદેશક પ્રથમથી જ ક્ષત્રિયોની સહાયતા પ્રાપ્ત કરીને તેમના જોરપર એટલે કે ક્ષત્રિયોના જોરપર ધર્મ પ્રચાર ચલાવે આ યોગ્ય નથી તેથી વેદનું એવુ કહેવુ છે કે ધર્મોપદેશક બ્રાહ્મણ ક્ષાત્રજના ભરોસાપર પોતાના

ધર્મનો પ્રચાર કરે અનકે ધર્મ પ્રચારને પોતાનુ આવશ્યક ધર્મ કાર્ય માનીને પોતાનું કર્તવ્ય કરતા રહે આ ધર્મ-પ્રચારનું પરિણામ એવુ આવે કે સર્વ દુષ્ટ દુરાચારી મનુષ્ય પોતાનુ આચરણ સુધારી લે અને ખુલ્લા દાલે ઉપદેશકોની પાસે આવીને કહે કે, ' અમે હવે આપના શરણે આવી ગયા છીએ, " આજ ધર્મ પ્રચારનુ સાધ્ય છે. ધર્મ પ્રચારથી દુરાચારી ડાકુ સુધરી જાય અને સારા ધાર્મિક બને, તેઓ પોતાના પ્રથમના દુરાચારની સ્મૃતિથી પશ્ચાતાપ કરે તથા જ્યારે દુરાચારનુ તેમને સ્મરણ થાય ત્યારે તેમને રડવુ આવે ક્ષત્રિયોની સહાયતાની ઇચ્છા કર્યા સિવાય કેવળ પોતાનુ આ ધાર્મિક કર્તવ્ય છે એમ માનીને આત્મિક બળથી આ કાર્ય કરે. પાછળથી ક્ષત્રિયો તેમને યોગ્ય સહાયતા પહોચાડવે ક્ષત્રિયોના જોરથી જે ધર્મ પ્રચાર થાય છે તે યોગ્ય નથી. પરતુ બ્રાહ્મણ પોતાની સાત્વિક વૃત્તિથી જે હૃદય પલટો કરી દે છે તેજ સાચુ ધર્મ પરિવર્તન છે આ પ્રકારે ચતુર્થ મત્રનો આશય જોયા પછી હવે પાંચમો મત્ર જોઇએ—

### દુષ્ટોની પશ્ચાતાપથી શુદ્ધિ

પચમ મત્ર– " હે જ્ઞાની ઉપદેશક ! અમે તમારૂ પરાક્રમ જોઇશુ. મનુષ્યોને સન્માર્ગ બતાવનારાઓ ! દુષ્ટોને તમે આપણા ધર્મનો ઉપદેશ કરો તમારા પ્રયત્નથી પશ્ચાતાપ કરતા સર્વ દુષ્ટ લોકો અમારી પાસે આવે અને તેજ પ્રમાણે તેઓ બોલે "

પૂર્વોક્ત પ્રકારનો સાચો ધર્મોપદેશક જ્યારે ધર્મોપદેશને માટે બહાર જવા નીકળે છે તે સમયે તેનો ગૌરવ કરતાં લોકો કહે છે કે, હે ઉપદેશક ! હવે તું ઉપદેશ આપવાને માટે જઇ રહ્યો છે તો અમો પણ હવે જોઇશુ કે તારા પરિશુદ્ધ ઉપદેશથી તું કેટલા લોકોનો હૃદય પલટો કરાવી શકે છે. અને કેટલાને સત્ય ધર્મની દીક્ષા તુ આપે છે આથી તારા પરાક્રમની જાણ અમને બરાબર થઇ જશે તમો સિધાવો, અમે તમારો ગૌરવ કરીએ છીએ, સત્ય ધર્મનો સદેશ સર્વ જનતા સુધી પહોંચાડો તમારા ઉપદેશ રૂપી જ્ઞાનાગ્નિથી તપ્ત થએલા અને પશ્ચાતાપને પ્રાપ્ત થએલા લોકો અમારા સમાજમા દાખલ થાય અને કહે કે, " અમે હવે ધર્મામૃત પીધું છે, અને તેથી હવે અમે તમારા બની ગયા છીએ "

" તપ્ત, સતપ્ત, પરિતપ્ત " આ શબ્દો પશ્ચાતાપ સૂચક છે તપ શબ્દ તપ્ત બનીને એટલે કે તાપ સહન કરીને શુદ્ધ બનવુ એમ સૂચવે છે. અગ્નિ સોનુ, ચાંદી, ત્રાંબુ વગેરે ધાતુઓ શુદ્ધ કરે છે અર્થાત્ તેમની મલિનતાને દૂર કરે છે. આ પ્રકારે અહીંનો અગ્નિ-જે જ્ઞાની ધર્મોપદેશક છે તે પોતાના જ્ઞાનાગ્નિમા સર્વ દુષ્ટોને તપાવે છે અને તેમની મલિનતા બરાબર સાફ કરે છે શુદ્ધિની ખરી વિધિ જ આ છે. ભોગી જીવનનો ત્યાગ કરીને તપના જીવનનો પ્રારભ કરવો તેનું નામજ ધાર્મિક બનવુ એમ છે આ દૃષ્ટિથી આ મત્રનો " परि-तप्ता " શબ્દ ઘણા મહાભાવનો સૂચક છે. હવે છઠ્ઠા મત્રનો ભાનાર્થ જોઇએ

### ધર્મનો દૂત

છઠ્ઠો મત્ર– " હે જ્ઞાની પુરૂષ ! તારા કાર્યનો આરભ કર, અમારા કાર્યને માટેજ તમને આગળ વધારેલા છે હે ઉપદેશક ! તું અમારો ધાર્મિક સદેશ પહોચાડનારો દૂત બનીને દુષ્ટોને પશ્ચાતાપથી રડાવી દે " ( ૬ )

ધર્મપ્રચારને માટે બાહાર જનારા ઉપદેશકને લોકો કહે છે કે– " હવે તમે તમારા ધર્મ પ્રચારના કાર્યનો આરંભ કરી દો જરા પણ ડર્યા વગર, બીક રાખ્યા વિના તમો દેશ દેશાતરમાં જાઓ અને ત્યા સત્યધર્મનો પ્રચાર કરો અમારા આ કાર્યને માટે જ તમને આગળ મોકલવામાં આવે છે અથવા આગળ ધપાવવામા આવે છે અમારો ધાર્મિક સદેશ જગતમા ફેલાવવાનો છે આ સદેશાને પ્રત્યેક સ્થળે પહોચાડનારા તમો જ અમારા દૂત છો હવે આગળ જાઓ અને ધાર્મિક સદેશાને ચારે દિશાઓમા ફેલાવી દો અને અત્યાર સુધી જે લોકો અધાર્મિક વૃત્તિથી રહેતા હતા તેમને તમારા સદુપદેશ દ્વારા શુદ્ધ કરો અને તેમને તેમના પૂર્વ દુરાચારનો પૂર્ણ પશ્ચાતાપ થવા દો. તેમાના હૃદયનો એવો પલટો થવા દો કે તેઓ પોતાના પૂર્વાચરણનું સ્મરણ કરીને રડવા લાગે " આ પ્રકારે જગતનો સુધારો કરવાને માટે ધર્મોપદેશકોને મોકલવામાં આવે છે.

### ડાકુઓને દંડ

આટલો ધર્મોપદેશ થવા છતાં પણ જે લોકો સુધરશે નહિ અને પોતાનુ દુરાચારી કાર્ય ન છોડતાં ચાલુ રાખશે અથવા પૂર્વોક્ત પ્રકારના શ્રેષ્ઠ ધર્મોપદેશકોના પરાકાષ્ઠાના પ્રયત્નો થતા છતા પણ જે પોતાનું દુષ્ટ આચરણ છોડતા નથી અને જનતાને ચોરી, ડાકુગીરી વગેરેથી અત્યત કષ્ટ

પહોંચાડે છે, તેમને ગોગ્ય દંડ દેવાનું કર્મ બ્રાહ્મણનું નથી, તે કાર્ય ક્ષત્રિયનું છે, આ ભાવ આગળના મંત્રમાં કહેલો છે-

સપ્તમ મંત્ર- " હે ધર્મોપદેશક ! તમારા પ્રયત્નો થવા છતાં જે શત્રુઓ અને દુષ્ટ લોકો પોતાના દુરાચારને છોડતા નથી તેમને બાંધીને અહીં લઇ આવો અને ત્યાર પછી તેમનું માથું તલવારથી ક્ષત્રિયો કાપી નાખે " ( ૭ )

એક ધર્મોપદેશક પોતાનો ધર્મોપદેશનો પ્રયત્ન કરે અને દુષ્ટોને પવિત્ર અને ધાર્મિક બનાવવાનો યત્ન કરે જેઓ સદાચારી બની જશે, તેઓ આપણામાં ભળી જશે પરંતુ જેઓ વારંવાર પ્રયત્ન કરવા છતાં પણ પોતાનો દુષ્ટ આચાર ચાલુ રાખે તેમને સજા કરવી જરૂરી છે કારણ કે સર્વ શાસન સંસ્થા સમાજની શાંતિને માટે જ છે પરંતુ દુષ્ટોને પણ સુધરવાની પૂરેપુરી તક આપવી જોઇએ જ્યારે વારંવાર પ્રયત્ન કરવા છતાં પણ જેઓ સુધરશે નહિ તો ક્ષત્રિઓ આગળ વધે અને પોતાની કઠોર સત્તાનો તેમના પર અમલ કરે. ક્ષત્રિઓ તેમને બાંધીને એ અત્યાચારી દુષ્ટોનાં શિર કાપી નાખે, આથી બીજાઓને પણ ઉપદેશ મળી શકે છે કે અમારે પણ ધાર્મિક બનવું જોઇએ તોજ બચી શકાશે નહિ તો અમારી પણ આજ અવસ્થા થશે

બ્રાહ્મણ અને ક્ષત્રિયોના પ્રયત્નનું પ્રમાણ

આ સૂક્તમાં બ્રાહ્મણના પ્રયત્ન માટે છ મંત્રો છે અને એક જ મંત્રમાં ક્ષત્રિયોનો કઠોર દંડ આગળ ધરવાની સૂચના કરી છે. આથી સ્પષ્ટ થાય છે કે ઓછામાં ઓછા છગણા પ્રયત્નો બ્રાહ્મણ પોતાના સદુપદેશથી કરે, આટલા પ્રયત્નો કર્યા છતાં પણ ન સુધરે, છ વાર તક આપવા છતાં જે લોકો પોતાની દુષ્ટતા ન છોડે તેમના પર જ ક્ષત્રિઓએ વજ્ર પ્રહાર કરવા યોગ્ય છે કારણ કે જેઓને જન્મથી જ દુષ્ટતા કરવાની ટેવ પડી ગઇ છે તેઓ માત્ર એક વખતના ઉપદેશથી પલટાઇ જાય અને સુધરી જાય એ ઘણું જ કઠીન બલ્કે અશક્ય જ છે તેથી જુદાજુદા અવસરોથી તેમને ઘણી તકો આપવી જોઇએ એટલા પ્રયત્નો કર્યા છતાં જે લોકો નહિ સુધરે તેમને કાં તો બંધનમાં રાખવા જોઇએ અથવા તો તેમનો શિરચ્છેદ કરવો જોઇએ

બ્રાહ્મણ પણ મારી નાખે છે અને ક્ષત્રિય પણ મારી નાખે છે પરન્તુ તેમની મારી નાખવાની પદ્ધતિ અલગ છે તેમાં ઘણો મોટો ભેદ છે પહેલા મંત્રમાં બ્રાહ્મણની પદ્ધતિ દર્શાવી છે અને સાતમાં મંત્રમાં ક્ષત્રિયોની પદ્ધતિ દર્શાવી છે ક્ષત્રિયની રીત તો એક જ છે કે તલવારથી માથું કાપી નાખવું અથવા દુષ્ટોને કારાગૃહમાં બન્ધમાં રાખવા જોઇએ બ્રાહ્મણની પદ્ધતિ આથી તદન ભિન્ન છે, બ્રાહ્મણ ઉપદેશ આપે છે ઉપદેશ દ્વારા શ્રોતાઓના હૃદયમાં પલટો આણે છે તેમ પોતાના અનુગામી બનાવી લે છે, તેમના મનની સર્વ દુષ્ટતા નાશ પામે છે બન્નેનો ઉદ્દેશ દુષ્ટોની સંખ્યા ઘટાડવાનો છે પરન્તુ બ્રાહ્મણ દુષ્ટોને સુધારવાનો પ્રયત્ન કરે છે, હૃદય શુદ્ધ બનાવે છે અને દુષ્ટોની સંખ્યા ઘટે છે અને ક્ષત્રિય તેમની કતલ કરીને તેમની સંખ્યા ઘટાડે છે તેથી બ્રાહ્મણના પ્રયત્નો એક અને ક્ષત્રિયોના બીજા નંબરના હોય છે

વેદમાં જ્યાંજ્યાં હનન, "દહન, પરિતાપ, વિલાપ" ઇત્યાદિ શબ્દો આવે છે ત્યાં સર્વ સ્થળે તેમનો એક સરખો અર્થ લેવો જોઇએ નહિ તે શબ્દો બ્રાહ્મણને માટે વપરાયા છે કે ક્ષત્રિયોને માટે વપરાયા છે તે જોવું જોઇએ હનનથી શત્રુઓની સેના ઘટે છે બ્રાહ્મણ ક્ષત્રિય બન્ને પોતપોતાના શસ્ત્રોથી હનન કરે છે ઉપર સ્પષ્ટ દર્શાવ્યું છે કે બ્રાહ્મણ વિચાર પરિવર્તન દ્વારા શત્રુનો નાશ કરે છે અને ક્ષત્રિયો શિરચ્છેદ દ્વારા શત્રુઓને ઘટાડે છે તે જ પ્રમાણે " વિલાપ " પણ બે પ્રકારના છે ક્ષત્રિયો શત્રુઓની કતલ કરે છે ત્યારે શત્રુના સાથીદારો વિલાપ કરે છે રડે છે અને હાયપીટ કરે છે તે જ પ્રકારે બ્રાહ્મણ ધર્મોપદેશ દ્વારા જે સમયે શ્રોતાઓના હૃદયમાં ભક્તિભાવ અને ધર્મપ્રેમ ઉત્પન્ન કરીને પહેલાના દુરાચારનો પશ્ચાતાપ ઉત્પન્ન કરે છે તે સમયે પણ તે લોકો રડે છે અને અશ્રુ વહાવે છે આમ આ અશ્રુ વહાવવાના બન્ને પ્રકારમાં ઘણો મોટો તફાવત છે જે દૃષ્ટ પરિવર્તન બ્રાહ્મણ કરી શકે છે તે ક્ષત્રિય કદાપિ કરી શકતો નથી આ જ પ્રમાણે " પરિતાપ, સંતાપ " વગેરે શબ્દોના અર્થ વિષે સમજવું જોઇએ

આ સૂક્તનો અર્થ કરતારા વિદ્વાનોએ આ બ્રહ્મ ક્ષત્રિય પ્રણાલિકાનો ભેદ ન સમજવાને કારણે આ શબ્દોના અર્થનો ઘણો અનર્થ કર્યો છે તેથી પાઠક આ ભેદને પહેલાં બરોબર સમજી લે અને પછી મંત્રોનો ઉપદેશ જાણવાનો યત્ન કરે આ વાત જો એકવાર બરોબર સમજાઇ જાય તો મંત્રોનો આશય સમજવામાં કોઇ પણ પ્રકારની કઠીનતા

જણાશે નહિ. પરન્તુ બ્રાહ્મણ અને ક્ષત્રિયના ક્રમશઃ કોમળ અને તીક્ષ્ણ માર્ગોનો ભેદ જો યોગ્ય રીતે સમજાશે નહિ તો અર્થનો અનર્થ જરૂર જણાઇ આવશે. તેથી દુષ્ટોની સંખ્યા બ્રાહ્મણ કઇ રીતે ઘટાડે છે અને ક્ષત્રિય કઇ રીતે ઘટાડે છે, તેજ પ્રમાણે આ બંને શત્રુઓને કઇ રીતે રડાવે છે, તપાવે છે, અને બાળે છે તે પાઠક પોતાના વિચાર અને અહીં દર્શાવેલા માર્ગથી બરાબર સમજે અને આવા સૂક્તોના તાત્પર્ય યથાયોગ્ય જાણે.

---

# યાતુધાન નાશનં

## કાંડ ૧, સૂક્ત ૮

( ऋषिः– चातनः । देवता– अग्निः, बृहस्पतिः )

इदं हविर्यातुधानान् नदी फेनमिवा वहत् ।
य इदं स्त्री पुमानकरिह स स्तुवतां जनः ॥ १ ॥
अयं स्तुवान आगमदिमं स्म प्रति हर्यत ।
बृहस्पते वशे लब्ध्वाग्नीषोमा वि विध्यतम् ॥ २ ॥
यातुधानस्य सोमप जहि प्रजां नयस्व च ।
नि स्तुवानस्य पातय परमक्ष्युतावरम् ॥ ३ ॥
यत्रैषामग्ने जनिमानि वेत्थ गुहा सतामत्त्रिणां जातवेदः ।
तांस्त्वं ब्रह्मणा वावृधानो जह्येषां शततर्हमग्ने ॥ ४ ॥

---

અર્થ— ( नदीफेनं इव ) નદી જેવી રીતે ફીણને લઇ આવે છે તે પ્રકારે ( इदं हविः ) આ દાન ( यातुधानान् आवहत् ) દુષ્ટ લોકોને અહીં લઇ આવે. ( यः पुमान् ) જે સ્ત્રી અથવા જે પુરૂષ ( इदं अकः ) આ પાપ કરતાં રહે છે, ( सः जनः ) તે મનુષ્ય તારી ( स्तुवतां ) પ્રશંસા કરે. ( ૧ ) ( स्तुवानः अयं ) પ્રશંસા કરનારો આ ડાકુ ( आगमत् ) આવ્યો છે, ( इमं ) તેનું ( स्म प्रति हर्यत ) અવશ્ય સ્વાગત કરો. હે ( बृहस्पते ) જ્ઞાની ઉપદેશક! તેને ( वशे लब्ध्वा ) વશમાં રાખીને, હે ( अग्निषोमौ ) અગ્નિ અને સોમ! ( वि विध्यतं ) તેનું તમે વિશેષ નિરીક્ષણ કરો. ( ૨ ) હે ( सोमप ) સોમપાન કરનારાઓ! ( यातुधानस्य प्रजां ) દુષ્ટનાં સંતાનો પ્રતિ ( जहि ) પહોંચી જા, અને ( च नयस्व ) તેમને લઇ જા અર્થાત્ સન્માર્ગથી ચલાવ. તેમજ ( स्तुवानस्य ) પ્રશંસા કરનારાઓની ( परं उत अवरं ) શ્રેષ્ઠ અને કનિષ્ઠ ( अक्षि ) આંખો ( निपातय ) નીચે નમાવી દે. ( ૩ ) હે ( अग्ने जातवेदः ) તેજસ્વી અને જ્ઞાની પુરૂષ! ( यत्र गुहा ) જ્યાં કોઇ એક ગુફામાં ( एषां ) આ ( अत्रिणां सतां ) ભટકનારા સજ્જનોનાં ( जनिमानि ) કુટુંબો અને સંતાનોને ( वेत्थ ) તું જાણે છે. ( तान् ब्रह्मणा वावृधानः ) તેમને જ્ઞાનથી વધારીને ( एषां शततर्हं जहि ) તેમનાં સેંકડો કષ્ટોનો નાશ કર. ( ૪ )

# યાતુધાન નાશન

આ સૂક્ત પણ પૂર્વ સૂક્તનો ઉપદેશ જરા સવિશેષ રીતે દર્શાવે છે. દુષ્ટ લોકોને કઈ રીતે સુધારવા જોઈએ છે તેનો વિચાર આ સૂક્તમાં જોવા જેવો છે. આ સૂક્તમાં બ્રાહ્મણ ઉપદેશકનું એક વધારે વિશેષણ આવેલું છે. તે (बृहस्पतिः) છે તેનો અર્થ જ્ઞાનપતિ પ્રસિદ્ધ છે. બૃહસ્પતિ એ દેવોનો ગુરુ અને તે બ્રાહ્મણ જ છે. આ વિષયમાં શંકાને સ્થાન જ નથી. "सोम" શબ્દ તેનો જ વાચક તરીકે આ સૂક્તમાં વપરાએલ છે. "सोमोऽस्माकं ब्राह्मणानां राजा" બ્રાહ્મણોનો આગેવાન સોમ છે તેજ પ્રમાણે બૃહસ્પતિ પણ શ્રેષ્ઠ જ્ઞાની બ્રાહ્મણ જ છે. પાઠક આ શબ્દોનો પૂર્વે આવેલા સૂક્તમાં બ્રાહ્મણ વાચક જે શબ્દો આવેલા છે તેમની સાથે મેળવી જુએ અને પછી બધાનું સાથે મનન કરે તો તેમને જણાઈ આવશે કે ધર્મોપદેશક બ્રાહ્મણ કયા ગુણોથી યુક્ત હોવો જોઈએ. હવે ક્રમશઃ મન્ત્રોનો ભાવાર્થ જુઓ—

## ધર્મોપદેશનું પરિણામ

પ્રથમ મંત્ર– "જે રીતે નદી ફીણ લાવે છે તે પ્રકારે આ દાન દુષ્ટ લોકોને અહીં ઘસડી લાવે તેઓમાં સ્ત્રી અથવા પુરુષ જે કોઈ આ પ્રકારનું પાપ કરે છે તેજ માનવી સ્તુતિ કરનારો બને." (૧)

વૃષ્ટિ જળથી ભરેલી નદી જેવી રીતે પોતાના પ્રવાહની સાથે ફીણ ઘસડી લાવે છે, તે પ્રમાણે ધર્મ પ્રચારને માટે અર્પણ કરાએલું અમારું આ દાન દુષ્ટોને શીઘ્ર અહીં ઘસડી લાવે. અર્થાત્ આ દાનનો વિનિયોગ ધર્મ પ્રચારમાં થઈને તે ધર્મ પ્રચારથી એટલું પ્રચારનું કાર્ય થાય કે જેથી સર્વ દુષ્ટ લોકો પોતાની દુષ્ટતા છોડીને ઉત્તમ નાગરિક બનવા માટે અમારી પાસે આવી જાય તેઓમાં સ્ત્રીઓ હોય કે પુરુષો હોય, જે કોઈ તેમનામાં પાપાચરણ કરનારું હોય તે ઉપદેશ શ્રવણ કરતાની સાથે જ ધર્મભાવથી પ્રેરિત થઈને તેમજ ધર્મમાં ભળવાને ઉત્સુક બનીને ધર્મની પ્રશંસા કરે અને અધર્માચરણની નિંદા કરે પાઠક લક્ષમાં લે કે હૃદયના ભાવ પરિવર્તનનું આ પહેલું લક્ષણ છે. ધર્મમાં પ્રવેશ કર્યા પછી ધર્મ સંઘના લોકો તેની સાથે કેવા પ્રકારનું વર્તન ચલાવે તે વિષેનો ઉપદેશ બીજા મંત્રમાં જુઓ—

## નવ પ્રવિષ્ટકા આદર

દ્વિતીય મંત્ર– "આ સ્તુતિ કરતો કરતો આવી ગયો છે, તેનું સ્વાગત કરો, હે જ્ઞાની પુરુષ! તેને તમારા વશમાં રાખીને, બ્રાહ્મણ અને તેમના મુખી તેના પર લક્ષ રાખે (૨)"

ઉપદેશ શ્રવણ કરીને ધર્મ પ્રત્યે આકર્ષિત બનીને ધર્મની પ્રશંસા કરતો કરતો આ પુરુષ આવેલો છે અર્થાત્ પહેલાં જે અધાર્મિક દુરાચારી કરૂ હતો તેનું વલણ ધર્મ તરફ ઝૂક્યું છે. અને તે પૂરા હૃદયથી કહે છે કે ધર્મ માર્ગે ચાલવું જ ઉત્તમ છે, ધર્મની શ્રેષ્ઠતા તે જાણવા લાગ્યો છે તેમજ અધર્માચરણથી મનુષ્યનું જે પતન થાય છે તે પણ તેના હૃદયમાં બરાબર ઉતરી ગયું છે. તે પતનમાંથી બચવા માટે હવે તે ધર્મસંઘમાં પ્રવિષ્ટ થવા ઇચ્છે છે. અને એ જ ઉદ્દેશથી તે ધાર્મિક લોકોની પાસે આવી ગયેલ છે. આવે વખતે ધાર્મિક લોકોએ તેમનું સ્વાગત કરવું એ યોગ્ય છે, તેનો સ્વીકાર આદરપૂર્વક કરે અર્થાત્ તેને તેઓ અપનાવે. બૃહસ્પતિ અર્થાત્ જે જ્ઞાની બ્રાહ્મણ હોય તેની પાસે તે રહે, તે જ્ઞાની બ્રાહ્મણે કરેલા નિયમાનુસાર વર્તે તથા અન્ય સમયે તેનું નિરીક્ષણ ઉપદેશક અથવા બ્રાહ્મણોના નેતા કરતા રહે અને વારંવાર તેમને ધર્મપંથનો બોધ કર્યા કરે.

આ પ્રમાણે તેની યોગ્યતા વધારવામાં આવે અને તેના ધાર્મિકભાવને પોષણ આપવામાં આવે, નહિ તો ધર્મસંઘમાં નવિન પ્રવેશ થએલ માનવી સત્સંગિઓની ઉદાસીનતાને કારણે પોતે પણ ઉદાસ બનીને ચાલ્યો જશે અને અધિક વિરોધી બનશે. આથી નવિન પ્રવેશ પામેલ મનુષ્યને અપનાવવાના વિષયમાં સત્સંગિઓને માથે આ એક મોટી જવાબદારી છે. આ વિષયમાં વેદની ચાર આજ્ઞાઓ લક્ષમાં રાખવા જેવી છે.

૧ આ નવિન દાખલ થએલો છે.

૨ તેનો ગૌરવ કરો.

૩ દાખલ થતાની સાથે જ જ્ઞાની તેને નિયમમાં ચાલવાનું શિક્ષણ આપે.

૪ અન્ય વિદ્વાનો તેનું નિરીક્ષણ કરે.

આ મંત્રમાં "विचष्टं" શબ્દ છે તેનો જાણીતો અર્થ નિશાન તાકવું, નિશાન મારવું, પાડવું વગેરે છે. નિશાન તાકવું એટલે કે તેના પર બારીક લક્ષ કાળજીપૂર્વક રાખવું. તેની ચોકસાઈ પૂર્વક દેખરેખ રાખવી એવો અર્થ થાય છે.

તેની વિશેષ પ્રકારે કાળજી લેવી, તેનું ભલું કરવાનો હંમેશા યત્ન કરવો અસ્તુ હવે ત્રીજો મંત્ર જુઓ—

### દુષ્ટોનાં સંતાનોનો સુધારો

તૃતીય મંત્ર- " હે સોમપાન કરનારાઓ ! દુષ્ટ લોકોની પ્રજાને અર્થાત્ તેમનાં બાળબચ્ચાંઓને પ્રાપ્ત કરો અને તેમને ઉત્તમ માર્ગે ચલાવો, જે તમારી પ્રશંસા કરે તેમની આંખો તમારા તરફના વિનયથી ઝૂકી રહે. "

સોમપાન કરનારો અર્થાત્ યજ્ઞકર્તા બ્રાહ્મણ યજ્ઞદ્વારા ધર્મ-પ્રચારનું મહાન કાર્ય કરે છે. દુષ્ટોને સુધારવાના મહત્વપૂર્ણ કાર્યમાં વિશેષ મહત્વની વાત એ છે કે ધર્મ પ્રચાર કરનારાઓ મોટી ઉમરના વૃદ્ધ માણસો કરતાં નવયુવકોને સુધારવાનો પ્રયત્ન અધિક કરે. નવયુવકોનો સંઘ બનાવે, તેમનો આચાર સુધારે, સદાચાર પ્રત્યે તેમની રૂચિ વધારે અર્થાત્ પ્રત્યેક રીતે તેમને ધાર્મિક બનાવવાનો સર્વથી પ્રથમ ઉદ્યોગ કરે, કારણ કે ઉમરમાં વધેલા લોકો પોતાના દુરાચારમાં વધારે રીઢા થએલા હોય છે, અથવા તેમને તે જ આચાર વધુ પ્રિય અને લાભદાયક જણાય છે, તેથી તેમનો હૃદય પલટો કરવો ઘણો મુશ્કેલ છે. પરન્તુ નવયુવકનું મન કોમળ હોય છે. તેમનામાં કુસંસ્કારો હજુ તેટલા દૃઢ થએલા હોતા નથી, તેથી નવયુવકોમાં સુધારણા જલદી થઈ શકે છે. તે ઉપરાંત જો નવયુવકો સુધરી જાય તો તેમની પછીની પેઢી ઘણી જલદી સુધરી જાય, એટલા માટે નવયુવકોને સુધારવાના પ્રયત્નો વિશેષ રીતે કરવા જોઈએ. દુષ્ટોનાં બાળકોને એકત્રિત કરીને તેમને ધર્મનીતિ અર્થાત્ ધાર્મિક આચારનું શિક્ષણ આપવું જોઈએ. તેઓમાં તમારા ધર્મની પ્રશંસા જે કરે તેની આંખો પ્રથમ ઝૂકાવો અર્થાત્ તેમની આંખો ગર્વથી જે ઉંચી થએલી છે તે નમ્રતાથી નીચે નમી જાઓ. અધાર્મિક દુષ્ટોની આંખો હંમેશાં લાલ અને મદોન્મત્ત હોય છે, ભ્રમરો વાંકી વળેલી અને ચડેલી હોય છે. બીજા માણસને જાણી લેવાની કળા તેમનામાં સહજ હોય છે. આ વાંકી દૃષ્ટિનો આશય છે. નીચી દૃષ્ટિનો અર્થ ચાલચલણની નમ્રતા, શ્રદ્ધા, ભક્તિ, આત્મપરીક્ષા, આત્મસુધાર વગેરે છે. ( आक्षि निपातय ) આંખો નીચે નમાવવી એ આ દૃષ્ટિમાં ભેદ છે. સાધારણ મનુષ્યની દૃષ્ટિ જુદા પ્રકારની હોય છે. ચોરની નજર જુદા પ્રકારની હોય છે, સાધુની દૃષ્ટિ વિશિષ્ટ પ્રકાર'ની હોય છે તેમજ તરૂણ અને વૃદ્ધની દૃષ્ટિમાં પણ ભેદ હોય છે. એટલા માટે વેદે કહ્યું છે કે " તેમની નજર નીચે નમાવી દો. " ધાર્મિક આચાર જીવનમાં ઉતરે તોજ દૃષ્ટિ નમ્ર બને છે અન્યથા નહિ. અસ્તુ. આ પ્રમાણે ત્રીજા મંત્રનો ભાવ જોયા પછી ચોથા મંત્રનો ભાવાર્થ જુઓ—

### ઘરોમાં પ્રચાર

ચતુર્થ મંત્ર- ' હે જ્ઞાની ઉપદેશક ! જ્યાં જ્યાં ગુપ્ત સ્થાનોમાં આ ભટકનારાઓમાં સહેજ ભલા પુરૂષોનાં કુટુમ્બ હોય ત્યાં પહોંચીને જ્ઞાનની તેમનામાં વૃદ્ધિ કરીને, તેમને પડનારાં સેંકડો કષ્ટોને દૂર કરો " ( ૪ )

ચોર, ડાકુ ઈત્યાદિની સુધારણાનો વિચાર કરતી વખતે તેમને સંઘમાં ઉપદેશ કરવો એ સાધારણ વાત છે. તેના કરતાં વધારે પરિણામકારક વાત તો એ છે કે તેમના પરિવારોમાં જઈને તેમને ધર્મોપદેશ કરવો જોઈએ. આમ કરવાથી તેમનામાં જે થોડા ઘણા ભલા માણસો ( **सतां अत्रिणां** ) હોય તેમના ઘરોમા પહેલાં જવું જોઈએ કારણ કે તેમનાં હૃદય થોડાં નરમ હોવાને કારણે તેમના પર બહુ જ ઝડપથી અસર થવા સંભવ છે. તેમના ઘરોમાં જઈને, તેમને, તેમની સ્ત્રીઓને, તેમનાં બાળબચ્ચાંઓને પ્રથમ ધર્મોપદેશ કરવો જોઈએ. તેમની ઉન્નતિ ( **ब्राह्मणाः वावृधानाः** ) જ્ઞાન દ્વારા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ અર્થાત્ તેમને જ્ઞાન આપવું જોઈએ સાચું ધર્મજ્ઞાન આપવાથી જ તેમનો ઉદ્ધાર થઈ શકે છે. એકવાર ધર્મજ્ઞાનમાં તેમની રૂચિ વધી ગઈ તો અધર્મથી થતાં સેંકડો કષ્ટો દૂર થઈ જશે, અને તેમનું પણ કલ્યાણ થઈ જશે.

આ પ્રકારે આ બે સૂક્તોનો ઉપદેશ વિશેષ મનન કરવા યોગ્ય છે. ધર્મ પ્રચાર કરનારા ઉપદેશક તથા ઉપદેશકને નિયુક્ત કરનારા સજ્જન આ વૈદિક આદેશોનું મનન કરે અને ઉચિત બોધ લઈને પોતાના આચરણમાં ઉતારવાનો પ્રયત્ન કરે.

# શત્રુસેનાનું સંમોહન

### કાંડ ૩, સૂકત ૧

( ऋषिः- अथर्वा । देवता- सेनामोहनं, बहुदेवत्यम् )

अग्निर्नः शत्रून्प्रत्येतु विद्वान्प्रतिदहन्नभिशस्तिमरातिम् ।
स सेनां मोहयतु परेषां निर्हस्तांश्च कृणवज्जातवेदाः ॥ १ ॥

यूयमुग्रा मरुत ईदृशे स्थाभि प्रेत मृणत सहध्वम् ।
अमीमृणन्वसवो नाथिता इमे अग्निर्ह्येषां दूतः प्रत्येतु विद्वान् ॥ २ ॥

अमित्रसेनां मघवन्नस्माञ्छत्रूयतीमभि ।
युवं तानिन्द्र वृत्रहन्नग्निश्च दहतं प्रति ॥ ३ ॥

प्रसूत इन्द्र प्रवता हरिभ्यां प्र ते वज्रः प्रमृणन्नेतु शत्रून् ।
जहि प्रतीचो अनूचः पराचो विष्वक्सत्यं कृणुहि चित्तमेषाम् ॥ ४ ॥

અર્થ—( विद्वान् अग्निः ) વિદ્વાન્ અગ્નિસમાન તેજસ્વી વીર ( अभिशस्तिं अरातिं ) મારફાડ કરનાર શત્રુને ( प्रति दहन् ) બાળતો બાળતો ( नः शत्रून् प्रत्येतु ) અમારા શત્રુઓ પર ચડાઈ કરે. ( सः जातवेदाः ) તે જ્ઞાની ( परेषां सेनां ) શત્રુઓની સેનાને ( मोहयतु ) મોહિત કરે. ( च निर्हस्तान् कृणवत् ) અને તેને હસ્તરહિત બનાવે. (૧) હે ( मर्+उतः ) મરવાને માટે તૈયાર વીરો ! ( ईदृशे यूयं उग्राः स्थ ) આવા સમયમાં તમે મહાન વીર થાઓ, તેટલા માટે ( अभि-प्र-इत, मृणत, सहध्वम् ) આગળ વધો, કાપો અને જીતી લો. ( इमे नाथिताः वसवः ) આ બળવાન્ વસનારા વીરો ( अमीमृणन् ) કાપતા રહ્યા છે. ( एषां दूतः विद्वान् अग्निः ) તેના દાહક જ્ઞાની અગ્નિ જેવા તેજસ્વી વીર ( प्रत्येतु ) વિશેષ ચડાઈ કરે. ( ૨ ) હે ( मघवन् वृत्रहन् इन्द्र ) ધનવાન શત્રુનાશક સમ્રાટ તથા ( च अग्निः ) હે જ્ઞાની ! ( युवं ) તમે બન્ને મળીને ( अस्मान् शत्रूयतीं अमित्र-सेनां ) અમારી સાથે શત્રુતા કરનારી શત્રુ સેનાને ( अभि ) પરાભૂત કરીને, ( तान् प्रति दहतं ) તેમને બાળી નાખો. ( ૩ ) હે ( इन्द्र ) નરેન્દ્ર ! ( प्रवता ते हरिभ्यां ) વેગથી તારું હરણ જેવા વેગ દ્વારા ( प्रसूतः वज्रः ) ચલાવેલ વજ્ર ( शत्रुन् प्रमृणन् प्र+एतु ) શત્રુઓને કાપતું આગળ વધે. ( प्रतीचः, अनूचः, पराचः ) સન્મુખ, પાછળ અને દૂર નાસી જનારા શત્રુઓને ( जहि ) મારી નાખ અને ( एषां चित्तं ) તે

ભાવાર્થ— રાજનીતિને જાણનારા વિદ્વાનો અને તેજસ્વી પુરૂષો મારફાડ કરનારી શત્રુસેનાને બાળીને શત્રુઓ પર ચઢાઈ કરે સેનાસંમોહનની વિદ્યા જાણનારા જ્ઞાની શત્રુસેનાને મોહિત કરે અને તેમને લગભગ હસ્તહીન જેવા બનાવે (૧) મરવાને માટે સિદ્ધ થએલા ઓ શૂરવીરો ! આવા યુદ્ધ સમયમાં તમે મહાન વીર છો માટે આગળ વધો, શત્રુઓને કાપી નાખો અને તેમને જીતી લો આ બળવાન્ વીર પોતાના દેશનિવાસી વીર શત્રુઓને કાપે છે, તેમનો સાથી તેજસ્વી જ્ઞાની વીર પણ શત્રુઓને બાળતો શત્રુપર ચઢાઈ કરે. (૨) હે ધનવાન શત્રુનાશક નરેશ ! તથા હે તેજસ્વી જ્ઞાની વીર ! તમો બન્ને મળીને અમારી શત્રુતા કરનારી શત્રુસેનાને પરાભૂત કરો અને તેને બાળી નાખો (૩) હે નરેશ ! વેગથી ચલાવેલા તમારા શસ્ત્રોનો સમુદાય શત્રુઓને કાપતો કાપતો આગળ વધે. સામેથી, પાછળથી અને ચારે બાજુથી નાસી જનારી શત્રુસેનાને મારી નાખીને

इन्द्र सेनाँ मोहयामित्राणाम् ।
अग्नेर्वातस्य ध्राज्या तान्विषूचो वि नाशय ॥ ५ ॥
इन्द्रः सेनाँ मोहयतु मरुतो घ्नन्त्वोजसा ।
चक्षूंष्यग्निरा दत्तां पुनरेतु पराजिता ॥ ६ ॥

શત્રુઓના ચિત્તને ( सत्यं विष्वक् कृणुहि ) સારી રીતે ચારે તરફ ભટકાવી દે. ( ૪ ) હે ( इन्द्र ) નરેશ ! ( अमित्राणां सेनां मोहय ) શત્રુઓની સેનાને ગભરાવો. ( अग्नेः वातस्य ध्राज्या ) અગ્નિના અને વાયુના પ્રચંડ વેગથી ( तान् ) તે શત્રુ સૈનિકોને ( विषूचः विनाशय ) ચારે તરફ ભટકાવીને નાશ કરી નાખ. ( ૫ ) ( इन्द्रः सेनां मोहयतु ) નરેશ શત્રુ સેનાને મોહિત કરે, ( मर्‍+उतः ) મરવા માટે સિદ્ધ થએલા વીરો ( ओजसा घ्नन्तु ) વેગથી મારી નાખે. ( अग्निः चक्षूंषि आदत्तां ) અગ્નિ અર્થાત્ પ્રકાશ તેમની આંખો લઇ લે. આ પ્રકારે શત્રુની ( पराजिता ) હારી ગએલી સેના ( पुनः एतु ) ફરીથી પાછી હઠી જાય. ( ૬ )

તેમના ચિત્તમા એવો ગભરાટ ઉત્પન્ન કરો કે જેથી તેઓ ચારે દિશાઓમાં ભાગી જાય ( ૪ ) હે નરેશ ! અગ્ન્યાસ્ત્રની ગરમીથી અને વાયવ્યાસ્ત્રના વેગથી શત્રુસેનાને એવી ગભરાઓ કે તેઓ ચારે દિશાઓમા ભાગી જાય અને આ રીતે તેમનો નાશ કર ( ૫ ) નરેશ શત્રુના સૈન્યને ગભરાવે, શૂરવીર વેગથી શત્રુઓનો નાશ કરે અને શત્રુસેનાને એવી ગભરાવે કે જેથી તેને કાંઇ પણ દેખાય નહિ આ પ્રકારે શત્રુનો પૂર્ણ પરાજય થઇને તેનો પૂર્ણ નાશ થઈ જાય. ( ૬ )

આ વિષયનું બીજું સૂક્ત છે તેથી તે સૂક્તનો પણ અર્થ આપણે પહેલાં જોઇ લઇએ અને પછીથી બંને સૂક્તોને મેળવીને વિચાર કરીશું. દ્વિતીય સૂક્ત આ છે—

## શત્રુસેનાનું સંમોહન

### કાંડ ૩, સૂક્ત ૨

( ऋषिः- अथर्वा । देवता- सेनामोहनं, बहुदेवत्यम् )

अग्निर्नो दूतः प्रत्येतु विद्वान्प्रतिदहन्नभिशस्तिमरातिम् ।
स चित्तानि मोहयतु परेषां निर्हस्तांश्च कृणवज्जातवेदाः ॥ १ ॥
अयमग्निरमूमुहद्यानि चित्तानि वो हृदि ।
वि वो धमत्वोकसः प्र वो धमतु सर्वतः ॥ २ ॥
इन्द्र चित्तानि मोहयन्नर्वाङाकूत्या चर ।
अग्नेर्वातस्य ध्राज्या तान्विषूचो वि नाशय ॥ ३ ॥
व्याकूतय एषामिताथो चित्तानि मुह्यत ।
अथो यदद्यैषां हृदि तदेषां परि निर्जहि ॥ ४ ॥

अमीषां चित्तानि प्रतिमोहयन्ती गृहाणाङ्गान्यप्वे परेहि ।
अभि प्रेहि निर्दह हृत्सु शोकैर्ग्राह्यामित्रांस्तमसा विध्य शत्रून् ॥ ५ ॥
असौ या सेना मरुतः परेषामस्मानेत्यभ्योजसा स्पर्धमाना ।
तां विध्यत तमसापव्रतेन यथैषामन्यो अन्यं न जानात् ॥ ६ ॥

અર્થ—(नः दूता विद्वान् अग्निः) અમારા દૂત જ્ઞાની તેજસ્વી વીર (अभिशस्तिं अरातिं प्रतिदहन्) મારફાડ કરનારા શત્રુઓને બાળતો બાળતો (प्रत्येतु) ચડાઈ કરે. (सः जातवेदाः परेषां चित्तानि मोहयतु) તે જ્ઞાની શત્રુઓના ચિત્તને મોહિત કરે અને તેમને (निर्हस्तान् च कृणवत्) હસ્તહીન જેવા બનાવે. (૧) (यानि वः हृदि) જે તમારા હૃદયની સાથે સંબંધિત છે તેઓ (चित्तानि) ચિત્ત (अयं अग्निः अमूमुहत्) આ તેજસ્વી વીર તેમને ગભરાવી મૂકે છે. તે (वः ओकसः विधमतु) તમને શત્રુઓને ઘરમાંથી બહાર કાઢી મૂકે અને (वः सर्वतः प्रधमतु) તમને શત્રુઓને સર્વ પ્રદેશોમાંથી હઠાવી દે (૨) હે (इन्द्र) નરેશ! શત્રુના (चित्तानि मोहयन्) ચિત્તોને મોહયુક્ત કરતો કરતો તું (आकूत्या अर्वाङ् चर) શુભ સંકલ્પથી અમારી પાસે આવ. (अग्नेः वातस्य ध्राज्या) અગ્નિ અને વાયુના વેગથી (तान् विषूचः विनाशय) તેમને ચારે બાજુથી નષ્ટ ભ્રષ્ટ કરી દે. (૩) હે (एषां) આ શત્રુઓને (आकूतयः) સંકલ્પો! (वि) તમે પરસ્પર વિરૂદ્ધ બની જાઓ.' પશ્ચાત તમે (इत) હઠી જાઓ. (अथो चित्तानि) અને તેમનાં ચિત્તો (मुह्यत) મોહિત થાઓ. (अथो अद्य) હવે આજે (यत् एषां हृदि) તેના હૃદયમાં જે સંકલ્પ છે (एषां यत् परि निर्जहि) તેમના એ સંકલ્પનો પૂર્ણપણે નાશ કર. (૪) હે! (अप्वे) વ્યાધિ! (अमीषां चित्तं प्रति मोहयन्ती) તેમના ચિત્તને મોહમાં નાખીને શત્રુસેનાનો (अंगानि गृहाण) અંગોને જકડી રાખો અને (परा इहि) દૂર સુધી ચાલી જા. (अभि प्र इहि) સર્વ પ્રકારે આગળ વધ. (हृत्सु शोकैः निर्दह) હૃદયના શોક સાથે તેમને બાળી દે. તથા (ग्राह्या तमसा) જકડી રાખનારા રોગોથી અને મૂર્છાવાળા રોગોથી (अमित्रान् शत्रून् विध्य) દુષ્ટ શત્રુઓને ત્રસ્ત કરી દે. (૫) હે (मरुतः) મરવા માટે સિદ્ધ થએલા વીરો! (परेषां असौ या सेना) શત્રુઓની આ જે સેના (स्पर्धमाना अस्मान् ओजसा अभि-आ एति) સ્પર્ધા કરતી કરતી વેગથી અમારા પર ચઢાઈ કરતી આવે છે, (तां अपव्रतेन तमसा विध्यत) તેમને કર્મહીન કરનારા અંધાકારથી મોહિત કરી દો, (यथा) જેથી (एषां अन्यः अन्यं न जानात्) તેઓ તેમને એકબીજાને પણ ઓળખી શકે નહિ. (૬)

ભાવાર્થ— અમારા જ્ઞાની સ્વયંસેવક વીરો ઘાતપાત કરનારી શત્રુસેના પર ચઢાઈ કરે, શત્રુઓને ગભરાટમાં નાખી દે અને તેમને હસ્તહીન જેવા બનાવી દે. (૧) શત્રુઓના ચિત્તને મોહિત કરે, તેમને ઘરમાંથી બહાર કાઢી મૂકે અને સર્વ દેશમાંથી તેમને હટાવીને બહાર કાઢી મૂકે (૨) હે રાજન્! તું શત્રુસેનાના ચિત્તને મોહિત કર અગ્ન્યાસ્ત્ર અને વાયવ્યાસ્ત્રના વેગથી તેમને ચારે દિશામાં નસાડી મૂક અને પછી શુભ સંકલ્પોથી યુક્ત બની વિજયપૂર્ણ બની અમારી પાસે આવ. (૩) શત્રુઓના સંકલ્પો અંદર અંદર એકબીજાના વિરોધી હો, તેમના અંતઃકરણમાં ગભરાટ ઉત્પન્ન થાઓ અને તેમના હૃદયમાં જે આજે સંકલ્પ છે તે આવતી કાલ સુધી સ્થિર ન રહે (૪) વ્યાધિઓ તથા અન્ય ભયો પણ શત્રુના હૃદયને ભયભિત કરી દે શત્રુઓના સૈનિકોના અંગ પ્રત્યંગો વ્યાધિઓથી જકડાઈ જાય. શત્રુ સૈન્ય રોગોથી અને નાના પ્રકારના ભયોથી ત્રસ્ત થઈ જાય સંધિવા અને મૂર્છારોગ શત્રુઓને ગભરાવી મૂકે, આવા કટોકટીને સમયે તેમના પર હુમલો કર અને શત્રુના હૃદયોને શોકથી પ્રજવાળી દે. (૫) હે વીર પુરૂષો! જે સેના અમારી સ્પર્ધા કરીને અમારા પર ચઢાઈ કરીને આવી રહી છે, તેને એવી મોહિત કરો કે તેઓ પુરૂષાર્થહીન બનીને મૂર્છાવશ બની જાય અને તેઓ એક માણસને બીજા માણસથી ઓળખી પણ ન શકે (૬)

# શત્રુસેનાનું સંમોહન

## સેનાનું સંમોહન

આ બે સૂક્તો શત્રુસેનાના સંમોહનનો વિષય દર્શાવી રહ્યાં છે જે શત્રુની સેના મારતી અને કાપતી કાપતી આપણા રાષ્ટ્ર પર અથવા આપણા સૈનિકો પર ચઢાઇ કરતી આવી રહી છે, તેને મોહિત કરીને, ગભરાવી હરાવીને તેને નસાડી મૂકવા જોઇએ એનું નામ છે " સેના સમ્મોહન "

કેટલાક લોકો એવી કલ્પના કરે છે કે આ શત્રુની સેનાનું સંમોહન મંત્ર સામર્થ્યથી થાય છે પરંતુ વાસ્તવિક વાત એવી નથી આ સંમોહન એટલે કેવળ ગભરાટ જ છે. અર્થાત્ શત્રુસેનાપર એવો હુમલો કરવો કે શત્રુસૈનિકોને માટે કર્તવ્ય મૂઢ બની નાસી જવાનો જ એક માત્ર જીવ બચાવવાનો માર્ગ અવશિષ્ટ રહે

આ બન્ને સૂક્તો સ્પષ્ટ છે અને એટલે જ વિષયોનું અહીં અધિક વિવરણ કરવાની પણ કોઇ આવશ્યકતા છે નહિ. તથાપિ આ સૂક્તોમાં કેટલાક શબ્દો પ્રયોગ એવા કરવામાં આવ્યા છે કે જેનું વિશેષ સ્પષ્ટીકરણ કરવું અત્યંત આવશ્યક છે અન્યથા સંદેહ ઉત્પન્ન થાય એવો સંભવ છે આ સૂક્તોમાં " અગ્નિ ઇન્દ્ર, મરુત્ " ઇત્યાદિ શબ્દો છે, જેના અર્થ દેવતાના પ્રસંગે અગ્નિ, વિદ્યુત વાયુ વગેરે પણ કરવામાં આવે છે તેમજ અધ્યાત્મ પ્રસંગે વાણી, મન, અને પ્રાણ પણ લેવામાં આવે છે, આ વિષયનું સ્પષ્ટીકરણ પૂર્વ કાંડમાં આવી ગયું છે આ બન્ને પ્રસંગ આ બે સૂક્તોમાં નથી આ સૂક્તોનો વિષય યુદ્ધ છે, શત્રુસેનાનો સંમોહનનો સંબંધ છે આપણી સેના અને શત્રુસેનાની લડાઇ થવાનો અવસર છે તેથી આ વિષય નથી તો અધ્યાત્મનો અથવા તો આધિદૈવતનો વિષય છે પ્રાણિઓના પરસ્પરના સંબંધનું વર્ણન આધિભૌતિક પ્રકરણમાં થયા કરે છે આ કારણ થીજ આધિભૌતિક પ્રકરણને પ્રાણી સમષ્ટી વિષયનું પ્રકરણ કહેવામાં આવે છે અને આ પ્રકરણમાં ઉક્તશબ્દોના અર્થ પ્રાણિ વિષયના હોય છે અર્થાત્ અહીં મનુષ્ય પ્રાણિ વિષયક ભાવ સમજવો ઉચિત છે હવે એ શબ્દોના અર્થ જુઓ—

૧ ઇન્દ્ર

( इन्+द्र ) શત્રુસેનાનું ભેદન કરનારો, એ તેનો ધાત્વર્થ છે, પરન્તુ આ શબ્દનો પ્રયોગ મુખી અથવા નેતા એ અર્થમાં થયો છે, જેવી રીતે-મૃગેન્દ્ર= મૃગોનો મુખી, સિંહ, ખગેન્દ્ર= પક્ષિઓનો મુખી ગરુડ નરેન્દ્ર=મનુષ્યોમાં મુખ્ય રાજા, અથવા સમ્રાટ ઇ ઇન્દ્ર શબ્દના આ અર્થ પ્રસિદ્ધ છે પરંતુ પ્રાયઃ લોકો કેવળ " ઇન્દ્ર " શબ્દનો અર્થ " રાજા " કરતી વખતે ડરે છે તેમણે આ બે સૂક્તોનું સારીરીતે મનન કરવું ઉચિત છે આ મનનથી તેમને જાણ થઇ જશે કે આવા પ્રસંગોમા મનુષ્ય વિષયમાં જ 'ઇન્દ્રાદિ શબ્દોનો અર્થ લેવો યોગ્ય છે. આ વિષયને સારી રીતે સમજવા માટે આ બે સૂક્તમાં એવાં કેટલાંક વાક્ય ઉદાહરણ માટે લઇએ છીએ—

१ इन्द्र ! ते प्रसृत यज्ञ शत्रून् प्रमृणन् एतु। प्रतीचः अनूच जहि। एषां चित्त विष्वक्

इणुहि ॥ ( સૂ ૧ મં ૪ )

२ इन्द्र ! अमित्राणा सेनां मोहय। अग्नेः घातस्य ध्राज्या विषूच. तान् विनाशय। ( સૂ ૧ મં ૫ )

३ इन्द्रः सेना मोहयतु ॥ ( સૂ. ૧ મં ૬ )

४ इन्द्र ! चित्तानि मोहयन् आकूत्या अर्वाङ् चर॥ ( સૂ ૨ મં. ૩ )

" ( ૧ ) હે રાજન્ ! તારાથી ચલાવાએલું શસ્ત્ર શત્રુઓને કાપતું આગળ ચાલે. સર્વ બાજુના શત્રુઓને મારી નાખે આ શત્રુઓના ચિત્તને ચારે તરફ ભટકતું કર ( ૨ ) હે રાજન્, શત્રુની સેનાને મોહિત કર અગ્નિ અને વાયુના પ્રવાહથી શત્રુસેનાને ચારે બાજુ નસાડી મૂક ( ૩ ) રાજા શત્રુસેનાને ગભરાવી દે ( ૪ ) હે રાજન્ ! શત્રુસેનાને મોહિત કરીને પોતાના શુભ સંકલ્પથી અમારી પાસે ચાલ્યો આવ "

આ પ્રમાણે આ મંત્ર ઇન્દ્ર શબ્દ દ્વારા રાજાનું કર્તવ્ય દર્શાવી રહ્યો છે અહીં, ' રાજા નરેન્દ્ર, સમ્રાટ્ " વગેરે પ્રકારના આ શબ્દનો અર્થ છે અહીં ઇન્દ્ર શબ્દ ક્ષાત્ર શિરોમણી વીર રાજાનું વર્ણન કરી રહ્યો છે જે પોતે યુદ્ધ ભૂમિમાં ઉપસ્થિત રહીને પોતાની સેનાનું સંચાલન કરે છે, અને જે માત્ર સેનાપતિ પર જ નિર્ભર રહેતો નથી આ

ઇન્દ્રના અન્ય પર્યાય પણ આ સૂક્તોમાં આવી ગયા છે, તે હવે જોઇએ—

### ૧ मघवन्

"( मघ ) ધન ( वन् ) વાળો જેની પાસે ધન છે જે રાજા પોતાની પાસે ઘણા ધનનો સંગ્રહ રાખે છે તેજ યુદ્ધમાં વિજય મેળવી શકે છે. યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવા માટે આ એક મહાન સાધન છે ધનહીન રાજા જો યુદ્ધનો પ્રારંભ કરશે તો તેના હારી જવામાં કોઇ સંદેહ છેજ નહિ. આ શબ્દોથી બોધ થનારો આ અર્થ પાઠક જુએ અને રાજાનું બળ ધન કોષમાં હોય છે એ વાત જાણી લે

### ૨ वृत्रहन्

"( वृत्र ) ઘેરો ઘાલનારો શત્રુ ( हन् ) હનન કરનારો, અર્થાત્ જે શત્રુ ઘેરો ઘાલીને હુમલો કરે છે અથવા માર્ગ રોકી રાખે છે તેને પોતાના શસ્ત્રોના પ્રભાવથી મારે છે તેનું આ નામ છે

આ પ્રકારે ઇન્દ્ર વાચક શબ્દો અને તેના વર્ણન પરત્વેના મંત્રો વીર રાજાનું કર્તવ્ય દર્શાવે છે પાઠક આ વૈદિક શૈલી જાણી લેશે તો તેને ઘણા મંત્રોના ગંભીર આશય આ રીતે સ્પષ્ટતયા લક્ષમાં આવી શકે છે ઇન્દ્રની સાથે " मरुत. " પણ રહે જ છે હવે તેના વિષયમાં જોઇએ

### ૪ मरुतः ( મરુતો )

( मर्+उत् ) મરવાને માટે જે ઉઠીને ઉભા થાય છે અર્થાત્ જે મરવાને માટે તત્પર થએલા છે શત્રુનો પરાભવ કરવાને માટે જે પોતાના પ્રાણોની આહુતિ આપવાને માટે જે કટિબદ્ધ થએલા છે તે વીરોનાં આ નામ છે ઇન્દ્રની સેનામાં જે મરુત્ નામના વીર છે તેમનું વર્ણન પણ આ જ અર્થની સાર્થકતા દર્શાવી રહેલ છે આ શબ્દ સૈનિકોનો ઉત્સાહ દર્શાવે છે આ પ્રકારના ઉત્સાહી વીર જે સેનામાં હશે તેનો વિજય નિ:સંદેહ થવાનો જ. આ શબ્દના પ્રયોગ જે મંત્રોમાં છે તેનાં ઉદાહરણ અહીં જોઇએ—

१ हे मरुतः। ईदृशे यूयं उग्राः स्थ। अभिप्रेत, मृणत, सहध्वम्। ( સૂ ૧ મ. ૨ )

२ मरुतः ओजसा घ्नन्तु। ( સૂ ૧ મ ૬ )

३ हे मरुतः। या असौ परेषां सेना स्पर्धमाना अस्मान् अभ्येति। तां अपव्रतेन तमसा विध्यत, यथा एषां अन्यः अन्यं न जानात्॥ ( સૂ ૨ મ ૬ )

( ૧ ) હે મરવા માટેના તૈયાર વીરો ! આવા પ્રસંગમાં તમે સર્વ ઉગ્ર વીર બનો, તેથી આગળ વધો, કાપો, અને દુશ્મનને હરાવી દો ( ૨ ) વીરલોકો બળપૂર્વક દુશ્મનને કાપે ( ૩ ) હે વીરો ! આ વૈરીની સેના જે અમારી સાથે સ્પર્ધા કરે છે અને દોડીને અમારા પર હુમલો કરી રહી છે તેને કર્મહીન, મોહમય તમથી ભેદી નાખો કે જેથી તેનો એક મનુષ્ય બીજાને ઓળખી શકે નહિ "

આ મરુતોના મંત્રો સ્પષ્ટતાપૂર્વક સૈનિકવીરોનું કર્તવ્ય દર્શાવી રહ્યા છે. યુદ્ધમાં સેનાના વીરો કેવાં ઉગ્ર કર્તવ્યો કરે તેનો ઉપદેશ અહીં આ પ્રકારે મળી રહ્યો છે તેનું મનન કરીને ક્ષાત્ર તેજથીયુક્ત વીર પુરુષોને પુષ્કળ ઉત્સાહ મળી શકે છે આ પછી " वसव. " શબ્દ જોઇએ

### ૫ वसव ( વસુઓ )

વાસ કરનારાઓનું નામ " વસુ " છે જેઓ પોતાના રાષ્ટ્રમાં પોતાના અધિકારથી વસવા ઇચ્છે છે શત્રુઓનો હુમલા થવા છતાં પણ જે પોતાના સ્થાનપરથી ડગમગવા ઇચ્છતા નથી તેઓ " વસુ ' હોય છે આ વસુઓના વિષયમાં જ અથર્વવેદમાં જ અન્ય સ્થળે કહ્યું છે કે—

**संवसव इति वो नामधेयं उग्रंपश्या राष्ट्रभृतो ह्यक्षाः॥** ( અથર્વ ૭।૧૦૯।૧ )

" આપનું નામ संवसु ( संवसवः ) છે. આપ દેખાવમાં અતિ ઉગ્ર છો અને રાષ્ટ્રનું ભરણપોષણ કરનારા છો અને આપ રાષ્ટ્રનાં ( अक्षा ) નેત્રો છો " આ મંત્રમાં વસુ ઉગ્ર રાષ્ટ્રસેવક છે એમ કહ્યું છે તેથી અહીં આ સૂક્ત પુરતું " વસુ " પદનો અર્થ " ઉગ્રરાષ્ટ્ર ભૃત્ય " અર્થાત્ " શૂરવીર રાષ્ટ્રીય સ્વયંસેવક " કરીએ છીએ આ અર્થ લેવાથી પ્રચલિત સૂક્તના મંત્રભાગનો અર્થ નિમ્નલિખિત પ્રકારનો થાય. જુઓ—

**इमे नाषिता वसवः अमोमृणन्।**
**एषां दूत अग्नि विद्वान् प्रत्येतु।** ( સૂ ૧ મ ૨ )

" આ પ્રભાવશાળી રાષ્ટ્રભૃત્ય વૈરી સેનાને કાપે છે. તેનો વિદ્વાન્ દૂત અગ્નિ દુશ્મન પર ચઢાઇ કરે " આ મંત્રમાંથી આપણને જાણ થાય છે કે અહીંનો " અગ્નિ " શબ્દ વસુઓમાંના એક વસુનો વાચક છે અર્થાત્ જો ઉપર કહેલ " વસુ ' રાષ્ટ્ર સેવક છે તો " અગ્નિ " પણ વસુઓમાંનો એક રાષ્ટ્રભૃત્ય અથવા રાષ્ટ્રનો દૂત છે. જે સમયમાં અર્થાત્

સમયને પીછાનનારો અને ઘણો ચતુર છે. ઇન્દ્ર અને અગ્નિમાં આ ભેદ છે પાઠક તેનું મનન કરે. ઇન્દ્ર પોતે સમ્રાટ્ અથવા રાજા છે. તે સ્વયં સેવક અથવા રાષ્ટ્રભૃત્ય નથી. અને અગ્નિ રાજા નથી પરન્તુ રાષ્ટ્રભૃત્ય છે અગ્નિ વિદ્વાન છે અને ઇન્દ્ર ધનવાન છે આ વિશેષણો દ્વારા દર્શાવેલા ભેદ પાઠક મનનપૂર્વક જુએ અને વિચારે આ ભેદ જ વૈદિક રાજ્ય પદ્ધતિનું સ્વરૂપ સ્પષ્ટ કરી આપે છે. આ પ્રકારે વસુ શબ્દનો અર્થ જોયા પછી અને અગ્નિને તેમનો એક જાણ્યા પછી હવે અગ્નિનો અર્થ જોઇએ—

### ६ अग्नि ( અગ્નિ )

વસુ શબ્દનાં જે લક્ષણો પૂર્વ શબ્દોના વર્ણન પ્રસંગમાં દર્શાવેલા છે તે તેની સાથે પણ બરાબર મળી જાય છે. આ પ્રકાશનો દેવ છે શત્રુઓને બાળે છે અને ઉપાસકોને તેજ પ્રદાન કરે છે. આ ( विद्वान् ) જ્ઞાની છે. સમયજ્ઞ છે. કર્તવ્ય અકર્તવ્યને બરાબર સમજે છે. ( जात-वेदा =जातं वेत्ति ) ઉત્પન્ન થએલી વસ્તુસ્થિતિને યથાવત્ જાણનારો છે પાઠક જુએ કે આવો યોગ્ય રાષ્ટ્રભૃત્ય ( दूतः ) રાષ્ટ્રનો દૂત કેટલો ઉપયોગી થઇ પડે છે આવા યુદ્ધના પ્રસંગમાં આ પ્રકારના રાષ્ટ્રદૂતની સેવાનો રાષ્ટ્રને કેટલો લાભ થઇ શકે છે.

અગ્નિ બ્રાહ્મતેજ અને ઇન્દ્ર ક્ષાત્રતેજ વ્યક્ત કરે છે જ્યારે રાષ્ટ્ર પર આપત્તિ આવે છે તે સમયે આ બંને હળી મળીને રાષ્ટ્રકાર્ય કરે એ બાબતની સૂચના આ સૂક્તોમાં મળે છે આ વિષયનો મંત્ર જુઓ—

**हे वृत्रहन् इन्द्र ! अग्निं च यूयं तान् प्रति दहतम् ।** ( સૂ ૧ મં. ૩ )

" હે વીર રાજન્ ! તું જ્ઞાની રાષ્ટ્રભૃત્ય બંને મળીને શત્રુને બાળી નાખો " અહીં મળીને કાર્ય કરવાનો ઉપદેશ છે. બ્રાહ્મતેજ અને ક્ષાત્રતેજ બંને એકત્ર મળીને વૈરીનો નાશ કરે એવું કદી પણ ન બને કે દુશ્મન રાષ્ટ્રના દરવાજા ઠોકવા માંડે અને આ બંને અંદર અંદર લડતા રહે આથી તો રાષ્ટ્રનો ઘાત થવાની સ્થિતિ નિર્માણ થશે આથી બ્રાહ્મણ અને ક્ષત્રિઓએ પોતાનું અભેદ્ય ઐક્ય જાળવી રાખવું જોઇએ, અને પોતાના રાષ્ટ્રની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ છે એમ માનવું જોઇએ.

### શત્રુઓને ગભરાવવાની રીતો

દુશ્મનોને ગભરાવવા, તેમને મોહિત કરવા, તેમને ભ્રમિત કરવા અને તેમને હરાવવા ઇત્યાદિના ઉપાય આ બે સૂક્તોમાં કહેલા છે જેમાંથી હુમલા કરવાની વિધિઓ આ થી પહેલાના સ્પષ્ટિકરણમાં આવી ગએલ છે. હવે કેટલાંક વિશેષ સાધનોનો ઉલ્લેખ કરવાનો છે જે અહીં કરીશું—

૧ અગ્ન્યસ્ત્ર અને વાયવ્યાસ્ત્રના પ્રયોગથી વૈરીનો નાશ કરવાની પહેલી રીત આ સૂક્તોમાં કહી છે—

**अग्नेः घातस्य ध्राज्या तान् विनाशय ॥**
( સૂ. ૧ મં. ૫, સૂ. ૨ મં. ૩ )

" અગ્નિના વેગથી અને વાયુના વેગથી તે શત્રુઓનો નાશ કર. અહીં **ध्राजी** શબ્દ છે. અગ્નિનો ( **ध्राजी** ) મહાવેગ અને વાયુનો મહાવેગ, આ બન્નેના ધક્કાથી શત્રુનો નાશ કરવાનું લખ્યું છે. ધ્રાજી શબ્દનો અર્થ કેવળ વેગ, ગતિ એટલો જ નથી જે વેગના ધક્કાથી મનુષ્યો ભ્રષ્ટ થઇ જાય છે, મનુષ્યો પોતાના સ્થાનપર સ્થિર રહી શકતા નથી તે મહાવેગના પ્રચંડ ધક્કાનો આશય આ " ધ્રાજી " શબ્દમાં રહેલો છે તેથી એમ જણાય છે કે અહીંયા " **अग्नेः ध्राजी, घातस्य ध्राजी** " આ બન્ને શબ્દો ક્રમશઃ અગ્ન્યાસ્ત્ર અને અને વાયવ્યાસ્ત્ર અથવા એવાજ પ્રકારના શસ્ત્રાસ્ત્રના વિશેષવાચક હોઇ શકે આ પહેલાના સ્પષ્ટીકરણમા અગ્નિ શબ્દને મનુષ્ય વાચક પણ ગણાવ્યો છે પરંતુ તે અર્થ અહીં બંધબેસતો આવી શકતો નથી. એકજ સૂક્તમાં એકજ અગ્નિ શબ્દના બે પરસ્પર ભિન્ન અર્થ છે એ વાત અહીં સ્મરણમાં રાખવી જરૂરી છે નહિ તો અર્થનો વિપરિત અર્થ થતાં વાર નહી લાગે.

૨ **तमसास्त्र**– તમસાસ્ત્રનો પ્રયોગ આમાં છે એવુ સ્પષ્ટ પ્રતીત થાય છે—

**तां विध्यत तमसापव्रतेन यथैषामन्यो अन्यं न जानात् ।** ( સૂ ૨ મં ૫ )

" તે શત્રુસેનાને પુરૂષાર્થ હીન કરનારા તમસાસ્ત્રના પ્રયોગથી વિદ્ધ કરો જેથી તેમનો એક સૈનિક પોતાના બીજા સૈનિકને ઓળખી ન શકે " આ મંત્રમાં " **अपव्रतं तमः** " શબ્દનો પ્રયોગ છે. તમ શબ્દનો અર્થ છે અંધકાર અપવ્રતનો અર્થ છે " કર્મહીન, " બન્નેનો સાથે મળીને અર્થ થાય છે, 'કર્મહીન કરનારૂં અંધારૂં ' આનાથી શત્રુસેનાનો વેધ કરવાનો છે વેધ કરવા માટે શસ્ત્રાસ્ત્રોની આવશ્યકતા છે જ, અન્યથા વેધ થઇ શકે નહિ એટલા માટે આ મંત્રમાં

તમસાસ્ત્રનો ઉલ્લેખ છે એમ સ્પષ્ટ જણાય છે. અંધકાર-રૂપી અસ્ત્રના પ્રયોગથી જ સૈનિક એક બીજાને ઓળખવામા અસમર્થ થશે આ અર્થનો એક મંત્ર ભાગ પ્રથમ સૂક્તમાં છે.

अग्निः चक्षूंषि आदत्ताम् । ( સૂ. ૧ મં. ૬ )

" અગ્નિ શત્રુની આંખો લઇ લે " આ વાક્યનો આશય પણ તમાસાસ્ત્ર પ્રયોગનોજ છે કારણ કે અહીં દરેકની આંખો કાઢી લેવાનો આશય નથી જ, પરંતુ તેને કાંઇ પણ દેખાય નહિ એવો આશય છે. તેમજ આગળ જુઓ —

अमित्रान् शत्रून् तमसा विध्य । ( સૂ. ૨ મં. ૫ )

" શત્રુઓને અંધાકારાસ્ત્રથી વિંધી નાખ. " અહીં આ " विध्य " શબ્દ પણ અસ્ત્ર રૂપ તમ ( અંધારું ) સૂચિત કરે છે. આ મંત્ર અન્યત્ર પણ આવી ગયો છે. તે પણ અહીં જુએ—

अन्धेन तमसा अमित्रान् सचन्ताम् ॥
( ઋ. ૧૦।૧ ૨૧૧૨; યજુ ૧૭।૪૪, સામ ઉ. ૯।૩।૫, નિરૂ. ૯। ૩૩

तां गूहत तमसापव्रतेन यथामी अन्यो अन्यं न जानात् । ( યજુ ૧૭।૪૭ )

" શત્રુઓને અંધકારથી ઢાકી દો " ઇત્યાદિ મંત્ર ભાગ-માં પણ કોઇને કોઇ પ્રકારના અસ્ત્રનો ઉલ્લેખ છે, નહિ તો વેધ કરવો અસંભવ છે.

૨ अप्वा, ग्राही– સૂક્ત ૨ મં ૬ માં " અપ્વા અને ગ્રાહી " આ બે રોગો દ્વારા શત્રુઓના ચિત્તને મોહિત કરવાં અથવા તેમને ત્રાસ પહોંચાડવો એવો ઉલ્લેખ છે. "ગ્રાહી" શબ્દનો અર્થ સંધિવા એવો આ અથર્વવેદમાં આ પહેલાં અનેકવાર આવી ગયો છે. આ અર્થ જો અહીં લઇએ તો સંધિવા જેવા જકડી લેનારા રોગદ્વારા શત્રુને ત્રસ્ત કરવાની વાત વ્યક્ત થઇ શકે છે. અપ્વા શબ્દનો અર્થ રોગ વ્યાધિ અથવા ભય છે. પરંતુ આ યુદ્ધ પ્રસંગ છે તેથી આ શબ્દો-નો બીજો કોઇ અર્થ પણ હોય એ સંભવ છે. યદ્યપિ બરા-બર જાણી શકાયો નથી તો પણ " ગ્રાહી " શબ્દનો અર્થ " પાશ " થાય એ શક્ય છે, જેથી શત્રુ પકડાઇ જાય અને તેને જકડીને બાંધી શકાય. " अप्-वे " ધાતુથી જો " अप्वा " શબ્દ બનાવવામાં આવે તો " वे " ધાતુનો અર્થ " तन्तु-संतान " થવાને કારણે અપ્વા શબ્દનો અર્થ " જાળ અથવા જાળો " થવા સંભવ છે. મંત્રમાં—

अप्वे! परेहि अमीषां चित्तानि प्रतिमोहयन्ती अङ्गानि गृहाण ॥ ( સૂ. ૨ મંત્ર ૫ )

" હે અપ્વે ! આગળ વધ, તેમના ચિત્તને મોહિત કરીને તેમનાં અંગોને પકડી રાખ. " આ અપ્વા અસ્ત્રનું વર્ણન સ્પષ્ટ દર્શાવે છે કે આ નામનું કોઇક જાળના પ્રકારનું અસ્ત્ર શત્રુપર ફેંકવામાં આવે છે જેમાં પકડાઇ જવાથી શત્રુ મોહિત થઇ જાય છે અને પછી તેમના શરીર પકડીને અથવા જકડી-ને બાંધવામાં આવે છે આ મંત્રમાં " परेहि, अंगानि गृहाण " ઇત્યાદિ વર્ણન આ " અપ્વા " શત્રુ પર ફેંકી શકાય એવું જાળનું અસ્ત્ર છે એવો નિશ્ચિત અર્થ થઇ શકે છે. અર્થાત્ " ग्राही અને अप्वा " આ બન્ને જાળના જેવાં શત્રુને પકડવાનાં કોઇ સવિશેષ સાધન હોઇ શકે એવો અમારો તર્ક છે. આ વિષયના અર્થને માટે અત્યાર સુધી કોઇ પ્રમાણ અમને મળ્યું નથી. શોધ કરનારા પાઠક આ વિષયની વિશેષ શોધ કરીને અર્થ નિશ્ચય કરવામાં સહાયતા આપે

### મંત્રોની સમાનતા

આ બન્ને સૂક્તોમાં મંત્રોની સમાનતા છે. બન્ને સૂક્તોનો પહેલો મંત્ર થોડા પાઠભેદથી લગભગ એક સરખોજ છે. પ્રથમ સૂક્તનો ૫ મો મંત્ર અને દ્વિતીય સૂક્તનો ૩ જો મંત્ર લગભગ એક સરખા જ છે, પ્રથમાર્ધમાં થોડો પાઠભેદ છે. આ સમાનતા પાઠક અવશ્ય જુએ.

આ બન્ને સૂક્તોના મનનથી યુદ્ધ વિષયક ઘણો જ બોધ પ્રાપ્ત થઇ શકે છે, આશા છે કે આ દૃષ્ટિથી પાઠક આ સૂક્તોનું અધ્યયન કરીને લાભ ઊઠાવશે.

# અસત્ય ભાષણાદિ પાપોથી છુટકારો

### કાંડ ૧, સૂક્ત ૧૦

( ऋषिः- अथर्वा । देवता- असुरः, २-४ वरुणः )

अयं देवानामसुरो वि राजति वशा हि सत्या वरुणस्य राज्ञः ।
ततस्परि ब्रह्मणा शाशदान उग्रस्य मन्योरुदिमं नयामि ॥ १ ॥
नमस्ते राजन्वरुणास्तु मन्यवे विश्वं ह्युग्र निचिकेषि द्रुग्धम् ।
सहस्रमन्यान्प्र सुवामि साकं शतं जीवाति शरदस्तवायम् ॥ २ ॥
यदुवक्थानृतं जिह्वया वृजिनं बहु ।
राज्ञस्त्वा सत्यधर्मणो मुञ्चामि वरुणादहम् ॥ ३ ॥
मुञ्चामि त्वा वैश्वानरादर्णवान्महतस्परि ।
सजातानुग्रेहा वद ब्रह्म चाप चिकीहि नः ॥ ४ ॥

**અર્થ—** ( अयं ) આ ( देवानां असुरः ) દેવોને પણ જીવન દેનારો ઇશ્વર ( विराजति ) પ્રકાશે છે. ( हि ) કારણ કે ( राज्ञः वरुणस्य ) રાજા વરૂણદેવ અર્થાત્ ઇશ્વરની ( वशा ) ઇચ્છા ( सत्या ) સત્ય છે. ( ततः परि ) એટલું થવા છતાં પણ ( ब्रह्मणा ) જ્ઞાનથી ( शाशदानः ) તીક્ષ્ણ બનેલો હું ( उग्रस्य मन्योः ) પ્રચંડ ઇશ્વરના ક્રોધથી ( इमं ) આ મનુષ્યને ( उत् नयामि ) ઉપર ઉઠાવું છું. ( ૧ ) હે ( वरुण राजन् ) ઇશ્વર ! ( ते मन्यवे ) તારા ક્રોધને ( नमः अस्तु ) નમસ્કાર હો ! હે ( उग्र ) પ્રચંડ ઇશ્વર ! તું ( विश्वं द्रुग्धं ) સર્વ દ્રોહાદિ પાપોને ( निचिकेषि ) સારી રીતે જાણે છે. ( सहस्रं अन्यान् ) હજારો અન્યોને ( साकं ) સાથે સાથે હું ( प्रसुवामि ) પ્રેરણા આપું છું. ( अयं ) આ મનુષ્ય ( तव ) તારા બનીને જ ( शतं शरदः ) સો વર્ષ ( जीवाति ) સુધી જીવતા રહી શકે છે. ( ૨ ) હે મનુષ્ય ! ( यत् ) જે ( अनृतं वृजिनं ) અસત્ય અને પાપયુક્ત વચન ( जिह्वया ) જીભથી ( बहु उवक्थ ) તું ઘણું ખરૂં બોલે છે, તેથી તથા ( सत्यधर्मा ) સાચા ન્યાયી ( राज्ञः वरुणात् ) રાજા વરૂણદેવ ઇશ્વરથી ( अहं ) હું ( त्वा ) તેમને ( मुञ्चामि ) છોડાવું છું. ( ૩ ) હે મનુષ્ય ! ( त्वा ) તને ( महतः वैश्वानरात् अर्णवात् ) મહાસાગરની સમાન ગંભીર વિશ્વનાયક દેવથી ( परि मुञ्चामि ) છોડવું છું. હે ( उग्र ) વીર ! ( इह ) અહીં ( सजातान् ) પોતાના જાતિવાળાને ( आ वद ) સર્વ કહી દે, અને ( नः ) અમારાં ( ब्रह्म ) જ્ઞાન ( अप चिकीहि ) તું જાણ. ( ૪ )

**ભાવાર્થ—** આ સૂર્યાદિ દેવતાઓને શક્તિ પ્રદાન કરનારો પ્રભુ ઇશ્વર સર્વ જગત્ પર વિરાજે છે, સર્વનો શાસક તે જ છે, તેથી તેની ઇચ્છા જ સર્વદા સત્ય થાય છે. અર્થાત્ તેની ઇચ્છાને પ્રતિકૂળ કોઇ પણ જઇ શકતો નથી તો પણ જ્ઞાનથી સત્ય માર્ગોને જાણનારો હું આ પાપી મનુષ્યને નિમ્નલિખિત માર્ગથી તે ઇશ્વરના ક્રોધથી છોડાવું છું ( ૧ ) હે ઇશ્વર ! તારા ક્રોધની સામે અમે નમ્ર બનીએ છીએ, તારી સામે અમે અમારૂં શિર ઝુકાવીએ છીએ કારણ કે તુ અમારા સર્વના પાપોને યથાવત્ જાણે છે. તેથી અમે અમારાં પાપોને તારી સમક્ષ છૂપાવી શકતા નથી હે પ્રભો ! આ વાત મેં હજારો મનુષ્યોની સભાઓમાં ઘોષિત કરી છે, તે સંદેહરહિત વાત છે કે જો તે મનુષ્ય તારો ભક્ત બનશે તો જ તે સો વર્ષ જીવિત રહી શકશે, અન્યથા તેને કોણ બચાવી શકે ? ( ૨ ) હે પાપી મનુષ્ય ! તુ તારી જીભે ઘણુ અસત્ય અને ઘણુ જ પાપી વચન બોલે છે. આ પાપથી બીજો કોઇ તને બચાવી શકશે નહિ. હુ તને તેના શરણમા લઇ જાઉં છું અને તેની કૃપાથી હું તારો બચાવ કરી શકું છું. ( ૩ ) હે પાપી મનુષ્ય ! તને વિશ્વંભરના ક્રોધથી આ પ્રકારે છોડવુ છુ હે વીર ! તુ તારી જાતમાં સર્વ વાતો કહે અને અમારા જ્ઞાનને જાણીને તુ અપનાવી લે. ( ૪ )

# અસત્ય ભાષણાદિ પાપોથી છુટકારો

## પાપોથી મુક્તિ મેળવવાનો માર્ગ

જો કે આ સૂક્ત અતિ સરળ છે તો પણ પાઠકોને વિશેષ સરળ બોધ મળે તેટલા માટે અહીં થોડું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે

આ સૂક્તમાં પાપથી છુટકારો મેળવવાનો જે માર્ગ બતાવ્યો છે તે નીચે દર્શાવ્યો છે—

### એક શાસક ઈશ્વર

( ૧ ) " देवानां असुरो विराजति "– સૂર્ય ચંદ્રાદિ દેવોને વિવિધ શક્તિ દેનારો એક પ્રભુ જ સર્વ જગતનો પરમ શાસક છે તેનાથી અધિક શક્તિશાળી બીજો કોઈ છે જ નહિ ( મંત્ર ૧ )

૨ " राज्ञो वरुणस्य वशा हि सत्या "– તે પ્રભુ ઈશ્વરનું સત્ય શાસન છે તેની ઈચ્છાજ સર્વોપરિ છે તેના અપૂર્વ શાસનનું કોઈ ઉલ્લંઘન કરી શકતો નથી ( મં ૧)

" विश्वं ह्युग्र निचिकेषि द्रुग्धम् "– હે પ્રભુ ઈશ્વર ! તું અમારા સર્વનાં પાપોને યથાવત્ જાણે છે અર્થાત્ કોઈ મનુષ્ય પોતાનુ પાપ તેનાથી છૂપાવી શકતો નથી, કારણ કે તે સર્વજ્ઞ છે તેથી અમારાં સર્વનાં ખરાબ તેમજ સારાં કર્મો તે યથાવત્ તેજ સમયે જાણી જાય છે ( મંત્ર ૨ )

ઈશ્વરને સર્વોપરિ માનવો, સર્વથી સામર્થ્યશાળી છે તેનું સ્મરણ રાખવુ અને તેનાથી છૂપુ એવુ કોઈ કામ મનુષ્ય કરી શકતો નથી, એ વાત નિશ્ચળ રીતે સમજવી એ પાપથી બચવાને માટે આવશ્યક છે પાપથી બચાવનારા આ ત્રણ મહત્વપૂર્ણ વિશ્વાસ આ સૂક્તમાં કહેલા છે પાઠક તેમનું મનન કરે અને તેમને પોતાના અંતઃકરણમાં સ્થિર કરે આજ ત્રણ બાબ મનુષ્યનો પાપથી બચાવ કરી શકે છે

### જ્ઞાન અને ભક્તિ

મનુષ્યને પાપથી બચાવનાર જ્ઞાન અને ભક્તિ એ એજ છે તેનું વર્ણન આ સૂક્તમાં નીચેની રીતે કરેલ છે—

( ૧ ) " ब्रह्मणा शाशदानः– " જ્ઞાનથી તીક્ષ્ણ બનેલો મનુષ્ય પાપથી બચી જાય છે, અને બીજાને પણ બચાવે છે સૃષ્ટિના તથા આત્માના વિજ્ઞાનને " બ્રહ્મ કહે છે. આ બ્રહ્મ અર્થાત્ સૃષ્ટિવિદ્યા અને આત્મવિદ્યાનું ઉત્તમ જ્ઞાન મનુષ્યને તેજ બનાવે છે અર્થાત કુશાગ્ર અને તેજસ્વી બનાવે છે જે રીતે ધારદાર શસ્ત્ર શત્રુનો નાશ કરે છે તેજ પ્રકારે જ્ઞાનનું શસ્ત્ર પણ અજ્ઞાન, પાપરૂપી શત્રુઓનો નાશ કરે છે. મનુષ્યની સાચી ઉન્નતિનું આજ સાચુ સાધન છે. ( મંત્ર ૧ )

( ૨ ) " नमस्ते राजन् वरुणास्तु मन्यवे– " હે ઈશ્વર ! તારા ક્રોધની સામે અમે નમન કરીએ છીએ, તારા શાસનની સામે અમે અમારૂં શિર ઝૂકાવીએ છીએ. અર્થાત્ અમે તારા શરણમાં આવીને રહીએ છીએ અમે અમને પોતાને તારી ઈચ્છાને સમર્પિત કરીએ છીએ, તૂજ અમારો તારણહાર છે તારા સિવાય બીજા કોઈને શરણે જવા યોગ્ય છે જ નહિ એમ અમે સમજીએ છીએ ( મંત્ર ૨ )

( ૩ ) " शतं जीवाति शरदस्तवायम्– " તે સો વરસ જીવશે જે તારો બની જશે, જે પરમેશ્વરનો દાસ, ભક્ત બનીને રહેશે તેનો નાશ કોણ કરી શકશે ? ( મં ૨)

પાઠક આ ત્રણ મંત્ર ભાગોમાં જ્ઞાન અને ઈશ્વર ભક્તિથી પાપમાંથી મુક્તિ મેળવવાની શક્યતા જોઈ શકશે સૃષ્ટિવિદ્યાને જાણીને તદનુકૂળ આચરણ કરવુ, આત્મવિદ્યાને જાણીને પરમાત્માને સાર્વભૌમ સત્તાધારી માનવો, ભક્તિથી નમ્ર બનવુ અને ઈશ્વરના ભક્ત બનીને આનંદથી તેના બનીને રહેવુ એજ પાપમોચનનો સીધો અને નિશ્ચિત માર્ગ છે પાઠક આ સૂક્તમાં આ માર્ગ બરાબર જુએ આ સૂક્તમાં જે માર્ગે પાપમોચનની શક્યતા કહી છે તે આજ માર્ગ છે, અને તેજ નિશ્ચિત અને સીધો માર્ગ છે

### પ્રાયશ્ચિત

પાપથી બચવાને માટે પ્રાયશ્ચિત પણ અહીં કહેલું છે અને તે અહીં જોવા યોગ્ય છે.

( ૧ ) " ब्रह्म अप चिकीहि ' પૂર્વોક્ત જ્ઞાન મેળવીને પોતાનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવું તથા સંક્ષેપમાં જે નિયમો ઉપર દર્શાવ્યા છે, તેમને જાણવા તે ઉન્નતિનું નિશ્ચિત સાધન છે. જ્યારે આ જ્ઞાનથી પોતાના અવગુણોની જાણ થશે, આપણા આચારનું જ્ઞાન થશે ત્યારે પશ્ચાતાપથી શુદ્ધિ મેળવવાનો માર્ગ છે અને તે આ પ્રકારે છે— ( મંત્ર. ૪ )

( ૧ ) " सजातानुग्रेहा वद "— હે વીર ! તું તારી જાતવાળા સર્વ પુરૂષોની સામે તારા સર્વ અપરાધ કહી દે. એ જ પ્રાયશ્ચિત છે. આપણી જાતિના સ્ત્રી પુરૂષોની સામે પોતાના અપરાધ છૂપાવ્યા વગર કહેવા એ મહાન પ્રાયશ્ચિત છે. અને તેથી મનુષ્યની મનની શુદ્ધિ થાય છે. ( મંત્ર. ૪ )

જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી અથવા જે સમયે પશ્ચાતાપ થાય તે સમયે પોતાના સર્વ અપરાધ પોતાની જાતિની સામે કહેવા એ ઘણું જ ધીરજનું તથા મનની પવિત્રતાનું કાર્ય છે. પ્રત્યેક મનુષ્ય આ પ્રકારે પ્રાર્યશ્ચિત કરી શકતો નથી. પ્રાયઃ મનુષ્ય પોતાના અપરાધો છૂપાવવાના પ્રયત્નો જ કરે છે પરંતુ જે લોકો પોતાના દોષોને જનતાની સામે ધરી દે છે તેઓ શુદ્ધ બનીને શીઘ્ર મોટા મહાત્મા બની જાય છે.

આ સૂકતમાં " वरुण " આદિ શબ્દો દ્વારા પરમાત્માનું વર્ણન થયું છે. " मुञ्चामि " ઇત્યાદિ શબ્દોથી પાપીઓને પાપથી છોડવનારા મહોપદેશકનું વર્ણન છે. અને " इमं " વગેરે શબ્દોથી પાપી મનુષ્યોનું પણ વર્ણન થયુ છે. ધર્મોપદેશક પાપીઓને પાપથી બચવાનો ઉપદેશ પરમેશ્વરભક્તિનો માર્ગ બતાવીને કરી રહ્યો છે. આ વાત આ સૂકતોના શબ્દોથી સ્પષ્ટ થાય છે. અર્થાત્ ધર્મોપદેશક આ જ માર્ગથી પોતે પાપથી બચે અને બીજાને પાપથી બચાવે.

### પાપી મનુષ્ય

પાપી મનુષ્ય હજારો પ્રકારનાં પાપ કરે છે પરંતુ આ સૂકતોમાં ઘણાં જ થોડાં મુખ્ય પાપોનો જ ઉલ્લેખ કર્યો છે. તે પણ અહીં જોવા જેવો છે—

( ૧ ) " विश्वं द्रुग्धं "— સર્વ દ્રોહ અર્થાત્ સર્વ પ્રકારની છેતરપિંડી, છેતરપિંડી કરવી, કાયા-વાચા-મનથી કોઇનો વિશ્વાસઘાત કરવો એ મહા ભારે પાપ છે. આમાં બીજાં ઘણાં પાપ આવી જાય છે. ( મં. ૨ )

( ૩ ) " यदुवक्थानृतं जिह्वया वृजिनं बहु "— જીભ્હાથી અસત્ય અને પાપભાવથી યુક્ત એવાં વચન બોલવાં એ પણ એક મોટું ભારે પાપકર્મ છે. ( મં. ૩ )

દ્રોહ કરવો અને અસત્ય બોલવું, આ બંનેમાં પ્રાયઃ સર્વ પાપો સમાઇ જાય છે. આવા પાપી મનુષ્યોનો સુધારો પૂર્વોક્ત રીતે જ થવા સંભવ છે. ધર્મોપદેશક તથા સાધારણ માણસ જો આ સૂકતનો વિચાર કરશે તો તેને પાપ મોચનના વિષયમાં ઘણો જ યોગ્ય બોધ મળી શકે છે.

---

## પાપથી બચાવવાની પ્રાર્થના

### કાંડ ૧૧, સૂકત ૬

( ऋषिः- शंतातिः । देवता- चन्द्रमाः मन्त्रोक्ताः )

अग्निं ब्रूमो वनस्पतीनोषधीरुत वीरुधः ।
इन्द्रं बृहस्पतिं सूर्यं ते नो मुञ्चन्त्वंहसः ॥ १ ॥
ब्रूमो राजानं वरुणं मित्रं विष्णुमथो भगम् ।
अंशं विवस्वन्तं ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ २ ॥
ब्रूमो देवं सवितारं धातारमुत पूषणम् ।
त्वष्टारमग्रियं ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ ३ ॥

---

અર્થ— અગ્નિ, વનસ્પતિ, ઔષધિ, ( वीरुधः ) લતા, ઇન્દ્ર, બૃહસ્પતિ અને સૂર્યની ( ब्रूमः ) અમે સહુ પ્રાર્થના કરીએ છીએ કે ( ते ) તેઓ ( नः अंहसः ) અમને સર્વને પાપથી ( मुञ्चन्तु ) બચાવે. ( ૧ )
રાજા, વરૂણ, મિત્ર, ( अथो ) અને ભગ, અંશ, વિવસ્વાન્૦ ( ૨ ) સવિતાદેવ, ધાતા, પૂષા, ( अग्रियं
*

गन्धर्वाप्सरसो ब्रूमो अश्विना ब्रह्मणस्पतिम् ।
अर्यमा नाम यो देवस्ते नो मुञ्चन्त्वंहसः ॥ ४ ॥
अहोरात्रे इदं ब्रूमः सूर्याचन्द्रमसावुभा ।
विश्वानादित्यान्ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ ५ ॥
वात ब्रूमः पर्जन्यमन्तरिक्षमथो दिशः ।
आशाश्च सर्वा ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ ६ ॥
मुञ्चन्तु मा शपथ्यादहोरात्रे अथो उषाः ।
सोमो मा देवो मुञ्चतु यमाहुश्चन्द्रमा इति ॥ ७ ॥
पार्थिवा दिव्याः पशव आरण्या उत ये मृगाः ।
शकुन्तान्पक्षिणो ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ ८ ॥
भवाशर्वाविदं ब्रूमो रुद्रं पशुपतिश्च यः ।
इषूर्या एषां संविद्म ता नः सन्तु सदा शिवाः ॥ ९ ॥
दिवं ब्रूमो नक्षत्राणि भूमिं यक्षाणि पर्वतान् ।
समुद्रा नद्यो वेशन्तास्ते नो मुञ्चन्त्वंहसः ॥ १० ॥
सप्तर्षीन्वा इदं ब्रूमोऽपो देवीः प्रजापतिम् ।
पितॄन्यमश्रेष्ठान्ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ ११ ॥

त्वष्टार ) सुष्ट त्वष्टा० (३) गंधर्व अने अप्सरागण, अश्विनौ देव, ब्रह्मणस्पति, ( य अर्यमा नाम देव ) अने जे अर्यमा नामना देव पण छे. (४) अहोरात्र, सूर्य अने चंद्र ए ( उभौ ) बन्ने ( विश्वान आदित्यान् ) सर्व आदित्य० (५) ( वात ) वायु, पर्जन्य, अन्तरिक्ष ( अथो ) अने दिशा ( आशा ) उप दिशानी ( ब्रूम ) अमे सर्व प्रार्थना करीए छीए के ( ते न अंहस मुञ्चन्तु ) ते सर्व अमने पापथी बचावे (६)

अहोरात्र अने उषाओ ( मा शपथ्यान् मुञ्चन्तु ) मने प्रतिज्ञाथी मुक्त करे, ( य चद्रमा इति आहुः ) जेने चंद्रमा कहेवामा आवे छे, ते सोमदेव ( मा मुञ्चतु ) मने पापथी मुक्त करे (७)

( पार्थिवा दिव्या पशव ) पृथ्वी परना पशुओ अने आकाशमा रहेनारा पक्षीओ ( उत ये आरण्या मृगा ) अने अरण्यमा रहेनारा प्राणीओ छे, शकुन्त पक्षी छे, तेमनी अमे प्रार्थना करीए छीए के तेओ अमने पापथी बचावे (८)

भव अने शर्व ( य पशुपति रुद्र ) जे पशुपालक रुद्र छे, ( या एषा इषू ) तेमना जे बाण ( सं विद्म ) अमे जाणीए छीए के ( ता ) तेओ ( न सदा शिवाः सन्तु ) अमारे माटे सदा कल्याणकारी थाओ (९)

( दिव० ) द्युलोक नक्षत्र, भूमि, ( यक्षाणि० ) यक्ष, पर्वत, समुद्र, नदीओ, ( वेशन्ता० ) जळाशय, (१०) सप्तर्षिगण ( आप देवी० ) जळ, प्रजापति, ( यमश्रेष्ठान् पितृन्० ) पितर अने तेमना अधिपति यम० (११)

ये देवा दिविषदो अन्तरिक्षसदश्च ये ।
पृथिव्यां शक्रा श्रितास्ते नो मुञ्चन्त्वंहसः ॥ १२ ॥
आदित्या रुद्रा वसवो दिवि देवा अथर्वाणः ।
अङ्गिरसो मनीषिणस्ते नो मुञ्चन्त्वंहसः ॥ १३ ॥
यज्ञं ब्रूमो यजमानमृचः सामानि भेषजा ।
यजूंषि होत्रा ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ १४ ॥
पञ्च राज्यानि वीरुधां सोमश्रेष्ठानि ब्रूमः ।
दर्भो भङ्गो यवः सहस्ते नो मुञ्चन्त्वंहसः ॥ १५ ॥
अरायान्ब्रूमो रक्षांसि सर्पान्पुण्यजनान्पितॄन् ।
मृत्यूनेकशतं ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥ १६ ॥
ऋतून्ब्रूम ऋतुपतीनार्तवानुत हायनान् ।
समाः संवत्सरान्मासांस्ते नो मुञ्चन्त्वंहसः ॥ १७ ॥
एत देवा दक्षिणतः पश्चात्प्राञ्च उदेत ।
पुरस्तादुत्तराच्छक्रा विश्वे देवाः समेत्य ते नो मुंचन्त्वंहसः ॥ १८ ॥

---

અર્થ—( ये दिविषदः देवा ) જે દ્યુલોકમા રહેનારા દેવ છે, ( च ये अन्तरिक्षसदः ) અને અંતરિક્ષમાં રહેનારા છે. ( ये शक्राः ) જે સમર્થ દેવ ( पृथिवीं श्रिताः ) તથા જે પૃથ્વીનો આશ્રય લઇને રહ્યા છે. ( ते नः अंहसः मुञ्चन्तु ) તે સર્વ અમને પાપથી બચાવે ( ૧૨ )

આદિત્ય, રૂદ્ર, વસુ, ( दिवि अ-थर्वाणः देवाः ) દ્યુલોકમા જે નિશ્ચળ દેવ છે. તથા ( मनीषिणः अंगिरः ) મનનશિલ અંગિરસ છે ( ते नः अंहसः मुञ्चन्तु ) તે અમને સર્વને પાપથી બચાવે. ( ૧૩ )

યજ્ઞ, યજમાન, ( ऋचः० ) ઋગ્વેદ, સામ, ( भेषजा ) વૈદ્યની સાથે ( यजूंषि ) યજુર્વેદ, ( होत्राः ) હોમહવન કર્મ૦ ( ૧૪ )

( वीरुधां सोमश्रेष्ठानि पञ्चराज्यानि ) જેમા સોમ શ્રેષ્ઠ છે, એવી ઔષધિઓના પાંચ રાજ્ય, દર્ભ, ( भङ्ग ) ભાંગ ( यवः ) જવ અને ( सहः ) બળશાળી ધાન્યને ( ब्रूमः ) અમે કહીએ છીએ કે ( ते० ) તેઓ અમને સર્વને પાપથી બચાવે. ( ૧૫ )

( अरायान् रक्षांसि ) અરાજક રાક્ષસો, સાપ, પુણ્યજનો અને પિતૃઓ ( एकशतं मृत्यून्० ) એકસો મૃત્યુઓને, ( ૧૬ )

ઋતુઓ, ઋતુઓના પતિઓ, ( आर्तवान् हायनान् ) ઋતુઓથી બનતા અયનો ( समाः संवत्सरान् मासान् ) સમવર્ષ, સંવત્સર અને મહિનાઓ અમે કહીએ છીએ કે તેઓ અમને પાપથી બચાવે. ( ૧૭ )

હે ( देवाः ) દેવો ! ( दक्षिणतः एत ) દક્ષિણ દિશામાથી આવો, પછીથી ( प्राञ्चः उदेत ) પૂર્વ-દિશામાં ઉદયને પ્રાપ્ત થાઓ. ( विश्वे शक्राः देवाः ) સર્વ સમર્થદેવ ( पुरस्तात् उत्तरात् समेत्य ) સામે અને ઉત્તર દિશામાં એકત્ર બનીને ( ते नः० ) તેઓ અમને સર્વને પાપથી બચાવે. ( ૧૮ )

विश्वान्देवानिदं ब्रूमः सत्यसंधानृतावृधः ।
विश्वाभिः पत्नीभिः सह ते नो मुञ्चन्त्वंहसः ॥ १९ ॥
सर्वान्देवानिदं ब्रूमः सत्यसंधानृतावृधः ।
सर्वाभिः पत्नीभिः सह ते नो मुञ्चन्त्वंहसः ॥ २० ॥
भूतं ब्रूमो भूतपतिं भूतानामुत यो वशी ।
भूतानि सर्वा संगत्य ते नो मुञ्चन्त्वंहसः ॥ २१ ॥
या देवीः पञ्च प्रदिशो ये देवा द्वादशर्तवः ।
संवत्सरस्य ये दंष्ट्रास्ते नः सन्तु सदा शिवाः ॥ २२ ॥
यन्मातली रथक्रीतममृतं वेद भेषजम् ।
तदिन्द्रो अप्सु प्रावेशयत्तदापो दत्त भेषजम् ॥ २३ ॥

અર્થ— ( सत्य संधान् ) સત્ય પ્રતિજ્ઞ ( ऋतावृधः ) સત્યને આગળ ધપાવનાર ( विश्वान् देवान् ) સર્વ દેવોને ( इदं ब्रूमः ) અમે કહીએ છીએ કે તેઓ ( विश्वाभिः पत्नीभिः सह ) તેમની સર્વ પત્નિઓની સાથે આવીને ( नः० ) અમને બધાને પાપથી બચાવે. ( ૧૯–૨૦ )

( यः वशी ) જે સર્વને વશ કરનારો છે તે ( भूतानां भूतपतिः ) ભૂતોના અધિપતિઓને તથા ( भूतं ) ભૂતોને અમે ( ब्रूमः ) કહીએ છીએ કે ( सर्वा भूतानि संगत्य० ) સર્વ ભૂતો મળીને અમને સર્વને પાપથી બચાવે. ( ૨૧ )

( याः पञ्चदेवीः प्रदिशः ) જે પાંચ દિવ્ય દિશાઓ છે, ( ये द्वादश ऋतवः देवाः ) જે બાર ઋતુ દેવો છે. ( ये संवत्सरस्य दंष्ट्रा ) જે વર્ષની દાઢાની જેવા છે, ( ते नः सदा शिवाः सन्तु ) તેઓ અમારે માટે સદા શુભ હો ! ( ૨૨ )

( मातलिः ) માતલિ ( यत् रथक्रीतं अमृतं भेषजं वेद ) જે રથ દ્વારા પ્રાપ્ત થનારું અમરપણું આપનારાં ઔષધોને જાણે છે ( इन्द्रः तत् अप्सु प्रावेशयत् ) ઇન્દ્રે તે ઔષધો જળમાં દાખલ કરેલ છે, હે ( आपः ) જળો ! ( तत् भेषजं दत्त ) તે ઔષધોને અમને આપો. ( ૨૩ )

ભાવાર્થ— આ સર્વ દેવતાઓની સહાયતાથી મનુષ્યમાત્ર પાપથી બચી જાય ( ૧-૨૩ )

# પાપથી બચાવવાની પ્રાર્થના

## આ સૂક્તનો વિચાર

આ સૂક્તમાં માનવોને પાપથી મુક્ત કરવા માટે અર્થાત્ તેમને નિષ્પાપ કરવા માટે દેવતાઓની પ્રાર્થના છે.

આ પ્રાર્થનાની વિશેષતા એ છે કે આ પ્રાર્થના સાર્વજનિક અર્થાત્ સાંઘિક છે સર્વ માણસો મળીને કરી શકે તેવી પ્રાર્થના છે, તેથી તેમાં " ते नो मुञ्चन्तु अंहस " તેઓ અમો સર્વ પ્રાર્થના કરનારાઓને પાપથી મુક્ત કરે, એવો બહુવચનનો પ્રયોગ કરેલછે. સાંઘિક પ્રાર્થનાનું મહત્વ વૈદિક સારસ્વતમાં વિશેષ છે કારણ કે તેથી સંઘ-શક્તિ વધે છે.

હવે આ સૂક્તમાં જે જે દેવતાઓના નામ નિર્દેશ આવેલ

છે તેમનું વર્ગીકરણ આ પ્રમાણે છે—

### પૃથ્વીસ્થાનીય દેવતા

| | |
|---|---|
| ૧ અગ્નિ ૧ | ૨૬ હોત્રાઃ ૧૪ |
| ૨ વનસ્પતિ ૧ | ૨૭ વીરુધાંપચ રાજ્યાનિ ૧૫ |
| ૩ ઔષધિ ૧ | ૨૮ સોમ ( વનસ્પતિ ) ૧૫ |
| ૪ વીરૂધઃ ૧ | ૨૯ દર્ભ ૧૫ |
| ૫ અહોરાત્ર ૫ ૭, | ૩૦ ભગ ૧૫ |
| ૬ શ્રપથ્ય ૭ | ૩૧ યવ ૧૫ |
| ૭ ઉષાઃ ૭ | ૩૨ સહ ૧૫ |
| ૮ પાર્થિવાઃ પશવઃ ૮ | ૩૩ અરાય ૧૬ |
| ૯ આરણ્યા મૃગાઃ ૮ | ૩૪ રક્ષાંસિ ૧૬ |
| ૧૦ ભૂમિ ૧૦ | ૩૫ સર્પ ૧૬ |
| ૧૧ યક્ષ ૧૦ | ૩૬ પુણ્યજન ૧૬ |
| ૧૨ પર્વત ૧૦ | ૩૭ મૃત્યુ ( એકશ્ચત મૃત્યવ ) ૧૬ |
| ૧૩ સમુદ્ર ૧૦ | ૩૮ ઋતુ ( દ્વાદશ ) ૧૭, ૨૨ |
| ૧૪ નદી ૧૦ | ૩૯ ઋતુપતિ ૧૭ |
| ૧૫ વેશન્તાઃ ૧૦ | ૪૦ આર્તવ ૧૭ |
| ૧૬ પયિવ્યાંશકા શ્રિતા ૧૨ | ૪૧ હાયન ૧૭ |
| ૧૭ વસવ ( અષ્ટૌ ) ૧૩ | ૪૨ સમાઃ ૧૭ |
| ૧૮ અથર્વાણઃ ૧૩ | ૪૩ સવત્સર ૧૭ |
| ૧૯ અગિરસઃ ૧૩ | ૪૪ માસાઃ ૧૭ |
| ૨૦ યજ્ઞ ૧૪ | ૪૫ વિશ્વેદેવાઃ ૧૮, ૧૯ |
| ૨૧ યજમાનઃ ૧૪ | ૪૬ દેવપત્યઃ ૧૯ |
| ૨૨ ઋચઃ ૧૪ | ૪૭ ભૂત ૨૧ |
| ૨૩ સામાનિ ૧૪ | ૪૮ ભૂતાનાં ભૂતપતિ ૨૧ |
| ૨૪ ભેષજાનિ ૧૪ | ૪૯ ભેષજ ૨૩ |
| ૨૫ યજુ ૧૪ | |

### અન્તરિક્ષ સ્થાનીય દેવતા

| | |
|---|---|
| ૧ ગધર્વ ૪ | ૮ સર્વાઃ આશાઃ ૭ |
| ૨ અપ્સરાઃ ૪ | ૯ સોમ ૭ |
| ૩ ચન્દ્રમાઃ ૫ | ૧૦ પક્ષિણુ ૮ |
| ૪ વાયુ ૬ | ૧૧ શકુન્તઃ ૮ |
| ૫ પર્જન્ય ૬ | ૧૨ ભવ ૯ |
| ૬ અન્તરિક્ષ ૬ | ૧૩ શર્વ ૯ |
| ૭ દિશઃ ૬ | ૧૪ રૂદ્ર ૯ |
| ૧૫ પશુપતિઃ ૯ | ૧૮ પિતર ૧૧, ૧૬ |
| ૧૬ ઇષુ ૯ | ૧૯ અન્તરિક્ષસદ દેવા ૧૨ |
| ૧૭ યમ ૧૧ | ૨૦ રૂદ્ર ( એકાદશ ) ૧૩ |

### દ્યુસ્થાનીય દેવતા

| | |
|---|---|
| ૧ ઇન્દ્ર ૧ | ૧૩ ત્વષ્ટા ૩ |
| ૨ બૃહસ્પતિ ૧ | ૧૪ અશ્વિનૌ ૪ |
| ૩ સૂર્ય ૧, ૫ | ૧૫ બ્રહ્મણસ્પતિ ૪ |
| ૪ રાજાવરૂણઃ ૨ | ૧૬ અર્યમા ૪ |
| ૫ મિત્ર ૨ | ૧૭ વિશ્વે આદિત્યાઃ ( દ્વાદશ ) ૫, ૧૩ |
| ૬ વિષ્ણુ ૨ | ૧૮ દિવ્યા૰ પશવ ( પક્ષિણુ ) ૮ |
| ૭ ભગ ૨ | ૧૯ દ્યુ ૧૦ |
| ૮ અશ ૨ | ૨૦ નક્ષત્રાણિ ૧૦ |
| ૯ વિવસ્વાન્ ૨ | ૨૧ સપ્તર્ષયઃ ૧૧ |
| ૧૦ સવિતાદેવ ૩ | ૨૨ દેવી. આપ ૧૧ |
| ૧૧ ધાતા ૩ | ૨૩ પ્રજાપતિ ૧૧ |
| ૧૨ પૂષા ૩ | ૨૪ દિવિષદ દેવાઃ ૧૨, ૧૩, |

અહીં ત્રણ વિભાગમાં ( સ્થળોમાં ) દેવતાઓને વહેચી દીધા છે દેવતાના નામની સામે જે મત્રમાં તે દેવતા આવેલ છે તેના અક આપેલા છે કેટલાએ દેવતાઓ અતરિક્ષ સ્થાનમાં અથવા દ્યુસ્થાનમાં રાખવા યોગ્ય હોવા છતાં પણ પૃથ્વી સ્થાનના માનવની સાથે તેમનો સબધ આવવાને લીધે તેમને પૃથ્વી સ્થાનમા મૂકેલ છે. આટલો ભેદ વિચારની સરળતાને માટે કરેલ છે તે પાઠક લક્ષમાં રાખે

| | |
|---|---|
| પૃથ્વી સ્થાનમાં | ૪૯ |
| અન્તરિક્ષ સ્થાનમા | ૨૦ |
| દ્યુસ્થાનમાં | ૨૪ |
| એકદર | ૯૩ આટલી દેવતાઓ થઇ. |

આમાં ૮ વસુ, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય ૭ ઋષિગણ, ૧૦૦ મૃત્યુ ૧૨ માસ, ૨૧ ઋતુ ૬, ઋતુપતિ, ૪ દિશા, ૪ ઉપદિશા આ ૧૮૪ દેવતાઓ અધિક થાય છે તેમાંથી ૧૨ ફરી વખત આવવાથી બાદ કરતાં શેષ ૧૭૨ રહી જાય છે આ સાથે પૂર્વોક્ત ૯૩ દેવતાઓ મેળવવાથી ૨૬૫ દેવતાઓ થાય છે

આ દેવતાઓનો માનવોની સાથે કેવી રીતે સબધ આવે છે એ જોઇને પાપથી બચવાનો યત્ન સાધકે કરવો ઉચિત છે

આમાંથી કેટલીએ દેવતાઓ પાપની સાધક પણ હોઇ શકે છે. જેવી રીતે ભૂમિ, જળ, વનસ્પતિ પશુપક્ષી આ સર્વ માટે મનુષ્યો યુદ્ધ કરતા આવ્યા છે, અંદર અંદર લડતા રહ્યા છે, ભૂમિ માટે કેટલાએ યુદ્ધો ખેલાયાં છે અને કેટલીએ માનવ સંહાર થયો છે તે ઇતિહાસમાંથી જાણી શકાય તેમ છે. માનવમાં રાક્ષસ ભાવ આને લીધે જ આવે છે. આ રાક્ષસ ભાવથીજ બચવા જેવું છે. વ્યવહાર એવો કરવો જોઇએ કે માનવોમાંથી રાક્ષસ ભાવ લુપ્ત થઇ જાય અને તેમનામાં દૈવી ભાવ સ્થિર થાય. તેથી જ કહ્યું છે કે—

ते नः सन्तु सदा शिवाः । (૬।૨૨)

" આ સર્વ દેવતાઓ અમારે માટે શુભ માર્ગ દર્શાવનારા થાઓ. " આ પ્રાર્થનામાં અશુભવૃત્તિ હોવાની સંભાવના સૂચિત કરેલ છે. મનને વશમાં રાખીને કોઇ પણ પ્રકારની અશુભ વૃત્તિ મનમાં ન ઉઠે એવો પ્રબંધ કરવો જોઇએ. આ પ્રમાણે માનવી પાપથી બચી શકે છે. મન ઢીલું પોચું રહ્યું તો પાપ થશે. જો મન બળવાન હશે તો મનુષ્ય પાપથી દૂર રહી શકશે. આ પ્રમાણે વિચાર કરીને માનવ પાપથી બચવાનો પ્રબંધ કરે અને પવિત્રાત્મા બની યશસ્વી બને.

## પાપ નાશન

### કાંડ ૭, સૂક્ત ૧૧૫

( ऋषि.- अथर्वाङ्गिरा । देवता- सविता, जातवेदाः )

प्र पतेतः पापि लक्ष्मि नश्येतः प्रामुतः पत ।
अयस्मयेनाङ्केन द्विषते त्वा सजामसि ॥ १ ॥
या मा लक्ष्मीः पतयालूरजुष्टाभिचस्कन्द वन्दनेव वृक्षम् ।
अन्यत्रास्मत्सवितस्तामितो धा हिरण्यहस्तो वसु नो रराणः ॥ २ ॥

---

અર્થ— હે ( पापि लक्ष्मि ) પાપમય લક્ષ્મી ! ( इतः प्र पत ) અહીંથી દૂર જા. ( इतः नश्य ) અહીંથી દૂર ચાલી જા ( अमुतः प्रपत ) ત્યાંથી પણ હટી જા, ( अयस्मयेन अंकेन ) લોખંડની ખીલાથી, ( त्वा द्विपते आ सजामसि ) તને દ્વેષ કરનારાઓ માટે રાખીએ છીએ. ( ૧ )

( या पतयालूः अजुष्टा लक्ष्मीः ) જે નીચે પછાડનારી અને સેવન ન કરવા યોગ્ય લક્ષ્મી ( मा अभिचस्कन्द ) મારી પાસે આવી ગઇ છે, ( वन्दना वृक्षं इव ) જેવી રીતે વેલી વૃક્ષ પર ચઢે છે તેવી રીતે, હે ( सवितः ) સવિતાદેવ ! ( तां इतः अन्यत्र अस्मत् धाः ) તને અહીંથી અમારી પાસેથી બીજા સ્થાન પર રાખ, ( हिरण्यहस्तः नः वसु रराणः ) સુવર્ણના આ ભૂષણો ધારણ કરનારો તું અમને ધન આપ. ( ૨ )

---

ભાવાર્થ— જે પ્રકારના ઐશ્વર્યથી પાપ થાય છે, તે પ્રકારનું ઐશ્વર્ય મારી પાસે ન રહે તે તો બહુ જ ખરાબ છે તેથી તે અમારા શત્રુઓની પાસે જઇને સ્થિર થાય ( ૧ )

જે નીચે પાડનારું ઐશ્વર્ય મારી પાસે આવી ગયુ છે તે મારાથી દૂર થઇ જાય અને અમને શુભ ઐશ્વર્ય પ્રાપ્ત થાય. ( ૨ )

एकंशतं लक्ष्म्यो३ मर्त्यस्य साकं तन्वा जनुषोऽधि जाताः ।
तासां पापिष्ठा निरितः प्र हिंण्मः शिवा अस्मभ्यं जातवेदो नि यच्छ ॥ ३ ॥
एता एना व्याकरं खिले गा विष्ठिता इव ।
रमन्तां पुण्यां लक्ष्मीर्याः पापीस्ता अनीनशम् ॥ ४ ॥

---

અર્થ— ( मर्त्यस्य तन्वा साकं ) મનુષ્યની શરીરની સાથે ( जनुष अधि ) જન્મતાની સાથે જ (एकशतं लक्ष्म्य· जाताः) એકસોએક લક્ષ્મીઓ ઉત્પન્ન થઇ ગઇ છે. ( तासां पापिष्ठाः इतः निः प्रहिण्मः ) તેઓમાથી પાપી લક્ષ્મીઓને અહીંથી અમે દૂર કરીએ છીએ. હે ( जातवेदः ) જ્ઞાની દેવ ! ( शिवाः अस्मभ्यं नि यच्छ ) અને જે કલ્યાણમય લક્ષ્મી છે તે અમને પ્રદાન કર. ( ૩ )

( खिले विष्ठिता गाः इव ) ચરાણવાળી જમીનપર બેઠેલી ગાયોની જેમ ( एताः एना· वि-आकरं ) તે તે વૃત્તિઓને હુ અલગ અલગ કરૂં છું ( याः पुण्याः लक्ष्मी· रमन्तां ) જે પુણ્યકારક લક્ષ્મી છે તેઓ અહીં આનન્દપૂર્વક રહે ( या· पापीः ता अनीनश ) અને જે પાપી વૃત્તિઓ છે તેમનો હું નાશ કરૂ છું. ( ४ )

---

ભાવાર્થ— મનુષ્યને જન્મની સાથે જ એકસોએક શકિતઓ પ્રાપ્ત થાય છે તેઓમાથી કેટલીક પાપમય હોય છે અને કેટલીક પુણ્યયુકત હોય છે પાપી અમારી પાસેથી દૂર થાય અને શુભ અમારી પાસે આવી જાય ( ૩ )

હુ તેમને જુદી જુદી કરૂ છુ. જે પુણ્યકારક છે તે મારી પાસે રહે અને જે પાપી છે તે મારાથી દૂર થઇ જાય ( ४ )

મનુષ્યના જન્મની સાથેજ તેના શરીરમા સે કડો શકિતઓ સ્વભાવત· રહેલીજ હોય છે. તેઓમા કેટલીક સારી હોય છે અને કેટલીક ખરાબ પણ હોય છે જે શકિતઓ અને વૃત્તિઓ સારી હોય તેમને પોતામા રાખીને તેમને વધારવી જોઇએ તથા જે ખરાબ વૃતિઓ હોય તેમને દૂર કરવી જોઇએ ( મ ૩ )

ચરાણવાળી જમીનપર ઘણીએ ગાયો બેસે છે, તેમાની કેટલીએ સફેદ ર ગની અને કેટલીએ કાળા ર ગની હોય છે, તેમને જેમ આપણે ઓળખી શકીએ છીએ તેજ પ્રમાણે આપણી શકિતઓ અને વૃત્તિઓ ઓળખવી જોઇએ અને શુભ વૃત્તિઓની વૃદ્ધિ અને અશુભ, હીન હાનિકારક વૃત્તિઓનો નાશ કરવો જોઇએ ( મ ४ )

" લક્ષ્મી " નો અર્થ છે " ચિન્હ " આપણી અ દર કયાં ખરાબ ચિન્હો છે અને કયાં સારાં છે, તેની પરિક્ષા કરવી એ પ્રત્યેક મનુષ્યનુ આવશ્યક કર્તવ્ય છે મનુષ્યના વર્તનમા આ ચિન્હો જણાઇ આવે છે આનુ પૃથક્કરણ કરીને એવો વ્યવહાર કરવો જોઇએ કે જેથી તેમાંથી શુભ લક્ષણોની વૃદ્ધિ થાય અને અશુભ લક્ષણો ઘટી જાય આમ કરવાથી મનુષ્યની ઉન્નતિ થાય છે

## પાપથી બચવું

### કાંડ ૬, સૂક્ત ૧૧૫

( ऋषि - ब्रह्मा । देवता- विश्वेदेवा. )

यद्विद्वांसो यदविंद्वांस एनांसि चकृमा वयम् ।
यूयं नस्तस्मान्मुञ्चत विश्वे देवाः सजोषसः ॥ १ ॥
यदि जाग्रद्यदि स्वपन्नेन एनस्योऽकरम् ।
भूतं मा तस्माद्भव्यं च द्रुपदादिव मुञ्चताम् ॥ २ ॥

द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नात्वा मलादिव ।
पूतं पवित्रेणेवाज्यं विश्वे शुम्भन्तु मैनसः ॥ ३ ॥

અર્થ— ( यत् विद्वांसः यद् अविद्वांसः ) જ્યારે જાણતાં અથવા અજાણતાં ( वयं एनांसि चकृम ) અમે પાપ કરીએ ત્યારે હે ( विश्वेदेवाः ) સર્વ દેવો ! ( यूयं सजोषसः तस्मात् नः मुञ्चत ) આપ એકમત બનીને તે પાપથી અમને મુક્ત કરાવો. ( ૧ )

( यदि जाग्रत् यदि स्वपन् ) જ્યારે જાગતાં જાગતાં અથવા ઉંઘતાં ઉંઘતાં હું ( एनस्यः एनः अकरं ) પાપી હોઇને પણ જો વધુ પાપ કઈ તો ( द्रुपदात् इव ) જેવી રીતે ખીલે બાંધેલા પશુઓને છોડીને મુક્ત કરે છે તે પ્રકારે ( भूतं भव्यं च तस्मात् मा मुञ्चतां ) ભૂતકાળનું અથવા ભવિષ્યકાળનું જે પાપ હોય તેનાથી મને મૂક્ત કરો. ( ૨ )

( द्रुपदाद् इव मुमुचानः ) જેવી રીતે બાંધેલા ખીલેથી પશુ મુક્ત થાય છે અથવા ( मलात् स्विन्नः स्नात्वा इव ) જેવી રીતે ન્હાવાથી મળથી મુકત થવાય છે, અથવા ( पवित्रेण पूतं आज्यं इव ) જેવી રીતે ગળણીથી ગાળેલું ઘી પવિત્ર થાય છે તે પ્રમાણે ( विश्वे मा एनसः शुम्भन्तु ) સર્વ મને પાપથી પવિત્ર બનાવે. ( ૩ )

ભાવાર્થ— જાણતા અથવા અજાણતા જે પાપ અમારાથી થાય તેનાથી અમારો છુટકારો પ્રાપ્ત કરવો જોઇએ ( ૧ )

જાગતા અથવા સુતા સુતા જે પાપ મારાથી થાય, તે ભૂતકાળનું હોય અથવા વર્તમાનકાળનું હોય તેનાથી છુટકારો પ્રાપ્ત કરવો જોઇએ. ( ૨ )

જેવી રીતે સ્તંભથી પશુ છુટું થઇ જાય છે, સ્નાનથી શરીરનો મળ દૂર થાય છે અથવા ગાળવાથી ઘી પવિત્ર બને છે તેવી રીતે હું નિર્દોષ બની જાઉં. ( ૩ )

# પાપથી બચવું

### નિષ્પાપ થવાના ત્રણ પ્રકાર

શુદ્ધ થવાના ત્રણ પ્રકાર છે, અન્તઃ શુદ્ધિ, બાહ્યશુદ્ધિ અને સંબંધ શુદ્ધિ. તેનાં ત્રણ ઉદાહરણ તૃતીય મંત્રમાં આપેલાં છે તે જુઓ—

૧ અન્ત શુદ્ધિ- ( पवित्रेण पूतं आज्यं इव ) જેવી રીતે ગળણીથી ગાળવાથી ઘી શુદ્ધ થાય છે. ઘીને ગાળવાથી ઘીની અંદર રહેલો મળ દૂર થાય છે એ પ્રકારે મનુષ્યના અન્તઃકરણનો મળ દૂર કરવો જોઇએ. આ અન્ત શુદ્ધિ છે.

૨ બાહ્ય શુદ્ધિ-( मलात् स्नात्वा स्विन्न इव ) જેવી રીતે શરીરપર લાગેલા મળથી સ્નાનથી શુદ્ધિ થાય છે. આ બાહ્ય શુદ્ધિ છે. મળ શરીરપર બહારથી જ લાગેછે તો પ્રમાણે બાહ્ય દોષોથી આવી શુદ્ધિ કરવી જોઇએ.

૩ સંબંધશુદ્ધિ-( द्रुपदात् मुमुचानः इव ) સ્તંભન, બંધનથી જેવી રીતે પશુઓને છોડવામાં આવે છે અથવા જેવી રીતે ઝાડપરનું ફળ પાકી ગયા પછી ઝાડપરથી તે નીચે પડી જાય છે તે પ્રમાણે સંબંધના લોભથી મુક્ત થવું જોઇએ. આ સંબંધ શુદ્ધિ છે.

આ પ્રકારે શુદ્ધ થવાના ત્રણ ભેદ છે મનુષ્યે પણ જે નિર્દોષતા પ્રાપ્ત કરવાની છે તે આ ત્રણ પ્રકારની છે. મનુષ્યે પોતાના સંબંધો શુદ્ધ કરે અને પાપી સબંધને દૂર કરે

પોતાની બાહ્ય શુદ્ધતા કરે અને તે માટે પોતાની રહેણી કરણી પવિત્ર રાખે તેમજ પોતાની અંત -શુદ્ધિ કરે અને તેને માટે પોતાના વિચારોને પવિત્ર કરે આ પ્રમાણે મનુષ્ય પરિશુદ્ધ થાય છે.

મનુષ્ય જાણતા છતાં અથવા અજાણતાં, જાગતાં અથવા સૂતાં સૂતાં પાપ કરે છે આ સર્વ પાપોથી મુકિત પ્રાપ્ત કરવી જોઇએ પરમેશ્વરની કૃપા, જ્ઞાનીઓનો સત્સંગ અને આત્મ શુદ્ધિનો પ્રયત્ન કરવાથી પાપથી છૂટવાની શકયતા છે

આ સૂકત વિશેષ મહત્વનુ છે. પાઠક તેનો અધિક વિચાર કરે અને સર્વ પ્રકારની શુદ્ધતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે

## પાપ નાશન

### કાંડ ૪, સૂકત ૩૩

( ऋषि - ब्रह्मा । देवता- पाप्मनाशन' अग्नि )

अप॑ नः॒ शोशु॑चद॒घमग्ने॑ शुशु॒ग्ध्या र॒यिम् । अप॑ नः॒ शोशु॑चद॒घम् ॥ १ ॥
सु॒क्षे॒त्रि॒या सु॑गातु॒या व॑सू॒या च॑ यजामहे । अप॑ नः॒ शोशु॑चद॒घम् ॥ २ ॥
प्र यद्भन्दि॑ष्ठ एषां॒ प्रास्माका॑सश्च सू॒रयः॑ । अप॑ नः॒ शोशु॑चद॒घम् ॥ ३ ॥
प्र यत्ते॑ अग्ने सू॒रयो॒ जाये॑महि॒ प्र ते॑ व॒यम् । अप॑ नः॒ शोशु॑चद॒घम् ॥ ४ ॥
प्र यद॒ग्नेः सह॑स्वतो वि॒श्वतो॒ यन्ति॑ भा॒नवः॑ । अप॑ नः॒ शोशु॑चद॒घम् ॥ ५ ॥
त्वं हि वि॑श्वतोमुख वि॒श्वतः॑ परि॒भूरसि॑ । अप॑ नः॒ शोशु॑चद॒घम् ॥ ६ ॥

---

અર્થ— હે ( अग्ने ) પ્રકાશકદેવ ! ( न अघं अपशोशुचत् ) અમારૂ પાપ નિ શેષ દૂર થાય અને અમારી પાસે ( रयिं शुशुग्धि ધન શુદ્ધ બનીને આવે ( न अघ अप शोशुचत् ) અમારૂ પાપ દૂર થાય. ( ૧ )

( सुक्षेत्रिया सुगातुया ) ઉત્તમક્ષેત્રને માટે, ઉત્તમ ભૂમિને માટે ( च वसुया यजामहे ) અને ધનને માટે અમે યજન કરીએ છીએ અમારૂ પાપ દૂર થાઓ. ( ૨ )

( एषा यत् भन्दिष्ट प्र ) તેની વચ્ચે જે પ્રકારે અત્યંત કલ્યાણયુકત બનું ( अस्माकास सूरय च ) અને અમારા જ્ઞાનીજન પણ ઉત્તમ અવસ્થા પ્રાપ્ત કરે તેને માટે અમારૂ પાપ જેમ થવુ જોઇએ તેમ દૂર થાય. ( ૩ )

હે ( अग्ने ) તેજસ્વી દેવ ! ( यत् ते सूरय ) જેવા તારા વિદ્વાન છે તેવા ( ते वयं प्रजायेमहि ) તારા બનીને અમે શ્રેષ્ઠ બની જઇએ તેટલા માટે અમારૂ પાપ દૂર થાય ( ૪ )

( यत् ) જેવી રીતે ( सहस्वत अग्ने ) બળવાન અગ્નિના ( भानव विश्वत प्रयन्ति ) કિરણો ચારે બાજુ ફેલાય છે, તે પ્રકારે મારા કિરણો પણ ફેલાય તેટલા માટે અમારા પપ દૂર થાય ( ૫ )

હે ( विश्वतो मुख ) સર્વ બાજુ મુખ છે એવા દેવ ! ( त्व हि विश्वत परिभू असि ) તું જ સર્વનો ઉપરી થનારો છે, તેવા બનવાને માટે અમારા પાપ દૂર થાય ( ૬ )

द्विषो नो विश्वतोमुखाति नावेव पारय । अप नः शोशुचदघम् ॥ ७ ॥
स नः सिन्धुमिव नावाति पर्षा स्वस्तये । अप नः शोशुचदघम् ॥ ८ ॥

અર્થ—હે ( विश्वतो मुख ) સર્વ બાજુ સુખ છે એવા દેવ ! ( नावा इव ) નૌકાની જેમ ( नः द्विषः अतिपारय ) અમને શત્રુઓના સાગરથી પેલે પાર લઈ જા અને અમારા પાપ દૂર કર. ( ૭ )

( सः ) તે તું ( नः अतिपर्ष ) અમને પેલે પાર લઈ જા ( नावा सिंधुं इव ) જેવી રીતે નૌકાથી સમુદ્રની પેલે પાર થવાય છે તેમ, અને ( स्वस्तये ) કલ્યાણને માટે ( नः अघम् अप शोशुचत् ) અમારાં સર્વ પાપ દૂર થાઓ. ( ૮ )

### પાપને દૂર કરવું ( પાપથી મૂક્ત થવું )

આ સૂક્તમાં પાપ દૂર કરવાથી જે અનેક લાભો થાય છે તેનું વર્ણન છે. પાપ દૂર થવાથી અને શુદ્ધ થવાથી ( राये ) ધન મળે છે, ( सुक्षेत्रं ) ઉત્તમ ક્ષેત્ર પ્રાપ્ત થાય છે, ( सुगातुः ) ઉત્તમ માર્ગ ઉન્નતિ માટે ખૂલ્લો થાય છે, ( भन्दिष्ठः ) કલ્યાણ પ્રાપ્ત થાય છે. ( सूरयः ) વિદ્વાનોનો સંગ મળે છે ( सूरयः जायेमहि ) જ્ઞાન સમ્પન્નતા પ્રાપ્ત થાય છે. ( भानवः विश्वतः यन्ति ) પ્રકાશ ચારે તરફ ફેલાય છે. ( परिभूः ) સર્વથી અધિક પ્રભાવ થાય છે. ( अतिपारयाति ) સર્વ દુઃખો દૂર થઈ જાય છે. અને ( स्वस्ति ) કલ્યાણ પ્રાપ્ત થાય છે. આ સર્વ લાભ પાપથી મુક્ત થવાથી થાય છે, જેટલા પ્રમાણમાં પાપ દૂર થશે અને પવિત્રતા વધતી જશે એટલા પ્રમાણમાં ઉક્ત લાભ થતા જશે. પાઠક આ વાતનું બરાબર સ્મરણ રાખે અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પ્રયત્ન કરીને સ્વયંનિષ્પાપ બનવાનો યત્ન કરે, તો ઉપરોક્ત લાભ એની મેળેજ તેની પાસે ચાલીને આવી જશે.

---

## પાપી વિચારોનો ત્યાગ કરો

### કાંડ ૬, સૂક્ત ૨૬

( ऋषिः – ब्रह्मा । देवता – पाप्मा )

अव मा पाप्मन्सृज वशी सन्मृडयासि नः ।
आ मा भद्रस्य लोके पाप्मन्धेह्यविहुतम् ॥ १ ॥
यो नः पाप्मन्न जहासि तमु त्वा जहिमो वयम् ।
पथामनु व्यावर्तनेऽन्यं पाप्मानु पद्यताम् ॥ २ ॥

અર્થ— હે ( पाप्मन् ) પાપી વિચાર ! ( मा अवसृज ) મને છોડી દે. ( वशी सन् नः मृडयासि ) અમને વશમાં કરીને તું સુખ આપે છે એમ દેખાય છે. હે ( पाप्मन् ) પાપી વિચાર ( भद्रस्य लोके ) કલ્યાણના સ્થાનમાં ( मा अविन्हुतं आधेहि ) મને અકુટિલ એવી સ્થિતિમાં રાખ. ( ૧ )

હે ( पाप्मन् ) પાપી વિચાર ( यः नः न जहासि ) જો તું અમને છોડીશ નહિ ( तं त्वा उ वयं जहिम ) તો અમે જ તને છોડી દઈશું. ( पथां अनु व्यावर्तने ) માર્ગોના અનુકૂળ વળાંક પર ( पाप्मा अन्यं अनु पद्यतां ) પાપી વિચાર બીજાની પાસે ચાલ્યો જાય. ( ૨ )

अन्यत्रास्मन्न्युच्यतु सहस्राक्षो अमर्त्यः ।
यं द्वेषाम तमृच्छतु यमु द्विष्मस्तमिज्जहि ॥ ३ ॥

( सहस्र अक्ष अमर्त्यः ) હજારો આખોવાળો અને ન મરનારો આ પાપી વિચાર ( असत् अन्यत्र नि उच्यतु ) અમારાથી ભિન્ન બીજા સ્થાનમા ચાલ્યો જાય ( य द्वेषाम त ऋच्छतु ) જેનો અમે દ્વેષ કરીએ છીએ, તેની પાસે જાય ( यं उ द्विष्म त इत् जहि ) જેનો અમે દ્વેષ કરીએ છીએ તેનો નાશ કર ( ૩ )

## પાપી મન

પાપી મન હોવાથી સર્વ પ્રકારના શારીરિક, ઇન્દ્રિયો સ બધી તથા માનસિક વગેરે કષ્ટ થ ય છે તેટલા માટે મનમાંથી પાપી સ કલ્પો સર્વથી પ્રથમ દૂર કરવા જોઇએ, મનશુદ્ધ થાયતો સર્વ દુઃખો દૂર થઇ શકે છે

પાપી વિચાર મનમા ઉત્પન્ન થાય છે, મનુષ્યને વશ કરે છે અને થોડા પ્રયત્નથી અધિક સુખ પ્રાપ્ત કરાવી દેવાના પ્રલોભનથી અર્થાત્ સુખ આપવાના પ્રલોભનથી ફસાવે છે તેટના માટે તેમનાથી બચવુ જોઇએ

જો પાપી વિચાર પોતેજ મનમાથી દૂર ન થાય તો તેને પ્રયત્ન પૂર્વક દૂર કરવો જોઇએ આમ કરવાથીજ પ્રગતિના માર્ગની અનુકૂળતા થઇ શકે છે. તાત્પર્ય પાપી વિચાર દૂર કરીને ચિત્તને શુદ્ધ કરવાથીજ ઉન્નતિનો સાચો માર્ગ ખૂલ્લો થઇ શકે છે

પાપી વિચાર હજારો આંખોવાળો છે, તેથી તે અમારી નબળાઇ અને ન્યૂનતા બહુજ ઝડપથી જાણી લે છે અને તે માર્ગથી તે અમારામાં દાખલ થાય છે શરીર ક્ષીણ થઇ જાય છે પણ તે પાપી વિચાર ક્ષીણ થતો નથી, તેટલા માટે તેને પ્રયત્નથી દૂર કરવો જોઇએ પાપી વિચારને દૂર કરવાથી આંતરિક પવિત્રતા થશે અને આ પવિત્રતાથી સર્વ કષ્ટો દૂર થશેજ આ આત્મશુદ્ધિ દ્વારા ઉન્નતિ પ્રાપ્ત કરવાનો સીધો માર્ગ છે.

---

# પાપ મોચન

## કાંડ ૪, સૂક્ત ૨૬

( ઋષિ – મૃગાર । દેવતા– દ્યાવાપૃથિવી )

मन्वे वा द्यावापृथिवी सुभोजसौ सचेतसौ ये अप्रथेथाममिता योजनानि ।
प्रतिष्ठे ह्यभवतं वसूनां ते नो मुञ्चतमंहसः ॥ १ ॥

અર્થ— હે દ્યાવાપૃથિવી ! ( सुभोजसौ सचेतसौ ) તમો બન્ને ઉત્તમ ભોગ આપનારા અને ઉત્તમ જ્ઞાનવાળા છો, ( वा मन्वे ) તમારા બન્નેનુ હુ મનન કરૂ છુ ( ये अमिता योजनानि अप्रथेथा ) તમે બન્ને અપરિમિત યોજનોના અ તર સુધી ફેલાએલ છો, ( हि वसूना प्रतिष्ठे अभवता ) કારણ કે તમો બન્ને નિવાસ કરનારા પ્રાણી વગેરેને આ ધાર દેનારા છો, ( ते न अंहस मुञ्चतं ) તે તમો બન્ને અમને પાપથી બચાવો ( ૧ )

प्रतिष्ठे ह्यभवतं वसूनां प्रवृद्धे देवी सुभगे उरूची ।
द्यावापृथिवी भवतं मे स्योने ते नो मुञ्चतमंहसः ॥ २ ॥
असंतापे सुतपसौ हुवेऽहमुर्वी गम्भीरे कविभिर्नमस्ये ।
द्यावापृथिवी भवतं मे स्योने ते नो मुञ्चतमंहसः ॥ ३ ॥
ये अमृतं बिभृथो ये हवींषि ये स्रोत्या बिभृथो ये मनुष्यान् ।
द्यावापृथिवी भवतं मे स्योने ते नो मुञ्चतमंहसः ॥ ४ ॥
ये उस्रिया बिभृथो ये वनस्पतीन्ययोर्वां विश्वा भुवनान्यन्तः ।
द्यावापृथिवी भवतं मे स्योने ते नो मुञ्चतमंहसः ॥ ५ ॥
ये कीलालेन तर्पयथो ये घृतेन याभ्यामृते न किं चन शक्नुवन्ति ।
द्यावापृथिवी भवतं मे स्योने ते नो मुञ्चतमंहसः ॥ ६ ॥
यन्मेदमभिशोचति येनयेन वा कृतं पौरुषेयान्न दैवात् ।
स्तौमि द्यावापृथिवी नाथितो जोहवीमि ते नो मुञ्चतमंहसः ॥ ७ ॥

અર્થ— તમો બન્ને ( प्रवृद्धे सुभगे उरूची देवी ) ઘણી જ વિશાળ, ઉત્તમ ઐશ્વર્યથી યુક્ત વિસ્તૃત દેવીઓ ( वसूनां प्रतिष्ठे हि अभवतं ) નિવાસ કરનારાઓને આશ્રય આપનારી છો. આ ( द्यावापृथिवी मे स्योने भवते ) ધાવાપૃથિવી મારે માટે સુખદાયી હોવો અને ( ते नः अंहसः मुञ्चतं ) તે બન્ને અમને પાપથી બચાવે. ( ૨ )

( अहं ) હું ( सुतपसौ असन्तापे ) ઉત્તમ તેજસ્વી પરંતુ સંતાપ ન આપનારી ( कविभिः नमस्ये उर्वी गभीरे ) કવિઓ દ્વારા નમન કરવા યોગ્ય ઘણી જ લાંબી પહોળી અને ઘણી જ ગંભીર ધાવાપૃથિવીની ( हुए ) પ્રાર્થના કરૂં છું. આ ( द्यावा० ) મારે માટે સુખ દેનારી બને અને અમને પાપથી બચાવે. ( ૩ )

( ये अमृतं ये हवींषि विभृथः ) તમો બન્ને અમૃતરૂપી જળ અને અન્ન ધારણ કરો છો, ( ये स्रोत्याः ये मनुष्यान् विभृयः ) નદી વગેરે પ્રવાહોને અને મનુષ્યોને તમો ધારણ કરો છો, તે તમો ( द्यावा० ) ધાવાપૃથ્વી મારે માટે સુખ આપનારી બને અને અમને પાપથી બચાવે. ( ૪ )

( ये उस्रियाः ये वनस्पतीन् विभृयः ) તમો બન્ને ગાયો અને વનસ્પતિઓને ધારણ કરો છો તથા પોષણ કરો છો; ( ययोः वां अन्तः विश्वा भुवनानि ) તમો બન્ને વચ્ચે જે સર્વ ભુવનો છે, તે ( द्यावा० ) ધાવાપૃથિવી મારે માટે સુખદાયક હો અને તે અમને પાપથી બચાવે. ( ૫ )

( ये कीलालेन ये घृतेन तर्पयथः ) તમો બન્ને અન્ન અને પેયથી સર્વને તૃપ્ત કરો છો ( याभ्यां ऋते किंचन न शक्नुवन्ति ) તમો બન્ને વિના કોઇ પણ કાંઇ કરી શકતું નથી, તે તમો ( द्यावा० ) ધાવા-પૃથિવી મારે માટે સુખદાયી બનો અને અમને પાપથી બચાવે. ( ૬ )

( येन येन वा पोरुषेयेण कृतं ) જે કોઇ કારણથી પુરૂષ પ્રયત્નથી કરેલ છે, ( न दैवात् ) દૈવની પ્રેરણાથી કરેલ નથી, ( यत् इदं मे अभिशोचति ) જે મને શોકમાં ડુબાડે છે તે કષ્ટને દૂર કરવા માટે ( द्यावापृथिवी स्तौमि ) ધાવાપૃથિવીની હું સ્તુતિ કરૂં છું અને ( नाथितः जोहवीमि ) હું તેનાથી સનાથ બનીને પોકારૂં છું કે ( ते नः अंहसः मुञ्चन्तु ) તે બન્ને અમો સર્વને પાપથી બચાવે ( ૭ )

# પાપ મોચન

## દ્યાવાપૃથ્વી

આ સૂકત મૃગાર સૂકતોમા પાપ મોચન વિષયનુ ચતુર્થ સૂકત છે અને તેમાં દ્યુલોક અને પૃથ્વી લોકના યોગથી મુકત થવાની આકાંક્ષા કરવામા આવી છે પૃથ્વીલોક તે છે જેનાપર આપણે રહીએ છીએ અને દ્યુલોક તે છે જે તારાઓથી યુકત આકાશ છે અર્થાત્ આ સર્વ બ્રહ્માંડ તે બન્ને વચ્ચે સમાએલ છે કોઇ પણ ચીજ તેની બહાર નથી જેટની કોઇ શકિતઓ છે તે આની વચ્ચે આવી ગએલી છે આ સર્વ શકિતઓની સહાયતાથી આપણો સુધારો કરીને પાપથી મુકત થવુ જોઇએ

આ દ્યાવાપૃથિવી દેવતા ( अमिता योजना ) મ ત્ર ૧ ) અગણિત યોજનો વિસ્તૃત છે તેઓ કેટલાં વિસ્તૃત છે તેનુ ગણિત થઇ શકે તેમ નથી આકાશનો વિસ્તાર પૂરે પુરો જણાયો પણ નથી અને ગણાયો પણ નથી સક્ષેપમાં કહેવુ હોયતો એટનુ જ કરી શકાય કે આમન્ને ( प्रवृद्ध ऊरुचौ મં ૨ ) ( उर्वी गभीरे । મ ૩ ) ઘણાં જ વિસ્તૃત અને મહાન ગભીર છે અર્થાત્ ઘણાંજ ગહન છે તથાપિ તેની ગહનતાનો કોઇ પાર પામી શકતુ નથી

આ બન્ને દરેક પદાર્થ માત્રને (प्रतिष्ठे) આધાર આપે છે તેમની શકિતઓનો વિચાર કરવાથી ( स चेतसौ ) મનમાં એકપ્રકારની સ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે, તેથી ( कविभि नमस्ये) કવિ લોકો તેના વિષે ઘણો જ આદરભાવ ધારણ કરે છે તેઓમાં સૂર્યાદિ તેજસ્વી ગોળા ( सु-तपसौ ) ઉત્તમ પ્રકારે પ્રકાશિત થઇ રહ્યા છે તોપણ તેઓ કોઇને ( अ-सन्तापे ) સન્તાપ આપતા નથી તેથી ઉલટું સતપ્ત હૃદય જ્યારે તેના પ્રતિ દૃષ્ટિક્ષેપ કરે છે ત્યારે તેના હૃદયનુ દુ ખ દૂર થાય છે અને ત્યાં શાન્તિનું રાજ્ય હોય છે

આ બન્ને લોકો ( सु-भोजसौ ) ઉત્તમ ભોજન આપે છે ( कीलालेन तर्पयत ) અન્નથી સતુષ્ટ કરે છે અને જ્યારે તરસ લાગે છે ત્યારે ( घृतेन ) જળથી શાન્તિ આપે છે કારણકે તેમની અદર ( अमृत हर्वीषि विभ्रतः ) જળ અને અન્ન રહે છે તેમની અદર ( ऊस्त्रिया· ) ગાયો છે જેઓ ઉત્તમ દૂધ આપે છે તેમજ ઉત્તમ વનસ્પતિઓ છે જે ઉત્તમ રસ આપે છે તેને લીધેજ આ બન્નેને લીધે સર્વનું પાનન પોષણ થય છે મનુષ્યોને જે સમયે શોક થાય ત્યારે તેઓ પૃથ્વી અથવા આકાશનાં ઉત્તમ દૃશ્યો જુએ અને તેઓમાં દિવ્યતાનો અનુભવ કરે તેથી તેમનો શોક પૂર્ણપણે દૂર થઇ શકે છે દ્યુલોક પિતા છે અને પૃથ્વી માતા છે માનો કે આ બન્ને મળીને એક કુટુંબનો પરિવારજ છે જુઓ તો ખરા કે આ પોતાની સર્વ શકિતઓથી પરોપકાર કરી રહ્યાં છે તેઓ પોતાના તેજથી અમને માર્ગ બતાવે છે અન્નથી અમને તૃપ્તિ આપે છે જળથી અમારી શાન્તિ વધારે છે અને બીજી અનેક રીતે અમારી સહાયતા કરે છે આજ પ્રમાણે આપણે પણ આપણી શકિતઓનો પરોપકાર માટે વ્યય કરવો જોઇએ આપણે આપણુ અત કરણ તેમની મ ફક વિસ્તૃત અને ઉદાર બનાવવુ જોઇએ આપણુ જીવન જનતાની ભનાઇ માટે સમર્પણ કરવુ જોઇએ અને સર્વ જગને એક કુટુબ માની સર્વની સાથે તેમની માફક સમાન વ્યવહાર કરવો જોઇએ. આ છે પાપમોચનનો માર્ગ

---

## પાપ મોચન

### કાંડ ૪, સૂકત ૨૩

( ऋषि - मृगार । देवता- प्रचता आम )

अ॒ग्नेर्म॑न्वे प्र॒थ॒मस्य॒ प्रचे॑तसः॒ पाञ्चजन्यस्य बहुधा यमि॒न्धते॑ ।
विशो॑विशः प्रविशि॒वांसमीमहे स नो॑ मुञ्च॒त्वंह॑सः ॥ १ ॥

---

**અર્થ**— ( य वहुधा इन्धते ) જેને ઘણી રીતે પ્રકાશિત કરે છે, તે ( पाञ्च जन्यस्य प्रचेतस प्रथमस्य अग्ने ) પાચ જનોમા નિવાસ કરનારો વિશેષ જ્ઞાની અને સર્વમા પ્રથમથી વર્તમાનના પ્રકાશક દેવતાનું ( मन्वे ) હુ મનન કરૂ છુ ( विश विश प्रविशिवासम् ईमहे ) પ્રત્યેક પ્રજાજનમા પ્રવિષ્ટ થએલાને અમે પ્રાપ્ત કરીએ છીએ ( स न अहस मुञ्चतु ) તે અમને પાપથી બચાવે ( ૧ )

---

ભાવાર્થ— પાચે પ્રકારના મનુષ્યોમા જે ચેતના જનગાવે છે અને વિવિધ પ્રકારે જે પ્રગટ થાય છે તે પ્રભુના હૃદય

यथा हव्यं वहसि जातवेदो यथा यज्ञं कल्पयसि प्रजानन् ।
एवा देवेभ्यः सुमतिं न आ वह स नो मुञ्चत्वंहसः ॥ २ ॥
यामन्यामन्नुपयुक्तं वहिष्ठं कर्मन्कर्मन्नाभगम् ।
अग्निमीडे रक्षोहणं यज्ञवृधं घृताहुतं स नो मुञ्चत्वंहसः ॥ ३ ॥
सुजातं जातवेदसमग्निं वैश्वानरं विभुम् ।
हव्यवाहं हवामहे स नो मुञ्चत्वंहसः ॥ ४ ॥
येन ऋषयो बलमद्योतयन्युजा येनासुराणामयुवन्त मायाः ।
येनाग्निना पणीनिन्द्रो जिगाय स नो मुञ्चत्वंहसः ॥ ५ ॥

---

અર્થ— હે ( जातवेदः ) ઉત્પન્ન થએલા પદાર્થમાત્રને જાણનાર! ( यथा हव्यम् वहसि ) જેવી રીતે તું હવ્યને પહોંચાડે છે અને ( प्रजानन् यथा यज्ञं कल्पयासि ) જાણતા છતાં જે પ્રકારે તું યજ્ઞને બનાવે છે ( एवं देवेभ्यः सुमतिं नः आ वह ) તેજ પ્રકારે દેવો પાસેથી ઉત્તમ બુદ્ધિને અમારી પાસે લઇ આવ અને ( सः नः अंहसः मुञ्चन्तु ) તે તું અમને પાપથી બચાવ. ( ૨ )

( यामन् यामन् उपयुक्तं ) પ્રત્યેક સમયમાં ઉપયોગી ( कर्मन् कर्मन् आभगं ) પ્રત્યેક કર્મમાં ભજનીય અને ( वहिष्ठं ) અત્યન્ત બળવાન ( अग्निं ईडे ) સર્વ પ્રકાશક દેવની હું સ્તુતિ કરૂં છું. તે ( रक्षोहणं यज्ञ-वृधं घृता-हुतं ) રાક્ષસોનો નાશક, યજ્ઞને વધારનારો યજ્ઞમાં ઘીની આહુતિઓ જેને માટે આપવામાં આવે છે ( सः नः अंहसः मुञ्चन्तु ) તે અમને પાપથી બચાવે. ( ૩ )

( सुजातं जातवेदसं ) ઉત્તમ પ્રસિદ્ધ, ઉત્પન્ન થએલા વિશ્વને જાણનારો ( विभुं वैश्वानरं ) સર્વ-વ્યાપક, વિશ્વનો નેતા અને ( हव्यवाहं हवामहे ) અન્નને આપનારા પ્રભુની અમે પ્રાર્થના કરીએ છીએ કે ( सः नः अंहस मुञ्चतु ) તે અમને પાપથી બચાવે. ( ૪ )

( येन युजा ऋषयः बलं अद्योतयन् ) જેની સહાયતાથી ઋષિલોકો બળને પ્રકાશિત કરતા આવ્યા છે, ( येन असुराणां मायाः अयुवन्त ) જેની સહાયતાથી રાક્ષસોની કપટ યુક્તિઓને દૂર કરી ( येन अग्निना इन्द्रः पणीन् जिगाय ) જે તેજસ્વી દેવતાની સહાયતાથી ઇન્દ્રે આસુરી વ્યવહાર કરનારાઓને જીત્યા હતા, ( सः नः अंहसः मुञ्चतु ) તે અમને પાપથી બચાવે. ( ૫ )

---

ભાવાર્થ—જેવી રીતે હવનમાં નાખેલા હવનદ્રવ્યોને અગ્નિ સર્વ દેવોની પાસે પહોંચાડે છે તેજ પ્રકારે આ મહાન દેવ દિવ્ય ભાવવાળાની પાસે રહેનારી સુમતિ અમારા અંતઃકરણમાં સ્થિર કરે અને અમને પાપથી બચાવે ( ૨ )

પ્રત્યેક સમયે સહાયતા આપનારો, દરેક કર્મમા સેવા કરવા યોગ્ય, બળવાન, પ્રકાશક, દુષ્ટોને દૂર કરનારો, યજ્ઞની વૃદ્ધિ કરનારો અને જેને માટે યજ્ઞમાં આહુતિઓ આપવામાં આવે છે તે ઇશ્વર અમને પાપથી બચાવે. ( ૩ )

ઉત્તમ, પ્રસિદ્ધ, સર્વજ્ઞ, સર્વવ્યાપક, સર્વને ચલાવનારો, અન્નનો દાતા જે એક ઇશ્વર છે તેની અમે પ્રાર્થના કરીએ છીએ કે તે અમને પાપથી બચાવે ( ૪ )

ઋષિ લોકો જેની પાસેથી બળ પ્રાપ્ત કરે છે તથા જેના આધારથી કુટીલ વ્યવહાર કરનારાઓનો પરાજ આવે છે તે ઇશ્વર અમને પાપથી બચાવે ( ૫ )

येन॑ दे॒वा अ॒मृत॑म॒न्वविन्द॒न्येनौष॑धी॒र्मधु॑मती॒रकृ॑ण्वन् ।
येन॑ दे॒वाः स्व॑१॒राभ॑र॒न्त्स नो॑ मुञ्च॒त्वंह॑सः ॥ ६ ॥
यस्ये॒दं प्र॒दिशि॒ यद्वि॒रोच॑ते॒ यज्जा॒तं ज॑नित॒व्यं॑ च॒ केव॑लम् ।
स्तौम्य॒ग्निं ना॑थि॒तो जो॑हवीमि॒ स नो॑ मुञ्च॒त्वंह॑सः ॥ ७ ॥

અર્થ— ( येन देवाः अमृतं अन्वविन्दन् ) જેની સહાયથી દેવોએ અમૃત પ્રાપ્ત કર્યું, ( येन औषधीः मधुमतीः अकृण्वन् ) જેના યોગથી ઔષધિઓને મધુર રસવાળી બનાવી છે, ( येन देवाः स्वः आभरन्त ) જેના આશ્રયે દેવતાઓ આત્મિકબળ પ્રાપ્ત કરે છે ( सः नः अंहसः मुञ्चतु ) તે અમને પાપથી બચાવે ( ૬ )

( यस्य प्रदिशि इदं केवलं ) જેના શાસનમાં આ વિશ્વ બીજા કોઇની અપેક્ષા ન કરતાં રહેલ છે. ( यत् विरोचते ) જે અત્યારે પ્રગટ થઇ રહ્યો છે. ( यत् जातं जनितव्यं च केवलं ) જે પહેલાં ઉત્પન્ન થએલો હતો અને જે ભવિષ્યમાં ઉત્પન્ન થશે. ( नाथितः अग्निं स्तौमि जोहवीमि ) સનાથ બનીને હું તે તેજસ્વી દેવની સ્તુતિ અને યાદ કરૂં છું ( सः नः अंहसः पातु ) તે અમને પાપથી બચાવે. ( ૭ )

ભાવાર્થ— જેની સહાયતાથી દેવતાઓ અમરત્વ પ્રાપ્ત કરે છે, જેણે ઔષધિઓને મધુર રસવાળી બનાવી છે, જેણે દેવતાઓમાં આત્મિકબળ ભરી દીધું છે તે દેવ અમને પાપથી બચાવે. ( ૬ )

ભૂત, ભવિષ્ય અને વર્તમાન સમયમાં પ્રકાશિત થનારા આ સમગ્ર વિશ્વ જેના શાસનમાં રહેલું છે તેની હું સ્તુતિ અને પ્રાર્થના અને ઉપાસના કરીને યાચના કરૂં છુ કે તે પરમેશ્વર અમને પાપથી બચાવે. ( ૭ )

---

# પાપ મોચન

## પાપથી મુક્તિ

મનુષ્યમાં રહેલો પાપનો ભાવ છે જે તેની ઉન્નતિના પથમાં અડચણો ઉત્પન્ન કરે છે, તેથી આ પાપ ભાવથી બચવાનો ઉપાય દરેકે કરવો જોઇએ. અહીં ૨૩-૨૯ આ સાત સૂકતો આજ ઉદ્દેશનાં આવેલાં છે. આ સાતે સૂકતોનો ઋષિ " મૃગાર " છે. આ ઋષિના નામનો અર્થ " આત્મશુદ્ધિ કરનારો " એવો થાય છે. આ ૨૩ મા સૂક્તમાં અગ્નિ નામથી સંબોધાએલા પરમેશ્વરની સહાયથી પાપ મુક્ત થવાનો ઉપદેશ છે. આ પૃથ્વીપર પહેલાં નજરે પડનારી શક્તિ " અગ્નિ " છે. " અગ્નિમાં પ્રકાશકતાનો ગુણ તથા બીજા અન્ય ગુણો જે વિદ્યમાન છે, તે જે પરમેશ્વરે તેનામાં મૂકેલા છે તેજ સાચો અગ્નિનો અગ્નિ છે. આ દૃષ્ટિથીજ અહીં અગ્નિ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે, જે દેવ સર્વથી પ્રથમ છે અર્થાત્ જેની પૂર્વે કોઇ દેવ થયેલ નથી, જે જ્ઞાની છે, જે પંચજનોના હૃદયોમાં નિવાસ કરે છે. દરેકની અંદર જેણે પ્રવેશ કરેલ છે. જે યજ્ઞને વધારનારો છે, પ્રત્યેક સમયે જેની સહાયથી અમારી સ્થિરતા થાય છે, પ્રત્યેક કર્મ જેની પૂજાને માટે કરવામાં આવે છે, જે દુષ્ટોને દૂર કરે છે, અને યજ્ઞદ્વારા જે સજ્જનોનું સંગઠન કરે છે, આ પ્રમાણે દુષ્ટોના બળને ઘટાડીને સજ્જનોનું રક્ષણ કરે છે, જે સર્વત્ર પ્રસિદ્ધ છે. સર્વત્ર વ્યાપક બનીને જે સમગ્ર જગતનો ચાલક છે. જેને જેવું અન્ન જોઇએ તેવું અન્ન તેને માટે ઉત્પન્ન કરે છે. દુષ્ટ રીતે વ્યવહાર કરનારાઓનો જેની વ્યવસ્થાથી પરાભવ થાય છે, જે સર્વને અમૃતત્વ આપે છે, જેણે ઔષધિઓમાં વિવિધ મધુર રસ મૂકેલા છે, જેનાથી આત્મિક બળ પ્રાપ્ત થાય છે, અને જેનું શાસન સર્વ ભૂત, ભવિષ્ય, વર્તમાન

आयुष्मतामायुष्कृतां प्राणेन जीव मा मृथाः ।
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायुषा ॥ ८ ॥

प्राणेन प्राणतां प्राणेहैव भव मा मृथाः ।
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायुषा ॥ ९ ॥

उदायुषा समायुषोदोषधीनां रसेन ।
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायुषा ॥ १० ॥

आ पर्जन्यस्य वृष्ट्योदस्थामामृता वयम्
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायु ॥ ११ ॥

અર્થ—( आयुष्मतां आयुष्कृतां प्राणेन जीव ) દીર્ઘાયુષ્યવાળા અને આયુષ્યની વૃદ્ધિ કરનાર જે હોય છે તેમના પ્રાણની સાથે જીવતો રહે, ( मा मृथाः ) મરી ન જા. તેજ પ્રમાણે હું સર્વ પાપોથી અને રોગોથી દૂર રહીને દીર્ઘાયુ બનું. ( ૮ )

( प्राणतां प्राणेन प्राण ) જીવિત રહેનારાઓના પ્રાણથી જીવિત રહે ( इह एव भव ) અહીં જ પ્રાણવાળો બન અને ( मा मृथाः ) મરી ન જા, તેજ પ્રમાણે હું સર્વ પાપોથી અને રોગોથી દૂર રહીને દીર્ઘાયુ બનીશ. ( ૯ )

( आयुषा उत् ) આયુષ્યથી ઉત્કર્ષ પ્રાપ્ત કરીને, ( आयुषा सं ) દીર્ઘાયુથી યુક્ત થાઓ. ( ओषधीनां रसेन उत् ) ઔષધિઓના રસથી ઉન્નતિ પ્રાપ્ત કર. તેવી રીતે હું પણ સર્વ પાપોથી અને રોગોથી દૂર બનીને દીર્ઘાયુ બનું. ( ૧૦ )

( वय पर्जन्यस्य वृष्ट्या ) અમે પર્જન્યની વૃષ્ટિથી ( आ उत् अस्थाम ) ઉન્નતિને પ્રાપ્ત કરીએ. ( अमृताः ) અમર બની જઈએ. એટલા માટે હું સર્વ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુષી બનું. ( ૧૧ )

ભાવાર્થ—સ્વભાવતઃ દીર્ઘાયુ લોકોની જેવી પ્રાણ શક્તિ હોય છે અને સાધનોથી પોતાનું દીર્ઘ આયુષ્ય બનાવનારની પ્રાણ શક્તિ હોય છે તેવી જ પોતાની પ્રાણ શક્તિ બળયુક્ત બનાવી મનુષ્ય જીવે અને જલદી ન મરે તેજ પ્રમાણે હું પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનું ( ૮ )

પ્રાણ ધારણ કરનારાઓની અંદર જે પ્રાણ શક્તિ છે તેને બળવાન બનાવીને તું અહીં મોટો થા, જલદી કદાચ ન મરી જા હું પણ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનીશ. ( ૯ )

પોતાના આયુષ્યથી ઉત્કર્ષનું સાધન કર અને તેનાથી પણ દીર્ઘાયુ બન. ઔષધિઓનો રસ પીને નિરોગી અને બળવાન બન! તેજ પ્રમાણે હું પણ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનું ( ૧૦ )

પર્જન્યની વૃષ્ટિથી જેવી રીતે વૃક્ષાદિ વધીને ઉત્તમ બને છે, તેવી રીતે અમે ઉન્નતિને પ્રાપ્ત કરીશું અને અમરત્વ પ્રાપ્ત કરીશું હું પણ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનીશ ( ૧૧ )

# પાપની નિવૃત્તિ

**પાપ નિવૃત્તિથી નીરોગતા અને દીર્ઘાયુ**

આ સૂકતમાં કહેવામાં આવ્યું છે કે પાપોને દૂર કરવાથી ...ગ્ય અને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે અને આ અનુષ્ઠાન ...રીતે કરવું જોઇએ તેનો ઉપાય પણ અહીં બતાવેલ છે. ...પ અને પુણ્ય શું છે, તેનો અહીં વિચાર કરવો ...ક છે. પાપ અને પુણ્ય એ ધર્મશાસ્ત્રની સંજ્ઞાઓ છે. ...ર્મશાસ્ત્ર અન્યાન્ય શાસ્ત્રોના સારરૂપ શાસ્ત્ર છે. અન્યાન્ય ...ભિન્ન ધર્મ શાસ્ત્ર નથીજ. અન્યાન્ય શાસ્ત્ર એક એક ...સંબંધમાં જ્ઞાન આપે છે. અને ધર્મશાસ્ત્ર સંપૂર્ણ ...નિચોડ કરીને માનવી ઉન્નતિના સિદ્ધાંત બનાવે છે, ...ર્મ શાસ્ત્રના વિધિનિષેધ સર્વ સામાન્ય હોય છે અને અન્યાન્ય શાસ્ત્રોના વિધિનિષેધ ઉકત શાસ્ત્રના વિષયની સાથે સબંધ હોવાને કારણે વિશેષ હોય છે.

**પાપ અને પુણ્ય**

પાપ પુણ્યનો વિષય આ પ્રમાણે છે. પુણ્ય શબ્દનો અર્થ છે " પવિત્ર બનવું " અને " પાપ " શબ્દનો અર્થ છે " પતનનોહેતુ. " અન્યાન્ય શાસ્ત્રોમાં જેથી હાનિ થાય છે એમ લખેલુ છે તે સર્વ વાતો ધર્મશાસ્ત્રમાં " પાપ " શબ્દથી દર્શાવવામાં આવેલ છે, અને જે વાતો ઉન્નતિકારક સમજવામાં આવે છે તેમને ધર્મશાસ્ત્રમાં પુણ્યકારક જણાવી છે. આ વાત વધુ સ્પષ્ટ કરવા માટે એક બે ઉદાહરણો લઇને આ વિષયને વધુ વિશદ કરીએ—

| વૈદ્યશાસ્ત્ર | ધર્મશાસ્ત્ર |
|---|---|
| ...થી યકૃત્ અને પેટ બગડે છે લોહીમાં કમજોરી અને તેને કારણે અનેક રોગો ઉત્પન્ન થાય છે. | ૧ મદ્ય પીવું એ પાપ છે. |
| ...રવાથી વીર્યનાશ થવાને લીધે, મસ્તિષ્ક નબળુ ...કે અને અનેક રોગો ઉત્પન્ન થાય છે. ૪. | ૨ વ્યભિચાર પાપ છે. |
| **આરોગ્ય શાસ્ત્ર** | |
| ...રીરિક સ્વચ્છતા જાળવવી, ઘરમાં તથા ...તા જાળવવાથી રોગ થતા નથી અને ... છે. ૪. | ૩ સ્નાન કરવું પુણ્યકારક છે સ્વચ્છતા રાખવી એ પણ પુણ્યકારક છે. |
| ...ો રોગજંતુઓ અને અન્ય રોગનાં બીજો ...ને તેને લીધે ગાળેલું પાણી પીવું આરોગ્ય ... | ૪ પાણી ગાળીને પીવું એ પુણ્યકારક છે. |
| **સમાજ શાસ્ત્ર** | |
| ...નુષ્યના વ્યવહાર ઉત્તમ ચાલે છે. ૫- ...દિ કરવાથી રાજ્યશાસનના નિયમના ... થાય છે. | ૫ સત્ય પુણ્યકારક છે. ૬ ... ઇત્યાદિ દુષ્કર્મ કરવાં એ પાપ છે. |

आयुष्मतामायुष्कृतां प्राणेन जीव मा मृथाः ।
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायुषा ॥ ८ ॥

प्राणेन प्राणतां प्राणेहैव भव मा मृथाः ।
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायुषा ॥ ९ ॥

उदायुषा समायुषोदोषधीनां रसेन ।
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायुषा ॥ १० ॥

आ पर्जन्यस्य वृष्ट्योदस्थामामृता वयम्
व्य१हं सर्वेण पाप्मना वि यक्ष्मेण समायुषा ॥ ११ ॥

---

અર્થ— ( आयुष्मतां आयुष्कृतां प्राणेन जीव ) દીર્ઘાયુષ્યવાળા અને આયુષ્યની વૃદ્ધિ કરનારા જે હોય છે તેમના પ્રાણની સાથે જીવતો રહે, ( मा मृथाः ) મરી ન જા. તે જ પ્રમાણે હું પણ સર્વ પાપોથી અને રોગોથી દૂર રહીને દીર્ઘાયુ બનું. ( ૮ )

( प्राणतां प्राणेन प्राण ) જીવિત રહેનારાઓના પ્રાણથી જીવિત રહે ( इह एव भव ) અહીં જ પ્રભાવશાળી બન અને ( मा मृथाः ) મરી ન જા, તે જ પ્રમાણે હું સર્વ પાપોથી અને રોગોથી દૂર રહીને દીર્ઘાયુ બનીશ. ( ૯ )

( आयुषा उत् ) આયુષ્યથી ઉત્કર્ષ પ્રાપ્ત કરીને, ( आयुषा सं ) દીર્ઘાયુથી યુક્ત થાઓ. ( ओषधीनां रसेन उत् ) ઔષધિઓના રસથી ઉન્નતિ પ્રાપ્ત કર. તેવી રીતે હું પણ સર્વ પાપોથી અને રોગોથી દૂર બનીને દીર્ઘાયુ બનું. ( ૧૦ )

( वय पर्जन्यस्य वृष्टया ) અમે પર્જન્યની વૃષ્ટિથી ( आ उत् अस्याम ) ઉન્નતિને પ્રાપ્ત કરીએ અને ( अमृताः ) અમર બની જઇએ. એટલા માટે હું સર્વ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘઆયુથી યુક્ત બનું. ( ૧૧ )

---

ભાવાર્થ— સ્વભાવતઃ દીર્ઘાયુ લોકોની જેવી પ્રાણ શકિત હોય છે અને સાધનોથી પોતાનું દીર્ઘઆયુષ્ય બનાવનારની જેવી પ્રાણ શકિત હોય છે તેવી જ પોતાની પ્રાણ શકિત બળયુક્ત બનાવી મનુષ્ય જીવે અને જલદી ન મરે તે જ પ્રમાણે હુ પણ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનું ( ૮ )

પ્રાણ ધારણ કરનારાઓની અંદર જે પ્રાણ શકિત છે તેને બળવાન બનાવીને તુ અહીં મોટો થા, નાની ઉમરમાં જ ન મરી જા હુ પણ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનીશ. ( ૯ )

પોતાના આયુષ્યથી ઉત્કર્ષનું સાધન કર અને તેનાથી પણ દીર્ઘાયુ બન, ઔષધિઓનો રસ પીને નિરોગી પુષ્ટ અને બળવાન બન ! તે જ પ્રમાણે હુ પણ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનું ( ૧૦ )

પર્જન્યની વૃષ્ટિથી જેવી રીતે વૃક્ષાદિ વધીને ઉત્તમ બને છે, તેવી રીતે અમે ઉન્નતિને પ્રાપ્ત કરીશું અને અમરત્વ પણ પ્રાપ્ત કરીશું હુ પણ પાપો અને રોગોને દૂર કરીને દીર્ઘાયુ બનીશ ( ૧૧ )

# પાપની નિવૃત્તિ

## પાપ નિવૃત્તિથી નીરોગતા અને દીર્ઘાયુ

આ સૂકતમાં કહેવામાં આવ્યું છે કે પાપોને દૂર કરવાથી આરોગ્ય અને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે અને આ અનુષ્ઠાન કઇ રીતે કરવું જોઇએ તેનો ઉપાય પણ અહીં બતાવેલ છે.

પાપ અને પુણ્ય શું છે, તેનો અહીં વિચાર કરવો આવશ્યક છે. પાપ અને પુણ્ય એ ધર્મ શાસ્ત્રની સંજ્ઞાઓ છે. અને ધર્મશાસ્ત્ર અન્યાન્ય શાસ્ત્રોના સારરૂપ શાસ્ત્ર છે. અન્યાન્ય શાસ્ત્રોથી ભિન્ન ધર્મ શાસ્ત્ર નથીજ. અન્યાન્ય શાસ્ત્ર એક એક વિષયના સંબંધમાં જ્ઞાન આપે છે. અને ધર્મશાસ્ત્ર સંપૂર્ણ શાસ્ત્રોનો નિચોડ કરીને માનવી ઉન્નતિના સિદ્ધાંત બનાવે છે, માટેજ ધર્મ શાસ્ત્રના વિધિનિષેધ સર્વ સામાન્ય હોય છે અને અન્યાન્ય શાસ્ત્રોના વિધિનિષેધ ઉકત શાસ્ત્રના વિષયની સાથે સબંધ હોવાને કારણે વિશેષ હોય છે.

## પાપ અને પુણ્ય

પાપ પુણ્યનો વિષય આ પ્રમાણે છે. પુણ્ય શબ્દનો અર્થ છે "પવિત્ર બનવું" અને "પાપ" શબ્દનો અર્થ છે "પતનનોહેતુ." અન્યાન્ય શાસ્ત્રોમાં જેથી હાનિ થાય છે એમ લખેલું છે તે સર્વ વાતો ધર્મશાસ્ત્રમાં "પાપ" શબ્દથી દર્શાવવામાં આવેલ છે, અને જે વાતો ઉન્નતિકારક સમજવામાં આવે છે તેમને ધર્મશાસ્ત્રમાં પુણ્યકારક જણાવી છે. આ વાત વધુ સ્પષ્ટ કરવા માટે એક બે ઉદાહરણો લઇને આ વિષયને વધુ વિશદ કરીએ—

| વૈદ્યશાસ્ત્ર | ધર્મશાસ્ત્ર |
|---|---|
| ૧ મદ્ય પીવાથી યકૃત્ અને પેટ બગડે છે લોહીમાં કમજોરી આવે છે અને તેને કારણે અનેક રોગો ઉત્પન્ન થાય છે. વગેરે. | ૧ મદ્ય પીવું એ પાપ છે. |
| ૨ વ્યભિચાર કરવાથી વીર્યનાશ થવાને લીધે, મસ્તિષ્ક નબળું બની જાય છે અને અનેક રોગો ઉત્પન્ન થાય છે. ઇ. | ૨ વ્યભિચાર પાપ છે. |
| **આરોગ્ય શાસ્ત્ર** | |
| ૩ સ્નાનાદિથી શારીરિક સ્વચ્છતા જાળવવી, ઘરમાં તથા બહાર સ્વચ્છતા જાળવવાથી રોગ થતા નથી અને આરોગ્ય વધે છે. ઇ. | ૩ સ્નાન કરવું પુણ્યકારક છે. સ્વચ્છતા રાખવી એ પણ પુણ્યકારક છે. |
| ૪ પાણી ગાળવાથી રોગજંતુઓ અને અન્ય રોગનાં બીજો દૂર થાય છે, અને તેને લીધે ગાળેલું પાણી પીવું આરોગ્ય કારક છે. | ૪ પાણી ગાળીને પીવું એ પુણ્યકારક છે. |
| **સમાજ શાસ્ત્ર** | |
| ૫ સત્ય બોલવાથી મનુષ્યના વ્યવહાર ઉત્તમ ચાલે છે. ઇ. | ૫ સત્ય પુણ્યકારક છે. |
| ૬ ચોરી, ખૂન ઇત્યાદિ કરવાથી રાજ્યશાસનના નિયમના અનુસાર અમુક દંડ થાય છે. | ૬ ચોરી, ખૂન ઇત્યાદિ દુષ્કર્મ કરવાં એ પાપ છે. |

આશ્રમ રહે છે, અને ( ૨ ) વિવિધ દિશાઓમાં જતા માર્ગો સ્વાભાવિક રીતે એક બીજાથી અલગ રહે છે " જળને સ્વાભાવિક તરસ લાગતી નથી તે પ્રમાણે જે લોકો સ્વભાવતઃ પાપમાં પ્રવૃત્ત થતા નથી તેઓ પાપ રહિત બની જાય છે અને પાપના ફળ ભોગથી બચી જાય છે. તેજ પ્રમાણે જેઓના શરીરમાં રોગ પ્રતિબંધક શક્તિ પુષ્કળ પ્રમાણમાં હોય છે તેઓ રોગ સ્થળે માં રહેવા છતાં પણ રોગોથી બચી જાય છે આ સ્વભાવનો નિયમ દરેકને પ્રત્યેકને માટે ઉચિત છે કે તે પોતાનો સ્વભાવ ઉક્ત પ્રકારનો બનાવે અને પાપો અને રોગોથી પોતાનો બચાવ કરીને દીર્ઘાયુ નીરોગ અને બળવાન તથા શુદ્ધશીલ અને ચારિત્ર્યશાળી બને

## દાન

જનતાને નિષ્પાપ અને નીરોગ બનાવવા માટે ધનવાન મનુષ્યો પોતાના ધનનો થોડો ભાગ અલગ રાખીને દાન આપે જેવી રીતે—

### त्वष्टा दुहित्रे वहतुं युनक्ति । ( મં. ૫ )

' પિતા પુત્રીના દાયજા માટે યોજનાપૂર્વક પોતાનું ધન આપે છે ' આ ધન જમાઈના ઘરમાં રહેવા છતાં સ્ત્રી ધનના રૂપે હોવાથી ઇષ્ટ કાર્ય કરે છે તે પ્રકારે ધનવાન મનુષ્ય પોતાના ધનનો થોડો ભાગ જનતાને રોગ મુક્ત અને પાપ મુક્ત કરવા માટે અર્પણ કરે અને આમ એકત્રિત થયેલ ધનથી એવી સંસ્થાઓ યોજનાપૂર્વક ચલાવવામાં આવે કે જેથી જનતાની પાપ પ્રવૃત્તિથી અને રોગથી રક્ષા કરે આવા પ્રયત્નથી સંપૂર્ણ રાષ્ટ્ર પ્રતિદિન અધિકાધિક નિષ્પાપ, નીરોગી, દીર્ઘજીવી, સંપન્ન, સ્વસ્થ અને સુખી બને

## પોતાની ગતિમાંજ સ્થિર રહેવું

લોકો એક બીજાની સ્પર્ધા કરે છે અને પોતાનું દુઃખ વધારે છે જો તેઓ પોતાની ગતિથી ચાલુ રહે અને બીજાની ગતિ સાથે વ્યર્થ સ્પર્ધા ન કરે તો પણ તેઓ પાપથી અને રોગથી બચી શકે છે આ વિષયમાં એક ઉદાહરણ છે—

### इदं विश्वं भुवनं वियाति । ( મં ૫ )

" આ સર્વ પૃથ્વી સૂર્ય ચન્દ્ર ઇત્યાદિ ગોળાઓ પોતપોતાની વિવિધ ગતિથી ચાલે છે " સૂર્યની ઉષ્ણતાની સ્પર્ધા કરીને ચંદ્ર પોતે ઉષ્ણ બનતો નથી, અને ચંદ્રની સ્પર્ધા કરીને સૂર્ય પોતે શીતળ બનવાની ઇચ્છા રાખતો નથી આ પ્રકારે સર્વ ગ્રહો પોતપોતાની ગતિથી પોતપોતાનું કાર્ય કરે છે વિવિધ વસ્તુઓની વિવિધતા ઉપદેશ આપે છે કે વિવિધતાથી યુક્ત આ સર્વ ભુવનો જે પ્રકારે સમગ્ર જગતના અંશ બનીને જરા પણ અવકાશ સિવાય પરસ્પર મેળથી રહે છે તેવી રીતે મનુષ્યોએ પણ વિવિધ ગુણધર્મોથી યુક્ત હોવા છતાં સમગ્ર રાષ્ટ્રના અવયવ બનીને રાષ્ટ્રહીત અને સમસ્ત જનતાનું હિત સાધવાની બુદ્ધિથી આપસમાં અવિરોધી ભાવથી રહેવું જોઈએ. આ પ્રકારે રહેવાથી અને પૂર્વોક્ત પ્રકારના ઉપાયોનું આચરણ કરીને પોતેપોતાને પાપો અને રોગોથી બચાવી શકે છે અન્યથા આપસમાં લડતાં લડતાં રોગના ભોગ બની જશે પામરોને બદલે અરસપરસ એક બીજાનું મૃત્યુ કેડીને જ પોતે મરી જશે આવો નાશ ન થાય એ માટે વેદ કહે છે કે તમારી પોતાની ગતિથી ચાલો અને પરસ્પર સહાયક બનીને પોતાની ઉન્નતિનું સાધન બનાવો

## પેટની પાચન શક્તિ

મનુષ્યના શરીરમાં રોગ બીજોનો પ્રવેશ થાય છે જ્યારે તેની પાચન શક્તિ બગડેલી હોય છે તેની સૂચના આપવાને માટે પણ મંત્રમાં કહ્યું છે કે—

### अग्निः प्राणान् संदधाति । ( મં ૬ )

' જઠરાગ્નિ–અન્નનું પચન કરનારો ઉદરસ્થ અગ્નિ પ્રાણોને સમ્યગ રીતે ધારણ કરે છે " પ્રાણનું સરસ રીતે ધારણ થાય એવું બીજું કોઈ અન્ય સાધન નથી આ માટે જે લોકો દીર્ઘજીવનની ઇચ્છા રાખનાર છે તેઓ વ્યાયામ તથા અન્યાન્ય યોગ સાધનો દ્વારા પોતાની પાચનશક્તિ સરસ રીતે પ્રદીપ્ત કરે. આમ કરવાથી શરીરમાં જે સમર્થતા આવશે તે રોગોને દૂર રાખશે અને પાસે આવવા દેશે નહિ.

બીજી વાત એ છે કે જઠરાગ્નિના બગડવાથી પેટનું, હૃદય અને મસ્તિષ્કમાં બગાડ થાય છે મસ્તિષ્કના બગાડથી વિચારોમાં પરિવર્તન થાય છે અર્થાત્ મનુષ્ય પાપ કર્મમાં પ્રવૃત્ત થાય છે જો પાચકશક્તિ બરાબર રહી તો રોગ વગેરે પ્રબળ નહિ થાય આ માટે રોગોથી બચવા માટે અને પાપોથી છૂટકારો મેળવવા માટે તથા દીર્ઘાયુષ્યની પ્રાપ્તિને માટે મનુષ્યે પોતાની પાચન શક્તિ ઉત્તમ રીતે પ્રદીપ્ત રાખવી જોઈએ–આજ મંત્રમાં આગળ કહ્યું છે કે—

### चन्द्रः प्राणेन संहितः । ( મં ૬ )

" ચંદ્ર પ્રાણથી મળેલો છે " અહીં ચંદ્ર શબ્દનો અર્થ

અર્થ છે. ( ૧ ) વનસ્પતિથી ઉત્પન્ન થએલું અન્ન, ( ૨ ) વનસ્પતિઓના ફળોથી ઉત્પન્ન થનો રસ, ( ૩ ) અને મન. પ્રાણની સાથે આ ત્રણેનો ઘનિષ્ટસંબંધ છે. અહીં વનસ્પતિથી પ્રાપ્ત થનારાં શાક ભોજન પ્રાણ સ્થિર કરવાને માટે આવશ્યક છે એમ કહેવાથી માંસાદિ સેવન દિર્ઘજીવનને માટે અનિષ્ટ હોવાનો ઉપદેશ સ્વયં પ્રાપ્ત થાય જ છે. પાઠક તેનો અવશ્ય વિચાર કરે.

## સૂર્યનું વીર્ય

સૂર્યમાં ઘણી મહાન જીવન વિદ્યુત્ છે. તેને આપણામાં સંગૃહિત કરવાથી નીરોગતા અને દીર્ઘજીવન પ્રાપ્ત થઇ શકે છે. આ વિષયમાં સપ્તમ મંત્રનું કથન આ છે—

**देवाः विश्वतो वीर्यं प्राणेन समैरयन्।** ( મં. ૭ )

" દેવો સર્વ પ્રકારનાં વીર્યોથી યુક્ત સૂર્યના પ્રાણની સાથે સંબધિત કરે છે. " આ અનુષ્ઠાનથી દેવો ( **निर्जराः** ) જરા રહિત અને ( **अ-मर्त्याः** ) મરણ રહિત બનેલા છે. તેથી જે લોકો પોતાના પ્રાણની અંદર સૂર્યની જીવન વિદ્યુતને ધારણ કરશે તેઓ પણ ઉક્ત સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. સૂર્ય પ્રકાશમાં બેસવાથી અથવા ઉભા રહીને દીર્ઘશ્વાસ દ્વારા સૂર્યની વિદ્યુત્ પ્રાણમાં આકર્ષવાથી આપણી અંદર સૂર્યનું વીર્ય દાખલ થઇ જાય છે. આજ પ્રમાણે ખુલ્લા શરીરે સૂર્યના પ્રકાશનું સ્નાન કરવાથી પણ ચામડી દ્વારા સૌરવિદ્યુતનો પ્રવેશ થઇ જાય છે. આ પ્રકારે વિવિધ યોજનાઓ દ્વારા સૌરવિદ્યુતથી લાભ ઉઠાવી શકાય છે. પાઠક આનો વિચાર કરીને તેથી લાભ ઉઠાવે.

## દીર્ઘાયુ પ્રાપ્ત કરનારાઓ

જે ( **आयुष्मन्** ) દીર્ઘઆયુષ્યવાળા મનુષ્યો છે અર્થાત્ વિના પ્રયત્ન જેઓ દીર્ઘ આયુવાળા થએલા છે, તથા જેઓ ( **आयुष्कृत** ) પ્રયત્નથી દીર્ઘઆયુ પ્રાપ્ત કરનારાઓ છે, અર્થાત્ યોગાદિ અનુષ્ઠાન દ્વારા જેમણે દીર્ઘઆયુ પ્રાપ્ત કરેલ છે. ( **प्राणतां प्राणेन** ) પ્રાણની પ્રબળ શક્તિથી યુક્ત પુરૂષોના પ્રાણ કેવી રીતે ચાલે છે તે સર્વનો વિચાર કરીને મનુષ્ય દીર્ઘઆયુ પ્રાપ્ત કરવાના ઉપાય જાણી શકે છે. આમ ઉપરોક્ત મનુષ્યો પોતાના દૈનિક વ્યવહાર કેવી રીતે ચલાવે છે, કયા પ્રકારના વ્યવહારથી તેઓએ દીર્ઘઆયુષ્ય કમાવ્યું, તેનું જ્ઞાન મેળવીને, તેમનું ઉદાહરણ આપણી સન્મુખ રાખીને તદનુસાર આપણે આપણો વ્યવહાર કરવો જોઇએ. ( **इह एव भव** ) આ પ્રકારે આ ભૂલોકમાં દીર્ઘકાળ સુધી રહેવું જોઇએ અને ( **मा मृथाः** ) શીઘ્ર મરી જવું ઉચિત નથી. આ ઉપદેશ મં. ૮ અને ૯ માં છે.

આપણા રાષ્ટ્રમાં તથા અન્ય દેશોમાં જ્યાં જ્યાં દીર્ઘાયુ, નીરોગી, બળવાન્, નિષ્પાપ અને સચ્છીલ લોકો હોય, તેમનાં જીવન ચરિત્ર જોઇને તેમના જીવનમાંથી ઉચિત બોધ પ્રાપ્ત કરવો જોઇએ. અને તેનાથી લાભ મેળવવો જોઇએ.

## ઔષધિરસ

દશમાં મંત્રમાં ઔષધિઓના રસનું સેવન કરીને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવાનો ઉપદેશ છે—

**औषधीनां रसेन आयुषा सं उत्।** ( મં. ૧૦ )

" ઔષધિઓના રસથી અમે દીર્ઘાયુષ્યથી સંયુક્ત બનીશું" આમાં દીર્ઘાયુષ્ય પ્રાપ્તિનો સંબંધ ઔષધિઓના રસના પ્રાશન સાથે દર્શાવેલો છે. આ સૂક્તના છઠ્ઠા મંત્રના વિધાન સાથે તેની તુલના કરવી જોઇએ.

અંતિમ મંત્રમાં કહ્યું છે કેઃ–" જેવી રીતે વૃષ્ટિ થવાથી વૃક્ષવનસ્પતિ ઇત્યાદિ ઉગે છે અને ઉન્નતિને પ્રાપ્ત કરે છે તેવીજ રીતે અમે પૂર્વોક્ત સાધનથી ( **वयं अमृताः उदस्थाम** ) અમર બનીને સર્વ પ્રકારની ઉન્નતિ પ્રાપ્ત કરીશું. " ( મં. ૧૧. )

આ સૂક્તમાં લખાએલ અનુષ્ઠાન જેઓ આચરશે તેઓને તે પ્રકાની સિદ્ધિ અવશ્ય પ્રાપ્ત થશે એ હકીકત સત્ય છે, એમાં કોઇ સંદેહ છે જ નહિ. વેદમાં ક્રમ પૂર્વકનાં જે અનુષ્ઠાનો કહેલાં છે તેઓમાનું આ એક છે. તેના મનનથી વેદની ઉપદેશ કરવાની શૈલીનું પણ આપણને જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. પાઠક તેનું મનન કરે અને તેથી લાભ ઉઠાવે.

## પાપથી બચાવ

કાંડ ૭, સૂક્ત ૬૪

( ऋषिः- यमः । देवता- मंत्रोक्ता, निर्ऋतिः )

इदं यत्कृष्णः शकुनिरभिनिष्पतन्नपीपतत् ।
आपो मा तस्मात्सर्वस्माद्दुरितात्पान्त्वंहसः ॥ १ ॥

इदं यत्कृष्णः शकुनिरवामृक्षन्निर्ऋते ते मुखेन ।
अग्निर्मा तस्मादेनसो गार्हपत्यः प्र मुञ्चतु ॥ २ ॥

અર્થ— ( इदं यः कृष्णः शकुनिः ) આ જે કાળું શકુન્ત પક્ષી ( अभिनिष्पतन् अपीपतत् ) નીચે નમતું નમતું પડે છે, ( तस्मात् सर्वस्मात् दुरितात् अंहसः ) તે સર્વ પતનના પાપથી ( आपः मा पान्तु ) જળ મારી રક્ષા કરે. ( ૧ )

હે ( निर्ऋते ) દુર્ગતિ ! ( इदं यः कृष्णः शकुनिः ) આજે કાળું શકુન્ત પક્ષી ( ते मुखेन अवामृक्षत् ) તારી પાસે મુખ ખુલ્લું રાખીને પડે છે ( गार्हपत्यः अग्निः ) ગાર્હપત્ય અગ્નિ ( तस्मात् एनसः ) તે પાપથી ( मा प्रमुञ्चतु ) મને છોડાવે. ( ૨ )

આ બન્ને મંત્રોના પ્રથમ ચરણ દુર્બોધ ( સમજવામાં અઘરા ) છે. બીજા ચરણોમાં જળ અને અગ્નિ દોષ મુક્ત કરીને પાપથી બચાવે છે એ વાત સૂચિત કરેલી છે. પહેલા ચરણોથી પ્રતીત થાય છે કે શકુન્ત પક્ષીનું ઉડવું અથવા પડી જવું એ શુભ અથવા અશુભ સૂચક છે. પરન્તુ આ મંત્રો હજુ વધારે મનન અને શોધ ખોળ માગે છે.

---

## પાપથી મૂક્તિ

કાંડ ૭, સૂક્ત ૪૩

( ऋषिः- प्रस्कण्वः । देवता- सोमारुद्रौ )

सोमारुद्रा वि वृहतं विषूचीममीवा या नो गयमाविवेश ।
बाधेथां दूरं निर्ऋतिं पराचैः कृतं चिदेनः प्र मुमुक्तमस्मत् ॥ १ ॥

અર્થ— હે સોમ અને રુદ્ર ! ( या अमीवा ) જે રોગ ( नः गयं आविवेश ) અમારા ઘરમાં પ્રવિષ્ઠ એલ છે તે ( विषूचीं विवृहतम् ) ફેલાવનારા રોગને દૂર કરો. ( निर्ऋतिं पराचैः दूरं बाधेथां ) દુર્ગતિને યોગ્ય રીતથી દૂર જ રોકી રાખો. ( कृतं चित् एनः ) અમારાથી થએલ જે કાંઇ પાપ હોય તેનાથી અમને अस्मत् प्रमुमुक्तं ) છોડાવો. ( ૧ )

सोमारुद्रा युवमेतान्यस्मद्विश्वा तनूषु भेषजानि धत्तम् ।
अवस्यतं मुञ्चतं यन्नो असत्तनूषु बद्धं कृतमेनो अस्मत् ॥ २ ॥

**અર્થ**—હે સોમ અને રૂદ્ર! ( युवं अस्मत् तनूषु ) તમે બન્ને અમારા શરીરોમાં ( एतानि विश्वा भेषजानि धत्तं ) આ સર્વ ઔષધિઓને ધારણ કરો. ( यत् नः तनूषु बद्ध एनः असत् ) અમારા શરીરથી જે કાંઈ પાપ થએલ હોય તેનાથી ( अवस्यतं ) અમારો બચાવ કરો. ( अस्मत् कृतं एनः मुमुक्त ) અમે કરેલા પાપથી અમારી મૂકિત કરો. ( ૨ )

" अमीव " નામ તે રોગોનું છે જે આમ અર્થાત્ ન પચેલા અન્નથી થાય છે. પેટમાં જે અનાજ જાય છે તે ત્યાં પચી ન જાય તો ત્યાંજ તેનુ આમ બને છે અને તેથી રોગ ઉત્પન્ન થાય છે. આ રોગને સોમ અને રૂદ્ર બે દેવો દબાવી દેવાને સમર્થ છે. સોમ શબ્દ વનસ્પતિ અને ઔષધિઓનો વાચક અર્થાત્ યોગ્ય ઔષધિના સેવનથી આમનો દોષ દૂર થઇ શકશે. આ એક ઉપદેશ આ મંત્ર આપે છે.

રૂદ્ર નામ પ્રાણનું છે, જે જીવન શકિતરૂપે શરીરમાં રહે છે. આ રૂદ્રની શકિત તમારા દોષ દૂર કરવાને સમર્થ છે. પ્રાણાયામથી એક તો લોહીની શુદ્ધિ થાય છે અને આંતરડામાં હવાની યોગ્ય ગતિ થવાથી શૌચશુદ્ધિ થવાથી આમનો દોષ દૂર થાય છે.

શરીરની સર્વ દુર્ગતિ આમ વિકાર કારણેજ થાય છે. તેથી યોગ્ય ઔષધિ સેવનથી તથા પ્રાણાયામના અભ્યાસથી ઉકત દોષ શરીરમાંથી દૂર કરવા યોગ્ય છે. શરીરથી નિયમ વિરોધી કોઇ પાપ ભુલચૂકથી થઇ ગયું હશે તો પણ ઉપરોકત બન્ને દેવતાઓની સહાયતાથી તે દૂર થઇ શકશે અને તેથી આવતી સર્વ વિપત્તિઓ દૂર થઇ જશે

બીજા મંત્રમાં ( विश्वानि भेषजानि ) સમગ્ર ઔષધિઓ સોમ અને રૂદ્રથીજ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે. સોમ ઔષધિઓનો રાજાજ છે, તેથી તેના ઘરમાં તો સર્વ ઔષધિઓ રહેજ છે. રૂદ્ર પણ જીવન શકિતમય છે, તેથી જ્યાં જીવન શકિત હશે, ત્યાં રોગો કેવી રીતે આવી શકે ! આ પ્રાણથી પણ સર્વ ઔષધિઓ મનુષ્યને પ્રાપ્ત થઇ શકે છે. આથી પહેલાની જેમજ શરીરના સર્વ દોષ અને સર્વ પાપ દૂર થઇ જાય છે. તેથી સર્વ મનુષ્યો તેનાથી પોતાનું આરોગ્ય પ્રાપ્ત કરે અને નીરોગી બને.

---

## જ્ઞાનથી પાપને દૂર કરવું

### કાંડ ૬, સૂકત ૧૧૩

( ऋषिः- अथर्वा । देवता- पूषा )

त्रिते देवा अमृजतैतदेनस्त्रित एनन्मनुष्येषु ममृजे ।
ततो यदि त्वा ग्राहिरानशे तां ते देवा ब्रह्मणा नाशयन्तु ॥ १ ॥

**અર્થ**— ( देवाः एतत् एनः त्रिते अमृजत ) દેવોએ-ઇન્દ્રિઓએ-આ પાપ ત્રિતમાં-મનમાં-રાખ્યું અને તેથી ( एनत् मनुष्येषु ममृजे ) તે મનુષ્યોમાં રાખ્યું છે ( ततः यदि त्वा ग्राहिः आनशे ) તેથી જો તને હાથીપગું અથવા એવાજ બીજા રોગોએ પકડી રાખ્યો હોય તો ( देवाः ते तां ब्रह्मणा नाशयन्तु ) દેવો તારી તે પીડાને જ્ઞાનથી દૂર કરે. ( ૧ )

**ભાવાર્થ**— ઇન્દ્રિયોથી થએલાં પાપ મનમા એકત્રિત થાય છે, અને મનમાં એકત્રિત થએલાં પાપ મનુષ્યમાં વ્યકત થાય છે. તેથી જો તેનાથી વિવિધ રોગો ઉત્પન્ન થયા હોય તો તે જ્ઞાનથી દૂર કરી શકાય છે ( ૧ )

*

मरीचीर्धूमान्प्र विशानु पाप्मन्नुदारान्गच्छोत वा नीहारान् ।
नदीनां फेनाँ अनु तान्वि नश्य भ्रूणघ्नि पूषन्दुरितानि मृक्ष्व ॥ २ ॥
द्वादशधा निहितं त्रितस्यापमृष्टं मनुष्यैनसानि ।
ततो यदि त्वा ग्राहिरानशे तां ते देवा ब्रह्मणा नाशयन्तु ॥ ३ ॥

---

અર્થ— હે ( पाप्मन् ) પાપી ! ( मरीचीः धूमान् प्रविश ) સૂર્ય કિરણોમાં અથવા ધૂમાડામાં ઘૂસી જા અથવા ( उदारान् अनु गच्छ ) ઉપર ચઢી આવેલ બાષ્પમાં અનુકૂળતાથી દાખલ થઇ જા, ( उत वा निहारान् ) અથવા તો ધૂમસમાં લય પામી જા. ( नदीनां तान् फेनान् अनुविनश्य ) નદીના તે ફીણમાં તું છૂપાઈ જા. હે પૂષા ! ( भ्रूणघ्नि दुरितानि मृक्ष्व ) ગર્ભઘાતકોમાં તે પાપોને રાખ. ( ૨ )

( त्रितस्य अपमृष्टं द्वादशधा निहितं ) ત્રિતથી ધોયેલું પાપ બાર પ્રકારે રાખેલું છે. આ ( मनुष्य एनसानि ) મનુષ્યના પાપ છે. ( ततः यदि त्वा ग्राहिः आनशे ) તેથી કદાચ તને હાથીપગ વગેરે રોગો થએલ હોય તો ( देवाः ते तां ब्रह्मणा नाशयन्तु ) દેવ તારા એ રોગોને જ્ઞાન દ્વારા નષ્ટ કરે. ( ૩ )

---

ભાવાર્થ— સૂર્યકિરણો, અન્ધારું, ધુમ્મસ, અથવા બીજા કોઇ પણ સ્થળે પાપી ગયો તો તેનું પાપ દૂર થઇ શકતું નથી. તેનાં જેટલા પાપ હોય છે તે સર્વ ગર્ભઘાતકીમાં રહે છે. ( ૨ )

મનનું પાપ બાર પ્રકારનું સમજવામા આવે છે અને તે મનુષ્યોમાં રહે છે. તેનાથી વિવિધ રોગ થાય છે જે જ્ઞાનપૂર્વક ઉપાય કરવાથી દૂર થાય છે ( ૩ )

ઇન્દ્રિયો દ્વારા જે પાપ કરવામાં આવે છે તે સર્વ સંસ્કાર રૂપે મનમાં એકઠાં થએલાં હોય છે. તે પાપનાં પરિણામ મનુષ્ય શરીરમાં રોગોના રૂપમાં જોવામાં આવે છે. આ પાપ કદિપણ છૂપાવી શકાતાં નથી. સર્વથી અધિક પાપ ગર્ભનો ઘાત કરવાથી થાય છે. તેથી જો પાપને દૂર કરવાં હોય તો જ્ઞાનની વૃદ્ધિ કરવી જોઇએ કારણ કે જ્ઞાનથી જ સર્વ પાપો દૂર થાય છે.

## શાપથી હાનિ

### કાંડ ૪, સૂક્ત ૩૭

( ऋषिः- अथर्वा स्वस्त्ययनकामः । देवता- चन्द्रमाः )

उप प्रागात्सहस्राक्षो युक्त्वा शपथो रथम् ।
शप्तारमन्विच्छन्मम वृक इवाविमतो गृहम् ॥ १ ॥
परि णो वृङ्धि शपथ ह्रदमग्निरिवा दहन् ।
शप्तारमत्र नो जहि दिवो वृक्षमिवाशनिः ॥ २ ॥

---

અર્થ— ( सहस्राक्षः शपथः ) હજાર આંખવાળો શાપ ( रथं युक्त्वा ) પોતાનો રથ જોડીને ( मम शप्तारं अन्विच्छन् ) મને શાપ આપનારાને શોધતો શોધતો ( उप प्र अगात् ) તેની નજીક આવે છે, ( वृकः अवि-मतः गृहं इव ) જેવી રીતે વરૂ ઘેટાવાળાના ઘરની નજીક આવે છે તેવી રીતે. ( ૧ )

હે ( शपथ ) દુષ્ટ ભાષણ ! ( नः परिवृङ्धि ) અમને છોડી દે ( दहन् अग्निः ह्रदं इव ) જેવી રીતે બળનારો અગ્નિ જળસ્થાનને છોડી દે છે તેવી રીતે ( अत्र नः शप्तारं जहि ) અહીં અમને શાપ દેનારાનો નાશ કર. ( दिवः अशनिः वृक्षं इव ) જેવી રીતે આકાશની વિજળી વૃક્ષનો નાશ કરે છે તેવી રીતે. ( ૨ )

यो नः शपादशपतः शपतो यश्च नः शपात् ।
शुने पेष्ट्रमिवावक्षामं तं प्रत्यस्यामि मृत्यवे ॥ ३ ॥

અર્થ—( अशपतः नः यः शपात् ) શાપ ન દેનારા જેઓ અમને શાપ આપે, ( यः च शपतः नः शपात् ) અને જે શાપ દેનારા છે તેઓ અમને શાપ આપે ( अवक्षामं तं मृत्यवे प्रति अस्यामि ) તે હીનને હું મૃત્યુને સ્વાધીન કરૂ છુ. ( पेष्ट्र शुने इव ) જેવી રીતે કુતરાની સામે ટુકડો નાખવામાં આવે છે તેવી રીતે. ( ૩ )

# શાપથી હાનિ

### શાપથી હાનિ

શાપ દેવાથી, કુટુવાણી કહેવાથી જે હાનિ થાય છે તેનું વર્ણન આ સૂકતમાં કરેલુ છે શાપહજાર આંખોવાળો એટલે કે મહા ક્રોધી અથવા મહાક્રોધથી ઉત્પન્ન થાય છે જે શાપ આપે છે, ક્રોધી વચનો કહે છે, બીજાને ક્રોધથી ખરાબ શબ્દો સંભળાવે છે તેનો શાપ તેનાથી હજારગણો વધીને, નાશકારી બનીને તેને શોધતો તેના તરફજ પાછો આવે છે જુઓ—

सहस्राक्षः शपथः शप्तारं अन्विच्छन् उपागात् । ( મ. ૧ )

" હજાર ગણો શાપ બની શાપ દેનારાને શોધતો તેની પાસે જાય છે. " તેથી શાપ દેનારાની હાનિ હજાર ગણી થાય છે તેથી કોઇ કોઇને શાપ ન આપે

शपथ ! न. परिवृङ्धि । ( મ ૨ )

" શાપ અમારી પાસે ન આવે " અર્થાત્ અમારા મૂખથી કદી ખરાબ વચન ન નીકળે અને અન્ય કોઇ પણ અમને ઉદ્દેશીને ખરાબ વચન ન કહે-અર્થાત્ અમે કદી બુરાં વચનો કહીએ પણ નહિ અને સાંભળીએ પણ નહિ

शपथ ! शप्तारं जहि । ( મ. ૨ )

" શાપ, શાપ આપતારનોજ નાશ કરે. " અર્થાત્ જેનું જે કટુવચન છે તેજ તેનો નાશ કરે છે તેટલા માટે કોઇ કટુવચન ન બોલે કટુવચનથી આપણો પોતાનોજ નાશ થાય છે આથી ક્રોધી મનુષ્ય પોતે પોતાને ઘણીજ સાવધાનીથી બચાવી લે

अवक्षामं मृत्यवे अस्यामि ( મ. ૩ )

" શાપ દેનારા હીન મનુષ્યને મૃત્યુ પ્રતિ મોકલવામાં આવે છે. " અર્થાત્ શાપ દેવાથી આયુષ્યનો નાશ થાય છે, તેથી કોઇ કોઇને શાપ આપે પણ નહિ અને કટુવચન પણ કહે નહિ

" स्वस्त्यन " અર્થાત્ ( स्वस्ति अयन ) " ઉત્તમ કલ્યાણ પ્રાપ્ત કરીને જીવન વ્યતીત કરવુ " એઆ સૂકતનો ઉદ્દેશ્ય છે. આ ઉદ્દેશ્યની સિદ્ધિને માટે મનુષ્ય માટે એજ યોગ્ય છે કે તે કદી કડવુ વેણ ન બોલે આ નિયમનું પાલન કરતાં કરતાં મનુષ્ય ઉન્નત બને અને પોતાનુ જીવન કલ્યાણ યુક્ત બનાવે

# પાપ મોચન

## કાંડ ૪, સૂક્ત ૨૭

(ऋषि - मृगारः । देवता- मरुतः)

मरुतां मन्वे अधि मे ब्रुवन्तु प्रेमं वाजं वाजसाते अवन्तु ।
आशूनिव सुयमानह्व ऊतये ते नो मुञ्चन्त्वंहसः ॥ १ ॥
उत्समक्षितं व्यचन्ति ये सदा य आसिञ्चन्ति रसमोषधीषु ।
पुरो दधे मरुतः पृश्निमातॄंस्ते नो मुञ्चन्त्वंहसः ॥ २ ॥
पयो धेनूनां रसमोषधीनां जवमर्वतां कवयो य इन्वथ ।
शग्मा भवन्तु मरुतो नः स्योनास्ते नो मुञ्चन्त्वंहसः ॥ ३ ॥
अपः समुद्राद्दिवमुद्वहन्ति दिवस्पृथिवीमभि ये सृजन्ति ।
ये अद्भिरीशाना मरुतश्चरन्ति ते नो मुञ्चन्त्वंहसः ॥ ४ ॥
ये कीलालेन तर्पयन्ति ये घृतेन ये वा वयो मेदसा संसृजन्ति ।
ये अद्भिरीशाना मरुतो वर्षयन्ति ते नो मुञ्चन्त्वंहसः ॥ ५ ॥

---

અર્થ— (मरुतां मन्वे) મરૂતોનું હું મનન કરૂં છું કે તેઓ (मे अधि ब्रुवन्तु) મને ઉપદેશ આપે અને તેઓ (इमं वाजं वाजसाते अवन्तु) આ અન્નનું અન્ન દાનના પ્રસંગ માટે રક્ષણ કરે (सुयमान् आशून् इव) ઉત્તમ નિયમોથી ચાલનારા ઘોડાઓની જેમ તમને (ऊतये अह्वे) રક્ષણને માટે હું બોલાવું છુ (ते नः अंहस मुञ्चन्तु) તેઓ અમને પાપથી બચાવે (૧)

(ये सदा अक्षितं उत्सं व्यचन्ति) જે હંમેશા અક્ષય જળપ્રવાહોને ફેલાવે છે (ये ओषधीषु रसं आसिञ्चन्ति) જેઓ ઔષધિઓમા રસનું સિંચન કરે છે તે પ્રમાણે (पृश्निमातॄ मरुतः पुरः दधे) અન્તરિક્ષ રૂપ માતાથી ઉત્પન્ન થએલા મરૂતોને હું સન્મુખ રાખુ છું. તેઓ અમને પાપથી બચાવે (૨)

(धेनूनां पयः) ગાયોના દૂધને (ओषधीनां रसं) ઔષધિઓના રસને (अर्वतां जवं) અને ઘોડાઓના વેગને (ये कवयः इन्वथ) તમો કવિ હોવાથી પ્રાપ્ત કરો છો તે (मरुत नः शग्माः स्योना भवन्तु) મરૂદ્‌ગણ અમને શક્તિ દેનારા અને સુખ દેનારા થાય અને અમને પાપથી બચાવે (૩)

(ये समुद्रात् आपः दिवं उद्वहन्ति) જે સમુદ્રના પાણીને દ્યુલોક સુધી પહોચાડે છે અને જે (दिवः पृथिवीं अभिसृजन्ति) દ્યુલોકમાંથી પૃથ્વી પર ફરી વખત મોકલે છે (ये ईशानाः मरुतः अद्भिः चरन्ति) જે સમર્થ મરતો જળની સાથે વિચરે છે તે અમને પાપથી બચાવે. (૪)

(ये कीलालेन ये घृतेन तर्पयन्ति) જે અન્ન અને પેય સર્વની તૃપ્તિ કરે છે. (ये वा वयः मेदसा ससृजन्ति) અને જે અન્નને પુષ્ટિકારક પદાર્થની સાથે ઉત્પન્ન કરે છે (ये ईशाना मरुत अद्भिः वर्षयन्ति) જે સમર્થ મરૂત્ જળની વૃષ્ટિ કરે છે, તેઓ અમને પાપથી બચાવે (૫)

यदीदिदं मरुतो मारुतेन यदि देवा दैव्येनेदृगार ।
यूयमीशिध्वे वसवस्तस्य निष्कृतेस्ते नो मुञ्चन्त्वंहसः ॥ ६ ॥
तिग्ममनीकं विदितं सहस्वन्मारुतं शर्धः पृतनासूग्रम् ।
स्तौमि मरुतो नाथितो जोहवीमि ते नो मुञ्चन्त्वंहसः ॥ ७ ॥

---

અર્થ— હે ( देवाः मरुतः ) દિવ્ય મરૂતો ! ( यदि इदं मारुतेन ) જો આ જગત વાયુથી યુકત બન્યું ( यदि दैव्येन ईदृक् आर ) અને જો દિવ્ય શકિતથી યુકત થયું તો હે ( वसवः ) નિવાસકો ( વસનારાઓ ) ( तस्य निष्कृतेः यूयं ईशिध्वे ) તેના ઉદ્ધારને માટે તમેજ સમર્થ છો, તે તમો અમને પાપથી બચાવો. ( ૬ )

( मारुतं अनीकं शर्धः ) મરૂતોનું સૈનિકબળ ( पृतनासु तिग्मं ) સેનાઓમાં તીક્ષ્ણ અને ( सहस्वन् उग्रं विदितं ) બળયુકત પ્રચંડશકિતવાળું સર્વને સારી રીતે જાણીતું છે. તેટલા માટે હું ( मरुतः स्तौमि ) મરૂતોની પ્રશંસા કરૂં છું, અને ( नाथितः जोहवीमि ) તેનાથી સનાથ બનીને તેમને બોલાવું છું, કે તેઓ અમને પાપથી બચાવે. ( ૭ )

# પા.પ. મોચન

મરૂત્ દેવતા

વિશ્વમાં વાયુનું નામ મરુત્ છે, દેહમાં રહેલા પ્રાણને પણ મરુત્ કહેવાય છે. તેનું નામ મરુત્ એટલા માટે છે કે તે ( मर्+उत् ) મરનારાઓને ઉપર ઉઠાવે છે. શરીર મરણ-પામનારૂં છે; તેને ઉઠાવીને ઉભું કરનાર પ્રાણવાયુજ છે. મરનારને ઉઠાડવાનો ચમત્કાર માત્ર પ્રાણજ કરી શકે છે. બીજા કોઇમાં આ શકિત છે નહિ. પશુઓમાં જેવી રીતે ઘોડાઓ વેગવાન હોય છે તેવી રીતે દેવોમાં વાયુ વેગવાન્ હોય છે. તેને કારણેજ સર્વ પ્રકારનું ( वाजं ) બળ, અન્ન જીવન ઇત્યાદિ યથાયોગ્યરીતે પોતપોતાના સ્થાનમાં રહે છે. વાયુ માત્ર મનુષ્યનોજ પ્રાણ છે એમ નથી પરંતુ ઔષધિ વનસ્પતિઓમાં પણ તેજ જીવનનો સંચાર કરે છે, અને વનસ્પતિ ઓમાંથી જે રસ પ્રાપ્ત થાય છે તે પણ આ પ્રાણનુંજ કાર્ય છે. વનસ્પતિઓમાં પૌષ્ટિક રસ, ગાયોમાં અમૃત જેવું દૂધ, આકાશમાં વાદળાંઓમાં રહેલુ નિર્દોષ જળ રાખનાર આ વિશ્વવ્યાપક પ્રાણજ છે.

આ વિશ્વપ્રાણજ સમુદ્રમાંથી જળને ઉપર લઇ જાય છે, ત્યાં તેનાં વાદળાં બને છે અને વૃષ્ટિ દ્વારા ફરીથી શુદ્ધજળ આપણને પ્રાપ્ત થાય છે, એજ તેનો ચમત્કાર છે. પૃથ્વીપરનાં સર્વ અન્ન અને પેય તેને કારણેજ મળે છે પ્રત્યેક અન્ન અને પેયમાં જે પૌષ્ટિક સત્વાંશ રહેલો છે તે આને કારણેજ છે. આ જીવનદાયક પ્રાણશક્તિ વાયુમાં છે. એથીજ વાયુને સર્વને નિવાસક કહ્યો હશે.

વીરોમાં જે તેજ, બળ, સામર્થ્ય અને વીર્ય હોય છે, તે સર્વ આને કારણેજ છે. આ મરુતોનાં અને પ્રાણનાં કાર્ય સર્વેએ જોવાં જોઇએ. જેનાથી જાણ થઇ શકશે કે પાપથી બચવાનો ઉપદેશ મરુત્ કેવી રીતે આપે છે.

જગતમાં જુઓ તો જણાશે કે અન્ય સર્વ દેવ અસ્તને પામે છે પરંતુ વાયુરૂપી પ્રાણ હંમેશમાટે સમરસ રહીને સર્વને જીવન આપે છે આ પ્રમાણે શરીરમાં સર્વ અન્ય ઇન્દ્રિયો તથા અવયવો અન્નનો ભોગ લે છે અને કાર્યો કરવાથી થાકી પણ જાય છે અને વિશ્રામ ( આરામ ) પણ લે છે. પરન્તુ પ્રાણજ એક એવો છે કે જે સ્વયં ભોગ લેતો નથી, તેમજ આરામ પણ ઇચ્છતો નથી, તેમજ કદી પણ થાકતો નથી. નિ સ્વાર્થ સેવા કરવાનો ઉપદેશ આથી પ્રાપ્ત થાય છે. જે જનનાની નિઃસ્વાર્થ સેવા કરશે તેઓ નિષ્પાપ બની જશે.

વેદમાં " મરુત્ " દેવતા દ્વારા વીરોનું વર્ણન કરેલું છે મરી જાય છે છતાં પાછા ઉપર ઉઠે છે, આ અર્થ ( मर्+उत्

શબ્દમાં ઋષિ જુએ છે. શરીરમાં જોઇએ તો પ્રાણ શરીરમાં દાખલ થાય છે, ત્યાંનુ કાર્ય કરે છે, અર્થાત્ શરીરને માટે સ્વયં મરી જાય છે અને પાછીથી પાછો ઉભો થાય છે એ ભાવ અહીં પ્રત્યક્ષ છે. પ્રતિક્ષણમાં શરીરને માટે પ્રાણ મરી જાય છે અને એટલા માટે જ શરીર જીવિત રહે છે. પ્રાણનો પરોપકાર શરીરપર થાય છે, તેટલા માટે શરીર જીવિત રહે છે અર્થાત્ આ પ્રાણના યત્નથી શરીરની સ્થીતિ થાય છે. આપણા સર્વ સમાજ અર્થાત્ રાષ્ટ્રમાં પણ આજ હેતું જોઇએ. રાષ્ટ્રની ભલાઇને માટે જ્યારે અનેક વીર આત્મસમર્પણ રૂપ યત્ન કરે છે ત્યારે રાષ્ટ્ર યશસ્વી બને છે, જ્યારે સ્વાર્થી, લંપટ મનુષ્યો રાષ્ટ્રમાં અધિક સંખ્યામાં થાય છે ત્યારે તે રાષ્ટ્રનું પતન થાય છે. મનુષ્ય આ આત્મસમર્પણથી જ નિષ્પાપ બને છે એ બોધ અહીં મળે છે.

---

# પાપ મોચન

## કાંડ ૪, સૂક્ત ૨૮

( ऋषिः– मृगारः । देवता– भवाशर्वौ )

मवाशर्वौ मन्वे वां तस्यं वित्तं ययोर्वामिदं प्रदिशि यद्विरोचते ।
यावस्येशाथे द्विपदो यौ चतुंष्पदुस्तौ नों मुञ्चतमंहंसः ॥ १ ॥
ययोरभ्यध्व उत यद्दूरे चिद्यौ विदितार्विषुभृतामसिष्ठौ ।
यावस्येशाथे द्विपदो यौ चतुंष्पदुस्तौ नों मुञ्चतमंहंसः ॥ २ ॥
सहस्राक्षौ वृत्रहणा हुवेऽहं दूरेगव्यूती स्तुवन्नेम्युग्रौ ।
यावस्येशाथे द्विपदो यौ चतुंष्पदुस्तौ नों मुञ्चतमंहंसः ॥ ३ ॥

---

અર્થ— ( भव-शर्वौ ) જગત ઉત્પન્ન કરનાર અને જગતનો લય કરનાર ! ( वां मन्वे ) તમો બન્નેનું મનન કરૂં છું. ( तस्य वित्तं ) તેને તમો બન્ને જાણો છો. ( यत् इदं प्रदिशि विरोचते ) જે આ દિશાઓમાં ચમકે છે તે સર્વ ( ययोः वां ) તે તમારા બન્નેનું છે. ( अस्य द्विपदः यौ इशाथे ) આ દ્વિપાદ જગતના તમો બન્ને સ્વામી છો, ( यौ चतुष्पदः ) જે ચતુષ્પાદના પણ સ્વામી છે. ( तौ नः अंहसः मुञ्चतं ) તે તમો બન્ને અમને પાપથી બચાવો. ( ૧ )

( ययोः अभ्यध्वे उत यत् दूरे ) આ સર્વ જે તમારા બન્નેની નજીક પણ છે અને દૂર પણ છે અને ( यौ चित् इषुभृतां असिष्ठौ विदितौ ) બાણ ધારણ કરનારાઓ જ્યારે બાણ ફેંકે છે ત્યારે ચોક્કસ તમો બન્ને તે વખતે જણાઓ છો એવા તમો બન્ને જે દ્વિપાદ અને ચતુષ્પાદના સ્વામી છો તે તમો બન્ને અમને પાપથી બચાવો. ( ૨ )

( सहस्राक्षौ शत्रुहणौ ) તમો બન્ને હજારો આંખોવાળા અને શત્રુ વિનાશક છો ( दूरे-गव्यूती उग्रौ ) તથા દૂર સુધી ગમન કરનારા ઉગ્ર છો. તમો બન્નેને ( अहं हुवे स्तुवन् ऐमि ) હું બોલાવું છું અને સ્તુતિ કરૂં છું, અને તમને પ્રાપ્ત કરૂં છું. તમો બન્ને જે દ્વિપાદ અને ચતુષ્પાદોના સ્વામી છો તે અમને પાપથી [illegible]વો. ( ૩ )

यावारेभाथे वहु साकमग्रे प्र चेदस्राष्टमभिभां जनेषु ।
यावस्येशाथे द्विपदो यौ चतुष्पदस्तौ नो मुञ्चतमंहसः ॥ ४ ॥
ययोर्वधान्नापपद्यते कश्चनान्तर्देवेषूत मानुषेषु ।
यावस्येशाथे द्विपदो यौ चतुष्पदस्तौ नो मुञ्चतमंहसः ॥ ५ ॥
यः कृत्याकृन्मूलकृद्यातुधानो नि तस्मिन्धत्तं वज्रमुग्रौ ।
यावस्येशाथे द्विपदो यौ चतुष्पदस्तौ नो मुञ्चतमंहसः ॥ ६ ॥
अधि नो ब्रूतं पृतनासूग्रौ सं वज्रेण सृजतं यः किमीदी ।
स्तौमि भवाशर्वौ नाथितो जोहवीमि तौ नो मुञ्चतमंहसः ॥ ७ ॥

અર્થ— ( अग्रे यौ साकं वहु आरेभाथे ) પ્રથમ તમો બન્નેએ હળીમળીને જે ઘણાં કાર્યો આરંભ કર્યા અને ( जनेषु च अभिभां इत् प्र अस्राष्टम् ) લોકોમાં તેજ ઉત્પન્ન કર્યું. જે તમો બંને દ્વિપાદ અને ચતુષ્પાદના સ્વામી છો તે અમોને પાપથી બચાવો. ( ૪ )

( ययोः वधात् ) જેનો વધ કરવાના સામર્થ્યથી ( देवेषु उत मानुषेषु अन्तः ) દેવો અને મનુષ્યની અંદર ( कश्चन न अवपद्यते ) કોઇ પણ બચી શકતો નથી. અને જે દ્વિપાદ અને ચતુષ્પાદના સ્વામી છો તે તમો બને અમને પાપથી બચાવો. ( ૫ )

( यः कृत्याकृत् ) જે હિંસા કરનારો ( यः यातुधानः मूल-कृत् ) જે યાતના વધારનારનું મૂળ છેદનારા છે ( तस्मिन्, उग्रौ, वज्रं, निधत्तं ) તેમનાપર હે ઉગ્ર વીરો ! તમારાં વજ્ર ચલાવો. જે તમો દ્વિપાદ અને ચતુષ્પાદના સ્વામી છો તે બંને અમને પાપથી બચાવો. ( ૬ )

હે ( उग्रौ ) ઉગ્રસ્વભાવવાળા ! ( नः पृतनासु अधिब्रूतं ) અમારા સમુહમાં, સેનાઓમાં યોગ્ય ઉપદેશ કરો. ! ( यः किमीदी ) જે સ્વાર્થી હોય તેના પર ( वज्रेण संसृजतं ) વજ્ર પ્રહાર કરો. એટલા માટે જ ( भवाशर्वौ ) હું ભવ અને શર્વની ( स्तौमि ) સ્તુતિ કરૂં છું. અને ( नाथितः जोहवीमि ) તેમનાથી સનાથ બનીને તેમને બોલાવું છું કે ( तौ नः अंहसः मुञ्चतं ) તે તમો બંને અમને પાપથી બચાવો. ( ૭ )

## ભવ અને શર્વ

આ બન્ને શક્તિઓ છે, એક " ભવ " અર્થાત્ વધારનારી, વર્ધક શક્તિ છે અને બીજી " શર્વ " અર્થાત્ ઘાતક શક્તિ છે. આ સમગ્ર જગતમાં એ બે શક્તિઓ કાર્ય કરી રહી છે, એકથી વૃદ્ધિ થઇ રહી છે અને બીજીથી નાશ થઇ રહ્યો છે. બાળકમાં વિનાશક શક્તિનો જુસ્સો ઓછો હોય છે જ્યારે વર્ધક શક્તિનો જુસ્સો વધારે હોય છે, આ કારણને લીધે જ બાળક વધે છે. વૃદ્ધમાં આ વાત ઉલટી બની જાય છે તે કારણે વૃદ્ધ ક્ષીણ થાય છે. જગતમાં આ બન્ને પરમાત્મ શક્તિઓનું કાર્ય કેવી રીતે ચાલે છે તે વાત આ સૂક્તમાં સારી રીતે દર્શાવી છે. મનુષ્યમાં પણ આ બે શક્તિઓ છે. જે મનુષ્ય પાપથી બચવા ઇચ્છે છે તેને માટે એ યોગ્ય છે કે તે આ શક્તિઓનો એવો ઉપયોગ કરે કે જગતમાં તેથી મારફાડ ન વધે પરંતુ શાન્તિ અને સુખ વધે-આમ કરવાથી મનુષ્ય પાપથી બચી શકે છે.

મનુષ્યમાં " ભવ " શક્તિ છે જેનાથી તે સુખોપભોગના નાના પદાર્થો ઉત્પન્ન કરે છે અને મનુષ્યમાં બીજી પણ " શર્વ " શક્તિ છે જેનાથી તે ભાંગ ફોડ કરીને વિઘાતક કાર્ય પણ કરી શકે છે. જે મનુષ્ય પાપથી બચવા ઇચ્છે છે તેને માટે એજ યોગ્ય છે કે તે પોતાની ભવ શક્તિ જનકલ્યાણના સત્કાર્યોમાં ઉપયોગ કરે. અર્થાત્ જનતાનું જેનાથી હિત થતું

હોય એવાં શુભ કાર્યો કરવામાં ઉક્ત શક્તિનો ઉપયોગ કરે. તેની પાસે બીજી શક્તિ સર્વ શક્તિ છે, તેનાથી ભાંગફોડ મારફાડ થઇ શકે છે એ વાત સત્ય છે. પરંતુ તેનો પણ ઉપયોગ જનતાની ભલાઇ માટે પણ થઇ શકે છે એ વાત પણ સત્ય છે. જે માનવની ઉન્નતિના વિઘાતક છે તેમને દૂર કરવામાં આ શક્તિનો ઉપયોગ કરવાથી આ વિઘાતક શક્તિ પણ પરોપકાર કરનારી બની શકે છે. આ પ્રમાણે આ શક્તિનો ઉપયોગ પણ પરોપકારમાં થશે ત્યારે મનુષ્યની બન્ને શક્તિઓથી પરોપકાર થવાથી તેનું સમગ્ર જીવન યજ્ઞમય બની જશે અને તેના પાપ નાશ પામશે, અને તે પુણ્યાત્મા બનતો જશે. આ ઉપાય આત્મશુદ્ધિને માટે આવશ્યક છે એ આ સૂક્ત દ્વારા સૂચિત કરેલ છે તેથી પાઠક આ શક્તિઓને પોતાની અંદર જુએ અને તેમનાથી ઉક્ત પ્રકારનો વ્યવહાર કરીને પોતેજ પોતાને પાપથી બચાવે.

---

## પાપ મોચન

### કાંડ ૪, સૂક્ત ૨૯

( ऋषिः– मृगारः । देवता– मित्रावरुणौ )

मन्वे वां मित्रावरुणावृतावृधौ सचेतसौ द्रुह्वणो यौ नुदेथे ।
प्र सत्यावानमवथो भरेषु तौ नो मुञ्चतमंहसः ॥ १ ॥
सचेतसौ द्रुह्वणो यौ नुदेथे प्र सत्यावानमवथो भरेषु ।
यौ गच्छथो नृचक्षसौ बभ्रुणा सुतं तौ नो मुञ्चतमंहसः ॥ २ ॥
यावङ्गिरसमवथो यावगस्तिं मित्रावरुणा जमदग्निमत्रिम् ।
यौ कश्यपमवथो यौ वसिष्ठं तौ नो मुञ्चतमंहसः ॥ ३ ॥
यौ श्यावाश्वमवथो वध्र्यश्वं मित्रावरुणा पुरुमीढमत्रिम् ।
यौ विमदमवथः सप्तवध्रिं तौ नो मुञ्चतमंहसः ॥ ४ ॥

---

અર્થ— હે ( मित्रा-वरुणौ ) મિત્ર અને વરૂણ ! ( वां मन्वे ) હું આપ બન્નેનું મનન કરૂં છું. આપ બન્ને ( ऋतावृधौ सचेतसौ ) સત્યને વધારનારા અને સ્ફૂર્તિને આપનારા છો. ( यौ दृह्वणः नुदेथे ) તમો બન્ને દ્રોહ કરનારાઓને હઠાવી દો છો, ( भरेषु सत्यावानं प्र अवथः ) સ્પર્ધામાં સત્યપાલન કરનારાઓનું ઉત્તમ રક્ષણ કરો છો. ( तौ नः अंहसः मुञ्चतं ) તે તમો બન્ને અમને પાપથી બચાવો. ( ૧ )

( यौ भरेषु सत्यावानं अवथः ) જે તમો બન્ને સ્પર્ધામાં સત્યપાલકને બચાવો છો ( यौ सचेतसौ द्रुह्वणः नुदेथे ) તમો બંને સચેત બનીને દ્રોહકારીને દૂર હઠાવો છો અને ( यौ नृचक्षसौ ) તમો બને મનુષ્યોનું નિરીક્ષણ કરનારા છો. ( बभ्रुणा सुतं गच्छथः ) પોષક શક્તિની સાથે યજ્ઞને પ્રતિ પહોંચો છો તે તમો બંને અમને પાપથી બચાવો. ( ૨ )

( यौ मित्रावरुणौ ) જે બંને મિત્ર અને વરૂણ ( अंगिरसं, अगस्तिं जमदग्निम् अत्रिं अवथः ) અંગિરા, અગસ્તિ, જમદગ્નિ અને અત્રિની રક્ષા કરો છો ( यौ कश्यपं अवथः यौ वसिष्ठं ) જે કશ્યપ અને વસિષ્ઠની રક્ષા કરે છે તે તમો બંને અમને પાપથી બચાવો. ( ૩ )

( यौ मित्रावरुणौ ) જે બંને મિત્ર અને વરૂણ ( श्यावाश्वं वध्र्यश्वं पुरुमीढं अत्रिं अवथः ) શ્યાવાશ્વ, વધ્ર્યશ્વ, પુરૂમીઢ અને અત્રિની રક્ષા કરો છો ( यौ विमदं सप्तवध्रिं अवथः ) જે વિમદ અને સપ્તવધ્રીની રક્ષા કરો છો. તે તમો બન્ને અમને પાપથી બચાવો. ( ૪ )

यौ भरद्वाजमवथो यौ गविष्ठिरं विश्वामित्रं वरुण मित्र कुत्सम् ।
यौ कक्षीवन्तमवथः प्रोत कण्वं तौ नो मुञ्चतमंहसः ॥ ५ ॥
यौ मेधातिथिमवथो यौ त्रिशोकं मित्रावरुणावुशनां काव्यं यौ ।
यौ गोतममवथः प्रोत मुद्गलं तौ नो मुञ्चतमंहसः ॥ ६ ॥
ययो रथः सत्यवर्त्मर्जुरश्मिर्मिथुया चरन्तमभियाति दूषयन् ।
स्तौमि मित्रावरुणौ नाथितो जोहवीमि तौ नो मुञ्चतमंहसः ॥ ७ ॥

---

અર્થ— ( यौ मित्र वरुण ) જે મિત્ર અને વરુણ ( भरद्वाजं गविष्ठिरं विश्वामित्रं कुत्सं अवथः ) ભારદ્વાજ, ગવિષ્ઠિર, વિશ્વામિત્ર અને કુત્સની રક્ષા કરે છે ( यौ कक्षीवंतं कण्वं प्र अवथः ) જે કક્ષીવાન અને કણ્વની રક્ષા કરો છો તે તમો બંને અમને પાપથી બચાવો. ( ૫ )

( यौ मित्रावरुणौ ) જે બંને મિત્ર અને વરુણ ( मेधातिथिं, त्रिशोकं, काव्यं उशनां अवथः ) મેધાતિથી, ત્રિશોક, કાવ્ય ઉશનાની રક્ષા કરો છો ( यौ गोतमं उत मुद्गलं अवथः ) જે ગૌતમ અને મુદ્ગલની રક્ષા કરો છો તે તમો બંને અમને પાપથી બચાવો. ( ૬ )

( ययोः सत्यवर्मा ऋजुरश्मिः रथः ) જેનો સત્યમાર્ગવાળો સરળ કિરણવાળો રથ ( मिथुया चरन्तं दूषयन् अभियाति ) મિથ્યાચારિને સતાવીને જે પોતાનું વર્તન શુદ્ધ રાખે છે, તે ( मित्रावरुणौ स्तौमि ) મિત્ર અને વરુણની હું સ્તુતિ કરું છું અને તેમની પાસેથી ( नाथितः जोहवीमि ) સનાથ બનીને તેમને બોલાવું છું કે તેઓ બંને અમને પાપથી બચાવે. ( ૭ )

---

# પાપ મોચન

## મિત્ર અને વરુણુ

મૃગાર સૂક્તોમાં આ સપ્તમ અથવા અન્તિમ સૂક્ત છે. ૨૩ થી ૨૯ આ સાત સૂક્તો પાપમોચન વિષયના છે અને આ સાત સૂક્તોના ઋષિ મૃગાર છે આ સૂક્તો ભાષાની દૃષ્ટિથી ઘણાજ સરળ છે, પરંતુ પાપમોચનના અનુષ્ઠાનની દૃષ્ટિથી ઘણાજ ગંભીર છે. તેમનો વિષય સારી રીતે સમજાય તેટલા માટે નીચે આપેલ કોષ્ટક જુઓ—

| સૂક્ત | દેવતા | આપણા શરીરમાં શક્તિ | અનુષ્ઠાન વિધિ |
|---|---|---|---|
| ૨૩ | અગ્નિ | વાણી શક્તિ | વાણી સંયમ. |
| ૨૪ | ઇન્દ્ર | બળ | બળનો સદુપયોગ. |
| ૨૫ | વાયુ | પ્રાણ, નેત્ર | પ્રાણાયામ અને નેત્રની પવિત્રતા. |
| ૨૬ | ધાવા પૃથ્વી, | સ્થૂળ સૂક્ષ્મ શક્તિઓ | સત્કર્મમાં પોતાની શક્તિઓનું સમર્પણ. |
| ૨૭ | મરુત | પ્રાણ | પ્રાણાયામ. |
| ૨૮ | ભવાશર્વા, રૂદ્રઃ | વર્ધક અને ઘાતક શક્તિઓ | આપણી આ શક્તિઓનો ઉત્તમ ઉપયોગ કરવો. |
| ૨૯ | મિત્રા વરુણૌ | મિત્રભાવ અને શ્રેષ્ઠભાવ. | બન્નેનો સદુપયોગ. |

*

આ કોષ્ટકનું નિરીક્ષણ કરવાથી જણાઇ આવશે કે પાપ મોચનનું અનુષ્ઠાન કઇરીતે થઇ શકે આ અનુષ્ઠાનનું તાત્પર્ય સમજવા માટે એક ઉદાહરણ લઇએ એક મનુષ્ય એમ કહે છે કે " સૂર્ય દેવ અમને માર્ગ બતાવે. " આ વાકયથી સૂર્યનો માર્ગ દેખાડવાની સાથે સંબંધ છે એમ સ્પષ્ટ દેખાય છે. પરંતુ જો કોઇ મનુષ્ય પોતાની આંખો બંધ કરી લે અને માર્ગની આજુબાજુ જરાપણ નજર નાખે નહિ તો સૂર્ય ભગવાન હજારો કિરણોથી પ્રકાશતો હોય તો પણ તેને માર્ગ દેખાશે નહિ આથી અનુષ્ઠાનનો માર્ગ નિશ્ચિત થયો તે એ છે કે " મનુષ્ય પોતાની અંદરની શકિતઓને સન્માર્ગનો બોધ થાય એવા યોગ્ય સરળ માર્ગપર રાખવાનો યત્ન કરે અને બાહ્ય શકિતઓની સહાયતા પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે " એમ કરવાથી જ તેની કામના પૂર્ણ થઇ શકે છે.

કોઇ એક માણસને કોઇ એક શહેરમાં જવાનું છે, તે રસ્તો જાણવા માગે છે. હવે જો તે પોતાની આંખો ખુલ્લી રાખીને, પૂરેપુરી શકિત વાપરીને માર્ગ જોવાનો પ્રયત્ન કરશે તોજ તે સૂર્ય દેવતાના પ્રકાશથી અધિકમાં અધિક લાભ ઉઠાવી શકશે આજ પ્રકારે અન્યાન્ય વિષયોના સબંધમાં જાણવું જોઇએ અહીંઆ " પાપ મોચન " એ મૂખ્ય વિષય છે. ભકત પોતે પોતાને પાપથી બચાવવા ઇચ્છે છે. તેથી પૂર્વોકત ઉદાહરણના ન્યાયેજ તેણે પોતાની સર્વ શકિતઓનો સયંમ કરીને તેમના સયંમ દ્વારા પોતાને પાપથી બચાવવાનો ગંભીર પ્રયત્ન કરવો જોઇએ, અને એ પ્રયત્ન કરતી વખતે બાહ્ય શકિતઓની સહાય પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરવી જોઇએ યાદ રાખવુ જોઇએ કે બાહ્ય શકિતઓ તો સંપુર્ણ સહાય આપવાને માટે તૈયાર જ હોય છે જે ન્યૂનતા છે તે આપણા પ્રયત્નની છે. આંખ બંધ કરનારો સૂર્યના પ્રકાશનો લાભ લઇ શકે નહિ તેથી ઉલટું આંખો ખુલ્લી રાખનાર જ તેનો લાભ ઉઠાવી શકે છે, અર્થાત્ આ પ્રમાણેનો માણસનો પ્રયત્ન હોવો જોઇએ આજ વાત વિશેષ સ્મરણમાં રાખવા યોગ્ય છે ઉપરોકત સાત સુકતોમાં જે સાત બાહ્ય શકિતઓની પ્રાર્થના કરવામાં આવી છે અને તેમની સહાયતાની યાચના કરવામાં આવી છે તે પોતાના અનુષ્ઠાનની તૈયારી સાથેજ કરેલ છે, તે પાઠકોએ અવશ્ય સ્મરણમાં રાખવુ જોઇએ. નહિ તો અનુષ્ઠાન સિવાય આ સુકત કોઇ પણ લાભ આપી શકે નહિ.

" સૂર્ય અમને માર્ગ બતાવે " એમ કહેનારાઓએ પોતાની આંખો ખુલ્લી રાખીને માર્ગ જોવાનો પ્રયત્ન કરવો જોઇએ. " જળ અમારી તૃષા શાંત કરે " એમ કહેનારાએ પ્રથમ જળ પોતાના હાથમાં લઇને પીવાનો પ્રયત્ન કરવો જોઇએ. " અન્ન અમારા શરીરની શકિત વધારે " એવી પ્રાર્થના કરનાર પહેલાં ઉત્તમ અન્ન તૈયાર કરે અને તેનું સેવન વિધિપૂર્વક કરે અને પછીથી કહે કે આ અન્ન મારા શરીરને પુષ્ટ કરે. દરેક પ્રાર્થના તેની પૂર્તિ કરવા યોગ્ય અનુષ્ઠાનની સૂચના કરે છે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે પ્રત્યેક પ્રાર્થનાનો ઉચ્ચાર અનુષ્ઠાનપૂર્વક થવો જોઇએ અનુષ્ઠાન પૂર્વક કરેલી પાર્થના જ સફળ થાય છે અર્થાત્ અનુષ્ઠાન રહિત પ્રાર્થના નિષ્ફળ જાય છે વૈદિક પ્રાર્થનાઓથી મનુષ્યને જે ઉન્નતિનો માર્ગ દેખાય છે તે આ રીતે અનુષ્ઠાન પૂર્વક પ્રાર્થના કરવાથીજ થાય છે અન્યથા નહિજ

અનુષ્ઠાન આપણી અંદર રહેલા દેવતાઓ દ્વારા અર્થાત્ આપણી ઇન્દ્રિયો અને અવયવો દ્વારા કરવામાં આવે છે તેનો સબંધ જે જે બાહ્ય દેવતાઓની સાથે છે તેમની સહાયને માટે પ્રાર્થના કરવામાં આવે છે. અર્થાત્ કોઇ પ્રાર્થના અનુષ્ઠાન વિના કરવામાં આવતી નથી. જેટલું બને તેટલુ અનુષ્ઠાન કરીને જ્યારે આપણી શકિત અલ્પ પ્રતીત થાય અને અધિક શકિતની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થાય છે ત્યારે જ પ્રાર્થનાનો સમય થાય છે આ રીતે આ સાતે સુકતોનું મનન કરવાથી પાપ મોચનના અનુષ્ઠાનની રીતની એની મેળેજ જાણ થઇ જાય છે સારાંશરૂપથી કહીએ તો આ સુકતોથી બોધિત થતું અનુષ્ઠાન આજ છે.

" વાણીને પવિત્ર બનાવવાનો પ્રયત્ન કરવો અર્થાત્ મુખથી અપવિત્ર શબ્દોનો ઉચ્ચાર ન કરવો, પોતાના બળનો ઉપયોગ સત્કર્મમાં કરવો અને કદી પણ પરપીડા ન કરવી, પોતાના પ્રાણોનું કુંભકાદિથી આયામ કરીને મનને શાંત અને ગંભીર બનાવવું, નેત્રાદિ ઇન્દ્રિયોને શુભ કર્મોમાં નિયુકત કરવી અને તેમને દુષ્કર્મથી અને અશુભ પ્રવૃત્તિયોથી દૂર હઠાવવી, આપણામાં જે કાંઇ સામર્થ્ય હોય તે સત્કર્મમાં ખર્ચવુ અને અશુભ પ્રવૃત્તિથી દૂર રાખવુ દરેદરેક પ્રાણીનો વ્યવહાર ઉત્તમ બનાવવાનો પ્રયત્ન કરવો. આપણી અંદર વર્ધક અને ઘાતક બન્ને શકિતઓ છે તેથી કોઇનો ઘાતપાત ન કરવો, પરન્તુ તે શકિતઓને સન્માર્ગે પ્રવૃત્ત કરવી આપણી અંદર જે મિત્રભાવ છે અને વરિષ્ઠતાનો જે ભાવ છે તેને મંગળ કાર્યની પ્રવૃત્તિમાં રોકવો અને તેમને અમંગળ

કાર્યોથી દૂર રાખવાં આ અનુષ્ઠાનની વિધિનો સારાંશ છે તેમાં આપણી જે શકિત દ્વારા અનુષ્ઠાન કરવામાં આવતું હોય, તેની સાથે સંબંધ રાખનાર બાહ્ય દેવતાની પ્રાર્થના અધિક શકિત પ્રાપ્ત કરવાની ઇચ્છાથી કરવી જોઇએ અર્થાત્ પોતાનું અનુષ્ઠાન અને પ્રાર્થના એકજ ક્ષેત્રનાં હોવાં જોઇએ પાણી પીતી વખતે અન્નની પ્રાર્થના ન થવી જોઇએ અને ભોજન કરતી વખતે અન્ય કોઇ દેવની પ્રાર્થના ન થવી જોઇએ પ્રાર્થનાથી આપણો સંબંધ વિશ્વની વિશાળ શકિતઓની સાથે કરવામાં આવે છે આ એકતાનતાથી ઘણો મોટો લાભ થાય છે

૨૯ મા સૂકતમાં કહેવામાં આવ્યું છે કે જે (**सत्यवान्**) સત્યનું પાલન કરનારો હોય છે તેને પરમાત્માની શક્તિઓની સહાયતા મળે છે (મં ૧-૨) આ મંત્રોમાં એટલું કહીને આગળ ઉપર સત્યપાલન કરનારા અને અનુષ્ઠાની મહાત્મા ઓને કેવી રીતે સહાય મળી તેમની નામાવળિ આપેલ છે આ નામ એક એક વિશિષ્ટ ગુણની સૂચના આપે છે તેથી આ નામનો વિચાર કરવાથી કયા અનુષ્ઠાની મનુષ્યને ઇશ્વર ની સહાય મળી શકે છે તેનો બોધ થાય છે તેથી તેમનો શબ્દાર્થ જોઇએ

૧ **सत्यवान्**- સત્ય પ્રતિજ્ઞ સત્યનું પાલન કરનારો
૨ **अंगिरस्**- અંગોમાં જે જીવન રસ છે તેનું જ્ઞાન ધરાવનાર
૩ **अगस्ति**- (**अग+स्ति**) પાપને દૂર કરવામાં જે દત્તચિત્ત હોય છે તે
૪ **जमदग्नि**- (**जमत्+अग्नि**) પ્રાણ આદિ અગ્નિ ઓને પ્રજ્વલિત કરનાર
૫ **अत्रि**- (**अतति**) ભ્રમણ કરીને ઉદ્ધારને માટે યત્ન કરનારો
૬ **कश्यप**- (**पश्यक**) સૂક્ષ્મદર્શી
૭ **वसिष्ठ**- સર્વ સ્થાને સુખ પૂર્વક નિવાસ કરાવનારો
૮ **श्यावाश्व** - (**श्यैगती**) ગતિશીલ, પ્રયત્નશીલ
૯ **वध्यश्व**- (**वध्रि**) સ્તબ્ધ (**अश्व**) ઘોડાઓ- વાળો અર્થાત્ જેના ઇન્દ્રિય રૂપી ઘોડાઓ ચંચળ હોતા નથી
૧૦ **पुरुमीढ** (**पुरु**) ઘણું (**मीढ**) ધનાદિ સાધન સંપન્ન
૧૧ **विमद**• (**विगत मद**•) જેનામાંથી મદ, ગર્વ ચાલ્યો ગયો છે એવો
૧૨ **सप्तवध्रि**- જેણે પોતાની સાતે ઇન્દ્રિયોને સ્તબ્ધ કરી છે એવો
૧૩ **भरद्वाज** - (**भरत्+वाज**) જે અન્નનું દાન કરે છે
૧૪ **गविष्ठिर**- (**गवि**) વાણી વાણીમાં જે સ્થિર રહે છે અર્થાત્ જે પોતાના વચનની સત્યતા જાળવે છે
૧૫ **विश्वा-मित्र** - (**विश्वस्य मित्रः**) સર્વનો મિત્ર, કોઇનો દ્વેષ ન કરનારો
૧૬ **कुत्स** - દોષોની નિંદા કરનારો
૧૭ **कक्षीवान्**- (**कक्षी**) ગતિશીલ, પ્રયત્નશીલ
૧૮ **कण्व**- શબ્દ વિદ્યામાં પ્રવિણ
૧૯ **मेघातिथि**- (**मेधा**) બુદ્ધિને પ્રાપ્ત કરનારો
૨૦ **त्रिशोक**- સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ આ ત્રણ વિષયોના અજ્ઞાનનો જેને શોક થયો છે
૨૧ **उशनाकाव्य**- સંયમી કવિ
૨૨ **गोतम**- (**गो**) ગતિશીલ, પ્રયત્નશીલ
૨૩ **मुद्गल**- (**मुद्**) આનંદને ધારણ કરનારો, આનંદ વૃત્તિથી રહેનારો

ઋષિઓના નામોનો શબ્દાર્થ આ છે પાઠક જો આ શબ્દોનો અધિક અભ્યાસ કરશે તો વધુ બોધ પ્રાપ્ત થશે આ અર્થથી જાણ થઇ શકે છે કે આત્મ-સુધારણાના પ્રયત્ન તેઓ કઇ રીતે કરનાર છે આ પ્રકારના પ્રયત્ન કરનારને પૂર્વોકત દેવતાઓ સર્વ પ્રકારની સહાયતા કરે છે અને તેની ઉન્નતિ કરવામાં મદદરૂપ બને છે જે લોકો તેમની જેમ પ્રયત્ન કરશે તેમને પણ તેજ પ્રકારે દેવતાઓ તરફથી સહાય પ્રાપ્ત થઇ શકશે પરંતુ જે લોકો પોતાની ઉન્નતિ માટે દક્ષ રહેતા નથી, તેમને કોઇ પણ પ્રકારની સહાય મળતી નથી. આ વિષયમાં આ બે શબ્દો જુઓ—

૧ **द्रुह्वन्**- દ્રોહ કરનારો, ઘાતપાત કરનારો, (મં. ૧-૨)
(૨) **मिथुया चरन्**-મિથ્યા વ્યવહાર કરનારો (મં ૭)

પાઠક અહીં લક્ષમાં રાખે કે અગ્નિ, વાયુ, સૂર્ય ઇત્યાદિ દેવતાઓ હમેશાં સહાય કરવાને તૈયાર જ હોય છે, પરંતુ તેમની પાસેથી સહાયતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન માણસે કરવો જોઇએ જો મનુષ્ય પ્રયત્ન નહિ કરે તો લાભ થવો અસ-

બા છ જે મનુષ્યો આત્મ સુધારણાના પ્રયત્નો કરે છે તેઓને પૂર્વોક્ત ઋષિઓની જેમ ઉન્નતિ પ્રાપ્ત થાય છે અન્ય લોકો પ્રયત્ન ન કરવાને કારણે પાછા રહી જાય છે ઉન્નતિનો આ નિયમ પાઠક સ્મરણમાં રાખે

આ પ્રકારના જે લોકો હોય છે તેમની ઉન્નતિ થતી જાય છે તેથી પાઠકો માટે એ ઉચિત છે કે તેઓ પોતાની ઉન્નતિ માટે અનુષ્ઠાન કરે, સન્માર્ગથી ચાલે, પૂર્વોક્ત ઋષિ જીવનના આદર્શ પોતાની સન્મુખ રાખે અને ઉન્નતિના પથ પર સીધા એક એક પગથિયું ઉપર ચઢે કદી પણ અવનતિના માર્ગે ચાલે નહિ

---

# દુઃખમોચન અને વિજય પ્રાપ્તિ

## કાંડ ૧૬, સૂક્ત ૧

( ऋषि – अथर्वा । देवता– प्रजापति )

अतिसृष्टो अपां वृषभोऽतिसृष्टा अग्नयो दिव्याः ॥ १ ॥
रुजन्परिरुजन्मृणन्प्रमृणन् ॥ २ ॥
म्रोको मनोहा खनो निर्दाह आत्मदूषिस्तनूदूषिः ॥ ३ ॥
इदं तमति सृजामि तं माभ्यवनिक्षि ॥ ४ ॥
तेन तमभ्यतिसृजामो योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मः ॥ ५ ॥
अपामग्रमसि समुद्रं वोऽभ्यवसृजामि ॥ ६ ॥
योऽप्स्वग्निरति तं सृजामि म्रोकं खनिं तनूदूषिम् ॥ ७ ॥
यो व आपोऽग्निराविवेश स एष यद्वो घोरं तदेतत् ॥ ८ ॥

અર્થ— ( ૧ ) ( अपां वृषभः अतिसृष्टः ) જળની વર્ષા કરનાર મુક્ત થાઓ, ( दिव्या अग्नय अतिसृष्टा ) દિવ્ય અગ્નિ મૂક્ત કરવામા આવ્યા ( ૧ ) ( रुजन् परिरुजन् ) તોડતો, તોડતો સર્વ રીતે ફાડી નાખતો ( मृणन् प्रमृणन् ) મારી નાખતો અને નાશ કરતો, ( ૨ ) ( म्रोक खनः ) ઘાતક અને ખોદનારો ( निर्दाह ) દાહ કરનારો ( मनो-हा ) મનનો નાશ કરનારો ( आत्म दूषि. ) આત્માને દૂષણ દેનારો, અને ( तनू दूषिः શરીરને દૂષિત કરનારો ( ૩ ) ( इद त अति सृजामि ) આ તરફથી હું તે શત્રુને દૂર કરૂ છુ ( त मा अभ्यवनाक्षि ) તેને હુ કદાપિ ફરીથી પ્રાપ્ત ન થાઉ ( ૪ ) ( य अस्मान् द्वेष्टि ) જે અમારો દ્વેષ કરે છે અને ( य वय द्विष्म ) જેનો અમે દ્વેષ કરીએ છીએ ( त तेन अभि अति सृजाम ) તેને તેના દ્વારા અમે દૂર કરીએ છીએ ( ૫ ) ( अपा अग्र असि ) તું જળનો અગ્રભાગ છે ( व समुद्रं अभिअवसृजामि ) તમને હુ સમુદ્ર તરફ છોડી મૂકુ છું ( ૬ ) ( य अप्सु अग्नि ) જે જળમા પણ અગ્નિરૂપે છે ( त अति सृजामि ) તેને હુ મુક્ત કરૂ છુ ( म्रोक खनिं तनूदूषिं ) ઘાતક, ખાઇ જનાર શરીને દૂષિત કરનારને હુ દૂર કરૂ છુ ( ૭ ) ( य अग्नि आप व आविवेश ) જે અગ્નિ આપ એટલે કે પાણીમા પ્રવેશ પામ્યો છે ( स एष ) તે આ છે ( यत् वः घोर तत् एतत् ) જે આપને માટે મહાભયકર છે તે આ છે ( ૮ )

इन्द्र॑स्य व इन्द्रि॒येणा॒भि षि॑ञ्चेत् ॥ ९ ॥
अ॒रि॒प्रा आपो॒ अप॑ रि॒प्रम॒स्मत् ॥ १० ॥
प्रास्मदेनो॑ वहन्तु॒ प्र दु॑ष्वप्न्यं॑ वहन्तु ॥ ११ ॥
शि॒वेन॑ मा॒ चक्षु॑षा पश्यतापः शि॒वया॑ त॒न्वोप॑ स्पृशत॒ त्वचं॑ मे ॥ १२ ॥
शि॒वान॒ग्नीन॑प्सु॒षदो॑ हवामहे॒ मयि॑ क्ष॒त्रं वर्च॒ आ ध॑त्त देवीः ॥ १३ ॥

[ २ ]

निर्दु॑रर्म॒ण्य॒ ऊ॒र्जा मधु॑मती॒ वाक् ॥ १ ॥
मधु॑मती स्थ॒ मधु॑मतीं॒ वाच॑मुदेयम् ॥ २ ॥
उप॑हूतो मे॒ गोपा॒ उप॑हूतो गोपी॒थः ॥ ३ ॥
सु॒श्रु॒तौ कर्णौ॑ भद्र॒श्रु॒तौ कर्णौ॑ भ॒द्रं श्लोकं॑ श्रूयासम् ॥ ४ ॥
सु॒श्रु॑तिश्च॒ मोप॑श्रुतिश्च॒ मा हा॑सिष्टां॒ सौप॑र्णं चक्षु॒रज॑स्रं॒ ज्योतिः॑ ॥ ५ ॥
ऋषी॑णां प्रस्त॒रो॒ऽसि॒ नमो॑ऽस्तु॒ दैवा॑य प्रस्त॒राय॑ ॥ ६ ॥

---

અર્થ— ( इन्द्रस्य इन्द्रियेण वः अभिषिञ्चेत् ) ઇન્દ્રની ઇન્દ્રિયોથી આપનો અભિષેક કરવામાં આવે. (૯) ( अरिप्राः आपः ) નિર્દોષ પાણી છે તે ( अस्मत् रिप्रं अप ) અમારામાંથી મળને દૂર કરો. (૧૦) ( अस्मत् एनः प्रवहन्तु ) અમારાથી પાપને દૂર કરે તથા ( दुष्वप्नं प्र वहन्तु ) દુષ્ટ સ્વપ્નના હેતુને પણ દૂર કરે, (૧૧) હે ( आपः ) જળો ! ( मा शिवेन चक्षुषा पश्यत ) મને કલ્યાણકારી દૃષ્ટિથી જુઓ. ( मे त्वचं शिवया तन्वा अपस्पृशत ) મારી ત્વચાને પોતાના શુભ શરીરથી સ્પર્શ કરે. (૧૨) ( अप्सुषदः शिवान् अग्निन् हवामहे ) જળમાં રહેનારા શુભ ફળ આપનાર અગ્નિને અમે બોલાવીએ છીએ. ( देवीः ) હે દિવ્ય જળો. ( मयि क्षत्रं वर्चः आधत्त ) મારામાં ક્ષાત્રબળ અને તેજ ધારણ કરો. (૧૩)

[ २ ] ( दुः अर्मण्यः निः ) દુર્ગતિ દૂર થાઓ ( ऊर्जा मधुमती वाक् ) બળશાળી મીઠી વાણી હો (૧) વાણી ( मधुमती स्थ ) મીઠી હો. ( मधुमतीं वाचं उदेयं ) મીષ્ટ ભાષા બોલું (૨) ( मे गोपाः उपहूतः ) મારો ગોપાલ,–ઇન્દ્રિયપાલ–બોલાવવામાં આવ્યો ( गोपीथः उपहूतः ) વાણીનો રક્ષક, ગોરક્ષક, અથવા ઇન્દ્રિયરક્ષક બોલવવામાં આવ્યો છે. (૩) ( सु-श्रुतौ कर्णौ ) મારા બંને કાન ઉત્તમજ્ઞાન સાંભળનારા બનો. ( भद्रं श्रुतौ कर्णौ ) કલ્યાણ વચન સાંભળનારા મારા કાન હો, ( भद्रं श्लोक श्रूयासं ) કલ્યાણમયી પ્રશંસા હું સાંભળ્યા જ કરૂં (૪) ( सुश्रुतिः च उपश्रुतिः च ) ઉત્તમ શ્રવણશકિત અથવા દૂરથી સાંભળવાની શકિત, ( मां मा हासिष्टां ) મને કદી પણ ન છોડે. ( सौपर्णं ज्योतिः चक्षुः ) ગરૂડના જેવી તેજસ્વી દૃષ્ટિ મારી પાસે ( अजस्रं ) સદાને માટે રહો. (૫) ( ऋषीणां प्रस्तरः असि ) તું ઋષિઓનું ઢાકણ છે ( दैवाय प्रस्तराय नमः अस्तु ) દેવરૂપ પ્રસ્તર ( ઢાંકણ ) ને નમસ્કાર હો. (૬)

[ ३ ]

मूर्धाहं रयीणां मूर्धा समानानां भूयासम् ॥ १ ॥
रुजश्च मा वेनश्च मा हासिष्टां मूर्धा च मा विधर्मा च मा हासिष्टाम् ॥ २ ॥
उर्वश्च मा चमसश्च मा हासिष्टां धर्ता च मा धरुणश्च मा हासिष्टाम् ॥ ३ ॥
विमोकश्च मार्द्रपविश्च मा हासिष्टामार्द्रदानुश्च
मा मातरिश्वा च मा हासिष्टाम् ॥ ४ ॥
बृहस्पतिर्म आत्मा नृमणा नाम हृद्यः ॥ ५ ॥
असंतापं मे हृदयमुर्वी गव्यूतिः समुद्रो अस्मि विधर्मणा ॥ ६ ॥

[ ४ ]

नाभिरहं रयीणां नाभिः समानानां भूयासम् ॥ १ ॥
स्वासदसि सूषा अमृतो मर्त्येष्वा ॥ २ ॥
मा मां प्राणो हासीन्मो अपानोऽवहाय परा गात् ॥ ३ ॥
सूर्यो माह्नः पात्वग्निः पृथिव्या वायुरन्तरिक्षाद्यमो
मनुष्येभ्यः सरस्वती पार्थिवेभ्यः ॥ ४ ॥
प्राणापानौ मा मा हासिष्टं मा जने प्र मेषि ॥ ५ ॥

---

અર્થ— [ ३ ] ( रयीणा अह मूर्धा भूयास ) ધનોનો હુ મસ્તકની જેમ ઉચો સ્વામી બનુ તથા ( समानाना मूर्धा भूयास ) સમાન માણુસોમા હુ મૂખી બનુ (૧) ( रुज च वेन च मा मा हासिष्टा ) તેજ અને કાન્તિ મને ન છોડે, ( मूर्धा च विधर्मा च मा मा हासिष्टा ) મસ્તક અને વિશેષ ધર્મ મને ન છોડે (૨) ( उर्व. च चमस च मा मा हासिष्टा ) રસોઈ કરવાના વાસણો અને ચમચા મને ન છોડે ( धर्ता च धरुण च मा मा हासिष्टा ) ધારક અને આધાર આપનાર મને ન છોડે (૩) ( विमोक च आर्द्रपवि च मा मा हासिष्टा ) મુકત કરનાર અને ભીનું શસ્ત્ર મને ન છોડે ( आर्द्रदानु च मातरिश्वा च मा मा हासिष्टा ) જળ આપનાર અને વાયુ મને ન છોડે (૪) ( बृहस्पति मे आत्मा ) મારો આત્મા જ્ઞાનવાળો અને ( नृमणा नाम हृद्य ) મનુષ્યોમા મનન કરનારો હૃદયમાં રહેનારો છે (૫) ( मे हृदय अ-सताप ) મારૂ હૃદય સતાપ રહિત હો ( ( गव्यूति. उर्वी ) મારી ગાયોનુ ટોળુ મોટુ હો ! ( विधर्मणा समुद्र आसि ) વિશેષ ધર્મોથી હુ સમુદ્રની સમાન બનું ( ૬ )

[ ४ ] ( अहं रयीणा नाभि ) હુ ધનનું કેન્દ્ર અને ( समानाना नाभि भूयास ) સમાન માણુસેનું પણ કેન્દ્ર બનું (૧) ( मर्त्येषु अमृत ) મર્ત્યોમા અમર ( सु-आसत् ) ઉત્તમ રીતે બેસનારો અને ( सु उषा ) ઉત્તમ તેજવાળો તું આત્મા ( आसि ) છો ( ૨ ) ( प्राण मा मा हासित् ) પ્રાણ મને ન છોડે ( अपान अवहाय मा परागात् ) અપાન મને છોડીને દૂર સુધી ચાલ્યો ન જાય (૩) ( सूर्य अन्हः मा पात् ) સૂર્ય દિવસમા મારી રક્ષા કરે, ( अग्नि पृथिव्या ) અગ્નિ પૃથ્વીથી ( वायु अन्तरिक्षात् ) વાયુ અન્તરિક્ષથી ( यम मनुष्येभ्य ) યમ મનુષ્યોથી અને ( सरस्वती पार्थिवेभ्य ) સરસ્વતી પૃથ્વીથી ઉત્પન્ન થતા પદાર્થોથી મારી રક્ષા કરે ( ૪ ) ( प्राणापानौ मा मा हासिष्टा ) પ્રાણુ અને અપાન મને નછોડે, ( जने

स्वस्त्यद्योपसो दोपसश्च सर्वं आपः सर्वगणो अशीय ॥ ६ ॥
शक्वरी स्थ पशवो मोप स्थेषुर्मित्रावरुणौ मे प्राणापानावग्निर्मे दक्षं दधातु ॥ ७ ॥

[ ५ ]

विद्म ते स्वप्न जनित्रं ग्राह्याः पुत्रोऽसि यमस्य करणः ॥ १ ॥
अन्तकोऽसि मृत्युरसि ॥ २ ॥
तं त्वा स्वप्न तथा सं विद्म स नः स्वप्न दुष्वप्न्यात्पाहि ॥ ३ ॥
विद्म ते स्वप्न जनित्रं निर्ऋत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ४ ॥
विद्म ते स्वप्न जनित्रमभूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ५ ॥
विद्म ते स्वप्न जनित्रं निर्भूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ६ ॥
विद्म ते स्वप्न जनित्रं पराभूत्याः पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ७ ॥
विद्म ते स्वप्न जनित्रं देवजामीनां पुत्रोऽसि यमस्य करणः ।
अन्तको० । तं त्वा० ॥ ८ ॥

---

मा प्रमंपि ) મનુષ્યોમાં ઘાતક ન હો. ( ૫ ) હે ( आपः ) જળ ! ( अद्य स्वस्ति ) આજે કલ્યાણ હો. ( उपसः दोपसः च ) દિવસો અને રાત્રીઓ ( सर्वः सर्वगणः ) સર્વ અને સર્વ ગણોથી યુકત બનીને ( अशीय ) સુખને પ્રાપ્ત કરૂં ( ૬ ) ( शक्वरीः स्थ ) આપ સામર્થ્યવાન છો. ( पशवः मा उपस्थेषु ) પશુઓ મારી પાસે રહે. ( मित्रावरुणौ मे प्राणापानौ ) મિત્ર તથા વરૂણ મને પ્રાણ તથા અપાન તથા ( अग्निः मे दक्षं दधातु ) અગ્નિ મને બળ અર્પણ કરે. ( ૭ )

[ ५ ] ( स्वप्न ! ते जनित्रं विद्मः ) હે સ્વપ્ન ! તારી ઉત્પતિનું કારણ અમે જાણીએ છીએ. તું ( ग्राह्याः पुत्रः आसि ) તું વ્યાધિઓનો પુત્ર છે અને ( यमस्य करणः ) યમનું સાધન છે. ( ૧ ) તું ( अन्तकः आसि ) અન્ત લાવનારો છે અને ( मृत्युः आसि ) તું મૃત્યુ પણ છે. ( ૨ ) હે સ્વપ્ન ( तं त्वा तथा सं विद्म ) એવા તને અમે જાણીને છીએ. હે સ્વપ્ન ! ( स नः दुष्वप्न्यात् पाहि ) એ તું અમને દુષ્ટ સ્વપ્નથી બચાવ. ( ૩ ) ( स्वप्न ते जनित्र विद्म ) હે સ્વપ્ન તારી ઉત્પતિનો હેતુ અમે જાણીએ છીએ ( निर्ऋत्याः पुत्रः आसि ) દુર્ગતિનો તું પુત્ર છે અને ( यमस्य ) યમનું સાધન છે. (૪) સ્વપ્નનો હેતુ અમે જાણીએ છીએ. તું ( अभूत्याः पुत्रः ) અભૂતિનો પુત્ર છે. ( ૫ ) તું ( निर्भूत्याः पुत्रः ) નિર્ભૂતિનો પુત્ર છે. નિર્ધનતાનો પુત્ર છે. ( ૬ ) તું ( पराभूत्याः पुत्रः० ) પરાભવનો પુત્ર છે. ( ૭ ) તું ( देवजामीनां पुत्रः ) ઇન્દ્રિય વિકૃતિઓને,

अन्तकोऽसि मृत्युरसि ॥ ९ ॥

तं त्वा स्वप्न तथा सं विद्म स नः स्वप्न दुष्वप्न्यात्पाहि ॥ १० ॥

[ ६ ]

अजैष्माद्यासनामाद्याभूमानागसो वयम् ॥ १ ॥

उषो यस्माद्दुष्वप्न्यादभैष्माप तदुच्छतु ॥ २ ॥

द्विषते तत्परा वह शपते तत्परा वह ॥ ३ ॥

यं द्विष्मो यश्च नो द्वेष्टि तस्मा एनद्गमयामः ॥ ४ ॥

उषा देवी वाचा संविदाना वाग्देव्युषसा संविदाना ॥ ५ ॥

उषस्पतिर्वाचस्पतिना संविदानो वाचस्पतिरुषस्पतिना संविदानः ॥ ६ ॥

तेऽमुष्मै परा वहन्त्वरायान्दुर्णाम्नः सदान्वाः ॥ ७ ॥

कुम्भीकाः दूषीकाः पीयकान् ॥ ८ ॥

जाग्रद्दुष्वप्न्यं स्वप्नेदुष्वप्न्यम ॥ ९ ॥

---

પુત્ર છે ( ८ ) ( अन्तक असि मृत्यु असि ) તુ અન્તક અને મૃત્યુ છે ( ९ ) ( स्वप्न त त्वा तथा सविद्म ) હે સ્વપ્ન એવા તને અમે જાણીએ છીએ ( स नः दुष्वप्न्यात् पाहि ) એવો તુ અમને દુષ્ટ સ્વપ્નથી બચાવ ( १० )

[ ६ ] ( अद्य अजैष्म ) આજે અમે વિજય પ્રાપ્ત કર્યો છે ( अद्य असनाम् ) અમે પ્રાપ્તવ્યને પ્રાપ્ત કર્યુ છે ( वय अनागस अभूम ) અમે નિષ્પાપ થયા છીએ ( १ ) હે ( उष ) ઉષ કાળ! અમે ( यस्मात् दुष्वप्न्यात् अभैष्म જે દુષ્ટ સ્વપ્નનો અમને ભય લાગે છે ( तत् अप उच्छतु ) તે અમારાથી દૂર થાઓ ( २ ) ( तत् द्विषते परावह ) તે દ્વેષ કરનારને દૂર લઇ જા ( तत् शपते परावह ) તે શાપ દેનારાને દૂર લઈ જા ( ३ ) ( यं द्विष्म ) જેનો અમે સર્વ દ્વેષ કરીએ છીએ અને ( यत् च नः द्वेष्टि ) જે અમારા સર્વનો દ્વેષ કરે છે ( तस्मै एनत् गमयाम ) તેની પાસે અમે તેમને લઇ જઇએ છીએ ( ४ ) ( उषा देवी वाचा सविदाना ) ઉષા દેવી વાણીથી સમિલિત થાઓ અને ( वाक् देवी उपसा सविदाना ) વાચાદેવી ઉષાદેવીની સાથે સમિલિત થાઓ ( ५ )

( उषस्पति वाचस्पतिना सविदान ) ઉષાનો પતિ વાણીના પતિની સાથે સમિલિત થાઓ, અને ( वाचस्पति उषस्पतिना सविदानः ) વાણીનો પતિ ઉષાના પતિની સાથે મળે ( ६ ) ( ते अरायान् दुर्णाम्नः सदान्वा ) તેઓ નિર્ધનતા દુષ્ટ નામ વાળા કષ્ટ અને અન્ય આપત્તિઓ ( अमुष्मै परा वहन्तु ) તે શત્રુની પાસે લઇ જાય ( ७ ) ( कुम्भीका दुषीका पीयकान् ) ઘડાની જેમ વધનારા ઉદર રોગો શરીરમા દોષ ઉત્પન્ન કરનારા રોગો અને પ્રાણઘાતક રોગોની ( ८ ) તથા ( जाग्रत् दुष्वप्न्यं ) જાગ્રતિને સમયે આવનારૂ દુષ્ટ સ્વપ્ન, અને ( स्वप्ने दुष्वप्न्य ) સ્વપ્નની વખતે આવેલ દુષ્ટ સ્વપ્ન ( ९ )

अनागमिष्यतो वरानवित्तेः संकल्पानमुच्या द्रुहः पाशान् ॥ १० ॥
तदमुष्मा अग्ने देवाः परा वहन्तु वघ्रिर्यथासद्विथुरो न साधुः ॥ ११ ॥

[ ७ ]

तेनैनं विध्याम्यभूत्यैनं विध्यामि निर्भूत्यैनं विध्यामि
पराभूत्यैनं विध्यामि ग्राह्यैनं विध्यामि तमसैनं विध्यामि ॥ १ ॥
देवानामेनं घोरैः क्रूरैः प्रैषैरभिप्रेष्यामि ॥ २ ॥
वैश्वानरस्यैनं दंष्ट्रयोरपि दधामि ॥ ३ ॥
एवानेवाव सा गरत् ॥ ४ ॥
योऽस्मान्द्वेष्टि तमात्मा द्वेष्टु यं वयं द्विष्मः स आत्मानं द्वेष्टु ॥ ५ ॥
निर्द्विषन्तं दिवो निः पृथिव्या निरन्तरिक्षाद्भजाम ॥ ६ ॥
सुयामंश्चाक्षुप ॥ ७ ॥
इदमहमामुष्यायणेऽमुष्याः पुत्रे दुष्वप्न्यं मृजे ॥ ८ ॥
यददोअदो अभ्यगच्छन्यद्दोषा यत्पूर्वां रात्रिम् ॥ ९ ॥
यज्जाग्रद्यत्सुप्तो यद्दिवा यन्नक्तम् ॥ १० ॥

અર્થ— ( अनागमिष्यतः वरान् ) ન પ્રાપ્ત થનારા શ્રેષ્ઠ પદાર્થ, ( अवित्तेः संकल्पान् ) દરિદ્રતાનો સંકલ્પ, ( अमुच्याः द्रुहः पाशान् ) ન છૂટનારા દ્રોહના પાશોને (૧૦) હે અગ્નિ ! તે સર્વ વિપત્તિઓને ( तत् अमुष्मै ) શત્રુની પાસે ( देवाः परा वहन्तु ) સર્વ દેવ લઈ જાય, ( यथा ) જેથી તે શત્રુ ( वघ्रिः ) નિર્બળ ( विथुरः ) વ્યથા યુક્ત અને ( साधुः न असत् ) ખરાબ થાય. (૧૧)•

[ ૭ ] ( तेन एनं विध्यामि ) તેનાથી હું તેનો વેધ કરું છું ( अभूत्याः, निर्भूत्या ग्राह्या, एनं विध्यामि ) દુર્ગતિ, દારિદ્ય અને રોગથી તેને વિદ્ધ કરું છું. ( पराभूत्या ० ) પરાભવથી તેને પીડિત કરું છું. ( तमसा एनं विध्यामि ) અજ્ઞાનથી હું તેનો વેધ કરું છું (૧) ( देवानां घोरैः क्रूरैः प्रैषैः ) દેવોના ઘોર ક્રૂર દુઃખોથી ( एनं अभिप्रेष्यामि ) તેને હું દુઃખી કરું છું. (૨) ( वैश्वानरस्य दंष्ट्रयोः एनं अपि दधामि ) વૈશ્વાનરની દાઢોમાં હું તેને ધરી દઉં છું. (૩) ( सा एव अनेव ) તે આપત્તિ આ રીતે અથવા અન્ય રીતે આ શત્રુને ( अव गरत् ) ગળી જાય. (૪) ( यः अस्मान् द्वेष्टि ) જે અમારો દ્વેષ કરે છે ( तं आत्मा द्वेष्टु ) તેનો આત્મા દ્વેષ કરે. ( यं वयं द्विष्मः ) જેનો અમે દ્વેષ કરીએ ( सः आत्मानं द्वेष्टु ) તે પોતાના આત્માનો દ્વેષ કરે. (૫)

( द्विषन्तं ) દ્વેષ કરનારનો ( दिवः अन्तरिक्षात् पृथिव्याः ) દ્યુલોક, અંતરિક્ષ અને પૃથ્વી પરથી ( निः भजामः ) અમે સામનો કરીએ છીએ. (૬) હે ( सुयामन् चाक्षुप ) ઉત્તમ નિયામક નિરીક્ષક ! (૭) ( इदं अहं ) આ હું ( अमुष्यायणे अमुष्याः पुत्रे ) આ ગોત્રના તેના પુત્ર તરફ ( दुष्वप्न्यं मृजे ) દુષ્ટ સ્વપ્નને મોકલું છું. (૮) ( यत् अदः अदः ) જે આ દોષ ( अभिगच्छन् ) હું તેમાં પ્રાપ્ત કરું છું ( यत् दोषा यत् पूर्वारात्रिं ) જે રાત્રીમાં અથવા પૂર્વ રાત્રીમાં (૯) ( यत् जाग्रत् ) જે જાગતાં જાગતાં ( यत्

*

यद॒हर॑हरभि॒गच्छा॑मि॒ तस्मा॑देनमव॑ दये ॥ ११ ॥
तं ज॑हि॒ तेन॑ मन्दस्व॒ तस्य॑ पृ॒ष्टीरपि॑ शृणीहि ॥ १२ ॥
स मा जी॑वी॒त्तं प्रा॒णो ज॑हातु ॥ १३ ॥

[ ८ ]

जि॒तम॒स्माक॒मुद्भि॑न्नम॒स्माक॑मृ॒तम॒स्माकं॒ तेजो॒ऽस्माकं॒ ब्रह्मा॒स्माकं॒ स्व॑र॒स्माकं॒
य॒ज्ञो॒३ऽस्माकं॑ प॒शवो॒ऽस्माकं॑ प्र॒जा अ॒स्माकं॑ वी॒रा अ॒स्माक॑म् । ॥ १ ॥
तस्मा॑द॒मुं निर्भ॑जामो॒ऽमुमा॑मुष्याय॒णम॒मुष्याः॑ पु॒त्रम॒सौ यः । ॥ २ ॥
स ग्रा॒ह्याः पाशा॒न्मा मो॑चि ॥ ३ ॥
तस्ये॒दं वर्च॒स्तेजः॑ प्रा॒णमायु॒र्नि वे॑ष्टयामी॒दमे॑नमध॒राञ्चं॑ पादयामि ॥ ४ ॥
जि॒तम्॰ ।०। स निर्ऋ॑त्याः पाशा॒न्मा मो॑चि ।० ॥ ५ ॥
जि॒तम्॰ ।०। सोऽभू॑त्याः पाशा॒न्मा मो॑चि ।० ॥ ६ ॥
जि॒तम्॰ ।०। स निर्भू॑त्याः पाशा॒न्मा मो॑चि ।० ॥ ७ ॥
जि॒तम्॰ ।०। स परा॑भूत्याः पाशा॒न्मा मो॑चि ।० ॥ ८ ॥

---

सुप्त ) જે સુતા સુતા ( यत दिवा यत् नक्तं ) જે દિવસમા તેમજ જે રાત્રીમા ( १० ) ( यत् अह अह अभिगच्छामि ) જે પ્રતિદિન હુ જોઉ છુ (तस्मात् एन अव दये) તે દોષને કારણે હુ તેને મારૂ છુ (११) ( त जहि ) તેને મારી નાખ ( तेन मन्दस्व ) તેની સાથે ચાલ (तस्य पृष्टी अपि शृणीहि) તેની પાસળી ઓ તોડી નાખ ( १२ ) ( स मा जीवीत् ) તે જીવે નહિ ( त प्राण जहातु ) તેને પ્રાણ છોડી દે ( १३ )

[ ८ ] ( अस्माक जित ) અમારો વિજય હો, ( अस्माकं उद्भिन्न ) અમારો ઉદય હો, ( अस्माकं ऋतं ) અમારૂ સત્ય હો ( अस्माकं तेज ) અમારૂ તેજ વધે, ( अस्माक ब्रह्म ) અમારૂ જ્ઞાન વધે, ( अस्माक स्व ) અમારો આત્મપ્રકાશ વધે ( अस्माकं यज्ञ ) અમારો યજ્ઞ સફળ હો. (अस्माक पशव ) અમારી પાસે પશુઓ હોય, ( अस्माकं प्रजा ) અમારી પ્રજા–સતાનની વૃદ્ધિ થાય, ( अस्माक वीरा ) અમારામા વીર પુરૂષો હો ( १ )

( तस्मात् अमु निर्भजाम ) આ અપરાધને કારણે અમે તે શત્રુ પર હુમલો કરીએ છીએ ( अमु अमुष्यायण अमुष्या पुत्र असौ य ) જે આ ગોત્રનો તેનો પુત્ર અમારો શત્રુ છે ( २ ) ( स ग्राह्या पाशान् मा मोचि ) તે રોગના પાશથી ન છૂટે ( ३ ) ( तस्य इदं वर्च तेज प्राण आयुः निवेष्टयामि ) તેના તે તેજ, બળ, પ્રાણ અને દીર્ઘાયુષ્યને હુ ઘેરૂ છુ અને ( इद एन अधराञ्च पादयामि ) એ તેને હુ નીચે પાડુ છુ (४) ( स निर्ऋत्या पाशान् मा मोचि ) તે દુર્ગતિના પાશોથી છૂટવા ન પામે (५) ( स अभूत्या पाशान् मा मोचि ) તે દારિદ્રના પાશોથી ન છૂટે. (६) ( स निर्भूत्या पाशात् मा मोचि ) તે ખરાબ અવસ્થાના પાશથી ન છૂટે (७) ( स पराभूत्या पाशात् मा मोच ) તે પરાભવના પાશથી

जितम्० ।०। स देवजामीनां पाशान्मा मोचि ।० ॥ ९ ॥
जितम्० ।०। स बृहस्पतेः पाशान्मा मोचि ।० ॥ १० ॥
जितम्० ।०। स प्रजापतेः पाशान्मा मोचि ।० ॥ ११ ॥
जितम्० ।०। स ऋषीणां पाशान्मा मोचि ।० ॥ १२ ॥
जितम्० ।०। स आर्षेयाणां पाशान्मा मोचि ।० ॥ १३ ॥
जितम्० ।०। सोऽङ्गिरसां पाशान्मा मोचि ।० ॥ १४ ॥
जितम्० ।०। स आङ्गिरसानां पाशान्मा मोचि ।० ॥ १५ ॥
जितम्० ।०। सोऽथर्वणां पाशान्मा मोचि ।० ॥ १६ ॥
जितम्० ।०। स आथर्वणानां पाशान्मा मोचि ।० ॥ १७ ॥
जितम्० ।०। स वनस्पतीनां पाशान्मा मोचि ।० ॥ १८ ॥
जितम्० ।०। स वानस्पत्यानां पाशान्मा मोचि ।० ॥ १९ ॥
जितम्० ।०। स ऋतूनां पाशान्मा मोचि ।० ॥ २० ॥
जितम्० ।०। स आर्तवानां पाशान्मा मोचि ।० ॥ २१ ॥
जितम्० ।०। स मासानां पाशान्मा मोचि ।० ॥ २२ ॥
जितम्० ।०। सोऽर्धमासानां पाशान्मा मोचि।० ॥ २३ ॥
जितम्० ।०। सोऽहोरात्रयोः पाशान्मा मोचि ।० ॥ २४ ॥
जितम्० ।०। सोऽह्नोः संयतोः पाशान्मा मोचि ।० ॥ २५ ॥
जितम्० ।०। स द्यावापृथिव्योः पाशान्मा मोचि ।० ॥ २६ ॥
जितम्० ।०। स इन्द्राग्न्योः पाशान्मा मोचि ।० ॥ २७ ॥
जितम्० ।०। स मित्रावरुणयोः पाशान्मा मोचि ।० ॥ २८ ॥
जितम्० ।०। स राज्ञो वरुणस्य पाशान्मा मोचि ।० ॥ २९ ॥
जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वरस्माकं
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम्
तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः
स मृत्योः पड्वीशात्पाशान्मा मोचि
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥ ३०-३३ ॥

ન છૂટે. (૮) (सः देवजामीनां पाशात् मा मोचि) તે ઇન્દ્રિય દોષોના પાશેથી ન છૂટે. (૯) (सः बृहस्पतेः…प्रजापतेः… ऋषीणां…आर्षेयाणां…अंगिरसां…आंगिरसानां…अथर्वणां…आथर्वणानां… वनस्पतीनां…वानस्पत्यानां…ऋतूनां…आर्तवानां…मासानां…अर्धमासानां…अहोरात्रयोः…अन्हः संयत…द्यावापृथिव्योः…इन्द्राग्न्योः…मित्रावरुणयोः… वारुणस्य राज्ञः…मृत्योः पड्वीशात् मा मोचि)

[ ९ ]

जितमस्माकमुद्भिन्नमस्माकमभ्यष्ठां विश्वाः पृतना अरातीः ॥ १ ॥
तदग्निराह तदु सोम आह पूषा मां धात्सुकृतस्य लोके ॥ २ ॥
अगन्म स्वः स्वरगन्म सं सूर्यस्य ज्योतिषागन्म ॥ ३ ॥
वस्योभूयाय वसुमान्यज्ञो वसु वंशिषीय वसुमान्भूयासं वसु मयि धेहि ॥ ४ ॥

( ૧૦–૩૨ ) તે બૃહસ્પતિ, પ્રજાપતિ, ઋષિ, ઋષિઓથી ઉત્પન્ન, અંગિરસ્, અંગિરસોથી ઉત્પન્ન, અથર્વ, અથર્વથી ઉત્પન્ન, વનસ્પતિ, વનસ્પતિઓથી ઉત્પન્ન, ઋતુ, ઋતુઓથી ઉત્પન્ન, મહીના, અર્ધમહીના, અહોરાત્ર, દિવસ, દ્યુ, પૃથ્વી, ઇન્દ્ર, અગ્નિ, મિત્ર, વરુણ, રાજા વરુણ અને મૃત્યુના પાશોથી ન બચે. (૧૦–૩૨) ( तस्य इदं वर्चः० ) તેનાં આ તેજ, કાંતિ, પ્રાણ, આયુ ઇત્યાદિને હું ઘેરું છું અને તેને નીચે પાડું છું. ( ૩૩ )

[ ૯ ] ( अस्माकं जितं ) અમારો વિજય થાઓ. ( अस्माकं उद्भिन्नं ) અમારો ઉદય થાઓ. ( विश्वाः पृतनाः अरातीः ) સર્વ શત્રુસેનાઓનો નિરોધ કર્યો છે. ( ૧ ) ( अग्निः तत् आह ) અગ્નિએ આ કહેલ છે. ( सोमः उ तत् आह ) સોમે આ કહેલ છે. ( पूषा सुकृतस्य लोके मा धात् ) પૂષા મને પુણ્ય લોકમાં ધારણ કરે. ( ૨ ) અમે (स्वः अगन्म ) આત્માની જ્યોતિને પ્રાપ્ત કરે છે. ( स्वः अगन्म ) અમે અમારા તેજને પ્રાપ્ત કરીએ છીએ. ( सूर्यस्य ज्योतिषा सं अगन्म ) સૂર્યની જ્યોતિથી અમે સંયુક્ત બનીએ છીએ. ( ૩ ) ( वस्यः भूयाय ) ઐશ્વર્યની વૃદ્ધિને માટે ( वसुमान् भूयासं ) ધન યુક્ત બનું. ( वसुमान् यज्ञः ) ઐશ્વર્ય યજ્ઞ જ છે. ( वसु वंशिषीय ) ઐશ્વર્ય પ્રાપ્ત કરું ( मयि वसु धेहि ) મારામાં ધનની ધારણા કર. ( ૪ )

---

# દુઃખમોચન અને વિજય પ્રાપ્તિ

## વિજયની પ્રાપ્તિ

પ્રત્યેક મનુષ્યે પોતાના વિજયને માટે પ્રયત્ન કરવો જોઇએ. નાનામાં નાનું બાળક પણ પોતાનો પરાભવ સહન કરી શકતું નથી. પરાભવની શંકા સહેજ પણ આવે તો બાળક પણ રડવા માંડે છે, મારવા મંડે છે, અને પરાભવથી દૂર રહેવાનો યત્ન કરે છે. તેજ પ્રમાણે મોટા માણસોમાં પણ પરાભવ સ્વીકારવાની મનોવૃત્તિ હોતી નથી. હંમેશાં પોતાનો વિજય જ થાય, પોતાનો યશ વધે, પોતાની કીર્તિ ચારે દિશામાં ફેલાય એજ ઇચ્છા મનુષ્ય હંમેશાં સેવ્યા કરે છે. તેથી આવો વિજય મનુષ્યને કેવી રીતે પ્રાપ્ત થાય તેનો વિચાર કરવો જોઇએ. આ વિજય સૂક્તમાં ૯ પર્યાય સૂક્તોમાં વિજય પ્રાપ્તિ માટે આવશ્યક તત્વોનો વિચાર કરેલો છે, તેથી પોતાનો વિજય ઇચ્છનારા પાઠકે તેનું મનન કરવું જોઇએ અને તેથી લાભ ઉઠાવવો જોઇએ.

## વિજયના પ્રકાર

વિજયના ઘણા પ્રકાર છે. પહેલો આધ્યાત્મિક વિજય, બીજો આધિભૌતિક ક્ષેત્રનો વિજય છે અને ત્રીજો આધિદૈવિક ક્ષેત્રના સંબંધમાં વિજય છે. આ ત્રણ પ્રકારના મુખ્ય વિજય છે. તો પણ આ પ્રત્યેક ક્ષેત્રના વિજયોના પણ અનેક પ્રકાર છે, તે સર્વનો વિચાર અહીં કરી શકાય નહી. તો પણ તેમનું

થોડું ઘણું સ્વરૂપ સુબોધતાને માટે બતાવવામાં આવે છે.

## આધ્યાત્મિક વિજય

આધ્યાત્મિક ક્ષેત્રમાં શરીર, ઇન્દ્રિયો, મન, પ્રાણ, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, કામ, આત્મા, પ્રકૃતિ અને ઇતર સર્વ પ્રકારની વિકૃતિઓનો સમાવેશ થાય છે. તેમને નિર્દોષ રાખવા, તેમની પોતાની શક્તિઓથી તેમને પરિપૂર્ણ બનાવવા આ સર્વને આત્મોન્નતિમાં નિર્વિઘ્નતાથી લગાડી દેવાથી આધ્યાત્મિક ક્ષેત્રનો વિજય થાય છે. અહીં પ્રત્યેક ઇંદ્રિયની પ્રકૃતિ, તેની વિકૃતિ, તેમાં થનારા દોષ અને રોગ, તેમના ગુણ વગેરે સર્વનો વિચાર કરવો પડે છે. માની જ લો ને કે સર્વ વૈદ્યશાસ્ત્ર, આરોગ્ય શાસ્ત્ર, માનસશાસ્ત્ર, ઇત્યાદિ શાસ્ત્રો આધ્યાત્મિક વિજયની સિદ્ધતા કરવાને માટે જ જાણે મનુષ્યોની પાસે આવી ગયાં છે. તેની સૂચના આપવાને માટે જ પ્રથમ પર્યાય સૂક્તમાં કહ્યું છે કે—

निर्दाहः तनूदूषिः मनोहा आत्म-दूषिः इदं तं अतिसृजामि ।

" શરીરની આગ, શરીરના સર્વ દોષ, મનના નાશકારી ભાવ અને આત્માનો ઘાત કરનારા સર્વ વિચારો એ સર્વને હું દૂર કરું છું. આ ચારેમાં પ્રાયઃ આત્માનો પરાજય થવાનાં કારણો આવી ગયાં છે. વિવિધ રોગોને કારણે આપણા શરીરમાં દાહ, પીડા, કષ્ટ અથવા દુઃખ ઉત્પન્ન થાય છે. ત્યારે જ વિવિધ રોગો થાય છે. મનના ખરાબ વિચારોથી મનની નિર્બળતા ઉત્પન્ન થાય છે અને આ બધાને લીધે આત્માનું અધઃપતન થાય છે. પાઠક આ ચાર શબ્દોના વિચાર કરે અને જાણી લે કે આ ચારને લીધે આત્મામાં કલેશ કેવી રીતે ઉત્પન્ન થાય છે. જો સારી રીતે મનન કરવામાં આવે અને આ ચારના ક્ષેત્રોની વ્યાપ્તિનો વિચાર કરવામાં આવે તો પાઠકોના મનમાં આ વાત બરાબર બંધ બેસતી આવશે કે મનુષ્યનાં વૈયક્તિક કલેશનાં આ ચાર મૂળિયાં છે. જો તેમની બાબતમાં બરોબર પ્રતિબંધ કરવામાં આવે તો આધ્યાત્મિક ક્ષેત્રમાં નિશ્ચયપૂર્વક વિજય પ્રાપ્ત થશે. પૂર્વોક્ત ચાર શબ્દોના પ્રતિ શબ્દો જાણવાથી જ વિજયના સાધનો જાણી શકાય છે.

शमः तनूशुद्धिः मनः शुद्धिः आत्मशुद्धिः ।

આ ચાર શબ્દો છે જેનાથી પૂર્વોક્ત ચાર દોષ દૂર થઇ શકે છે. ઇન્દ્રિયદમન, ઇન્દ્રિયશમન, ઇત્યાદિથી શરીરનો દાહ દૂર થાય છે અને શરીરમાં સર્વત્ર શાંતિ થાય છે. તનુશુદ્ધિથી શરીરના સર્વ દોષ દૂર થાય છે, મનની પવિત્રતાથી મનનું બળ વધે છે અને આત્મશુદ્ધિથી આત્મોન્નતિ થાય છે. આ પ્રમાણે વિચાર કરવાથી જણાઇ જશે કે અધ્યાત્મોન્નતિના આ ચાર સાધન છે અને એટલા માટે જ પૂર્વોક્ત ચાર દોષોને દૂર કરવાની સૂચના પ્રથમ પર્યાય સૂક્તમાં કહેલ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં આ ઉદ્દેશ્યથી કહ્યું છે—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥
रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥
प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥
(ભ. ગી. ૨)

" વિષયોના ચિન્તનથી આસક્તિ, આસક્તિથી કામના, કામનાથી ક્રોધ, ક્રોધથી મૂઢતા, મૂઢતાથી બુદ્ધિનાશ, અને બુદ્ધિનાશથી મનુષ્યનો સર્વનાશ થાય છે. પરંતુ જેનું મન તેના કાબુમાં છે અને જેની ઇન્દ્રિયો રાગદ્વેષ રહિત છે, તેઓ ઇન્દ્રિયોથી કાર્ય કરાવતાં છતાં પણ પ્રસન્ન રહે છે. ચિત્ત પ્રસન્ન રહેવાથી સર્વ દુઃખો દૂર થાય છે અને તેની બુદ્ધિ પણ સ્થિર રહે છે." આ શ્લોકમાં આધ્યાત્મિક દુઃખોના કારણો કહેલાં છે અને તેમને દૂર કરવાના ઉપાય પણ કહેલા છે. *અતઃ આ શ્લોકો આત્મ વિજયના વિષયનો વિચાર* કરવાને સમયે ખૂબ જ બોધપ્રદ થઇ શકે છે. અસ્તુ. આ પ્રકારના જે જે દોષ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને આત્મામાં હોય છે તેઓ શું કરે છે તે જોઇએ—

रुजन्, प्रमृणन्, प्रोक्षः खनः । (પર્યાય સૂ. ૧૨–૩)

જ્યાં દોષ હોય છે ત્યાં તેઓ, " તોડે છે, મરડે છે, કચરી નાખે છે, ફોડી નાખે છે, કાપે છે, ખોદે છે, ખાડો કરે છે." આ પ્રમાણે અનેક રીતે નાશ કરે છે. પાઠક કામ અને ક્રોધની વખતે જો આત્મનિરીક્ષણ કરશે તો તેમને સ્પષ્ટ જણાશે કે આ કામ અને ક્રોધ મનુષ્યના શરીરમાં

કેવી રીતે તોડવાનું, મરડવાનું, ખોદવાનું અને નાશ કરવાનું કાર્ય કરે છે કામથી તો શરીરનું આધાર રૂપી જે વીર્ય છે તેનોજ નાશ થાય છે કામથી લોહીમાં રહેલાં જીવન બિન્દુઓ નષ્ટ થાય છે. આ પ્રમાણે સર્વ વિકાર તોડવાનું, મરડવાનું, અને નાશ કરવાનું કામ કરે છે એટલા માટે આધ્યાત્મિક ભૂમિકાના આ સર્વ શત્રુઓને દૂર કરવા જોઇએ તેથી કહ્યું છે—

યં વયં દ્વિષ્મઃ તં આભિ પ્રતિસૃજામ। ( મ ૧૧૫ )
ઘોરં યાનિ તનૂદૂર્વિ પ્રતિસૃજામિ। ( મ. ૧૧૭ )

જે રોગ દિ અને વિવિધ દોષોનો અમે દ્વેષ કરીએ છીએ અર્થાત્ તેમને અમારી પાસે રાખવા ઇચ્છતા નથી તેમને અમે દૂર કરીએ છીએ ઘાતક, ખોદી કાઢનારા, શરીરમાં દોષ વધારનારા સર્વ દોષોને અમે દૂર કરીએ છીએ "આ દોષોને એટલા માટે દૂર કરવા જોઇએ કે જેથી અધ્યાત્મ ક્ષેત્રના સર્વ દોષ દુર થઇ જાય અને પ્રસન્નતા વિરાજે. આ વિષયમાં વધારે જુઓ—

યત્ ચ ઘોરં તત્ ( પ્રતિસૃજામિ )। ( મ. ૧૧૮ )
શરિમાઃ આપ અસ્મત્ પ્ર પ્રવહન્તુ।( મ. ૧૧૦-૧૧ )
આપઃ શિવયા તન્વા મા ઉપસ્પૃશત। ( મ ૧૧૨ )
ઇન્દ્રસ્ય ઇન્દ્રિયેણ અભિષિઞ્ચત ( મ ૧૧૯ )

"આપની અ દર જે ભય કર અને હાનિકારક દોષ હોય તેમને હુ સર્વથી પ્રથમ દૂર કરુ છુ દોષ દૂર કરવાને માટે જળથી ચિકિત્સા કરવા યોગ્ય છે શુદ્ધ જળ અમારા શરીરમાંથી સર્વ દોષ અને સર્વ પાપને દૂર કરે છે જળ પોતાના શુદ્ધ ગુણથી મારા શરીરને સ્પર્શ કરે ઇન્દ્ર અર્થાત્ આત્માની શકિતથી અભિષેક કરવામાં આવે. અહીં જળ ચિકિત્સાથી શરીરના સર્વ દોષ દૂર કરવાનો ઉપદેશ છે તે અત્યત મહત્વનો છે. શરીરમાં જે કાઇ દોષ હોય તેમને જળના વિવિધ પ્રયોગોથી દૂર કરવા એને જળચિકિત્સા કહેવાય આવે છે શરીરને ઠંડા પાણીનો સ્પર્શ જ્યારે સુખદ યક લાગે ત્યારે સમજી લેવું જોઇએ કે શરીર સ્વસ્થ છે, જ્યારે શીતળ જળનો સ્પર્શ દુ ખદાયક જણાય ત્યારે જાણી લેવુ કે શરીરમાં કોઇ રોગ ઘુસી ગએલ છે આ સર્વ દોષ જળ ચિકિત્સાથી દૂર કરવા જોઇએ, અને ઇન્દ્રની શકિતના જળથી સ્નાન કરવુ જોઇએ જે પ્રકારે જળના સ્નાનથી આખુ શરીર ભીંજાય છે તેવી રીતે આત્માની શકિતથી સર્વ શરીર સચારિત થવુ જોઇએ. સર્વ શરીરમાં આત્મ શકિતનો સુખથી સંચાર થવો જોઇએ. તેથી—

મયિ ક્ષત્રં પર્જઃ આપશ્ચ। ( મ. ૧૧૩ )

"મનુષ્યમાં ક્ષાત્ર બળ અને તેજસ્વિતા વધશે" જળજ આ સર્વ કાર્ય કરશે. જળ ચિકિત્સાથી જ વીર્ય વધશે, દોષ દૂર થશે અને શરીરની કાંતિ પણ વધશે. આ પ્રકારે શરીરનું ઉત્તમ સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે આ સ્વાસ્થ્ય મનુષ્યોને પ્રાપ્ત થાય એટલા માટે—

અપાં વૃષભ અતિસૃષ્ટઃ
દિવ્યાઃ શલ્યાઃ અતિસૃષ્ટાઃ। ( મ ૧૧ )

"જળની વૃષ્ટિ કરનારા મેઘ પોતાના સ્થાનથી મુકત થયા અર્થાત્ તેમનાથી વૃષ્ટિ થઇ ગઇ, દિવ્ય અગ્નિ જે વિજળી છે તેઓ પણ ખુલ્લી રીતે પ્રકાશિત થઇ રહી છે." અર્થાત્ વિશેષ પ્રમાણમાં વૃષ્ટિ થઇ ગઇ છે, પરમેશ્વરીય નિયમોથી જે વૃષ્ટિ થાય છે તેનો ઉપયોગ એ છે કે મનુષ્ય તેનાથી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે અને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ સિદ્ધ કરે અહીં આત્મિક ઉન્નતિનો ઉપદેશ આપતાં આપતાં મેઘના દૃષ્ટાંતથી સર્વ લોકોને જણાવ્યુ છે કે જેવી રીતે મેઘ જગતની ભલાઇને માટે પૂર્ણપણે આત્મ સમર્પણ કરે છે તે પ્રમાણે પ્રત્યેક માણસે જગતની ભલાઇને માટે પૂર્ણપણે આત્મ સમર્પણને માટે આત્મ યજ્ઞ કરવો જોઇએ આગલા વિચાર આ કાંડના પ્રથમ પર્યાય સૂકતમાં સુબ્યતા કહેલા છે પોતાની ઉન્નતિ ઇચ્છનારા પાઠકો એના મનનથી પર્યાપ્ત બોધ પ્રાપ્ત કરી શકે છે

## ઇન્દ્રિય શુદ્ધિ

આત્મોન્નતિને માટે ઇન્દ્રિયોની પવિત્રતાની અત્ય ત આવશ્યકતા હોય છે પવિત્રતા સિવાય કોઇની ઉન્નતિ કદી પણ થવાની શક્યતા છે જ નહિ તેથી દ્વિતીય પર્યાય સૂકતમાં પોતાની પવિત્રતાનો વિષય સ ક્ષેપમાં કહેવામાં આવ્યો છે સર્વથી પ્રથમ મનુષ્યોને એક અત્ય ત ઉત્તમ ઉપદેશ આપેલો છે તે પાઠક બરાબર વાંચે અને લક્ષમાં રાખે —

દુઃ+મર્મણ્ય નિ। ( મ ૨૧ )

"દુષ્ટ રીતની ગતિ અર્થાત્ ખરાબ વર્તન, દુષ્ટ વ્યવહાર દૂર થય, દુષ્ટ વ્યવહાર અમારાથી તદ્દન ( નિશેષ રીતે ) દૂર રહે" અમારામાં દુષ્ટ ગતિ કરનારા ભાવ ન રહે અને અમારા સમાજમાં દુરાચારી મનુષ્ય પણ ન રહે આ પ્રમાણે

એક મનુષ્યના સુધરી જવાથી આખો સમાજ સુધરી જશે જે નિયમ એક મનુષ્યની સુધારણા માટે છે તેજ નિયમ આખા સમાજને સુધારવા માટે છે વ્યક્તિની સુધારણા માટે દુષ્ટ ગુણોને દૂર કરવા જોઇએ. એજ રીતે સમાજના સુધાર માટે દુષ્ટગુણ યુક્ત મનુષ્યોને દૂર કરવા જોઇએ દુષ્ટ મનુષ્યોને દુર કરવા એનો અર્થ એ નથી કે સમાજમાંથી દુષ્ટ ગુણોનું આશ્રય સ્થાનજ નષ્ટ કરવુ જોઇએ. એટલે કે સાર્વત્રિક ઉન્નતિનો નિયમ દુષ્ટતાને દૂર કરવી, હણવી એજ છે આ પ્રમાણે સર્વસાધારણ ઉન્નતિનો ઉપદેશ આપ્યા પછી વિશેષ સ્પષ્ટિકરણ કરવાના ઉદ્દેશથી કેટલીક ઇન્દ્રિયોનો નિર્દેશ કરીને આત્મ સુધારણાનો માર્ગ દર્શાવ્યો છે—

**उर्जा मधुमती वाक् । मधुमतीं वाच उदेयम् ॥**

(મં. ૨૧૧-૨)

"વાણી મધુર હો તેમજ બળશાળી હો, મનુષ્યો મધુર અને બળયુક્ત વાણીથી એક બીજા સાથે વાતો કરે." મનુષ્યોમાં ઝગડા અને ટંટા થાય છે તેનું કારણ કટુ શબ્દ પ્રયોગ જ છે મનુષ્યના મનમાં વિષ ભરાએલુ હોય છે તે કટુ શબ્દો દ્વારા બહાર આવે છે, અને તેની આજુ બાજુ સર્વ સ્થાનમાં વિષયુક્ત વાયુમંડળ ઉત્પન્ન કરે છે તેથી મનુષ્ય જો પોતાની અન્તઃશુદ્ધિ કરશે તો તે કદાપિ કટુ શબ્દોનો પ્રયોગ નહિ કરી શકે, તેનાથી થશેજ નહિ

મનુષ્ય એવા શબ્દ પ્રયોગ કરે કે તે મધુર હો, શત્રુઓમાં મિત્રતા થાય અને ઉત્પન્ન થએલી મિત્રતા સુદૃઢ બની જાય કેવળ શબ્દોની મધુરતા જ બસ થતી નથી પરંતુ શબ્દોમાં (ઉર્જ.) બળ હોવુ જોઇએ નહિતો કેટલાએ મનુષ્યો પોતાનાજ પુત્રને "ગુનામ" કહીને બોલાવે છે, બીજાને "તુ મરી જઇશ" એમ કહે છે "તુ તદ્દન હરામી છે" એમ કહે છે. આવા શબ્દોથી આપણી વાણી તો મલિન બનેજ છે પરન્તુ આ શબ્દો જે જે માણસો સાંભળે તેમના મનમાં પણ નિર્બળતાનું વાયુમંડળ ઉત્પન્ન થાય છે એટલા માટે પ્રત્યેક માણસ માટે યોગ્ય છે કે તે ઉત્સાહપૂર્ણ બળશાળી અને પ્રભાવપૂર્ણ શબ્દોનો પ્રયોગ કરે પોતાના પુત્રને, "તું ઇન્દ્ર છે" એમ કહે "તુ અમર થશે" એમ કહે "તુ સત્ય સ્વરૂપ છે," "તુ સ્વયં આનંદઘન છે" એમ કહે આવુ બોલવાથી સર્વ સાંભળનારાના મનમાં ઉત્સાહનું વાયુમંડળ ઉત્પન્ન થાય છે. મનુષ્યોનાં નામ "કયરાભાઇ" રાખવાને બદલે "નિર્ભયરામ" "દિગ્મનસિંહ" એવાં રાખવાં જોઇએ, જેથી એ નામના પ્રત્યેક ઉચ્ચારને સમયે આપણામાં શુભ વિચાર ઉત્પન્ન થાય પ્રત્યેક પાઠક નિશ્ચયપૂર્વક એવો યત્ન કરે કે પોતાની વાણીથી કદી પણ અશુભ વિચાર પ્રગટ થાય નહિ અને હમેશાં ઉત્સાહમય વિચારો જ પ્રગટ થાય આ માટે મનુષ્યે શું કરવુ જોઇએ? આ પ્રશ્નનો ઉત્તર અહીં કેવળ બેજ શબ્દો દ્વારા આપેલ છે "गो-पा અને गो-पीथ" આ બન્ને શબ્દો અત્યંત મહત્વ પૂર્ણ છે મનુષ્યોનો સંપૂર્ણ સત્ય ધર્મ આ શબ્દોમાં આવી ગએલ છે "गोप" શબ્દનો અર્થ છે ઇંદ્રિયોની રક્ષા અને "गोपीथ" નો અર્થ છે ઇન્દ્રિયોનું પાલન એકથી શક્તિ વર્ધનનો બોધ મળે છે જ્યારે બીજાથી ઇન્દ્રિયોના સંયમનો બોધ મળે છે જેવી રીતે ગાયોનો રખવાળો ગાયોને ઉત્તમ ઘાસ વગેરે ખાવા આપે છે અને મજબુત અને પુષ્ટ બનાવે છે તેમજ તેમને આમતેમ રખડવા ન દેતાં પોતાના કબજામાં રાખે છે તેવી રીતે મનુષ્ય પોતાની ઇન્દ્રિયોની શક્તિ વધારે અને મનોનિગ્રહ દ્વારા તેમને કાબુમાં પણ રાખે. મનુષ્યની ઉન્નતિ માટે આ પ્રકારનો ઇન્દ્રિય સંયમ અને મનોનિગ્રહની અત્યંત આવશ્યકતા છે પાઠક આ શબ્દોથી બરાબર બોધ પ્રાપ્ત કરે જેઓ આવો સંયમ રાખનારા હોય તેઓ જ (उपहूत) પાસે બોલાવવા જેવા હોય છે જે લોકો પોતાની ઇન્દ્રિયોને સ્વેચ્છાચારી બનાવે છે તેઓ સમાજમાં આદરપૂર્વક બોલાવવા યોગ્ય નથી જ પાઠક તેનો વિચાર કરે અને આ વેદોપદેશથી પોતાનુ વૈયક્તિક અને સામાજીક આચરણ સુધારે આગળ કાનની બાબતમાં ઘણો સુંદર ઉપદેશ આપેલ છે

**भद्रश्रुतौ कर्णौ । सुश्रुतौ कर्णौ । भद्रं श्लोकं श्रूयासम्**
**सुश्रुतिः उपश्रुतिं च मा मा हासिष्टाम् ।** (મ ૨૧૪ ૫)

"મારા કાન સારા ઉપદેશ સાંભળે, સારા ઉપદેશોથી મારા કાન પવિત્ર બનેલા હો કલ્યાણ કરનારી વાણી હુ સાંભળ્યા કરૂ. ઉત્તમ ઉપદેશ સાંભળવા અને દૂરથી સારા શબ્દો સાંભળવાની મારી શક્તિ કદી ક્ષીણ ન હો!" અહીં કાનોની સાર્થકતાનુ સાધન દર્શાવ્યુ છે ઇશ્વરે મનુષ્યને કાન એટલા માટે આપ્યા છે કે તેનાથી મનુષ્ય હમેશાં ઉત્તમ ઉપદેશ સાંભળે, કદી ખરાબ શબ્દ ન સાંભળે ઋગ્વેદમાં પણ કહ્યુ છે કે—

**भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः**
( ઋ ૧।૮૯।૮ )

" અમે કાનોથી કલ્યાણકારક ઉપદેશ સાંભળીએ અને આંખોથી કલ્યાણકારક વસ્તુઓ જોઈએ " આ સર્વ ઉપદેશ એટલા માટે છે કે તેનાથી મનુષ્યની સુધારણા થઈ શકે, મનુષ્ય પવિત્ર બને અને ઉન્નત બને, આ પ્રમાણે કાનના વિષયમાં કહ્યા પછી નેત્રની બાબતમાં પણ કહ્યું છે

**सौपर्णं चक्षुः अजस्रम्** ( મ ૨।૫ )

' ગરૂડ ની જેમ મારી તીક્ષ્ણ દૃષ્ટિ હો " અને તે ઉત્તમ અને કલ્યાણમયી વસ્તુઓ જુએ આ પ્રકારે ઇન્દ્રિય શુદ્ધિને માટે આ પર્યાય સૂકતમાં કહ્યું છે એમ કે—

**ऋषीणां प्रस्तरः असि । दैव्याय प्रस्तराय नमः ।**
( મ ૨।૬ )

" તું ઋષિઓનુ પ્રસ્તર ( ઢાંકણુ આવરણુ ) છે. આ દિવ્ય પ્રસ્તરને માટે નમસ્કાર હો " ઋષિઓના આત્મા ઘણા કઠક અને ખડક જેવા કઠણ હોય છે આજ દિવ્ય ખડક છે તેની બાબતમાં પ્રત્યેક જણે પોતાના અંતઃકરણમાં પૂજ્ય ભાવ ધારણ કરવો જોઈએ આ આત્માની ઉપાસનાથી સર્વનું હિત થવાનું છે, અહીં સુધીનો આ ઉપદેશ દ્વિતીય પર્યાય સૂકતમાં કહેલ છે

### આધિભૌતિક વિજય

પૂર્વોકત પ્રકારે મનુષ્યની આધ્યાત્મિક અને વૈયક્તિક ઉન્નતિ થયા પછી તેણે પોતાનો આધિભૌતિક વિજય સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ તેનો વિચાર ૧૬ મા કાણ્ડના તૃતીય પર્યાય સૂકતમાં કરેલ છે, તે બોધપ્રદ ઉપદેશ પાઠક હવે જુએ

**अहं रयीणां मूर्धा भूयासं ।**
**समानानां मूर्धा भूयासम् ।** ( મ ૩।૧૨ )
**अहं रयीणां नाभिः भूयासं ।**
**समानानां नाभिः भूयासम्** ( મ ૪।૧-૨ )

" હુ ધનોનો સ્વામી અને કેન્દ્ર બનું હુ સમાન કક્ષાના લોકોનો મુખી અને તેમનુ મધ્ય કેન્દ્ર બનું ' પોતાની યોગ્યતા નેતા બનવાની હોવી જોઈએ પ્રત્યેક મનુષ્ય નેતા નથી બની શકતો તો પણ બહુગુણ સંપન્ન બનવાનો પ્રત્યેક મનુષ્ય પ્રયત્ન કરે તો તેનો અવશ્ય સુધારો થઈ શકશે આ દૃષ્ટિથી આ પ્રકારની ઇચ્છા મનુષ્ય પોતાના મનમાં ધારણ કરે અને ધર્માનુકૂળ ઉન્નતિનો યત્ન કરે આવા નેતા બનવાને માટે જે ગુણ મનુષ્યે પોતામાં વધારવા જોઈએ તેની સૂચના આ સૂકતની આગલા મંત્રોમાં આપેલ છે જુઓ—

**रुजः, वेन, मूर्धा, विधर्मा उग्रः, चमस, धर्ता, धरुणः । विमोकः, आर्द्रपविः, आर्द्रदानुः मातरिश्वा च मा, मा हासिष्टाम् ॥** ( મં ૪।૨-૪ )

" તેજસ્વિતા મહત્ત્વાકાંક્ષા, મસ્તિષ્કની શકિત, વિશેષ ગુણધર્મ, યજ્ઞસાધન, ધારક શકિતઓ, બંધનમુકિતની ઇચ્છા, સિદ્ધ શરૂ દાન કરવાની ઇચ્છા, અને પ્રાણ એ મારો ત્યાગ ન કરે " આ ગુણો જો મનુષ્યમાં રહેશે અને વૃદ્ધિ પામશે તોજ તે મનુષ્યોનું કેન્દ્ર અથવા મુખી કહેવાશે આ ગુણો વિશે ( મહત્ત્વના છે તેથી તેમનો અધિક વિચાર કરવો જોઈએ ( रुजः ) તેજસ્વીતા, આમાં શરીર, ઇન્દ્રિઓ, મન બુદ્ધિ અને આત્માની તેજસ્વિતાનો અન્તર્ભાવ થાય છે મનુષ્ય સર્વ પ્રકારે તેજસ્વી બને ( वेनः ) ઇચ્છા અર્થાત્ પોતાની વૈયક્તિક, સામાજીક અને રાષ્ટ્રિય મહત્ત્વની ઇચ્છા આ ઇચ્છાને લીધે મનુષ્ય પુરુષાર્થી થઈ શકે છે અને વિશેષ શ્રેષ્ઠ કર્મ કરીને પોતાનો તેમજ સમાજનો ઉદ્ધારક બની શકે છે ( मूर्धा ) શિર અર્થાત્ મસ્તિષ્ક મનુષ્યની યોગ્યતા ઉચ્ચ અથવા નીચ હોવું એ તેની મસ્તિષ્કની શકિતપર નિર્ભર રહે છે માટે મનુષ્ય માટે એ ઉચિત છે કે તે પોતાની મસ્તિષ્કની શકિતને વધારે ( विधर्मा ) વિશેષ ધર્મોથી યુકત બનવું સાધારણ ગુણ કર્મો અને ધર્મથી યુકત હોય તે મનુષ્ય સામાન્ય જ હોઈ શકે છે પરન્તુ તેનામાં જો વિશેષ યોગ્યતા આવવી હોય તો, જો તે સમાજ અને રાષ્ટ્રનું કેન્દ્ર બનવાની ઇચ્છા રાખતો હોય તો તે પોતાની અંદર વિશેષ ધર્મોની વૃદ્ધિ કરે સામાન્ય મનુષ્યની અંદર જે ધર્મ હોતા નથી એવા નાના ધર્મ તપશ્ચર્યાથી પોતામાં વધારી શકે ( उग्र चमस ) આ યજ્ઞ પાત્રો છે આ યજ્ઞનાં સર્વ ઉપલક્ષણો છે સર્વ પ્રકારના યજ્ઞ કરવાથી અને યજ્ઞમય યજ્ઞરૂપ જીવન હોવાથી જ મનુષ્યની યોગ્યતા વધે છે મનુષ્ય ક્રતુરૂપ હોવો જોઈએ યાજ્ઞિક બનવુ એ મનુષ્યનું ધ્યેય હોવું જોઈએ ( धर्ता ) ધારણ કરનારો, સમાજનું ધારણ રાષ્ટ્રનું ધારણ ધર્મનું ધારણ કરવું એ મનુષ્યનું કર્તવ્ય છે બીજા પ્રાણીઓને પોતાની શકિતનો આધાર દેવો એનો અર્થજ ધર્તા બનવું એમ છે ( धरुण ) તેનો અર્થ પણ ધારક જ છે એમાં ભાવ અધિક છે પોતે સ્થિર રહીને બીજાને દુઃખ સમુદ્રથી પાર થવામાં પોતાનો આધાર આપવાનું કાર્ય

કરવું એ મનુષ્ય માટે યોગ્ય છે મનુ યે પોતામાં એટલી શકિત મેળવવી જ જોઇએ

( **विमोक** ) વિમોચન કરનારો, મનુષ્યોને મુક્ત કરનારો મનુષ્યોને બન્ધનોથી મુકત કરનારો, મનુ યોને સ્વતંત્રતા અપાવનારો જે નેતા હશે તે સર્વથી શ્રેષ્ઠ સમજવા યોગ્ય છે. આજ લોકોનું પરિત્રાણ, સજ્જનોની રક્ષા, દુર્જનોનું નિર્દાલન, અને ધર્મની સ્થાપના કરવાનો અર્થ છે ( **आर्द्र-पविः** ) પવિનો અર્થ છે તલવાર, ખડ્ગ અથવા શસ્ત્ર શત્રુના રકતથી જેનું ખડ્ગ ભીનું હોય છે અથવા શત્રુનો નાશ કરવાથી જેનું શસ્ત્ર આર્દ્ર અથવા ભીનુ થવાને ઉત્સુક છે તેને માટે આ નામ વપરાય છે ધર્મ યુદ્ધ કરવાને માટે જે તૈયાર થાય છે તેનું નામ આ છે ( **आर्द्र- दानुः** ) આર્દ્રતા, સ્નેહથી આર્દ્રભાવનુ જે દાન કરે છે, જેનું મન સ્નેહથી હંમેશા આર્દ્ર રહે છે તેનું આ નામ છે. ( **मातरि-श्वा** ) પોતાની માતામાં જેનો આશ્રય છે એટલે કે જે માતૃભકત છે માતૃભૂમિમાં એટલા માટે રહે છે કે પોતાના જીવન સમર્પણથી માતૃભૂમિની સેવા થાય અને તેટલા માટે જ જે માતૃભૂમિમાં સચાર કરે છે.

આ બાર શબ્દો મનુષ્યનાં વિશેષ કર્તવ્ય દર્શાવે છે. મનુષ્યો આ કર્તવ્ય કરે આ કર્તવ્યો મનુષ્ય કદી પોતાથી દૂર ન કરે. આ કર્તવ્યોથી મનુષ્ય કદી પણ વિમુખ ન થાય આ ધર્મથી અને તેથી બોધિત થતાં કર્તવ્યોથી યુકત બનેલો પુરૂષ જ શ્રેષ્ઠ અને ઉચ્ચ હોય છે અહીં કોઇ નિર્મળ મનુષ્ય કહેશે કે અમે તો નિર્બળ છીએ, અમારાથી આ ગુણધર્મો ધારણ કરી શકાશે નહિ એટલા માટે આત્માનો સ્વભાવ કેવો છે એ વાત આ સૂકતનો મ ત્ર પોતેજ કહે છે

**आत्मा बृहस्पति॰ नृमणा हृद्यः** ( મ ૩૫ )
**विधर्मणा समुद्र॰ आस्मि** । ( મ ૩૬ )
**मर्त्येषु अमृत सुपा** । ( મ ૪૨ )

' આત્મા જ્ઞાનયુકત છે, મનુષ્યના હૃદયમાં નિવાસ કરે છે મનુષ્યમાં મનન કરનારો છે. પોતાના વિશેષ ધર્મથી તે સમુદ્ર જેવો ફેલાએલો ગભીર છે. જે મરણને આધિન છે એવા દેહમા તે અમર છે તેમજ ઉત્તમ તેજથી યુકત છે " આ આપણા આત્માના ગુણ ધર્મ છે એમ જાણીને વિચારથી અને મનનથી આ ગુણોનો સાક્ષાત્કાર કરે. આ જ્ઞાનથી મનુષ્યની નિર્બળતા દૂર થશે અને આ પૂર્વોકત ગુણોને પોતામાં વધારવાને સમર્થ થશે. આ પ્રમાણે આત્મિક બળ પ્રાપ્ત થવાથી—

**असतापं हृदयं । उर्वी गव्यूतिः** । ( મં. ૩૬ )

"હૃદય સંતાપ રહિત અર્થાત્ શાન્ત થશે અને ગો નામ ઇન્દ્રિયોની ગતિ ઘણી જ વિસ્તૃત થાય છે પોતાની સર્વ શકિતઓ વધે છે જીવન પ્રભાવશાળી બને છે આત્માની શાન્તિ તેના સર્વ વ્યવહારોમાં દેખાય છે, અને ગમે તેવા પ્રસગ માટે શાન્ત અને ગભીર બની કાર્ય કરી શકે છે કદી પણ અશાંત થતો નથી. શરીરનો નાશ થવા છતાં પણ હું અમર છુ એવો વિશ્વાસ એને નિડર બનાવે છે, અને મહાન સત્કર્મો તેની પાસે કરાવે છે. આવી સ્થીતિમાં સર્વ દેવો તેના રક્ષક બને છે.

**सूर्य 'वायु ''अग्निः'''यमः 'सरस्वती पातु** ।
( મ. ૪૪ )

" સૂર્ય, વાયુ, અગ્નિ, યમ, સરસ્વતી તેની રક્ષા કરે છે " સૂર્ય નેત્ર સ્થાનમાં, વાયુ પ્રાણ સ્થાનમાં, અને વાણીના સ્થાનમાં, યમ શિશ્ન સ્થાનમાં, સરસ્વતી બુદ્ધિ સ્થાનમાં રહીને તેને દરેક પ્રકારની સહાયતા કરે છે અને પોતાની દિવ્ય શકિતથી પવિત્ર કરે છે આત્મ શકિતથી યુકત બનેલા પુરૂષને આ પ્રમાણે સર્વ દેવ સહાયક બને છે આ વિષય આ પહેલા પણ આવી ગએલ છે, અને વેદમાં વાર વાર કહેવામાં આવેલ છે એટલા માટે જે મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે અને પોતાનુ જીવન યજ્ઞરૂપ બનાવે તેને સર્વ દેવતાઓની સહાય મળે છે, એ વિશ્વાસ પાઠક મનમાં બરાબર ધારણ કરે. આવો મનુષ્ય નિર્ભય બનીને વ્યવહાર કરે છે, અને એટલા માટેજ આ મનુષ્ય સર્વનો નેતા બનવાને યોગ્ય થાય છે તે કહે છે કે—

**प्राणः मां मा हासीत्** ।
**अपान अवहाय मा परागात्** । ( મ. ૪૧૩ )

" મારા પ્રાણ અને અપાન મને છોડીને દૂર ન જાય " આમ તે એટલા માટે કહે છે કે તેણે પોતાનુ સર્વ જીવન ઇશ્વરની ભક્તિ અને સેવાને માટે સમર્પિત કરેલ હોય છે. તે પોતાના જીવનથી જનતાની સેવા કરવા ઇચ્છે છે પોતાનો પ્રાણ તે ઇશ્વરને માટે સમર્પિત કરવા ઇચ્છે છે અન્ય કાર્યનુ તેને સ્મરણ પણ હોતું નથી તે જાણે છે કે—

**मित्रावरुणौ मे प्राणापानौ । शक्करी आप स्वस्ति** ।
( મ. ૪૧૭ )

*

" પોતાના પ્રાણ અને અપાન એ હવે પ્રત્યક્ષ મિત્ર અને વરુણ દેવતા છે અને જળની અંદરનું સામર્થ્ય માર કરવાનું કરે છે " આ પ્રમાણે તે નિહાળે છે અને અનુભવ કરે છે કે પોતાનો સર્વ દેહ અને જીવન દેવતામય બનેલું છે આ સમયે તે દુષ્ટ કલ્પનાથી તદ્દન દૂર થઇ જાય છે સર્વ તેના દેવતારૂપ સ્વરૂપમાં તલ્લિન બને છે, તે દરેક કાર્ય સહજગતિ અને રીતથી કરે છે, તેને તેવાં કાર્ય કરવાને માટે કોઇ ખાસ પ્રયાસ કરવો પડતો નથી કારણ કે તે વિશ્વરૂપ બનેલો હોય છે, આ સમયે તે અનુભવ કરે છે કે—

अग्निः मे वर्चः । ( મ ૪।૩ )

" અગ્નિ તેનામાં બળને ધારણ કરે છે " અન્ય દેવતાઓ અન્યાન્ય સામર્થ્ય ધારણ કરે છે તેનો આત્મા પ્રત્યક્ષ ઇશ્વરીય ગુણોથી પ્રભાવશાળી બનેલો હોય છે એવા મહાત્માને ધન્ય છે તેજ પ્રભાવશાળી નેતા બની શકે છે, અને તેજ લોક સંગ્રહ કરવામાં સમર્થ બને છે તેજ માનવી જગતને સાચો માર્ગ બતાવી શકે છે યુગયુગમાં આવા સત્પુરુષો ઉત્પન્ન થાય છે અને જનતામાં પ્રત્યક્ષ કાર્ય કરે છે અને બંધનમાં પડીને સબંધ વાળા લોકોને બંધનમાંથી મુક્તિ મેળવવાનો માર્ગ દર્શાવે છે

### સ્વપ્ન

આગળ પાંચમા અને છઠ્ઠા એમ બે પર્યાય સૂક્તોમાં સ્વપ્નનો વિચાર કહેવામાં આવ્યો છે તે સૂક્તોમાં દુષ્ટ સ્વપ્નો-ના જે કારણો બતાવ્યાં છે તે આ છે—

ग्राह्याः निर्ऋत्या अभूत्या निर्भूत्या
पराभूत्या देवजामीनां पुत्र स्वप्न ।
( મ૦ ૫।૧-૮ )

રોગ, ખરાબ સ્થિતિ, દારિદ્ર, દુર્ગતિ, પરાભવ અને ઇન્દ્રિય દેવ આ કારણોને લીધે દુષ્ટ સ્વપ્નો આવે છે આ દુષ્ટ સ્વપ્નો જાણે કે મૃત્યુનો સંદેશ જ આપે છે એથી દુષ્ટ સ્વપ્ન પડવા માડે કે મનુષ્યને માટે યોગ્ય છે કે તે પોતામાં કયું રોગબીજ ઘુસી ગયું છે તે શોધી કાઢે અને તેને દૂર કરવાનો યત્ન કરે દુષ્ટ સ્વપ્નનાં જે કારણો અહીં આપેલાં છે તેમનો પણ થોડો વિચાર અહીં કરવા જેવો છે ( ग्राही ) ભયાનક રોગ જે શરીરમાં દાખલ થયા પછી સહસા શરીરને છોડતા નથી અને દુઃખ દેતાં દેતાં આખરે મનુષ્યના પ્રાણ હરી લે છે આવા રોગો શરીરમાં હોવાથી મનુષ્યને વારવાર દુષ્ટ સ્વપ્નો આવે છે, તેથી જો આવા દુષ્ટ રોગોથી જ ખરાબ સ્વપ્નાં આવતાં હોય તો તેમને દૂર કરવા માટે ચિકિત્સા દ્વારા રોગબીજોને દૂર કરવાં જોઇએ શરીરને નિર્દોષ અને નિરોગી બનાવવું જોઇએ આ કાર્યને માટે આ કાંડમાં પહેલાં જળચિકિત્સાનો ઉપાય દર્શાવ્યો છે ( निर्ऋति ) ઋતિનો અર્થ છે ઉન્નતિ, અભ્યુદય સમર્થતા અને સામર્થ્ય, તેનાથી ઉલટો અર્થ ( निर्ऋति ) નો છે અવનતિ અથવા ક્ષીણતા અને નિર્બળતાથી દુષ્ટ સ્વપ્ન આવે છે તેમને દૂર કરવા માટે જે ઉપાયો હોય તેમને કામમાં લેવા જોઇએ ( अभूति ) ઐશ્વર્યહીન થવું અને ( निर्भूति ) મહા-સંકટમાં પડવું તથા ( पराभूति ) પરાજય થવો, પરતંત્ર પરાધીન અને પરવશ થવું આ કારણોને લીધે પણ દુષ્ટ સ્વપ્નો આવે છે આ કારણોને દૂર કરવાના ઘણા ઉપાયો છે પ્રત્યેકને માટે ભિન્ન ભિન્ન ઉપાયો છે તેથી તેમનું અવલંબન યોગ્ય રીતે થવું જોઇએ મુખ્ય ઉપાય સ્વાવલંબનથી સ્વાધીનતા પ્રાપ્ત કરવાનો છે ( देवजामी ) આપણા શરીરમાં દેવ નામ ઇન્દ્રિયોનું છે તેમની વિવિધ શક્તિઓ છે તેમની ન્યૂનાધિકતાથી પણ દુષ્ટ સ્વપ્નો આવે છે આ કારણને લીધે સંયમાદિથી પોતાની ઇન્દ્રિયોને નિર્દોષ નિરોગી અને સ્વસ્થ રાખવી અત્યંત આવશ્યક છે અર્થાત્ આ પ્રમાણે આપણી અંદર અને આપણા રાષ્ટ્રમાં જે જે દુષ્ટ સ્વપ્નોનાં કારણો ઉત્પન્ન થયાં હોય તેમને દૂર કરવાં એ મનુષ્યોનું કર્તવ્ય છે

મનુષ્યની પરીક્ષા સ્વપ્નથી થાય છે મનુષ્યને કેવાં સ્વપ્નો આવે છે તેના પરથી તે સ્વસ્થ છે કે રોગી, સદાચારી છે કે દુરાચારી, શુભ વિચારવાળો છે કે અશુભ વિચારવાળો છે તેનો નિશ્ચય થાય છે, મનુષ્યને જો આવાં સ્વપ્ન આવે તો સારૂં છે કે ' હું ઇશ્વર ઉપાસના કરી રહ્યો છું. ઋષિ આશ્રમમાં ઋષિઓના વાર્તાલાપ સાંભળી રહ્યો છું સત્પુરુષોનો સમાગમ થઇ રહ્યો છે " આવાં શુભ સ્વપ્ન આવે અથવા બિલકુલ સ્વપ્ન જ ન આવે તો સમજી લેવું કે તેનું શરીર સ્વસ્થ છે અથવા ખરાબ સ્વપ્નો આવે તો સ્વાસ્થ્યમાં કાંઇને કાંઇ બગાડે છે એમ માની લેવું જોઇએ અને તેને સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ તેથી કહ્યું છે કે—

यस्मात् दुःष्वप्न्यात् अभैष्म तत् अपउच्छतु । ( ૬।૨ )

" જે દુષ્ટ સ્વપ્નથી અમને ભય ઉત્પન્ન થાય છે તે દુષ્ટ સ્વપ્નના કારણો અમારાથી દૂર થાઓ " તે કારણો કોઇ બીજે

સ્થળે જાય, અમારી પાસે ન રહે આ પ્રકારે પોતેજ પોતાની નિર્દોષતા સિદ્ધ કરવાથીજ તેને નિર્દોષ મનુષ્ય કહી શકાય છે, કે—

**अद्य अजेष्म, अद्य असनाम, वयं अनागस अभूम। (મ. ૬૧૬)**

"આજે અમે વિજય પ્રાપ્ત કરેલ છે. જે અમારૂ પ્રાપ્તવ્ય હતુ તે આજે અમે પ્રાપ્ત કર્યું છે, કારણ કે અમો નિષ્પાપ બની ચૂકયા છીએ." નિષ્પાપ થવાથી જ સર્વ પ્રાપ્તવ્ય પ્રાપ્ત થઇ શકે છે અને વિજય પ્રાપ્ત થાય છે વિજય પ્રાપ્ત કરવાની આ કૂચી છે પાપથી જે ઉન્નતિ થવાનો ભાસ થાય છે તે કેવળ ભાસ માત્ર છે તેમા ઉંડી અવનતિની બીજ રહેલા છે અત પાઠકોએ એ સ્મરણમા રાખવુ જોઇએ કે વેદની આજ્ઞાને અનુસાર નિષ્પાપ ધર્માચરણથી જે ઉન્નતિ પ્રાપ્ત થાય છે તે પ્રાપ્ત કરવી જોઇએ અને તેજ ચિરસ્થાયી હોય છે

આગળના સપ્તમ સૂકતમા દ્વેષોને દૂર કરવા અથવા નાશ કરવાનો વિષય કહેવામા આવ્યો છે તે સૂકત સ્પષ્ટ હોવાથી તેનુ વધારે સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા નથી જ. અધ્યાત્મ ભૂમિકામા આ શત્રુ કુવિચાર, રોગ ઇત્યાદિ છે, આધિભૌતિક ભૂમિકામાં દુર્જન શત્રુ છે બન્ને સ્થાનોમા જે જે શત્રુઓ નિવાસ કરતા હોય તેમને દૂર કરવા જોઇએ, ત્યારેજ વિજય પ્રાપ્ત થઇ શકે છે

## વિજય

આઠમા સૂકતમાં પોતાના વિજય પ્રાપ્તિનો એક મંત્ર છે તે પ્રત્યેક વૈદિક ધર્મવાળાએ કંઠસ્થ કરવા યોગ્ય છે. હવે તે મંત્ર જોઇએ—

**अस्माकं जित, उद्भिन्न, ऋत, तेज., ब्रह्म , स्व , यज्ञ , पशव , प्रजा , वीरा ॥ (મ ૮.૧)**

આ મંત્રનો પ્રત્યેક શબ્દ અત્યંત મહત્વપૂર્ણ ભાવથી યુકત હોવાથી અહીં પ્રત્યેક શબ્દનો વિશેષ વિચાર કરીએ—

(**जितं**) આ સર્વ પ્રકારના શત્રુઓ પર વિજય મળવા મારેનો શબ્દ છે આધ્યાત્મિક આધિભૌતિક આધિદૈવિક શત્રુઓ પર વિજય મેળવવો, એ વિજય પોતાની શકિત વધારવાથી જ થઇ શકે છે. (**उद्भिन्न**) આ પોતાના સર્વ પ્રકારના અભ્યુદયથી જ સાધ્ય થઇ શકે એવી વાત છે પોતાની સંઘટના, પોતાનો શકિત વિકાસ, પોતામાં રહેલી શાન્તિ, પોતાની તેજો વૃદ્ધિ, ઇત્યાદિથી એ સિદ્ધ થઇ શકે છે પ્રથમ વિજય શત્રુ પર સંપાદન કરવો જોઇએ યદ્ય આપણી આંતરિક સુસ્થિતિ પર નિર્ભર રહેલો છે, (**ऋत**) ઋતનો અર્થ છે સાચો માર્ગ, સરળતા, યોગ્ય વ્યવહાર, જેમા વક્રતા, વાંકાપણુ નથી એવુ પ્રત્યેક વ્યવહારમાં આ પ્રકારની સરળતા રહેશે તોજ પૂર્વોકત વિજય સાધ્ય થશે. (**तेज**) તેજસ્વિતા, પ્રભાવ, ઉગ્રતા ઇત્યાદિ ગુણો પણ વિજયના સહકારી છે (**ब्रह्म**) સત્ય, જ્ઞાન, આત્મ સામર્થ્ય, વેદજ્ઞાન, આતો નિ સન્દેહ ઋતની સાથે જ રહેશે. અનૃતની સાથે તો સંબંધ હોવો સર્વથા અસંભવ છે (**स्व स्वर्**) આત્માનો પ્રકાશ, પોતાનો યશ પોતાના પુણ્ય કર્મથી પ્રાપ્ત થનારો પુણ્ય લોક, (**यज्ञ.**) દેવપૂજા, સંગતિ કરણ અને દાનરૂપ શ્રેષ્ઠતમ કર્મ, યજ્ઞથી જ સર્વની સ્થીતિ અને ઉન્નતિ થાય છે, (**पशव**) ગાયો, બળદો, ઘોડાઓ, ઇત્યાદિ પશુઓ મનુષ્યનો વૈભવ વધારે છે (**प्रजा**) સંતતિ. પુત્રપુત્રી, વગેરે અથવા પ્રજાજન, (**वीरा**) વીર પુત્ર તથા વીર્યવાન્ લોકો અથવા શૂરવીર પાઠક વિચાર કરશે તો તેમને જાણ થશે કે આ સર્વ વિજયના સહચારી ગણ છે, પાઠકોને આથી સાનુરોધપૂર્વક પ્રાર્થના છે કે તેઓ આ મંત્રને કંઠસ્થ કરે અને સાયં પ્રાત તેઓ આ મંત્રથી ઇશ્વરની પ્રાર્થના કરે અને પોતાનો વૈયકિતક અને સામુદાયિક વિજય પ્રાપ્ત થાય એવી યોગ્ય પરિસ્થિતિ શીઘ્ર પ્રાપ્ત થાય એવો એ પ્રભુની પાસે પ્રાર્થના મનોભાવથી કરે.

આ અષ્ટમ પર્યાય સૂકતમા આગળનું જે કથન છે તે શત્રુઓને કચડી નાખવા માટે પ્રોત્સાહન દેનારા અર્થવાદનો મંત્ર છે, તેથી તે વિષયમાં વિશેષ લખવાની કોઇ આવશ્યકતા નથી પાઠક પોતેજ તે વાચીને તેનો આશય સમજી શકે છે. તેના પછી છેલ્લા નવમા પર્યાય સૂકતમા ચારજ વચન છે, પરંતુ તે નિત્ય સ્મરણમાં રાખવા યોગ્ય મહત્વપૂર્ણ છે—

**जितं अस्माक, उद्भिन्नं अस्माक विश्वा नराती पृतना (મ. ૯.૭)**

"અમારો વિજય અમારો ઉદય અને અમારા શત્રુની સર્વ સેનાઓનો પૂર્ણ પરાભવ કરવાનુ સામર્થ્ય પોતામાં વધારે છે" તેમજ—

**पुण्यासुकृतस्य लोके मा धात् । (મ ૯.૨)**

" ઈશ્વર મને પુણ્ય લોકમાં ધારણ કરે " એવો હું સદાચારી, શુદ્ધ પવિત્ર અને શુદ્ધ બનેલો. તેમજ

स्वः अगन्म, सूर्यस्य ज्योतिषा अगन्म ॥ ( મં. ૬૧૩ )

"આત્માનું તેજ પ્રાપ્ત કરે, સૂર્યની જ્યોતિમાં મળે." તથા

वस्यो भूयाय वसुमान् भूयासम् । वसुमान् वसः ।
वसु वंशिषीय । ( મં. ૬૧૪ )

" ઘણું ધન પ્રાપ્ત કરવુ જોઇએ, હું પુષ્કળ ધનયુક્ત બનું, કારણ કે ધનથી યજ્ઞ કરી શકાય છે. તેથી યજ્ઞમાં ખર્ચવાને માટે મને ધન જોઇએ. "

આ સર્વ ચારે ચાર મંત્રો એટલા ઉત્તમભાવથી પરિપૂર્ણ છે અને એટલા સરળ અને સુબોધ છે કે એમ જ માનો ને કે આ સમગ્રકાંડનો આ સાર જ છે. પાઠક જો તેનું મનન કરશે તો તેમને પણ અત્યંત આનંદ થશે અને તેમના મનનથી તેમનો આત્મા પણ ઉલ્લાસીન જ થશે.

આશા છે કે આ રીતે આ કાંડનું મનન કરીને આ કાંડનો જે ઉચ્ચભાવ છે તેને પોતાના ચિત્તમાં સ્થિર કરે અને આ વિજયપથ પર ચાલીને પોતાના સમાજનું, પોતાની જાતનું અને પોતાના રાષ્ટ્રના વિજય સંપાદનના કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી કૃતકૃત્ય બને.

# પોતાના અભ્યુદય માટે પ્રાર્થના

## કાંડ ૧૭, સૂક્ત ૧

( ऋषिः– ब्रह्मा । देवता– आदित्यः )

विषासहिं सहमानं सासहानं सहीयांसम् ।
सहमानं सहोजितं स्वर्जितं गोजितं संधनाजितम् ।
ईड्यं नाम ह्व इन्द्रमायुष्मान्भूयासम् ॥ १ ॥

विषासहिं सहमानं सासहानं सहीयांसम् ।
सहमानं सहोजितं स्वर्जितं गोजितं संधनाजितम् ।
ईड्यं नाम ह्व इन्द्रं प्रियो देवानां भूयासम् ॥ २ ॥

विषासहिं सहमानं सासहानं सहीयांसम् ।
सहमानं सहोजितं स्वर्जितं गोजितं संधनाजितम् ।
ईड्यं नाम ह्व इन्द्रं प्रियः प्रजानां भूयासम् ॥ ३ ॥

અર્થ— ( विषासहिं ) અત્યંત સમર્થ, ( सहमानं ) અત્યંત બળવાન ( सासहानं ) નિત્ય વિજયી ( सहियासं ) શત્રુઓને દબાવનારો ( सहमानं ) મહાબલિષ્ઠ ( सहोजितं ) બળથી દિગ્વિજય કરનારો ( स्वः जितं ) પોતાના સામર્થ્યથી જીતનારો ( गो-जितं ) ભૂમિ, ઇન્દ્રિયો અને ગાયોને જીતનારો ( संघनाजितं ) ધનને જીતીને પ્રાપ્ત કરનારો, ( ईड्यं नाम इन्द्रं ) પ્રશંસનીય યશવાળા પ્રભુની હું ( ह्वे ) પ્રશંસા કરું છું, જેનાથી હું ( आयुष्मान् भूयासं ) દીર્ઘાયુ બનું. ( ૧ ) ૦।૦।૦ ( देवानां प्रियः भूयासं ) હું દેવોનો પ્રિય બનું. ( ૨ ) ૦।૦।૦ ( प्रजानां प्रियः ० ) પ્રજાઓનો પ્રિય બનું. ( ૩ )

विषासहिं सहमानं सासहानं सहीयांसम् ।
सहमानं सहोजितं स्वर्जितं संधनाजितम् ।
ईड्यं नाम ह्व इन्द्रं प्रियः पशूनां भूयासम् ॥ ४ ॥
विषासहिं सहमानं सासहानं सहीयांसम् ।
सहमानं सहोजितं स्वर्जितं गोजितं संधनाजितम् ।
ईड्यं नाम ह्व इन्द्रं प्रियः समानानां भूयासम् ॥ ५ ॥
उदिह्युदिहि सूर्य वर्चसा माभ्युदिहि ।
द्विषंश्च मह्यं रध्यतु मा चाहं द्विषते रधं तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ ६ ॥
उदिह्युदिहि सूर्य वर्चसा माभ्युदिहि ।
यांश्च पश्यामि यांश्च न तेषु मा सुमतिं कृधि तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ ७ ॥
मा त्वा दभन्त्सलिले अप्स्वन्तर्ये पाशिन उपतिष्ठन्त्यत्र ।
हित्वाशस्तिं दिवमारुक्ष एतां स नो मृड सुमतौ
ते स्याम तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ ८ ॥

૦।૦।૦ (पशूनां प्रियः ०) પશુઓનો પ્રિય બનું (૪) ૦।૦।૦ (समानानां प्रिय भूयासं) સમાન યોગ્યતાવાળા પુરૂષોને પણ પ્રિય બનું. (૫)

---

હે (सूर्य) સૂર્ય! (उदिहि उदिहि) તારો ઉદય થાઓ, તું ઉદયને પ્રાપ્ત કર. (वर्चसा मा अभ्युदिहि) તારા તેજથી ઉદિત થઇને તારો પ્રકાશ મારા પર ચારે બાજુથી રેલાવ, (द्विषन् च मह्यं रध्यतु) મારો દ્વેષ કરનારા મારી સત્તા નીચે આવી જાય એટલે કે. મને વશ થઇ જાય, પરંતુ (अहं च द्विषते मा रधम्) મારો દ્વેષ કરનારા શત્રુઓને હું કદી વશ ન થાઉં. હે (विष्णो) વ્યાપક ઇશ્વર (तव इत् बहुधा वीर्याणि) તારૂં વીર્ય અનેક પ્રકારનું છે. (त्वां नः विश्वरूपैः पशुभिः पृणीहि) તું અમને અનેક રૂપવાળાં પશુઓથી પરિપૂર્ણ બનાવ. અને (परमे व्योमन्) પરમ આકાશમા (मा सुधायां धेहि) મને અમૃત પ્રાપ્ત થાઓ. (૬) (उदिहि०।) હે સૂર્ય! ઉદયને પ્રાપ્ત હો! ઉદયને પ્રાપ્ત હો અને (वर्चसा०) તારા તેજથી મને પ્રકાશિત કર. (यान् च पश्यामि यान् च न) જે પ્રાણીઓને હું જોઇ શકુ છુ અને જે પ્રાણીઓ મને અદૃશ્ય છે, (तेषु मा सुमतिं कृधि) તેમની બાબતમાં મને સુમતિવાળો બનાવ (तव इत ०।०। વગેરે ઉપર પ્રમાણે). (૭) (सलिले अप्सु अन्तः ये पाशिनः) જળમા જે પાશ ધારણ કરનારા (अत्र उपतिष्ठन्ति) અહીં આવીને ઉપસ્થિત થાય છે તેઓ (त्वा मा दभन्) તને દબાવી દે નહિ. (अशस्तिं हित्वा एतां दिवं आरुरुक्षः) નિદ્રાનો ત્યાગ કરીને દ્યુલોક પર આરૂઢ થા અને (सः न मृड) તે તું અમને સુખી બનાવ. (ते सुमतौ स्याम) અમે તારી સુમતિમાં સ્થિર રહીએ. (तव इत् ०।०। વગેરે ઉપર પ્રમાણે). (૮)

त्वं न॑ इन्द्र मह॒ते सौभ॑गा॒याद॑ब्धेभिः
परि॑ पाह्य॒क्तुभि॒स्तवेद्वि॑ष्णो बहु॒धा वी॒र्या॑णि ।
त्वं नः॑ पृणीहि प॒शुभि॑र्वि॒श्वरू॑पैः सु॒धायां॑ मा धेहि पर॒मे व्यो॑मन् ॥ ९ ॥
त्वं न॑ इन्द्रो॒तिभिः॑ शि॒वाभिः॒ शंत॑मो भव ।
आ॒रोहं॑स्त्रि॒दिवं॑ दि॒वो गृ॑णा॒नः सोम॑पीतये प्रि॒यधा॑मा
स्व॒स्तये॒ तवेद्वि॑ष्णो बहु॒धा वी॒र्या॑णि
त्वं नः॑ पृणीहि प॒शुभि॑र्वि॒श्वरू॑पैः सु॒धायां॑ मा धेहि पर॒मे व्यो॑मन् ॥ १० ॥
त्वमि॑न्द्रासि वि॒श्वजि॑त्सर्व॒वित्पु॑रुहू॒तस्त्वमि॑न्द्र ।
त्वमि॑न्द्रे॒मं सु॒हवं॒ स्तोम॒मेर॑यस्व॒ स नो॑ मृड
सु॒म॒तौ ते॑ स्याम॒ तवेद्वि॑ष्णो बहु॒धा वी॒र्या॑णि
त्वं नः॑ पृणीहि प॒शुभि॑र्वि॒श्वरू॑पैः सु॒धायां॑ मा धेहि पर॒मे व्यो॑मन् ॥ ११ ॥
अद॑ब्धो दि॒वि पृ॑थि॒व्यामु॒तासि॒ न त॑ आपुर्महि॒मान॑मन्तरि॑क्षे ।
अद॑ब्धेन॒ ब्रह्म॑णा वावृधा॒नः स त्वं न॑ इन्द्र दि॒वि
षंछर्म॑ यच्छ॒ तवेद्वि॑ष्णो बहु॒धा वी॒र्या॑णि
त्वं नः॑ पृणीहि प॒शुभि॑र्वि॒श्वरू॑पैः सु॒धायां॑ मा धेहि पर॒मे व्यो॑मन् ॥ १२ ॥
या त॑ इन्द्र त॒नूर॒प्सु या पृ॑थि॒व्यां यान्तर॒ग्नौ या त॑ इन्द्र॒ पव॑माने स्व॒र्विदि॑ ।
ययेन्द्र॑ त॒न्वा॒३॒॑न्तरि॑क्षं व्या॒पिथ॒ तया॑ न इन्द्र
त॒न्वा॒३॒॑ शर्म॑ यच्छ॒ तवेद्वि॑ष्णो बहु॒धा वी॒र्या॑णि
त्वं नः॑ पृणीहि प॒शुभि॑र्वि॒श्वरू॑पैः सु॒धायां॑ मा धेहि पर॒मे व्यो॑मन् ॥ १३ ॥

---

હે ઇન્દ્ર (त्वं नः महते सौभगाय) તું અમને સર્વને મહત્ સૌભાગ્યને માટે (अदब्धेभिः अक्तुभिः परिपाहि) દબાઇ ન જનારા પ્રકાશથી સર્વ બાજુઓથી અમને સુરક્ષિત રાખ. (तव इत्०ा०) (૯) હે ઇન્દ્ર! (त्वं नः शिवाभिः ऊतिभिः शंतमः भव) તું કલ્યાણપૂર્ણ રક્ષણની સાથે અમને ઉત્તમ કલ્યાણ આપનારો થા. (त्रिदिवं आरोहन्) દ્યુલોક પર આરૂઢ થઇને (दिवः गृणानः) પ્રકાશને આપતાં આપતાં (सोमपीतये स्वस्तये प्रियधामा) સોમપાન અને કલ્યાણને માટે પ્રિય સ્થાન હો. (तव इत्०ा० વગેરે ઉપર પ્રમાણે) (૧૦)

[૧] હે ઇન્દ્ર! તું (विश्वजित् सर्ववित्) જગતને જીતનારો અને સર્વજ્ઞ છે અને હે ઇન્દ્ર! તું (पुरुहूतः) ઘણો જ પ્રશંસિત છે. હે ઇન્દ્ર! (त्वं इमं सुहवं स्तोमं एरयस्व) તું આ ઉત્તમ પ્રાર્થનાના સ્તોત્રને પ્રેરિત કર. (सः नः ० तव इत्०ा० ઉપર પ્રમાણે,) (૧૧) હે ઇન્દ્ર! તું (दिवि उत पृथिव्यां अदब्धः असि) દ્યુલોકમાં અને આ પૃથ્વી પર દબાએલો નથી. (अन्तरिक्षे ते महिमानं न आपुः) અન્તરિક્ષમાં તારા મહિમાને કોઇ પ્રાપ્ત કરી શકતું નથી. (अदब्धेन ब्रह्मणा वावृधानः सन्) ન દબાવનારા જ્ઞાનથી આગળ વધેતો (दिवि नः त्वं शर्म यच्छ) દ્યુલોકમાં તું અમને સુખ પ્રદાન કર. (तव इत्० ઉપર [illegible]) (૧૨) હે ઇન્દ્ર! (या ते अप्सु तनूः) તારો અંશ જે જળમાં છે. (या पृथिव्यां या अग्नौ

त्वामिन्द्र ब्रह्मणा वर्धयन्तः सत्रं नि षेदुरृषयो
नाधमानास्तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ १४ ॥
त्वं तृतं त्वं पर्येष्युत्सं सहस्रधारं विदथं स्वर्विदं तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ १५ ॥
त्वं रक्षसे प्रदिशश्चतस्रस्त्वं शोचिषा नभसी वि भासि ।
त्वमिमा विश्वा भुवनानु तिष्ठस ऋतस्य पन्थामन्वेषि
विद्वांस्तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ १६ ॥
पञ्चभिः पराङ् तपस्येकयार्वाङशस्तिमेषि सुदिने
बाधमानस्तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ १७ ॥
त्वमिन्द्रस्त्वं महेन्द्रस्त्वं लोकस्त्वं प्रजापतिः ।
तुभ्यं यज्ञो वि तायते तुभ्यं जुह्वति जुह्वतस्तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ १८ ॥

---

अन्तः ) જે પૃથ્વી પર તેમ જ જે અગ્નિમા છે. હે ઇન્દ્ર! ( या ते पवमाने स्व -विदि ) અને પવિત્ર કરનારા પ્રકાશપૂર્ણ દ્યુલોકમાં જે તારો અંશ છે, હે ઇન્દ્ર! ( यया तन्वा अन्तरिक्षं व्यापिथ ) જે તનૂ ( શરીર ) થી અન્તરિક્ષમાં વ્યાપી રહેલા છે ( तया तन्वा नः शर्म यच्छ ) તે તનૂથી અમને બધાને સુખ આપ ( तव इत् ०।० ઉપર પ્રમાણે, ) ( ૧૩ ) હે ઇન્દ્ર ! ( त्वां ब्रह्मणा वर्धयन्तः ) તારી મંત્રોથી સ્તુતિ કરીએ છીએ. ( नाधमानाः ऋषयः सत्रं निषेदुः ) પ્રાર્થના કરનારા ઋષિઓ સત્ર નામના યજ્ઞ માટે બેસે છે ( तव इतः ०।० ) ( ૧૪ ) હે વ્યાપક દેવ ! ( त्वं तृतं=त्रितं ) તું ત્રણ સ્થાનોમાં પ્રાપ્ત ( सहस्रधारं विदथं स्वर्विदं उत्सं ) સહસ્ર ધારાઓથી યુકત જ્ઞાનમય પ્રકાશપૂર્ણ સ્રોતોને ( पर्येषि ) વ્યાપી રહ્યો છે. ( तव इत् ०।० ) ( ૧૫ )

હે દેવ ! ( त्वं चतस्रः प्रदिशः रक्षसे ) તું ચારે દિશાઓનું રક્ષણ કરે છે. ( शोचिषा नभसी विभासि ) તારા તેજથી આકાશને પ્રકાશિત કરે છે. ( त्वं इमाः भुवना अनुतिष्ठसे ) તું આ સર્વ ભૂવનોને અનુકૂળ બનીને રહે છે અને ( विद्वान् ऋतस्य पन्थां अन्वेषि ) એમ જાણીને સત્યના માર્ગનું અનુસરણ કરે છે. ( तव इत् ०।० ) ( ૧૬ )

( पञ्चभिः पराङ् तपासि ) તું તારી પાંચ શકિતઓની શકિત ઉપરાંત તપ તપે છે અને ( एकया अर्वाङ् ) એકની નજીક તપે છે અને ( सुदिनं अशस्तिं बाधमानः एषि ) ઉત્તમ દિવસમાં અપ્રશસ્તતાને દૂર હઠાવીને આગળ ચાલે છે. ( तव इत् ०।० ) ( ૧૭ ) હે દેવ! ( त्वं इन्द्रः ) તું ઇન્દ્ર છે. ( त्वं महेन्द्रः ) તું મહાન ઇન્દ્ર છે, ( त्वं लोकः ) તું લોક-પ્રકાશપૂર્ણ છે ( त्वं प्रजापतिः ) તું પ્રજાપાલક ( यज्ञः तुभ्यं वितायते ) યજ્ઞ તારા માટે ફેલાવવામાં આવે છે અને ( जुह्वतः तुभ्यं जुह्वति )

असंति सत्प्रतिंष्ठितं सति भूतं प्रतिंष्ठितम् ।
भूतं ह भव्य आहिंतं भव्यं भूते प्रतिंष्ठितं तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ १९ ॥
शुक्रोऽसि भ्राजोऽसि ।
स यथा त्वं भ्राजता भ्राजोऽस्येवाहं भ्राजता भ्राज्यासम् ॥ २० ॥

[ २ ]

रुचिरसि रोचोऽसि । स यथा त्वं रुच्या रोचोऽस्येवाहं
पशुभिश्च ब्राह्मणवर्चसेन च रुचिषीय ॥ २१ ॥
उद्यते नम उदायते नम उदिताय नमः ।
विराजे नमः स्वराजे नमः सम्राजे नमः ॥ २२ ॥
अस्तंयते नमोऽस्तमेष्यते नमोऽस्तमिताय नमः
विराजे नमः स्वराजे नमः सम्राजे नमः ॥ २३ ॥
उदगादयमादित्यो विश्वेन तपसा सह ।
सपत्नान्मह्यं रन्धयन्मा चाहं द्विषते रधं तवेद्विष्णो बहुधा वीर्याणि ।
त्वं नः पृणीहि पशुभिर्विश्वरूपैः सुधायां मा धेहि परमे व्योमन् ॥ २४ ॥

---

એ તારે માટે આહુતિઓ આપે છે ( तव इत् ०) ( १८ ) ( असति सत् प्रतिष्ठित ) અસત્‌મા અર્થાત્ પ્રાકૃતિક વિશ્વમા સત્ અર્થાત્ આત્મા રહેલો છે ( सति भूतं प्रतिष्ठित ) સત્‌મા અર્થાત્ આત્મામા ઉત્પન્ન થએલ જગત્ રહેલુ છે ( भूत ह् भव्ये आहितं ) ઉત્પન્ન થએલા પ્રાણીઓમા જે આશ્રિત છે ( भव्य भूते प्रतिष्ठित ) ઉત્પન્ન થનારા પ્રાણીઓમા જે આશ્રિત છે ( तव इत ०१० ) ( १९ ) ( शुक्र असि ) તુ તેજસ્વી છે ( भ्राज असि ) તુ પ્રકાશમય છે, ( स त्व ) તે તુ ( यथा भ्राजता भ्राजः असि ) જેવો તેજસ્વી છે ( एव अहं भ्राजता भ्राज्यास , તેવો જ હુ તેજથી પ્રકાશિત થાઉ. ( २० )

[ २ ] ( रुचि असि ) તુ પ્રકાશમાન છે ( रोच असि ) તુ દૈદિપ્યમાન છે ( स त्व यथा रुच्या रोचः असि ) તે તુ જેવો તેજથી તેજસ્વી છે ( एव अह पशुभि च ब्रह्मवर्चसेन च रुचिषीय ) તેવી જ રીતે હુ પશુઓ અને જ્ઞાનથી પ્રકાશિત બનુ ( २१ ) ( उद्यते नम ) ઉદિત થનારને મારા નમસ્કાર ( उदायते नम ) ઉપર આવનાર માટે નમસ્કાર, ( उदिताय नम ) જે ઉદિત થએલ છે તેને નમસ્કાર, ( विराजे नम ) વિશેષ પ્રકાશયુક્તને નમસ્કાર, ( स्वराजे नम ) પોતાના તેજથી ચમકનારને નમસ્કાર, ( सम्राजे नम ) ઉત્તમ પ્રકાશયુક્તને નમસ્કાર ( २२ ) ( अस्तयते नम ) અસ્ત પામવાના છે તેને નમસ્કાર, ( अस्त एष्यते नम ) અસ્ત પામનારને નમસ્કાર, ( अस्तमिताय नम ) જે અસ્ત પામવાનો છે તેને નમસ્કાર, ( विराजे, स्वराजे, सम्राजे नम ) વિશેષ તેજયુક્ત ઉત્તમ પ્રકાશમાન અને પોતાના તેજથી પ્રકાશનારને નમસ્કાર હો ! ( २३ )

( अय आदित्य विश्वेन तपसा सह उदगात् ) આ સૂર્ય સંપૂર્ણ તેજથી ઉદિત થએલ છે – ( मह्य सपत्नान् रन्धयन् ) મારે માટે મારા શત્રુઓને વશ કરે છે ( अह च द्विषते मा रध ) પરન્તુ હુ વશમા ન થાઉ ( तव इत् विष्णो बहुधा वीर्याणि ) હે વ્યાપક દેવ ! તારા જ આ સર્વ પરાક્રમો છે ( त्व

आदित्य नावमारुक्षः शतारित्रां स्वस्तये ।
अहर्मात्यपीपरो रात्रिं सत्रातिं पारय ॥ २५ ॥
सूर्य नावमारुक्षः शतारित्रां स्वस्तये ।
रात्रिं मात्यपीपरोऽहः सत्रातिं पारय ॥ २६ ॥
प्रजापतेरावृतो ब्रह्मणा वर्मणाहं कश्यपस्य ज्योतिषा वर्चसा च ।
जरदष्टिः कृतवीर्यो विहायाः सहस्रायुः सुकृतश्चरेयम् ॥ २७ ॥
परीवृतो ब्रह्मणा वर्मणाहं कश्यपस्य ज्योतिषा वर्चसा च ।
मा मा प्रापन्निषवो दैव्या या मा मानुषीरवसृष्टा वधाय ॥ २८ ॥
ऋतेन गुप्त ऋतुभिश्च सर्वैर्भूतेन गुप्तो भव्येन चाहम् ।
मा मा प्रापत्पाप्मा मोत मृत्युरन्तर्दधेऽहं सलिलेन वाचः ॥ २९ ॥
अग्निर्मा गोप्ता परिपातु विश्वत उद्यन्त्सूर्यो नुदतां मृत्युपाशान् ।
व्युच्छन्तीरुषसः पर्वता ध्रुवाः सहस्रं प्राणा मय्या यतन्ताम् ॥ ३० ॥

---

नः विश्वरूपैः पशुभिः पूर्णीहि ) તું અમે સર્વને અનંતરૂપવાળાં પશુઓથી પરિપૂર્ણ બનાવ, અને ( परमे व्योमन् सुधायां मा धेहि ) પરમ આકાશમાં વિદ્યમાન અમૃતમાં તું અમારી ધારણા કર. ( ૨૪ ) હે આદિત્ય ! ( स्वस्तये शतारित्रां नावं आरुक्षः ) અમારા કલ્યાણ માટે સેંકડો હલેસાંવાળી નૌકા પર આરૂઢ થા. ( मा अहः अति अपीपरः ) મને દિવસને સમયે પાર કર અને ( रात्रिं सत्रा अतिपारय ) રાત્રીને સમયે પણ સાથે રહીને પેલે પાર પહોંચાડ. ( ૨૪ ) હે સૂર્ય ! તું અમારે માટે ( स्वस्तये ) અમારા કલ્યાણને માટે નૌકા પર ચઢ અને અમને દિવસ અને રાત્રીને સમયે પાર કર. ( ૨૬ ) ( अहं प्रजापतेः ब्रह्मणा वर्मणा आवृतः ) હું પ્રજાપતિના જ્ઞાનરૂપ કવચને ધારણ કરીને ( कश्यपस्य ज्योतिषा वर्चसा च ) અને સર્વદર્શક દેવના તેજ અને બળથી યુકત બનીને ( जरदष्टिः कृतवीर्यः ) વૃદ્ધાવસ્થા સુધી વીર્યવાન્ બનીને ( विहायाः सहस्रायुः ) વિવિધ કર્મોથી યુકત સહસ્રાયુ–પૂર્ણાયુ–બનીને ( कशपस्य ज्योतिषा वर्चसा च ) સર્વદર્શક દેવના તેજથી બળથી યુકત બનીને ( याः दैवीः मानुषीः इषवः वधाय अवसृष्टाः ) જે દિવ્ય અને માનવી બાણ વધને માટે છોડવામા આવેલાં છે તે ( मा मा प्रापन् ) મને પ્રાપ્ત ન થાય, તેમનાથી મારો વધ ન થાય ( ૨૮ ) ( ऋतेन गुप्तः ) સત્ય દ્વારા રક્ષાએલા ( सर्वैः ऋतुभिः च ) સર્વ ઋતુઓ દ્વારા રક્ષાએલ ( भूतेन च भव्येन गुप्तः अहं ) ભૂત અને ભવિષ્ય દ્વારા સુરક્ષિત થએલો હું અહીં વિચરૂં. ( पाप्मा मा, उत मृत्युः मा मा प्रापत् ) પાપ અથવા મૃત્યુ મને પ્રાપ્ત ન થાઓ. ( अहं वाचः सलिलेन् अन्तर्दधे ) હું મારી વાણીને મારા શબ્દોને પવિત્ર જીવનમાં ધારણ કરૂં છું. વાણીની પવિત્રતા પવિત્ર જીવનથી કરૂં છું. ( ૨૯ ) ( गोप्ता अग्निः विश्वतः मा परिपातु ) રક્ષક અગ્નિ બધી બાજુએથી મારૂં રક્ષણ કરો. ( उद्यन् सूर्यः मृत्युपाशान् नुदतां ) ઉદય પ્રાપ્ત કરનારો સૂર્ય મૃત્યુપાશોને દૂર કરે. ( व्युच्छन्तीः उषसः ) પ્રકાશયુકત ઉષાઓ અને ( ध्रुवाः पर्वताः ) સ્થિર પર્વતો ( सहस्रं प्राणाः मयि आयतन्तां ) હજારો બળવાળા પ્રાણ મારામાં ફેલાએલા રાખે. ( ૩૦ )

*

# પોતાના અભ્યુદય માટે પ્રાર્થના

### સત્તરમા કાણ્ડનું મનન

જે વાચકો પોતાનો અભ્યુદય ઇચ્છે છે તેઓ આ કાંડનું બરાબર મનન કરે વિશેષતઃ પ્રથમ પાંચ મંત્રોનું જે એક ગણુ છે તેનું અત્યંત મનન કરે આ પાંચ મંત્ર જે મનુષ્ય વિજય ઇચ્છે છે તેનામાં કેવા ગુણો હોવા જોઇએ અને કેવા કેવા ગુણોની વૃદ્ધિ કરવી જોઇએ તે દર્શાવે છે ઉન્નતિ ઇચ્છનારા મનુષ્યે આ પ્રમાણે પોતાની ઇચ્છા રાખવી જોઇએ—

### લોકપ્રિય બનવું

**(अहं) देवानां, प्रजानां, समानानां, पशूनां प्रियः भूयासम आयुष्मान् भूयासम् ॥** (મં ૧-૫)

"હું દેવોનો પ્રજાઓનો, સમાન મનુષ્યોનો અને પશુઓનો પ્રિય બનું અને દીર્ઘાયુ બનું" સર્વથી અગત્યની વાત દીર્ઘાયુ બનવાની છે કારણ કે આયુષ્ય, આરોગ્ય અને બળ હોય તોજ સર્વ કાંઇ ધર્મ, કર્મ થવું સંભવિત છે તેથી ઉન્નતિશીલ મનુષ્ય માટે એજ યોગ્ય છે તેઓ ધર્માનુસાર આચરણ કરીને પોતાનું આયુષ્ય દીર્ઘ બનાવે, નિરોગી રહેવાનો પ્રયત્ન કરે અને પોતામાં બળને સ્થિર કરી સંચય કરે

આટલું થયા પછી દેવો, પ્રજા, સમાન લોકો અને પશુઓના પ્રિય બનવાની મહત્વાકાંક્ષા ધારણ કરવી જોઇએ, અને તેની સિદ્ધિ માટે મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ 'દેવ'' નો અર્થ જેવી રીતે "દેવતા' થાય છે તેવીજ રીતે ભૂદેવ, ક્ષત્રદેવ ધનદેવ, અને કર્મદેવ" એમ ચાતુર્વર્ણ્યના ચાર પ્રકારના શ્રેષ્ઠ પુરુષો પણ દેવ કહેવાય છે 'આ માણસોના મનમાં તે મનુષ્ય માટે પ્રેમ રહે, એ શ્રેષ્ઠ લોકો તે પુરુષને વિષે કહે કે ફલાણો મનુષ્ય ઘણો ઉત્તમ છે, તેનું પ્રિય થવું જોઇએ પ્રજાજન તે મનુષ્ય પર પ્રેમ રાખે, પ્રજાજનોનો તે પ્રેમપાત્ર બને, સર્વ જનતા તેના પર પ્રીતિ કરે અર્થાત્ તે લોકપ્રિય બને લોકમાન્ય બને, સમાન લોકમાં તે પ્રિય બને, અર્થાત્ જ્ઞાની લોકોનો પ્રેમ હંમેશાં જ્ઞાની પરજ વધારે હોય છે જેઓ વીર પુરુષ છે તેઓ વીર પુરુષો પર જ વધારે પ્રેમ રાખે છે સમાન લોકોના પ્રેમપાત્ર બનવા માટે તેમના કરતાં વિશેષ ઉત્તમ ગુણો પોતામાં હોવા જોઇએ આ ગુણો તે મનુષ્ય સંપાદન કરે અને પોતાના સમોવડીઆનો પ્રેમપાત્ર બને પશુઓનો પ્રેમ પણ પ્રાપ્ત કરે જ્યારે આ મનુષ્યો પશુઓનું પાલન કરશે અને તેમના પર પ્રેમ કરશે ત્યારે પશુઓ પોતે જ તેમનાપર પ્રેમ કરવા માંડશે આ માટે તેમનામાં ભૂતદયા વિશેષ પ્રમાણમાં હોવી જોઇએ આ વિવેચન પરથી વાચક જાણી શકશે કે દેવ, પ્રજા, સમાન લોકો અને પશુઓના પ્રિય બનવાનો આશય શું છે આ પરથી એવો નિયમ તારવી શકાય કે જે માણસના પ્રેમપાત્ર બનવું હોય તેના પર પોતેજ પ્રેમ કરવો જોઇએ જો તે તેમના પર પ્રેમ કરવા માંડશે તો નિઃસંદેહ તેઓ પણ તેના પર જરૂર પ્રેમ કરવા માંડશે.

### વીરના ગુણ

આ સૂક્તના પ્રથમ મંત્રમાં દસ શબ્દો દ્વારા વીરોના ગુણો વર્ણવ્યા છે ઉન્નતિશીલ મનુષ્યોએ આ ગુણો પોતામાં વિકસાવવા જોઇએ જો વાચકો આ દસ શબ્દોનું મનન કરીને જોશે તો તેમને વીરતાના દસ શુભ ગુણો કયા છે તેની બરાબર જાણ થશે જ—

(૧) **गो-जित्** 'गो'' શબ્દનો અર્થ "ઇન્દ્રિયો અથવા ભૂમિ" એવો થાય છે આ અર્થ લઇને વિચાર કરવો જોઇએ. પહેલો અર્થ છે (**गो-जित्**) ઇન્દ્રિયોનો જીતનારો એવો થાય છે પોતાની ઇન્દ્રિયોનો સંયમ કરનારો, મનોનિગ્રહ કરનારો, પોતાનો આત્મસંયમ કરનારો સર્વ ઉન્નતિનો પ્રારંભ "આત્મ વિજય" થીજ થાય છે આત્મ વિજય અન્ય સર્વ વિજયો કરતાં વધારે કઠીન છે તો પણ જે મનુષ્ય આત્મ વિજય કરવાના સાધનો પ્રાપ્ત કરે છે અને આખરે તેને સિદ્ધ કરે છે તેને માટે અન્ય વિજય પછી તદ્દન સહેલા બની જાય છે અને પ્રાપ્ત થાય છે ભૂમિને વિજયી બનાવવી એનો બીજો અર્થ એ છે કે વીરતાથી પોતાની માતૃભૂમિનો વિજય કરવો એ તેનો ભાવ છે મુખ્યત અહીં આત્મ વિજય મુખ્ય છે કારણકે સર્વ વિજયનો પ્રારંભ આત્મ વિજયથી જ થાય છે

(૨) **स्व-जित (स्व-र-जित)** આત્મ પ્રકાશને

પ્રાપ્ત કરવો પોતાના તેજનો વિજય પ્રાપ્ત કરવો, આત્મ સન્માનનો વિજય કરવો, પોતાના આધ્યાત્મિક તેજનો વિજય થાય એવાં યોગ્ય કાર્ય કરવાં આ પણ એક ઘણો મોટો વિજય અને વીરતા છે

(૩) **સધના-જિત્**- ઉત્તમ ધનોને જીતીને પ્રાપ્ત કરવાં આ પણ એક મહાન વીરતા છે જેની સાથે હોવાથી મનુષ્ય પોતાને ધન્ય કહેવડાવી શકે છે તેને ધન કહેવામાં આવે છે તેથી ધન શબ્દથી માત્ર રૂપિયા, આના, પાઈ સમજવું એ કેવળ એક ભ્રમ છે ગાયો પણ ધન છે, રાજ્ય અથવા સ્વરાજ્ય પણ ધન છે, બળ પણ ધન છે, વિદ્યા પણ ધન છે, પ્રતિષ્ઠા પણ ધન છે, સદાચાર પણ ધન છે. આ પ્રમાણે અનેક પ્રકારનાં ધન છે તેમને પ્રાપ્ત કરવાં એ મનુષ્યોનું આવશ્યક કર્તવ્ય છે

(૪) **સહમાન**-આત્મિક બળ, તેજ અને જીવનથી યુક્ત અને —

(૫) **સહમાન**-શારીરિક બળ અને શક્તિથી યુક્ત થવું આ બન્ને શબ્દો એકજ મંત્રમાં વપરાએલ છે. તેથી તેમનો બન્નેનો અર્થ ભિન્ન થાય છે. "**સહસ્**" શબ્દનો અર્થ "બળ" છે અને તેના બીજા અર્થ, "શક્તિ વિજય, તેજ અને જીવન" છે તેમાંથી કેટલાક અર્થ એકના છે અને કેટલાક બીજાના છે એમ માનવું અહીં યોગ્ય છે આ પ્રકારે અર્થ કરવાથી બન્ને શબ્દો પુનરુક્તિ દોષથીરહિત અને અન્વર્થક પ્રતીત થાય છે અર્થાત્ આ બન્ને બળ મનુષ્યોએ પ્રાપ્ત કરવાં જોઈએ,આ બળમાં સૈન્યનું બળ પણ અન્તર્ભૂત થાય છે

(૬) **સહો-જિત્**-પોતાના બળથી શત્રુઓને જીતનારા મનુષ્ય પોતામાં અને રાષ્ટ્ર પણ પોતામાં એવું બળ પ્રાપ્ત કરે કે જેનાથી તેઓ શત્રુઓનો સહેલાઈથી પરાભવ કરી શકે

(૭) **સહીયાન્** શત્રુઓનો હુમલો ગમે તેટલા વેગથી અને જુસ્સાથી આવે તો પણ તેથી જરા પણ ગભરાયા વગર તેનો સામનો કરનારો શત્રુઓના આક્રમણથી જરા પણ ડગ્યા વગર પોતાના સ્થાન પર સ્થિર રહી પીછેહઠ ન કરનારો અને વિજયને પ્રાપ્ત કરનારો શત્રુઓના આક્રમણનો પ્રતિકાર કરીને શત્રુઓને પરાસ્ત કરનારો

(૮) **સાસહાન**- શત્રુઓના ઉપરાઉપરી થનારા હુમલાઓથી ગભરાઈ ન જતાં તેમનો સામનો કરી પોતાના સ્થાનમાં સ્થિર રહી અને વિજયને પ્રાપ્ત કરીને પોતાના સ્થાનમાં સ્થિર રહીને પોતાના જ સ્થાનમાંથી શત્રુઓને પરાસ્ત કરીને તેમને પાછા મારી હઠાવે છે

(૯) **વિષાસહિ**- જેનો હુમલો શત્રુઓ પર થાય તો શત્રુઓને નાસી જવું પડે છે જેનું આક્રમણ શત્રુઓને અસહ્ય થઈ પડે છે

(૧૦) **ઈન્દ્ર નામ इन्द्रः**- પ્રશંસનીય યશસ્વી (**इन्+द्र**)શત્રુઓનો પૂર્ણનાશ કરનારો વીર પુરુષ

ઉપાસ્યના ગુણ ઉપાસકમાં

આ દસ શબ્દો અહીં ઇન્દ્ર દેવતાના વાચક છે આ દેવતા મનુષ્યોની ઉપાસ્ય દેવતા છે ઉપર્યુક્ત દેવતાના ગુણ ઉપાસકોએ પોતામાં ધારણ કરવા જોઈએ એ ઉપાસનાનો નિયમ, છે આ નિયમને અનુસાર ઉપાસના કરનારા પાઠકો પોતાની અંદર આવી વીરતાના ગુણની વૃદ્ધિ કરે અને પોતાની ઉન્નતિના માર્ગ પર આગળ વધે અને સર્વ પ્રકારનો અભ્યુદય પ્રાપ્ત કરે પૂર્વોક્ત ગુણો જો મનુષ્યમાં વિકસે અને વૃદ્ધિ પામે તો મનુષ્યની અને રાષ્ટ્રની ઉન્નતિ જરૂર થાય જ ઉપાસનાના મંત્રો માત્ર મોંઢે જપવાથી જ કાંઈ મનુષ્યની ઉન્નતિ થતી નથી પરંતુ તેમાં વર્ણવેલ ઉપાસ્યના ગુણો પોતામાં ધારણ કરવાથી જ મનુષ્યની ઉન્નતિ થવાનો સંભવ છે જે મનુષ્ય અથવા મનુષ્યોનો સંઘ આ પ્રકારની વૈયક્તિક અથવા સામૂહિક ઉપાસના કરે છે તેઓ જ પોતાનો સર્વ પ્રકારનો અભ્યુદય સિદ્ધ કરી શકે છે એ બાબતમાં કહ્યું છે કે—

અભ્યુદય

**उदिहि, उदिहि, सूर्येण** अभ्युदिहि । (મં ૨)

"ઉદયને પ્રાપ્ત થાવ, અભ્યુદયને પ્રાપ્ત કરો તેજની સાથે સર્વ પ્રકારના અભ્યુદયને પ્રાપ્ત કરો" આ મંત્ર જો કે ઉપાસ્ય દેવ સૂર્યના સંબંધમાં કહેલ છે તથાપિ ઉપાસ્યના ગુણ ઉપાસકે ધારણ કરવાના હોય છે. આ નિયમાનુસાર પ્રાયઃ ઘણાખરા મંત્રો ઉપાસકને આદેશ દેનારાજ હોય છે તેજ પ્રમાણે આ મંત્રો પણ ઉપાસકને અભ્યુદયનો આદેશ આપી રહ્યા છે, એ વાત પાઠકે અહીં ભૂલવા જેવી નથી અભ્યુદય કયે માર્ગે કરવો જોઈએ, તેનો સારાંશ આ બે મંત્રોમાં છે—

**द्विषन् मह्यं रध्यतु । मह्ं द्विषते मा रधम्** (મં.૬)

"મારો શત્રુ મારા તાબામાં, વશમાં આવી જાય પરંતુ હું કદી મારા શત્રુના કબજામાં ન જાઉં." શત્રુઓ અનેક

પ્રકારના હોય છે, અને રણક્ષેત્રો પણ વિવિધ હોય છે. આ સર્વ રણક્ષેત્રોમાં તે એકજ નિયમ છે કે પોતે (સ્વયં) શત્રુનો પરાભવ કરવો પરંતુ શત્રુઓથી કદી પરાભૂત થવું નહિ વિજય, ઉદય અને અભ્યુદયની આ કુંચી છે. જે લોકો અથવા જે રાષ્ટ્ર આ પ્રકારે પોતાની તૈયારી કરશે તેજ વિજયને પ્રાપ્ત કરી શકશે.

### પરાક્રમ

तव यद्‌भुरा वीर्याणि। ( મં ૬ )

" તારાં ઘણાં પરાક્રમો થવાં જોઇએ. " ત્યારે જ વિજયની સંભાવના હોઇ શકે વિષ્ણુદેવ જે વ્યાપક ઇશ્વર છે. એટલા માટે જ તેનો સર્વત્ર વિજય થાય છે, કારણ કે તેનાં પરાક્રમ અનંત હોય છે. અનેક પરાક્રમો ન હોય તો વિજય પ્રાપ્ત થવો અશક્ય છે. વિજય પ્રાપ્ત કરવા માટે અનેક રણક્ષેત્રોમાં ઉતરવું પડે અને ત્યાં મહાન પરાક્રમો કરવાં પડે. તેથી—

सुमतिं धेहि। सुधायां धेहि। ( મં. ૬-૭ )

" તારામાં તું સુમતિને ધારણ કર. ઉત્તમ ધારણમાં તને પોતાને તેમજ અન્ય સર્વને ધારણ કર. " સુમતિ સિવાય અધ્યાત્મક્ષેત્રનો વિજય મેળવી શકાશે નહિ. અને (સુ-ધા) ઉત્તમ ધારણા સિવાય સમાજ અથવા સ ઘનો વિજય થવો શક્ય નથી આ નિયમ હંમેશાં ધ્યાનમાં રાખવો જોઇએ આ કાર્યને માટે ઘણા દિવસ સુધી પ્રયત્નો થવા જોઇએ એ સૂચિત કરવા માટે કહ્યું છે કે—

### મહા સૌભાગ્ય

त्वं महते सौभगाय अदब्धेभिः अक्तुभिः परिपाहि। ( મં ૯ )

" તારે તારા પોતાના સૌભાગ્યને વધારવાને માટે જરાપણ થાકયા વગર અને કોઇનાથી ન દબાયા વગર દિન પ્રતિદિન સુરક્ષિતતા રાખવાના પ્રયત્ન કરવા જોઇએ. " આદેશ ઘણો જ ઉત્સાહ વર્ધક છે, ગમે તેટલો શકિતશાળી મનુષ્ય દબાવવાનો પ્રયત્ન કરે પણ તેના દબાણને વશ ન થતાં મુકત રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ પાશવી શકિતથી દબાઇ ન જવાનો નિશ્ચય કરવો એજ અત્યંત મહત્વની વાત છે. આત્માની શક્તિ એટલી બધી પ્રચંડ છે કે કદાચ સમગ્ર જગતની શક્તિ તેનો વિરોધ કરે તો પણ તે દબાશે નહિ પરંતુ તેને માટે મનનો નિશ્ચય હોવો જોઇએ " મહા સૌભાગ્ય " જે ઉપરોકત મંત્રમાં કહેલ છે તે ત્યારે જ પ્રાપ્ત થઇ શકે છે. વધુ ઉત્સાહ વધારવાને માટે કહ્યું છે કે—

### દબાઇ ન જવું

पृथिव्यां अदब्धः असि। ते महिमानं न आपुः ( મં. ૧૨ )

" પૃથ્વીપરનો તું ન દબાઇ જનારો મહાશક્તિમાન આત્મા છે. તારી મહત્તા, મહિમા અન્ય ભૌતિક જડ પદાર્થોને પ્રાપ્ત થઇ શકતી નથી. " જડ પદાર્થો ગમે તેટલા સમર્થવાન બને પરંતુ તેમની શક્તિ આત્માના સામર્થ્યની બરાબર થઇ શકે નહિ આપણા આત્માની આ પ્રચંડ શક્તિ જાણવા માટેજ આ સર્વ ધર્માનુષ્ઠાન છે. આપણા પરમ પિતાની પ્રચંડ શક્તિનું વર્ણન આ કારણોને લીધે જ ઉપાસના માટે ઉપાસકોની સન્મુખ વેદમંત્રો દ્વારા રાખવામાં આવે છે કે એક દિવસ તેઓ એમ જાણશે કે પોતાની અંદર પરમ પિતાનું વીર્ય છે. આ સત્યને તેઓ અનુભવ કરે અને તેના ગુણોને પોતામાં ધારણ કરવાનો પ્રયત્ન કરે. આ ઇશ્વરના ગુણોની ધારણા કઇ રીતે થઇ શકે છે તે પણ આગળ કહ્યું છે—

अदब्धेन ब्रह्मणा वावृधानः। ( મં. ૧૨ )

" ન દબાનારા જ્ઞાનથી આગળ વધનાર " તું તારાં (यद्‌भुरा वीर्याणि) ઘણાં પરાક્રમો કર અહીં જે કહેવામાં આવ્યું છે તે પ્રત્યેક વૈદિક ધર્મીએ લક્ષમાં રાખવું જોઇએ. મનુષ્યની ઉન્નતિ જ્ઞાનથી જ શક્ય છે એ વાત અહીં સ્પષ્ટ કહેલી છે. તેટલા માટે ઉન્નતિશીલ પાઠકો જ્ઞાન પ્રાપ્તિના યત્નમાં કટિબદ્ધ થાય અહીંઆ જ્ઞાનનું મહત્વ વર્ણવાયું છે જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી—

### સત્યનો માર્ગ

विद्वान् ऋतस्य पन्थां अनु एति। ( મં. ૧૧ )

" વિદ્વાન બનીને સત્યના માર્ગને અનુકૂળ બનીને ચાલે છે. " સત્યનું આગ્રહ પૂર્વક પાલન કરવું જોઇએ સત્ય જ મનુષ્યનો માર્ગ દર્શક અને બધાં બન્ધનોને દૂર કરનારું છે. સત્યના પાલનથી જ સર્વ પ્રકારની ઉન્નતિ થાય છે. એજ પ્રમાણે—

अशस्ति बाधमानः सुविते दधि। ( મં. ૧૦ )

" અપ્રશસ્ત નિંદનીય વસ્તુને દૂર કરવાથી તું ઉત્તમ

દિવસોના પ્રકાશપૂર્ણ જીવનમાં વર્તન કરનારો બનશે. " જે રીતે મનુષ્ય માટે સત્યનું પાલન કરવું અભિષ્ટ છે તેજ પ્રમાણે અપ્રશસ્ત નિંદનીય દુષ્ટ વ્યવહારને સર્વથા દૂર રાખવો એ અત્યંત ઇષ્ટ છે જ. નહિ તો મનુષ્યને ઉચ્ચ સ્થિતિ કદી પણ પ્રાપ્ત થઇ શકતી જ નથી. ઉત્તમ ગુણોની પોતામાં વૃદ્ધિ કરવી અને હીન દુર્ગુણોને પોતામાંથી બહાર કાઢવા એજ અભ્યુદયનું અનુષ્ઠાન છે. મનુષ્ય પોતાના અભ્યુદયના માર્ગમાં કેટલો આગળ વધ્યો છે અથવા પાછો હઠ્યો છે તેની પરીક્ષા પણ તેના ભૂતકાળનાં તેમજ ભવિષ્ય કાળમાં થનારા વ્યવહારને જોવાથી થઇ શકે છે. એટલા માટે જ કહ્યું છે કે—

## આત્મા અને સંસાર

**असति सत् प्रतिष्ठितम्। सति भूतं प्रतिष्ठितम्।**
**भूतं भव्ये भव्यं भूते च प्रतिष्ठितम्। [ મં. ૧૯ ]**

" અસતમાં સત્ અને સતમાં ભૂત સમાએલો છે. " આ પ્રથમ કથન છે. આ સંસાર નાશવંત હોવાથી અસત્ છે અને આત્મા ત્રિકાલાબાધિત હોવાથી સત્ય છે. આ બન્ને પરસ્પર સંકળાએલા હોવાને લીધે કહેવામાં આવે છે કે તેઓ એક બીજામાં સ્થિર થએલા છે. આજ વિષય બીજા શબ્દોમાં આમ કહી શકાય-" શરીરમાં આત્મા અને આત્મામાં શરીર સ્થિર થએલું છે. " ઇશોપનિષદ્‌માં પણ આજ ભાવનો નિમ્ન લિખિત મંત્ર આવેલો છે—

**यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति।**
**सर्वभूतेषु चात्मनं ततो न विजुगुप्सते॥**
[ વા. યજુ. ૪૦।૬ ]

**यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति।**
**सर्वभूतेषु चात्मानं ततो न विचिकित्सति॥**
[ ઇશ. ઉ. ૬; કાણ્વ. યજુ. ૪૦।૬ ]

તેમજ ભાગવતમાં પણ—

**आत्मानं सर्वभूतेषु भगवन्तमवस्थितम्।**
**अपश्यत् सर्वभूतानि भगवत्यपि चात्मनि॥**
[ શ્રી. ભાગવત ૩।૨૪।૪૬. ]

**सर्व भूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः।**
**भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः।**
[ શ્રી. ભાગ. ૧૧।૨।૪૫ ]

આ સર્વ સ્થળોમાં એજ કહેવામાં આવ્યું છે કે " આત્મા (સત્) સર્વ ભૂતોમાં (અસતમાં) છે અને સર્વ ભૂત (અસત્) આત્મામાં છે. આ જે જાણે છે અને તેનો અનુભવ કરે છે તે મહાન ભક્ત કહેવાય છે, તેજ શ્રેષ્ઠ પુરૂષ હોય છે. તેજ શોક અને મોહથી દૂર અલિપ્ત રહીને પરમસિદ્ધિને પ્રાપ્ત કરે છે. આમાં સહુથી પ્રથમ પરીક્ષા પરમેશ્વરની સર્વ સ્થળે ઉપસ્થિતિનો અનુભવ થવો એ છે. આવો અનુભવ જ્યારે આવવા માંડે કે સમજી લેવું કે ઉન્નતિ થઇ ગઇ છે. અને જો કેવળ શબ્દોથી જ " પરમેશ્વર સર્વ વ્યાપક " છે એવું શાબ્દિક જ્ઞાન થએલું હોય તો સમજવું જોઇએ કે હજુ શ્રવણ, મનન, નિદિધ્યાસન્‌ના અનુષ્ઠાનની આવશ્યકતા છે.

ઉપરના મંત્રમાં બીજી પરીક્ષા એ કહેવામાં આવી છે કે (**भूतं भव्ये, भव्ये भूतं आहितं**) ભૂત ભવિષ્યમાં અને ભવિષ્ય ભૂતમાં સમાએલ છે. તેનો અનુભવ લેવા માટે મનુષ્યે પોતાનો વિચાર પ્રથમ કરવો જોઇએ. મનુષ્યનો વર્તમાન અને ભવિષ્ય તેના ભૂતકાળના કર્મમાં હોય છે અને તેના ભૂતકાળના કર્મની સાથે તેનો ભવિષ્ય કાળ સંકળાએલો હોય છે. ઉદાહરણાર્થ જુઓ—જો એક મનુષ્ય પ્રથમ આયુષ્યમાં ઉત્તમ બ્રહ્મચર્યના પાલન સાથે ધર્માનુષ્ઠાનથી પોતાનું આયુષ્ય વ્યતીત કરે તો સમજવું જોઇએ કે તેનું યૌવન અને વાર્ધક્ય સુખથી વ્યતીત થશે, કારણ કે તેનો ભૂતકાળ ભવિષ્ય કાળની સાથે સંબંધ ધરાવે છે. તેજ પ્રમાણે રાષ્ટ્રની બાબતમાં જુઓ,-જે રાષ્ટ્રના ભૂતકાળના લોકોએ ઉત્તમ પુરુષાર્થ કરેલ હોય તે રાષ્ટ્રનો વર્તમાન અને ભવિષ્ય કાળ પણ આનંદમાં વ્યતીત થશે. અને જે રાષ્ટ્રના લોકોએ ભૂત કાળમાં પારતંત્ર્ય પ્રાપ્ત કરેલ હશે તેમનો ભવિષ્યકાળ કષ્ટમાં વ્યતીત થશે. કારણ કે (**भूतं भव्ये, भव्यं भूते आहितं**) ભૂત ભવિષ્યમાં ફળ આપે છે અને ભવિષ્ય કાળનો ઉગમ ભૂત કાળમાં થાય છે. આ પ્રમાણે વેદનો ઉપદેશ જેવો વ્યક્તિને માટે ઉપયોગી છે તેટલો જ રાષ્ટ્રને માટે પણ પ્રત્યક્ષ દેખાય છે. આ સત્યનો અનુભવ કરીને તથા પોતાના ભૂત, ભવિષ્ય અને વર્તમાન નો વિચાર કરીને મનુષ્ય પોતાના ભવિષ્યકાળમાં દુઃખ પ્રાપ્ત થાય તેવાં બી સાંપ્રત કાળમાં પોતાનાજ પ્રયત્નથી ન વાવે. પરન્તુ તેને માટે એ ઉચિત છે કે તે વર્તમાન સમયમાં એવાં શુભ કાર્ય કરે કે જેનાં શુભ ફળ તેને ભવિષ્ય કાળમાં પ્રાપ્ત થઇ શકે. આજની અમારી વર્તમાન કાળની સ્થીતિ અમને ભૂત કાળના કર્મથીજ પ્રાપ્ત થઇ છે.

આથી વર્તમાનકાળથી જ અમે અમારો ભવિષ્ય કાળ નિર્માણ કરી શકીએ છીએ. તેજ ઉદ્દેશથી વેદમાં કહ્યું છે કે—

ભૂત, ભવિષ્ય, વર્તમાન

पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् ।

( ऋ. १०।९०।२, )

उतामृतत्वस्येशानः ०। (वा यजु ३१।२ १२)

पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् ।

उतामृतत्वस्येश्वर. ०॥ ( अथर्व १९।६।४ )

" વર્તમાન કાળમાં જે પુરૂષ છે તેજ તેનું ભૂતકાળનું અને ભવિષ્ય કાળનું રૂપ છે અને તે અમૃતત્વનો સ્વામી છે અર્થાત્ કોઇ પુરૂષનો વર્તમાન કાળ તેના ભવિષ્ય કાળનું બીજ છે અને ભૂતકાળનું પરિણામ દર્શાવે છે મનુષ્યના તારુણ્યપરથી અટકળ બાંધી શકાય કે તેણે પોતાનું બાળપણ કેવી રીતે વ્યતીત કર્યું હશે ? અને તેનાથી જ સમજી શકાશે કે તેનું ભવિષ્ય કેવું હશે ? રાષ્ટ્ર પુરુષોની બાબતમાં પણ આ જ વાત સત્ય છે, રાષ્ટ્રની વર્તમાન કાળની પરિસ્થિતિમાં તેના ભૂતકાળનો પુરુષાર્થ અથવા પુરુષાર્થહીનતાનાં પરિણામ રૂપે દેખાય છે અને તે વર્તમાન કાળમાં જે કરે છે તે પોતાના પુરુષાર્થ જ પોતાના ભવિષ્યની ભવિતવ્યતાનાં બીજ વાવી રહ્યો છે કારણ કે પ્રત્યેક પુરુષ ભૂતકાળનું પરિણામ અને ભવિષ્ય કાળનું બીજ ધારણ કરે છે આશા છે કે પાઠક આ રીતે પોતાની પરીક્ષા કરે અને પછી તે પોતાની ઉન્નતિનો માર્ગ છે કે અધોગતિનો છે તેનો નિશ્ચય કરે અને જો અવનતિનો માર્ગ હોય તો તેનો તત્કાળ ત્યાગ કરે અને ઉન્નતિના માર્ગ પર જ હમેશાં રહે તેમજ મનમાં આ મહત્વાકાંક્ષા ધારણ કરે કે—

આત્મ તેજ

अहं भ्राजता भ्राज्यासम् । ( મં ૨૦ )

' હું મારા તેજથી તેજસ્વી બનીશ ' અન્યના તેજથી તેજસ્વી બનવામાં પરાધીનતા છે પ્રત્યેક પોતાના તેજથી તેજસ્વી બનવું જોઇએ પ્રત્યેક પોતાના સામર્થ્યથીજ પોતાની રક્ષા કરવી જોઇએ પ્રત્યેક પોતાનાં જ્ઞાનથી જ બળવાન બનવું જોઇએ પ્રત્યેક પોતાના જ ધનથી ભોગ વિલાસ ભોગવવો યોગ્ય છે આજ પ્રમાણે અન્યાન્ય બાબતોમાં પણ જાણવું જોઇએ જેની રક્ષા બીજાના બળથી થાય છે, જે પોતાના જ્ઞાનથી વિચાર કરી શકતો નથી, જેની પાસે પોતાનું પોષણ કરવાના આવશ્યક પદાર્થ નથી તેની સ્થિતિ શોચનીય બને છે, આ બ મંત્રમાં પાઠક પોતેજ પોતાનો વિચાર કરીને જાગૃત થશે તેથી જ પોતાના તેજથી જ પ્રકાશિત બનવાનો ઉપદેશ આ મંત્ર દ્વારા અપાયેલ છે પાઠક તેનો વિચાર કરે અને પોતાના સામર્થ્યથી સમર્થ બનીને અહીં તેજસ્વી, યશસ્વી, કીર્તિમાન અને સ્નાત અર્થાત્ શુદ્ધ અને મુક્ત બનવાનો પ્રયત્ન કરે એજ પ્રમાણે આગળ પણ કહ્યું છે—

अहं प्रमणयंस्तन रूच्या रोचः ( सूर्या ) रुचिषीय ।

( મં ૨૧ )

' હું માન જ્ઞાનના પ્રભાવથી પ્રભાવિત અને પોતાના તેજથી તેજસ્વી બનીને પ્રકાશિત બનું " આ મંત્રમાં પણ તેજ ભાવને બેવડાવીને કહેલ છે અને ઉન્નતિને માટે જ્ઞાનની આવશ્યકતા અત્યંત છે એ વાત ફરીથી સ્પષ્ટ રીતે કહેલ છે

આગળ ઉદયને પ્રાપ્ત થનારા, પ્રકાશિત થનારાને નમસ્કાર કરવાનું કહેલ છે અને જે આ પ્રકારે પ્રકાશિત બની ગએલ છે તે પોતાનો જીવનક્રમ સમાપ્ત કરીને અસ્ત પામે છે, તેને પણ નમસ્કાર કરવાનું કહ્યું છે અહીં સૂર્યને સન્મુખ રાખવાનું કહ્યું છે મનુષ્યનો આદર્શ સૂર્ય છે સૂર્યની જેમ મનુષ્ય પોતાનો અભ્યુદય કરે, સૂર્યની જેમ આ જગતમાં પ્રકાશિત બને અને પ્રદિપ્ત રહીને સર્વને પ્રકાશનો માર્ગ બતાવી અન્તમાં કૃતકૃત્ય બનીને અસ્તને પ્રાપ્ત થાય આ પ્રમાણે અસ્ત પામવું એ પણ આદર્શરૂપજ થાય છે આ પ્રમાણે બધા મનુષ્યો સતત પોતાનો આદર્શ માને અને તેની પાસેથી આ બોધ પ્રાપ્ત કરે આ દૃષ્ટિબિન્દુથી વિચાર કરીને સૂર્યને પોતાનો આદર્શ માનીને ૨૬ મા મંત્ર સુધીનો ઉપદેશ મનન દ્વારા પોતાના મનમાં સ્થિર કરે તેના પછી એક અત્યંત મહત્વપૂર્ણ મંત્રભાગ છે તે પ્રત્યેક મનુષ્યે નિત્ય સ્મરણમાં ધારણ કરવા યોગ્ય છે હવે તે જુઓ.

પોતાનો યશ

अहं ब्रह्मणा वर्मणा ज्योतिषा वर्चसा च माधृतः

कृतवीर्यं विहाया जरदष्टि सहस्रायुः सुकृत

चरेयम् ॥ ( મં ૨૭ )

अहं ब्रह्मणा वर्मणा ज्योतिषा वर्चसा च परिवृतः

फलेन गुप्तः भूतेन सत्येन च गुप्त ( चरेयम् )॥

( મં ૨૮-૨૯ )

पाप्मा मा मा प्रापत् मृत्युः मा मा प्रापत् ।

अहं धाच सलिलेन अन्तर्दधे । ( મં. ૨૯ )

"જ્ઞાન, આત્મરક્ષાનું સામર્થ્ય, તેજ અને બળથી યુક્ત બનીને, પરાક્રમ કરતાં કરતાં વિવિધ પુરુષાર્થનું સાધન પ્રાપ્ત કરતાં, દીર્ઘઆયુ પ્રાપ્ત કરીને સદાચારથીજ વ્યવહાર કરીશ જ્ઞાન, આત્મરક્ષાનું સામર્થ્ય, તેજ અનેબળથી યુક્ત બનીને, સત્યથી હમેશાં સુરક્ષિત બનીને, ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળમાં થનારાં કર્મોથી સુરક્ષિત બનીને, હું સદાચારથી વ્યવહાર કરીશ પાપ મારી પાસે ન આવે, પાપી મારી પાસે ન આવે, મૃત્યુનો ભય મને ન અડકે, હું મારી વાણીને શુદ્ધ જીવનથી યુક્ત બનાવુ છુ"

આમાંથી પ્રત્યેક વાકય એટલુ સ્પષ્ટ, એટલુ તેજસ્વી, એટલુ બોધપ્રદ અને એટલું માર્ગદર્શક છે કે તેનું અધિક સ્પષ્ટિકરણ કરવાની અહીં આવશ્યકતા જણાતી જ નથી પાઠક તેનો વારવાર પાઠ કરે, વારવાર મનન કરે અને પોતાના આત્મામાં વેદના આ તેજસ્વી વિચાર સ્થિર કરે. આ વિચારોની સ્થિરતાથીજ મનુષ્ય વિજયી થશે અને અભ્યુદય પ્રાપ્ત કરશે અને અન્તમાં મન્ય પણ બનશે જે પાઠક આ પ્રકારે આ કાણ્ડનું મનન કરશે તેઓ પોતાની ઉન્નતિનું પર્યાપ્ત જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. આ કાંડના પ્રત્યેક મંત્રમાં ગુપ્ત જ્ઞાન ભરપુર ભરેલું છે કેવળ બાહ્ય અર્થ જાણવાથી પાઠકોએ એમ માનવાનુ નથી કે અમે મંત્રનો આશય સમજી લીધો છે મંત્રનો આશય તો આગળ પાછળના શબ્દોની સાથે અને વિધાનોની સાથે સંગતિ લગાડીને મનન કરવાથી જ ધ્યાનમાં આવી શકશે આશા છે કે આ મહત્વપૂર્ણ ઉપદેશના કારણથી પાઠક વધારેમાં વધારે બોધ પ્રાપ્ત કરીને કૃતકૃત્ય અને ધન્ય બનશે.

# પરાક્રમથી વિજય

## કાંડ ૮, સૂક્ત ૮

( ऋषि - भृग्वङ्गिराः । देवता- इन्द्र , वनस्पति , परसेना-हनन च )

इन्द्रो॑ मन्थतु॒ मन्थि॑ता श॒क्रः शूरः॑ पुरं॒दुरः॑ ।
यथा॑ ह॒नाम॒ सेना॑ अ॒मित्रा॑णां सहस्र॒शः ॥ १ ॥
पूति॒रज्जु॑रु॒पध्मा॑नी॒ पूतिं॒ सेनां॑ कृणोत्व॒मूम् ।
धूमम॒ग्निं प॑रा॒दृश्या॒मित्रा॑ हृ॒त्स्वा द॑धतां॒ भ॒यम् ॥ २ ॥

અર્થ— ( पुरं-दर शूर शक्र मंथिता इन्द्रः ) શત્રુના નગરોને તોડનારો શૂર સમર્થ શત્રુસૈન્યનું મન્થનકર્તા ઈન્દ્ર ( मन्थतु ) શત્રુસેનાનુ મન્થન કરે ( यथा ) જેની શક્તિથી ( अमित्राणा सहस्त्रश सेना ) શત્રુઓના હજારો સૈનિકોને ( हनाम ) અમે મારીએ (૧)

( उपध्मानी पूति-रज्जु ) સળગાવેલી દુર્ગંધયુક્ત દોરી, ( अमू सेना पूतिं कृणोतु ) આ સેનાને દુર્ગન્ધયુક્ત બનાવે ( धूमं अग्नि परादृश्य ) ધૂમાડો અને અગ્નિને દૂરથી જોઇને ( अमित्राः हृत्सु भयं आदधता ) શત્રુઓના હૃદયમા ભયને ધારણ કરે (૨)

ભાવાર્થ— શૂરવીર શત્રુઓના ખીલાઓને તોડી નાખે અને શત્રુસૈન્યને વેરવિખેર કરી નાખે અમો પણ હજારો શત્રુ વીરોને મારી નાખીએ (૧)

શત્રુસેના પર હુમલો કરવા માટે સળગાવેલી દારૂવાળી વાટ શત્રુસૈન્યમા ખરાબ વાસવાળો ધૂમાડો ઉત્પન્ન કરે આ ધૂમાડાને અને જ્વાળાને જોઇને શત્રુઓ ભયભીત બને (૨)

अमूनश्वत्थ निः शृणीहि खादामून्खदिराजिरम् ।
ताजद्भङ्ग इव भज्यन्तां हन्त्वेनान्वधको वधैः ॥ ३ ॥
परुषानमून्परुषाह्वः कृणोतु हन्त्वेनान्वधको वधैः ।
क्षिप्रं शर इव भज्यन्तां बृहज्जालेन संदिताः ॥ ४ ॥
अन्तरिक्षं जालमासीज्जालदण्डा दिशो महीः ।
तेनाभिधाय दस्यूनां शक्रः सेनामपावपत् ॥ ५ ॥
बृहद्धि जालं बृहतः शक्रस्य वाजिनीवतः ।
तेन शत्रूनभि सर्वान्न्युब्ज यथा न मुच्यातै कतमश्चनैषाम् ॥ ६ ॥
बृहत्ते जालं बृहत इन्द्र शूर सहस्रार्घस्य शतवीर्यस्य ।
तेन शतं सहस्रमयुतं न्यर्बुदं जघान शक्रो दस्यूनामभिधाय सेनया ॥ ७ ॥

---

અર્થ--હે ( अश्व-स्थ ) ઘોડાપર ચડેલા વીર ! ( अमून् निः शृणीहि ) તેમને કાપીનાખો. ( खदि-र ) શત્રુઓને ખાઇ જનારા વીર ! ( अमून् अजिरं खाद ) તેમને જલદીથી ખાઇ જાઓ. ( ताजत् भङ्ग इव ) શીઘ્ર ભંજન કરનારાની જેમ ( भज्यन्तां ) ભગ્ન કરવામાં આવે. અને ( वधः वधैः एनान् हन्तु ) વધ કરનારો શસ્ત્રોથી તેમને મારે. ( ૩ )

( परुष-आह्वः ) કઠોર આહ્વાન કરનારા વીર ! ( अमून् परुषान् कृणोतु ) તેમને કઠોર બનાવે ( वधकः वधैः एनान् हन्तु ) વધકર્તા શસ્ત્રોથી તેમનો વધ કરે. ( बृहत्-जालेन संदिताः ) ઘણી મોટી જાળથી બંધાએલા શત્રુ ( शर इव क्षिप्रं भज्यन्तां ) બાણની માફક જલદી તૂટી જાય ( ૪ )

( अन्तरिक्षं जालं आसीत् ) અન્તરિક્ષ જાળ છે અને ( महीः दिशः जालदण्डाः ) વિસ્તૃત દિશાઓ જાળના દંડા છે. ( तेन दस्यूनां सेनां अभिधाय ) તેથી શત્રુની સેનાને પકડીને ( शक्रः अप अवपत् ) શૂરવીર તેમને નમાડી દે છે. ( ૫ )

( वाजिनीवतः बृहतः शक्रस्य ) સેનાની સાથે રહેનારા મહા ઇન્દ્રની ( बृहत् हि जालं ) મોટી જાળ છે. ( तेन सर्वान् शत्रून् अभिन्युब्ज ) તેનાથી સર્વ શત્રુઓને ચારે બાજુથી આધીન કર, ( यथा एषां कतमः चन न मुच्यातै ) જેથી તેઓમાનો એક પણ તેમાંથી છૂટી ન શકે ( ૬ )

હે ( शूर इन्द्र ) શૂર ઇન્દ્ર ! ( सहस्रार्घस्य शतवीर्यस्य बृहतः ते ) સહસ્રો જેની પૂજા કરે છે અને સેંકડો સામર્થ્યવાળા મહાન ઇન્દ્ર ( बृहत् जालं ) આ તારી મહાન જાળ છે. ( तेन अभिधाय ) તે જાળથી તેમને ઘેરીને તથા ( सेनया ) પોતાની સેના દ્વારા ( शक्रः ) ઇન્દ્ર ( दस्यूनां शतं सहस्रं अयुतं न्यर्बुदं अभिधाय जघान ) શત્રુઓના સેંકડો, હજારો, લાખો અને કરોડો સૈનિકોને મારી નાખે છે. ( ૭ )

---

ભાવાર્થ— ઘોડેસ્વારો શત્રુઓને મારે. અમારા વીર શત્રુઓને ખાઇ જાય, એટલે કે તેનો નાશ કરે અમારા વીર પોતાના શસ્ત્રોથી શત્રુઓનો નાશ કરે ( ૩ )

અમારા સેનાપતિ પોતાના આહ્વાનથી અમારા સૈનિકોને ધીરજ દઇ કઠોર બનાવે અમારા વીર શત્રુસેનાનો નાશ કરે. મોટી જાળમાં શત્રુના સૈનિકોને પકડીને તેમનો નાશ કરે ( ૪ )

આ અન્તરિક્ષ મોટી જાળ છે. તેના થાંભલા એ આ મોટી દિશાઓ છે આ જાળથી શત્રુઓને પકડીને શૂરવીર તેમનો નાશ કરે. ( ૫ )

अयं लोको जालमासीच्छक्रस्य महतो महान् ।
तेनाहमिन्द्र जालेनामूंस्तमसाभि दधामि सर्वान् ॥ ८ ॥
सेदिरुग्रा व्यृद्धिरार्तिश्चानपवाचना ।
श्रमस्तन्द्रीश्च मोहश्च तैरमूनभि दधामि सर्वान् ॥ ९ ॥
मृत्यवेऽमून्प्र यच्छामि मृत्युपाशैरमी सिताः
मृत्योर्ये अघला दूतास्तेभ्य एनान्प्रति नयामि बद्ध्वा ॥ १० ॥
नयताऽमून्मृत्युदूता यमदूता अपोम्भत ।
परः सहस्रा हन्यन्तां तृणेढ्वेनान्मत्यं भवस्य ॥ ११ ॥
साध्या एकं जालदण्डमुद्यत्य यन्त्योजसा ।
रुद्रा एकं वसव एकमादित्यैरेक उद्यतः ॥ १२ ॥

અર્થ— (महतः शक्रस्य) મહાન ઇન્દ્રનો (अयं महान् लोक) આ મોટો લોક (जाल आसीत्) જાળ જ હતો. (तेन इन्द्रजालेन) તે ઇન્દ્રની જાળથી (सर्वान् अमून् तमसा अहं अभिदधामि) આ સર્વ શત્રુઓના વીરોને અન્ધકારથી હું ઘેરૂં છું. (૮)

(उग्रा सेदिः) ઘણોજ થાક (व्यृद्धिः) નિર્ધનતા. (अनपवाचना आर्तिः च) વર્ણન ન કરી શકાય એવાં કષ્ટ, (श्रम) મહેનત, પરિશ્રમ, (तन्द्रीः मोहः च) આળસ અને મોહ (तैः अमून् सर्वान् अभिदधामि) તેનાથી આ સર્વ શત્રુઓને હું ઘેરૂ છુ (૯)

(अमून् मृत्यवे प्रयच्छामि) તે શત્રુઓને હું મૃત્યુને સોંપી દઉં છુ, (मृत्युपाशैः अमीः सिताः) મૃત્યુના પાશથી તેઓને બાંધેલા છે (मृत्योः ये अघ-लाः दूता) મૃત્યુના પાપથી મારી નાખનારા જે દૂતો છે (तेभ्यः एनान् वद्ध्वा प्रति नयामि) તેનાથી તેમને બાંધીને લઇ જાઉં છુ (૧૦)

હે (मृत्युदूता) મૃત્યુના દૂતો ! (अमून् नयत) તેમને લઇ ચાલો. હે (यमदूताः) યમના દૂતો ! (अपोम्भत) તેમને સમાપ્ત કરો. (परः सहस्राः हन्यन्तां) હજારોની ઉપર મારી નાખવામા આવે (एनान् भवस्य मत्यं तृणेढ्ढु) તેમનો ઈશ્વરના અભિપ્રાય પ્રમાણે નાશ કરો (૧૧)

(साध्याः एकं जालदण्ड उद्यत्य) સાધ્ય દેવ એક જાળના દંડાને ઉઠાવીને (ओजसा यन्ति) બળની સાથે જાય છે. (रुद्रा एकं) રૂદ્રદેવ એકને, (वसव एकं) વસુ દેવ એકને પકડે છે અને (आदित्यैः एकः उद्यतः) આદિત્ય દેવોએ એકને ઉઠાવી લીધેલ છે (૧૨)

ભાવાર્થ— સૈન્ય સાથે હુમલો કરનારા ઇન્દ્રની પાસે મોટી જાળ છે તેનાથી શત્રુસૈન્યને બાંધવામા આવે છે અને તેમાથી કોઇ બચી નહિ શકે. (૬)

અનેક પરાક્રમ કરનારા પૂજનીય ઇન્દ્રદેવની મહાજાળ છે તે જાળમા શત્રુઓના સૈનિકોને બાંધવામા આવે છે અને તેમના હજારો અને લાખો સૈનિકો માર્યા જાય છે (૭)

મહાન્ ઇન્દ્રનો આ વિસ્તૃત લોક જ એક મોટી જાળ છે આ ઇન્દ્રજાળમા સર્વ શત્રુઓ અન્ધકારથી બંધાઇ જાય છે (૮)

થાક, નિર્ધનતા, કષ્ટ, પરિશ્રમ, આળસ, અજ્ઞાન, ઇત્યાદિથી શત્રુઓને ઘેરીએ છીએ (૯)

તે શત્રુઓને મૃત્યુની પાસે મોકલુ છુ. મૃત્યુના પાશથી તેઓને બાંધવામા આવ્યા છે. મૃત્યુના આ મારક દૂતો છે તેમની પાસે શત્રુઓને લઈ જાઉં છુ (૧૦)

મૃત્યુના દૂતો અમારા શત્રુઓને પકડે. યમદૂતો તેમની સમાપ્તિ કરે આ પ્રમાણે હજારો શત્રુઓ માર્યા જાય (૧૧)

*

विश्वे देवा उपरिष्टादुब्जन्तो यन्त्वोजसा ।
मध्येन घ्नन्तो यन्तु सेनामङ्गिरसो महीम् ॥ १३ ॥
वनस्पतीन्वानस्पत्यानोषधीरुत वीरुधः ।
द्विपाच्चतुष्पादिष्णामि यथा सेनाममूं हनन् ॥ १४ ॥
गन्धर्वाप्सरसः सर्पान्देवान्पुण्यजनान्पितॄन् ।
दृष्टानदृष्टानिष्णामि यथा सेनाममूं हनन् ॥ १५ ॥
इम उप्ता मृत्युपाशा यानाक्रम्य न मुच्यसे ।
अमुष्या हन्तु सेनाया इदं कूटं सहस्रशः ॥ १६ ॥
घर्मः समिद्धो अग्निनायं होमः सहस्रहः ।
भवश्च पृश्निबाहुश्च शर्व सेनाममूं हतम् ॥ १७ ॥

---

અર્થ— ( विश्वे देवाः उपरिष्टात् उब्जन्त ) વિશ્વે દેવો ઉપરથી જ દુષ્ટોને દબાવીને ( ओजसा यान्ति ) બળ પૂર્વક ચાલે છે ( अंगिरस मध्येन महीं सेनां घ्नन्तः ) અંગિરસ વચમાંથી મોટી સેનાનો નાશ કરીને ( यन्तु ) જાય. ( ૧૩ )

( वनस्पतीन् वानस्पत्यान् ) વનસ્પતિ અને તેનાથી બનેલા પદાર્થો ( ओषधीः उत वीरुधः ) ઔષધિઓ અને લતાઓ, ( चतुष्पाद् द्विपात् ) ચાર પગવાળા અને બે પગવાળા તેમને ( इष्णामि ) હું પ્રેરિત કરૂં છું. ( यथा अमू सेनां हनन् ) જેનાથી આ સેનાનો નાશ કરે છે. ( ૧૪ )

( गंधर्वाप्सरसः सर्पान् ) ગંધર્વ, અપ્સરા, સર્પ ( देवान् पुण्यजनान् पितॄन् ) દેવ, પુણ્ય જન અને પિતૃઓ આ ( दृष्टान् अदृष्टान् इष्णामि , જોએલા અને ન જોએલા બધાને હું પ્રેરૂં છું. ( यथा अमूं सेनां हनन् ) જેનાથી આ સેનાનો નાશ થાય છે ( ૧૫ )

( इमे मृत्युपाशाः उप्ताः ) આ મૃત્યુના પાશ રાખેલા છે. ( यान् आक्रम्य न मुच्यसे ) જેનું આક્રમણ કરીને તું છૂટી શકશે નહિ. ( अमुष्या सेनायाः ) આ સેનાના ( इदं कूट ) આ કેન્દ્રને ( सहस्रशः हन्तु ) સહસ્ર પ્રકારે મારી નાખે. ( ૧૬ )

( अयं घर्मः होमः ) આ પ્રદીપ્ત હોમ ( अग्निना सहस्रहः समिद्ध ) અગ્નિ દ્વારા હજારો રીતે પ્રજ્વલિત બનેલો છે. ( भवः पृश्निबाहुः शर्वः ) ભવ અને વિચિત્ર બાહુવાળો શર્વ એ તમો બન્ને ( अमूं सेनां हतम् ) આ સેનાને મારો. ( ૧૭ )

---

ભાવાર્થ— સાધ્ય, રુદ્ર વસુ અને આદિત્ય તેઓ આ જાળના ચારે થાંભલાઓને પકડીને વેગથી દોડે છે ( ૧૨ )

વિશ્વેદેવો ઉપરથી હુમલો કરે છે અને આંગિરસોએ શત્રુસેનાના મધ્યભાગમાં હુમલો ચલાવ્યો છે ( ૧૩ )

વનસ્પતિ, વનસ્પતિથી બનેલા પદાર્થો, ઔષધિ, લતા, દ્વિપાદ્ અને ચતુષ્પાદ ઇત્યાદિ સર્વ મારા સહાયક થાઓ અને તેમની સહાયતાથી હું શત્રુનો નાશ કરૂં. ( ૧૪ )

ગંધર્વ, અપ્સરાઓ, સર્પ, દેવ, પુણ્યજન, પિતર, પરિચિત, અને અપરિચિત મને સહાયતા કરે જેની સહાયતાથી હું શત્રુઓનો નાશ કરૂં. ( ૧૫ )

આ મૃત્યુપાશ લગાડેલા છે તેઓમાંથી કોઈ છૂટશે નહિ આ શત્રુસેનાનું આ કેન્દ્ર સર્વ પ્રકારે હું નાશ કરીશ. ( ૧૬ )

આ યજ્ઞ અગ્નિથી પ્રદીપ્ત થએલ છે આ યજ્ઞદ્વારા શત્રુસેના નાશ પામે ( ૧૭ )

मृत्योराप॒मा प॑द्यन्तां॒ क्षुधं॑ से॒दिं व॒धं भ॒यम् ।
इन्द्र॑श्चाक्षुजा॒लाभ्यां॒ शर्व॒ सेना॑म॒मूं ह॑तम् ॥ १८ ॥
परा॑जिता॒: प्र त्र॑सताऽमित्रा नु॒त्ता धा॑वत॒ ब्रह्म॑णा ।
बृह॒स्पति॑प्रणुत्तानां॒ मामीषां॑ मोचि॒ कश्च॒न ॥ १९ ॥
अव॑ पद्यन्तामेषा॒मायु॑धानि॒ मा श॑कन्प्रति॒धामिषु॑म् ।
अथै॑षां ब॒हु बिभ्य॑तामिष॑वो घ्नन्तु॒ मर्म॑णि ॥ २० ॥
सं क्रो॑शतामेना॒न्द्यावा॑पृथि॒वी सम॒न्तरि॑क्षं स॒ह दे॒वता॑भिः
मा ज्ञा॒तारं॒ मा प्र॑ति॒ष्ठां विद॑न्त मि॒थो वि॑घ्ना॒ना उप॑ यन्तु मृ॒त्युम् ॥ २१ ॥
दिश॒श्चत॑स्रोऽश्वत॒र्यो॑ देवर॒थस्य॑ पुरो॒डाशा॑: श॒फा अन्तरि॑क्षमु॒द्धिः ।
द्यावा॑पृथि॒वी पक्ष॑सी ऋ॒तवो॑ऽभीश॑वोऽन्तर्दे॒शाः कि॑ङ्क॒रा वाक्परि॑रथ्यम् ॥ २२ ॥

---

અર્થ—( मृत्यो आपं क्षुदं सेदि वधं भय ) મૃત્યુથી કષ્ટ, ભૂખ, બ ધન, વધ અને ભયને( आपद्यन्तां ) પ્રાપ્ત થાઓ. હે શર્વ ! ( इन्द्रः च ) અને ઇન્દ્ર તમે બન્ને ( अमूं सेनां हतं ) આ સેનાને મારો. ( ૧૮ )

હે ( अमित्राः ) શત્રુઓ ! તમે ( पराजिताः प्र त्रसत ) પરાજીત બનીને ત્રસ્ત થાઓ. ( ब्रह्मणा नुत्ता धावत ) જ્ઞાનથી પ્રેરિત થઈને નાસી જાઓ. ( बृहस्पति-प्रणुत्ताना अमीषां ) જ્ઞાની દ્વારા પ્રેરિત થઇને તેઓમાથી ( कश्चन मा मोचि ) કોઇ એક પણ ન બચે. ( ૧૯ )

( एषां आयुधानि अवपद्यन्तां ) તેમના શસ્ત્રો નીચે પડી જાય, ( प्रतिधां इषुं मा शकन् ) પ્રતિપક્ષથી આવેલા બાણને તેઓ ન સહી શકે. ( अथ एषां बहु बिभ्यता ) હવે તેને ઘણીજ ભીતિ લાગે. તેમના ( मर्मणि इषवः घ्नन्तु ) મર્મસ્થાનોમા બાણ લાગે ( ૨૦ )

( द्यावापृथिवी एनान् संक्रोशन्ता ) દ્યુલોક અને પૃથ્વી તેમની નિંદા કરે. ( अन्तरिक्षं देवताभिः सह सं ) અ તરિક્ષના દેવોની સાથે તેમની નિંદા કરે. ( ज्ञातारं मा ) તેઓ જ્ઞાની લોકોને પ્રાપ્ત ન કરે ( मा प्रतिष्ठा विदन्त ) તેઓ પ્રતિષ્ઠાને પણ પ્રાપ્ત ન કરે. ( मिथः विघ्नानाः मृत्युं उपयन्तु ) પરસ્પર મારી નાખતા સર્વ મૃત્યુને પ્રાપ્ત થાઓ. ( ૨૧ )

( चतस्र॰ दिश ) ચાર દિશાઓ, ( देवरथस्य अश्वतर्यः ) દેવરથને ઘોડીઓ જોડેલી છે ( पुरोडाशा॰ शफा॰ ) પુરોડાશ તેની ખરીઓ છે ( अन्तरिक्षं उद्धिः ) અન્તરિક્ષ ઉપરનો ભાગ છે ( द्यावा पृथिवी पक्षसी ) દ્યુલોક અને પૃથ્વી તેના બે પડખા છે. ( ऋतव॰ अभीशवः ) ઋતુ તેના દોરડા છે. ( अन्तर्देशा किंकरा. ) વચ્ચેના પ્રદેશો રથરક્ષક છે અને ( वाक् परिरथ्य ) વાણી રથનો અન્ય ભાગ છે (૨૨)

---

ભાવાર્થ— મત્યુથી કષ્ટ, ક્ષુધા, બ ધન, વધ અને ભય શત્રુઓને પ્રાપ્ત થાઓ, અને આ પ્રમાણે ભયભીત બનેલા શત્રુઓનો નાશ થાઓ ( ૧૮ )

શત્રુ પરાજીત થાઓ તેઓ નાસી જાય અમારા જ્ઞાની વીરો દ્વારા પ્રેરિત થએલા શત્રુ કોઇ પણ પ્રકારે બચી ન જાય (૧૯)

શત્રુઓના શસ્ત્રો નીચે પડી જાય, તે અમારા શસ્ત્રાસ્ત્રોને સહન ન કરી શકે તેઓ ડરી જાય, અને તેમના મર્મસ્થાનો વિંધાઇ જાય

સર્વ લોકો આ શત્રુઓની નિંદા કરે કોઇ પણ જ્ઞાની મનુષ્યની સહાય અમારા શત્રુઓને પ્રાપ્ત ન થાઓ, તેઓ કોઇ પણ સ્થળે સ્થિર ન થઇ શકે તેઓ અ દર અંદર કુટાઇને મરી જાય ( ૨૧ )

संवत्सरो रथः परिवत्सरो रथोपस्थो विराडीषाग्नी रथमुखम् ।
इन्द्रः सव्यष्ठाश्चन्द्रमाः सारथिः ॥ २३ ॥
इतो जयेतो वि जय सं जय जय स्वाहा ।
इमे जयन्तु परामी जयन्तां स्वाहैभ्यो दुराहामीभ्यः ।
नीललोहितेनामूनभ्यवतनोमि ॥ २४ ॥

અર્થ— ( संवत्सरः रथः ) વર્ષ રથ છે. ( परिवत्सरः रथोपस्थः ) પરિવત્સર રથમાં બેસવાની બેઠક છે. ( विराड् ईषा ) વિરાટ્ જોડવાનો વચ્ચેનો દંડ છે. ( अग्निः रथ-मुखं ) અગ્નિ રથનું મુખ છે. ( इन्द्रः सव्यष्ठाः ) ઇન્દ્ર ડાબી બાજુ બેસનારા અને ( चन्द्रमाः सारथिः ) ચન્દ્ર સારથી છે. ( ૨૩ )

( इतः जयः ) અહીંથી જય પ્રાપ્ત કર ( इतः विजयः ) અહીંથી વિજય થાઓ. ( संजय जय ) સારી રીતે જય પ્રાપ્ત કર. ( स्व-आहा ) આત્મ સમર્પણ કર. ( इमे जयन्तु ) આ અમારા વીર જય પ્રાપ્ત કરે. ( अमी पराजयन्तां ) આ શત્રુ સૈનિકો પરાભવને પ્રાપ્ત થાઓ. ( एभ्यः स्वाहा ) તેમને માટે શુભ વચનો ( अमीभ्यः दुराहा ) આ શત્રુઓને માટે ખરાબ વચનો. ( नीललोहितेन अमून् अभि अवतनोमि ) વાદળી રંગના અને લોખંડના રંગના-લોહીથી આ શત્રુઓને સર્વ પ્રકારે નીચે પાડી નાખું છું ( ૨૪ )

ભાવાર્થ— દેવરથની પીઠીઓ ચારે દિશાઓ છે, તે રથના વિવિધ ભાગ પુરોડાશ, અન્તરિક્ષ, દ્યુલોક, પૃથ્વી, આ છ ઋતુ પીઠીઓની લગામ છે, વચ્ચેનું સ્થાન-સંરક્ષક નોકર છે અને વાણી જ મધ્યમ સ્થાન છે. ( ૨૨ )

સંવત્સર, પરિવત્સર, વિરાટ્ અગ્નિ ક્રમશઃ રથ, બેસવાનું સ્થાન, દંડ અને રથમુખ છે ઇન્દ્ર આ રથમાં ડાબી બાજુ બેસે છે અને ચન્દ્રમા સારથિપણું કરે છે ( ૨૩ )

આ પ્રકારે જય પ્રાપ્ત કર, વિજય સંપાદન કર, આત્મસમર્પણથી જ જય મળે છે. આ અમારા વીર જય પ્રાપ્ત કરે. શત્રુનો પરાજય થાઓ આપ લોકોનો શુભ આશિર્વાદ, શત્રુઓને શાપ સર્વ શત્રુઓનું નીચે પતન હો ( ૨૪ )

# પરાક્રમથી વિજય

## યુદ્ધની નીતિ

યુદ્ધનીતિનું વર્ણન કરતાં સૂક્તો વેદમાં અનેક છે પરંતુ આ સૂક્તમાં " જાળ-યુદ્ધ " નું વર્ણન છે, આ આ સૂક્તની વિશેષતા છે. જાળમાં શત્રુ સૈન્યને પકડીને સર્વ સૈનિકોને જાળમાં બાંધ્યા પછી ઉચિત શસ્ત્રોથી તેમનો વધ કરવો એનું નામ જાળ યુદ્ધ છે. પાઠકોએ જાળ તો જોઈ જ હશે. ઘણું ખરું- માછલીઓ પકડનારા માછી લોકો સુતરની જાળ બનાવે છે અને તેમાં માછલાં પકડે છે. આ સુતરની જાળ યુદ્ધમાં ઉપયોગિ થતી નથી કારણ કે શત્રુના સૈનિકો કદાચ આ જાળમાં બંધાઈ જાય તો તેમનાં તીક્ષ્ણ શસ્ત્રોથી તે જાળને કાપી નાખે ને તેઓ બહાર નીકળી આવશે. તેથી યુદ્ધની જાળ એવી હોવી જોઇએ કે જે સહેલાઇથી કપાઇ જાય નહિ

આજ કાલ યુદ્ધમાં તારની જાળી અથવા કાંટાવાળા તારની જાળી વપરાય છે. ઘણું ખરું શક્ય છે કે જે ઇન્દ્ર જાળનું વર્ણન આં સૂક્તમાં કરવામાં આવ્યું છે તે આવા જ પ્રકારની લોઢાના કાંટાવાળા અથવા બીજા કોઈ તારની જાળી બનાવેલી હશે ઇન્દ્રના શત્રુઓ રાક્ષસ છે. તે બલાઢ્ય અને

શસ્ત્રાસ્ત્ર સંપન્ન હોય છે, તેઓ સૂતરની જાળમાં બંધાઇ જાય અને સહેજમાં મરી જાય એ શકયતા બહુજ ઓછી છે. આ સૂકતમાં ઇન્દ્રે આવી જાળમાં હજારો અને લાખો શત્રુઓને બાંધ્યા અને મારી નાખ્યા એવું વર્ણન છે, તેથી આ જાળ લોઢાની જ હોવી જોઇએ એ નિઃસંદેહ છે. તેનું વર્ણન આ પ્રમાણે છે—

बृहज्जालेन संदिताः क्षिप्रं भज्यन्ताम्। ( मं. ४ )
शक्रस्य अन्तरिक्षं जालं आसीत्। मही दिशः जालदण्डाः। तेन अभिधाय दस्यूनां सेनां अपावपत्। ( मं. ५ )
वाजिनीवतः शक्रस्य बृहत् जालम्। तेन सर्वान् शत्रुन् न्युब्ज, यथा एषां कतमश्चन न मुच्यातै॥
( मं. ६ )
हे शूर इन्द्र ! शतवीर्यस्य ते बृहत् जालम्। तेन दस्यूनां सहस्रं अयुतं जघान॥ ( मं ७ )

"ઇન્દ્ર પોતેજ ઘણો શૂરવીર છે તેની પાસે સૈન્ય પણ પુષ્કળ છે. તે પોતે સેંકડો પ્રકારનાં પરાક્રમો કરે છે. તેની પાસે એક ઘણી મોટી ભારે જાળ છે. તેની જાળ અન્તરિક્ષ જેટલી વિશાળ છે એમ જ માની લેને. ચારે દિશામાં આ જાળના જાણે મોટા થાંભલાઓ ઉભા કર્યા છે. આ વિસ્તૃત જાળમાં શત્રુઓનુ સૈન્ય પકડાઇ ગયું છે અને એકવાર સૈન્ય પકડાઇ ગયું પછી તેમાથી એક પણ બચવાની શકયતા છે નહિ. આ રીતે આવા પ્રકારનાં જાળ યુદ્ધમાં ઇન્દ્ર હજારો અને લાખો શત્રુઓનો સંહાર કરે છે" આ મંત્ર ભાગમાં આ વર્ણન ઘણુંજ મનોરમ્ય છે અને તેથી જાળ યુદ્ધનું મહત્વ પણ પ્રગટ થાય છે. એક વાર શત્રુ જાળમાં બંધાઇ જાય પછી તેમની હાલચાલ પણ બન્ધ થઇ જાય છે. આવી રીતે જાળમાં બંધાએલા શત્રુઓનો વધ કરવો ઘણોજ સહેલો થઇ પડે છે, કારણ કે આવી જાળમાં શત્રુઓને એક વાર પકડયા પછી પોતાના સૈનિકો પાસેથી જ તેમનો વધ કરાવે છે એમ આ સૂકતમાં કહ્યુ છે—

शक्रः सेनया तेन ( जालेन बद्धं ) दस्यूनां सहस्रं जघान ( मं. ७ )

"ઇન્દ્ર પોતાની સેના દ્વારા તે જાળમાં બંધએલા શત્રુના હજારો સૈનિકોને મારે છે." આ વર્ણનથી સ્પષ્ટ થાય છે કે જાળમાં બંધાએલા શત્રુ સૈન્યનો વધ કરવો એ તદ્દન સહેલું છે. આ જાળ પૃથ્વી પર ઘણા મોટા વિસ્તારમાં ફેલાએલી છે એ બાબતમાં નિમ્નલિખિત મન્ત્ર જુઓ—

अयं महान् लोकः शक्रस्य जालं आसीत्।
तेन इन्द्र जालेन सर्वान् तमसा अभिदधामि॥
( मं. ८ )
साध्याः रुद्राः वसवः जालदण्डं उद्यम्य ओजसा यन्ति। आदित्यै एकः ( दण्डः ) उद्यतः॥ ( मं. १२ )
विश्वेदेवाः ओजसा उपरिष्टात् यन्तु। अंगिरसः मध्येन सेनां घ्नन्तः यन्तु॥ ( मं. १३ )

"આ પૃથ્વી પર ઇન્દ્રની જાળ ફેલાએલી છે. આ ઇન્દ્રની જાળથી શત્રુઓને અંધારામાં ઘેરવામાં આવે છે. સાધ્ય, રુદ્ર, વસુ, અને આદિત્ય આ સર્વ દેવો જાળનો એક એક થાંભલો પકડીને વેગથી દોડે છે વિશ્વે દેવ અને અંગિરસ પણ શત્રુ સેનાના વચમાંથી અને ઉપરથી હુમલો કરે છે." આટલો મોટો વિસ્તાર આ જાળનો હોય છે. આ જાળથી સર્વ પૃથ્વી અને અન્તરિક્ષ પણ ભરાઇ જાય છે. અર્થાત્ શત્રુનું સર્વ સૈન્ય ચારે બાજુઓથી આ જાળ દ્વારા ઘેરાઇ જાય છે આ મંત્રોથી એવુ પ્રતીત થાય છે કે જે રીતે શત્રુનું સૈન્ય ફરે છે તેજ પ્રકારે આ જાળ પણ ફેરવવામાં આવે છે. એટલા માટે જ જાળના થાંભલા પકડીને વસુ, રુદ્ર, આદિત્ય અને સાધ્ય વેગથી ભ્રમણ કરે છે વિશ્વે દેવ પોતાના સૈન્ય સાથે ઉપલા ભાગપરથી હુમલો કરે છે અને અંગિરસોની સેના વચ્ચેથી હુમલો કરે છે. આ પ્રકારે શત્રુ સૈન્યને યુદ્ધમાં ગુથાએલા રાખીને વસુ, રૂદ્ર અને આદિત્યો એવી રીતે જાળના દંડાઓને પકડીને દોડે છે કે જાળ એવી રીતે ફેલાઇ જાય કે શત્રુઓ એમની મેળેજ જાળમાં આવીને ફસાઇ જાય. આ યુદ્ધ કૌશલ્યની વાત છે અને જે લોકો યુદ્ધ કળા બરાબર જાણે છે તેઓ જ આ વાત જાણી શકે છે. અહીં મન્ત્રો દ્વારા આ વિષયને સ્પષ્ટ કરેલ છે. આ મંત્રભાગનો વિચાર કરીને પાઠકગણ પણ આ વિષયનુ થોડું જ્ઞાન પ્રાપ્ત કરે શકે છે. અહીં સાધ્ય, વસુ, રૂદ્ર, આદિત્ય, વિશ્વેદેવ અને અંગિરસ આ સેના વિભાગ અને સેનાધ્યક્ષોનાં નામ છે તેમનાં વિશેષ કાર્યો યુદ્ધ ભૂમિમાં હોય છે. તેથી આ ભિન્ન ભિન્ન નામો હોય છે. આ સર્વનો મુખ્ય ઇન્દ્ર છે. તેનું કાર્ય, ( इन्+ द्र ) શત્રુઓનુ વિદારણ કરવાનુ છે. તેના આ કાર્યનું વર્ણન પ્રથમ મન્ત્રમાં આ પ્રકારે કરેલ છે.

मन्थिता शूरः शक्र पुरन्दरः इन्द्रः मन्थतु। (મ. ૧)

"શત્રુ સૈન્યનું મન્થન કરનારો ઇન્દ્ર શૂર અને સમર્થ બનીને (પુર-દરઃ) શત્રુઓના કીલ્લાઓનું ભેદન કરે" આમાં પ્રત્યેક શબ્દ ઇન્દ્રનું કાર્ય દર્શાવે છે શત્રુઓના કિલ્લાઓને તોડવાનું કાર્ય ઇન્દ્ર કરે છે આ કિલ્લાઓમાંથી શત્રુ સૈન્યને બહાર કાઢીને તેમને પોતાની જાળમાં બાંધીને મારી નાખે છે આ પ્રકારે આ જાળયુદ્ધની નીતિ છે

આ પ્રકારનું જાળ યુદ્ધનું સામાન જો આપણી પાસે હોય તો શત્રુપર વિજય પ્રાપ્ત કરવાનો વિશ્વાસ પોતાના સૈનિકોમાં આવે છે, અને તેઓ કહી શકે છે કે —

अमित्राणां सहस्रशः सेनां हनाम। (મ. ૧)
वधकः वधेः एनान् हन्तु। (મ ૩, ૪)
अमून् नि शृणीहि। अमूनजिर खाद। (મ ૩)
मृत्यवे अमून् प्रयच्छामि। अमी मृत्युपाशैः सिताः। मृत्यो ये अघला दूता तेभ्य एनान् बद्ध्वा प्रतिनयामि॥ (મ ૧૦)
मृत्युदूताः अमून् नयत। यमदूता अपोम्भत परः सहस्रा हन्यन्ताम्॥ (મ ૧૧)
यथा अमु सेना हनन्। (મ ૧૪, ૨૫)
उत्ता मृत्युपाशा यान् आक्रम्य न मुच्यसे। अमुष्या सेनायाः इदं कूट सहस्रशः हन्तु। (મ ૧૬)

શત્રુના હજારો સૈનિકોને અમે મારી નાખીશું વધના સાધનોથી તેમને મારે આ શત્રુ સૈન્યોને જડ મૂળથી મારી નાખો તેમને મૃત્યુને હવાલે કરૂં છુ આ મૃત્યુના પાશથી બંધાએલા છે આ શત્રુઓને બાંધીને હું તેમને મૃત્યુને હવાલે કરૂં છુ યમદૂતો તેમને લઇ જાય યમદૂતો તેમને ખેંચી કાઢે અને હજારોની સંખ્યામાં મારી નાખે આ સમસ્ત સેનાનો નાશ કરવામાં આવે આ મૃત્યુના પાશ ફેલાવેલા છે તેમાંથી તેઓ છૂટી શકશે નહિ અને આ શત્રુ સૈન્યના કેન્દ્રને પ્રાપ્ત કરીને તેના હજારો સૈનિકો મારી નાંખવામાં આવે"

આ પ્રકારનું વિશ્વાસ પૂર્ણ ભાષણ ત્યારે જ થઇ શકે કે જ્યારે શત્રુને પકડીને તેનો વધ કરવાનું નિશ્ચિત હોય જાળમાં પકડેલા શત્રુઓનો વધ કરવો એ નિશ્ચિત અને સહેલું છે અને એટલા માટે જ જાળ યુદ્ધ કરનારા શૂરવીરો આ પ્રકારનાં નિશ્ચયાત્મક વાક્યો બોલી શકે છે આજ પ્રકારનાં વાક્ય બીજા પણ જુઓ—

पराजिताः अमित्राः प्रत्रसन्ता, ब्रह्मणा नुत्ता धावत। बृहस्पतिप्रणुत्तानां अमीषां कश्चन मा मोचि॥ (મ ૨૯)

"પરાજીત થએલા શત્રુઓ ત્રાસને પ્રાપ્ત થાઓ, નસાડી મૂકેલા શત્રુઓ નાસતા નાસતાં દોડી જાય, નાસી જતા આ શત્રુઓમાંથી પણ કોઇ ન બચે" આ શબ્દો શત્રુ પરાજયનો નિશ્ચય દર્શાવે છે જાળયુદ્ધનું આ મહત્વ છે કે એકવાર તેમાં ફસાએલો શત્રુ બચવો અસંભવ છે જાળમાં ફસાએલા શત્રુની સ્થિતિ કેવી થાય છે તે જુઓ—

एषां आयुधानि अवपद्यन्ताम्। इषु प्रतिधा मा शकन्। एषां बहु बिभ्यतां इषवः मर्माणि घ्नन्तु। (મંત્ર ૨૦)

"આ શત્રુઓનાં આયુધો નીચે પડી જાય અમારાં શસ્ત્રોના મારને તે સહન કરી શકે નહિ આ ઘણા ગભરાએલા શત્રુઓના મર્મસ્થાનો પર અમારાં શસ્ત્રો આઘાત કરે" તેમજ વધુ જુઓ—

त्रातारं प्रतिष्ठां मा विदन्त। मिथो विघ्नानाः मृत्युं उपन्तु। (મ ૨૧)

શત્રુઓ ભયભીત બનીને કદાપિ પણ આશ્રય મેળવી શકે નહિ તેમને કોઇ ઉત્તમ સલાહકાર ન મળે તે આપસમાં એકબીજાને વિઘ્ન કરતા કરતા મૃત્યુને વશ થાઓ શત્રુઓની આ અવસ્થા ત્યારે થશે જ્યારે આપણા વિજયની નિશ્ચિતતા શક્ય હોય

इन्द्र शर्व च अक्षुजालाभ्यां अमू सेनां हतम्। (મ ૧૮)

"ઇન્દ્ર શર્વ આમુ અને જાળની મદદથી આ સેનાને મારી નાખે" આ મંત્રમાં જાળ યુદ્ધની શક્તિ દર્શાવી છે શત્રુના સમસ્ત સૈન્યને મારી નાખવાનું જાળયુદ્ધથી જ સંભવનીય છે જાળમાં પકડાએલ શત્રુસેના પર કેટલી ભયાનક આપત્તિ આવી પડે છે તેની કલ્પના આગળના મંત્રભાગપરથી થઇ શકશે—

मृत्यो: आर्ये क्षुध सेदिं वध भय आवध्यन्ताम्। (મ ૧૮)

જાળમાં પકડાએલ શત્રુઓપર " મૃત્યુની જેમ કષ્ટ, ભૂખ, બંધન, વધ, અને ભય " આવી પડે છે. શત્રુનો એક પણ માણસ તેમાંથી બચી શકતો નથી શત્રુસેના પર આવી ભયાનક આપત્તિ આવે છે એટલા માટે જ આ જાળ યુદ્ધ શત્રુઓને માટે મહા ભયાનક હોય છે. આ મંત્રની સાથે નીચેનો મંત્ર પણ જુઓ—

सेदिः उग्रा व्यृद्धिः आर्तिः अनपवाचनाश्रमः
तन्द्रो मोहः च तैः अमून् सर्वान् अभिदधामि। (મં. ૯)

" બંધન, ઉગ્ર આપત્તિ, કહી શકાય નહિ તેવું કષ્ટ, શ્રમ, આલસ્ય, મોહ આ સર્વથી અમારા શત્રુઓ જર્જર થઇ જાય. " આવી સિદ્ધિ મેળવવા માટે યુદ્ધમાં જાળપ્રયોગ નિઃસન્દેહ ઉપકારક છે. જાળમાં બંધાએલો વીર ગમે તેટલો બળવાન હોવા છતાં કોઇ પણ જાતનો પ્રતિકાર કરવામાં અસમર્થ થઇ જાય છે. આ પ્રમાણે યુક્તિથી શત્રુઓને જાળમાં બાંધી દેવાથી તેમનો પૂર્ણપણે નાશ થઇ જાય છે. આ યુદ્ધમાં એક દુર્ગન્ધાસ્ત્રના પ્રયોગનું વર્ણન કરેલ છે. તે પણ એક ઘણો ઘોર ભયંકર પ્રયોગ છે. જુઓ—

## દુર્ગંધયુક્ત ધૂમાડો

पूतिरज्जुः उपध्मानी अमूं सेनां पूर्तिं कृणोतु। (મં. ૨)

" દુર્ગંધયુક્ત દોરી પેટાવીને આ સેનામાં સર્વત્ર દુર્ગંધી ફેલાવી દે. " કેટલાંક વિશિષ્ટ રસાયણિક પદાર્થોમાં આ દોરડી પલાળેલી હોય છે. આ દોરડીને બાળીને-સળગાવીને તે શત્રુસૈન્યમાં ફેંકવાથી શત્રુસેનામાં એવી દુર્ગંધી ફેલાય છે કે તેનાથી શત્રુસૈનિકો ત્રાસી જાય છે અને યુદ્ધ કરવામાં અસમર્થ બની જાય છે. આથી કેટલો ભય ઉત્પન્ન થાય છે તે જુઓ—

धूममग्निं परादृश्य आमित्रा हृत्स्वादधतां भयं॥ (મં. ૨)

" પૂર્વોક્ત ધૂમાડાવાળો અગ્નિ દૂરથી જોવાથી જ શત્રુના સર્વ લોકોના હૃદયમાં એક પ્રકારની એટલી બધી ભીતિ ઉત્પન્ન થાય છે. " આટલું આ દુર્ગન્ધાસ્ત્ર મહાભયંકર છે. એક વાર આ ( पूतिरज्जु ) દુર્ગંધીયુક્ત દોરડી બળવા માંડે છે, અને દુર્ગન્ધ ફેલાવા માંડે છે, એટલે સર્વ સૈનિક કોઇપણ કાર્યને માટે તદ્દન નકામા બની જાય છે અને માનવા લાગે છે કે હવે આપણો નાશ નજીક આવી ગયો છે. જો જાળ પ્રયોગ અને આ દુર્ગંધાસ્ત્રનો પ્રયોગ એકી સાથે કરવામાં આવે તો શત્રુઓનો બહુજ શીઘ્રતાથી નાશ કરવાનું તદ્દન સહેલું બની શકે છે. આ પ્રકારે આ બન્ને પ્રયોગ કરવાથી આપણો વિજય થાય જ છે. તેથી કહ્યું છે કે—

## વિજય

इतो जय विजय संजय जय स्वाहा।
इमे जयन्तु परामी जयन्तां स्वाहेभ्यो दुराहामीभ्यः॥ (મં. ૨૪)

" આ પૂર્વે કહેલ યુક્તિથી જય અને વિજય પ્રાપ્ત કરો, તેથી તમારો ઉત્તમ જય થાઓ. આ તમારા સૈનિકો વિજયી થાઓ. તમારા શત્રુઓ પરાજીત થાઓ. તમારૂં ઉત્તમ કલ્યાણ થાઓ. તમારા શત્રુઓનું અકલ્યાણ થાઓ. " આ પ્રમાણે અન્તમાં આ જાળ યુદ્ધ કરનારાઓને શુભ આશિર્વાદ આપવામાં આવે છે.

આ પ્રકારે વેદમાં જાળયુદ્ધના વર્ણનનો ઉપદેશ આપેલ છે. પાઠક તેનો વિચાર કરીને વેદની યુદ્ધ નીતિ બરાબર જાણી લે.

" ઇન્દ્ર જાળ " શબ્દ આધ્યાત્મિક બન્ધનનો ભાવ પણ દર્શાવે છે. આ દૃષ્ટિથી આ સૂક્તનો કોઇ બરાબર વિચાર કરે. આ વિષય અન્વેષણીય છે.

## વિજયની પ્રાર્થના

### કાંડ ૭, સૂક્ત ૧૨૩

( ऋषि - अथर्वाङ्गिरा । देवता- चन्द्रमा , बहुदैवत्य )

मर्माणि ते वर्मणा छादयामि सोमस्त्वा राजामृतेनानु वस्ताम् ।
उरोर्वरीयो वरुणस्ते कृणोतु जयन्तं त्वानु देवा मदन्तु ॥ १ ॥

અર્થ— ( ते मर्माणि वर्मणा छादयामि ) તારા મર્મસ્થાનોને હું કવચથી ઢાકું છું ( सोमः राजा त्वा अमृतेन अनुवस्ता ) સોમ રાજા તને અમૃતથી આચ્છાદિત કરે ( वरुण ते उरो वरीय कृणोतु ) વરૂણ તારે માટે મહાનમા મહાન સ્થાન આપે (जयन्त त्वा देवा अनुमदन्तु ) વિજય મેળવનારો હું, તને જોઇને સર્વ દેવો આનંદ કરે (૧)

યુદ્ધ માટે બહાર જતી વખતે વીર પુરૂષો પોતાના શરીરપર કવચ ધારણ કરે આ પ્રકારે તૈયાર થઇને વીરો શત્રુઓ પર હુમનો કરવા માટે ચાલી નીકળે અને વિજય પ્રાપ્ત કરે મનમાં નિશ્ચય રાખે કે, સત્પક્ષમાં રહીને લડનારા વીરોને સર્વ દેવો સહાય કરે છે અને તેના વિજયથી આનંદિત પણ બને છે જેના વિજયથી દેવોને પણ આનંદ થાય એવાજ વીર પુરૂષો આપણામાં વધારવા જોઇએ

---

## વિજય સૂક્ત

### કાંડ ૧, સૂક્ત ૨

( ऋषि - अथर्वा । देवता- पर्जन्य )

विद्मा शरस्य पितरं पर्जन्यं भूरिधायसम् ।
विद्मो ष्वस्य मातरं पृथिवीं भूरिवर्पसम् ॥ १ ॥
ज्याके परि णो नमाश्मानं तन्वं कृधि ।
वीडुर्वरीयोऽरातीरप द्वेषांस्या कृधि ॥ २ ॥

અર્થ—( शरस्य ) શરનો, બાણનો પિતા ( भूरि-धायस पर्जन्य ) ઘણા પ્રકારે ધારણ પોષણ કરનારો પર્જન્ય છે તે ( विद्म ) અમે જાણીએ છીએ તથા ( अस्य ) તેની માતા ( भूरि-वर्पस ) ઘણા પ્રકારની કુશળતાઓથી યુક્ત પૃથ્વી છે તેની અમને ( सुविद्म ) સારી રીતે જાણ છે (૧) હે ( ज्याके ) માતા! ( न ) અમે સર્વ પુત્રોને ( परिनम ) બળવાન બનાવ અર્થાત્ અમારા ( तन्व ) શરીરને ( अश्मान ) પથ્થરની માફક સુદૃઢ ( कृधि ) બનાવ ( वीडुः ) બળવાન બનીને ( अ-राती ) અદાનની ભાવનાને તથા ( द्वेषांसि ) દ્વેષોને અર્થાત્ સર્વ શત્રુઓને ( वरीयः ) પૂર્ણ રીતે ( अपकृधि ) દૂર કર (૨)

ભાવાર્થ— ધારણ અને પોષણ ઉત્તમ પ્રકારે કરનારો પિતા પર્જન્ય છે કુશળતાથી અનેક કાર્ય કરનારી માતા પૃથ્વી છે આ બન્નેના સંયોગથી બાણ રૂપી બળવાન પુત્ર ઉત્પન્ન થાય છે (૧) માતા પુત્રના શરીરપર એવું પરિણામ ઉત્પન્ન કરે છે જેનાથી તે બળવાન બનીને શત્રુઓનો પૂર્ણરીતે પરાભવ કરવામાં સમર્થ બને (૨)

वृक्षं यद्गावः परिषस्वजाना अनुस्फुरं शरमर्चन्त्यृभुम् ।
शरुमस्मद्यावय दिद्युमिन्द्र ॥ ३ ॥
यथा द्यां च पृथिवीं चान्तस्तिष्ठति तेजनम्
एवा रोगं चास्रावं चान्तस्तिष्ठतु मुञ्ज इत् ॥ ४ ॥

અર્થ— ( यत् ) જે રીતે ( वृक्षं ) વૃક્ષની સાથે ( परिषस्वजानाः ) લપટાએલી અથવા બંધાએલી ( गावः ) ગાયો પોતાના ( ऋभुं शरं ) તેજસ્વી પુત્ર શરને ( अनुस्फुरं ) સ્ફૂર્તિથી પ્રેમથી ( अर्चन्ति ) ચાહે છે, તેજ પ્રકારે હે ઇન્દ્ર ! ( अस्मत् ) અમારાથી ( दिद्युं शरू ) તેજ પુત્ર બાણને ( यावय ) આગળ દૂર વધાર. ( ૩ ) જે રીતે ( द्यां ) ઘુલોક અને પૃથ્વીની ( अन्तः ) વચ્ચે ( तेजनं ) તેજ ( तिष्ठति ) રહે છે ( एव ) તે પ્રકારે આ ( मुञ्जः ) મુંજ ( रोगं च आस्रावं च ) રોગ અને સ્રાવની ( अन्तः ) વચ્ચે ( इत् तिष्ठतु ) નિશ્ચયથી રહે. ( ૪ )

ભાવાર્થ—જે રીતે વૃક્ષની સાથે બંધાએલ ગાયો પોતાના વાછરડાને વેગથી પ્રાપ્ત કરવા ઇચ્છે છે તે પ્રકારે હે ઇશ્વર ! તેજ શર અમારાથી આગળ વધે. ( ૩ ) જેવી રીતે ઘુલોક અને પૃથ્વીની વચ્ચે પ્રકાશ હોય છે તેવી રીતે રોગ અને સ્રાવ-ધાવની વચ્ચે આ બાણ અટકી રહે. ( ૪ )

# વિજય સૂક્ત

ગુરૂ-શિષ્ય-તાણેલા ધનુષ્યના બંને છેડા જે રીતે દોરીથી તણાએલા રહે છે તે રીતે વિદ્યારૂપી દોરીથી સમાજના ગુરૂ-શિષ્યરૂપી બંને છેડા એકબીજા સાથે સંપૂર્ણપણે સંબંધિત રહે. કદી પણ તેમનામાં ઢીલાપણું ન આવી જાય.

આ આખું સૂક્ત શિષ્યના મુખ દ્વારા ઉચ્ચારિત હોય એમ લાગે છે એ પરથી અનુમાન કરી શકાય છે કે ગુરૂને લાવવાનો, રાખવાનો, ઇત્યાદિનો પ્રબંધ તથા વ્યયની જવાબદારી શિષ્યો અથવા શિષ્યોના સંરક્ષકોપર જ પૂર્ણપણે રહેલી છે.

### અનુસંધાન

આ પ્રથમ સૂક્તમાં "મેધાજનન" અર્થાત્ બુદ્ધિના સંવર્ધન કરવાના મૂળભૂત નિયમ બતાવેલા છે. ગુરૂ, શિષ્ય, વિદ્યાલય ઇત્યાદિનો પ્રબંધ કેવી રીતે કરવો જોઇએ ગુરૂ કેવી રીતે ભણાવે, શિષ્ય કઇ રીતે ભણે અને બન્ને મળીને રાષ્ટ્રની ઉન્નતિ કઇ રીતે કરે તેનો વિચાર કરવામાં આવ્યો છે.

*

ત્યાર પછી વિદ્યાના અધ્યયનનો પ્રારંભ થાય છે જેમાં અપરાજીત ગણનું સૂક્ત "विद्मा शरस्य पितरं" આ છે. અથર્વ વેદમાં આ બીજું સૂક્ત છે. તૃતીય સૂક્ત પણ આજ વાક્યથી શરૂ થાય છે. આ બન્ને સૂક્તનો હવે વિચાર કરીએ.

આ ભાવાર્થ પણ પરિપૂર્ણ નથી કારણ કે આ મંત્રોનો આગળ પાછળનો સબંધ જોઇને જે ભાવ વ્યક્ત થાય છે તે જાણ્યા પછી જ મંત્રોનો સાચો ભાવાર્થ જાણવો જોઇએ. તે ભાવ જાણવા માટે આગળનું સ્પષ્ટીકરણ જુઓ—

### ( ૧ ) વૈયક્તિક વિજય

આ સૂક્તમાં પ્રથમ વૈયક્તિક વિજય પ્રાપ્ત કરવાનો ઉપદેશ આ પ્રમાણે છે—

૧ ઉત્તમ માતાપિતાથી જન્મ પ્રાપ્ત થાઓ ( મં. ૧ )

૨ શરીર બળવાન બનાવવામાં આવે ( મં. ૨ )
૩ રોગાદિ શત્રુઓને દૂર રાખવામાં આવે ( મં. ૨ )
૪ શરીરમાં સ્ફૂર્તિ લાવવામાં આવે ( મં. ૩ )
૫ જગતમાં પોતાનું તેજ ફેલાવવાનો પ્રયત્ન કરવામાં આવે. ( મં. ૪ )
૬ સંશોધનથી રોગોને દૂર કરવામાં આવે. ( મં. ૪ )

પાઠકો વિચારપૂર્વક આ મંત્રનો વિચાર કરશે તો તેમને ઉપરોક્ત છ બાર વૈયક્તિક ઉન્નતિનાં સાધનો પૂર્વોક્ત ચારે મંત્રોમાં ગુપ્તરૂપે છૂપાએલ માલમ પડશે. તેનો વિશેષ વિચાર કરવા માટે અહીં મંત્રોના શબ્દોના અર્થ અને સ્પષ્ટીકરણ આપવામાં આવે છે

### ( ૨ ) પિતાના ગુણ ધર્મ-કર્મ

પૂર્વોક્ત મંત્રોમાં પિતાના ગુણધર્મ દર્શાવનારા આ શબ્દો આવેલા છે " પિતા, પર્જન્ય, ભૂરિધાયસ્, વૃક્ષ, દ્યૌ " તેમના અર્થ બરાબર સમજાય જવાથી પિતાના ગુણ-ધર્મ કર્મનો બોધ બરાબર થઇ શકે છે તેથી તેનો આશય જુઓ—

૧ પિતા-( માતા ) રક્ષક, સંભાળ રાખનાર,
૨ પર્જન્ય-( પૂર્તિ+જન્યઃ ) પૂર્તિ કરનાર, પૂર્ણતા કરનાર, ન્યૂનતાને દૂર કરનારો.
૩ ભૂરિધાયસ્-( ભૂરિ ) પુષ્કળ રીતે ( ધાયસ્ ) ધારણ પોષણ કરનાર દાતા, ઉદાર ચરિત
૪ વૃક્ષ- આધાર, પોતે તડકો સહન કરીને બીજાને છાયા આપનાર
૫ દ્યૌ- પ્રકાશ આપનાર, અંધકારનો નાશ કરનાર

મુખ્યત આ પાંચ શબ્દો છે જે ઉક્ત મંત્રોમાં પિતાના ગુણધર્મકર્મોનો ઉલ્લેખ કરે છે તેમનો આશય આ છે, " પિતા એવો હોય કે જે પોતાના પુત્રાદિકોનું યથાતથ્ય પાલન પોષણ કરે તેમનામાં જે જે ખામીઓ હોય તે દૂર કરે અને તેમને પૂર્ણ બનાવે, અર્થાત્ પોતાનાં સંતાનોને ઉચ્ચગુણોથી પૂર્ણરીતે યુક્ત બનાવવામાં પોતાની પરાકાષ્ઠા કરે તેમનું દરેક પ્રકારે પોષણ કરે અને તેમને હૃષ્ટપુષ્ટ તથા બળવાન બનાવે, તે પોતે કષ્ટ સહન કરીને પણ પોતાના સંતાનોની ઉન્નતિ કરે તથા પોતાના પુત્રો અને પુત્રીઓને ઉત્તમ જ્ઞાન આપીને તેમને ઉત્તમ નાગરિક બનાવે "

### ( ૩ ) માતાના ગુણ-ધર્મ-કર્મ

" માતા, પૃથિવી, ભૂરિવર્પસ, જ્યાકા, ગૌ " આ પાંચ શબ્દો પૂર્વોક્ત મંત્રોમાં માતાના ગુણધર્મો પ્રગટ છે. હવે તેમનો અર્થ જુઓ—

૧ *માતા- બાળકોનું હિત કરનારી.*
૨ *પૃથિવી*- ક્ષમાશીલ, સહનશીલ, પુત્રોની ઉન્નતિ માટે આવશ્યક કષ્ટ સહન કરનારી.
૩ *ભૂરિવર્પસ્-( ભૂરિ )* બહુ કુશળ, ( વર્પસ્ ) કુશળતાથી કર્મ કરવામાં તત્પર કર્મમાં અત્યંત કુશળ, સ્કર્મ કરવામાં દક્ષ, પરિવારની ઉન્નતિને માટે ઉદ્યમ કરનારી.
૪ જ્યા, જ્યાકા-( જ્યા-જાયા ) જનનું સાધન કરનારી માતા, પૃથ્વી, દોરી, જનક જિતી,
૫ ગૌ- પ્રગતિશીલ, દુગ્ધદ્વારા પુત્રોને પુષ્ટ બનાવનારી, કિરણ, સ્વર્ગ, રત્ન, વાણી, સરસ્વતી, માતા, જળ, નેત્ર, આકાશ, સૂર્ય, ઇત્યાદિ શુભ ગુણોથી યુક્ત

માતાના ગુણધર્મો આ શબ્દો દ્વારા વ્યક્ત થઇ રહ્યા છે અર્થાત્- " બાળકોનાનું હિત કરનારી, ક્ષમાશીલ, પુત્રોની ઉન્નતિને માટે કરવા યોગ્ય કર્મોમાં સદા દક્ષ રહેનારી, ઘણી જ કુશળતાથી પોતાના કુટુંબની ઉન્નતિ કરવામાં સમર્થ, બળશાલિની, ગાયની જેમ દુગ્ધાદિ દ્વારા બાળકોને પુષ્ટ કરનારી, કિરણોની માફક પ્રકાશ આપનારી, સ્વર્ગની જેમ સુખદાયિની, રત્નની જેમ ઘરની શોભા વધારનારી, શુભ ભાષણ કરવામાં ચતુર વિદુષી, જળની જેમ શાંતિ વધારનારી, નેત્રની જેમ માર્ગ દર્શાવનારી, આકાશની જેમ સર્વને આશ્રય દેનારી, સૂર્યની જેમ અજ્ઞાનાન્ધકાર દૂર કરનારી માતા હોવી જોઇએ "

પિતાના ગુણ ધર્મ કર્મ પ્રથમ બતાવ્યા, અને અહીં માતાના ગુણ ધર્મ બતાવ્યા છે, આ આદર્શ માતા પિતા છે તેમનાથી જે પુત્રો ઉત્પન્ન થશે અને પાલન પોષણ કરીને મોટા બનાવવામાં આવે તે ખરેખર સાચો વીર પુત્ર જ થશે, તથા પુત્રી પણ તે પ્રકારે વીર બનશે એમાં શું સંદેહ હોય !

### ( ૪ ) પુત્રના ગુણ ધર્મ-કર્મ

પૂર્વોક્ત મંત્રોમાં પુત્રના ગુણ ધર્મ કર્મ દર્શાવનારા આ શબ્દો છે " शारु, अश्म तनु पिंशु, अंशु, शाद, दिद्यु, तेजन, मुख्र " તેના અર્થ આ છે—

૧ शारु-( शृणाति ) જે શત્રુનો નાશ કરી શકે છે

૨ अश्मा-तनु- પત્થરની જેમ સુદૃઢ શરીરવાળો
૩ वीड्डु- બલિષ્ઠ, શૂરે, બળવાન
૪ ऋभु- બુદ્ધિમાન, કુશળ કારીગર, તેજસ્વી,
૫ शद्य- શત્રુનો નાશ કરનારો,
૬ दिद्यु- તેજસ્વી,
૭ तेजन- પ્રકાશમાન, પ્રકાશનારો
૮ मुञ्ज- ( मुञ्जति मार्जयति ) શુદ્ધતા અને પવિત્રતા કરનારો

પુત્ર એવો હોય કે જે " શત્રુનો નાશ કરવામાં સમર્થ હોય, સુદૃઢ શરીરવાળો હોય, શૂર, બુદ્ધિમાન, કુશળ કારીગર, તેજસ્વી, યશસ્વી અને પવિત્ર આચારવાળો હોય " માતા પિતા માટે એ યોગ્ય છે કે તેઓ એવો યત્ન કરે કે પુત્રમાં આ ગુણ ધર્મ અને કર્મ વધે અને આ ગુણો દ્વારા કુળનો યશ ફેલાવે

આ વાત સ્પષ્ટ છે કે પૂર્વોક્ત ગુણ ધર્મ કર્મોથી યુક્ત માતાપિતા હશે તો તેમના પુત્રો અને પુત્રીઓમાં આ ગુણધર્મ ઉતરી શકે છે

## ( ૫ ) એક અદ્ભૂત અલંકાર




આ સૂક્તમાં બાણ ધનુષ્ય અને દોરીના અલંકારથી એક મહત્ત્વપૂર્ણ વાતનું સ્પષ્ટિકરણ કર્યું છે ધનુષ્યની સખત કામઠી જેના પર દોરી ચઢાવવામાં આવે છે તેને પુરૂષરૂપ સમજવી દોરી માતા રૂપે છે, અને પુત્ર બાણ રૂપ છે પિતાનું બળ અને માતાની પ્રેરણાથી યુક્ત બનેલો પુત્ર સંસારમાં ફેંકાય છે તે સંસારમાં દાખલ થઈને પોતાના શત્રુઓનો નાશ કરીને યશનો ભાગી બને છે. આ અલંકારનો પાઠક બરાબર વિચાર કરશે તો તેમને ઘણો બોધ પ્રાપ્ત થઈ શકશે પુત્રની ઉન્નતિમાં પિતાનો હિસ્સો કેટલો હોય છે તેની બરાબર કલ્પના આ અલંકારથી પાઠકના મનમાં આવી શકશે

દોરી વગર એકલું ધનુષ્ય જેમ શત્રુનાશ કરવામાં અસમર્થ છે તેમ સ્ત્રી વિના પુરૂષ અસમર્થ છે તથા જે રીતે ધનુષ્ય વગર એકલી દોરી કામ કરવા અસમર્થ થાય છે, તેમ પુરૂષ વિના એકલી સ્ત્રી પણ કાર્ય કરવાને અસમર્થ હોય છે માતા પિતાની યોગ્ય પ્રેરણા અને યોગ્ય શિક્ષણ દ્વારા સુશિક્ષિત બનેલો પુત્ર જ જગતમાં યશસ્વી બને છે આ અલંકાર ગૃહસ્થો માટે ઘણો જ બોધપ્રદ બની રહે છે

પિતાના સૂચક ' પર્જન્ય, વૃક્ષ ' ઇત્યાદિ શબ્દો તથા માતાના સૂચક " પૃથ્વી " ઇત્યાદિ શબ્દો તેમનું ઋતુગામિત્વ અને બ્રહ્મચારી હોવાની સૂચના કરી રહેલ છે ( આ વિષય પરત્વે સ્વાધ્યાય મંડળ દ્વારા પ્રકાશિત ' બ્રહ્મચર્ય ' નામના પુસ્તકમાં અથર્વ વેદીય બ્રહ્મચર્ય સૂક્તની વ્યાખ્યામાં પૃથ્વી, પર્જન્ય અને વૃક્ષોના બ્રહ્મચર્ય વિષેનું પ્રકરણ જરૂર જોઈ લેવું )

## ( ૬ ) કુટુંબનો વિજય

વ્યક્તિની ઉન્નતિના વિષયમાં પ્રથમ જ દર્શાવ્યું છે કે વૈયક્તિક વિજયની સૂચનાઓ આ સૂક્તમાં કયા રૂપમાં છે કુટુંબનો અથવા પરિવારનો વિજયનો સંબંધ પૂર્વોક્ત અલંકાર તથા સ્પષ્ટિકરણ જોવાથી બિલકુલ સ્પષ્ટ સમજાશે કુટુંબનો વિજય માતા પિતાના ઉત્તમ કર્તવ્ય પાલનથી અને સુપ્રજા નિર્માણ કરવાથી જ પ્રાપ્ત થઈ શકે છે

( મં ૧ ) જેવી રીતે, " અનેક પ્રકારે પોષણ કરનાર પિતા પર્જન્ય ઋતુ ગામી બનીને વર્ષા ઋતુમાં પોતાનું જળ રૂપી વીર્યનું સિંચન ઉત્તમ ઉપજાઉ ભૂમિમાં કરે છે અને શર રૂપી વિજયી સંતાનની ઉત્પત્તિ કરે છે ' તદ્વત્ માતા પિતા ઋતુગામી બનીને વીર પુત્ર ઉત્પન્ન કરે

( મં ૨ ) " હે જયનું સાધન આપનારી માતા ! તારા પુત્રનું શરીર પથ્થર જેવું સુદૃઢ બનાવ જેથી પુત્ર બળવાન બનીને પોતાના શત્રુઓને દૂર હટાવી શકે

( મં ૩ ) - જેવી રીતે વૃક્ષ સાથે બંધાએલી ગાયો

પોતાના પ્રભાવશાળી વાછરડાને ચાહે છે, " ( તેવીજ રીતે પિતાની સાથે રહેલી માતા પોતાને માટે તેજસ્વી પુત્રની ઇચ્છા કરે. ) અથવા- " ( ધૃષ્ટ ) ધનુષ્યની સાથે રહેનારી દોરી તેજસ્વી શર ( બાણ ) અત્યંત વેગથી છોડી શકે છે, " ( તેજ પ્રમાણે પતિની ઉપાસના કરનારી પત્ની વીર પુત્ર ઉત્પન્ન થવાની જ અભિલાષા કરે. ) " હે ( इन्द्र ) પરમાત્મન્ ! અમારાથી તેજસ્વી ( दाता ) બાણના જેવો તેજસ્વી પુત્ર આગળ વધે અથવા ઉત્પન્ન થાય " ( માતા પિતા પરમાત્માની એવી પ્રાર્થના જ કરે કે હે ઇશ્વર, અમારો પુત્ર એવો હોય કે જે દૂર દૂર જઇને જગત્માં વિજય પ્રાપ્ત કરે.)

(મં ૪)-" જે રીતે ( પિતા ) દ્યુલોક અને ( માતા ) પૃથ્વીના મધ્ય ભાગમાં વિદ્યુત આદિ તેજસ્વી પદાર્થ ( પુત્રરૂપથી ) રહે છે " ( તેવી રીતે માતા પિતાના મધ્યમાં તેજસ્વી સુંદર બાળક ચમકે છે ) " જેવી રીતે મુંજ શર રોગ અને સ્રાવના ઘાવની વચ્ચે રહે છે, " અર્થાત્ તેને દૂર કરે છે તેવીજ રીતે ( આ પવિત્રતા જાગવનારો પુત્ર રોગ અને ઘાની વચ્ચે રહીને પણ પોતે પોતાનો બચાવ કરે અને કુળનો પણ ઉદ્ધાર કરે )

આ ભાવ પહેલા કરતાં વધુ વિસ્તૃત છે. અને તેમાં સ્પષ્ટિકરણ અર્થે પૂર્વાપર સબંધ રાખનારાં અધિક વાકયો જોડી દેવામાં આવ્યાં છે, કે જેથી પાઠકોને જાણ થાય કે આ સકત કુટુંબના વિજયનો ઉપદેશ કેવી રીતે આપી રહેલ છે જાતિ અથવા રાષ્ટ્રના વિજયનો પાયો આવા પ્રકારની કુટુંબની સુસ્થિતિપર તથા સુપ્રજા નિર્માણ પરજ આધાર રાખે છે જે લોકો રાષ્ટ્રની ઉન્નતિ ઇચ્છે છે તેઓ પોતાની ઉન્નતિનો પાયો આ પ્રકારે કુટુંબમાં મજબુત બનાવે આ દર્શ કુટુંબ વ્યવસ્થા જ સર્વ વિજયનું મુખ્ય સાધન છે.

## ( ૭ ) પૂર્વાપર સમ્બન્ધ

પ્રથમ સકતમાં વિદ્યા શીખવવાનો ઉપદેશ આપેલ છે આ બીજા સકતથી શિક્ષણનો પ્રારંભ થાય છે વિદ્યાનો પ્રારંભ બિલકુલ સાધારણ વિષયથી જ કરવામાં આવ્યો છે ઘાસની ઉત્પત્તિની બીના તો પ્રત્યેક સ્થાનના મનુષ્યો બરાબર જાણે છે જ. " મેઘથી પાણી વરસે છે અને પૃથ્વીમાંથી ઘાસ ફુટી નીકળે છે તેથી ઘાસનો પિતા મેઘ અને માતા ભૂમિ છે. " આટલો જ વિષય આ સકતમાં પ્રરંભમાં આપેલ છે. આટલી સામાન્ય બાબતપરથી ઉપદેશ આપતાં " પિતા-માતા-પુત્ર " રૂપી કુટુંબની ઉન્નતિનું શિક્ષણ કેવી રીતે વેદ આપેલું છે તે પાઠક અહીં જોઇ ચૂકયા છે. ઘાસમાં શર અથવા મુંજ નામનું એક ઘાસ થાય છે. આ બાણ જેવું ઘાસ પોતે જ શત્રુઓનો વધ કરવાને સમર્થ થતું નથી, કારણ કે તે ઘણું કોમળ હોય છે. પરન્તુ જ્યારે તેને લોખંડનું ફળું લગાડવામાં આવે છે અને પાછળ પીંછા લગાડવામાં આવે છે ત્યારે તેજ કોમળ ઘાસની લાકડી ધનુષ્યપર ચડીને દોરીથી ગતિ પ્રાપ્ત કરીને શત્રુનો નાશ કરવામાં સમર્થ બને છે એ જ પ્રમાણે કોમળ બાળક ગુરૂગૃહમાં કઠીન તપસ્યા કરતો કરતો, બ્રહ્મચર્ય રૂપી કઠીન વજ્રથી યુકત બનીને ઉન્નતિના નિયમો પાળીને પોતાની ગતિને એક માર્ગ પર કેન્દ્રિત કરતાં કરતાં પોતાના, જાતિના, તથા રાષ્ટ્રના શત્રુઓને નસાડી દેવામાં સમર્થ બને છે.

પહેલા સૂકતના તૃતીય મંત્રમાં ધનુષ્યની ઉપમા આપીને દર્શાવ્યું છે કે, " ગુરૂ અને શિષ્યરૂપી ધનુષ્યના બે છેડા વિદ્યારૂપી દોરીથી તાણીને બાંધેલા છે " પ્રથમ સૂકતમાં આ અલંકાર ભિન્ન ઉપદેશ આપે છે. અને આ સકતનો ધનુષ્યનો દૃષ્ટાંત ભિન્ન ઉપદેશ આપે છે. દૃષ્ટાંતમાં એકદેશીય વાત જોવાની હોય છે તેથી એક જ દૃષ્ટાંતથી ભિન્ન ઉપદેશ આપવો એ કોઇ દોષ છે નહિ પ્રથમ સકતના દૃષ્ટાંતમાં પણ દોરીને વિદ્યા, માતા, અર્થાત્ સરસ્વતી દેવીને દોરીનું સ્થાન આપેલ છે તે માતૃત્વનું સાદૃશ્ય છે.

જંગલમાં ઝાડ સાથે બાંધેલી ગાય પણ પોતાના વાછરડાની યાદ કરતી હોય છે, ગાયનું વાછરડા પર સહુથી વધારે પ્રેમ હોય છે એવો જ પ્રેમ માતાના હૃદયમાં પોતાનાં બાળકો પ્રત્યે હોવો જોઇએ. પોતાનો બાળક અતિ તેજસ્વી બને, ગુણો જ યશસ્વી હોય એ જ ભાવના માતા પોતાના મનમાં ધારણ કરે અને આ ભાવનાથી જ જો કોઇ માતા પોતાના બાળકોને દૂધ પાય, તો ઉકત ગુણો પુત્રોમાં નિઃસંદેહ ઉતરશે જ આ વિષયમાં તૃતીય મંત્ર મનન કરવા જેવો છે

## ( ૮ ) કુટુંબનો આદર્શ

ચતુર્થ મંત્રમાં આદર્શ કુટુંબનો નમૂનો સન્મુખ રાખવામાં આવ્યો છે દ્યુલોક પિતા, ભૂમિ માતા, અને તેમની વચ્ચેનો તેજસ્વી ગોલોક તેમનો પુત્ર છે પોતાના ઘરમાં પણ આજ આદર્શ હોવો જોઇએ આકાશ અને પૃથ્વીની વચ્ચે જેવી રીતે સૂર્ય હોય છે તેવી જ રીતે પિતા અને માતાની વચ્ચે, બાળક ચમકે છે કેટલો ઉચ્ચ આદર્શ છે ! દરેક ગૃહસ્થી તેનું સ્મરણ રાખે

### (૯) ઔષધિ પ્રયોગ

મુંજ ઘાસ પોતાના રસ વગેરેથી અનેક રોગો અને અનેક સાવોને અટકાવે છે, કારણ કે મુંજ શોધક, શુદ્ધતા અને નિર્મળતા ઉત્પન્ન કરનાર છે. આથી સ્પષ્ટ થાય છે કે જો શોધકતા અને પવિત્રતાનો ગુણ જો આપણામાં વધારવામાં આવે તો રોગાદિ દૂર થઇ જાય, દરેકે આ સૂચના અપનાવવા યોગ્ય છે.

મુંજ અથવા શર ઔષધિનો પ્રયોગ કરીને સાવના રોગ તથા મુત્રઘાત વગેરે રોગ દૂર થઇ શકે છે. આ વિષયનો સૂચક ઉપદેશ આ સૂકતના અન્તમાં છે. વૈદ્ય લોકો તેનો બરાબર વિચાર કરે.

### (૧૦) રાષ્ટ્રનો વિજય

વ્યક્તિ, કુટુંબ, જાતિ, દેશ, તથા રાષ્ટ્રના વિજય પૂર્ણ અભ્યુદયના નિયમોમાં સમાનતા હોય છે. પાઠકો આ વાતને ઘણી સારી રીતે જાણે છે જ, વ્યક્તિનું કાર્યક્ષેત્ર નાનું અને રાષ્ટ્રનું વિસ્તૃત હોય છે. નાનાપણું અને વિસ્તતપણું એ વાતને જો અલગ કરવામાં આવે તો બન્ને સ્થાનોમાં નિયમોની એક રૂપતાનો અનુભવ આવી શકે.

કુટુંબનું જ વિસ્તૃતરૂપ રાષ્ટ્ર છે. એમ માની લેવું અને પૂર્વ સ્થાનમાં એક ઘર અથવા એક પરિવારના વિષયમાં જે ઉપદેશ દર્શાવવામાં આવેલ છે તેજ વિસ્તૃત રૂપે રાષ્ટ્રમાં જોશે તો પાઠકોને રાષ્ટ્રીય ઉન્નતિનો વિષય પુર્વોકત રીતે જ બરાબર જણાઇ આવશે.

ઘરમાં પિતા શાસક હોય છે, રાષ્ટ્રમાં રાજા શાસક હોય છે. ઘરમાં માતા પ્રબંધ કરનારી હોય છે, રાષ્ટ્રમાં પ્રજા દ્વારા ચુંટાએલ રાષ્ટ્ર સભા પ્રબંધ કરનારી છે. ઘરમાં પુત્રને વીર બનાવવામાં આવે છે અને રાષ્ટ્રમાં બાલચમુઓમાં વીરતા વધારવામાં આવે છે. આ પ્રમાણેનું સામ્ય જોઇને પાઠક જાણી શકશે કે આ સૂકત રાષ્ટ્રીય વિજયનો ઉપદેશ કેવી રીતે આપે છે. પૂર્વોકત સ્થાનમાં વર્ણવાએલાં પિતા, માતા, અને પુત્રના ગુણ ધર્મ કર્મ આમ રાષ્ટ્રીય ક્ષેત્રમાં અતિ વિસ્તાર પૂર્વક જોવાથી આ સૂકતની વાત પાઠકોને અતિ સ્પષ્ટ રીતે સમજાઇ જશે. આ ભાવને ધ્યાનમાં ધારણ કરવાથી આ સૂકતનો રાષ્ટ્રીય ભાવ નીચે લખ્યા પ્રમાણે થશે—

પ્રજાનું ઉત્તમ પાલન પોષણ અને પૂર્ણતા કરનારો રાજા જ શૂરવીરનો સાચો પિતા અને તેની માતા બહુ કર્મોની પ્રેરણા આપનારી માતૃભૂમિ જ છે. (૧) હે માતૃભૂમિ! અમારા સર્વનાં શરીરો અતિ સુદૃઢ બને, જેથી અમો સર્વ ઉત્તમ રીતે બળવાન બનીને અમારા શત્રુઓને ભગાડી દઇ શકીએ. (૨) જેવી રીતે ગાય પોતાના વાછરડાનું હિત હંમેશાં ચાહે છે તેવી રીતે હે ઇશ્વર! માતૃભૂમિના પ્રેમથી ઉત્તેજીત બનેલા વીરો આગળ વધે. (૩) જેવી રીતે આકાશ અને ભૂમિની વચ્ચે તેજોગોળા હોય છે તેવી રીતે રાજા અને પ્રજાની વચ્ચે વીરો ચમકતા રહે તથા તેઓ પવિત્રતાને જાળવીને રોગાદિ ભયથી દૂર થાય. (૪)"

સાધારણ રીતે આ આશય અતિ સંક્ષિપ્તમાં આપેલ છે. પાઠક આ પ્રમાણે વિચાર કરે અને વેદના આશયને સમજવાનો પ્રયત્ન કરે.

---

## વિજય—પ્રાપ્તિ

### કાંડ ૨, સૂકત ૨૭

( ऋषिः- कपिञ्जलः । देवता- १-६ वनस्पतिः, ६ रुद्रः, ७ इन्द्रः )

नेच्छत्रुः प्राशं जयाति सहमानाभिभूरसि ।
प्राशं प्रतिप्राशो जह्यरसान्कृण्वोषधे ॥ १ ॥

**અર્થ**—( शत्रुः प्राशं न इत् जयाति ) પ્રતિપક્ષી નિશ્ચયપૂર્વક મારા આ પ્રશ્નપર વિજય પ્રાપ્ત નહિ કરી શકે. કારણ કે તું ( सहमाना अभिभूः असि ) જયવંત અને પ્રભાવશાળી છે. ( प्राशं प्रतिप्राशः

**ભાવાર્થ**— મારા પ્રશ્નોથી પ્રતિક્ષીઓનો પરાજય થશે કારણ કે મારી શક્તિ જયવતી અને પ્રભાવયુક્ત છે, તેથી

सुपर्णस्त्वान्वविन्दत्सूकरस्त्वाखनन्नसा ।
प्राशं प्रतिप्राशो जह्यरसान्कृण्वोषधे ॥ २ ॥
इन्द्रो ह चक्रे त्वा बाहावसुरेभ्य स्तरीतवे ।
प्राशं प्रतिप्राशो जह्यरसान्कृण्वोषधे ॥ ३ ॥
पाटामिन्द्रो व्याश्नादसुरेभ्य स्तरीतवे ।
प्राशं प्रतिप्राशो जह्यरसान्कृण्वोषधे ॥ ४ ॥
तयाहं शत्रून्त्साक्ष इन्द्रः सालावृकाँ इव ।
प्राशं प्रतिप्राशो जह्यरसान्कृण्वोषधे ॥ ५ ॥
रुद्र जलाषभेषज नीलशिखण्ड कर्मकृत् ।
प्राशं प्रतिप्राशो जह्यरसान्कृण्वोषधे ॥ ६ ॥
तस्य प्राशं त्वं जहि यो न इन्द्राभिदासति ।
अधि नो ब्रूहि शक्तिभिः प्राशि मामुत्तरं कृधि । ॥ ७ ॥

જહિ ) પ્રત્યેક પ્રશ્નપર પ્રતિવાદીને જીતીલો. ( ओषधे ! अरसान् कृणु ) હે ઔષધિ ! તું પ્રતિપક્ષિઓને નીરસ કર ( ૧ ) ( सुपर्णः त्वा अनु अविन्दत् ) ગરૂડે તને પકડેલ છે અને ( सूकरः त्वा नसा अखनत् ) સુવરે તને નાકથી ખોદેલ છે. ( ૨ ) ( इन्द्रः असुरेभ्यः स्तरितवे त्वा बाहौ ह चक्रे ) ઇન્દ્રે અસુરોથી પોતાનું રક્ષણ કરવા માટે તને બાહુપર ધારણ કરેલ હતો. ( ૩ ) ( असुरेभ्यः स्तरीतवे ) અસુરોથી બચવા માટે. ( इन्द्रः पाटां व्याश्नात् ) ઇન્દ્રે આ પાટા વનસ્પતિ ખાધી હતી. ०। ( ૪ ). ( अहं तया शत्रून् साक्षे ) હું તે વનસ્પતિથી શત્રુઓને પરાસ્ત કરૂં છું. ( इन्द्रः सालावृकान् इव ) જેવી રીતે ઇન્દ્ર વરૂઓને અને હિંસ્ર પશુઓને દૂર કરે છે તેવી રીતે ०। ( ૫ ) હે ( जलाष-भेषज ) જળથી ચિકિત્સા કરનાર ( नील शिखण्ड ) વાદળી શિખાવાળા ( कर्मकृत् रुद्र ) પુરૂષાર્થી ઇન્દ્ર ! ( प्राशं प्रतिप्राशः ) પ્રત્યેક પ્રશ્ન માટે પ્રતિવાદીને ( जहि )જીતી લે. ( ओषधे अरसान् कृणु ) હે ઔષધિ તું પ્રતિપક્ષીઓને શુષ્ક બનાવી દે. ( ૬ ) હે ઇન્દ્ર ! ( यः नः अभिदासति ) જે અમને દાસ બનાવવા ઇચ્છે છે ( तस्य प्राशं त्वं जहि ) તેના પ્રશ્નોને તું જીતી લે. ( शक्तिभिः नः अधिब्रूहि ) શક્તિઓ સાથે તું અમને કહે અને ( प्राशि मां उत्तरं कृधि ) પ્રશ્નો અને તેના પ્રતિપ્રશ્નોમાં તું મને અધિક ઉત્તમ બનાવ. ( ૭ )

પ્રત્યેક પ્રશ્નથી પ્રતિ પક્ષીઓનો પરાજય થશે ઔષધિ પણ પ્રતિપક્ષીઓને શુષ્ક બનાવે. ( ૧ ) આ વનસ્પતિ ગરૂડ પક્ષી પ્રાપ્ત કરે છે અને સુવર તેને ખોદે છે. ( ૨ ) ઇન્દ્રે અસુરોને હરાવવા માટે આ વનસ્પતિ પોતાના શરીર પર ધારણ કરી હતી. ( ૩ ) તેમજ તેણે તેનું સેવન પણ કર્યું હતું. ( ૪ ) તેનાથી શત્રુઓને નસાડી દઉં છું ( ૫ ) હે જળચિકિત્સક નીલ શિખાધારી ઉત્તમ પુરુષાર્થી રુદ્ર દેવ ! પ્રતિ પ્રશ્નથી પ્રતિવાદીને પરાસ્ત કરી દે, અને હે ઔષધિ ! તું પ્રતિ પક્ષીને શુષ્ક બનાવી દે. ( ૬ ) હે ઇન્દ્ર ! અમને દાસ બનાવવાનો પ્રયત્ન કરે છે તેમને પ્રતિ પ્રશ્નમાં જીતી લો, પ્રતિ પ્રશ્નમાં મારો વિજય કર અને શક્તિઓની સાથે તું અમને આ કહે ( ૫ )

# વિજય પ્રાપ્તિ

### વિજયનાં ક્ષેત્રો

એક પ્રકારનો વિજય વાદવિવાદમાં થાય છે, બીજો યુદ્ધમાં થાય છે. આ બન્ને વિજયની પ્રાપ્તિ માટે ભિન્નભિન્ન શક્તિઓની આવશ્યકતા રહે છે.

### વાદી અને પ્રતિવાદી

પ્રશ્ન પૂછનાર " પ્રાશ " અર્થાત્ વાદી કહેવાય છે. અને તેના પ્રતિપક્ષીને " પ્રતિ પ્રાશ " કહેવાય છે. " વાદી અને પ્રતિવાદી " આ બે શબ્દોના સમાન અર્થવાળા જ આ " પ્રાશ અને પ્રતિપ્રાશ " શબ્દો છે. પાઠક તેમનો સમાનાર્થ જુએ. પ્રથમ મંત્ર અને આગળ પણ કેટલાએ મંત્રોમાં કહેવામાં આવ્યું છે કે પ્રતિપક્ષી અથવા ઉત્તરદાતા પોતાના પક્ષનું સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે, એ લક્ષમાં હોવા છતાં પ્રશ્નકર્તા એવી કુશળતાથી પ્રશ્ન પૂછે કે થોડા જ પ્રશ્નોમાં પ્રતિપક્ષીનું મોઢું ફીકું પડી જાય. ઘણા ચતુર લોકો એવા હોય છે કે તેઓ એક બે પ્રશ્નોજ પૂછે છે, કે તે પ્રશ્નોનો ઉત્તર આપતાં આપતાં પ્રતિપક્ષી પોતેજ પરાસ્ત થઇ જાય છે. પોતાના વિષયમાં એટલું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ અને પ્રશ્ન પૂછવામાં પોતાનું કૌશલ્ય એટલું વધારવું જોઇએ કે જેથી સહજમાંજ વાદવિવાદમાં વિજય પ્રાપ્ત થઇ શકે. આ સૂક્તના મંત્રભાગમાં આવી તૈયારીઓ કરવાનાં સૂચનો કેટલીએ વાર કરવામાં આવ્યાં છે. વિજય પ્રાપ્ત કરવાનો આત્મ વિશ્વાસ પોતામાં હોય અને કોઇ પણ પ્રકારનો સંદેહ ન રહે. આ વાદવિવાદના વિજયના વિષયમાં કહેવાયું.

### યુદ્ધમાં વિજય

હવે બીજો વિજય યુદ્ધમાં શત્રુઓપર પ્રાપ્ત કરવાનો છે. તેમાં પણ પોતાની પૂર્વ તૈયારીઓ કરવાની આવશ્યકતા છે જ. આ તૈયારી એવી હોવી જોઇએ કે જેથી પોતાનો વિજય નિશ્ચયપૂર્વક થાય જ, તેના માટે કોઇ શંકાને સ્થાન રહે જ નહિ.

બન્ને યુદ્ધમાં પૂર્વ તૈયારીઓ અત્યંત આવશ્યક છે અને જેટલી પૂર્વ તૈયારી અધિક હશે તેટલીજ વિજયની શક્યતા વધારે હશે.

### પાટા ઔષધિ

આ સૂક્તમાં વિજયને માટે એક ઔષધિ પ્રયોગ લખેલો છે. આ ઔષધિનું નામ " પાટા અથવા પાઠા " (મં. ૪) છે. આ ઔષધિના ગુણ નીચે પ્રમાણે છે.

तिक्ता गुरुरुष्णा वातपित्तज्वरघ्नी ।
भग्नसंधानकरी पित्तदाहातिसारशूलघ्नी च ।
રાજ. નિ. વ. ૬

श्रेयसी मुखवाचिका । कफकण्ठरुजापहा ।
ભાવ. પ્ર.

" આ પાટા અથવા પાઠા વનસ્પતિ તુરી, ગુરુ, ઉષ્ણ છે, વાત પિત્ત જ્વર નાશક, તૂટેલા ભાગને જોડનારી, પિત્ત, દાહ અતિસારનો નાશ કરનારી છે. આ શ્રેય કરનારી મુખમાં બોલીનો દોષ દૂર કરનારી, તથા કણ્ઠની પીડાને મટાડનાર છે. " ભાષામાં આ પાઠા વનસ્પતિને " ચક્રપાઠા, આકનામી, નિમુખા, " કહેવામાં આવે છે.

વાદવિવાદ કરતી વખતે આ વલ્લી મોઢામાં રાખવાથી અથવા ગળાપર બાંધવાથી બોલતી વખતે કંઠ ઉત્તમ રહે છે, અને વધારે બોલવાથી થનારાં કષ્ટ થતાં નથી. આ વાત ભાવ પ્રકાશાદિ ગ્રન્થોમાં પણ કહેલ છે. કંઠમાં કફ થવાથી અથવા અન્ય પ્રકારે શબ્દોના ઉચ્ચાર ચોખા ન થતા હોય અથવા બોલતી વખતે કષ્ટ થતું હોય તે સર્વ આ પ્રયોગથી દૂર થાય છે. એટલા માટે જ આ ઔષધિથી વાદવિવાદમાં વિજય પ્રાપ્ત થવાનું વર્ણન આ સૂક્તમાં કરેલ છે. તેમજ તેનામાં ઉત્તેજકતાનો ગુણ હોવાથી થાક પણ લાગતો નથી. તેથી પણ વિજય થવામાં સહાયતા મળે છે.

યુદ્ધમાં પણ આ વનસ્પતિ બહુ જ ઉપયોગિ છે કારણ કે તેનાથી તૂટેલા અવયવો ફરીથી જોડાઇ જાય છે. ઘા જલદી ભરાઇ જઇ રૂઝાઇ જાય છે. મહાભારતમાં પણ તેમાંના શૂરવીર યુદ્ધ પછી એક પ્રકારની વનસ્પતિનું સેવન કરતા હતા અથવા શરીરપર ચોપડતા એ વાત જોવા મળે છે. અને તેથી જ રાત પુરી થતાં જ શૂરવીરો પાછા યુદ્ધને માટે તૈયાર થઈ જતા. નહિ તો આગલે દિવસે ઘાયલ થએલો વીર બીજે દિવસે લડવાને માટે તૈયાર કેવી રીતે થઇ શકતો એ શંકાનું નિરાકરણ આ મંત્રથી વેદે દર્શાવ્યું છે. મહાભારતમાં ઔષધિનાં નામ ક્યાંય આપેલાં નથી, માત્ર ઔષધિ, જડીબુટ્ટી સેવન કરવામાં આવતી એટલો જ ઉલ્લેખ કરેલ છે.

આ સૂક્તમાં " પાઠા " નામ આપેલ છે. જ્ઞાની વૈદ્યો તેનું અન્વેષણ કરે કે આ વનસ્પતિ કઈ છે અને તેનો ઉપયોગ કેવી રીતે કરવામાં આવતો હતો.

આ ઔષધિ પોતાની પાસે રાખવી, બાહુપર યા ગળામાં લટકાવવી, મોઢામાં રાખવી અથવા પેટમાં સેવન કરવી એ લાભકારી છે. જુઓ—

१ इन्द्रः पाठां चक्रे । ( મં. ३ )

१ इन्द्रः पाठां व्याश्नात् । ( મં. ४ )

આ મંત્ર ભાગમાં આ વનસ્પતિને શરીરપર ધારણ કરવાની તેમજ પેટમાં લેવાની વાત લખેલી છે. જો જ્ઞાની વૈદ્ય આ વનસ્પતિની યોગ્ય શોધ કરે અને સેવન વિધિનો નિશ્ચય કરે તો સમાજ પર ઘણો ઉપકાર થયો ગણાશે. ભારતીય યુદ્ધ સમયે વીર યોદ્ધા તેનો ઉપયોગ કરતા હતા અને લાભ ઉઠાવતા હતા. બાણોથી ઘાયલ થએલા વીરો અને ઘોડાઓ સાંજે એનું સેવન કરવાથી ફરી બીજે દિવસે યુદ્ધ કરવાને સમર્થ થઇ જતા હતા, જો આ કેવળ કવિ કલ્પના ન હોય અને આ મંત્રમાં પણ તેજ વાત આપણે જોઈએ છીએ તો તેનું અન્વેષણ શોધખોળ થવી જરૂરી છે.

## શક્તિની સાથે વક્તૃત્વ

સપ્તમ મંત્રમાં એક વાત વિશેષ મહત્વની કહી છે. જુઓ—

शक्तिभिः अधिब्रूहि । ( મં. ७ )

" અનેક શક્તિયોને પોતાના સાથે રાખીનેજ જે બોલવું હોય તે બોલવું જોઈએ. " પોતામાં શક્તિ ન હોય અને ખૂબ બોલ બોલ કરવું અથવા મહાન વક્તૃત્વ કરવુ તેનો કોઇ અર્થ નથી. આવા શક્તિહિન વક્તૃત્વથી કોઇ પણ કાર્ય અથવા હેતુ સિદ્ધ થઇ શકતો નથી. તેથી પોતાની પાસે અથવા પોતાની પાછળ કાર્ય કારિણી શક્તિ કેટલી છે તેનો વિચાર કરીને જ જે કંઇ બોલવું અથવા કરવું હોય તે કરવુ એ યોગ્ય છે. પોતાની શક્તિથી વધારે પ્રમાણમાં થએલ વક્તૃત્વ નતો શત્રુપર પ્રભાવ પાડે છે અથવા નતો પોતાનું બળ વધારી શકે છે. તેથી આ મહત્વપૂર્ણ સૂચના પાઠક અવશ્ય સ્મરણમાં રાખે. તથા—

यः नः अभिदासति तं जहि । ( મં. ७ )

" જે અમને દાસ બનાવવા ચાહે છે તેને હણી લો. " આ ઉપદેશ પણ પૂર્વોક્ત આદેશના અનુસાધનમાં અમલમાં મૂકવામાં આવે તો ખૂબજ લાભકારી થઇ શકે છે. પોતાનું બળ વધારવું, એટલું જ બોલવું કે જેટલું કરીને બતાવી શકાય, એટલું કાર્ય કર્યા પછી પોતાને દાસ બનાવનારનો પરાભવ કરવો જોઇએ. આમ પોતાની શક્તિ વધારીને પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તીર્ણ બનાવવું એ યોગ્ય માર્ગ છે.

## કોઇને ગુલામ બનાવવાનો નિષેધ

વેદમાં પણ આપણે જોઇએ છીએ કે કોઇને ગુલામ બનાવવાનો પૂર્ણ રીતે અને તીવ્ર નિષેધ સ્થાન સ્થાનપર કરેલો છે. એટલી હદ સુધી તે તીવ્ર છે કે " અભિદાસ " નો અર્થ "વિનાશ " માનેલ છે. પૂર્ણ નાશ થવો અથવા ગુલામ થવું એ વેદની દૃષ્ટિએ એકજ વાત છે. કોઇ પણ સ્થીતિમાં વેદ દાસ-ગુલામ-બનવાનું પસંદ કરતા નથી. પાઠક આ વાતનું મનન કરે અને પોતામાં ધર્મમયી વીરવૃત્તિ વધારવાનો પ્રયત્ન કરે.

## જળ ચિકિત્સક

છઠ્ઠા મંત્રમાં જળચિકિત્સક, નીલશિખાવાળા પુરૂષાર્થી રૂદ્રનું વર્ણન છે. " जलाष भेषज " શબ્દ જળચિકિત્સાનો ભાવ બતાવે છે. જળાષનો અર્થ જળ જ છે. નીલ શખંડીનો અર્થ વાદળી શિખાવાળો છે. આ હકીકત તરૂણ જુવાન અને આરોગ્યપૂર્ણ મનુષ્યનો બોધ કરે છે. વૃદ્ધની શિખા શ્વેત હોય છે. તરૂણની જ વાદળી અથવા કાળી હોય છે. " कर्मकृत् " શબ્દ પુરૂષાર્થી વાચક છે. પોતાના ચિકિત્સા કાર્યમાં કુશળ. " रुद्र " શબ્દનો અર્થ જ ( रुद्+द्र ) રડાવનાર, રોગોને દૂર કરનાર છે. આ સર્વ શબ્દો ઉત્તમ ચિકિત્સકનો ભાવ દર્શાવે છે. આ ચિકિત્સકનું નામ અહીં એટલા માટે આવ્યું છે કે આ યુદ્ધમાં ઘાયલ વીરોને આરોગ્ય પ્રાપ્ત કરવાનો સંબંધ એની સાથે છે. તેમજ પાઠા ઔષધિનો પણ ઉપયોગ કરવાનો છે. તેથી જ સુવિજ્ઞ વૈદ્યની આવશ્યકતા છે. આ સૂક્ત જે વિષયનું પ્રતિપાદન કરે છે તે પ્રત્યક્ષ અનુભવનો વિષય છે. એટલા માટે વૈદ્યોએ જ તેની પ્રત્યક્ષતા કરવાનો યત્ન કરવો જોઇએ, નહિ તો એ વિદ્યા માત્ર શબ્દોમાં અને પુસ્તકમાં જ રહી જશે.

# વિજય પ્રાપ્તિ

## કાંડ ૫, સૂક્ત ૩

( ऋषि - बृहद्दिवोऽथर्वा । देवता- अग्निः । विश्वेदेवाः )

ममाग्ने वर्चो विहवेष्वस्तु वयं त्वेन्धानास्तन्वं पुषेम ।
मह्यं नमन्तां प्रदिशश्चतस्रस्त्वयाध्यक्षेण पृतना जयेम ॥ १ ॥
अग्ने मन्युं प्रतिनुदन्परेषां त्वं नो गोपाः परि पाहि विश्वतः ।
अपाञ्चो यन्तु निवता दुरस्यवोऽमैषां चित्तं प्रबुधां वि नेशत् ॥ २ ॥
मम देवा विहवे सन्तु सर्व इन्द्रवन्तो मरुतो विष्णुरग्निः ।
ममान्तरिक्षमुरुलोकमस्तु मह्यं वातः पवतां कामायास्मै ॥ ३ ॥
मह्यं यजन्तां मम यानीष्टाकूतिः सत्या मनसो मे अस्तु ।
एनो मा नि गां कतमच्चनाहं विश्वे देवा अभि रक्षन्तु मेह ॥ ४ ॥

અર્થ— હે અગ્નિ ( विहवेषु मम वर्चः अस्तु ) સર્વ યુદ્ધોમાં મારૂં તેજ પ્રકાશિત થાઓ. ( वयं त्वा इन्धानाः तन्वं पुषेम ) અમે તને પ્રદિપ્ત કરતાં કરતાં અમારા શરીરને પુષ્ટ બનાવીએ. ( चतस्रः प्रदिशः मह्यं नमन्तां ) ચારે દિશાઓ મારી સન્મુખ નમી જાય. ( त्वया अध्यक्षेण पृतनाः जयेम ) તું જે અમારો અધ્યક્ષ છે તેની સાથે રહીને સંગ્રામોમાં વિજય પ્રાપ્ત કરીએ ( ૧ )

હે અગ્નિ ! ( परेषां मन्युं प्रतिनुदन् ) શત્રુઓના ક્રોધને દૂર કરતાં કરતાં ( त्वं गोपाः सन् ) તું રક્ષક બનીને ( नः विश्वतः परिपाहि ) અમારૂં સર્વ બાજુએથી પાલન કર. ( दुरस्यवः पराञ्चः निवताः यन्तु ) દુઃખ આપનાર, દૂર કાઢી મૂકવા લાયક નીચ લોકો દૂર ચાલ્યા જાય. ( एषां प्रबुधां चित्तं अमा विनेशत् ) આ દુષ્ટ લોકો જ્ઞાની થાય તો પણ તેમનું ચિત્ત સાથે સાથે જ નષ્ટ થઈ જાય. ( ૨ )

( सर्वे देवाः इन्द्रवन्तः मरुतः विष्णुः अग्निः ) સર્વ દેવો અર્થાત્ ઇન્દ્રની સાથે મરુત વિષ્ણુ અને અગ્નિ ( विहवे मम सन्तु ) યુદ્ધમા મારા પક્ષમાં રહો. ( मम अन्तरिक्षं ऊरुलोकं अस्तु ) મારૂં અંતરિક્ષ વિશેષ વિસ્તૃત થાય, ( वातः मह्यम् अस्मै कामाय प्रवतां ) વાયુ મારે માટે આ કાર્યને માટે વહેતો રહે. ( ૩ )

( मम यानि इष्टां मह्यं यजन्तां ) મારે માટે જે અભિષ્ટ હોય તે મને પ્રાપ્ત થાઓ. ( मे मनसः आकूतिः सत्या अस्तु ) મારા મનનો સંકલ્પ સત્ય થાઓ. ( अहं कतमचन एनः मा नि गां ) હું કોઇ પણ પ્રકારનું પાપ ન કરૂં. ( विश्वे देवाः इह मा अभिरक्षन्तु ) સર્વ દેવ અહીં મારી રક્ષા કરે. ( ૪ )

ભાવાર્થ— હે ઇશ્વર ! સર્વ પ્રકારની સ્પર્ધાઓમા મારૂ તેજ પ્રકાશિત થાય. તને અમારામા પ્રકાશિત કરીને અમે અમારા શરીરને પુષ્ટ અને બળવાન બનાવીશું મારી સામે બધી દિશા અને ઉપદિશાઓમા રહેનારા લોકો નમ્ર બનો તારા અધ્યક્ષપણા નીચે અમે સર્વ પ્રકારની સ્પર્ધાઓમા વિજયી બનીએ. ( ૧ )

હે દેવ ! શત્રુઓનો ક્રોધ દૂર કરીને તુ અમારી સર્વ પ્રકારે રક્ષા કર દુઃખ દેનારા નીચ લોકો અમારાથી દૂર થઇ જાય જો તે શત્રુ બુદ્ધિમાન હોય તો તેમની દુષ્ટ બુદ્ધિ પણ સાથે નષ્ટ થઇ જાય ( ૨ )

સ્પર્ધાના સમયે સર્વ દેવોની સહાયતા અમને પ્રાપ્ત થાઓ ઇન્દ્ર, વિષ્ણુ, અગ્નિ, મરુત્ અન્યાન્ય દેવો આવશ્યકતા પ્રમાણે અનુકૂળ ચાલે. ( ૩ )

મારી સર્વ કામનાઓ પૂર્ણપણે સિદ્ધ થાઓ મારા મનન સંકલ્પ સત્ય થાઓ. મારાથી કોઇ પાપ કર્મ ન થાઓ અને મારી રક્ષા સર્વ દેવો કરે ( ૪ )

मयि देवा द्रविणमा यजन्तां मय्याशीरस्तु मयि देवहूतिः ।
दैवा होतारः सनिषन्न एतदरिष्टाः स्याम तन्वा सुवीराः ॥ ५ ॥
दैवीः षडुर्वीरुरु नः कृणोत विश्वे देवास इह मादयध्वम् ।
मा नो विददभिभा मो अशस्तिर्मा नो विदद्वृजिना द्वेष्या या ॥ ६ ॥
तिस्रो देवीर्महि नः शर्म यच्छत प्रजायै नस्तन्वे३ यच्च पुष्टम् ।
मा हास्महि प्रजया मा तनूभिर्मा रधाम द्विषते सोम राजन् ॥ ७ ॥
उरुव्यचा नो महिषः शर्म यच्छत्वस्मिन्हवे पुरुहूतः पुरुक्षु ।
स नः प्रजायै हर्यश्व मृडेन्द्र मा नो रीरिषो मा परा दाः ॥ ८ ॥

---

અર્થ— ( देवाः मयि द्रविणं आयजन्तां ) દેવ મારે માટે ધન આપે. ( मयि आशीः मयि देवहूतिः अस्तु ) મને આશિર્વાદ મળે અને દેવોને આહ્વાન કરવાની શકિત રહે. ( दैवा होतारः नः एतत् सनिषन् ) દિવ્ય હોતાગણ અમને આ આપે. અમે ( तन्वाः अरिष्टाः सुवीराः स्याम ) મારા શરીરથી હું નીરોગી બનું અને ઉત્તમ વીર બનું. ( ૫ )

( दैवीः षट् ऊर्वीः ) આ છ દિવ્ય મહાન દિશાઓ ! ( नः उरु कृणोत ) અમારે માટે વિશાળ સ્થાન ઉત્પન્ન કરો. હે ( विश्वे देवासः ) સર્વ દેવો ! ( इह मादयध्वं ) અહીં અમને આનંદિત બનાવો. ( अभिमाः नः मा विदत् ) નિસ્તેજતા અમને કદી પણ પ્રાપ્ત ન થાઓ. ( अशस्तिः मा उ ) અકીર્તિ ન આવે. ( या द्वेष्या वृजिना नः मा विदत् ) જે દ્વેષ કરવા યોગ્ય પાપ છે તે અમારી પાસે ન આવે. ( ૬ )

હે ( तिस्रः देवीः ) ત્રણ દેવીઓ ! ( नः महि शर्म यच्छत ) અમને પૂર્ણ સુખ પ્રદાન કરો. ( यत् च पुष्टं नः तन्वे प्रजायै ) જે કાંઈ પોષક પદાર્થો હોય તે અમારા શરીરને માટે અને પ્રજાને ને માટે આપો. ( प्रजया मा हास्महि ) અમે સંતતિ વગરના ન થઈએ અને ( मा तनूभिः ) અમારાં શરીર પણ કૃશ ન બને. હે ( राजन् सोम ) રાજા સોમ ! ( द्विषते मा रधाम ) શત્રુને કારણે અમે પીડિત ન થઈએ ( ૭ )

( ऊरुव्यचाः पुरुहूतः महिषः अस्मिन् हवे नः पुरुक्षु शर्म यच्छतु ) વિશાળ શકિત શાળી પ્રશંસા પામેલ દેવ આ યજ્ઞમાં અમને પુષ્કળ અન્ન યુકત સુખ આપે. હે ( हर्यश्व इन्द्र ) રસ હરણ કરનાર કિરણવાળા દેવ ! પ્રભો ! ( नः प्रजायै मृड ) અમારી પ્રજાને માટે સુખ આપો. ( नः मा रीरिष ) અમારો નાશ ન કર. ( मा परादाः ) અમારો ત્યાગ ન કર. ( ૮ )

---

ભાવાર્થ—સર્વ દેવ મને ધન્ય બનાવે, તેમના આશિર્વાદ મારા પર ઉતરો. દેવોની ઉપાસના કરવાની નિષ્ઠા મારા મનમાં સ્થિર થાઓ. આ નિષ્ઠા દેવોની કૃપાથી અમને પ્રાપ્ત થાઓ અમે શરીરે નીરોગ અને સ્વસ્થ બનીને, ઉત્તમ વીર બનીએ ( ૫ )

દિવ્ય દિશાઓ અમારે માટે વિસ્તૃત સ્થાન આપે. સર્વ દેવો અમને આનંદિત કરે નિસ્તેજતા, અકીર્તિ તથા મલિન પાતક અમારાથી દૂર રહો ( ૬ )

ત્રણ દેવીઓ અમને પુષ્કળ સુખ આપો અમારું શરીર અને અમારી પ્રજા પુષ્ટિને પ્રાપ્ત થાઓ. અમારાં શરીર અને અમારી પ્રજા નષ્ટ ન થાઓ અને શત્રુતાથી અમે પીડિત ન થઈએ. ( ૭ )

વિશાળ શકિતવાળો ઇશ્વર અમને ઉત્તમ સુખ આપો. અમારી પ્રજા સુખી રહો. કદી પણ અમારો નાશ ન થાઓ અને અમે કદી વિરકત ન બનીએ ( ૮ )

धाता विधाता भुवनस्य यस्पतिर्देवः सविताभिमातिषाहः ।
आदित्या रुद्रा अश्विनोभा देवाः पान्तु यजमानं निर्ऋथात् ॥ ९ ॥
ये नः सपत्ना अप ते भवन्त्विन्द्राग्निभ्यामव बाधामहे एनान्
आदित्या रुद्रा उपरिस्पृशो न उग्रं चेत्तारमधिराजमक्रत ॥ १० ॥
अर्वाञ्चमिन्द्रममुतो हवामहे यो गोजिद्धनजिदश्वजिद्यः ।
इमं नो यज्ञं विहवे शृणोत्वस्माकमभूर्हर्यश्व मेदी ॥ ११ ॥

અર્થ— ( धाता विधाता ) ધારક અને નિર્માણ કરનાર ( यः भुवनस्य पतिः अभिमातिषाहः सविता देवः ) જે ભુવનનો પાલક, સંચાલક; ઘમંડી શત્રુઓને જીતનારો દેવ છે. ( आदित्याः रुद्राः ) આદિત્ય અને રૂદ્ર તેમજ ( उभा अश्विना ) બન્ને અશ્વિની કુમાર આ સર્વ દેવ ( निर्ऋथात् यजमानं पान्तु ) વિનાશથી યજમાનને બચાવે. ( ૯ )

( ये नः सपत्नाः ते अप भवन्तु ) જે અમારા વૈરી છે તેઓ દૂર થઇ જાય. ( इन्द्राग्निभ्यां एनान् अव बाधामहे ) ઇન્દ્ર અને અગ્નિની સહાયથી તેમનો અમે પ્રતિબન્ધ કરીએ છીએ. ( आदित्याः रुद्राः उपरिस्पृशः ) આદિત્ય, રૂદ્ર અને ઉપરના ભાગને સ્પર્શ કરનારા સર્વ દેવો ( न उग्रं चेत्तारं अधिराज्यं अक्रन् ) અમારે માટે ઉગ્ર ચેતના આપનારા મુખ્ય અધિરાજને બનાવીએ છીએ. ( ૧૦ )

( यः गोजित्, धनजित् यः अश्वजित् ) જે ગાયો, ધન અને ઘોડાઓને જીતનારો છે. તે ( अर्वाञ्चं इन्द्रं अमुतः हवामहे ) અમારી પાસેના ઇન્દ્રની ત્યાંથી સ્તુતિ કરે છે. ( नः विहवे इमं यज्ञं शृणोतु ) વિશેષ સ્પર્ધાથી કરેલા અમારા આ યજ્ઞને સાંભળે. હે ( हर्यश्व ) રસ હરણ કરનારા કિરણોવાળા દેવ ! ( अस्माकं मेदी अभूः ) તું અમારો સ્નેહી બન. ( ૧૧ )

ભાવાર્થ— ઇશ્વર તથા સવિતા વગેરે સર્વ અન્ય દેવ અમને પાપથી બચાવે ( ૯ )

જે અમારા વેરી, દુશ્મન છે તેઓ અમારાથી દૂર થાય, તેટલા માટે જ અમો શત્રુઓને રોકીએ છીએ તેમજ આદિત્ય. વગેરે સર્વ દેવ અમારે માટે ઉત્તમ તેજસ્વી અને બુદ્ધિમાન એવો રાજા આપે ( ૧૦ )

જે ગાયો, ઘોડા, ઇત્યાદિ વિવિધ ધનોને આપનારો છે તે પ્રભુની અમે અમારા અન્તઃકરણથી સ્તુતિ કરીએ છીએ. હે પ્રભો ! આ અમારી પ્રાર્થના સાંભળીને દરેક સ્પર્ધામાં અમારી સહાય કર અને અમારો સ્નેહી બન. ( ૧૧ )

# વિજયની પ્રાપ્તિ

### પોતાના વિજયની પ્રાર્થના

આ સૂક્તમાં પોતાના વિજયને માટે ઇશ્વરની શક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રગટ કરેલ છે મનુષ્ય ઘણું ખરૂં એક યા બીજી સ્પર્ધામાં હમેશાં લાગેલોજ રહે છે. આ જીવન જ એક પ્રકારની સ્પર્ધા છે. આ સ્પર્ધામાં વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છા દરેક મનુષ્યમાં રહેજ છે. પરંતુ તે વિજયને પ્રાપ્ત કરવા માટે કયા પ્રકારના મનમાં વિચાર ધારણ કરવા જોઇએ, બુદ્ધિમાં કયા કયા સંકલ્પ સ્થિર કરવા જોઇએ, અને શરીરથી કયાં કર્મો કરવાં જોઇએ તેનો વિચાર મનુષ્ય કરતો નથી. મન, બુદ્ધિ, ચિત્ત ઇત્યાદિ અન્તઃ શક્તિઓ તથા શરીરાદિ બાહ્ય શક્તિઓના ઉત્તમ સહકાર્ય અને ઉત્તમ પ્રભાવથી જ મનુષ્યનો વિજય થઇ શકે છે. આથી

સ્પષ્ટ થાય છે કે વિજય પ્રાપ્ત થવો અથવા ન થવો તે પોતાની શક્તિપર જ નિર્ભર છે બુદ્ધિ મન અને ચિત્તમાં જે વિચારો જાગૃત રહેશે, તેમનું જ પરિણામ જય અથવા પરાજયમાં આવશે તેનો પરસ્પર સંબંધ એવો છે કે મનના શુભાશુભ વિચારો પ્રમાણે શરીરથી પણ શુભાશુભ કાર્યો થાય છે, અને તેમનું અન્તિમ પરિણામ પરમેશ્વરીય નિયમાનુસાર વિજય અથવા પરાજયમા પરિણમે છે તેટલા માટે વિજયી વિચારો મનમાં હમેશાં ધારણ કરવા જોઇએ જેથી વિજય પ્રાપ્તિની શક્યતા વધારે થાય આ સૂક્તમાં વિજયી વિચારો આપેલા છે, જે મનમાં ધારણ કરવાથી મનુષ્યનો નિ:સંદેહ વિજય થશે જ હવે આ વિચારો શુ છે તે આ રીતે જોઇએ—

## વિજયી વિચાર

વિજયી વિચાર હમેશાં મનમાં ધારણ કરવા જોઇએ હીન અને ક્ષુદ્ર વિચાર કદીપણ મનમાં આવવા દેવા ન જોઇએ આ સૂક્તમાં આરંભથી અંત સુધી વિજયી વિચારો દર્શાવેલા છે તેથી આ સૂક્તના મનનથી પાઠકના મનમાં વિજયી વિચારો સ્થિર રહી શકે છે, અને તેમનો વિજય નિ:સંદેહ થઇ શકે છે હવે આ વિજયી વિચાર જોઇએ—

**૧ વિહવેષુ મમ વર્ચ: અસ્તુ । ( મં ૧ )**

**૨ પૃતના: જયેમ । ( મં ૧ )**

" યુદ્ધમાં મારૂં તેજ પ્રકાશિત થાય, અને યુદ્ધમાં શત્રુઓની સેનાઓને અમે પરાજીત કરીશુ " એ મનનો નિશ્ચય હોવો જોઇએ મનમાં એવો વિચાર રાખવો જોઇએ કે હું શત્રુનો પરાજય અવશ્ય જ કરીશ અને વિજય સંપાદન કરીશ

**૩ પન્નાન્ અવ બાધામહે । ( મં ૧ )**

" આ શત્રુઓનો અમે પૂર્ણપણે પ્રતિબંધ કરીએ " અર્થાત્ ગમે તે માર્ગે જો શત્રુઓ આવવા લાગે તો અમે તેમને રોકી રાખીશુ અને આગળ વધવા નહિ દઇએ આ મંત્ર ભાગથી આપણી યુદ્ધ વિષયની તૈયારીઓ કેવી હોવી જોઇએ તે બાબતની સૂચનાઓ મળી શકે છે પ્રત્યેક માર્ગથી આવતા શત્રુઓને રોકી રાખવાની તૈયારીઓ આપણી હોવી જોઇએ પોતાના શત્રુઓને આ પ્રકારે રોકી રાખવાને માટે જેટલી તૈયારી માણસે રાખવી જોઇએ તેટલી દરેક મનુષ્ય રાખે અને શત્રુથી પોતાનો બચાવ કરે જેની એટલી તૈયારી રહેશે તેજ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરી શકશે આ પ્રમાણે વિજયની બાબતમાં વ્યક્તિ હોય કે રાષ્ટ્ર હોય બન્નેનાં કાર્યક્ષેત્ર નાનાં અથવા મોટાં હોવા છતાં બન્ને સરખાં જ છે અને શત્રુઓને રોકી રાખવાને માટે બન્નેએ પ્રત્યેક રીતે તૈયારી રાખવી આવશ્યક છે આ પ્રકારે પૂર્ણ તૈયારીથી વિજય પ્રાપ્ત કર્યા પછી જ તે કહી શકશે કે—

**૪ ચતસ્ર: પ્રદિશ: મહ્યં નમન્તામ્ । ( મં ૨ )**

" ચારે દિશાઓમાં રહેનારા લોકો મારી સામે નમ્ર બનીને રહે " એટલે કે અમારા પર હુમલો કરવાની શક્તિ અને ઇચ્છા તેમનામાં અવશેષ ન રહે. આ પ્રમાણે—

**૫ મમ અન્તરિક્ષં ઉરુલોક અસ્તુ । ( મં ૩ )**

" મારૂં અન્તરિક્ષ વિસ્તૃત સ્થાનવાળું થાય " પ્રત્યેક મનુષ્યનું અન્તરિક્ષ તેની કર્તૃત્વ શક્તિ અનુસાર નાનું અથવા મોટું રહે છે જે પ્રમઃ પુરુષાર્થી હોય છે તેમને માટે આ સંપૂર્ણ વિશ્વ જેવું વિશાળ અન્તરિક્ષ હોય છે અને આળસુ તથા આત્મઘાતકી લોકોને માટે અતીવ નાનું અન્તરિક્ષ હોય છે પોતાના અધિકાર તળે કેટલું અન્તરિક્ષ આવેલ છે અને પોતાનું શાસન કેટલા પર ચાલે છે તે જોવાથી માણસ પોતાની યોગ્યતાનો નિશ્ચય કરી શકે છે માની લોને કે આ એક પરીક્ષા માટે ઉત્તમ કસોટી જ છે પાઠક આ પાંચ વાક્યોનો સબન્ધ એકબીજાની સાથે બરાબર જોશે તો તેમને વિજય પ્રાપ્ત કરવા બાબતમાં ઘણો જ બોધ પ્રાપ્ત થઇ શકે છે આ વિજયને માટે પોતાના શત્રુઓને દૂર કરવાની અત્યંત આવશ્યકતા છે. આ બાબતમાં નિમ્નલિખિત આદેશ જુઓ

## શત્રુઓને દૂર કરવા

શત્રુઓને દૂર કરવા, તેમનો નાશ કરવો તેમનો પડછાયો પણ આપણે ન લેવો, શત્રુઓને દબાવી રાખવા અને તેમને ઉઠવા ન દેવા, આમ કરવું એ વિજયને માટે અત્યંત આવશ્યક છે આ વિષયમાં આ મંત્ર ભાગ જુઓ—

**૬ સપત્ના અપ ભવન્તુ । ( મં ૧૦ )**

**૭ દુરસ્યવ: નિવતા યન્તુ । ( મં. ૨ )**

" વેરી લોકો દૂર થાઓ, તથા દુષ્ટ લોકો નીચ ગતિથી અધ:પતનને માર્ગે જાય " અર્થાત્ તેઓ પોતાનું માથું ઉંચું ન કરે તેમ જ વધારે જુઓ—

**૮ મામિમા અદ્યાસ્તિ દ્વેષ્યા વૃજિના મા નો વિદન્ । ( મં ૬ )**

"નિરતેજતા, અકીર્તિ અને દ્વેષ કરવા યોગ્ય કુટિલતા અમારી પાસે ન આવે." એટલે કે આ આન્તરિક શત્રુઓ દૂર રહે. આમાંથી કોઇ પણ શત્રુ પોતાનું માથું ઉંચું ન કરી શકે, આ મંત્રભાગોમાં વ્યકિતના અન્તર્ગત અને બાહ્ય, તથા સમાજના પણ અન્તર્ગત અને બાહ્ય સર્વ શત્રુઓ દૂર કરવાની સૂચનાઓ મળે છે. સાચો વિજય પ્રાપ્ત કરનારા મનુષ્ય માટે એ ઉચિત છે કે તે આ સર્વ શત્રુઓને પ્રયત્ન પૂર્વક દૂર કરે અને પોતાના અભ્યુદયનો માર્ગ ખુલ્લો કરે.

## કામનાઓની તૃપ્તિ

પોતાનો વિજય થાય અને શત્રુઓનો નાશ થાય એ સર્વ પોતાની કામનાઓની તૃપ્તિને માટે જ છે. મનુષ્યના અન્તઃકરણમાં કેટલીક વિશિષ્ટ પ્રકારની કામનાઓ હોય છે, જો તેમની પૂર્તિ થઇ જાય તો તેને પોતાના જીવનની સાર્થકતા થઇ ગઇ છે એમ લાગવા માંડે છે, નહિ તો તે પોતાના જીવનને નિરર્થક સમજે છે. આ બાબતમાં મનુષ્યની ઇચ્છાઓ કેવા પ્રકારની હોય છે તે જુઓ—

९ मह्यं अस्मै कामाय वातः पवताम्। (મં. ૩)
१० यानि मम इष्टानि मह्यं यजन्ताम्। (મં. ૪)
११ मे मनसः आकूतिः सत्या अस्तु। (મં. ૪)
१२ देवा मयि द्रविणं, आशीः देवहूतिः च आ यजन्ताम्। (મં. ૬)
१३ तिस्रो देवी। नः मह्यि शर्म यच्छत। (મં. ૭)
१४ नः प्रजायै मृड। (મં. ૮)

"મારી આ કામનાને અનુકૂળ વાયુ અથવા પ્રાણ ચાલે, જે મારા મનોરથો છે તેઓ પરિપૂર્ણ થાય. મારા મનના સર્વ સંકલ્પો સત્ય થાઓ. સર્વ દેવો મને ધન, આશીર્વાદ, અને દેવ ભકિત આપો. ત્રણ દેવીઓ એટલે કે માતૃભૂમિ માતૃભાષા, અને માતૃસભ્યતા મને પુષ્કળ સુખ આપે, ઇશ્વર અમારી પ્રજાને સુખી બનાવે." આ પ્રકારની કામના ઘણું ખરૂં દરેક મનુષ્યમાં ન્યૂનાધિક પ્રમાણમાં રહેલી હોય છે. મનુષ્યનું સુખ અથવા દુઃખ આ સર્વ કામનાની ન્યૂનાધિક પૂર્ણતા પર અવલંબે છે. તેથી મનુષ્ય માટે એ યોગ્ય છે કે તે પોતાની કામનાઓ શુભ જ રાખે, અને તેનામાં કોઇ અશુભ વાસના ન રહે, એવી મનની ઉચ્ચ અવસ્થા બનાવી દે ઉન્નતિને માટે તેની ઘણીજ આવશ્યકતા છે. આ પ્રમાણે ભાવનાની શુદ્ધિ માટે ઇશ્વરની ઉપાસના કરવી આવશ્યક છે, આ હેતુથી જ કહેવામાં આવ્યું છે કે—

## ઇશ્વર ઉપાસના

१५ इन्द्रं हवामहे। (મં. ૧૧)

"પ્રભુની પ્રાર્થના અને ઉપાસના અમે કરીએ." ઇશ્વર સર્વ શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત છે. તેથી તેના ગુણોનું મનન કરવાથી મનુષ્યના મનની ભાવના શુદ્ધ થાય છે. કામનાઓ નિર્દોષ થાય છે અને સંકલ્પો શુદ્ધ બને છે. આજ વાત નિમ્નલિખિત મંત્ર ભાગમાં કહેલ છે—

## નિષ્પાપ થવું

१६ अहं कतमच्चन एनः मा निगाम्। (મં. ૪)

"હું કોઇ પણ પ્રકારનું નાનું અથવા મોટું પાપ કરીશ નહિ અથવા પાપની છાયામાં પણ જઇશ નહિ". મંત્રમાં કહ્યું છે કે, "પાપની છાયામાં પણ જઇશ નહિ." પોતે પાપ કરવું એ અને પાપની પાસે જવું એ અલગ વસ્તુ છે. પોતે પાપ કરવા કરતાં પાપની નજીક જવુ વધારે સહેલું છે. મનુષ્ય પહેલાં પાપ કર્મનું વર્ણન સાંભળે છે ત્યાર પછી બીજાએ કરેલુ પાપ કર્મ જુએ છે, અને ત્યાર પછી પોતે તે આચરવાને પ્રવૃત્ત થાય છે. આ પાપની પરંપરા છે. એટલા માટે જ મંત્ર ભાગમાં ઉપદેશ આપવામાં આવે છે કે પાપ કર્મની નજીક પણ મનુષ્ય ન જાય. પાઠક આ અમૂલ્ય ઉપદેશનું મહત્વ જાણે અને તદનુસાર પોતાનું આચરણ સુધારીને ઉન્નતિના માર્ગપર આગળ વધે આ પ્રકારે નિષ્પાપ બનીને ઇશ્વરની પ્રાર્થના કરે કે—

## ઇશ પ્રાર્થના

१७ इमं यज्ञं निहवे शृणोतु। (મં. ૧૧)

"આ ઉપાસનારૂપી સ્તુતિ પ્રાર્થનામય યજ્ઞને ઇશ્વર સાંભળે" અર્થાત્ હું જે પ્રાર્થના કરૂં છું તેને પરમેશ્વર સાંભળે. અહીં પાઠક લક્ષમાં રાખે કે પરમેશ્વર તેનીજ પ્રાર્થના સાંભળે છે જેઓ પૂર્વોકત પ્રકારે નિષ્પાપ બનીને શુદ્ધાચારી બનીને ઉન્નતિને માર્ગે જવા ઇચ્છતા હોય. આવા પ્રકારના મનુષ્યને દેવતાઓની સહાય અવશ્ય મળે છે. દેવતાઓની સહાયના તેઓજ અધિકારી છે. આવે વખતે ઉપાસકોનો વિશ્વાસ કેવો હોય છે તે વાત નિમ્નલિખિત મંત્રભાગમાં જુઓ. જોકે દરેક મનુષ્ય યશસ્વી બનવા માટે દેવતાઓની સહાય ચાહે છે અને પ્રાર્થના પણ કરે છે તો પણ પૂર્વોકત પ્રકારે શુદ્ધ અને પવિત્ર બનેલ મનુષ્યને જ તે સહાયતા મળે છે.

# વિજયી સ્ત્રીનું પરાક્રમ

### કાંડ ૧, સૂક્ત ૨૭

( ऋषिः- अथर्वा । देवता- इन्द्राणीः )

अमूः पारे पृदाक्वस्त्रिषप्ता निर्जरायवः ।
तासां जरायुभिर्वयमक्ष्या३वपि व्ययामस्यघायोः परिपन्थिनः ॥ १ ॥
विषूच्येतु कृन्तती पिनाकमिव बिभ्रती ।
विष्वक्पुनर्भुवा मनोऽसमृद्धा अघायवः ॥ २ ॥
न बहवः समशकन्नार्भका अभि दाधृषुः ।
वेणोरद्गा इवाभितोऽसमृद्धा अघायवः ॥ ३ ॥
प्रेतं पादौ प्र स्फुरतं वहतं पृणतो गृहान् ।
इन्द्राण्येतु प्रथमाजीतामुषिता पुरः ॥ ४ ॥

અર્થ— ( अमूः पारे ) પેલે પારથી ( निर्जरायवः ) પાણીના પ્રવાહમાંથી નીકળેલી ( त्रि-सप्ताः ) ત્રણ ગણી સાત ( पृदाकः ) સાપણોની માફક સેનાઓ છે ( तासां ) તેમની ( जरायुभिः ) ઢાંકણાંઓથી ( वयं ) અમે ( अघ-आयोः पारिपंथिनः ) પાપી દુષ્ટ શત્રુઓની ( अक्ष्यौ ) બન્ને આંખો ( अपि व्ययामसि ) ઢાંકી દઇએ છીએ. (૧) ( पिनाकं इव बिभ्रती ) ધનુષ્ય ધારણ કરનારી અને શત્રુઓને ( कृन्तती ) કાપી નાખનારી વીર સેના ( विषुची एतु ) ચારે તરફ આગળ વધે, જેથી ( पुनर्भुवाः ) તે તરફથી એકત્રિત થએલી શત્રુસેનાનું ( मनः विष्वक् ) આમ તેમ છૂટું પડી જાય અને તેથી ( अघायवः ) પાપી શત્રુ ( असमृद्धाः ) નિર્ધન બની જાય. ( ૨ ) ( बहवः न समशकन् ) ઘણા શત્રુઓ પણ તેની સામે ટકી શકતા નથી. ત્યાર પછી ( अर्भकाः ) જે બાળકો છે તેઓ ( न अभि दाधृपुः ) ધીરજ રાખી શકતા નથી. ( वेणोः अद्गाः इव ) વાંસના અંકૂરોની જેમ ( अभितः ) ચારે બાજુથી ( अघायवः ) પાપી લોકો ( असमृद्धाः ) નિર્ધન બને. ( ૩ ) હે ( पादौ ) બન્ને પગો ! ( प्रेतं ) આગળ વધો. ( प्रस्फुरत ) ઘણી જ સ્ફૂર્તિ રાખો. ( पृणतः गृहान् वहतं ) સંતોષ આપનાર ઘર તરફ અમને લઇ જાઓ. ( अजीता ) અજીતા ( જીતાયા વગરની ) ( अ- मुषिता ) લૂંટાયા વગરની અને ( प्रथमा ) પ્રમુખ બનેલી ( इन्द्राणी ) મહારાણી ( पुरः एतु ) સર્વની આગળ વધે. ( ૪ )

**ભાવાર્થ**— કાચળીમાથી બહાર આવેલી સાપણની જેમ ચપળ સેનાઓ ત્રણ ગુણ્યા સાત એટલે કે એકવીસ વિભાગમાં વિભક્ત બનીને યુદ્ધને માટે સિદ્ધ થએલ છે તેમની હાલચાલથી અમે સર્વ પાપી દુષ્ટોની આંખો બંધ કરી દઇએ છીએ (૧) શસ્ત્રોને ધારણ કરનારી અને શત્રુઓને કાપી નાખનારી વીરોની સેના ચારે દિશામા આગળ વધે, જેથી શત્રુ સેનાનુ મન અસ્થિર બની જાય અને સર્વ પાપી શત્રુઓ નિર્ધન બની જાય (૨) આવી શૂરવીરની સેના સામે ઘણા શત્રુઓ જો ઉભા રહી શકતા નથી તો નિર્બળ બાળકો તો કેવી રીતે ઉભાં રહી શકે ? વાંસના કોમળ અને અશક્ત અકુંરોની જેમ ચારે બાજુથી પાપી શત્રુ ધનહીન બનીને નાશને પ્રાપ્ત થશે (૩) વિજયી, અપરાજીત અને ન લુટાએલી એવી વીર સ્ત્રી મહારાણી મુખી બનીને આગળ વધે, બાકીના લોકો તેની પાછળ ચાલે દરેક શૂરવીરના પગ આગળ વધે, શરીરમા સ્ફૂર્તિ વધે અને સર્વ લોકો સંતોષ વધારનારાના ઘરો સુધી પહોચી જાય. ( ૪ )

# વિજયી સ્ત્રીનું પરાક્રમ

### ઇન્દ્રાણી

"ઇન્દ્ર" શબ્દ રાજાનો વાચક છે જેમકે, નરેન્દ્ર (મનુષ્યનો રાજા) મૃગેન્દ્ર (પશુઓનો રાજા) ખગેન્દ્ર (પક્ષીઓનો રાજા) વગેરે. કેવળ ઇન્દ્ર શબ્દ જ રાજાનો વાચક છે અને "ઇન્દ્રાણી શબ્દ ઇન્દ્રની રાણી, રાજાની રાણી, મહારાણી" રાણીનો વાચક છે. આ ઇન્દ્રાણી સેનાની પ્રેરક દેવી છે. આ વાત તૈત્તિરીય સંહિતામાં કહેલ છે. જુઓ—

**इन्द्राणी वै सेनायै देवता । तै. सं. २।२।८।१**

"ઇન્દ્રાણી સૈન્યની દેવતા છે." કારણ કે તેની પ્રેરણાથી સૈનિકો પોતાનું પરાક્રમ બતાવે છે અને વિજય પ્રાપ્ત કરે છે.

### વીર સ્ત્રી

"ઇન્દ્રાણી અર્થાત્ રાણી સેનાની પ્રમુખ બનીને સેનાને પ્રોત્સાહન આપતી આગળ વધે, દરેકના પગ આગળ વધે, દરેકનું મન ઉત્સાહથી યુક્ત રહે. સંતોષ વધારનારા સજ્જનોને ઘેર જ લોકો જાય." પરંતુ જે લોકો સંતોષને ઘટાડનારા, ઉત્સાહનો નાશ કરનારા અને મનની આકાંક્ષાનો ઘાત કરનારા હોય તેમની પાસે કોઈ ન જાય. કારણ કે આવા લોકો પોતાના હીન ભાવોથી મનુષ્યને નિરુત્સાહિત જ બનાવી દે છે. આ ૪થા મંત્રનો ભાવ વિચાર કરવા જેવો છે.

જે રાષ્ટ્રની સ્ત્રીઓ પણ આવી શૂર અને દક્ષ હશે તે રાષ્ટ્ર હંમેશાં વિજયી જ થશે એમાં સંદેહ હોઈજ શકે નહિ જે દેશમાં સ્ત્રીઓ સેનાને દોરી લઈ જઈ શકે તે દેશના પુરુષો કેટલા શૂર અને કેવા બહાદૂર હશે ! શું આવી વીર રમણીઓને કોઈ પણ હીન મનવાળા પુરુષો ધમકાવી, દબાવી શકે ખરા ? તેમજ આવી વીર સ્ત્રીઓની કોઈ પણ સ્થળે કોઈ પણ બેઇજ્જતી (માનહાનિ) કરી શકે ખરા ! તેથી આત્મ સન્માન સુરક્ષિત રાખવાના ઇચ્છુકને માટે તો એજ યોગ્ય છે કે તેઓ પોતે તો શૂરવીર મર્દ બને અને પોતાની સ્ત્રીઓને પણ એવું શિક્ષણ આપે કે તેઓ પણ શૂરવીર બનીને પોતાના સન્માનનું રક્ષણ કરી શકે.

"હાથમાં શસ્ત્ર ધારણ કરતી, શત્રુઓને કાપતી કાપતી આગળ વધતી, જેનો વેગ જોઈને શત્રુઓનું મન ઉત્સાહરહિત બની જાય અને શત્રુઓ નિર્ધન અર્થાત્ પરાસ્ત થઈ જાય." આ બીજા મંત્રનો ભાવ પણ ચોથા મંત્રની સાથે જોવા જેવો છે. કારણ કે આ મંત્ર પણ વીર સ્ત્રીનું પરાક્રમ જ દર્શાવે છે. આ સેનાનું વર્ણન કરીને વીર સ્ત્રીનું પણ વર્ણન કરે છે. (મંત્ર ૨)

વીર સ્ત્રીઓને કાંચળીમાંથી બહાર નીકળેલી સર્પિણીની ઉપમા આ સૂક્તમાં આપેલ છે. સ્વભાવતઃ સાપણ ઘણીજ તેજ હોય છે. અને ઘણીજ સ્ફૂર્તિથી શત્રુઓ પર હુમલો કરે છે. પરંતુ જ્યારે તે કાંચળીમાંથી બહાર આવે છે ત્યારે અતિ તેજસ્વી અને અતિ ચપળ હોય છે કારણ તે વખતે તે નવ જીવન રસથી યુક્ત હોય છે. વીર સ્ત્રી આવીજ હોય છે. સ્ત્રી સ્વભાવતઃ ચપળ જ હોય છે. પરંતુ જે વખતે કોઈ કામ માટે અથવા રાષ્ટ્રની આપત્તિથી પ્રેરાઈને, આત્મસન્માનની રક્ષા માટે કોઈ વીર સ્ત્રી પોતાના અન્તર્ગૃહરૂપી કાંચળીને ઉતારીને બહાર મેદાને પડે છે ત્યારે તેની તેજસ્વીતાનું કેટલું વર્ણન થઈ શકે ! એ સમયે એ ખરેખર સાપણની જેમ ચમકતી, વિજળીની જેમ તેજસ્વી બનીને વીર સેના ગણોને ઉત્સાહિત બનાવે છે. તે સમયનો ઉત્સાહ વીર પુરુષ જ કલ્પનાથી જાણી શકે છે. "તેના તેજથી શત્રુની આંખો જ ઝાંખી પડી જાય છે, અંજાઈ જાય છે. અને તેના સર્વ શત્રુઓ નિઃસત્વ બની જાય છે. (મંત્ર ૧)

જ્યાં આવી વીરાંગનાઓ સમર્થ છે ત્યાં તેવા લોકોની સામે મહાન શત્રુઓ પણ ઉભા રહી શકતા નથી તો પછી અલ્પ શક્તિવાળા, કમજોર મનુષ્યોની તો વાતજ શું કરવી ? ઘાસના તણખલાની જેમ તેઓતો નાશ પામે છે." (મં. ૩)

આ સૂક્તમાં કેટલાક શત્રુ વાચક શબ્દો આવેલા છે તેમનો વિચાર કરવો જરૂરી છે—

### શત્રુ વાચક શબ્દો

૧ अघायु–જીવનભર પાપ કરનારો.
૨ परिपन्थिन्– ખરાબ રસ્તે ચાલનારો, કુમાર્ગી.

આ પાપી લોકો છે અને તેમના ખરાબ આચરણને કારણે

જ તેમનું શત્રુત્વ કરવા જેવું છે." असमृद्धाः अघायवः" આ શબ્દ પ્રયોગ આ સૂકતમાં બે વાર આવી ગયો છે. "પાપી સમૃદ્ધિથી રહિત હોય છે." એ તેનો ભાવ છે. પાપથી કદી વૃદ્ધિ નહિ થાય. પાપથી મનુષ્યનું પતન જ થતું જાય છે. આ ભાવ તેમાં જોવા જેવો છે. જે મનુષ્યો પાપ કર્મ દ્વારા ધનાઢ્ય બનવા ચાહે છે તેઓએ આ મંત્ર અવશ્ય જોવા જેવો છે. આ મંત્ર ઉપદેશ આપે છે કે "પાપી કદી પણ ઉન્નત બની શકશે નહિ." જો કોઇ પણ કારણે અથવા સ્થિતિમાં તે ધનવાન બન્યો તો તેનું તે ધન નાશનું મૂળજ જરૂર બનશે, એમાં સંદેહ રાખવા જેવું નથી. તાત્પર્ય પરિણામની દૃષ્ટિએ એટલું જ સ્પષ્ટ સમજવું જોઇએ કે પાપી લોકો અવશ્ય નાશને પ્રાપ્ત થાય છે.

### ત્રણ ગણા સાત

સેનાના એકવીસ વિભાગ હોય છે. રથયોધી, ગજયોધી, અશ્વયોધી, પદાતી, દુર્ગયોધી, જળયોધી તથા કૂટયોધી આ સાત પ્રકારના સૈનિકો હોય છે. પ્રત્યેકમાં અધિકારી, પ્રત્યક્ષ યુદ્ધકારી અને સહાયક આ ત્રણ ભેદોથી ત્રણ ગણા સાત સૈનિકો હોય છે.

### નિર્જરાયુ

"જરાયુ શબ્દ પાતળી જાળી વાચક છે. પરંતુ અહીં તે શ્લેષાર્થમાં વપરાએલ છે. અહીં તેનો અર્થ (जरा+आयु) વૃદ્ધાવસ્થા અથવા જીર્ણતા, થાક અને આયુષ્ય, ( निः+जरा+आयुः ) જેઓ જીર્ણતા, થાક, વૃદ્ધાવસ્થા, અથવા આયુષ્યની પરવા ન કરનારા હોય છે અર્થાત્ જેઓ પોતાના જીવન મરણની પરવા કર્યાં વગર લડે છે, જે પોતાની અવસ્થા તેમજ સુખ દુઃખની પરવા કર્યાં વગર પોતાના યશને માટે લડતા રહે છે તેમને " निर्जरायु " અર્થાત્ " જરા અને આયુના વિચારોથી મુક્ત " કહે છે. જીવનની આશા છોડીને લડનારા સૈનિકો.

આ સૂક્તના મંત્ર વીર સ્ત્રી વિષેના તેમજ સેના વિષેના અર્થ દર્શાવે છે. તેથી આ મંત્રો વિશેષ મનન પૂર્વક વાંચવા જેવા છે. તેમજ આમાં કેટલાક શબ્દો દ્વૈપનો અર્થ પણ દર્શાવનારા છે જેવાકે ઉપર દર્શાવેલા છે. આ સર્વ વાતોનો વિચાર કરીને પાઠક જો આ સૂક્તનો અભ્યાસ કરશે તો તેમને ઘણો બોધ મળી શકશે.

આશા છે કે આ પ્રમાણે પાઠક પોતાના રાષ્ટ્રમાં વીર સ્ત્રીઓ તથા વીર પુરુષો ઉત્પન્ન કરશે અને પોતાનો યશ વધારવાનો પરમ પુરુષાર્થ કરશે.

આ સૂક્ત " स्वस्त्ययन गण "નું છે એટલા માટે આ ગણના અન્ય સૂક્તોની સાથે પાઠક એનો વિચાર કરે.

## કર્મ અને વિજય

### કાંડ ૭, સૂક્ત ૫૦

( ऋषिः- अङ्गिराः । देवता- इन्द्रः )

यथा वृक्षमशनिर्विश्वाहा हन्त्यप्रति । एवाहमद्य कितवानक्षैर्बध्यासमप्रति ॥ १ ॥
तुराणामतुराणां विशामवर्जुषीणाम् ।
समैतु विश्वतो भगो अन्तर्हस्तं कृतं मम ॥ २ ॥

અર્થ— ( यथा अशनिः ) જે પ્રમાણે વિદ્યુત્ ( वृक्षं विश्वाहा अप्रति हन्ति ) વૃક્ષને હંમેશાં અવર્ણનીયરીતે નાશ કરે છે, ( एव अहं अद्य अक्षैः कितवान् ) તેવી રીતે હું આજે પાશાની સાથે જુગારીઓને ( अप्रति वध्यासं ) અમાપ રીતે મારીશ. ( ૧ )

( तुराणां अतुराणां ) ઝડપ કરનારી તથા મન્દ અથવા સુસ્ત અને ( अवर्जुषीणां विशां ) દુષ્ટતાને ન અટકાવનારી પ્રજાઓનું ( भगः विश्वतः समैतु ) ઐશ્વર્ય સર્વ તરફથી એકત્રિત થાય અને તે ( मम अन्तर्हस्तं कृतं ) મારા હાથ નીચે હોય એવા બની જાય. ( ૨ )

ભાવાર્થ— જેવી રીતે વિજળીથી વૃક્ષોનો નાશ થાય છે તેવી રીતે હું પાશાની સાથે જુગારીઓનો નાશ કરું છું. ( ૧ )

કોઇ પણ કાર્યને ત્વરાથી સમાપ્ત કરનારા અથવા સુસ્તીથી સમાપ્ત કરનારા અથવા દુષ્ટતાઓને દૂર ન કરનાર પ્રજાજન હોય છે તે સર્વનું ધન એક સ્થળે એકત્રિત થાય અને તેઓ મારા હાથમાં રહે તેમનું ધન પણ મારા હાથમાં રહે. ( ૨ )

*

इडे अग्निं स्वावसुं नमोभिरिह प्रसक्तो वि चयत्कृतं नः ।
रथैरिव प्र भरे वाजयद्भिः प्रदक्षिणं मरुतां स्तोममृध्याम् ॥ ३ ॥
वयं जयेम त्वया युजा वृतमस्माकमंशमुदवा भरेभरे ।
अस्मभ्यमिन्द्र वरीयः सुगं कृधि प्र शत्रूणां मघवन्वृष्ण्या रुज ॥ ४ ॥
अजैषं त्वा संलिखितमजैषमुत संरुधम् ।
अविं वृको यथा मथदेवा मथ्नामि ते कृतम् ॥ ५ ॥
उत प्रहामतिदीवा जयति कृतमिव श्वघ्नी वि चिनोति काले ।
यो देवकामो न धनं रुणद्धि समित्तं रायः सृजति स्वधाभिः ॥ ६ ॥

અર્થ— ( स्वावसुं अग्निं नमोभिः इडे ) પોતાના જ ધનથી યુક્ત પ્રકાશમાન દેવની નમસ્કાર દ્વારા હું પૂજા કરૂં છું ( इह प्रसक्तः नः कृतं विचयत् ) અહીં રહેલો આ દેવ અમારા કેટલા કર્મોને સંગ્રહિત કરે જેવી રીતે ( वाजयद्भिः रथैः इव प्रभरे ) અન્નથી ભરેલા રથોથી સ્થાનને ભરી દે છે ત્યાર પછી હુ ( मरुतां प्रदक्षिणं स्तोमं ऋध्या ) મરૂતોનું શ્રેષ્ઠસ્તોત્ર સિદ્ધ કરૂ છુ ( ૩ )

( वय त्वया युजा वृतं जयेम ) અમે તારી સહાયથી ઘેરો ઘાલનારા શત્રુઓને જીતીશું. ( भरे भरे अस्माकं अंश उद् अव ) પ્રત્યેક યુદ્ધમા અમારા કાર્યભાગની ઉત્કૃષ્ટ રક્ષા કર. હે ઇન્દ્ર ! ( अस्मभ्यं वरीय सुग कृधि ) ઉપરના ઉચ્ચસ્થાને સુખથી જઇ શકાય એમ અમારે માટે યોગ્ય બનાવ હે ( मघवन् ) ધન-વાન્ ઇન્દ્ર ! ( शत्रूणा वृष्ण्या प्ररुज ) શત્રુઓના બળને તોડી નાખ. ( ૪ )

( स लिखित त्वा अजैष ) દરેક રીતે નખ મારનારા તારા જેવા શત્રુને હું જીતી લઉ છું ( उत संरुधं अजैषं ) અને અવરોધ કરનારા તારા જેવા શત્રુઓને પણ હું જીતું છું ( यथा अविं वृक मथत् ) જેવી રીતે ઘેટાઓને વરૂ ચૂંથી નાખે છે, તેવી રીતે ( एवा ते कृतं मथ्नामि ) તારા કરેલા શત્રુ જેવા કાર્યોને હુ વલોવી નાખુ છુ ( ૫ )

( उत अतिदीवा प्रहा जयति ) અને અત્યત વિજયને ઇચ્છનારો વીર પ્રહાર કરનારાને પણ જીતી લે છે. ( श्वघ्नी [ स्व-घ्नी ] काले कृतं इव विचिनोति ) પોતાના ધનનો નાશ કરનારો મૂઢ વખત પ્રમાણે પોતાના કરેલા કર્મોને જ વિશેષ રીતે પ્રાપ્ત કરે છે. ( य देवकाम धनं न रुणद्धि ) જે દેવની તૃપ્તિની ઇચ્છા કરનારો ધનને કેવળ પોતા માટેજ સઘરી રાખે છે ( तं इत् राय स्वधाभि संसृजति ) તેને સર્વ ધન પોતાની ધારકશક્તિઓથી ઉત્તમ પ્રકારે જોડાઇ જાય છે ( ૬ )

ભાવાર્થ—હુ ઇશ્વરની ભક્તિ અને ઉપાસના કરૂ છુ આ દેવ અમારા કર્મોનુ નિરીક્ષણ કરે અને જે પ્રકારે ગાડાઓમા ભરીને ધન એકત્રિત કરવામા આવે છે તેવી રીતે અમારા સર્વ સત્કર્મોના ફળ એકત્રિત થાય તેમનો ઉપભોગ કરતા કરતા અમે ઉત્તમ સ્તોત્રોનું ગાન કરતા કરતા આનન્દથી રહીએ. ( ૩ )

ઇશ્વરની મદદથી અમે સર્વ શત્રુઓને જીતી લઇશું ઇશ્વરની કૃપાથી દરેક યુદ્ધમા અમારા પ્રયત્નો સુરક્ષિત રહો હે દેવ ! અમારા શત્રુઓનું બળ ઓછુ કરો અને અમને ઉચ્ચ સ્થાન સુખથી પ્રાપ્ત થાઓ ( ૪ )

પીડાકારી અને અવરોધકારી શત્રુઓને હું જીતુ છુ જેવી રીતે વરૂ ઘેટાઓને દબાવી મારી નાખે છે તેવી રીતે હું શત્રુઓના કરેલા ઉત્તમોત્તમ પ્રયત્નોને નિઃસત્વ બનાવુ છુ ( ૫ )

વિજયની ઇચ્છા રાખનારો વીર ઘાતક શત્રુઓને પણ જીતી લે છે આત્મઘાત કરનારો મૂઢ મનુષ્ય પોતાના કરેલા કર્મોના ફળ ભોગવે છે જે મનુષ્ય દેવ કાર્યને માટે પોતાનું ધન સમર્પણ કરે છે અને એવે વખતે પોતા પાસે સઘરી રાખતો નથી તેને વિશેષ ધન પ્રાપ્ત થાય છે ( ૬ )

गोभिष्टरेमामतिं दुरेवां यवेन वा क्षुधं पुरुहूत विश्वे ।
वयं राजसु प्रथमा धनान्यरिष्टासो वृजनीभिर्जयेम ॥ ७ ॥
कृतं मे दक्षिणे हस्ते जयो मे सव्य आहितः ।
गोजिद्भूयासमश्वजिद्धनंजयो हिरण्यजित् ॥ ८ ॥
अक्षाः फलवतीं द्युत्त गां क्षीरिणीमिव ।
सं मा कृतस्य धारया धनुः स्नाव्नेव नह्यत ॥ ९ ॥

---

અર્થ—( दुरेवां अमतिं गोभिः तरेम ) દુર્ગતિરૂપ કુમતિને ગાયોની મદદથી પાર કરીશું. હે पुरुहूत) ઘણાઓથી વખણાએલા દેવ ! ( विश्वे यवेन वा क्षुधं ) અને અમે બધા અમારી ભૂખને જવથી પુરી કરીશું. ( वयं राजसु प्रथमाः अरिष्टासः ) અમે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ અને ઉત્કૃષ્ટ બનીને વિનાશને પ્રાપ્ત ન થતાં ( वृजनीभिः धनानि जयेम ) પોતાની શક્તિઓથી ધનને જીતીશું. ( ૭ )

( कृतं मे दक्षिणे हस्ते ) પુરૂષાર્થ મારા જમણા હાથમા છે અને ( मे सव्ये जय. आहितः ) મારા ડાબા હાથમાં વિજય રહેલો છે. તેથી હું ( अतः गोजित् अश्वजित् ) ગાયો અને ઘોડાઓનો વિજેતા, ( हिरण्यजित् धनंजयः भूयासं ) સુવર્ણ અને ધનનો વિજેતા બનું. ( ૮ )

હે ( अक्षाः ) જ્ઞાન અને વિજ્ઞાન ! ( क्षीरीणीं गां इव ) દૂધવાળી ગાયોની જેમ ( फलवतीं दत्त ) ફળવતી વિજીગીષા અમને આપો. ( स्नान्ने धनु इव ) જેવી રીતે તાંતથી ધનુષ્યને જોડવામાં આવે છે, તેવી રીતે ( मा कृतस्य धारया संनह्यत ) મને કૃતકર્મની ધારણાઓના પ્રવાહથી યુક્ત કર. ( ૯ )

---

ભાવાર્થ— દુર્ગતિ અને કુમતિને ગાયોની રક્ષા કરીને હડાવી દઇશું તેજ પ્રમાણે જવ ખાઇને ભૂખને મીટાવી દઇશું. અમે રાજાઓમા ઉત્કૃષ્ટ રાજા બનીશું અને નિજ શક્તિઓથી યથેષ્ટ ધન કમાઇશું ( ૭ )

મારા જમણા હાથમા પુરૂષાર્થ છે અને ડાબા હાથમા વિજય છે તેથી અમે ગાયો, ઘોડા, સુવર્ણ અને અન્ય ધન પ્રાપ્ત કરીશું ( ૮ )

જ્ઞાન વિજ્ઞાન મારી આંખો બને અને તેમનાથી પુષ્કળ દૂધ આપનારી ગાયોની જેમ ફળ અપનાર વિજયેચ્છા અમારામા સ્થિર રહે જેવી રીતે દોરીથી ધનુષ્યના બન્ને છેડા જોડાએલા રહે છે, તેજ રીતે મારો પુરૂષાર્થ મને ફળની સાથે બાંધી દે, ફળથી યુક્ત બનાવે ( ૯ )

---

# કર્મ અને વિજય

પુરૂષાર્થ અને વિજય

આ સૂક્તનો સાતમ મંત્ર દરેક મનુષ્યે હમેશા ધ્યાનમાં રાખવા યોગ્ય છે. તેનો પાઠ આ પ્રમાણે છે—

कृतं मे दक्षिणे हस्ते जयो मे सव्य आहितः ।
गोजिद् भूयासमश्वजिद्धनंजयो हिरण्यजित् ॥
( મ. ૮ )

" પુરૂષાર્થ પ્રયત્ન મારા જમણા હાથમાં છે અને વિજય મારા ડાબા હાથમાં છે તેથી હું ગાયો, ઘોડા, ધન અને સુવર્ણને જીતીને પ્રાપ્ત કરનારો બનીશ. "

મનુષ્યે પોતાના મનમાં આવાજ વિચારો ધારણ કરવા જોઇએ અને તેણે એવા પ્રયત્ન કરવા જોઇએ કે પોતાના પ્રયત્નોને લીધે ચારે બાજુ તેનો વિજય થઇ જાય. પોતાનો

વિજય કોઈ બહારનાં સાધનોથી કે પ્રયત્નોથી થતો નથી પરંતુ તે પોતાના અંદરના બળથી જ પ્રાપ્ત થાય છે. તેટલા માટે પોતાની અંદર એટલું બળ વધે અને પોતાનો વિજય થાય એટલા માટે પ્રયત્ન કરવા એ મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે.

" કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ " એ ચાર પ્રકારના મનુષ્યનાં કર્મ હોય છે તેમનાં લક્ષણો આ છે—

*कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।*
**उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ।**
( ઐ. બ્રા ૭।૧૬ )

" ઉંઘી જવું એ કલિ છે, નિદ્રાનો ત્યાગ એ દ્વાપર છે, ઉઠીને તૈયાર થવું એ ત્રેતા કહેવાય છે અને કાર્ય કરવું કૃત કહેવાય છે. " અર્થાત્ સુસ્તિથી કળિયુગ થાય છે અને પૂર્ણ પુરૂષાર્થથી કૃતયુગ થાય છે તેમની વચ્ચેની સ્થીતિ તે દ્વાપર અને ત્રેતા યુગની છે. કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર નામ પુરૂષાર્થના ચાર દર્જાના સૂચક છે જે પુરૂષ પ્રયત્ન કરીને પોતાના હાથમાં કૃત નામનો પુરૂષાર્થ લે છે તે બીજા હાથે નિશ્ચય પૂર્વક વિજય પ્રાપ્ત કરી શકે ' કૃત ' પુરૂષાર્થ એક મહાન જળ પ્રવાહની પ્રચંડ ધારા છે તે ધારા દ્વારા નિ:સંદેહ વિજય પહોંચાડી દે છે—

**कृतस्य धारया मा सं नह्यत् ।** ( મં. ૯ )

" કૃત નામની શ્રેષ્ઠ પ્રવાહ ધારા દ્વારા હું ઉદિષ્ટ સ્થાનપર પહોંચી જાઉં " કૃત નામના પુરૂષાર્થનું લક્ષણ શું છે, કૃતની સાથે " સત્ય, અહિંસા, પ્રબળ પુરૂષાર્થ શક્તિ, ઉદ્યમ સરળતા, ધૈર્ય, ઇત્યાદિ સાત્વિક ગુણો હમેશાં એકત્રિત રહેલા હોય છે. સત્યયુગ કૃતયુગને જ કહે છે સત્યયુગના મનુષ્યોના જે ગુણ પુરાણોમાં વર્ણવેલા છે તેવાજ સાત્વિક શુભ ગુણ આ કૃત નામના પુરૂષાર્થની સાથે હમેશાં રહે છે એમ અહીં સમજવું જોઇએ ત્યારે જ કૃત પુરૂષાર્થનું મહત્વ પાઠકોની સામે મૂકી શકાય

" કલિ " એ કોઇ પુરૂષાર્થ નથી જ. આ શબ્દ પુરૂષાર્થ હીનતાનો દ્યોતક છે, જ્યાં બિલકુલ પુરૂષાર્થ નથી ત્યા કલિ રહે છે. અંદર અંદરના ઝઘડા, અનાચાર, અધર્મ, અનીતિ, અધઃપાત વગેરેનું આચરણ કલિની સાથે હોય છે તેનાથી મનુષ્યોની અધોગતિ થાય છે. તેથી જ મનુષ્યોએ તેનાથી બચી જવું આવશ્યક છે વચ્ચેના બે પુરૂષાર્થ આ બે સ્થીતિઓની વચ્ચે આવેલા છે

### જુગારીઓને દૂર કરે

આપણા સમાજમાંથી જુગારીઓને દૂર કરવાની બાબતમાં આ સૂક્તનો પહેલોજ મંત્ર ઘણો બોધપ્રદ છે. જુઓ—

**यथा वृक्षमशनिर्विश्वाहा हन्त्यप्रति ।**
**एवा हमद्य कितवानक्षैर्बध्यासमप्रति ॥** ( મં. ૧ )

જેવી રીતે આકાશની વિજળી વૃક્ષોનો નાશ કરે છે તેવી રીતે હું પાસાઓની સાથે જુગારીઓને આપણા સમાજમાંથી દૂર કરૂં છુ. અર્થાત્ સમાજમાં એક પણ જુગારીને રહેવા દઇશ નહિ. સમાજના જુગારીઓને સમાજમાંથી દૂર કરવા એજ તેમનો વધ કરવા બરાબર છે. વધ માત્ર શરીર નાશ કરવાથી જ થાય છે અને બીજી કોઇ રીતે થતો નથી એમ છે જ નહિ, સમાજમાં જ્યાં સુધી જુગારીઓ રહેશે ત્યાં સુધી સમાજમાં પુરૂષાર્થનું સામર્થ્ય વધશે નહિ, કારણ કે થોડાજ પ્રયત્નથી પુષ્કળ ધનવાન બનવાનો ભાવ જુગારને લીધેજ વધે છે, તેથી સમાજ પુરૂષાર્થી બને એટલા માટે સમાજમાં જુગાર ન રહે એવો પ્રબંધ કરવો જોઇએ.

### ત્રણ પ્રકારના લોકો

સમાજમાં ત્રણ પ્રકારના લોકો હોય છે " तुर, अतुर, અને अपर्जुप " અર્થાત્ ઝડપથી કામ કરનારા, પ્રત્યેક કાર્યમાં અત્યંત શીઘ્રતા કરનાર ઘણીજ ઉતાવળથી કામ કરીને કામને બગાડી નાખનાર જેઓ હોય છે તેઓને પુરૂષાર્થી નહિ જ કહી શકાય. તેઓ પુરૂષાર્થ માટે યોગ્ય નથી જ, કારણ કે તેઓ હાથમાં લીધેલું કામ ઉતાવળને લીધેજ ખરાબ કરે છે. બીજો પ્રકાર " अतुर " અર્થાત્ શિથિલ, અથવા સુસ્ત આ લોકો પોતાના આળસને લીધે કાર્યને ખરાબ કરે છે તથા તેઓ પુરૂષાર્થને માટે નકામા હોય છે ત્રીજો પ્રકાર " अपर्जुप " અર્થાત્ દૂર કરવા યોગ્ય બાબતોને પણ જેઓ દૂર કરી શકતા નથી જેઓ દુષ્ટતાને પણ પોતાની પાસે રાખે છે આવા લોકો પણ પુરૂષાર્થ કરીને કદી પોતાની ઉન્નતિ કરી શકતા નથી આ ત્રણે પ્રકારના લોકો હમેશાં હીન અવસ્થામાં જ રહેશે, તેમની ઉન્નતિની કોઇ આશા છે જ નહિ તેટલા માટે મંત્રમાં કહ્યું છે કે—

*तुराणामतुराणां विशामवर्जुषीणाम् ।*
*समैतु विश्वतो भगो अन्तर्हस्तं कृतं मम ॥* ( મં. ૨ )

" ઉતાવળ કરનારા, સુસ્તી રાખનારા અને દુષ્ટતાઓને દૂર ન કરનારા, આ જે ત્રણ પ્રકારના લોકો છે તેઓ પોતાની

ઉન્નતિ સાધી શકતા નથી, તેઓ હંમેશાં દુર્ભાગ્યમાંજ રહેશે, તેથી તેમની પાસે રહેનારૂં ધન મારા હાથમાં રહેવા જેવું જ છે અને તે મારા હાથમાં આવી જાય કારણ કે હું પુરૂષાર્થ કરૂં છું." તેનો આશય એ છે કે પૂર્વોક્ત ત્રણ દોષવાળા લોકો હંમેશાં દુર્ભાગ્યમાંજ રહેશે, અને વિશ્વના ધનનો જે ભાગ તેમને પ્રાપ્ત થવાનો હતો તે તેમનો ભાગ પુરૂષાર્થી લોકોના હાથમાં જાય છે. ઉદાહરણાર્થ માની લો કે જગતમાં ૧૦૦ રૂ. છે. અને જગતમાં દસજ માણસો છે. તેમાં પાંચ પુરૂષાર્થી છે અને પાંચ પૂર્વોક્ત ત્રણ દોષથી યુક્ત છે. તો તેમાંથી એમ થશે કે ઉક્ત ધન પાંચ પુરૂષાર્થી લોકોમાં વહેંચાઇ જશે. અને પાંચ લોકો દુર્ભાગ્યમાંજ સડતા રહેશે. આ મંત્રનો આ દૃષ્ટિથી પાઠકો વિચાર કરે એ યોગ્ય છે. એકજ ગામડામાં કેટલાક લોકો પુરૂષાર્થથી ધન કમાય છે અને આળસને લીધે કેટલાક નિર્ધન અવસ્થામાં રહે છે, તેનું કારણ આ મંત્રમાં ઉત્તમ રીતે કહેલ છે.

તૃતીય મંત્રમાં કહેલ છે કે પ્રકાશિત દેવની અમે ઉપાસના કરીએ છીએ અને તેનાથી પર્યાપ્ત ધન અમને મળી શકે છે. ચતુર્થ મંત્રમાં જ આ આશય સ્પષ્ટ થએલ છે —

वयं जेयम त्वया युजा । ( મં. ૯ )

"અમે તારી (ઇશ્વરની) સાથે રહેવાથી વિજય પ્રાપ્ત કરી શકીએ છીએ." ઇશ્વરની સાથે રહેવાથી અર્થાત્ ઇશ્વરના ભક્ત બનવાથી વિજય પ્રાપ્ત થાય છે. આ વિજય સાચો વિજય હોય છે. ઇશ્વરના સાચા પરમ ભક્ત થવાથી મોટી શક્તિ પ્રાપ્ત થાય છે, આ વિષયમાં પંચમ મંત્રનું કથન આ છે કે—

अजैषं त्वा संलिखितमजैषमुत संरुधम् । ( મં. ૫ )

"નખોરિયા મારનારા અર્થાત્ વિવિધ પ્રકારે દુઃખ દેનારા અને અટકાયત કરનારા તારા જેવા શત્રુને હું જીતી લઉં છું." અર્થાત્ હું ઇશ્વર ભક્ત હોવાને કારણે હવે મારે માટે સત્ય માર્ગથી આગળ વધવાને માટે કોઇ ડર છે નહિ. હું મારા પુરૂષાર્થથી મારી પોતાની ઉન્નતિ નિઃસંદેહ સિદ્ધ કરીશ. પુરૂષાર્થની સિદ્ધતા કરવાના વિષયમાં એક નિયમ છે. તે એ છે કે ધાર્મિક દૃષ્ટિથી નિર્દોષ પુરૂષાર્થ અને પ્રયત્ન કરનારોજ જીત મેળવે છે, અન્તમાં તેનો વિજય જ થાય છે. અધાર્મિકનો થોડો વખત કદાચ વિજય થતો દેખાય તો પણ તેનો નાશ નિશ્ચયથી થાય જ છે. આ બાબતમાં ૫૪ મંત્રની ધોષણા વિચાર કરવા યોગ્ય છે—

उत प्रहामतिदीवा जयति ।
कृतमिव श्वघ्नी विचिनोति काले ॥ ( મં. ૬ )

"નિઃસંદેહ આ વાત સત્ય છે કે (अतिदीवा) અત્યંત વિકટ વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો પુરૂષાર્થી મનુષ્ય (प्रहां जयति) પ્રહાર કરનારને જીતે છે. અને (श्व-घ्नी, स्व घ्नी) પોતાનો આત્મઘાત કરનારો મનુષ્ય (काले) સમયે પોતાના કૃત કર્મનાં ફળ પ્રાપ્ત કરે છે.

આ મંત્રમાં બે શબ્દો વિશેષ મહત્વના છે. તેમનો વિચાર કરવો અત્યંત આવશ્યક છે.

૧ श्व-घ्नीः (स्व-घ्नी) આત્મ ઘાત કરનારો મનુષ્ય, જે મનુષ્ય પોતાનો નાશ થાય એવાં કુકર્મો કરતો રહે છે, જેનાથી પોતાની અધોગતિ થાય છે એવાં કુકર્મ જે કરે છે તે આત્મ ઘાતકી છે. આત્મઘાતકી લોકોની અધોગતિ થાય છે એ વિષયનું વર્ણન ઇશોપનિષદ્ (વા. યજુ૦ ૪૦।૩) માં છે, ત્યાં પાઠક આ વર્ણન અવશ્ય જુએ.

૨ अतिदीवाः આ શબ્દમાં "दिव्" ધાતુ "વિજી-ગીષા, વ્યવહાર, સ્તુતિ, મોદ, ગતિ," ઇત્યાદિ અર્થમાં છે, તેથી "दीवा" શબ્દનો અર્થ- "વિજીગીષા અર્થાત્ જયની ઇચ્છા કરનારો, વ્યવહાર ઉત્તમ રીતે કરનારો, સ્તુતિ ઇશ ભક્તિ કરનારો, આનન્દ વધારનારાં કાર્યો કરનારો, પ્રગતિ કરનારો," આ પ્રકારનો થાય છે. "अतिदीवा" શબ્દનો અર્થ "અત્યંત વિજય માટે પુરૂષાર્થ કરનારો" ઇત્યાદિ પ્રકારનો થાય છે. આ પ્રકારનો વિજય કરનારો પોતાના શત્રુને અવશ્ય જીતી લે છે. આ અર્થ પ્રમાણે પાઠક આ મંત્રનો ઉચિત વિચાર કરે.

### દેવ કામ મનુષ્ય

કેટલાક મનુષ્યો દેવ કાર્ય કરનારાં હોય છે. અને કેટલાક અસુર કાર્ય કરનારાં હોય છે. દેવોના જેવી જેમની ઇચ્છા હોય છે તેમને દેવ કામી (કામઃ= ઇચ્છા) મનુષ્ય કહેવાય અને જેમની રાક્ષસોના જેવી કામના હોય તેઓ અસુર કામી મનુષ્ય સમજવા જેવા છે. આ લોકો શું કરે છે તેનું વર્ણન આ મંત્રમાં કરેલ છે, હવે તે જોઇએ. આ મંત્રમાં શબ્દો નિમ્ન પ્રકારે લખવાથી બન્નેનાં લક્ષણો સ્પષ્ટ થઇ જાય છે.

देवकामः घनं न रुणद्धि ।
( असुरकामः ) घनं रुणद्धि । ( મં. ૬ )

" દેવ કામનાવાળો મનુષ્ય પોતાના ધનને પોતાની પાસે જ અટકાવી રાખતો નથી, પરંતુ આસુરી કામનાવાળો મનુષ્ય પોતાનું ધન પોતાની પાસે અટકાવી રાખે છે " આ મંત્ર ભાગ આ બન્નેના વ્યવહારનું સ્વરૂપ બહુજ સારી રીતે દર્શાવે છે કંજૂસ લોકો ધનનો સંગ્રહ કરી રાખે છે, તેને વ્યવહારમાં લાવી તેની હેરફેર થવા દેતા નથી, અથવા પોતાના સ્વાર્થ ભોગને માટે રાખી મૂકે છે તેથી તે રાક્ષસી કામનાઓ છે પરંતુ જે મનુષ્યો દૈવી પ્રવૃત્તિના હોય છે, તેઓ ધનને પોતાની પાસે કદી અટકાવી રાખતા નથી, પરંતુ પોતાના સર્વસ્વને સર્વ આમ જનતાની ભલાઈને માટે સમર્પિત કરે છે પોતાની સંપૂર્ણ શક્તિઓ તેજ કાર્યમાં લગાડે છે, તેથી જ આ લોકો ઉન્નતિના ભાગીદાર ગણાય છે આ વાત આ મંત્રના અંતમાં કહેલ છે—

**स रायः स्वधाभिः सस्वजाति । ( મં. ૬ )**

" તેમને સર્વ પ્રકારના ધન પોતાની સર્વધારક શક્તિઓની સાથે પ્રાપ્ત થાય છે. ' જે પોતાનું ધન દેવ કાર્યમાં વાપરે છે તેજ વિશેષ ધન પ્રાપ્ત કરી શકે છે અને તેજ મોટા વિજય પ્રાપ્ત કરી શકે છે

અહીં દેવ કાર્ય કોને કહેવું એનો વિચાર કરવો જોઈએ " સાધુ જનોનું પરિત્રાણ કરવું, દુષ્ટ કર્મ કરનારાઓનો નાશ કરવો અને ધર્મ મર્યાદાની સ્થાપના કરવી " આ ત્રિવિધ કાર્ય દેવ કાર્ય કહેવાય છે અર્થાત્ આની વિરુદ્ધના જે કાર્યો હશે તે રાક્ષસી અથવા આસુરી કાર્ય સમજવા જોઈએ આ દેવ કાર્ય જે કરે છે અને આ દેવ કાર્યમાં પોતાની શક્તિ અને ધન જે ખર્ચે છે તે દેવ કામ મનુષ્ય સમજવો જોઈએ આથી વિરુદ્ધ કાર્ય કરનારો મનુષ્ય આસુરી કામનાવાળો કહેવાય છે અને તે અવનતિને પ્રાપ્ત કરે છે

ગોરક્ષા

સાતમા મંત્રમાં ગોરક્ષાનું મહત્વ વર્ણવ્યું છે જો દુર્ગતિથી બચવાનો કોઈ સાચો માર્ગ હોય તો તે એક માત્ર ગોરક્ષાનો જ છે જુઓ—

**दुरेवा अमतिं गोभिः तरेम । ( મં ૭ )**

" ખરાબ અવસ્થાની જે બુદ્ધિ હીન સ્થિતિ છે તે અમે ગાયોના રક્ષણથી દૂર કરીશું " અર્થાત્ ગાયોની સહાયથી અમે અમારી દુરવસ્થા હટાવી દઈશું દેશમાં ઉત્તમ પ્રકારે ગોરક્ષા થાય અને વિપુલ પ્રમાણમાં દરેકને દૂધ મળે તો દેશની દુરાવસ્થા નિઃસંદેહ દૂર થઈ જશે, મનુષ્યને સુધારવાનો આ એક માત્ર ઉપાય છે—

**"विश्वे यवेन क्षुधं [ तरेम ] । ( મં ૭ )**

" અમે બધા જવથી અમારી ભૂખ દૂર કરીશું " અર્થાત જવ ઇત્યાદિ ધાન્યનું ભક્ષણ કરીને જ અમે અમારી ભૂખનું શમન કરીશું અહીં માંસ વગેરે પદાર્થોનો ભૂખની નિવૃત્તિ માટે ક્યાંય ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. આ વાત વિશેષ ધ્યાનમાં રાખવા જેવી છે ગાયનું દૂધ પીવું અને જવ, ઘઉં, ચોખા વગેરે ધાન્યનું સેવન કરવું આ બે રીતો છે જેથી મનુષ્યનું જીવન ઉન્નત બને છે અને અત્યંત સુખી થઈ શકાય છે હવે અન્તિમ મંત્રનો ઉપદેશ જોઈએ—

**अक्षाः फलवतीं द्युव दत्त । ( મં. ૯ )**

" હે જ્ઞાન, વિજ્ઞાન, ફળ આપે એવો વિજય અમને આપો " અહીં અક્ષ શબ્દ છે આ શબ્દનો કોષોમાં અર્થ નીચે પ્રમાણે છે – " ગાડીની વચલી ધરી, આધાર સ્તંભ રથ, ગાડી, ચક્ર ત્રાજવાની વચલી દાંડી, તોલવાના વજનો, ( कर्ष ) ભિલામાં, રુદ્રાક્ષનું વૃક્ષ, રુદ્રાક્ષ, ઇન્દ્રાક્ષ, સર્પ ગરુડ, આત્મા, જ્ઞાન, સત્યજ્ઞાન, વિજ્ઞાન, તારકજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, કાયદો ( Law ) કાયદાની કારવાઈ, વિધિનિયમ, ' અમારા મત પ્રમાણે અહીંઆ " અક્ષ " શબ્દ છેલ્લા આઠ અને નવમા અર્થને વ્યક્ત કરે છે અને એટલા માટેજ તેનો અર્થ જ્ઞાન વિજ્ઞાન એવો કરેલો છે

દ્યુ અથવા દીવાની ઉત્પત્તિ એકજ દિવ્ ધાતુથી થવાને કારણે " अति दीवा ' શબ્દનો જે અર્થ દર્શાવ્યો છે તેજ " द्युव " નો અર્થ અહીં છે " विजिगीषा " એ અર્થ અહીં લેવો વધારે યોગ્ય છે " જ્ઞાન વિજ્ઞાનથી અમને ફળ યુક્ત વિજય પ્રાપ્ત થાઓ " એ આ મંત્રભાગનો આશય છે જ્ઞાન વિજ્ઞાનથીજ સફળ વિજય પ્રાપ્ત થઈ શકે છે

જેમ ( क्षीरिणा गौ इव ) હમેશા ગાય દૂધ આપે છે તેમ વિજય એવો હોવો જોઈએ કે વિજય પ્રાપ્ત કરવાથી તેના મધુર ફળ ભવિષ્યમાં મળતાં રહે અને તેથી અમારૂં અધઃપતન પણ કદી ન થાય એ આશય અહીં છે

**कृतस्य धारया मा संनहास् । ( મં ૮ )**

મારાં કરેલાં પુરુષાર્થયુક્ત કાર્યોની ધારા પ્રવાહ દ્વારા હું સરળતાથી ઉત્કર્ષને પ્રાપ્ત કરૂં વચ્ચે કોઈ પણ પ્રકારની અટકાયત રહે નહિ જેઓ જ્ઞાન વિજ્ઞાનયુક્ત બનીને આ પ્રમાણે પરમ પુરુષાર્થ કરશે તેઓજ નિઃસંદેહ યશના ભાગિદાર બનશે

પુરુષાર્થથી વિજય પ્રાપ્ત કરાવનાર આ સૂક્તોનો આ પ્રકારે વિચાર કરવો જોઈએ અને બોધ પ્રાપ્ત કરવો જોઈએ

# વર્ચઃ પ્રાપ્તિ સૂક્ત

## કાંડ ૩, સૂક્ત ૨૨

( ऋषि – वसिष्ठः। देवता– वर्चः, बृहस्पतिः, विश्वेदेवाः )

हस्तिवर्चसं प्रथतां बृहद्यशो अदित्या यत्तन्वः संबभूव ।
तत्सर्वे समदुर्मह्यमेतद्विश्वे देवा अदितिः सजोषाः ॥ १ ॥
मित्रश्च वरुणश्चेन्द्रो रुद्रश्च चेततु । देवासो विश्वधायसस्ते माञ्जन्तु वर्चसा ॥ २ ॥
येन हस्ती वर्चसा संबभूव येन राजा मनुष्येष्वप्स्वन्तः
येन देवा देवतामग्र आयन्तेन मामद्य वर्चसाग्ने वर्चस्विनं कृणु ॥ ३ ॥
यत्ते वर्चो जातवेदो बृहद्भवत्याहुतेः ।
यावत्सूर्यस्य वर्च आसुरस्य च हस्तिनः ।
तावन्मे अश्विना वर्च आ धत्तां पुष्करस्रजा ॥ ४ ॥

અર્થ— ( यत् अदित्याः तन्वः ) જે આદિતિના શરીરથી ( सवभूव ) ઉત્પન્ન થયો છે તે ( हास्तिवर्चसं बृहत् यशः ) હાથીના બળના જેવો મહાન યશ ( प्रथतां ) પ્રસરે. ( तत् एतत् ) તે આ યશ ( सर्वे सजोषा विश्वे देवाः अदितिः ) સર્વ એક ચિત્ત બનેલા દેવો અને અદિતિ ( मह्यं स अदुः ) મને આપે છે. ( ૧ )

( मित्रः च वरुणः च इन्द्रः च रुद्रः च ) મિત્ર, વરુણ, ઇન્દ્ર અને રુદ્ર ( चेततु ) ઉત્સાહ આપે ( ते विश्वधायसः देवाः ) તે વિશ્વના ધારક દેવ ( वर्चसा मा अञ्जन्तु ) તેજથી મને યુક્ત કરે. ( ૨ )

( येन वर्चसा हस्ती संबभूव ) જે તેજથી હાથી ઉત્પન્ન થએલ છે. અને ( येन मनुष्येषु अप्सु च अन्तः राजा संबभूव ) જેના તેજથી મનુષ્યોમા અને પાણીમા રાજા થએલ છે, અને ( येन देवाः अग्रे देवतां आयन् ) જે તેજથી દેવોએ પહેલાં દેવત્વ પ્રાપ્ત કર્યું, ( तेन वर्चसा ) તે તેજથી, હે અગ્નિ ! ( मां अद्य वर्चस्विनं कृणु ) મને આજે તેજસ્વી બનાવ. ( ૩ )

હે ( जातवेदः ) જાતવેદ ! ( ते यत् वर्चः आहुतेः बृहत् भवति ) આહુતિયોથી તારૂ તેજ જે વધે છે ( यावत् सूर्यस्य, आसुरस्य, हास्तिनः च वर्चः ) અને સૂર્યનુ તેમજ આસુરી હાથીનું ( મેઘનુ ) જે બળ અને તેજ હોય છે, હે ( पुष्करस्रजौ अश्विनौ ) પુષ્પમાળા ધારણ કરનાર અશ્વિનૌ દેવો ! ( तावत् वर्चः मे आधत्तां ) તેટલું તેજ મારે માટે ધારણ કરો. ( ૪ )

ભાવાર્થ— પ્રકૃતિની અદર જે મુખ્ય બળ છે, જે બળ હાથી ઇત્યાદિ પશુઓમા ઉતરી આવે છે તે બળ મારામા આવે. સર્વ દેવતાઓ એક મત થઇને મને બળ આપે ( ૧ )

મિત્ર, વરુણ, ઇન્દ્ર અને રુદ્ર આ વિશ્વના ધારક દેવ મને ઉત્સાહ આપે, જ્ઞાન આપે અને મને તેજથી યુક્ત કરે ( ૨ )

જે બળથી હાથી સર્વ પશુઓમા બળવાન થયો છે, જે બળથી મનુષ્યોમા રાજા બળવાન બને છે અને ભૂમિ તથા જળ પર પણ પોતાનું શાસન ચલાવે છે, જે બળથી પહેલા દેવોએ દેવત્વ પ્રાપ્ત કર્યું હતુ, તે હે તેજના દેવ ! તે બળ મને આજે પ્રાપ્ત થાઓ. ( ૩ )

ઉત્પન્ન થએલાને જાણનારા હે દેવ ! અગ્નિમા આહુતિઓ આપવાથી જે તેજ વધે છે, જે તેજ સૂર્યમા છે, જે અસુરોમા તથા હાથીઓમા અને મેઘોમા છે, હે અશ્વિનૌ દેવો ! તે તેજ મને આપો. ( ૪ )

यावच्चतस्रः प्रदिशश्चक्षुर्यावत्समश्नुते ।
तावत्समैत्विन्द्रियं मयि तद्धस्तिवर्चसम् ॥ ५ ॥
हस्ती मृगाणां सुषदामतिष्ठावान्बभूव हि ।
तस्य भगेन वर्चसाभि षिञ्चामि मामहम् ॥ ६ ॥

---

અર્થ—( यावत् चतस्रः प्रदिशः ) જેટલી દૂર ચારે દિશાઓ છે ( यावत् चक्षुः समश्नुते ) જેટલે દૂર સુધી દષ્ટિ ફેલાય છે, ( तावत् मयि तत् हस्तिवर्चसं इन्द्रियं ) તેટલુ મારામા તે હાથિયોના જે ઇન્દ્રિયોનુ બળ ( सं एतु ) એકઠું થઇને મળે ( ૫ )

( हि सुषदां मृगाणां ) જેવી રીતે સારી રીતે બેસનારા પશુઓમા ( हस्ती अतिष्ठावान् बभूव ) હાથી પણો જ પ્રતિષ્ઠાવાન્ થએલો છે, ( तस्य भगेन वर्चसा ) તેના ઐશ્વર્ય અને તેજની સાથે ( अहं मां अभि षिञ्चामि ) હુ મને પોતાને અભિષેક કરૂં છું. ( ૬ )

---

ભાવાર્થ—ચાર દિશાઓ જેટલી દૂર સુધી ફેલાએલી છે, જેટલે સુધી દૂર મારી નજર જાય છે, તેટલે દૂર સુધી મારા સામર્થ્યનો પ્રભાવ ફેલાય ( ૫ )

જેવી રીતે હાથી પશુઓમા પ્રતિષ્ઠિત બળવાન છે, તેવું બળ અને ઐશ્વર્ય હું પ્રાપ્ત કરૂ છુ ( ૬ )

# વર્ચઃ પ્રાપ્તિ સૂક્ત

### શાકાહારથી બળ વૃદ્ધિ

શરીરનું બળ તેજ, આરોગ્ય, વીર્ય વગેરે વધારવાના સબંધનો ઉપદેશ આપનાર આ સૂક્ત છે પ્રાણીઓમાં હાથી નું શરીર ( हस्ति वर्चस मं १ ) ઘણું મોટું અને બળ વાન હોય છે હાથી શાકાહારી પ્રાણી છે તેનો આદર્શ વેદે અહીં લીધો છે સિંહ અને વાઘનો આદર્શ લીધો નથી આથી સૂચિત થાય છે કે મનુષ્ય શાક ભોજી હોવા છતાં પોતાનુ બળ વધારે અને બળવાન બને શાકાહાર કરવાની વેદની આજ્ઞા આ સૂક્ત દ્વારા અપ્રત્યક્ષતાથી વ્યક્ત થઇ રહી છે એ વાત પાઠક અહીં સ્મરણમાં રાખે

### બળ પ્રાપ્તિની રીત

' અદિતિ ' પ્રકૃતિનું નામ છે તે મૂળ પ્રકૃતિમાં ઘણુંજ બળ હોય છે, આ બળને લીધેજ પ્રકૃતિને " ' અદિતિ " અર્થાત્ " અ-દીન " કહે છે આ પ્રકૃતિના જ સૂર્ય ચંદ્ર વગેરે દેવો પુત્રો છે એટલા માટે જ આ પ્રકૃતિને દેવોની માતા સૂર્યાદિ દેવોની માતા કહેવામાં આવે છે મૂળ પ્રકૃતિનું જ બળ વિવિધ દેવોમાં વિવિધ રીતે પ્રગટ થએલ છે. સૂર્યમાં તેજ, વાયુમાં જીવન, જળમાં શીતળતા, વગેરે ગુણો, આ દેવોની માતા અદિતિ તરફથી જ તેમને મળેલા છે તેથી પ્રથમ મંત્રમાં કહ્યું છે કે, " આ સર્વ દેવો દ્વારા મને પ્રકૃતિનુ એ અમર્યાદ બળ પ્રાપ્ત થાઓ ( મં. ૧ ) " ખરેખર મનુષ્યને જે બળ પ્રાપ્ત થાય છે તે પૃથ્વી, તેજ, આપ, વાયુ ઇત્યાદિ દેવોની સહાયથી જ પ્રાપ્ત થાય છે, બીજી કોઇ રીતે પ્રાપ્ત થતું નથી. આ બળ પ્રાપ્ત કરવાની પણ રીત હોય છે આ દેવોની સાથે સબંધ વધારવાથી આપણા શરીરનું બળ પણ વધવા માંડે છે પાણીમાં તરવું, વાયુમાં ભ્રમણ કરવું, અથવા રમત રમીને, તડકામાં શરીરને તપાવવાથી અર્થાત્ શરીરની ચામડીની સાથે આ દેવો સાથેનો સબંધ વધારવાથી બળ વધે છે આથી સિદ્ધ થાય છે કે તદ્દન નાના મકાનમાં ગોંધાઇ રહેવાથી બળ ઘટે છે

બીજો મંત્ર કહે છે કે, "(मित्र) સૂર્ય (वरुण) જળ દેવ, (इन्द्र) વિદ્યુત (रुद्रा:) અગ્નિ અથવા વાયુ એ વિશ્વધારક દેવો મારી શક્તિ વધારે," (મ. ૨) જો તેમના રસપૂર્ણ અમૃત પ્રવાહ રૂપી જીવનથી આપણો સંબંધ છૂટી જાય તો દેવો અમારી શક્તિ શી રીતે વધારી શકશે? આથી બળ વધારનારાઓ માટે એ ઉચિત છે કે તેઓ પોતાના શરીરની ચામડીનો સંબંધ આ દેવોના અમૃત પ્રવાહોની સાથે યોગ્ય પ્રમાણમાં થવા દે, આમ કરવાથી તેમનો અમૃત રસ શરીરમાં પ્રવેશ પામશે અને બળ વધશે. બીજા મંત્રોનો આશય સ્પષ્ટ છે. નમળા અથવા બળવાન થવાનું મુખ્ય કારણ અહીં આ સૂક્તે સ્પષ્ટ કરી દીધેલ છે. જે પાઠક આ સૂક્તના ઉપદેશ અનુસાર પોતાનું આચરણ રાખશે તેઓ નિઃસંદેહ બળ, વીર્ય, દીર્ઘાયુ આરોગ્ય પ્રાપ્ત કરશે.

---

# જ્ઞાન અને શૌર્યની તેજસ્વિતા

## કાંડ ૩, સૂક્ત ૧૯

(ऋषिः- वसिष्ठः । देवता- विश्वेदेवा, चन्द्रमा, इन्द्र:,)

संशि॑तं म इ॒दं ब्रह्म॒ संशि॑तं वी॒र्यं१॒॑ बल॑म् ।
संशि॑तं क्ष॒त्रम॒जर॑मस्तु जि॒ष्णुर्येषा॒मस्मि॑ पु॒रोहि॑तः ॥ १ ॥
समहमेषां राष्ट्रं स्या॑मि॒ समोजो॑ वी॒र्यं१॒॑ बल॑म् ।
वृ॒श्चामि॒ शत्रू॑णां बा॒हून॒नेन॑ ह॒विषा॒हम् ॥ २ ॥
नी॒चैः प॑द्यन्ता॒मध॑रे भवन्तु॒ ये नः॑ सू॒रिं म॒घवा॑नं पृत॒न्यान् ।
क्षि॒णामि॒ ब्रह्म॑णा॒मित्रा॒नुन्न॑यामि॒ स्वान॒हम् ॥ ३ ॥

અર્થ— (मे इदं ब्रह्म संशितं) મારૂ આ જ્ઞાન તેજસ્વી બન્યું છે અને મારૂ આ (वीर्यं बलं संशितं) વીર્ય અને બળ તેજસ્વી બન્યુ છે (संशित क्षत्र अजरं अस्तु) તેનું તેજસ્વી બનેલું ક્ષાત્રબળ કદી ક્ષીણ ન થાય, (येषा जिष्णु: पुरोहित अस्मि) જેનો હું વિજયી પુરોહિત છુ (૧)

(अहं एषां राष्ट्रं संस्यामि) હું એમના રાષ્ટ્રને તેજસ્વી બનાવું છુ. એમનું (ओजः वीर्यं बलं संस्यामि) બળ, વીર્ય અને સૈન્ય તેજસ્વી બનાવું છુ. અને (अनेन हविषा) આ હવનથી (शत्रूणा बाहून् वृश्चामि) શત્રુઓના બાહુઓને હું કાપુ છુ. (૨)

તે શત્રુઓ (नीचैः पद्यन्ताम्) નીચે પછડાય, (अधरे भवन्तु) તેઓ અવનત થાય, (ये न मघवानं सूरिं पृतन्यान्) જે અમારા ધનવાન્ અને વિદ્વાન્ પર સેનાથી ચડાઇ કરે (अहं ब्रह्मणा अमित्रान् क्षिणामि) હુ મારા જ્ઞાનથી શત્રુઓને ક્ષીણ બનાવું છુ અને (स्वान् उन्नयामि) પોતાના લોકોને ઉપર ઉઠાવું છુ (૩)

---

ભાવાર્થ— હું જે રાષ્ટ્રનો પુરોહિત છુ તે રાષ્ટ્રનુ જ્ઞાન મેં તેજસ્વી બનાવ્યુ છે અને શૌર્ય, વીર્ય પણ અધિક તીક્ષ્ણ બનાવ્યુ છે જેથી રાષ્ટ્રનુ ક્ષાત્રતેજ કદી પણ ક્ષીણ થાય નહિ (૧)

હું આ રાષ્ટ્રનુ તેજ વધારૂ છું અને તેનુ શારીરિક બળ, પરાક્રમ અને ઉત્સાહ પણ વધારૂ છુ તેનાથી હું શત્રુઓના બાહુઓને કાપુ છુ (૨)

જે શત્રુઓ અમારા ધનિકો તથા અમારા જ્ઞાનીઓ પર સૈન્યની સાથે હુમલો કરે છે તેઓ અધોગતિને પ્રાપ્ત થશે કારણ કે હું મારા જ્ઞાનથી શત્રુઓનો નાશ કરૂ છુ અને તેથી અમારા લોકોને ઉન્નત બનાવુ છુ (૩)

ꕥ

तीक्ष्णीयांसः परशोरग्नेस्तीक्ष्णतरा उत ।
इन्द्रस्य वज्रात्तीक्ष्णीयांसो येषामस्मि पुरोहितः ॥ ४ ॥
एषामहमायुधा सं स्याम्येषां राष्ट्रं सुवीरं वर्धयामि ।
एषां क्षत्रमजरमस्तु जिष्ण्वे३षां चित्तं विश्वेऽवन्तु देवाः ॥ ५ ॥
उद्धर्षन्तां मघवन्वाजिनान्युद्वीराणां जयतामेतु घोषः ।
पृथग्घोषा उलुलयः केतुमन्त उदीरताम् ।
देवा इन्द्रज्येष्ठा मरुतो यन्तु सेनया ॥ ६ ॥
प्रेता जयता नर उग्रा वः सन्तु बाहवः ।
तीक्ष्णेषवोऽबलधन्वनो हतोग्रायुधा अबलानुग्रबाहवः ॥ ७ ॥

---

અર્થ — ( परशो: तीक्ष्णीयांसः ) કુહાડીથી અધિક તીક્ષ્ણ, ( उत अग्ने: तीक्ष्णतराः ) અને અગ્નિથી પણ અધિક તીક્ષ્ણ, ( इन्द्रस्य वज्रात् तीक्ष्णीयांसः ) ઇન્દ્રના વજ્રથી પણ અધિક તીક્ષ્ણ તેમનાં અસ્ત્રો થાઓ. ( येषां पुरोहितः अस्मि ) જેમનો હું પુરોહિત છું ( ૪ )

( अहं एषां आयुधा संश्यामि ) હું એમના આયુધોને ઉત્તમ રીતે તીક્ષ્ણ બનાવું છું ( एषां राष्ट्रं सुवीरं वर्धयामि ) એમનું રાષ્ટ્ર ઉત્તમ વીરતાથી યુક્ત બનાવીને તેને વધારું છું. ( विश्वेदेवाः एषां चित्तं अवन्तु ) સર્વ દેવ એમના ચિત્તને ઉત્સાહયુક્ત બનાવે. ( ૫ )

હે ( मघवन् ) ધનવાન્ ! એમનું ( वाजिनानि उद्धर्षन्तां ) બળ ઉત્તેજિત થાઓ. ( जयतां वीराणां घोषः उत् एतु ) વિજય મેળવનારા વીરોના જયઘોષ ઉપર ઉંચે ચઢે ( केतुमन्तः उलुलयः घोषा: ) જયધ્વજ લઇને ચઢાઈ કરનારા વીરોનો સંઘ શબ્દનો ઘોષ ( पृथक् उत् ईरताम् ) જુદો જુદો ઉંચે ચઢે. ( इन्द्रज्येष्ठा मरुतः देवाः ) ઇન્દ્રના પ્રમુખપદ નીચે મરુત્ દેવ ( सेनया यन्तु ) પોતાની સેના સાથે ચાલે. ( ૬ )

હે ( नरः ) લોકો ! ( प्र इत ) આગળ ચાલો ( जयत ) જીતો, ( वः बाहवः उग्राः सन्तु ) તમારા બાહુ શૌર્યથી યુક્ત થાઓ હે ( तीक्ष्णेषवः ) તીક્ષ્ણ બાણવાળા વીરો ! હે ( उग्रायुधाः उग्रबाहवः ) ઉગ્ર આયુધવાળા અને બળયુક્ત ભૂજાઓવાળા ( अ-बलधन्वनः अबलान् हत ) નિર્બળ ધનુષ્યવાળા નિર્બળ શત્રુઓને મારો. ( ૭ )

---

ભાવાર્થ — જે રાષ્ટ્રનો હું પુરોહિત છું તે રાષ્ટ્રના શસ્ત્રાસ્ત્ર પરશુથી પણ અધિક તીક્ષ્ણ અગ્નિથી પણ અધિક દાહક અને ઇન્દ્રના વજ્રથી પણ અધિક સહારક મેં બનાવ્યા છે. ( ૪ )

હું એમના શસ્ત્રાસ્ત્રોને અધિક તીક્ષ્ણ બનાવુ છુ તેના રાષ્ટ્રમા ઉત્તમ વીર ઉત્પન્ન કરીને આગળ વધારું છુ. એમના શૌર્યને કદી ક્ષીણ ન થનારૂ અને સદા વિજયી બનાવુ છુ સર્વ દેવતાઓ એમના ચિત્તને અધિક ઉત્સાહયુક્ત કરે ( ૫ )

હે પ્રભો ! એમનુ બળ ઉત્સાહથી પૂર્ણ થાઓ, એમના વિજયી વીરોના જયજયકારના પોકારથી આખુ આકાશ ભરાઇ જાય. ધ્વજ ઉંચકીને વિજય મેળવનારા તેમના વીરોના શબ્દો અલગ અલગ સંભળાય. જે પ્રમાણે ઇન્દ્રના પ્રમુખ પદ નીચે મરુતોની સેના વિજય પ્રાપ્ત કરે છે, તેજ પ્રમાણે એમની સેના પણ વિજય મેળવે ( ૬ )

હે વીરો ! આગળ વધો અને વિજય પ્રાપ્ત કરો તમારા બાહુ પ્રતાપયુક્ત બનાવો તીક્ષ્ણ બાણો, પ્રતાપી શસ્ત્રોવાળા અને સમર્થ બાહુઓને ધારણ કરીને તમારા શત્રુઓને નિર્બળ બનાવીને તેમને કાપી નાખો ( ૭ )

अवसृष्टा परा पत शरव्ये ब्रह्मसंशिते ।
जयामित्रान्प्र पद्यस्व जह्येषां वरंवरं मामीषां मोचि कश्चन ॥ ८ ॥

અર્થ—હે (ब्रह्म संशिते शरव्ये) જ્ઞાનદ્વારા તેજસ્વી બનાવેલ શસ્ત્ર! (अवसृष्टा परापत) તને મુક્ત કરેલ છે તું દૂર સુધી જા, અને (अमित्रान् जय) શત્રુઓને જીતી લે (प्र पद्यस्व) આગળ વધ (एषां वरंवरं जहि) આ શત્રુઓના પ્રમુખ વીરોને મારી નાખ. (अमीषां कश्चन मा मोचि) એઓમાંથી કોઇ પણ ન બચી જાય. (૮)

ભાવાર્થ—જ્ઞાનથી તેજસ્વી બનેલા શસ્ત્રો જ્યારે વીરોની મેરનાથી છોડવામાં આવે છે ત્યારે તે દૂર સુધી જઇને શત્રુઓ પર પડે છે અને શત્રુઓનો નાશ કરે છે. હે વીરો! શત્રુઓ પર ચઢાઇ કરો અને શત્રુઓના મુખ્ય મુખ્ય વીરોને ચૂંટીને મારી નાખો. તેમની એવી કતલ કરો કે તેઓમાંથી કોઇ પણ બચી જાય નહિ (૮)

# જ્ઞાન અને શૌર્યની તેજસ્વિતા

## રાષ્ટ્રીય ઉન્નતિમાં પુરોહિતનું કર્તવ્ય

રાષ્ટ્રમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ આ પાંચ વર્ણ હોય છે. તેમાં બ્રાહ્મણોનું કર્તવ્ય પુરોહિતનું કાર્ય કરવાનું છે. પૂર્ણહિત કરનારને પુરોહિત નામ આપવામાં આવે છે. યજમાનનું પુરેપુરૂ હિત કરવાનું કાર્ય કરનારો પુરોહિત હોવો જોઇએ. જ્યારે સમગ્ર રાષ્ટ્રનો વિચાર કરવાનો હોય છે ત્યારે સમગ્ર રાષ્ટ્ર યજમાનને સ્થાને છે અને સર્વ બ્રાહ્મણ જાતિ પુરોહિતના સ્થાનપર ગણાય છે. આથી સંપૂર્ણ રાષ્ટ્રનું પૂર્ણહિત કરવાનો ભાર સમગ્ર પુરોહિત વર્ગ પર આવી જાય છે. જ્ઞાનની જ્યોતિ સર્વ રાષ્ટ્રમાં પ્રજ્વલિત કરીને તે જ્ઞાન દ્વારા રાષ્ટ્રનો અભ્યુદય અને નિઃશ્રેયસ સિદ્ધ કરવાનું પુરોહિતનું કર્તવ્ય છે. આ કર્તવ્ય આ સૂક્તમાં ૨૫૯ શબ્દોમાં વર્ણન કરેલ છે. રાષ્ટ્રના બ્રાહ્મણો આ સૂક્તનું મનન કરે અને પોતાનું કર્તવ્ય જાણીને તેને બરાબર બજાવે.

આ સૂક્તના ઋષિ વસિષ્ઠ છે, અને વસિષ્ઠ નામ બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણનું સુપ્રસિદ્ધ છે. આ દૃષ્ટિથી પણ આ સૂક્તનું મનન બ્રાહ્મણોએ કરવું જોઇએ. હવે સૂક્તનો આશય જોઇએ—

## બ્રાહ્મતેજની જ્યોતિ

રાષ્ટ્રમાં બ્રાહ્મતેજની જ્યોતિ વધારવી અને તે જ્યોતિ દ્વારા રાષ્ટ્રની ઉન્નતિ કરવાનું કાર્ય સર્વથી મહત્વનું અને અત્યંત આવશ્યક છે. આ વિષયમાં આ સૂક્તનું કથન આ પ્રમાણે છે—

मे इदं ब्रह्म संशितम् । (મં. ૧)
ब्रह्मणा अमित्रान् क्षिणामि । (મં. ૩)
उन्नयामि स्वान् अहम् । (મં. ૩)
अवसृष्टा परापत शरव्ये ब्रह्मसंशिते । (મં. ૮)
जय अमित्रान् । (મં. ૮)

"મારા પ્રયત્નથી આ રાષ્ટ્રનું જ્ઞાનતેજ ચમકે છે. જ્ઞાનના પ્રતાપથી શત્રુઓનો નાશ કરૂં છું, અને તે જ્ઞાનથી હું મારા રાષ્ટ્રના લોકોની ઉન્નતિ કરૂં છું. જ્ઞાન દ્વારા ઉત્તેજીત થએલું શસ્ત્ર દૂર સુધી પરિણામકારક બને છે. તેનાથી શત્રુઓને જીતી લો."

આ મંત્ર ભાગ રાષ્ટ્રમાં બ્રહ્મ તેજના કાર્યનું સ્વરૂપ દર્શાવે છે. જ્ઞાન રાષ્ટ્રીય ઉન્નતિમાં ઘણો મોટો ભાગ ભજવે છે. જગતમાં ઘણાં રાષ્ટ્રો છે પરંતુ તેઓમાં તેજ રાષ્ટ્ર અગ્રભાગમાં હોય છે જે જ્ઞાનથી વિશેષ સમ્પન્ન છે. જો જ્ઞાન ન હોય તો અભ્યુદય અશક્ય છે. જો ઉન્નતિનું વિરોધક કોઇ તત્ત્વ હોય તો તે એક માત્ર અજ્ઞાન જ છે. અજ્ઞાનથી બંધન થાય. જ્યારે જ્ઞાનથી બંધનથી મુક્તિ મળે છે. બંધનનો નાશ થાય છે. તેથી રાષ્ટ્રમાં જે બ્રાહ્મણો હોય તેમનું એ કર્તવ્ય છે કે તેઓ પોતે તો જ્ઞાન સમ્પન્ન બને જ પરંતુ પોતાના

રાષ્ટ્રના સર્વ લોકોને પણ જ્ઞાન સંપન્ન બનાવે. ક્ષત્રિઓ, વૈશ્યો અને શુદ્રોને પણ જ્ઞાન હોવું આવશ્યક છે. તેમના વ્યવસાયોને ઉત્તમ રીતે નિભાવવા માટે જ્ઞાનની પરમ આવશ્યકતા છે.

જ્ઞાનથી શત્રુ કોણ છે અને પોતાના હિતકારી મિત્ર કોણ છે તેનો નિશ્ચય થાય છે. પોતાના જ્ઞાનથી રાષ્ટ્રના શત્રુઓને જાણવા અને તેમને દૂર કરવા માટે જ્ઞાનથીજ ઉપાય યોજના કરવી જોઇએ આ ઉપાય યોજના કરવાનું કાર્ય બ્રાહ્મણોનું પરમ કર્તવ્ય છે શત્રુઓપર ક્યારે હુમલો કરવો, શત્રુઓનાં શસ્ત્રાસ્ત્રો કેવા પ્રકારના છે, તેમનાથી આપણાં શસ્ત્રાસ્ત્રો અધિક પ્રભાવશાળી શી રીતે બનાવવાં, શત્રુનાં શસ્ત્રાસ્ત્રો કેટલો દૂર સુધી પોતાનો પ્રભાવ પાડે તેનાથી આપણાં અસ્ત્રો વધારે દૂર સુધી કેવી રીતે પ્રભાવ પાડે વગેરે વાતો જ્ઞાનથી જ સિદ્ધ થઇ શકે છે આપણા રાષ્ટ્રમાં આ બાબતની સિદ્ધતા કરવાનું બ્રાહ્મણોનું કર્તવ્ય છે. અર્થાત્ બ્રાહ્મણ પોતાના જ્ઞાનથી તેનો વિચાર કરે અને પોતાના રાષ્ટ્રમાં એવી પ્રેરણા કરે જેથી રાષ્ટ્રની અંદર ઉક્ત પરિવર્તન થઇ જાય, આ બાબ નિમ્નલિખિત મંત્રમાં કહેલો છે.

**अवसृष्टा परापत शरव्ये ब्रह्मसंशिते । ( મં. ૮ )**

" જ્ઞાનથી તીક્ષ્ણ બનેલાં શસ્ત્રાસ્ત્રો શત્રુઓ પર પડે." તેમાં જ્ઞાનથી ઉત્તેજીત પ્રેરિત અને તીક્ષ્ણ બનેલાં શસ્ત્રો અધિક પ્રભાવશાળી હોવાનું વર્ણન છે અન્ય દેશોનાં શસ્ત્રાસ્ત્રો જોઇને, તેમનો વેગ જાણીને, તેમના પરિણામનો અનુભવ કરીને જ્યારે તેમનાથી વધારે વેગ વાળાં અને અધિક પ્રભાવ શાળી શસ્ત્રાસ્ત્ર પોતાના દેશના વીરોને આપવામાં આવે તો અન્ય પરિસ્થિતિ સમાન હોવા છતાં પોતાનો જય નિશ્ચયથી થશે જ તેમાં કોઇ પણ જાતનો સંદેહ નથી જ.

## પુરોહિતની પ્રતિજ્ઞા

" જે રાષ્ટ્રનો હું પુરોહિત છું તે રાષ્ટ્રનું જ્ઞાન, વીર્ય, બળ પરાક્રમ શૌર્ય, ધૈર્ય, વિજયી ઉત્સાહ કદી ક્ષીણ ન થાય." ( મં. ૧ )

" જે રાષ્ટ્રનો હું પુરોહિત છું તે રાષ્ટ્રનું પરાક્રમ, ઉત્સાહ, વીર્ય અને બળ હું વધારૂં છું અને શત્રુઓનું બળ ઘટાડું છું. " ( મં. ૨ )

" જે શત્રુઓ અમારા પૈસાદાર વૈશ્ય અને જ્ઞાની બ્રાહ્મણો પર અર્થાત્ અમારા દેશના યુદ્ધ ન કરનારા લોકોપર, સૈન્યની સાથે હુમલો કરશે તેમનો હું માગ જ્ઞાનથી નાશ કરીશ, અને મારા રાષ્ટ્રના લોકોને માગ જ્ઞાનના બળથી ઉપર ઉઠાવું છું " ( મં. ૩ )

" જેનો હું પુરોહિત છું તેનાં શસ્ત્રાસ્ત્રો હું અધિક તેજ બનાવું છું. " ( મં. ૪ )

" તેમનાં શસ્ત્રાસ્ત્રો હું અધિક ધારદાર તીક્ષ્ણ બનાવું છું. ઉત્તમ વીરોની સંખ્યા આ રાષ્ટ્રમાં વધારીને આ રાષ્ટ્રની ઉન્નતિ કરૂં છું અને તેનું શૌર્ય વધારૂં છું. ( મં. ૫ )

આ મંત્ર ભાગ પુરોહિતનાં રાષ્ટ્રીય કર્તવ્યોનું જ્ઞાન અસંદિગ્ધ શબ્દો દ્વારા આપે છે. પુરોહિતનાં આ કર્તવ્યો છે. પુરોહિત ક્ષત્રિયોને ક્ષાત્રવિદ્યા શીખવે, વૈશ્યોને વેપાર વણજ કરવાનું જ્ઞાન આપે અને શુદ્રાદિને કારિગીરી કળાનું શિક્ષણ આપે અને બ્રાહ્મણોને આ પ્રકારના વિશેષ જ્ઞાનથી પ્રેરિત કરે. આ પ્રમાણે ચારે વર્ણોને તેજસ્વી બનાવીને સંપૂર્ણ રાષ્ટ્રનો ઉદ્ધાર પોતાની જ્ઞાન શક્તિથી કરે. જે પુરોહિત આ કર્તવ્યો પાર પાડશે તેઓ જ વેદની દૃષ્ટિએ સાચ્ચા પુરોહિત છે. જે પંડિતો પુરોહિતનું કાર્ય કરી રહ્યા છે તેઓ આ સૂક્તનો વિચાર કરે અને પોતાના કર્તવ્યનું જ્ઞાન પ્રાપ્ત કરે.

## યુદ્ધની નીતિ

૭, સાત અને આઠમા મંત્રમાં યુદ્ધ નીતિનો ઉપદેશ આ પ્રમાણે કરેલ છે. " વીરના ફાફલા પોતપોતાના ધ્વજ ઉઠાવીને યુદ્ધગીત ગાનાગાતા અને આનંદ પૂર્વક વિજય સૂચક શબ્દોનો ઘોષ કરતા કરતા શત્રુ સેનાપર હુમલો કરે અને વિજય પ્રાપ્ત કરે. જે રીતે ઇન્દ્રના પ્રમુખપદ તળે મરૂતોના ગણ શત્રુઓપર હુમલો કરીને વિજય પ્રાપ્ત કરે છે, તેજ પ્રકારે પોતાના રાજાના તથા સેનાપતિના આધિપત્યમાં રહીને અમારા વીરો શત્રુઓપર હુમલો કરે અને વિજય પ્રાપ્ત કરે." ( મં. ૬ )

" વીરો ! આગળ વધો, તમારા બાહુ પ્રભાવશાળી થાઓ. તમારાં શસ્ત્રો શત્રુઓનાં શસ્ત્રો કરતાં વધારે તીક્ષ્ણ હો તમારી શક્તિ શત્રુની શક્તિ કરતાં અધિક પરાક્રમ પ્રકાશિત કરનારી થાઓ આ પ્રમાણે યુદ્ધ કરતાં કરતાં તમારા નિર્બળ શત્રુઓને મારી નાખો. " ( મં. ૭ )

" જ્ઞાનથી ઉત્તેજીત થએલાં તમારાં શસ્ત્રો શત્રુઓનો નાશ કરે, એવાં તીક્ષ્ણ શસ્ત્રોથી તું શત્રુઓનો વિનાશ કર."
( મં. ૮ )

આ ત્રણ મંત્રોમાં આટલો ઉપદેશ આપીને પછી આઠમા મંત્રના અન્તમાં અત્યંત મહત્વની યુદ્ધનીતિ કહી છે જે શબ્દો જોવા જેવા છે—

( ૧ ) जहीषां वरं वरं,

( ૨ ) मा ऽमीषां मोचि कश्चन ॥ ( મં. ૮ )

" આ શત્રુઓના મુખ્ય મુખ્ય પ્રમુખ વીરોને મારી નાખો અને તેઓમાંથી કોઇ બચે નહિ તેની કાળજી રાખો." આ બે ઉપદેશ યુદ્ધના વિષયમાં અત્યંત મહત્વના છે. શત્રુસેનાની ટુકડીઓના જે સંચાલક અને પ્રમુખ વીર હોય તેમનો વધ કરવો જોઇએ. પ્રમુખ સંચાલકોમાંથી કોઇ પણ ન બચે આવી તૈયારી હોય અને આવી પરિસ્થીતિ થાય તો શત્રુની સેના ઘણીજ સહેલાઇથી હારી જશે. આ યુદ્ધનીતિ ઘણીજ મનન કરવા ગોગ્ય છે.

પોતાની સેનામાં એવા વીર રાખવા જોઇએ કે જે શત્રુઓના વીરોને ચૂંટી ચૂંટીને મારી નાખવામાં તત્પર હોય. જ્યારે આ વીરોનો વધ થાય અને શત્રુસેનાના પ્રમુખ વીરોનો વધ થાય ત્યાર પછી અન્ય સેનાપર હુમલો કરવાથી તે શત્રુસૈન્યને પરાભવ થવામાં જરાપણ ઢીલ થશે નહિ.

જે પાઠકો રાષ્ટ્રહિતની દૃષ્ટિથી પોતાનું કર્તવ્ય વિચારે છે અને કરે છે તેઓ આ સૂકતનું મનન અધિક કરે અને રાષ્ટ્ર વિષયક પોતાનું કર્તવ્ય જાણી લે અને તેને આચરણમાં મૂકીને પોતાના રાષ્ટ્રનો અભ્યુદય કરે.

---

# તેજસ્વીપણું અને તે સાથે અભ્યુદય

## કાંડ ૩, સૂકત ૨૦

( ऋषिः-वसिष्ठः । देवता-अग्निः, मन्त्रोक्तदेवता )

अयं ते योनिर्ऋत्वियो यतो जातो अरोचथाः ।
तं जानन्नग्न आ रोहाधा नो वर्धया रयिम् ॥ १ ॥
अग्ने अच्छा वदेह नः प्रत्यङ् नः सुमना भव ।
प्र णो यच्छ विशां पते धनदा असि नस्त्वम् ॥ २ ॥

---

અર્થ— હે અગ્નિ ! ( अयं ते ऋत्वियः योनिः ) આ તારૂં ઋતુઓની સાથે સંબંધ રાખનારૂં ઉત્પતિસ્થાન છે. ( यतः जातः अरोचयाः ) જેનાથી પ્રગટ થઇને તું પ્રકાશિત થયો છે. ( तं जानन् आरोह ) તેને જાણીને તું ઉપર ચઢ, ( अघ नः रयिं वर्धय ) અને અમારે માટે ધનને વધાર. ( ૧ )

હે અગ્નિ ! ( इह नः अच्छ वद ) અહીં અમારી સાથે સારી રીતે વાત કર અને ( प्रत्यङ्‌ न सुमनाः भव ) અમારી સામે આવીને અમારે માટે ઉત્તમ લાગણીવાળો થા. હે ( विशांपते ) પ્રજાઓના સ્વામી ! ( नः प्रयच्छ ) અમને દાન આપ, કારણ કે ( त्वं नः घनदाः असि ) તું અમારો ધન દાતા છે. ( ૨ )

---

ભાવાર્થ — હે અગ્નિ ! ઋતુઓની સાથે સંબંધ રાખનારૂં આ તારૂં ઉત્પત્તિ સ્થાન છે, જ્યાથી તારો જન્મ થતાની સાથેજ તું પ્રકાશિત થયો છે પોતાના ઉત્પત્તિસ્થાનને જાણતાં જાણતાં તુ ઉન્નત બન અને અમારા ધનની વૃદ્ધિ કર ( ૧ )

હે અગ્નિ ! અહીં સ્પષ્ટ વાણીથી બોલ, અમારી સમક્ષ ઉપસ્થિત થઇને તું અમારી પ્રત્યે ઉત્તમ લાગણીવાળો થા, હે પ્રજાઓના પાલક ! તું અમને ધન આપનારો છે તેથી તુ અમને ધન આપ ( ૨ )

प णो यच्छत्वर्यमा प भगः प बृहस्पतिः ।
प देवीः प्रोत सूनृता रयिं देवी दधातु मे ॥ ३ ॥
सोमं राजानमवसेऽग्निं गीर्भिर्हवामहे ।
आदित्यं विष्णुं सूर्यं ब्रह्माणं च बृहस्पतिम् ॥ ४ ॥
त्वं नो अग्ने अग्निभिर्ब्रह्म यज्ञं च वर्धय ।
त्वं नो देव दातवे रयिं दानाय चोदय ॥ ५ ॥
इन्द्रवायू उभाविह सुहवेह हवामहे ।
यथा नः सर्व इज्जनः संगत्यां सुमना असद्दानकामश्च नो भुवत् ॥ ६ ॥
अर्यमणं बृहस्पतिमिन्द्रं दानाय चोदय ।
वातं विष्णुं सरस्वतीं सवितारं च वाजिनम् ॥ ७ ॥

અર્થ— ( अर्यमा नः प्रयच्छतु ) આર્યમા દેવ અમને આપે, ( भगः बृहस्पतिः प्र प्रयच्छतु ) ભગ અને બૃહસ્પતિ પણ અમને આપે ( देवीः प्र ) દેવીઓ અમને ધન આપે. ( उत सूनृता देवी मे रयिं प्रदधातु ) અને સરળ સ્વભાવવાળી દેવી મને ધન આપે. ( ૩ )

રાજાસોમ, અગ્નિ, આદિત્ય, વિષ્ણુ, સૂર્ય, બ્રહ્મા અને બૃહસ્પતિને ( अवसे गीर्भिः हवामहे ) અમારી રક્ષા માટે બોલાવીએ છીએ ( ૪ )

હે અગ્નિ ! ( त्वं अग्निभिः ) તું અગ્નિની સાથે ( नः ब्रह्म यज्ञं च वर्धय ) અમારૂં જ્ઞાન અને યજ્ઞ વધાર ! હે દેવ ! ( त्वं नः दातवे दानाय रयिं चोदय ) અમારા દાની પુરૂષો દાન આપે એ માટે તેમને ધન આપ. ( ૫ )

( उभौ इन्द्रवायू ) ઇન્દ્ર અને વાયુ બન્ને ( सु-हवौ ) ઉત્તમ બોલવાવા જેવા છે તેથી ( इह हवामहे ) તેમને અહીં બોલાવીએ છીએ ( यथा नः सर्वः इत् जनः ) જેથી અમારા બધા લોકો ( सगत्यां सुमनाः असत ) સંગતિમાં ઉત્તમ મન વાળા થાય. (च नः) અને અમારા લોકો ( दानकाम सुवन् ) દાન દેવાની ઇચ્છા કરનારા થાઓ. ( ૬ )

અર્યમા, બૃહસ્પતિ, ઇન્દ્ર, વાયુ, વિષ્ણુ. સરસ્વતી અને ( वाजिनं सवितारं ) વેગવાન સવિતાને ( दानाय चोदय ) અમને દાન આપવાને માટે પ્રેરિત કર. ( ૭ )

ભાવાર્થ— અર્યમા, ભગ, બૃહસ્પતિ, દેવીઓ તથા વાગ્દેવી એ સર્વ અમને ધન આપે (૩)

રાજા સોમ, અગ્નિ, આદિત્યો, વિષ્ણુ, સૂર્ય, બ્રહ્મા અને બૃહસ્પતિની અમે પ્રાર્થના કરીએ કે તેઓ અમારી યોગ્ય રીતે રક્ષા કરે (૪)

હે અગ્નિ ! તુ અનેક અગ્નિઓની સાથે અમારૂં જ્ઞાન અને અમારી કર્મ શક્તિ વધાર, હે દેવ ! દાન આપનાર દાતાઓને તેઓ પુષ્કળ દાન આપે એટલા માટે ઘણુ ધન આપ. (૫)

અમે ઇન્દ્ર અને વાયુ એ બન્નેની પ્રાર્થના કરીએ છીએ જેથી અમારા બધા લોકો સંગઠનની ભાવના સાથે સંગઠિત બને અને ઉત્તમ મનવાળા બને અને દાન દેવાની ઇચ્છાવાળા થાય ( ૬ )

અર્યમા, બૃહસ્પતિ, ઇન્દ્ર, વાયુ, વિષ્ણુ, સરસ્વતી અને બળવાન સવિતા એ બધા દાન આપવા માટે અમને પુષ્કળ ઐશ્વર્ય આપે (૭)

वाजस्य नु प्रसवे सं बभूविमेमा च विश्वा भुवनान्यन्तः ।
उतादित्सन्तं दापयतु प्रजानन् रयिं च नः सर्ववीरं नि यच्छ ॥ ८ ॥
दुह्रां मे पञ्च प्रदिशो दुह्रामुर्वीर्यथाबलम् ।
प्रापेयं सर्वा आकूतीर्मनसा हृदयेन च ॥ ९ ॥
गोसनिं वाचमुदेयं वर्चसा माभ्युदिहि ।
आ रुन्धां सर्वतो वायुस्त्वष्टा पोषं दधातु मे ॥ १० ॥

અર્થ— ( वाजस्य प्रसवे संबभूविम ) બળની ઉત્પત્તિમાંજ અમે સંગઠિત થએલ છીએ. ( च इमा विश्वा भुवनानि अन्तः ) અને આ બધા ભુવનો તેની વચમાં છે. ( प्रजानन् ) જાણનારો ( अदित्सन्तं उत दापयतु ) દાન ન આપનારાઓને નિશ્ચયપૂર્વક દાન આપવા માટે પ્રેરણા આપે ( च नः सर्व-वीरं रयिं नियच्छ ) અને અમને સર્વ પ્રકારના વીરભાવથી યુક્ત એવું ધન આપે (૮)

( उर्वीः पञ्च प्रदिशः ) આ મોટી પાંચ દિશાઓ, ( यथा बलं मे दुह्रां ) યથા શકિત મને બળ આપે ( मनसा हृदयेन च ) મનથી અને હૃદયથી ( सर्वाः आकूतीः प्रापयेयम् ) સર્વ સંકલ્પોને પૂર્ણ કરી શકું. (૯)

( गोसनिं वाचं उदेयं ) ઇન્દ્રિયોને પ્રસન્ન કરનારી વાણી હું બોલું ( वर्चसा मां अभ्युदिहि ) તેજની સાથે મને પ્રકાશિત કર, वायुः सर्वतः आ रुन्धाम् ) પ્રાણ મને સર્વ તરફથી ઘેરી રહે. ( त्वष्टा मे पोषं दधातु ) ત્વષ્ટા મને પુષ્ટિ આપતો રહે. ( ૧૦ )

ભાવાર્થ— બળ ઉત્પન્ન કરવા માટે સંઘ સ્થાપીએ છીએ જેવી રીતે આ સર્વ ભુવનો અંદરથી સંઘટિત થએલ છે તેવી રીતે-આ વાત જાણીને જાણનારો કંજૂસને પણ દાન આપવાની પ્રેરણા આપે અને અમને પૂરેપુરા વીરભાવથી યુક્ત ધન આપે (૮)

આ મહાન્ વિસ્તિર્ણ પાંચ દિશાઓ અમને યથા શકિત પોષક રસ આપે જેથી અમે મનથી અને હૃદયથી ભગવાન બનીને અમારા સર્વ સંકલ્પોને પૂર્ણ કરીશું (૯)

પ્રસન્નતાને વધારનારી વાણી હું બોલીશ. તેજથી યુક્ત એવો અભ્યુદય મને પ્રાપ્ત કરે સર્વ બાજુથી મારા પ્રાણ ઉત્સાહિત કરે અને જગદ્રચયિતા દેવ મને સર્વ પ્રકારે પુષ્ટ બનાવે. (૧૦)

---

# તેજસ્વીપણું અને તે સાથે અભ્યુદય

### અગ્નિનો આદર્શ

આ સુકતમાં અગ્નિના આદર્શથી મનુષ્યના અભ્યુદયને સાધવાના માર્ગનો ઉત્તમ ઉપદેશ આપેલ છે. આ સુકતનું ધ્યેય વાકય છે—

वर्चसा मा अभ्युदिहि । ( મં. ૧૦ )



" તેજની સાથે સર્વ પ્રકારે મારો ઉદય કર " આ દરેક મનુષ્યની ઇચ્છા હોવી જોઇએ. આ સાધ્ય સિદ્ધ કરવાના સાધનનો આવશ્યક માર્ગ આ સુકતમા ઉત્તમ પ્રકારે કહેલ છે. તેનો વિચાર કરવા પહેલા અગ્નિના આદર્શથી જે વાત બતાવી છે તે આપણે જોઇએ.

"યજ્ઞમાં જે અગ્નિ લેવામાં આવે છે તે લાકડીઓમાંથી ઉત્પન્ન થાય છે. લાકડાં પોતે પ્રકાશિત હોતાં નથી પરન્તુ તેઓમાંથી ઉત્પન્ન થએલ અગ્નિ ( जातः अरोचथा । ) ( મં. ૧ ) ઉત્પન્ન થવાની સાથેજ પ્રકાશિત થાય છે ત્યાર પછી તેને હવન કુંડમાં સ્થાપિત કરે છે, ત્યાં તે ( रोह । મં. ૧ ) પોતાની મેળેજ વધે છે અને બીજાને પણ પ્રકાશિત કરે છે તે સમયે તેની ચારે બાજુ ઋત્વિજ લોકો ( गीर्भिः हवामहे । ) ( મં. ૪ ) મંત્ર પાઠ કરે છે અને હવન કરે છે. આ વખતે આ અગ્નિની સાથે ( अग्निः अग्निभिः ) ( મં. ૫ ) અનેક કુંડોમાં અનેક અગ્નિ પ્રજ્વલિત થાય છે અને તેથી ( ब्रह्म यज्ञं च वर्धय । મં. ૫ ) જ્ઞાન અને યજ્ઞની વૃદ્ધિ થાય છે યજ્ઞમાં સર્વ લોકો (जनाः संगत्यां सुमना ) ( મં. ૬ ) મળીને ઉત્તમ વિચાર પૂર્વક કાર્ય કરે છે તથા ( ब्रह्मणे संयमूविम । મં. ૮ ) ઐશ્વર્ય પ્રાપ્તિને માટે એક બનીને કાર્ય કરે છે, અને આ પ્રકારના યજ્ઞથી તેજસ્વી બની પોતાનો અભ્યુદય સિદ્ધ કરે છે "

સારાંશમાં આ યજ્ઞ પ્રક્રિયા છે આમાં લાકડામાંથી ઉત્પન્ન થએલી એક નાની અગ્નિની ચિનગારીનો યશ કેટલો વૃદ્ધિ પામે છે અને આ અગ્નિ અનેક મનુષ્યોની ઉન્નતિ કરવામાં કેટલો સમર્થ થાય છે એ વાત પાઠક જુએ જો અગ્નિની એક એક નાની શી ચિનગારી તેજની સાથે વધી જવાથી આટલા અભ્યુદયને પ્રાપ્ત કરી શકે છે તો મનુષ્યમાં રહેલી ચૈતન્યની ચિનગારી આ પ્રમાણે પ્રકાશને માર્ગે આગળ વધે તો તે કેટલો અભ્યુદય પ્રાપ્ત કરી શકે, તેનો વિચાર પાઠક પોતેજ કરી શકે છે, આનો ઉપદેશ પૂર્વોક્ત અગ્નિના દૃષ્ટાન્તથી આ સૂક્તમાં દર્શાવેલ છે

## ઉત્પત્તિ સ્થાનનું સ્મરણ

સર્વથી પ્રથમ પોતાના ઉત્પત્તિ સ્થાનનું સ્મરણ કરવાનો ઉપદેશ પ્રથમ મંત્રમાં આપેલ છે ' આ તારૂં ઉત્પત્તિસ્થાન છે જ્યાં ઉત્પન્ન થવાની સાથે તું પ્રકાશે છે, એ જાણીને તું પોતેજ આગળ વધવાનો પ્રયત્ન કર અને અમારી શોભા વધાર ' ( મં. ૧ ) આ ઉપદેશ મનન કરવા જેવો છે ઉત્પત્તિ સ્થાન અનેક પ્રકારનાં છે પોતાનું કુળ, પોતાની જાતિ, પોતાનો દેશ, આ સર્વ સ્થૂળ દૃષ્ટિએ દેખાતાં ઉત્પત્તિ સ્થાન છે આ ઉત્પત્તિસ્થાનનું સ્મરણ કરીને પોતાની ઉન્નતિ કરવી જોઇએ. બીજું ઉત્પત્તિ સ્થાન આત્મિક છે જે પ્રકૃતિમાતા અને પરમ પિતાની સાથે સંબંધ રાખે છે. આપણી આધ્યાત્મિક ઉન્નતિને માટે મનન કરવા યોગ્ય છે ઉત્પત્તિ સ્થાનનો વિચાર કરવાથી, " હું ક્યાંથી આવ્યો છું અને મારે ક્યાં પહોંચવાનું છે " તેનો વિચાર કરવો સુગમ થઇ જાય છે જે કોઇ સ્થળે ઉત્પત્તિ થઇ હોય ત્યાંથી પોતાની શક્તિથી પ્રકાશનું વધવું અને બીજાને પ્રકાશિત કરવા જોઇએ

( इह भद्रा यद् ) અહીં બધાની સાથે સરળ ભાષણ કર, ( प्रवद सुमना भव ) પ્રત્યેકની સાથે ઉત્તમ મનોભાવથી વ્યવહાર કર, તારી પાસે જે હોય તે બીજાની ભલાઇ માટે ( प्रयच्छ ) દાન કર, આ દ્વિતીય મંત્રના ત્રણ ઉપદેશ વાક્શુદ્ધિ, મન શુદ્ધિ અને આત્મ શુદ્ધિ ને માટે અત્યંત ઉત્તમ છે આ માર્ગથી જ તેમની પવિત્રતા થઇ શકે છે

આગળના બે મંત્રોમાં કઇ કઇ શક્તિઓ દ્વારા આપણને સહાય મળે છે તેનો ઉલ્લેખ છે

સહુથી પ્રથમ (देवीः) દેવીઓ અથવા માતાઓની સહાય મળે છે જેની કૃપા વિના મનુષ્યનો ઉદ્ધાર થવો અશક્ય છે, તત્પશ્ચાત્ ( सुनृता देवी ) સરળ વાણીથી સહાય પ્રાપ્ત થાય છે માતાની પાસે સરળ ભાવથી વાત કરવાની શક્તિ ન હોય તો તેની ઉન્નતિ થવી અસંભવ છે ત્યારપછી ( अर्यमन्=आर्य+मन् ) શ્રેષ્ઠ મનથી જે સહાય મળે છે તે તો અપૂર્વજ છે ત્યાર પછી ( बृहस्पति ) જ્ઞાની અને ( ब्रह्मा ) બ્રહ્મ જ્ઞાની સહાય આપે છે. તેમાએ બ્રહ્મા તો અંતિમ મંઝીલ સુધી પહોંચાડી દે છે આ સર્વ ઉન્નતિના ઉપાય યોગ્ય ( राजा अवर्मे ) રાજાની રક્ષામાંજ સહાયક બની શકે છે, સુરાજ્ય અર્થાત્ રાજ્યનો સુપ્રબંધ હોય તોજ સર્વ પ્રકારની ઉન્નતિ સંભવનીય છે, અન્યથા અશક્ય છે. તેની સાથે સાથે ( सोम आदित्यः सूर्य ) વનસ્પતિઓ અને સર્વને શક્તિ આપનારો સૂર્યપ્રકાશ એ બન્ને આરોગ્ય વર્ધક હોવાથી સહાયક છે અને અંતમાં વિશેષ મહત્વની સહાય ( विष्णु ) સર્વ વ્યાપક દેવતાની છે, જે સર્વોપરિ હોવાથી સર્વનો પરિપાલક અને સર્વનો ચાલક છે, અને તેની સહાય સર્વને માટે અત્યંત આવશ્યક છે જન્મથી માંડીને મૂક્તિ સુધી આ પ્રકારની સહાયતાઓ મળ્યાજ કરે

છે અને તેમની સહાયતા સ્વીકારતો મનુષ્ય પોતાના પરમ ઉત્પતિ સ્થાનથી અહીં આવીને ફરી પાછો તે ત્યાજ પહોંચે છે આ શબ્દોથી સૂચિત થનારા અન્યાન્ય અર્થોના વિચાર કરીને પાઠક અધિક બોધ પ્રાપ્ત કરી શકે છે.

## સમ્ભૂય સમુત્થાન

આ સૂકતમાં એકતાનો પાઠ સ્પષ્ટ શબ્દો દ્વરા આપવામાં આવ્યો છે ( **वाजस्य नु प्रसवे संरभूविम** ) ( મ ૮ ) " બળની ઉત્પતિને માટે અમે અમારી સ ઘટના ઐકય કરીએ છીએ " સભૂય-સમુત્થાન વિના શકિત મળી શકતી નથી તેથી પોતાની સહકારિતા કરીને શકિત વધારવાનો ઉપદેશ અહીં આપ્યો છે ( **सर्व जन॰ सगत्यां सुमना असत्।** મં ૬ ) " સર્વ લોકો જ્યારે સહકાર્ય કરવા માંડે ત્યારે પરસ્પર ઉત્તમ મનની સાથે વ્યવહાર કરે. " જો આમ ન કરે તો સ ઘ શકિત વધી શકતી નથી આ ઉત્તમ માનસિક સુભાવનો વ્યવહાર સિદ્ધ થવાને માટે ( **ब्रह्म यज्ञ च वर्धय** । મ. ૬ ) જ્ઞાન અને આત્મ સમર્પણનો ભાવ વધારો સ ઘ શકિતને માટે તેમની અત્ય ત આવશ્યકતા છે મનુષ્યની ઉન્નતિ નો વ્યકિતશ અને સાંઘિક થવી જોઇએ એટલા માટે પ્રથમ વૈયકિતક ઉન્નતિ નો ઉપદેશ આપીને પછીથી સાંઘિક ઉન્નતિનો નિર્દેશ કર્યો છે આ પ્રકારે બન્ને માર્ગોથી ઉન્નતિ થાય તોજ પૂર્ણ ઉન્નતિ થઇ શકે છે

" **वाजस्य प्रसवे सवभूविम** ' ( મ. ૮ ) આ મન્ત્ર અનેક દૃષ્ટિ બિન્દુઓથી મનન કરવા યોગ્ય છે અહીં " **वाज.** " શબ્દોનો અર્થ જુઓ–" યુદ્ધમાં જય અન્ન, જળ, શકિત, બળ ધન, ગતિ, વાણીનુ બળ, ' આ અર્થ ધ્યાનમાં લેવાથી આ મન્ત્ર ભાગનો અર્થ આ પ્રમાણે થાય છે " અમે યુદ્ધમ વિજય પ્રાપ્ત કરવા માટે સ ગઠન કરીએ છીએ, અન્ન, જળ, ખાદ્ય, પેય અને ધનાદિ ઐશ્વર્યોપ ભોગના પદાર્થો પ્રાપ્ત કરવા માટે આપસઆપસમાં એકતા કરીએ છીએ પોતાની વાણીનુ બળ વધારવા માટે અર્થાત્ અમારા મતનો પ્રભાવ વધારવા માટે અમારી સ ઘના કરીએ છીએ, અમે એક મત બનીને જે શબ્દો બોલીશુ તે અધિક પ્રભાવ શાળી બનશે તેમજ અમારી પ્રગતિ અને ઉન્નતિનો વેગ વધારવા માટે પણ અમો અમારૂં સહકાર્ય, સહકારી ભાવના વધારીએ છીએ ' પાઠક આ મન્ત્રનો વિચાર કરતી વખતે આ અર્થનુ અવશ્ય મનન કરે

ઉન્નતિને માટે કજૂસપણાનો ભાવ ઘાતક છે એટલા માટે જ કહ્યુ છે કે ( **अ-दित्सन्त दापयतु** । મ ૮ ) " કજૂસને પણ, જે દાન નથી આપતો તેને પણ દાન આપવાની વૃતિ તરફ ઝૂકાવો. " કારણ કે ઉદારતાથી જ સ ઘટના થાય છે, અને અનુદારતાથી બેદીલી થઇ જાય છે. આપણી પાસે ધન તો હોવુજ જોઇએ પરંતુ તે ( **सर्ववीरं रयिं नियच्छ** મ ૮ ) " સ પૂર્ણ વીરત્વના ગુણ સાથે ધન જોઇએ ! " બીજે રસ્તે કમાએલુ ધન કોઇ ઉઠાવી લઇ જાય, લૂટી જાય, એટલા માટે વીરતાની સાથે ધન કમાવવાનો ઉપદેશ અહીં કરેલ છે

આ પ્રમાણે જ ઉન્નતિ થએલો માણસ જ કહી શકે કે, " પાંચે દિશાઓ મને યથા શકિત બળ પ્રદાન કરે અને મનથી તથા હૃદયથી જે સ કલ્પ હું કરૂ તે પૂર્ણ થઇ જાય. " ( મ ૯ ) તેના એ સ કલ્પો નિ સ દેહ પૂર્ણ થઇ જાય છે

પ્રત્યેકના મનમા અનેક પ્રકારના સ કલ્પો ઉઠે છે, પરન્તુ કેટલાના સ કલ્પો સિદ્ધ થાય છે ? સ કલ્પો ત્યારે સિદ્ધ થાય જ્યારે તેમની પાછળ પ્રબળ શકિત હોય, નહિતો સ કલ્પોની સિદ્ધતા થવી અસ ભવ છે. આ સૂકતમાં સ કલ્પોની પાછળ શકિત ઉત્પન્ન કરવાની બાબતમા બહુ મોટુ આન્દોલન રજુ કર્યું છે, તેનો વિચાર પાઠક અવશ્ય કરે સૂકતના પ્રાર ભથી જ આ વિષય લેવામા આવ્યો છે

" પોતાની ઉત્પત્તિ સ્થાનનો વિચાર કર, પોતાની ઉન્નતિ સાધવા માટે કમર કસીને તૈયાર થા ( મ ૧ ) સીધુ સરળ ભાષણ કરવુ મનના ભાવ ઉત્તમ બનાવવા, ( મ ૨ ) જ્ઞાન અને ત્યાગની ભાવના વધારવી, ( મ. ૫ ) પ્રાપ્ત ધનનો ઉપયોગ પરોપકારમા કરવો, ( મ ૫ ) સર્વ મનુષ્યો ઉત્તમ વિચાર ધારણ કરે, એકતા વધારે અને પરોપકાર કરવામાં પ્રવૃત્ત બને ( મ ૬ ) સામર્થ્ય વધારવા માટે અ દર અ દર સ ગઠન સાધે ( મ ૮ ) પોતાની અ દર જે સંકુચિત વિચાર હોય તેમને પણ ઉદાર બનાવવા. ( મ ૮ ) આ સર્વ પૂર્વ તૈયારીઓ પછી જ સર્વ માનસિક સ કલ્પોની સિદ્ધિ થવાનો સ ભવ છે " સ કલ્પોની પહેલાં આટલી સહાયક શકિત ઉત્પન્ન થવી જોઇએ ત્યારે સ કલ્પો સિદ્ધ થાય આ વિચાર કરીને પાઠક આ શકિત ઓને ઉત્પન્ન કરવાના કાર્યમાં લાગી જાય ત્યાર પછી ' સર્વ'

*

સ્થાનમાં તેને પ્રભુશક્તિનો સાક્ષાત્કાર થાય છે સર્વ સ્થળો માંથી તેને પુષ્ટિ મળે છે. તે હંમેશાં પ્રસન્નતા વધારનારી ભાષા બોલે છે. એટલે જ તે તેજસ્વિતાની સાથે અભ્યુદય પ્રાપ્ત કરે છે. " ( મં. ૧૦ )

આ દશમા મંત્રમાં " गोसनिं वाचं उदेयं " આ વાક્ય છે ' गो " નો અર્થ છે ઇન્દ્રિયો, ગાય, ભૂમિ, પ્રકાશ, સ્વર્ગસુખ, વાણી " આ અર્થ લેતાં, " ઇન્દ્રિયોની પ્રસન્નતા વાણીની પ્રસન્નતા, પ્રકાશનો વિસ્તાર, માતૃભૂમિનું સુખ વગેરેની સિદ્ધતા થાય એવી ભાષા હું બોલું છું " આ અર્થ તેથી વ્યક્ત થાય છે આગળ " તેજસ્વિતાની સાથે અભ્યુદય " પ્રાપ્ત કરવાનો વિષય કહેલો છે તેની સાથે આ " પ્રસન્નતા વધારનારી વાણીથી બોલવું " એ કહેવું આ સ્પષ્ટ છે તે પાઠક અહીં અવશ્ય જોઇ શકશે આ પ્રમાણે આ સૂક્તના વાક્યોનો પરસ્પર સંબંધ જોઇને જો પાઠક આ મનન કરશે તો તેમને વિશેષ બોધ પ્રાપ્ત થઇ શકે છે.

આ સૂક્તનું સંક્ષેપમાં આ વિવેચન છે, પાઠક જેટલો વધુ વિચાર કરશે તેટલો અધિક બોધ તેઓ પ્રાપ્ત કરી શકશે અધિક વિચાર કરવા માટે આવશ્યક સંકેત આ સ્થાનપર આપેલ છે તેથી આ લેખને અધિક વધારવાની આવશ્યતા નથી. અગ્નિના વર્ણનને બહાને કરેલાં સામાન્ય સૂચનો મનુષ્યની ઉન્નતિમાં કેવાં નિદર્શક બને છે તેનો અનુભવ પાઠક અહીં કરે વેદની આ એક અપૂર્વ શૈલી છે

---

## તેજસ્વિતાની પ્રાપ્તિ

### કાંડ ૬, સૂક્ત ૩૮

( ऋषि – अथर्वा वर्चस्काम । देवता– त्विषि बृहस्पति )

सिंहे व्याघ्र उत या पृदाकौ त्विषिर्ग्नौ ब्राह्मणे सूर्ये या ।
इन्द्रं या देवी सुभगा जजान सा न ऐतु वर्चसा संविदाना ॥ १ ॥
या हस्तिनि द्वीपिनि या हिरण्ये त्विषिरप्सु गोषु या पुरुषेषु ।
इन्द्रं या देवी सुभगा जजान सा न ऐतु वर्चसा संविदाना ॥ २ ॥
रथे अक्षेष्वृषभस्य वाजे वाते पर्जन्ये वरुणस्य शुष्मे ।
इन्द्रं या देवी सुभगा जजान सा न ऐतु वर्चसा संविदाना ॥ ३ ॥

---

અર્થ— ( या त्विषि ) જે તેજ ( सिंहे, व्याघ्र, उत पृदाकौ ) સિંહ, વાઘ, અને સાપમાં છે અને ( या अग्नौ, ब्राह्मणे, सूर्ये ) જે તેજ અગ્નિ, બ્રાહ્મણ અને સૂર્યમાં છે, ( या सुभगा देवी इन्द्रं जजान ) જે ભાગ્ય યુક્ત દેવી તેજ ઇન્દ્રને અર્થાત્ રાજાને ઉત્પન્ન કરે છે ( वर्चसा संविदाना सा न ऐतु ) અન્ન અને બળથી યુક્ત બનીને તે તેજ અમને પ્રાપ્ત થાય ( ૧ )

( या त्विषि ) જે તેજ ( हस्तिनि द्वीपिनि ) હાથી અને વાઘમાં છે ( या हिरण्ये, अप्सु, गोषु, पुरुषेषु ) જે તેજ સોનું, પાણી, ગાયો અને મનુષ્યોમાં હોય છે, જે ભાગ્ય યુક્ત તેજથી રાજા ઉત્પન્ન થાય છે તે તેજ અમને પ્રાપ્ત થાઓ ( ૨ )

જે તેજ ( रथे अक्षेषु ऋषभस्य वाजे ) રથ, અક્ષ, અને બળદના બળમાં છે અને ( वाते पर्जन्ये वरुणस्य शुष्मे ) વાયુ, પર્જન્ય અને વરુણના સામર્થ્યમાં છે અને જેનાથી રાજા ઉત્પન્ન થાય છે તે તેજ અમને પ્રાપ્ત થાઓ. ( ૩ )

राजन्ये दुन्दुभावायतायामश्वस्य वाजे पुरुषस्य मायौ ।
इन्द्रं या देवी सुभगा जजान सा न ऐतु वर्चसा संविदाना ॥ ४ ॥

જે તેજ ( राजन्ये आयतायां दुन्दुभौ ) ક્ષત્રિયમાં અને ખેંચેલા નગારામા હોય છે, અને ( अश्वस्य वाजे, पुरुषस्य मायौ ) ઘોડાના બળમા અને મનુષ્યના પિત્તમા જે બળ હોય છે, જેથી રાજા ઉત્પન્ન થાય છે તે તેજ મને પ્રાપ્ત થાઓ. ( ૪ )

# તેજસ્વિતાની પ્રાપ્તિ

## તેજનાં સ્થાન

આ સૂકતમાં તેજ કયાં કયા રહે છે તેનું ઉત્તમ વર્ણન છે. મનુષ્ય તેમને ગુરૂ બનાવવા જોઇએ અને તેમની પાસેથી તેમનો બોધપાઠ શીખવો જોઇએ—

૧ सिंह:- સિંહમાં તેજ છે એટલા માટે જ તેને વનનો રાજા કહે છે સિંહની ઉગ્રતા જોઇને સાધારણ મનુષ્ય તેની સામે ઉભો રહી શકતો નથી.

૨ व्याघ्र:- વાઘ પણ ઘણો તેજસ્વી હોય છે, તેની ઉગ્રતા પ્રસિદ્ધ છે. આ કારણને લીધેજ અધિક તેજસ્વી મનુષ્યને " નરસિંહ નરવ્યાઘ્ર " કહે છે, કારણ કે આ પશુ અન્ય પશુઓ કરતા ઘણા તેજસ્વી હોય છે.

૩ पृदाकु:- સાપ પણ ઘણો તેજસ્વી હોય છે, ચપળ અને ઉગ્ર હોય છે.

૪ अग्नि:- અગ્નિનું તેજ, ઉષ્ણત્વ અને પ્રકાશ બધા જ જાણે છે

૫ ब्राह्मण -બ્રાહ્મણમા જ્ઞાન અને વિજ્ઞાનનું તેજ રહેલુ છે

૬ सूर्य – સૂર્ય તો બધા જ તેજનું કેન્દ્ર જ છે. તેના જેવો તેજસ્વી પદાર્થ બીજો નથી

૭ हस्ति – હાથીમાં ગભીરતાનું તેજ છે. તેની શોભા મહોત્સવોમાં દેખાય છે તેની સ્ફૂર્તિ પણ ઘણી જ હોય છે-

૮ द्वीपी- આ નામ તરસ અથવા વાઘનુ છે આ ઘણુ જ ઉગ્ર અને તેજસ્વી હોય છે.

૯ हिरण्यं- સોનાનું તેજ તો બધા જાણે છે

૧૦ आप:- જળ પણુ તેજસ્વી હોય છે, " તેનામાં જીવન નથી અર્થાત્ પાણી નથી " એમ ભાષામા રૂઢ પ્રયોગ છે જ. જળમાં તેજ હોવાને લીધે જીવનને માટે પણ આ શબ્દ યોગ્ય છે.

૧૧ गौ:-ગાયમા પણ તેજ છે. પાઠક ભેંસની શિથિલતા- અને ગાયની ચપળતાનો વિચાર કરશે તો તેમને ગાયના તેજ, ની જાણ થઇ જશે.

૧૨ पुरुष:- મનુષ્યમાં પણ તેજ હોય છે.

૧૩ वृषभ:- તેમના તેજનો અનુભવ બધાને જ યથેષ્ટ છે મનુષ્યોમાં જે શ્રેષ્ઠ છે તેમને " नरर्षभ " અર્થાત્ " મનુષ્યોમાં બળદ " એમ કહે છે બળદ ઘણો જ બળવાન અને તેજસ્વી હોય છે

૧૪ वायु. पर्जन्य:- જો કે વાયુ અદશ્ય છે તથાપિ તે પ્રાણના રૂપમા શરીરમાં તેજ સ્થાપિત કરે છે, પ્રાણ વિના મનુષ્ય નિસ્તેજ બને છે. પર્જન્ય પાણી દ્વારા સર્વને જીવન આપે છે

૧૫ क्षत्रिय.-ક્ષત્રિયમાં અન્ય મનુષ્ય કરતા વધુ ઉગ્રતા અને તેજ હોય છે તેથી જ ક્ષત્રિય રાજ્યનુ શાસન કરી શકે છે.

૧૬ दुन्दुभी, अश्व.-ઢોલ વાગતાની સાથે જ મનુષ્યમાં પુષ્કળ ઉત્સાહ વધે છે અને ઘોડો પણ ઘણો જ પ્રભાવશાળી હોય છે.

પાઠક વિચાર કરશે તો તેમને જણાઇ આવશે કે આ બધામા અલગ અલગ પ્રકારનુ તેજ હોય છે અને આ સર્વ પ્રકારનાં તેજ મનુષ્યોમા સ્થિર હોવા જોઇએ. ભિન્ન ભિન્ન તેજની કલ્પના માટે જુઓ—સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત, અગ્નિ આ

બધામાં તેજ છે પરન્તુ તે પરસ્પર ભિન્ન છે પ્રત્યેક પદાર્થના તેજમાં ભિન્નતા છે. વાયુનું તેજ અને ગાયનું તેજ પરસ્પર ભિન્ન છે. મનુષ્યે વિચાર કરીને તેમના તેજને પોતામાં ધારણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

અગ્નિમાં તેજ છે, તેની ગતિ ઉચ્ચ દિશા તરફ જ થાય છે. તે પોતે બળીને બીજાને પ્રકાશિત કરે છે. તે હંમેશાં ઉગ્ર સ્થિતિમાં જ રહે છે. તે જ પ્રમાણે મનુષ્યે પોતામાં તેજ વધારવું જોઈએ. અર્થાત્ મનુષ્ય તેજસ્વી બને, ઉચ્ચસ્થિતિ તરફ પોતાની પ્રગતિ કરે, પોતે કષ્ટ સહન કરે અને અન્યને પ્રકાશિત કરે, અને હંમેશાં ઉગ્ર બની રહે. અગ્નિના તેજથી મનુષ્ય આ ઉપદેશ લઈ શકે છે. આજ પ્રકારે બીજાં સર્વ તેજોના વિષયમાં જાણવું જોઈએ. પાઠક આ પ્રકારે વિચાર કરીને દરેકની તેજસ્વિતાથી મેળવવા જેવો બોધ મેળવે અને સ્વયં તેજસ્વી બને.

આ જગતમાં પ્રત્યેક પદાર્થ મનુષ્યને બોધ આપવા માટે તત્પર છે, પરન્તુ મનુષ્યે તે બોધ મેળવવા તૈયાર થવું જોઈએ જો પાઠક આ સૂક્તનો અધિક વિચાર કરશે તો તેમને આ સૂક્તથી ઘણો જ બોધ મળી શકશે. બોધ લેવાના દૃષ્ટિબિન્દુથી આ સૂક્ત ઘણું જ મહત્વપૂર્ણ છે

---

# અભ્યુદયની દિશા

### કાંડ ૩, સૂક્ત ૨૭

( ऋषिः- अथर्वा । देवता- आग्न्यादयः )

प्राची दिगग्निरधिपतिरसितो रक्षितादित्या इषवः ।
तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु ।
योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ १ ॥

**અર્થ**— ( प्राची दिक् ) ઉદયની દિશાના ( अग्निः अधिपतिः ) તેજસ્વી સ્વામી, ( अ-सितः रक्षिता ) બંધન રહિત રક્ષક અને ( आदित्याः इषव ) પ્રકાશ રૂપ શસ્ત્ર છે. ( तेभ्यः ) તે ( अधिपतिभ्यः ) તેજસ્વી સ્વામીઓને પણ ( नमः ) મારૂં નમન હો. તે ( रक्षितृभ्यः नमः ) બંધનરહિત સંરક્ષકોને માટે પણ અમો આદર રાખીએ છીએ. ( इषुभ्यः नम ) પ્રકાશનાં શસ્ત્રોની સામે પણ અમે નમ્ર બનીએ. ( यः ) જે એકલો ( अस्मान् ) અમે સર્વ આસ્તિકોનો ( द्वेष्टि ) દ્વેષ કરે છે અને ( यं ) જે એકલા દુષ્ટનો ( वयं ) અમે સર્વ ધાર્મિક પુરૂષ ( द्विष्मः ) દ્વેષ કરીએ છીએ ( तं ) તે દુષ્ટને અમે સર્વ ( वः ) આપ સર્વ સજ્જનોના ( जंभे ) ન્યાયના જડબામાં ( दध्मः ) ધરી દઈએ છીએ. ( ૧ )

**ભાવાર્થ**— પ્રાચી દિશા અભ્યુદય, ઉદય અને ઉન્નતિની સૂચક છે, સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર વગેરે સર્વ દિવ્ય પદાર્થોનો ઉદય અને ઉન્નતિ આ દિશામાંથી જ થાય છે અને ઉદય થયા પછી તેમને પૂર્ણ પ્રકાશની અવસ્થા પ્રાપ્ત થાય છે. એટલે આ ખરેખર પ્રગતિની દિશા છે જે પ્રકારે આ ઉદયની દિશામાંથી સર્વનો ઉદય અને વર્ધન થઈ શકું છે તેજ રીતે અમે સર્વ મનુષ્યોનો અભ્યુદય અને સંવર્ધન થવું જોઈએ. આ પૂર્વ દિશા સર્વ મનુષ્યોને ઉદય પ્રાપ્ત કરવાની સૂચના આપે છે આ સૂચના પ્રમાણે આપણે સર્વેએ મળીને અભ્યુદયની તૈયારી કરવી જોઈએ આ સૂચના અને શિક્ષણને ગ્રહણ કરીને હું, મારો પોતાનો તેમજ જનતાનો અભ્યુદય સાધ્ય કરવાનો અવશ્ય પ્રયત્ન કરીશ. ઉદયની દિશાનો ( अग्नि ) અગ્રણી, જ્ઞાની અને યજ્ઞના અધિપતિ છે. ઉદયનો માર્ગ જ્ઞાન ઉપદેશકો દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે એટલે અમે સર્વ લોકો જ્ઞાનીઓ પાસે જઈને ખૂબજ સજાગ રહીને તેમનો ઉપદેશ ગ્રહણ કરીએ હવે ઉંઘવાનો વખત નથી. ઉઠો, જાગૃતિને માટેના સમયનો પ્રારંભ થઈ ચૂક્યો છે. ચાલો, તેજસ્વી જ્ઞાનયુક્ત ગુરૂ પાસે જઈએ અને તેમની પાસેથી જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરીએ આ ઉદયની દિશાને ( अ-सित ) બંધનોથી

दक्षिणा दिगिन्द्रोऽधिपतिस्तिरश्चिराजी रक्षिता पितर इषवः ।
तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु ।
योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ २ ॥

અર્થ-- ( दक्षिणा दिक् ) દક્ષતાની દિશાના ( इन्द्रः अधिपतिः ) શત્રુનાશક શૂર સ્વામી, ( तिरश्चिराजी रक्षिता ) મર્યાદાનું ઉલ્લંઘન ન કરનારો સંરક્ષક અને ( पितरः इषवः ) પિતૃશક્તિઓ અર્થાત્ પ્રજનનની શક્તિઓ શસ્ત્ર છે. અમે સર્વ તે શત્રુ નિવારક શૂર અધિપતિઓનો, પોતાની મર્યાદાનું કદી અતિક્રમણ ન કરનાર સંરક્ષકોનો તથા સુપ્રજા-નિર્માણને માટે સમર્થ પિતૃશક્તિઓનો પણ અમે આદર કરીએ છીએ. જે અમારો આસ્તિકોનો વિરોધ કરે છે અને જેનો અમે બધા આસ્તિક વિરોધ કરીએ છીએ તેને અમે સર્વ આપના જેવા સ્વામી અને સંરક્ષકોના ન્યાયના જડબામાં ધરી દઈએ છીએ. ( ૨ )

---

દૂર રહેનારો, સ્વતંત્રતાના વિચાર ધારણ કરનારોજ રક્ષક બની શકે છે. જ્ઞાનીની સાથે રહેવાથી જ્ઞાન, અને સ્વતંત્રતાના રક્ષકની સાથે રહીને સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થઇ શકે છે. સ્વતંત્રતા સિવાય ઉન્નતિ થઇ શકશે નહિ. એટલા માટે સ્વાતંત્ર્યનું રક્ષણ કરવું આવશ્યક છે. આ સંરક્ષણના શસ્ત્રાસ્ત્ર ( आदित्याः ) પ્રકાશનાં કિરણો છે પ્રકાશની સાથે જ સ્વાતંત્ર્ય વસે છે વિશેષત: જ્ઞાનના પ્રકાશથી સ્વાતંત્ર્યનું સંવર્ધન થવું જોઇએ. પ્રકાશ જેવી રીતે અજ્ઞાનનો નાશ કરે છે તેવી જ રીતે જ્ઞાનનો સૂર્ય અજ્ઞાનને ઘેરી વળનારા અંધકારમય પ્રતિબંધોને દૂર કરે છે અભ્યુદય પ્રાપ્ત કરવા માટે સ્વસંરક્ષણ થવું અત્યાવશ્યક છે અને પ્રતિબંધોને હઠાવવાથી જ સ્વ-સંરક્ષણની શક્તિ આપણામાં વધે છે તેજસ્વિતા, જ્ઞાન, વક્તૃત્વ, આત્મસંમાન વગેરે આગ્નેય ગુણોના આધિપત્યથી જ અભ્યુદય સાધી શકાય છે, એટલા માટે તેજસ્વી અધિપતિઓ, સ્વતંત્રતાના સંરક્ષકો અને પ્રતિબંધ નિવારક પ્રકાશમય શક્તિઓનો અમે આદર કરીએ છીએ તેનાથી વિપરિત ગુણો જેનામાં છે તેમનો અમે કદી આદર નહિ કરીએ

જે એકલો દુષ્ટ મનુષ્ય સર્વ આસ્તિક અને ધાર્મિક ભદ્ર પુરૂષોને કષ્ટ પહોંચાડે છે, તેમની પ્રગતિ અને ઉન્નતિમાં વિઘ્ન કરે છે, તેમજ તે દુષ્ટ છે એ વિષે સર્વ સદાચારી ભદ્ર પુરૂષોની પૂરેપુરે સંમતિ છે, અર્થાત્ જે ખરેખર દુષ્ટ છે, તેને શિક્ષા કરવાનું કાર્ય પણ અમે અમારા હાથમા લેવા નથી ઇચ્છતા, પરંતુ હે તેજસ્વી સ્વામીઓ ! અને સ્વાતંત્ર્ય અર્પનારા સંરક્ષકો ! આપના ન્યાયના જડબામા અમે સર્વ તેને રાખી દઇએ છીએ જે દંડ આપની પૂર્ણ સમ્મતિથી યોગ્ય હશે તે આપજ તેને આપો સમાજની શાંતિ માટે પ્રત્યેક મનુષ્ય માટે એ ઉચિત છે કે તે સાચા અપરાધીને પણ શિક્ષા કરવાનો અધિકાર પોતાના હાથમાં ન લે પણ તે અપરાધીને અધિપતિઓ અને સંરક્ષકોની ન્યાય સભામાં ઉભો કરે તથા પૂર્વોક્ત પ્રકારના અધિપતિ અને સંરક્ષકોનો અમે હંમેશા આદર કરીએ. અર્થાત્ પ્રત્યેક મનુષ્ય સત્ય અને ન્યાયનો વિજય કરવા માટે હંમેશાને માટે તત્પર રહે ( ૧ )

દક્ષિણદિશા દાક્ષિણ્યનો માર્ગ બતાવે છે દક્ષતા, ચાતુર્ય, કૌશલ્ય, કર્મની પ્રવિણતા, શૌર્ય, ધૈર્ય, વીર્ય, ઇત્યાદિ શુભ ગુણોની સૂચક આ દિશા છે એટલા માટે જ જમણુ અંગ દક્ષિણાંગ કહેવાય છે અને સરળમાર્ગ અર્થાત્ દક્ષિણ માર્ગ આ દક્ષિણ દિશાથી બનાવવામા આવે છે અર્થાત્ દક્ષિણ દિશાથી સરળપણાના માર્ગની સૂચના મળે છે શત્રુઓનું નિવારણ કરે, પોતાની નિયમોની મર્યાદાનું ઉલ્લંઘન ન કરે અને ઉત્તમ પ્રજા નિર્માણ કરવાની શક્તિ ધારણ કરનારા ક્રમશઃ આ માર્ગના અધિપતિ, સંરક્ષક અને સહાયક છે તેમનો આદર અને સન્માન કરવો યોગ્ય છે. પોતાની ઉન્નતિનું સાધન કરવાને માટે ( इन्-द्र ) શત્રુઓનું વિદારણ કરવાની આવશ્યકતા છે જ શત્રુઓનો પરાજય કરવાથી જ આપણો માર્ગ નિષ્કંટક બની શકે છે શત્રુઓની સાથે યુદ્ધ કરવાથી આપણુ બળ વધે છે અને શત્રુઓનું દમન કરવાથી પુરૂષાર્થથી આપણામાં ઉત્સાહ સ્થિર રહે છે તેથી મારા તથા સમાજના શત્રુઓનુ શમન કરવાના ઉપાયનું અવલંબન કરવું મારે માટે આવશ્યક છે સમાજની શાંતિ માટે પોતાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરનારા સંરક્ષકોની આવશ્યકતા છે જ કોઈ સંરક્ષક પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરીને અત્યાચાર ન કરે. હુ પણ મારા નિયમોનું અને મર્યાદાઓનું ઉલ્લંઘન કરીશ નહિ સમાજની સુસ્થિતિને માટે ઉત્તમ પિતૃશક્તિ અર્થાત્ સુપ્રજા નિર્માણ કરવાની શક્તિની અત્યંત આવશ્યકતા છે સુપ્રજા નિર્માણથી સમાજ અમર રહી શકે છે એટલા માટે દરેક પુરૂષે પોતામાં ઉત્તમ પુરૂષત્વ અને દરેક સ્ત્રીએ પોતામાં ઉત્તમ સ્ત્રીત્વ વિકસાવવું જોઇએ તાત્પર્ય ઉક્ત પ્રકારના શત્રુનિવારક અધિપતિ, નિયમાનુકૂળ વ્યવહાર કરનારા સંરક્ષક અને ઉત્તમ પિતૃઓ જ્યાં હોય છે ત્યાં જ દાક્ષિણ્યનો

प्रतीची दिग्वरुणोऽधिपतिः पृदाकू रक्षितान्नमिषवः ।
तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु ।
योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ ३ ॥
उदीची दिक्सोमोऽधिपतिः स्वजो रक्षिताशनिरिषवः ।
तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु ।
योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ ४ ॥

---

અર્થ— ( प्रतीची दिक् ) પશ્ચિમ દિશાનો સ્વામિ ( वरुणः अधिपतिः ) અર્થાત્ શ્રેષ્ઠ અધિપતિ, ( पृत्-आ-कु रक्षिता ) સ્પર્ધામા ઉત્સાહ ધારણ કરનારો સંરક્ષક અને ( अन्नं इषवः ) અન્ન ઇષુ ( બાણ ) છે તે શ્રેષ્ઠ અધિપતિઓ માટે, તે ઉત્સાહી સંરક્ષકોને માટે તથા તે અભિષ્ટ અન્નને માટે અમે આદર રાખીએ છીએ, જે સર્વની સાથે કલહ કરે છે, એટલા માટે સર્વ ભદ્ર પુરૂષો જેને ચાહતા નથી એવાને ઉક્ત અધિકારીઓ અને સંરક્ષકોના ન્યાયના જડબામા અમે ધરી દઇએ છીએ. ( ૩ )

( उदीची दिक् ) ઉત્તર દિશાનો ( सोम अधिपति ) શાંત અધિપતિ, ( स्व-ज रक्षिता ) સ્વયં સિદ્ધ રક્ષક અને ( अशनि. इषवः ) વિદ્યુત્ તેજ ઇષુ છે તે શાંત અધિપતિઓ, સ્વયં સિદ્ધ સંરક્ષકો અને તેજસ્વી ઇષુઓને માટે અમારા વંદન હો. જે સર્વનો દ્વેષ કરે છે અને જેનો બધા દ્વેષ કરે છે તેને ઉક્ત અધિકારીઓ અને સંરક્ષકોના ન્યાયના જડબામા અમે ધરી દઇએ છીએ. ( ૪ )

---

વ્યવહાર હોય છે આ પ્રકારની વ્યવસ્થા સુદૃઢ કરવાના પ્રયત્નો હું જરૂર કરીશ, જે સર્વને હાનિ પહોંચાડે છે અને જેને સમાજ ખરાબ કહે છે તેને ઉત્તમ અધિકારી, સંરક્ષક અને પિતૃઓના ન્યાયાલયમા અમે સર્વ પહોંચાડીએ છીએ તેઓ જ તેના દોષનો યથા યોગ્ય વિચાર કરે દરેક મનુષ્ય માટે ઉચિત છે કે તે સીધે માર્ગે ચાલે અને સમાજની ઉન્નતિ સાથે પોતાની ઉન્નતિ ઉત્તમ પ્રકારે સાધ્ય કરે ( ૨ )

પશ્ચિમ દિશા વિશ્રામની દિશા છે, કારણ કે સૂર્ય, ચંદ્ર વગેરે સર્વ દિવ્ય જ્યોતિઓ આ પશ્ચિમ દિશામા જઇને આરામ કરે છે, ગુપ્ત થઇ જાય છે અને જગતને પોતાના દૈનિક કાર્યો સમાપ્ત કરીને ત્યાર પછી વિશ્રામ લેવાની સૂચનાઓ આપે છે પૂર્વ દિશા દ્વારા પ્રવૃત્તિ રૂપ પુરૂષાર્થની સૂચના મળી ગઇ હતી. હવે પશ્ચિમ દિશાથી ગુપ્ત સ્થાનમા પ્રવેશ કરવાની, ત્યા વિશ્રાંતિ અને શાંતિ પ્રાપ્ત કરવાની અર્થાત્ નિવૃત્તિરૂપ પુરૂષાર્થ સાધ્ય કરવાની સૂચના મળે છે શ્રેષ્ઠ, ઉત્સાહી મહાત્મા પુરૂષ આ માર્ગના ક્રમશ અધિપતિ અને સંરક્ષક છે વિશ્રામ અને આરામનુ મુખ્ય સાધન અહીં અન્ન છે શ્રેષ્ઠ અને ઉત્સાહી અધિપતિ અને સંરક્ષકોનો બધાએ સત્કાર કરવો ઉચિત છે તેમજ અન્ન પ્રત્યે સન્માનની દૃષ્ટિથી જોવુ યોગ્ય છે જે સર્વના માર્ગમા વિઘ્ન કરે છે તેથી જેને કોઇ પાસે રાખવા ઇચ્છતા નથી તેને અધિપતિઓ અને સંરક્ષકોની ન્યાય સભાને આધીન કરવા યોગ્ય છે સમાજના હિતને માટે બધાને માટે એ ઉચિત છે કે તેઓ ન્યાયાનુસાર જ પોતાનો સર્વ વર્તાવ કરે અને કોઇને ઉપદ્રવ ન કરે ( ૩ )

ઉત્તર દિશા ઉચ્ચતર સ્થિતિની સૂચના આપે છે દરેક મનુષ્યે પોતાની સ્થિતિ ઉચ્ચતર બનાવવાનો પ્રયત્ન દરેક વખતે કરવો જોઇએ આ ઉચ્ચતર માર્ગમાં શાંત સ્વભાવનું આધિપત્ય છે, આળસનો ત્યાગ કરીને સદા સિદ્ધ અને ઉદ્યત રહીને ધર્મપૂર્વક આ પથપર ચાલનારાનું સંરક્ષણ થાય છે વ્યાપક ઉદાર તેજસ્વી સ્વભાવ દ્વારા આ માર્ગપરની સર્વ આપત્તિઓ દૂર થાય છે તેથી હું આ ગુણોને ધારણ કરીશ અને શાંત સ્વભાવ ધારણ કરનારા અધિપતિ, સદા સિદ્ધ અને ઉદ્યુક્ત સંરક્ષક જે હમેશા સન્માનને યોગ્ય છે સાથે સાથે સર્વોપયોગી વ્યાપક તેજસ્વિતાનો આદર થવો એ પણ યોગ્ય જ છે. જે સર્વની હાનિ કરે છે અને જેનો સર્વ સજ્જનો નિરાદર કરે છે તેને ઉક્ત અધિપતિઓ અને સંરક્ષકોની સન્મુખ ઉભો કરવામાં આવે લોકો પોતે જ તેને શિક્ષા ન કરે અધિપતિ નિષ્પક્ષપાતપણે તેના ન્યાય કરે સમાજની ઉચ્ચતર અવસ્થા બનાવવા માટે ઉક્ત પ્રકારનો સ્વભાવ બનાવવાની અત્યંત આવશ્યકતા છે. ( ૪ )

ध्रुवा दिग्विष्णुरधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषवः ।
तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु ।
योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ ५ ॥
ऊर्ध्वा दिग्बृहस्पतिरधिपतिः श्वित्रो रक्षिता वर्षमिषवः ।
तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु ।
योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ ६ ॥

---

**અર્થ—** ( ध्रुवा दिक् ) સ્થિર દિશાના ( विष्णुः अधिपतिः ) પ્રવેશ કર્તા અધિપતિ; ( कल्माष-कर्मास-ग्रीवः रक्षिता ) કર્મ કર્તા સંરક્ષક અને ( वीरुधः इषवः ) વનસ્પતિઓ ઇષુ છે. આ સર્વ અધિપતિઓ અને રક્ષકોને માટેજ અમારો આદર ભાવ છે. ( ૫ )

( उर्ध्वा दिक् ) ઉર્ધ્વ દિશાના ( बृहस्पतिः अधिपतिः ) આત્મજ્ઞાની સ્વામી છે. ( श्वित्रः रक्षिता ) પવિત્ર સંરક્ષક છે અને ( वर्षं इषवः ) અમૃત જળ ઇષુ છે. આત્મજ્ઞાની સ્વામિઓનો તથા પવિત્ર સંરક્ષકોનું જ બધાએ સન્માન કરવું જોઈએ. શુદ્ધ અમૃતજળનું પણ બધાએ સન્માન કરવું જોઈએ. ( ૬ )

---

ભાવાર્થ— ધ્રુવદિશા સ્થીરતા, દઢતા, આધાર ઇત્યાદિ શુભ ગુણોની સૂચક છે. ચંચળતા દૂર કરવી અને સ્થીરતાને સિદ્ધ કરવા માટેજ બધા ધર્મોના નિયમો હોય છે ઉદ્યમી અને પુરૂષાર્થી પુરૂષ અહીંનો અધિપતિ અને સંરક્ષક છે કારણ કે કર્મથીજ જગતની સ્થીતિ રહે છે, તેથી કર્મ વિના કોઇની પણ સ્થીરતા કે દૃઢતા થઇ શકતી નથી આ દૃઢતાના માર્ગના ઉદ્યમી અને પુરૂષાર્થી લોકો જ સંચાલક છે એજ એનુ કારણ છે. ઔષધિ અને વનસ્પતિઓ દોષ નિવારણ કરીને સહાય્ય કરે છે જે દોષોના દૂર કરનારાઓ છે તે બધા આ માર્ગના સહાયક છે. ઉદ્યમી અને પુરૂપાર્થી અધિપતિ અને સંરક્ષકોનુ સન્માન બધાએ કરવુ જોઇએ ઇ ( ૫ )

ઉર્ધ્વ દિશા આત્મિક ઉચ્ચતાનો માર્ગ સુચવે છે સાચો આત્મજ્ઞાની આપ્ત પુરૂષ જ આ માર્ગનો અધિપતિ અને માર્ગદર્શક છે જે અન્તર્બાહ્ય પવિત્ર હોય તેજ અહીંનો સંરક્ષક બની શકે છે આત્માનો અનુભવ અને પવિત્રત્વનુ અહીં સ્વામિત્વ છે. આત્મિક ઉચ્ચતાનું અવલંબન કરતી વખતે આત્મજ્ઞાની આપ્ત પુરૂષના આધિપત્યમા તથા પવિત્ર સદાચારી સત્પુરૂષના સંરક્ષણમા રહીને આ માર્ગનુ આક્રમણ કરવાથી ઇષ્ટ સિદ્ધિઓની વૃષ્ટિ થાય છે આત્મિક જળનો રસાસ્વાદ લેવાનો આજ એક યોગ માર્ગ છે. ૯ આ માર્ગનુ અવલંબન અવશ્ય કરીશ જ અને બીજાના માર્ગને પણ યથા શક્તિ સુગમ કરીશ હુ હમેશા ઉક્ત પ્રકારના આત્મજ્ઞાની અને શુદ્ધ સદાચારી સત્પુરૂષોનો સન્માન કરીશ. ( ૬ )

# અભ્યુદયની દિશા

## દિશાઓના વર્ણનથી માનવી ઉન્નતિનું તત્વજ્ઞાન

### ઉન્નતિનાં છ કેન્દ્ર

આ સૂક્તમાં છ મંત્રોમાં માનવી ઉન્નતિનાં છ કેન્દ્ર દિશાઓ દ્વારા સૂચિત કરેલ છે. ( ૧ ) પ્રાચી, ( ૨ ) દક્ષિણા ( ૩ ) પ્રતીચી, ( ૪ ) ઉદીચી, ( ૫ ) ધ્રુવા, ( ૬ ) ઉર્ધ્વા આ છ દિશાએ. ક્રમશઃ ( ૧ ) પ્રગતિ, ( ૨ ) દક્ષતા, ( ૩ ) વિશ્રામ, ( ૪ ) ઉચ્ચતા, ( ૫ ) સ્થીરતા, અને ( ૬ ) આત્મિક ઉન્નતિના ભાવ દર્શાવે છે, એમ જે ઉપરોક્ત છ મંત્રો દ્વારા સૂચિત કરેલ છે તે વિશેષ વિચાર

કરવા યોગ્ય છે ઉપાસક આ દિશાઓમાં થનારી નૈસર્ગિક ઘટનાઓને વિચારની દૃષ્ટિથી જુએ આ સૃષ્ટિની વિવિધ ઘટનાઓ દ્વારા સર્વ વ્યાપક પરમાત્મા પ્રત્યક્ષ, ઉપદેશ આપી રહ્યા છે એવી ભાવના મનમાં સ્થીર કરીને ઉપાસકોએ સૃષ્ટિ તરફ જોવું આવશ્યક છે આ સૃષ્ટિમાં જડ ભાવ નથી પરન્તુ પરમાત્માની ચૈતન્ય શક્તિથી આ સૃષ્ટિ ઓતપ્રોત છે એવી ભાવના મનમાં સ્થીર કરી જોઇએ, કારણ કે " આ સમગ્ર સૃષ્ટિ પૂર્ણ પરમેશ્વર દ્વારા જ ઉદયને પ્રાપ્ત થએલ છે અને તે સંપૂર્ણ ઇશ્વરની શક્તિ જ આ સૃષ્ટિ દ્વારા દેખાઇ રહી છે " આ પ્રમાણે સ્થીર વિચારથી જો ઉપાસક ઉપરોક્ત છ દિશાઓ દ્વારા પોતાની ઉન્નતિના છ કેન્દ્રોના સંબંધમાં ઉપદેશ ગ્રહણ કરશે તો વ્યક્તિ અને સમાજની ઉન્નતિનું સ્થીર અને નિશ્ચિત માર્ગેનું જ્ઞાન તેને થઇ શકે છે

આ કેન્દ્રોનું ઉત્તમ પ્રકારે જ્ઞાન મળે તેટલા માટે પૂર્વોક્ત વૈદિક સૂક્તોમાં કહેલ દિશાઓના જ્ઞાન માટેનો કોષ્ટક અહીં આપેલ છે અને તેનું સ્પષ્ટિકરણ પણ કાવ્યની દૃષ્ટિએ સંક્ષિપ્તરીતે કરીએ છીએ

દિશાકોષ્ટક ( ૧ ) [ અથર્વ. ૩।૨૭।૧-૬ ]

| દિશાઃ | અધિપતિ | રક્ષિતા | इषवः |
|---|---|---|---|
| प्राची | अग्नि | असितः | आदित्य |
| दक्षिणा | इन्द्रः | तिरश्चिराजी | पितरः |
| प्रतीची | वरुणः | पृदाकुः | अन्नम् |
| उदीची | सोमः | स्वजः | अशनि |
| ध्रुवा | विष्णु | कल्माषग्रिव. | वीरुध. |
| उर्ध्वा | बृहस्पति | श्वित्र | वर्षम् |

આ સૂક્તોના મંત્રોનો અભ્યાસ કરવાથી આ કોષ્ટકની સિદ્ધિ થઇ શકે છે હવે વેદમાં અન્ય સ્થાનોમાં આવેલા દિશા વિષયક ઉલ્લેખોનો વિચાર કરવાનો છે આ બાબતમાં નીચે લખેલા મંત્રો જુઓ—

येऽस्यां स्थ प्राच्यां दिशि हेतयो नाम देवास्तेषां वो अग्निरिषवः । ते नो मृडत ते नोऽधिब्रूत तेभ्यो वो नमस्तेभ्यो व स्वाहा ॥ १ ॥ येऽस्यां स्थ दक्षिणायां दिश्यविष्यवो नाम देवास्तेषां वः काम इषवः । ते नो० ॥२॥ येऽस्यां स्थ प्रतीच्यां दिशि वैराजा नाम देवास्तेषां व आप इषवः । ते नो० ॥ ३ ॥ येऽस्यां स्थोदीच्यां दिशि प्रविध्यन्तो नाम देवास्तेषां वो वात इषवः । ते नो० ॥ ४ ॥ येऽस्यां स्थ ध्रुवायां दिशि निलिम्पा नाम देवास्तेषां व ओषधी रिषव । ते नो० ॥ ५ ॥ येऽस्यां स्थोर्ध्वायां दिश्यवस्वन्तो नाम देवास्तेषां वो बृहस्पति रिषव । ते नो० ॥ ६ ॥ ( અથર્વ ૩।૨૬।૧-૬ )

" પ્રાચી વગેરે દિશાઓમાં હેતિ ઇત્યાદિ દેવો છે અને અગ્નિ વગેરે ઇષુ છે આ સર્વ ( नः ) અમને બધાને ( मृडत ) સુખી કરે, તે અમને બધાને ( अधिब्रूत ) ઉપદેશ આપે તે સર્વને અમારા નમસ્કાર છે તેમને માટે અમારૂં આ સમર્પણ છે " આ આ મંત્રોનો ભાવાર્થ છે હવે તેનું નીચે દર્શાવ્યા પ્રમાણે કોષ્ટક બનાવીએ—

દિશા કોષ્ટક " ૨ " [ અથર્વ. ૩।૨૬।૧-૬ ]

| दिशा | देवाः | इषव |
|---|---|---|
| प्राची | हेतय. | अग्नि. |
| दक्षिणा | अविष्यवः | कामः |
| प्रतीची | वैराजा | आप. |
| उदीची | प्रविध्यन्त | वात |
| ध्रुवा | निलिंपा | ओषधीः |
| उर्ध्वा | अवस्वन्तः | बृहस्पतिः |

પહેલા કોષ્ટકની આ બીજા કોષ્ટકની સાથે તુલના કરીએ પહેલા કોષ્ટકમાં " પ્રાચીઅને ઊર્ધ્વા " ના " અગ્નિ અને બૃહસ્પતિ " અધિપતિ છે, તેઓ જ અહીં ઇષુ બનેલા છે " ધ્રુવા " દિશાના ઇષુ પહેલા કોષ્ટકમાં " વીરુધ " છે અને અહીં " ઓષધી " છે આ બંને શબ્દોના અર્થ એકજ છે " પ્રતીચી " દિશાના ઇષુ બંને કોષ્ટકમાં " अन्न અને आप. " છે ખાનપાનનો પરસ્પરનો નિકટ સંબંધ છે. " દક્ષિણ " દિશાના ઇષુ બંને કોષ્ટકમાં " पितरः અને काम " છે કામના ઉપભોગથી જ પિતૃત્વ પ્રાપ્ત થઇ શકે છે " ઉદીચી " દિશાના ઇષુ " वात અને अशनि " છે અશનિનો અર્થ વિદ્યુત છે અને તેનું સ્થાન મધ્યસ્થાન અર્થાત્ વાયુનું સ્થાન માનવામાં આવે છે. આથી પાઠકોને જણાઇ આવશે કે કેવળ " प्राची અને ऊर्ध्वा " દિશાઓના ઇષુ બદલાએલા છે, એટલું જ નહિ પરન્તુ પહેલા કોષ્ટકમાં જે અધિપતિ હતા તે જ બીજા કોષ્ટકમાં ઇષુ

બનેના છે અન્ય દિશાઓના ૯પુ સમાન અથવા પરસ્પર સબધ રાખનારા છે અથર્વવેદના તીજા કાંડના ૨૬ અને ૨૭ સૂક્તોના કથનમાં એટલો ભેદ છે આ ભેદથી એટલુ સ્પષ્ટ થાય છે કે ઇપુ, અધિપતિ ઇત્યાદિ શબ્દો વાસ્તવિક નહિ પરન્તુ અનકારિક છે હવે નીચેના મત્ર જુઓ—

प्राचीमारोह गायत्री त्वावतु रथंतर साम ।
त्रिवृत्स्तोमो वसन्त ऋतुर्ब्रह्म द्रविणम् ॥ १० ॥
दक्षिणामारोह त्रिष्टुप्त्वावतु बृहत्साम
पञ्चदश स्तोमो ग्रीष्मऋतु क्षत्रं द्रविणम् ॥ ११ ॥
प्रतीचीमारोह जगती त्वावतु वैरूप साम
सप्तदश स्तोमो वर्षाऋतुर्विंद् द्रविणम् ॥ १२ ॥
उदीचीमारोहानुष्टुप्त्वावतु वैराजं
सामैकविंश स्तोमः शरदृतु फलं द्रविणम् ॥ १३ ॥
उर्ध्वामारोह पंक्तिस्त्वावतु शाक्वररैवते सामनी
त्रिणवत्रयस्त्रिंशौ स्तोमौ हेमन्तशिशिरावृतू वर्चो
द्रविणम् ॥ १४ ॥ (યજુ અ. ૧૦)

' પ્રાચી ઇત્યાદિ દિશાઓમાં ( ब्रह्म द्रविणं ) જ્ઞાન વગેરે ધન છે

આ મત્રોનું સ્પષ્ટિકરણ નીચેના કોષ્ટકથી થઇ શકે છે

દિશા કોષ્ટક (૩) [ યજુ. ૧૦।૧૦-૧૪ ]

| दिशा | रक्षक छन्द | साम | स्तोम | ऋतुः | द्रविण धनं |
|---|---|---|---|---|---|
| प्राची | गायत्री | रथंतर | त्रिवृत् | वसन्तः | ब्रह्म |
| दक्षिणा | त्रिष्टुप् | बृहत् | पंचदशः | ग्रीष्म | क्षत्र |
| प्रतीची | जगती | वैरूप | सप्तदश | वर्षा | विट् |
| उदीची | अनुष्टुप् | वैराज | एकविंशः | शरद् | फलं |
| ध्रुवा ऊर्ध्वा | पंक्ति. | शाक्वरं रैवतं | त्रिणवत्रयस्त्रिंशौ | हेमन्त शिशिर | वर्चः |

આ કોષ્ટકમાં પાઠક દિશાઓના ધનોનું અવશ્ય મનન કરે (૧) પ્રાચીદિશાનું ધન ( ब्रह्म ) જ્ઞાન છે (૨) દક્ષિણ દિશાનુ ધન ( क्षत्र ) શૌર્ય છે (૩) ઉદીચી દિશાનુ ધન ફળ પરિણામ લાભ વગેરે છે. (૫) ધ્રુવા ઊર્ધ્વ દિશાનું ધન શક્તિ, બળ, વગેરે છે. જ્ઞાન, શૌર્ય, પુરુષાર્થ, પ્રયત્ન, લાભ અને વીર્ય તેજ તે ઉપરોક્ત દિશાઓનું ધન છે તેમની તુલના પ્રથમ કોષ્ટકની સાથે કરવાથી અર્થનો બોધ ગભીર ગૌરવ પ્રતીત થશે પાઠકોએ અહીં જાણી લીધુ હશે કે ઉક્ત ગુણો વિશેષ વર્ણોના હોવાથી ઉક્ત દિશાઓનો સબધ ઉક્ત વર્ણો સાથે છે. બ્રાહ્મણોનું જ્ઞાન, ક્ષત્રિઓનુ શૌર્ય, વૈશ્યોનો પુરૂષાર્થ, શુદ્રોનો હુન્નર ઉદ્યોગનો લાભ અને જનતાનું વીર્યતેજ સર્વ રાષ્ટ્રના ઉદ્ધારનો હેતુ છે તેમજ પ્રત્યેક વ્યક્તિમા જ્ઞાન, શૌર્ય, પુરૂષાર્થ, ફળ પ્રાપ્તિ સુધી પ્રયત્ન કરવાના ગુણ અને વીર્ય તેજ જોઇએ આ પ્રમાણે વ્યક્તિમાં અને રાષ્ટ્રમાં ઉપરોક્ત ગુણોનો સબધ છે આ સબધને સ્મરણમા રાખીને પાઠક નીચેના મત્રો જુએ—

प्राच्या दिशि शिरो अजस्य धेहि ।
दक्षिणायां दिशी दक्षिण धेहि पार्श्वम् ॥ ७ ॥
प्रतीच्यां दिशि भसदमस्य धेहि ।
उत्तरस्यां दिश्युत्तर धेहि पार्श्वम् ।
ऊर्ध्वायां दिश्यजस्यानूक्यं धेहि ।
दिशि ध्रुवायां धेहि पाजस्यम् ०॥ ८ ॥
(અથર્વ ૪।૧૪)

" પ્રાચી દિશામાં ( अजस्य ) અજન્મા જીવનુ શિર મૂકો તથા અન્ય દિશાઓમાં અન્ય અવયવો રાખો ! " આ મત્રોમાં અવયવોનો સબધ દિશાઓની સાથે દર્શાવ્યો છે નીચેના કોષ્ટકથી તેનો ભેદ સ્પષ્ટ થશે—

દિશા કોષ્ટક (૪) (અથર્વ. ૪।૧૪।૭-૮)

| प्राची | शिर | મસ્તક |
|---|---|---|
| दक्षिणा | दक्षिणं पार्श्वं | જમણીબગલ |
| प्रतीची | भसदं | ગુપ્તભાગ |
| उदीची | उत्तरं पार्श्वं | ડાબી બગલ |
| ध्रुवा | पाजस्यं | પેટ |
| ऊर्ध्वा | आनूक्यं | પીઠનાં હાડકાં |

આ કોષ્ટકની સાથે પૂર્વોક્ત ત્રીજા કોષ્ટકની તુલના કરો જ્ઞાન, શૌર્ય, પુરૂષાર્થ, અને ફળનો સબધ માથુ, બાહુ

*

મધ્યભાગ અને નીચેના ભાગના સાથે અહીં આપેલ છે જ્ઞાન શૌર્ય, પુરુષાર્થ સબંધ ગુણરૂપ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિમાં છે અને વર્ણરૂપ પ્રમાણે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યોમાં અર્થાત્ રાષ્ટ્ર–પુરુષના અવયવોમાં છે આ પ્રમાણે વર્ણોનો સબંધ દિશાઓની સાથે સ્પષ્ટ છે આ સબંધ ધ્યાનમાં રાખીને, વિચાર કરીને હવે નીચેના મંત્રો જુઓ—

> प्राचीं प्राचीं प्रदिशमारभेथामेतं लोकं श्रद्दधानाः सचन्ते । यद्वां पक्वं परिविष्टमग्नौ तस्य गुप्तये दंपती सं श्रयेथाम् ॥ ७ ॥
>
> दक्षिणां दिशमभि नक्षमाणौ पर्यावर्तेथामभि पात्रमेतत् । तस्मिन्वां यमः पितृभिः संविदानः पक्वाय शर्म बहुलं नि यच्छात् ॥ ८ ॥
>
> प्रतीची दिशामियमिद्वरं यस्यां सोमो अधिपा मृडिता च । तस्यां श्रयेथां सुकृतः सचेथामधा पक्वान् मिथुना सं भवाथः ॥ ९ ॥
>
> उत्तरं राष्ट्रं प्रजयोत्तरावद्दिशामुदीची कृणवन्नो अग्रम् । पाङ्क्तं छन्दः पुरुषो बभूव विश्वैर्विश्वाङ्गैः सह सं भवेम ॥ १० ॥
>
> ध्रुवेयं विराण्नमो अस्त्वस्यै शिवा पुत्रेभ्य उत मह्यमस्तु । सा नो देव्यदिते विश्ववार इर्य इव गोपा अभि रक्ष पक्वम् ॥ ११ ॥ અથર્વ ૧૨।૩

( ૧ ) (प्राचीं) પૂર્વ દિશા પ્રગતિની દિશા છે તેમાં ( आरभेथां ) ઉત્સાહની સાથે પુરુષાર્થનો આરંભ કરો ( एतं लोकं ) આ ઉન્નતિના લોકમાં ( श्रद्दधानाः ) શ્રદ્ધા ધારણ કરનારાજ પહોંચી શકે છે જે ( वां ) તમે બંને અગ્નિમાં પ્રવેશ કરીને ( पक्वं ) પાકેલું અનાજ હશે, ( तस्य गुप्तये ) તેની રક્ષા માટે ( दंपती ) આ પુરુષ ( संश्रयेथां ) પ્રયત્ન કરે ( ૨ ) આ દક્ષિણ દિશામાં જ્યારે તમે ( अभि नक्षमाणौ ) સર્વ બાજુથી પ્રગતિ કરતાં કરતાં આ ( पात्रं ) યોગ્ય અથવા સંરક્ષક કર્મનું ( अभि पर्यावर्तेथां ) સર્વ પ્રકારે વાર વાર અનુષ્ઠાન કરીશું ત્યારે આપની ( पक्वाय ) પરિપક્વતાને માટે ( पितृभिः ) રક્ષકોની સાથે ( संविदानः यमः ) જ્ઞાની નિયામક ( बहुलं शर्म ) ઘણું સુખ આપશે ( ૩ ) ( प्रतीचीं ) પશ્ચિમ દિશા એ ખરેખર ( वरं ) શ્રેષ્ઠ દિશા છે, જેમાં ( सोमः ) વિદ્વાન અને શાંત અધિપતિ અને ( मृडिता ) સુખ દેનારા છે આ દિશાનો આશ્રય કરો સુકૃત કરીને પરિપક્વતાને ( सचेथां ) પ્રાપ્ત કરો અને ( मिथुना ) સ્ત્રી અને પુરુષ મળીને ( संभवाथः ) સુસંતાન ઉત્પન્ન કરો ( ૪ ) ઉત્તર દિશા ( प्रजया ) વિજય શાળી રાષ્ટ્રિય દિશા છે એટલા માટે અમને બધાને આ ઉત્તર દિશા ( अग्रं ) અગ્ર ભાગમાં લઈ જાય ( पाङ्क्तं ) પાંચ વર્ણો–રાષ્ટ્રના વિભાગોનો ( छन्दः ) છંદ એજ આ પુરુષ થાય છે એ બધા અંગોની સાથે અમે સર્વ ( संभवेम ) મળીને રહીએ ( ૫ ) આ ધ્રુવ દિશા ( विराट् ) ઘણી મોટી છે તેથી તેને નમન હો તે મારે માટે તેમજ બાળ બચ્ચાંઓ માટે ( शिवा ) કલ્યાણકારી બનો હે ( अदिते देवि ) સ્વતંત્રતા દેવી ! ( विश्ववारे ) સર્વ આપત્તિઓનું નિવારણ કરનારી દેવી ! તું ( गोपा ) અમારા સર્વનું રક્ષણ કરતાં કરતાં અમારી પરિપક્વતાને સુરક્ષિત રાખ

આ મંત્રોમાં દિશાઓની બીજી કેટલીક વધારાની વાતો દર્શાવી છે એના સૂચક મુખ્ય શબ્દોનું નીચે આપેલું કોષ્ટક બને છે

દિશા કોષ્ટક ( ૫ ) ( અથર્વ ૧૨।૩।૭–૧૧ )

| दिशः | कर्म | साधन | साधक | क्रिया |
|---|---|---|---|---|
| प्राची | आरभ | श्रद्धान | दंपती | संश्रयेथां |
| दक्षिणा | पर्यावर्तन | नक्षमाण | यम संविदान | नियच्छात् |
| प्रतीची | आश्रयः | सुकृत | मिथुनः | संभवाथः |
| उदीची | प्र-जयः | पाङ्क्त छंदः | पुरुष | सह संभवेम |
| ध्रुवा | वि-राट् | शिवा | विश्ववारा अदितिः | रक्ष |

આ કોષ્ટકથી સાધરણુ રીતે જાણુ થઇ જશે કે દિશાઓ-નાં ઉપરોકત નામ છ વાતોનાં સૂચક છે. અને આ સૂચક નામોમાં કેવું ઉત્તમ તત્ત્વજ્ઞાન ભરેલું છે. આ મંત્રોનું અધ્યયન કરવાથી નીચેની બાબતો જણાઇ આવશે.

**૧ પ્રાચી દિશા**- ( **પ્ર-અંચ**=આગળ વધવું. ઉન્નતિ કરવી, આગળના ભાગમાં જવું ) આ મૂળ અર્થ "**પ્રાંચ્**" ધાતુનો છે, જેથી "પ્રાચી" શબ્દ બન્યો છે. "**પ્રચીદિશા**" નો અર્થ ઉન્નતિની દિશા, વૃદ્ધિનો માર્ગ એમ થાય છે.

ઉન્નતિને માટે વિવિધ કર્મનો પ્રારંભ કરવાની અત્યંત આવશ્યકતા હોય છે. પુરૂષાર્થના પ્રારંભ વગર ઉન્નતિની આશા કરવી વ્યર્થ છે. ઉત્સાહથી પુરૂષાર્થ કરવાને માટે શ્રદ્ધા જોઇએ. શ્રદ્ધાવિના ઉત્સાહ પ્રાપ્ત થતો નથી. જગતમાં સ્ત્રી પુરૂષ મળીને જ વિવિધ પુરૂષાર્થોનું સાધન કરે છે. તેમના પરસ્પર હળીમળીને ( સંપીને ) રહેવાથી જ આ સંસારમાં સર્વ ભાગોની પરિપકવતા અને ( **ગુપ્તિ** ) સંરક્ષણુ થઇ શકે છે. આ પ્રમાણે પ્રાચી દિશાથી ઉપદેશ મળે છે.

**૨ દક્ષિણ દિશા**- "દક્ષિણુ" શબ્દનો અર્થ દક્ષ, સારી રીતે, યોગ્ય, પ્રબુદ્ધ સરળ, સાચું વગેરે છે. "દક્ષિણુ દિશા" શબ્દનો મૂળ અર્થ સરળ માર્ગ, સાચો માર્ગ એવો થાય છે. પાછળથી તેનો અર્થ "જમણી બાજુની દિશા" થઇ ગયો છે.

ઉન્નતિને માટે સીધા અને સાચા માર્ગથી ચાલવું જોઇએ. અને ( **નક્ષમાણ** ) ગતિ અથવા હાલચાલ અથવા પ્રયત્ન કરવો જોઇએ, નહિ તો સિદ્ધિ મળવી અસંભવ છે. એક વાર પ્રયત્ન કરવાથી સિદ્ધિ ન મળે તો વારંવાર પુરૂષાર્થ કરવો આવશ્યક છે જ. તેની આ સૂચના ( **પર્યાવર્તર્થા, પરિ-આ-વર્તર્થા** ) વારંવાર પ્રયત્ન કરો આ શબ્દો દ્વારા મંત્રમાં આપેલ છે. "**યમ**" શબ્દ નિયમોનો સૂચક. "**પિતૃ**" શબ્દ જનન શક્તિ અને સંરક્ષણુનો સૂચક, તથા "**સંવિદાન**" શબ્દ જ્ઞાનનો સૂચક છે. નિયમ, સ્વસંરક્ષણુ અને જ્ઞાનથી જ શર્મ અર્થાત્ સુખ થાય છે. આ દક્ષિણુ દિશાના મંત્રથી બોધ મળે છે.

( ૩ ) **પ્રતીચી દિશા**- પ્રત્યંચ અંદર દાખલ થવું, અંતર્મુખ થવું. પ્રતીચી દિક્ શાંતિની દિશા, અંદર મૂળ સ્થાનપર આવવાની દિશા, સ્વસ્થાનપર આવવાનો માર્ગ, અંતર્મુખ થવાનો માર્ગ, એ આ શબ્દનો મૂળ અર્થ છે. "પૂર્વદિશા" ને આગળ વધવાનો માર્ગ રૂપે કહી છે. અને પશ્ચિમ દિશાને ફરીથી પાછા ફરીને પોતાના અસલ સ્થાનપર આવીને વિશ્રામ લેવાની દિશા કહી છે—

| પ્રતીચી | પ્રાચી |
|---|---|
| **( પ્રતી-અંચ )** | **( પ્ર+અંચ્ )** |
| **પ્રતિ-ગતિ** | **પ્ર+ગતિ** |
| **પ્રતિ+ગમન** | **પ્ર+ગમન** |
| **નિ+વૃત્તિ** | **પ્ર+વૃત્તિ** |

દિશાઓના નામોથી જે ભાવ વ્યકત થાય છે તેની જાણુ આ કોષ્ટકથી થઇ શકે છે. વૈદિક શબ્દોનું આ પ્રમાણે મહત્વ જાણવું જોઇએ.

નિવૃત્તિ, વિશ્રાંતિ, અથવા સ્વસ્થતાનું સ્થાન જ શ્રેષ્ઠ ( **વરં** ) હોય છે. શાંતિથી ભિન્ન બીજી શ્રેષ્ઠતા કઇ હોઇ શકે ! સોમ એ શાંતિની દેવતા છે. સૂર્યના પ્રખર પ્રચંડ કિરણોના તાપથી સંતપ્ત મનુષ્ય ચંદ્ર ( **સોમ** ) ના શિતળ પ્રકાશથી કેટલો શાન્ત, સંતુષ્ટ અને આનંદિત થાય છે. સુકૃત અર્થાત્ ધાર્મિક પુણ્ય કર્મોનો માર્ગ જ આ શાન્તિ-ને પ્રાપ્ત કરાવી શકે છે, ઇત્યાદિભાવ આ મંત્રમાં જ્ઞાત થાય છે.

( ૪ ) **ઉત્તર દિશા**- ( **ઉત્-તર** ) અધિક ઉચ્ચત્તર, અધિક શ્રેષ્ઠ અવસ્થા પ્રાપ્ત કરવાનો માર્ગ એવો એનો મૂળ અર્થ છે. મનુષ્યોની ઉચ્ચતર અવસ્થા પ્રાપ્ત થવા માટે રાષ્ટ્ર-ની ભકિત કારણુ રૂપ બને છે; કારણુ કે—

**भद्रमिच्छन्त ऋषयः स्वर्विदस्तपो दीक्षामुप सेदुरग्रे ॥ ततो राष्ट्रं बलमोजश्च जातं तदस्मै देवा उपसंनमन्तु ॥** ( અથર્વ ૧૯।૪૧।૧ )

"સર્વનું કલ્યાણુ કરવાની ઇચ્છાવાળા જ્ઞાની ઋષિ મુનિ-ઓએ તપ કર્યું અને દક્ષતાથી વ્રત કર્યું. તેથી રાષ્ટ્ર, બળ અને ઓજ ઉત્પન્ન થયું. તેટલા માટે સર્વ દેવો તે રાષ્ટ્રીયતાની સન્મુખ નમ્રતા ધારણુ કરે." રાષ્ટ્રીયતાની સાથે લોકકલ્યા-ણુની ભાવના આ પ્રકારે વેદોમાં વર્ણવાએલી છે. લોકકલ્યાણુ એજ લોકોની ઉચ્ચત્તર સ્થિતિ છે. રાષ્ટ્રીય ભાવનામાં ( **નઃ અગ્રં કૃણ્વન્** ) "સર્વના અગ્રભાગમાં થવાને માટે અમારે પ્રયત્ન કરવો આવશ્યક છે." રાષ્ટ્ર ( **પાંક્ત** ) પાંચ વિભા-ગોમાં વિભકત છે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર અને નિષાદ,

અથવા જ્ઞાની, શૂર, વ્યાપારી, કારીગર અને સાધારણ આમ જનતા મળીને રાષ્ટ્રના પાંચ અવયવો બને છે આ પાંચ પ્રકારના જનોની કલ્યાણ કરવાની ( છંદ ) પ્રબળ ઇચ્છા જેનામાં હોય છે તે જ સાચો " પુરુષ " કહેવાય પુરુ તેને કહેવાય જે ( पुरि ) નગરીમાં ( वसति ) નિવાસ કરે છે નાગરિકજન જે " લોકકલ્યાણ " કરે છે, તે જ સાચો પુરુષ છે. સર્વ અંગોથી તે પૂર્ણ હોય છે અને ઉન્નતિને માટે ( सं भवेम ) સર્વ મળીને એકત્રિત થવાની આવશ્યકતા છે આ બોધ ઉત્તર દિશાના મંત્રના શબ્દોથી પ્રાપ્ત થાય છે

( ૫ ) ध्रुवा दिक्- સ્થિરતાનો ધર્મ અહીં દર્શાવ્યો છે મનુષ્યના વ્યવહારમાં ચંચળતા ઠીક ન કહેવાય સ્થિરતા, દૃઢતા, નિશ્ચિતતા આ સર્વ ઉન્નતિના સાધક છે સર્વનું ( शिवा ) કલ્યાણ આ ગુણોથી જ થાય છે સ્થિરતાનો માર્ગ એ જ ખરો યોગ માર્ગ છે તેમાં જ ચંચળતાને દૂર કરીને સ્થિરતાની પ્રાપ્તિ થાય છે તેથી સર્વનું હિત સાધી શકાય છે આજ ( अ दिति ) અવિનાશની દેવતા અથવા સ્વાતંત્ર્યની દેવતા છે સ્થિરતા વિના સ્વતંત્રતાની પ્રાપ્તિ થઇ શકતી નથી ( गो-पा ) ઇન્દ્રિયોનું સંરક્ષણ અર્થાત્ સંયમ આ માર્ગમાં અત્યંત આવશ્યક છે આ પ્રમાણે ધ્રુવ દિશાના મંત્રોથી બોધ પ્રાપ્ત થાય છે

મંત્રોની શબ્દ યોજના કેટલી અર્થ પૂર્ણ છે એનો વિચાર પાઠક અહીં કરી શકે છે અસ્તુ દિશાની બાબતમાં ઋગ્વેદ માં ઉલ્લેખ નથી તેથી હવે આ સર્વ વિવરણનું એકીકરણ કરવું જોઇએ તે પહેલાં નીચેના મંત્રો જુઓ—

प्राच्यै त्वा दिशेऽग्नयेऽधिपतयेऽसिताय रक्षित्र आदित्यायेषुमते । एतं परिदद्मस्तं नो गोपायतामस्माकमैतोः । दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥ ५५ ॥ दक्षिणायै त्वा दिश इन्द्रायाधिपतये तिरश्चिराजये रक्षित्रे यमायेषुमते ॥ एतं० ॥ ५६ ॥ प्रतीच्यै त्वा दिशे वरुणायाधिपतये पृदाकवे रक्षित्रेऽन्नायेषुमते । एत० ॥ ५७ ॥ उदीच्यै त्वा दिशे सोमायाधिपतये स्वजाय रक्षित्रेऽशन्या इषुमत्यै ॥ एत० ॥ ५८ ॥ ध्रुवायै त्वा दिशे विष्णवेऽधिपतये कल्माषग्रीवाय रक्षित्र ओषधीभ्य इषुमतीभ्यः ॥ एतं० ॥ ५९ ॥ ऊर्ध्वायै त्वा दिशे बृहस्पतयेऽधिपतये श्वित्राय रक्षित्रे वर्षायेषुमते ॥ एत ॥ ६० ॥ ( અથર્વ ૧૨।૩ )

" પ્રાચી દિશા, અગ્નિ અધિપતિ, અસિત રક્ષિતા અને બાણવાન્ આદિત્યને માટે ( एतं ) આ દાન ( परिदद्मः ) આપીએ છીએ ( अस्माकं आ-एतोः ) અમારા દુષ્ટ ભાવથી અમારા સર્વનું ( नः गोपायतां ) સંરક્ષણ કરે ( अत्र ) અહીં ( नः ) અમને સર્વને ( दिष्टं ) ધર્મની સારી પ્રેરણા ( जरसे ) વૃદ્ધ અવસ્થા સુધી ( नि नेषत् ) લઇ જાય ( जरा ) વૃદ્ધ અવસ્થા મૃત્યુને ( नः मृत्यवे परिददातु ) અમને બધાને મૃત્યુને પ્રતિ આપે ( अथ ) અને ( पक्वेन ) પરિપક્વતાની સાથે ( संभवेम ) સંભૂતિ અર્થાત્ ઉન્નતિને પ્રાપ્ત થઇ જાય આ પ્રથમ મંત્રનો અર્થ છે. શેષ મંત્રોના ભાવ પણ એજ પ્રમાણે સુગમ છે

આ મંત્રોમાં [ ૧ ] દાન, [ ૨ ] સ્વસંરક્ષણ, [ ૩ ] દુષ્ટભાવને દૂર કરવા [ ૪ ] ધર્મની પ્રેરણાની સાથે પૂર્ણ વૃદ્ધ અવસ્થાનો અનુભવ લીધા પછી અર્થાત્ દીર્ઘ આયુષ્યની સમાપ્તિ પછી મરવાની કલ્પના, અને [ ૫ ] પરિપક્વ (બુદ્ધિવાન સજ્જનો ) ની સાથે અર્થાત્ સત્સંગમાં રહેવાનો ઉપદેશ છે પ્રારંભથી અહીં સુધી દિશા બાબતનાં જે કોષ્ટકો અને મંત્રો આપેલા છે તે સર્વનો એકીકરણપૂર્વક વિચાર કરવાથી આ મંત્રોનો અધિક બોધ થવા સંભવ છે

प्राचो दिगग्निरधिपतिरसितो रक्षितादित्या इषवः । तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु । योऽस्मान् द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥

અથર્વ ૩।૨૭।૧

આ મંત્રનો હવે વિચાર કરવાનો છે. આનો વિચાર થવાથી અન્ય સર્વ મંત્રોનો વિચાર થઇ શકે છે ઉપર જ્યાં દિશાઓનું બીજું કોષ્ટક આપેલું છે ત્યાં દર્શાવ્યું છે કે અધિપતિ, ઇષુ, રક્ષિતા, આદિ શબ્દો આલંકારિક છે તેથી તેમનો અર્થ કાવ્ય કલ્પનાથી જ ઘટાવવો જોઇએ

( ૧ ) અધિપતિ, રક્ષિતા, ઇષવ, ઇત્યાદિ શબ્દો આલંકારિક છે કારણ કે વર્ષા વીરુધા વગેરેને પણ બાણ કહેલ છે વસ્તુતઃ તે બાણ નથી જ આને લીધે કવિની આલંકારિક દૃષ્ટિથી તેનો અર્થ કરવો ઉચિત છે

( ૨ ) મંત્રના પ્રથમ પાદમાં અધિપતિ, રક્ષિતા આ શબ્દો એક વચનમાં છે પરંતુ દ્વિતીય ચરણમાં આજ શબ્દોનું બહુવચન લેવામાં આવ્યું છે. એક વચનના શબ્દો પરમેશ્વરને લાગુ પાડી શકાય પરંતુ "अधिपतिभ्यः रक्षितृभ्यः" બહુ વચનમાં હોવાને કારણે તે પરમેશ્વરને લાગુ પાડી શકાય નહિ. આદરપૂર્વક બહુવચન વાપર્યું છે એમ કહીએ તો પૂર્વ ચરણમાં એક વચન આવેલું છે એટલે તે પણ નિરર્થક છે. વેદમાં કોઇ પણ સ્થળે એક જ મંત્રમાં પરમેશ્વર વાચક શબ્દો એક વચન અને બહુવચનમાં આવેલ નથી. આથી અહીં આ શબ્દોના અર્થ કેવળ પરમેશ્વર માટે વપરાએલા છે કે કેમ એ શંકા છે.

( ૩ ) પ્રત્યેક દિશાનો અધિપતિ રક્ષિતા અને ઇષુ ભિન્ન છે. જો એ પરમેશ્વર વાચક શબ્દો હોય તો ભિન્નતાનો કોઇ અર્થ કાઢી શકાય નહિ.

( ૪ ) તૃતીય ચરણમાં "જે અમારા સર્વનો દ્વેષ કરે છે અને જેનો અમે સર્વ દ્વેષ કરીએ છીએ તેને ( वः जम्भे ) અમે આપ સર્વના એક જડબામાં ધરી દઇએ. છીએ. એ આશયના શબ્દો આવી ગયા છે. આ મંત્રનો ભાગ કેવળ સામાજીક સ્વરૂપ પર કહેલ છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. દુષ્ટને શિક્ષા કરવાનો આ વિષય છે અને શિક્ષા કરનારો એકલો નથી પરંતુ ( वः ) અનેક છે. ( वः जम्भे ) "તમો ઘણાઓના જડબામાં અમે બધા મળીને તે દુષ્ટને આપીએ છીએ "તમો જેમ ઇચ્છો તેમ તેને સજા કરો. સજા કરવાનો અધિકાર અમે અમારા હાથમાં લેતા નથી, આપ સર્વને તેને સજા કરવાનો અધિકાર છે. આ આશય ઉકત મંત્ર ભાગમાં સ્પષ્ટ છે. તેમાં ન્યાયની વ્યવસ્થા સ્પષ્ટતાથી લખેલી છે.

( अ ) અનેક સજ્જનોએ સાથે મળીને ન્યાય કરવો જોઇએ.

( आ ) કોઇને માટે એ ઉચિત નથી કે તે પોતાની ઇચ્છા પ્રમાણે મનમાનીતી સજા કરે. તે અધિકાર ન્યાય સભાનો જ છે.

( इ ) બહુપક્ષથી દ્વેષ કરવો જોઇએ નહિ. દ્વેષ કરવો એ ખરાબછે. સ્વસંમતિ પ્રગટ કરવી એ દ્વેષ નથી જ.

( ई ) બહુ પક્ષપ્રત્યે પણ એ ઉચિત નથી કે તેઓ પોતાની સંમતિથી કોઇને દંડ આપે. બહુપક્ષ અને અલ્પ પક્ષના મનભેદ હોવા છતાં ન્યાય સભા દ્વારા યોગ્યા યોગ્યનો નિશ્ચય કરવો જોઇએ. અને ન્યાય સભાનો નિશ્ચય બધાએ માન્ય રાખવો જોઇએ.

ઇત્યાદિ વાતો ઉક્ત મંત્ર ભાગથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. અહીં પરમેશ્વરના જડબામાં નાખવાની કલ્પના નથી એમ સ્પષ્ટ જણાઇ આવે છે. હવે અહીં "जंभ" શબ્દનો અર્થ જોવો યોગ્ય છે—

( जंभ )– શબ્દનો અર્થ દાંત, હાથીનો દાંત, મોઢું, જડબું, વજ્ર દંડ વગેરે થાય છે. મંત્રમાં "वः जम्भे" અર્થાત્ "અનેક લોકોનું એ જડબું" એમ કહ્યું છે. પ્રત્યેક પ્રાણીને માટે એક જ જડબું હોવું શકય છે. પરન્તુ અહીં અનેક મનુષ્યોના સાથે મળીને એક જડબું કહેલું છે. વાસ્તવિક રીતે અનેક મનુષ્યોનું એક જડબું હોઇ જ શકે નહિ પરન્તુ અહીં કહેલ છે. તેથી આ જડબું વાસ્તવિક નથી જ, કેવળ કાલ્પનિક છે. નિમ્ન કોષ્ટકથી વ્યક્તિગત અને સામાજીક જડબાની કલ્પના આવી શકે છે—

| વ્યક્તિનું જડબું | સમાજનું જડબું |
|---|---|
| જંભ | ન્યાયાલય |
| મુખ | મુખ્ય |
| જ્ઞાનેન્દ્રિય પંચક | જ્ઞાનીજન-પંચ |
| દાંત-દ્વિજ | ત્રૈવર્ણિક-દ્વિજ |
| દંતપંક્તિ | દ્વિજ-સભા |
| ચર્વણ, ચર્વિત ચર્વણ | વિષય-ચર્ચા |
| અન્ન-ચર્વણ | પ્રમાણ-વિચાર |

સિંહ, વ્યાઘ્ર ઇત્યાદિ હિંસ્ર પશુ પોતાના ભક્ષ્યને પોતાના જડબામાં રાખીને ખાય છે. શત્રુને પોતાના જડબામાં રાખીને ખાવાની કલ્પના નીચ પ્રાણીઓમાં છે. ક્રોધી મનુષ્ય ગડિાતુર બનીને પોતાના શત્રુને કરડવા દોડે છે. પરંતુ વિચારી મનુષ્ય આવી પશુશક્તિને દબાવીને પોતે પોતાને સમાજનું એક અંગ સમજીને, પોતાના શત્રુને પણ સમાજનું એક અંગ માને છે. આ કારણથી તે પોતે શત્રુને એકલે હાથે સજા કરવાને પ્રવૃત્ત ન થતાં, ન્યાય સભાનું શરણ લે છે. કારણ કે તે સમાજનું જડબું છે. આ ન્યાયાલયમાં દ્વિજોની સભા ભરાય છે. અને તે અનુકૂળ, પ્રતિકૂળ વાતોનું વારંવાર મનન કરીને દુષ્ટને દંડ આપે છે, અને સજ્જનને સ્વાતંત્ર્ય અર્પણ કરે છે. આ સમાજનું જડબું-અર્થાત્ ન્યાય સભાનો-ભાવ

' જંભ ' શબ્દનો કરવો ઉચિત છે. આજ અનેક મનુષ્યોનું એક જડબું હોય શો.

तं वो जंभे दध्मः।

( तं ) તે દુષ્ટને અમે સર્વ ( वः ) આપના અનેકના ( जंभे ) એક જડબામાં–અર્થાત્ ન્યાયસભામાં–( दध्मः ) ધારણ કરીએ છીએ. અર્થાત્ આપને આધીન કરીએ છીએ. ન્યાય સભાનું ઉપરીપણું અહીં દર્શાવાયું છે.

અહીંનો ( वः ) શબ્દ પૂર્વોક્ત ' अधिपतिभ्यः, रक्षितृभ्यः ' એ શબ્દોને સૂચિત કરે છે. સમાજના અથવા રાષ્ટ્રના અધિપતિ અને રક્ષક ' वः " શબ્દથી ઓળખાય છે. સર્વનો દ્વેષ કરનારા દુષ્ટને આ પંચના આધીન કરવો જોઈએ, એ આ મંત્રનો સ્પષ્ટ આશય છે. તેથી " અધિપતિ " આદિ શબ્દોનું બહુવચન મંત્રમાં આવી ગયું છે. અને આ કારણને લીધે જ બહુ વચન યોગ્ય અને અર્થને અનુકૂળ છે.

શત્રુને પંચને આધીન કરવાની વૃત્તિથી શત્રુને પોતેજ શિક્ષા કરવાની અને ન્યાયને પોતાના હાથમાં લેવાની ધંખની વૃત્તિ ઓછી થાય છે, અને પંચો માર્ફત ન્યાય પ્રાપ્ત કરવાની સાત્વિક પ્રવૃત્તિ વધે છે, આ પ્રકારની પ્રવૃત્તિ સમાજના હિતને માટે આવશ્યક છે.

આ ઉદ્દેશથી પોતે પોતાને સમાજનો એક અવયવ સમજવાનો સાત્વિક ભાવ વધતો જાય છે. હું જનતાનો એક અંશ છું, જનતાનો અને મારો અતૂટ સંબંધ છે આ ભાવના અત્યંત શ્રેષ્ઠ છે. અને આ ઉચ્ચ ભાવનાનું બીજ કેટલી ઉત્તમતાથી અંતઃ કરણમાં મૂકવામાં આવ્યું છે. આ વૈદિક ધર્મનું મહત્વ છે.

" तेभ्यो नमो. " આ બે પદ પ્રત્યેક મંત્રમાં છે. આ બે પદ ૭ મંત્રોમાં વારંવાર કહેલાં છે. વારંવાર મંત્રોનો જે પાઠ કરવામાં આવે છે તેને " અભ્યાસ " કહે છે. વિશેષ મહત્વપૂર્ણ મંત્રોનો આ પ્રમાણે વારંવાર અનુવાદ વેદમાં કરવામાં આવ્યો છે, તેથી સિદ્ધ થાય છે કે આ મંત્રોનો ભાવ મુખ્ય છે, અને તેમને અનુકૂળ શેષ મંત્ર ભાગનો અર્થ કરવો જોઈએ. અર્થાત્ આ સૂક્તનો અર્થ સાર્વજનિક છે.

[ ૧ ]

( १ પ્રાચી દિશા ) પ્રગતિની દિશા, ( २ अग्निः अधिपतिः ) તેજસ્વી સ્વામી, ( ३ असितः रक्षिता ) સ્વતંત્ર સંરક્ષક અને ( ४ आ-दित्या इषवः ) સ્વતંત્રતાપૂર્ણ વક્તૃત્વ, આ ચાર વાતો આવેલી છે.

પ્રત્યેક દિશા વિશેષ માર્ગની સૂચક સમજવામાં આવે છે અને તે વિશિષ્ટ માર્ગના સાધક ત્રણ ગુણ છે. પ્રત્યેક દિશાની સાથે આ ગુણ નિશ્ચિત છે. પૂર્વ દિશાના અનુસંધાને પ્રગતિના માર્ગનો ઉપદેશ કર્યો છે. તેજસ્વિતા, સ્વતંત્રતા અને વક્તૃત્વ આ ત્રણ ગુણ ઉન્નતિના સાધક છે. અર્થાપત્તિથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે નિસ્તેજ નિર્વીર્ય રાજા પરાધીન રક્ષક, અને અસ્વતંત્ર વક્તા કોઈ પણ પ્રકારે ઉન્નતિ સાધ્ય કરી શકતો નથી. આ પ્રમાણે અન્ય દિશાઓનો વિચાર કરીને બોધ મેળવવો ઉચિત છે.

[ ૧ ] પ્રગતિનો નિશ્ચિત માર્ગ, [ ૨ ] તેજસ્વી સ્વામી, [ ૩ ] સ્વાધીનતાની ધારણા કરનારો રક્ષક અને [ ૪ ] સ્વતંત્રતાપૂર્ણ વક્તૃત્વ, આ ચાર વાતો માનવી ઉન્નતિને માટે આવશ્યક છે. આવા પ્રકારના સ્વામી, સંરક્ષક, અને વક્તાઓનો સત્કાર થવો ઉચિત છે. જે અમારો દ્વેષ કરે છે અને જેનો દ્વેષ અમે કરીએ છીએ તેને આપ અધિપતીઓની સભાને આધીન અમે બધા કરી દઈએ છીએ. આ મંત્રનો સિધો આશય છે. મનુષ્યની ભલાઈનો ઉપદેશ અહીં છે. આ પ્રકારે અર્થનું મનન કરવું ઉચિત છે. હવે મુખ્ય શબ્દોના મૂળ અર્થનું મનન કરીએ છીએ—

( १ ) " अग्नि " શબ્દ વૈદિક વાङ્મયમાં બ્રાહ્મણ અને વક્તૃત્વનો પ્રતિનિધિ છે. દિશા કોષ્ટકમાં જુઓ. તેમાં પ્રાચી દિશાનો " બ્રહ્મ " અર્થાત્ જ્ઞાન જ ધન કહેલ છે.

( २ ) " अ-सित " શબ્દનો અર્થ બંધન રહિત, સ્વતંત્ર, સ્વાધીન એવો થાય છે. ' सि-बंधने ' આ ધાતુથી ' सित ' શબ્દ બનેલો છે, જેનો અર્થ ' પર-સ્વાધીન ' છે. ' अ-सित ' અબદ્ધ, સ્વતંત્ર.

( ३ ) ' आदित्य ' શબ્દ ' अ-खंडनीय ' અર્થમાં પ્રયુક્ત થાય છે. ' दो-अवखंडने ' ધાતુથી ' दिति ' શબ્દ બનેલ છે જેનો અર્થ ' ખંડિત ' છે. ' अ-दिति 'નો અર્થ ' अ-खंडित ' છે. અદિતિનો ભાવ આદિત્ય છે. અખંડનીય, અમર્યાદ, બંધન રહિત, સ્વતંત્રતાનો ભાવ, જ્યાં અજ્ઞાનનું બંધન છે નહિ.

( ४ ) ' इषु ' ' इष्-गती ' ધાતુથી આ શબ્દ બને છે. તેથી ' ગતિ, હાલચાલ, ' એ ભાવ આ શબ્દમાં મુખ્ય

છે ત્યાર પછી તેનો અર્થ હાલચાલનો યત્ન કરવો, વર્તન કરવુ, ઘોષણા કરવી, ઉન્નતિ કરવી એ થઇ ગયો છે આ ધાતુના અર્થનો ભાવ ' इषव ' શબ્દમા છે. આ પ્રમાણે પ્રથમ મંત્રનો આશય છે હવે બીજો મત્ર જોઇએ

[ ૨ ]

[ ૧ ] ' दक्षिणा दिक् ' દક્ષતાની દિશા [ ૨ ] ' इन्द्र• अधिपति ' શત્રુ નિવારક સ્વામી [ ૩ ] ' तिरश्चिराजी रक्षिता ' હારમાં ચાલનારો સરક્ષક અને [ ૪ ] ' पितर इषव ' વીર્યવાન હાલચાલ કરનાર આ ચાર વાતો ઉન્નતિની સાધક છે. આ પ્રકારના સ્વામી, રક્ષક, અને પાલકોનો સત્કાર હો જે આસ્તિકોનો દ્વેષ કરે છે અને જેનો આસ્તિક દ્વેષ કરે છે તેને અમે સર્વ આપ અધિપતિઓની સભાને આધીન કરીએ છીએ

[ ૫ ] ' इन्द्र ' -( इन् शत्रून् द्रावयिता ) ( ૧૦૧૮ ) શત્રુનું નિવારણ કરનારો વિજયી

[ ૬ ] ' तिरश्चिराजी '- ( तिर ) વચ્ચેથી, ( अच् ) જવુ ( राजी ) લીટી, મર્યાદા, પોતાની મર્યાદાનું ઉલ્લઘન ન કરનારો

[ ૭ ] ' पिता ' ' पातीति पिता '-સરક્ષક પિતા છે વીર્ય ધારણ કરીને ઉત્તમ સન્તાન ઉત્પન્ન કરનારો વીર્યવાન્ પુરુષ પિતા હોય છે

[ ૩ ]

આ ભાવ દ્વિતીય મત્રનો છે હવે તૃતીય મત્ર જોઇએ [ ૧ ] ( प्रतीची दिग् ) અતર્મુખ થવાની દિશા-[ ૨ ] ( वरुणः अधिपति• ) સર્વ સમ્મત સ્વામી, [ ૩ ] ( पृदाकु रक्षिता ) સ્પર્ધામાં ઉત્સાહી રક્ષક અને [ ૪ ] ( अन्न इषव ) અન્નની વૃદ્ધિ આ ચાર વાતો અભ્યુદયની સાધક છે.

[ ૪ ]

[ ૧ ] ( ऊर्दीची दिग् ) ઉત્તર દિશા, ઉચ્ચતર બનવાની દિશા, [ ૨ ] ' सोम ' ( अधिपतिः ) શાંત સ્વામી, [ ૩ ] ( स्व-ज• रक्षिता ) સ્વય સિદ્ધ સરક્ષક અને [ ૪ ] ( अशनि• इषव ) તેજસ્વી પ્રગતિ, આ ચાર વાતો ઉન્નતિની છે

[ ૫ ]

[ ૧ ] ( ध्रुवा दिक् ) સ્થીર દિશા, [ ૨ ] ( विष्णु અધિપતિ ) કાર્યક્ષમ સ્વામી, [ ૩ ] ( कल्माषग्रीवः रक्षिता ) કર્મ કર્તા સરક્ષક અને [ ૪ ] ( वीरुधः इषव ) ઔષધિઓની વૃદ્ધિ. આ ચાર વાતો ઉત્કર્ષને માટે છે

[ ૬ ]

[ ૧ ] ( उर्ध्वा दिक् ) ઉચ્ચ દિશા [ ૨ ] ( बृहस्पति अधिपति ) જ્ઞાની સ્વામી [ ૩ ] ( श्वित्र रक्षिता ) શુદ્ધ સરક્ષક [ ૪ ] ( वर्ष इषव ) વૃષ્ટિની ગતિ આ ચાર વાતો ઉન્નતિ કરનારી છે

હવે આ શબ્દાર્થોનું મનન કરીશુ શબ્દોના મૂળ ધાત્વર્થ નીચે આપેલા છે—

[ ૧ ] ' वरुण -वर-वृ- વરવુ ' પસદ કરવુ જે પસદ કરવામા આવે છે તેને વરણ કહેવામાં આવે છે સર્વ સમ્મત, સર્વ શ્રેષ્ઠ

[ ૨ ] ' पृदाकु ' -( पृत्-आ-कुः ) પૃત્નો અથ યુદ્ધ સગ્રામ, સ્પર્ધા, સ્પર્ધા વખતે ઉત્સાહના શબ્દ બોલનારો ' पृदाकु ' કહેવાય છે कु=શબ્દ

[ ૩ ] ' सोम ' -શાંતિનો સૂચક ચદ્ર અથવા સોમ છે તેનો બીજો અર્થ ' स+उमा ' અર્થાત્ વિદ્યાની સાથે રહેનારો અર્થાત્ જ્ઞાની છે ' षु-प्रसवैश्वर्ययो. ' આ ધાતુથી ' સોમ ' શબ્દ બને છે, જેનો અર્થ ' ઉત્પાદક, પ્રેરક અને ઐશ્વર્યવાન્ ' એવો થાય છે

[ ૪ ] ' स्वज ' ( स्व+ज ) પોતાની શક્તિથી રહેનારો, જેને બીજાની શક્તિનું અવલબન કરવાની આવશ્યકતા નથી સ્વાવલબનશીલ, જેનો યશ પોતાની મેળે ચારે દિશાઓમાં ફેલાય છે

[ ૫ ] ' अशनि '- આ વિદ્યુતનુ નામ છે તેજસ્વિતાનો બોધ આ શબ્દથી થાય છે ' अश् ' ધાતુનો અર્થ ' વ્યાપવુ ' છે વ્યાપક શક્તિનું નામ અશનિ છે

[ ૬ ] ' विष्णुः ' સર્વ વ્યાપક કર્તા ઉદ્યમી

[ ૭ ] " कल्माष-ग्रीव " " कल्मन् " નો અર્થ " कर्मन् " અર્થાત્ કર્મ, કાર્ય, ઉદ્યોગ છે " कल्माष " ( कल्म-स ) કર્મ દ્વારા અનિષ્ટ, ખરાબીનો નાશ કરનાર, ( कर्मणा अनिष्ट स्यति इति कर्माष कर्माष एव कल्माषः ) " પુરુષાર્થથી દુષ્ટતાને દૂર કરીને સુષ્ટુતાને નજીક લાવનાર અને આ પ્રકારે પુરુષાર્થના ભાવ હમેશાં

ગળામાં ધારણ કરનારો, " 'કલ્માષ-ગ્રીવ' અથવા 'કર્મા-સ-ગ્રીવ' કહેવાય છે.

[ ૮ ] " બૃહસ્પતિઃ "- મહાન્ જ્ઞાનનો સ્વામી, જ્ઞાની, સ્તુતિ અથવા ભક્તિનું અધિષ્ઠાન.

[ ૯ ] " શ્વિત્રઃ "- શુદ્ધ, પવિત્ર શ્વેત.

આ પ્રમાણે મુખ્ય શબ્દોના અર્થ છે, પાઠક તેમના પર અધિક વિચાર કરીને લાભ ઉઠાવે.

પૂર્વ, દક્ષિણ પશ્ચિમ, ઉત્તર, ધ્રુવ અને ઉર્ધ્વ આ ૭ દિશાઓ ક્રમશઃ પ્રગતિ, ચાતુર્ય, શાંતિ, ઉન્નતિ, સ્થિરતા અને શ્રેષ્ઠતા આ ૭ ગુણોની સૂચક છે આ ૭ ગુણોનો સાધક " ગુણ ચતુષ્ટય " દ્વારા પૂર્વોક્ત મંત્રોમાં વર્ણવાએલ છે. ( ૧ ) દિશા ( ૨ ) અધિપતિ ( ૩ ) રક્ષક અને ( ૪ ) ધનુ આ ચાર શબ્દો વિશેષ સાંકેતિક છે, અને આ શબ્દોમાં અસાધારણ વિશિષ્ટ ગૂઢ અર્થ રહેલો છે. આ વાતનો ખ્યાલ પાઠકોના મનમાં પૂર્ણ રીતે પડેલો જ હશે. વારંવાર મનન કરીને તેના ગુઢ તત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ આપણા સર્વેનું કર્તવ્ય છે.

આ મંત્રોમાં 'ઇષુ' શબ્દ વિલક્ષણ અર્થમાં પ્રયોજવામાં આવ્યો છે. તેનો કોઇ બીજી ભાષામાં અર્થ કરવો ઘણો કઠીન છે. કોઇ એક જ પર્યાય શબ્દથી તેનો ભાવ પ્રગટ થઇ શકે જ નહિ. તેથી આ મંત્રોને વિશેષ વિચાર પૂર્વક મનન કરવા જોઇએ.

ઉત્તમ અધિપતિ અને શ્રેષ્ઠ સંરક્ષકોનો સન્માન થવાથી જનસમાજની સ્થીતિ સારી રહે છે, અને રાજ્યશાસન સારી રીતે ચાલે છે. અધિપતિ મુખ્ય છે અને સંરક્ષક તેમને આધીન રહીને કાર્ય કરનારા હોય છે. અધિપતિ અને સંરક્ષકોની બાબતમાં જનતામાં નિરાદર હોવો નહિ જોઇએ. અધિપતિ અને સંરક્ષકોના ગુણ, જેનું આ મંત્રોમાં વર્ણન કરવામાં આવેલ છે. આવા પુરૂષો જ્યાં હશે ત્યાં સર્વ જનતાનો પૂજ્યભાવ અવશ્ય રહેશે જ. દુષ્ટને સજા કરવાનો અધિકાર તેમને જ છે. કોઇ પણ મનુષ્યને માટે એ યોગ્ય નથી કે ન્યાય પોતાના હાથમાં લઇ તે પોતે જ કોઇને સજા કરે. આથી અશાંતિ અને અરાજકતા ફેલાય છે. એટલા માટે પ્રત્યેક મંત્રમાં કહ્યું છે કે " અમે શ્રેષ્ઠ અને યોગ્ય અધિપતિઓનો આદર કરીશું અને દુષ્ટનું શાસન કરવાને માટે તેને તેમને સ્વાધીન કરીએ છીએ. " સર્વ લોકોમાં આ ભાવનાના સંસ્કાર જાગૃત થાય એ ઘણું જ આવશ્યક છે.

મનથી સાર્વજનિક સ્થીતિનું નિરીક્ષણ કરવું અને માનવી હિત સાધના કરવાનો વિચાર કરવો એ આ મંત્રોનો મુખ્ય ઉદ્દેશ છે. આ મંત્રોમાં જનતાની ઉન્નતિના વિચારની સૂચના મળે છે. વૈદિક ધર્મમાં વ્યક્તિ અને સમાજ બન્નેની એકત્ર સુધારણા લખી છે. એકલી માત્ર વ્યક્તિની સુધારણા અથવા એકલા માત્ર સમાજની સુધારણા કહી નથી. બન્નેની સાથે કહેલ છે. વ્યષ્ટિ અને સમષ્ટિ બન્ને સાથે મળીને ઉન્નતિ થાય છે. પ્રત્યેક મંત્રની પ્રથમ પંક્તિમાં સામાન્ય સિદ્ધાંત કહેલા છે, અને શેષ મંત્રમાં તે સિદ્ધાંતોને જનનામાં ઘટાવી બતાવ્યા છે. આ દષ્ટિબિન્દુથી પાઠક આ મંત્રોનો અધિક વિચાર કરે.

## દિશાઓનું તત્વજ્ઞાન

### વૈદિક દૃષ્ટિ

વૈદિક તત્વજ્ઞાન એટલું વિસ્તૃત, વ્યાપક અને સર્વગામી છે, કે તેનો ઉપદેશ કેવળ વેદના પ્રત્યેક સુક્ત દ્વારા થઇ રહ્યો નથી, પરન્તુ વેદના સુક્તો પાઠકોમાં એ દિવ્ય દૃષ્ટિ ઉત્પન્ન કરી રહ્યાં છે કે જે દષ્ટિથી પદાર્થ માત્રની અને વિશેષ ભાવનાથી નીરખવાથી અનેક ગુણો વૈદિક ધર્મીઓમાં ઉત્પન્ન થાય છે. અમુક વિશિષ્ટ પ્રકારનો દષ્ટિકોણ ઉત્પન્ન કરવો એ જ વેદને અભિષ્ટ છે. જો પાઠકોમાં આ દષ્ટિકોણ ઉત્પન્ન ન થાય તો વૈદિક મંત્રોનો અર્થ જ સમજવો અશક્ય થઇ પડે. વેદમંત્રોની રચના, તથા તેમને સમજવાની રીત, વૈદિક ઉપદેશની પદ્ધતિ તથા વૈદિક દષ્ટિ એટલી તો વિલક્ષણ અને આજકાલની સ્થીતિથી ભિન્ન છે કે એ દષ્ટિ આપણામાં ઉત્પન્ન કરવા માટે જ પહેલાં તો ભારે પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે આજકાલની જનસમાજની રૂઢી જ એવી થઇ ગઇ છે. આજકાલની જડ રૂઢીનું અવલંબન કરવાને કારણે તે પરિશુદ્ધ માનસિક અવસ્થા અને તે દિવ્યદષ્ટિ અમારામાં રહી નથી, જે પ્રાચીન આર્યોમાં વૈદિકધર્મને કારણે હતી.

કોઇપણ નિરસ અને શુષ્ક હૃદયમાં કાવ્યની ભાષા પ્રભાવ ઉત્પન્ન કરી શકતી નથી. કાવ્યનો રસ જાણવા માટે પાઠકોનાં તથા શ્રોતાઓનાં હૃદય વિશેષ સંસ્કારી હોવાં જોઇએ. કવિની દષ્ટિથી જ કાવ્યનો રસ ગ્રહણ કરવો જોઇએ. અન્યથા જો કવિની દષ્ટિ નહી હોય તો કોઇ પણ કાવ્ય પાઠકોના હૃદયમાં

પ્રેમનો ભાવ ઉત્પન્ન કરી જ શકતું નથી. ઉચ્ચ કવિતા જંગલી મનુષ્યોના હૃદય પર કોઈ ઇષ્ટ પરિણામ ઉત્પન્ન કરી શકતી નથી. આજ તેનો હેતુ છે. જેવી રીતે વીણાની એક તાર છેડવાથી તે સ્વરની સાથે મળેલી બીજી તાર એની મેળે જ અવાજ, સૂર પૂરાવે છે, પરન્તુ જે તાર તેના સ્વર સાથે મળેલ હોતી નથી તે કદી બજતી નથી જ. કાવ્યનો આસ્વાદ લેવા માટેનો પણ આજ નિયમ છે. જે હૃદય કવિના હૃદય જેવાં ઉચ્ચ હોય છે તે જ તે કાવ્યશ્રવણથી હાલી ઉઠે છે પરન્તુ જે હૃદયો ભિન્ન પ્રકારની ભાવનાનાં બનેલાં છે તેમના પર તેની કાંઇ જ અસર થતી નથી. વેદ "દેવોનું કાવ્ય" હોવાથી તેને સમજવા માટે અને તેનો વાસ્તવિક આનંદ લેવાને માટે પણ વિશેષ ઉચ્ચ કોટીના હૃદયોની જરૂરત છે.

અહીં એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જો એમ જ હોય તો વેદ સામાન્ય મનુષ્યોને માટે નકામા છે. પરન્તુ વાસ્તવિક હકીકત એવી નથી. પરમેશ્વરની સૃષ્ટિ જેમ સર્વ મનુષ્યો માટે છે તેમ જ ઇશ્વરના વેદ પણ સર્વ મનુષ્યોને માટે જ છે. પરન્તુ પોતાની યોગ્યતા અને પાત્રતા તથા સ્થીતિ અનુસાર દરેક મનુષ્ય વેદનો લાભ ઉઠાવી શકે છે.

જે પ્રમાણે સાધારણુ માણસ જળથી તૃષા શાંત કરે છે અને અગ્નિથી શીત નિવારણુ કરે છે અને એ પદાર્થોનો ઉપયોગ કરે છે અને સમજે છે કે સૃષ્ટિનો મેં ઉપભોગ કર્યો છે, તે પ્રમાણે સાધારણુ મનુષ્ય વેદનો સ્થૂળ અર્થ સમજે છે અને તેથી તે એમ જ માને છે કે "મેં વેદનો અર્થ જાણી લીધો છે." જેવી રીતે– "**अग्निं ईळे**" નો અર્થ "હું અગ્નિની પ્રશંસા કરૂં છું" એટલુ તે જાણે છે.

જેવી રીતે મહાન ઉચ્ચકોટીના વૈજ્ઞાનિકો અને યંત્ર કલા નિપુણો તે જ જળ અને અગ્નિને યંત્રમાં એકત્ર પૂરી રાખીને તેમના યોગથી મોટાં મોટાં યંત્રો ચલાવે છે અને માને છે કે અમે સૃષ્ટિનો ઉપભોગ લીધો છે, તદ્વત્ જ મહાન યોગી અને આત્મજ્ઞાની પુરૂષ તે જ વેદમંત્રોને કાવ્યની દૃષ્ટિથી અવલોકન કરે છે અને પરમાત્મ તત્વના સિદ્ધાન્તો જાણે છે. જેવી રીતે– "**अग्निं ईळे**" નો અર્થ આ લોકો સમજે છે કે "હું એ તેજસ્વી આત્માની પ્રશંસા કરૂં છું."

જેવી રીતે સૃષ્ટિનો ઉપભોગ બન્ને જણા લઇ રહ્યા છે તેવી જ રીતે વેદનો અર્થ બંને સમજી રહેલ છે. પરન્તુ એકની સામાન્ય અથવા જડ દૃષ્ટિ છે અને બીજાની અસાધારણુ અથવા કાવ્ય દૃષ્ટિ છે. વેદ દિવ્ય કાવ્ય હોવાથી આ પ્રકારની અસાધારણુ કાવ્ય દૃષ્ટિથી જ તેનો આશય જોવો ઉચિત છે. જો કે દરેકને આ દૃષ્ટિ સાધ્ય થઇ શકતી નથી, તો પણુ જેને તે સાધ્ય થએલ છે તેમની સહાયથી અન્યને માટે એ ઉચિત છે કે તેઓ પોતાની ગતિ આ ભૂમિકા પ્રત્યે કરે. આચાર્યે દર્શાવેલા માર્ગે ચાલવું એ જ તેનું તાત્પર્ય છે.

વેદનો અર્થ સમજવાને માટે માત્ર વેદના મંત્રોનેજ વિશેષ દૃષ્ટિથી જોવાની અને વિશેષ પદ્ધતિથી તેના અર્થ જાણવાની આવશ્યકતા છે. પરન્તુ સૃષ્ટિ પ્રત્યે પણુ વિશેષ આત્મિક ભાવનાથી જોવાની અત્યંત આવશ્યકતા છે. સર્વ સાધારણુ લોકોને સૃષ્ટિ પ્રત્યે જડ દૃષ્ટિથી જોવાનો આજકાલ મહાવરો પડી ગયો છે. આજ ટેવ ઘણી ઘાતક છે. જ્યાં સુધી જનતામાં જડ દૃષ્ટિ રહેશે ત્યાં સુધી તેમનામાં વૈદિક દૃષ્ટિનો અભાવ જ રહેશે. "જે સ્થીતિમાં સર્વ ભૂત માત્ર આત્મરૂપ બની જાય, તે સ્થીતિમાં એકત્વનું સર્વ સ્થળે દર્શન થવાથી શોક મોહ થતો નથી." (ય. ૪૦૧૭) આ દૃષ્ટિ છે કે જે વડે સૃષ્ટિ પ્રત્યે જોવું જોઇએ. પરમાત્મ શક્તિનો જે વિકાસ આ પ્રકૃતિમાં થઇ ગયો છે, તે જ ખરી દૃષ્ટિ છે. આ દૃષ્ટિને "આત્મરૂપ દૃષ્ટિ" કહે છે.

જડ દૃષ્ટિના લોકો પોતાના શરીર પ્રત્યે પણુ જડત્વના ભાવથી જ જુએ છે અને કેવળ હાડકાં, મજ્જા અને માંસને જ જુએ છે. આ જડ પદાર્થો સિવાય બીજો કોઇ પદાર્થ આ શરીરમાં તેમને દેખાતો નથી. પરંતુ બીજા કેટલાક સુવિજ્ઞ લોકો છે કે જેઓ આ શરીર પ્રત્યે ચેતનની નજરે જુએ છે અને શરીરના પ્રત્યેક અવયવમાં આત્માની શક્તિનો વિકાસ અને આભાસ જુએ છે. આ બીજી દૃષ્ટિ વેદને ગમે છે. આ દૃષ્ટિબિન્દુથી જ સૃષ્ટિનું નિરીક્ષણુ કરવાનો તથા વેદનો અભ્યાસ કરવાનો યત્ન કરવો જોઇએ. આ વિચારનું વિશેષ સ્પષ્ટિકરણુ કરવા માટે આ દિશાઓના લેખનો વિષય લીધો છે. આશા છે કે પાઠક આ લેખને ઉક્ત ભાવના સાથે વાંચે.

## "પ્રાચીદિશા" પૂર્વ દિશાની વિભૂતિ

પૂર્વદિશા માટે વેદમાં ખાસ કરીને "**प्राची दिक्**" શબ્દ આવે છે. તેનો મૂળ અર્થ નીચે પ્રમાણે છે—

(૧) પ્રાચી– (પ્ર+અંચ્) પ્રનો અર્થ "આધિક્ય, પ્રકર્ષ, આગળ, સન્મુખ" એવો છે. (અંચ્) નો અર્થ

' ગતિ પૂજન ' અર્થાત્ જવું આગળ વધવું, ચાલવું, હાલચાલ કરવી, સત્કાર અને પૂજન કરવી. " આથી શબ્દનો અર્થ આગળ વધવું, ઉન્નતિ કરવી. આગઆગમાં જઈ પહોંચવું. પ્રગતિ માટે સાધન એકત્ર કરવું, ઉદયને પ્રાપ્ત થવું, અભ્યુદય સંપાદન કરવો, ઉપર ચઢવું, ઇત્યાદિ પ્રકાર થાય છે.

( ૨ ) દ્દિક્= દિશાનો અર્થ, સીધે તાકવું, શિખામણ. આશા, નિશાન, સીધો રસ્તો, સરળ માર્ગ ઇત્યાદિ થાય છે,

ઉપરના બન્ને અર્થોને એકત્રિત કરવાથી "**પ્રાચી દ્દિક્** " નો અર્થ- [ ૧ ] આગળ વધવાની દિશા, [ ૨ ] ઉદયનો માર્ગ, [ ૩ ] અભ્યુદય પ્રાપ્ત કરવાનો રસ્તો. [ ૪ ] સત્કાર અને પૂજનનો પંથ, [ ૫ ] ઉન્નતિની હાલચાલ, [ ૬ ] ઉચ્ચ ગતિનો સીધો માર્ગ, ઇત્યાદિ પ્રકાર થાય છે, આથી દિશાનો મૂળ અર્થ ચઢતી અથવા ઉન્નતિની દિશા, અભ્યુદયનો માર્ગ, વૃદ્ધિનો રસ્તો છે.

આ અર્થને મનમાં ધારણ કરીને પાઠક પૂર્વ દિશા પ્રત્યે પ્રભાતમાં જુએ. વિચારપૂર્વક જોવાથી પાઠકોને જાણ થઈ જશે કે વેદમાં પૂર્વદિશાનું નામ " **પ્રાચી દ્દિક્** " શા માટે રાખવામાં આવ્યું છે. વિચારક દષ્ટિથી રાત્રીને સમયે પણ પૂર્વ દિશા તરફ પાઠક જોતા જાય, પૂર્વ દિશાની અપૂર્વતા સવારે અને રાત્રે જ જાણી શકાય છે. દિવસને વખતે સૂર્યના પ્રચંડ પ્રકાશને કારણે આ દિશાનું મહત્વ લક્ષમાં આવી શકતું નથી એટલા માટે સવારે અને રાત્રે જ પૂર્વ દિશાના મહત્વનું ચિન્તન કરવુ જોઇએ.

તાર્કિક લોકો દિશાઓને જડ કહે છે તેમને તેમ કહેવા દો. કારણ કે તેમની દષ્ટિ ભિન્ન હોય છે. વેદ વાચતી વખતે આપણે સર્વત્ર પૂર્ણ ચૈતન્યની દષ્ટિથી જ જોવું જોઇએ. જેવી રીતે પૂર્વ દિશામાં, તેવી જ રીતે અન્ય દિશાઓમાં ચૈતન્યનો વિકાસ થઇ રહ્યો છે, એવી શુદ્ધ કલ્પના કરવી જોઇએ. પ્રત્યેક દિશા જીવિત અને જાગ્રત છે તથા વિશેષ પ્રકારની શક્તિને પ્રકાશિત કરે છે એવી કલ્પના કરવી જોઇએ જો તેમને એક ક્ષણને માટે અગર તમે દેવતાને રૂપે માની લો તો આપણા પ્રસ્તુત કાર્યને માટે ઘણુંજ લાભદાયક ગણાશે.

પ્રભાત કાળમાં પૂર્વ દિશા પ્રત્યે મોઢું કરીને ઉભા રહો. કેટલાએ તારા ગણોનો ઉદય થઇ રહ્યો છે તો કેટલાએ તારાઓનો ઉદય થઇ ગયો છે એમ આપ જોશો. અનેક તારાગણોને જન્મ દેનારી, તેમનો ઉદય કરનારી આ પૂર્વ દિશા છે તેજસ્વીતાનો પ્રકાશ આ દિશામાંથીજ આવી રહ્યો છે. પ્રતિક્ષણ આ દિશાની પ્રતિભા વધી રહી છે કારણ કે તેજરૂપ સૂર્ય નારાયણના ઉદયનો હવે સમય થઇ ગયો છે. જુઓ થોડાજ વખતમાં સહસ્રરશ્મિ સૂર્ય ભગવાન ઉદયને પ્રાપ્ત થશે અને સંપૂર્ણ જગતને નવજીવનથી સંચારિત કરશે. તમો ગુણી અંધકારનો નાશ થશે અને સત્વગુણી પ્રાણુમય પ્રકાશ ચારે તરફ ચમકવા લાગે છે. જુઓ હવે સૂર્યનો ઉદય થઇ ગયો છે. આ સૂર્યબિમ્બ કેટલું મનોરમ, રમણીય, સ્ફૂર્તિ આપનાર, આનંદને વધારનાર, તેજને અર્પણ કરનાર તથા સહસ્ર શુભ ગુણોથી યુક્ત છે ! શું તમો તેને જડ કલ્પી શકો છો ? ના, એ અમારા પ્રાણનો પ્રાણ છે. તે સ્થાવર જંગમને જીવન દાતા છે. તેના અસ્તિત્વથી જ અમે જીવિત રહી શકીએ છીએ. જો તે ન હોય તો અમારૂં મૃત્યુ થાય. આવો આ સૂર્ય નારાયણ અમારા જીવનનો આધાર, પરમેશ્વરના અદ્વિતીય તેજનો આ સૂર્ય નિઃસંદેહ દેખીતો પુંજ છે. તેની કલ્પનાથી આ પરમાત્માની અદ્વિતીય તેજસ્વિતાની કલ્પના કરી શકાય છે, આવી ઉચ્ચ દષ્ટિથી તેનું નિરીક્ષણ કરો. ઉદય થવાની સાથે જ તેનું તેજ વધવા લાગે છે. તાત્પર્ય આ પૂર્વ દિશા દરેકને ઉદયના માર્ગની સૂચના આપી રહી છે અભ્યુદયનો માર્ગ દર્શાવી રહી છે. પોતાની તેજસ્વિતા વધારવાનો ઉપદેશ આપી રહી છે. વેદ કહે છે કે આ " ઉદયની દિશા " છે, સર્વનો ઉદય અહીંથી જ થઇ રહ્યો છે. હે મનુષ્ય ! તમે પ્રતિદિન તેનું ધ્યાન ધરો અને પોતાના ઉદયનો માર્ગ વિચારો.

સૂર્ય, ચંદ્ર અને તારાગણોનો ઉદય જોઇને આપ આપના ઉદયની માર્ગની સૂચના નિસ્સંદેહ મેળવી શકો છો, જો એક વખત અસ્ત પામેલ સૂર્ય પુરૂષાર્થથી ફરી વખત પોતાની પરિપૂર્ણ તેજસ્વિતાની સાથે ઉદયને પ્રાપ્ત થઇ શકે છે, જો ક્ષયરોગને કારણે અત્યંત ક્ષીણતાને પહોંચેલો ચંદ્ર પ્રતિદિન ધીમે ધીમે પ્રયત્ન કરતાં કરતાં ફરી વખત પૂર્ણિમાને દિવસે પોતાના પૂર્ણ વૈભવથી આજ પૂર્વ દિશામાંથી ઉદય પામે છે. એજ પ્રમાણે સર્વ તારાગણ એકવાર અસ્ત થયા પછી ફરી વખત પૂર્વવત્ ઉદયને પ્રાપ્ત કરી શકે છે, તો શું મનુષ્ય ગમે તેટલી અવનતિને પહોંચી ગએલ હોવા છતાં પોતાની ઉન્નતિ ફરી વખત નહિ સાધી શકે ! જે મનુષ્યના હૃદયમાં પ્રત્યક્ષ આત્મા બેઠેલો છે, જે મનુષ્યના શરીરમાં સર્વ સૂર્ય,

ચદ્ર ઇત્યાદિ દેવતાઓએ પ્રત્યક્ષ જન્મ લીધેલો છે, એવો મનુષ્ય જેનામાં ૩૩ કરોડ દેવતાઓનુ વાસ્તવ્ય છે, જે ૩૩ કરોડ દેવતાઓના સત્વરૂપ છે, તે પુરૂષાર્થ કરવાથી નીચ સ્થીતિમાં કેમ રહી શકે ? અભ્યુદય પર તેનો માત્ર પરિપૂર્ણ અધિકાર જ છે એમ નથી પરતુ સ્વાવલબનથી અને પુરૂષાર્થથી ગમે તેવો અભ્યુદય તે નિસદેહ પ્રાપ્ત કરી શકે છે વ્યકિતશઃ અને સઘશઃ અર્થાત્ પોતાનો અને જાતિનો, પોતાનો અને રાષ્ટ્રનો આ દઢ ભાવનાથી ઉદય થઇ શકે છે. પૂર્વ દિશાના અવલોકનથી મનમા આવા વિચાર ઉત્પન્ન થઇ શકે છે

## પશ્ચિમ દિશાની વિભૂતિ

દિશાઓની વિભૂતિઓનુ વર્ણન કરતાં ઉપર પૂર્વ દિશાની વૈદિક કલ્પના બતાવી છે હવે આ લેખમાં પશ્ચિમ દિશાની કલ્પના દર્શાવવી છે. વૈદિક ક્રમ જોવાથી પૂર્વ દિશાના વર્ણન પછી દક્ષિણ દિશાનુ વર્ણન આવવુ જોઇએ. અને એ વૈદિક દષ્ટિથી બરાબર પણ છે કારણ કે ઉદયના માર્ગની સાથે સાથે દાક્ષિણ્યનો માર્ગ પણ હોવોજ જોઇએ અભ્યુદય અને દક્ષતાનું સાહચર્ય સનાતન છે. ઉદયની ઇચ્છાની સાથે, દાક્ષિણ્યનું અવલબન કરવુ પણ આવશ્યક છે જ, તેમાં સદેહને સ્થાન નથી જ. તો પણ પૂર્વ અને પશ્ચિમ દિશાઓની વિભૂતિઓનો પરસ્પર સાપેક્ષતાનો સબધ રાખે છે, તેથી વૈદિક કલ્પનાની સ્પષ્ટતા થવાની ઇચ્છાને લીધે પૂર્વદિશાનુ વર્ણન થયા પછી પશ્ચિમ દિશાનું વર્ણન કરવાનો સકલ્પ કરેલ છે. આ સાપેક્ષતાનો સબધ જોઇએ—

| | |
|---|---|
| પૂર્વ | પશ્ચિમ |
| ઉદય | અસ્ત ( अस्त गृह ) |
| જન્મ | મૃત્યુ ( स्व-रूप प्राप्ति ) |
| પ્રકાશનો આરભ | અધકારનો આરંભ |
| પ્ર-વૃત્તિ | નિ-વૃત્તિ |
| પુરૂષાર્થ | વિશ્રાંતિ |
| પ્રાચી | પ્રતીચી |
| પ્ર+અચ્ | પ્રતિ+અચ્ |
| હાલચાલ | શાંતિ |
| જાગ્રતિ | સુષુપ્તિ |
| દિવસ | રાત્રી, |

આ બે દિશાઓનો પરસ્પર સાપેક્ષ સબધ જોવાથી વૈદિક કલ્પનાની અધિક સ્પષ્ટતા થઇ જશે. તેથી ક્રમ પ્રાપ્ત દક્ષિણ દિશાનો વિચાર ન કરતાં પશ્ચિમ દિશાનો જ અહીં વિચાર પ્રથમ કરવાનો છે.

પશ્ચિમ શાન્તિની દિશા છે આ શાંતિની દિશાનો જલાધિપતિ વરુણ સ્વામી છે, કારણ કે જળનો ગુણ જ શાન્તિ છે અને તે વરૂણને આધીન છે એટલા માટે જ તેને વર અથવા શ્રેષ્ઠ કહેવામાં આવે છે અથવા '**वर**' શબ્દનો ગૌણ અર્થ લઇએ તો તે ઉદક વાચક છે જેની પાસે 'વર' અર્થાત્ પાણી છે તે વરૂણ કહેવાય છે જલાધિપતિનો સબધ અન્નની સાથે હોય એ સ્વભાવિક જ છે જળ વિના અન્નની ઉત્પત્તિ થઇ શકતી નથી અન્નનુ ભોજન કરવાથી અને જળનું પાન કરવાથી ક્ષુધાશાન્તિ અને તૃષાશાન્તિ થાય છે, અર્થાત્ ખાન પાનને કારણે પ્રાણીઓમાં પરિપૂર્ણ શાન્તિ રહેવાથી ઉત્સાહ વધે છે આ પ્રમાણે આ દિશાની સાથે જનતાનો શાતિનો સબધ છે

હવે પશ્ચિમ દિશાની વિભૂતિ જોઇએ-વ્યકિતના દેહમાં ગુહ્ય ભાગ, આયુષ્યમાં તારૂણ્યની અવસ્થા, દિવસમા સાય કાળનો સમય દિવસને પુરૂષમાનીએ અને તે પોતાની સ્ત્રી રાત્રીને મળવા જાય છે આજ દિવસ અને રાત્રીનું મિથુન છે આ પ્રમાણે સ્ત્રી અને પુરૂષનુ મિથુન બને છે તેટલા માટે પશ્ચિમ દિશા તારૂણ્યાવસ્થા છે ચોવીસ કલાકનો અહોરાત્ર અથવા પૂર્ણ દિવસ થાય છે. તેમાં ૧૨ કલાક વ્યતીત થાય છે તે આયુષ્યની મધ્યમા અથવા તારૂણ્યાવસ્થા છે આ સમયે સૂર્ય વિશ્રામ માટે પશ્ચિમ દિશામા જાય છે. ઋતુઓમા વર્ષા ઋતુ, મહિનાઓમા શ્રાવણ ભાદ્રપદ, કાળમાં પર્જન્યકાળ, વર્ણોમાં વૈશ્યવર્ણ, આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ, પુરૂષાર્થમાં કામ, યુગોમાં દ્વાપર યુગ, અવસ્થાઓમાં સુષુપ્તિ ઇત્યાદિ પશ્ચિમ દિશાની વિભૂતિઓ છે. તેનો વિચાર અને મનન કરીને એ ગણત્રીમાં ન્યૂનાધિક કરવુ ઉચિત છે. સાધારણ રીતે અહીં ટૂંકમાં તેના રૂપનું વર્ણન કરેલ છે.

પશ્ચિમ દિશાને આમ આપણે અમૂર્ત અને વ્યાપક માની લઇએ એક વિશેષભાવ આ શબ્દથી લક્ષમાં લેવા જેવો છે સાધારણ લોકો પશ્ચિમ દિશા એટલે સૂર્યાસ્ત થવાની દિશા સમજે છે પરન્તુ તેનાથી કેટલાએ ગણો ઉચ્ચ અને વ્યાપક અમૂર્તભાવ વેદમાં છે, જેનું જ્ઞાન થયા સિવાય દિશા બોધક વૈદિક મત્રોના શબ્દોનો આશય જ સમજી શકાશે નહિ.

'પ્રતિ+અચ્' ધાતુથી 'પ્રતીચી' શબ્દ બન્યો છે તેનો ભાવાર્થ પાછું હઠવું, નિવૃત્ત થવું, અંતર્મુખ થવું, વિશ્રામની તૈયારી કરવી, ઇત્યાદિ થાય છે. દિવસ આખો પ્રવૃત્તિ રૂપ કાર્ય કરીને સૂર્ય વિશ્રામ કરવાની તૈયાર કરીને પશ્ચિમ દિશાનો આશ્રય લે છે માની લો કે સમગ્ર જગતને દિવસભર પ્રકાશ આપ્યા પછી વિશ્રાન્તિ માટે પોતાને ઘેર આવે છે અને રાત્રીની સાથે સંલગ્ન બને છે આ હેતુથી જ રાત્રીને " રમણિની " અર્થાત્ રમણ કરનારી કહેવામાં આવે છે. પુરુષ પણ આ પ્રમાણે આખા દિવસનો વ્યવહાર પૂરો કરીને થાકી જાય છે ત્યારે ઘેર આવીને પોતાની પત્ની સાથે રહીને શાન્તિ મેળવે છે સૂર્ય તપે છે એટલે એ તપસ્વી છે તેનું આ તપ બ્રહ્મચર્યનું છે આ બ્રહ્મચર્ય પછી તે રાત્રીની સાથે સંલગ્ન થવાથી તે ગૃહસ્થી બને છે આજ તેનું પશ્ચિમ દિશાનું કાર્ય છે આ બાજુ બ્રહ્મચર્યાશ્રમમાં નિયમો અને વ્રતોને કારણે તપ કરનારો, બ્રહ્મચારી પણ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાની સાથે જ શાંત બની જાય છે આ વ્યક્તિનું પશ્ચિમ દિશાનું કાર્ય છે વર્ણોમાં બ્રાહ્મણવર્ણ યમનિયમોથી તપ કરે છે આ બ્રાહ્મણ વર્ણ તપશ્ચર્યા માટે જ છે પરંતુ વૈશ્ય વર્ણ શાંતિથી ઘરમાં રહે છે. પૈસા કમાય છે, આનંદ મેળવે છે આ વર્ણને બ્રાહ્મણની જેમ તપશ્ચર્યાનું કષ્ટ નથી કે ક્ષત્રિયની જેમ યુદ્ધની ચિંતા નથી શાંતિ સાથે ગૃહસૌખ્ય ભોગવનો હોવાને લીધે આ વૈશ્ય વર્ણ ચાતુર્વર્ણ્યમાં શાંતિ અને વિશ્રામનું અતએવ પશ્ચિમ દિશાનું સ્થાન છે ઋતુઓમાં વસંત અને ગ્રીષ્મ ઉષ્ણતાથી તપનારી છે પરંતુ વર્ષાઋતુમાં સર્વત્ર શીતજળની વૃષ્ટિ થવાથી નદી, મહાનદ, તળાવો, કૂવાઓ પાણીથી છલકાઈ જાય છે અને સર્વત્ર ખેડૂતો ખેતીનું કાર્ય શરૂ કરે છે અને સમસ્ત ભૂમિ હરીયાળી બની જઇ લીલી છમ દેખાય છે સુંદર અને શાંત દેખાય છે તેથી વર્ષા ઋતુને ઋતુઓમાં પશ્ચિમ દિશાની વિભૂતિ માની છે આ દૃષ્ટિથી જ અન્યત્ર જોવાનો પ્રયત્ન કરશો તો સર્વત્ર પશ્ચિમ દિશાની વિભૂતિ જરૂર જણાઇ આવશે જ આ પ્રકારની ભાવના પશ્ચિમ દિશાના વૈદિક મંત્રોમાં છે તેથીજ તેની યથાવત્ કલ્પના કરતાં આપણે તેજ મંત્રોનો આશય હૃદયમાં વિકસિત થઇ શકે છે

### ઉત્તર દિશાની વિભૂતિ

પ્રથમના બે લેખોમાં 'પૂર્વ' અને પશ્ચિમ" દિશાઓની વિભૂતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે તે ક્રમ પ્રમાણે આ લેખમાં ઉત્તર દિશાનો વિચાર કરવાનો છે અને તે દિશાની વિભૂતિઓના સ્વરૂપનું અવલોકન કરવાનું છે. પશ્ચિમ દિશાની પછી ક્રમ પ્રાપ્ત " ઉત્તર " દિશા છે. ઉત્તર દિશાનો ભાવ નીચે પ્રમાણે જોવામાં આવે છે

| | |
|---|---|
| ઉત્તર | ઉદીચી, |
| ઉત્-તર | ઉત્-અચ્ |
| ઉચ્ચ-તર | ઉચ્ચ-ગતિ |

( उत् ) ઉચ્ચતાથી ( तर ) અધિક જે ભાવ છે તે ઉત્તર અથવા ઉચ્ચતર શબ્દથી દર્શાવી શકાય છે ઉચ્ચતાની દિશા, અધિક ઉચ્ચતાના ભાવની દિશા એ આ શબ્દોનો આશય છે જે પ્રમાણે પ્રથમ બે લેખોમાં દર્શાવવામાં આવ્યું છે કે " પ્રાચી અને પ્રતીચી " દિશા ક્રમશઃ " પ્રગતિ અને વિશ્રામ " ની સૂચક દિશાઓ છે તે પ્રમાણે આ 'ઉદીચી દિશા ઉચ્ચગતિની સૂચક છે ' વ્યક્તિના શરીરમાં આ ઉત્તર દિશા " ડાબી બગલ " ની સાથે સંબંધ ધરાવે છે

શરીરમાં ડાબી બગલ ઉત્તર દિશા છે તેમાં પણ હૃદય મુખ્ય છે તેનો અધિપતિ આત્મા છે અંગુષ્ઠ માત્ર પુરુષ હૃદયમાં રહે છે એ ઉપનિષદોનું વર્ણન અહીં જોવા જેવું છે તેનો રક્ષિતા ' स्वज ' છે ' स्व-ज ' શબ્દ સ્વત્વથી ઉત્પન્ન થનારી શક્તિનો બોધક છે આત્મત્વની સ્વકીય શક્તિથી અહીંનું રક્ષણ થાય છે બાહ્ય શક્તિથી અહીં કાર્ય થવાની શક્યતા છેજ નહિ આત્માની નિજ શક્તિનો પ્રભાવ જ હોવો આવશ્યક છે આત્માના પ્રેમથી તથા પરમાત્માની ભક્તિથી હૃદય શુભ મંગલમય થવાની સંભાવના અહીં સ્પષ્ટ થઇ રહી છે.

उत्तरं राष्ट्रं प्रजयोत्तरावद्दिशामुदीची कृणवन्नो अग्रम् । पांक्तं छंदः पुरुषो बभूव विश्वैर्विश्वाङ्गैः सह संभवेम ॥ १० ॥

" उत्तरं राष्ट्रं प्रजया उत्तरावत् " ઉત્તર દિશા હમેશાં વિજયની રાષ્ટ્રીય દિશા છે તેથી ( नः ) અમને બધાને ( अग्र ) આગળના ભાગમાં આવવાની ઇચ્છા ધારણ કરીને આ ઉચ્ચતર દિશાથી પ્રયત્ન કરવો જોઇએ ( पाङ्क्त ) પાંચ રૂપોમાં વિભક્ત ( पुरुष ) નાગરિક જન જ તેનો છંદ છે તેથી સર્વ અંગોની સાથે અમે સર્વ ( सह संभवेम )

મળીને રહીએ અર્થાત્ એકતાથી પુરૂષાર્થ કરીએ "

રાષ્ટ્રમાં ઉચ્ચ થવાની ભાવનાજ ઉત્તર અર્થાત્ ઉચ્ચત્તર દિશા છે આ દિશાના પ્રગતિના સાધન અને અભ્યુદયના માર્ગનુ અવલબન કરનારા રાષ્ટ્રના પ્રત્યેક મનુષ્યમાં આ ભાવના હોવી જોઇએ કે હુ ( अग्र ) અગ્રભાગમાં પુરૂષાર્થ કરતો કરતો પહોંચી જઇશ હુ કદી પાછળ નહિ પડી રહું રાષ્ટ્રમા પાંચ વર્ણ હોય છે જ્ઞાનને લીધે બ્રાહ્મણોનો શ્વેત વર્ણ, ક્ષાત્રધર્મને કારણે રજોગુણ પ્રધાનપદે હોવાથી ક્ષત્રિયોનો રક્તવર્ણ, ખેતી ખેત કાર્ય કરનારા, ધન સગ્રહ કરનારા વૈશ્યોનો પીત વર્ણ કારીગરોનો અર્થાત્ સચ્છૂદ્રોનો નીલવર્ણ અને અસચ્છૂદ્ર જગલીઓનો કૃષ્ણ વર્ણ હોય છે સર્વ જનતા આ પાંચવર્ણોમાં વહેચાએલ છે તેથા પચ જનોના રાષ્ટ્રનુ વૈદિકનામ પાંચ-જન્ય ' છે " પાંચ-જન્યનો મહાનાદ" જ જનતાનો સાર્વજનિક મત ગણાય છે જે પુરી અર્થાત્ નગરીમાં વસે છે તેનુ નામ પુરૂષ અર્થાત્ નગરિક હોય છે ( **पुरि-वस पुर्-वस पुर्-उष पुरुष** ) આ પુરૂષો અર્થાત્ નાગરિકો પહેલા ચાર વર્ણ છે અને પાંચમો નિષાદ વર્ણ નાગરિકોથી ભિન્ન છે, કારણ કે તે જગલમાં રહે છે જગલ નિવાસી પણ રાષ્ટ્રનો અવયવ તો છે જ, જેવી રીતે નાગરિકો હોય છે આથી ' પાંચ-જન્ય ' રાષ્ટ્રમાં સર્વ લોકો આવી જાય છે જેવી રીતે વૈદિક પાંચ જન્યની કલ્પનામાં બધા જ પાંચે પ્રકારના જનોનો અન્તર્ભાવ થાય છે તેજ પ્રકારના પાંચ જન્ય રાષ્ટ્ર નો અર્થ અને આશય દર્શાવનારા શબ્દ બીજી કોઇ અન્ય ભાષામાં છે જ નહિ આથી જાણુ થાય છે કે વૈદિક રાષ્ટ્રીયતાની કલ્પના કેટલી ઉચ્ચ અને કેટલી વ્યાપક છે સર્વ અવયવો અને અગોની સાથે જ્યારે પ્રેમરૂપ એકતાનો ભાવ જન્મે છે ત્યારે જ રાષ્ટ્રીય એક્તાની અદ્‌ભૂત શકિત નિર્માણ થાય છે, જેથી રાષ્ટ્રને ઉચ્ચત્તર દિશાના અભ્યુદય માર્ગથી જવુ સુગમ થાય છે આ પ્રકારે ઉત્તર દિશાની વિભૂતિ છે

જગતની જે ઉત્તર દિશા છે તે સર્વ લોકો જાણે છે આ ઉત્તર દિશા વ્યકિતના શરીરમાં ડાબી બગલ છે રાષ્ટ્રમા ઉત્તર દિશા ધનોત્પાદક કારીગર વર્ગ છે ઋતુઓમા ઉત્તર દિશા શરદ ૠતુ છે મહિનાઓમાં આશ્વિન, કાર્તિક માસ છે વર્ણોમા સચ્છૂદ્રોનો કારીગર વર્ગ છે, છદોમાં અનુષ્ટુપ છદ, ભાવનાઓમાં ઉચ્ચતર થવાની મહત્વાકાંક્ષા છે આ પ્રમાણે આ ઉત્તર દિશાની વિભૂતિઓ છે આ દૃષ્ટિ બિન્દુ પ્રમાણે ઉત્તર દિશાની વિભૂતિ જોઇને પાઠક બોધ લઇ શકે છે

પાઠક અન્ય દિશાઓના વિષયમાં આ પ્રકારે વિચાર કરીને જોશે અને આજ રીતે આ બે સૂકતોનુ મનન કરીને બોધ પ્રાપ્ત કરે

---

# રક્ષાની પ્રાર્થના

## કાંડ ૬, સૂકત ૩

( ऋषि - अथर्वा । दवता- नानादवता )

**पात नं इन्द्रापूपणादितिः पान्तु मरुतः ।**

**अपा नपात्सिन्धवः सप्त पातन पातु नो विष्णुरुत द्यौः ॥ १ ॥**

---

**અર્થ—** ( इन्द्रापूपणौ न पात ) ઇન્દ્ર અને પૂષા આ બન્ને દેવ અમારી રક્ષા કરે, ( अदिति मरुत पान्तु ) અદિતિ અને મરૂતદેવ અમારી રક્ષા કરે ( अपा-न-पात् सप्त सिन्धव पातन) મેઘોને ન પાડનાર પર્જન્ય દેવ અને સાત સમુદ્ર અમારી રક્ષા કરે. ( विष्णु उत द्यौः नः पातु )વ્યાપક દેવ અને દ્યુલોક અમને બચાવે ( ૧ )

पातां नो द्यावापृथिवी अभिष्टये पातु ग्रावा पातु सोमो नो अंहसः ।
पातु नो देवी सुभगा सरस्वती पात्वग्निः शिवा ये अस्य पायवः ॥ २ ॥
पातां नो देवाश्विना शुभस्पती उषासानक्तोत न उरुष्यताम् ।
अपां नपादभिहुती गयस्य चिद्देव त्वष्टर्वर्धय सर्वतातये ॥ ३ ॥

અર્થ—( द्यावापृथिवी अभिष्टये नः पातां ) દ્યુલોક અને પૃથ્વીલોક અભીષ્ટ સ્થીતિ પ્રાપ્ત થાય એટલા માટે અમારી રક્ષા કરે. ( ग्रावा सोमः नः अंहसः पातु ) પત્થર અને સોમ ઔષધિ અમને પાપથી બચાવે, ( सुभगा सरस्वती देवी नः पातु ) ઉત્તમ ઐશ્વર્યવાળી વિદ્યાદેવી અમારી રક્ષા કરે. ( अग्निः पातु ) અગ્નિ અમારી રક્ષા કરે અને ( ये अस्य पायवः ) જે તેના રક્ષક ગુણ છે, તેઓ પણ અમારી રક્ષા કરે. ( ૨ )

( शुभस्पती अश्विनौ देवौ नः पातां ) ઉત્તમ પાલક અશ્વિની દેવ અમારી રક્ષા કરે. ( उत उषासानक्ता नः उरुष्यतां ) તેમ જ ઉષા અને રાત્રી અમારી રક્ષા કરે. ( अपां नपात् त्वष्टः देव ) જળને નીચે ન પાડનારા હે ત્વષ્ટાદેવ ! ( गयस्य अभिहुती चित् ) ઘરની દુરાવસ્થાથી પણ દૂર કરીને ( सर्व तातये वर्धय ) સર્વ પ્રકારના વિસ્તારને માટે અમારી વૃદ્ધિ કર. ( ૩ )

---

# રક્ષાની પ્રાર્થના

### દેવો દ્વારા અમારી રક્ષા

આ સૂકતમાં કેટલાએ દેવોના નામોનો ઉલ્લેખ કરીને અમારી રક્ષા થવાની પ્રાર્થના કરેલી છે. તેમાં પૃથ્વીપર વસનારા દેવ આ છે.

૧ पृथिवी- ભૂમિ જેનાપર સર્વ માનવ જાતિ રહે છે.

૧ सप्त सिन्धवः- સાત સમુદ્ર જેનામાં પાણી ભર્યું પડ્યું છે.

૩ अग्निः- अस्य पायवः ચ= અગ્નિ અને તેની સર્વ રક્ષક શકિતઓ.

૪ सोमः-સોમ વગેરે સર્વ વનસ્પતિઓ અને ઔષધિઓ.

૫ ग्रावाः- પત્થર તથા અન્યાન્ય ખનિજ પદાર્થ.

આ પાંચ દેવ પૃથ્વી સ્થાનીય છે. તેઓ પોતાની શકિતઓથી અમારી રક્ષા કરે. તેમનામાં અન્દર વિવિધ શકિતઓ છે, તેથી એ શકિતઓથી મનુષ્યનું સુખ વધે એવા ઉપાયનું અવલંબન કરવું જોઇએ. ઉદાહરણાર્થ અગ્નિનો ઉપયોગ રસોઇ કરવાના વગેરે કર્મોમાં કરવાથી લાભ અને ગૃહાદિને બાળી નાખવામાં કરવાથી હાનિ થાય છે. આજ પ્રમાણે અન્યાન્ય દેવતાઓના વિષયમાં જાણવું જોઇએ. હવે અન્તરિક્ષમાં વસનારા દેવોના વિષયમાં જોઇએ—

૬ इन्द्रः-જે પર્જન્ય આપે છે વિદ્યુતનો સંચાર કરે છે,

૭ मरुतः- સર્વ પ્રકારના વાયુ, જે પ્રાણાદિરૂપે સર્વની રક્ષા કરે છે.

૮ अपां नपातः- જળને મેઘોમાં ધારણ કરનારા દેવ.

૯ त्वष्टा- જે ભાગવા ફેરવવાનું કાર્ય કરે છે અને જે રૂપોને બનાવે છે.

આ દેવો પણ વિવિધ શકિતઓ દ્વારા મનુષ્યોની રક્ષા કરે છે. તેથી તેમની શકિતઓથી મનુષ્યને લાભ થાય અને કદી પણ નુકસાન ન થાય તેવી વ્યવસ્થા કરવી જોઇએ.

હવે દ્યુસ્થાનીય દેવતાઓ વિષે જોઇએ.

૧૦ द्यौः- દ્યુલોક જ્યાં સર્વ તેજ ધારી સૂર્યાદિ ગોલકો રહે છે.

૧૧ **પૂષા**- સૂર્ય જે પોતાના કિરણોથી સર્વને પોષણ આપે છે.

આ દેવો દ્યુલોકમાં રહેતા હોવા છતાં મનુષ્યની રક્ષા કરી રહ્યા છે એજ પ્રમાણે અન્ય દેવોના વિષયમાં પણ જુઓ—

૧૨ **અશ્વિનૌ**- શ્વાસ અને ઉચ્છ્વાસ, પ્રાણ અને અપાન, તારક ( **जर्भरि** ) મારક ( **तुर्फरि** ) શકિત, તે આ પ્રાણ શકિત છે.

૧૩ **उपासानक्ता**- ઉષા અને રાત્રી, આ કાળ છે.

૧૪ **सरस्वती**- વિદ્યા દેવી, જ્ઞાન દેવતા, શાસ્ત્ર વિદ્યા, સભ્યતા,

૧૫ **अदितिः**- અખંડિત મૂળ શકિત, અને

૧૬ **विष्णुः**- સર્વવ્યાપક ઇશ્વર.

આ સર્વ દેવો અને દેવતાઓ મનુષ્યની રક્ષા કરે. મનુષ્યોએ તેમની સાથે એવું વર્તન રાખવું જોઇએ કે જેથી તેમની શકિત તેમની સહાયક બને અને કદી પણ વિરોધક ન બને.

તેઓમાં સર્વ શકિત એક અદ્વિતીય સર્વવ્યાપક દેવથી જ આવે છે. તો પણ મનુષ્યોનો તેમની સામે અલગ અલગ સંબંધ આવે છે અને તેથી મનુષ્યના વિવિધ કાર્યો પણ સિદ્ધ થાય છે. અને તેમનો વિરોધ થવાથી મનુષ્યની ઘણી હાનિ પણ થઇ શકે છે. તેથી તેમની સહાયતાની યાચના અહીં કરી છે.

### બે ઉદ્દેશ્ય

માનવી ઉન્નતિના બે ઉદ્દેશ્ય છે. ( ૧ ) ( **गयस्य अभिन्हुर्ती** )- ઘરની કુટિલતા, હાનિ વગેરે દૂર કરવી, અને ( ૨ ) **सर्व-तातये वर्धय**= સર્વ પ્રકારનો વિસ્તાર થવા માટે વિસ્તાર પામવો. ઉકત દેવતાઓની શકિતઓથી આ બે ઉદ્દેશ્ય સિદ્ધ થાય એવો વ્યવહાર કરવો જોઇએ પૂર્વોક્ત દેવ આપણા શરીરમાં અંશરૂપે છે તેમની શકિતઓની ઉન્નતિ કરીને પણ મનુષ્યને ઘણો લાભ થઇ શકે છે આ સૂકતનો વિચાર કરવાથી આ રીતે ઘણો લાભ થઇ શકે છે.

આગળનુ સૂકત પણ એજ વિષયનુ છે તે હવે જોઇએ—

---

# રક્ષાની પ્રાર્થના

## કાંડ ૬, સૂકત ૪

( ऋषिः- अथर्वा । देवता- नानादेवताः )

त्वष्टा॑ मे॒ दैव्यं॒ वचः॑ प॒र्जन्यो॒ ब्रह्म॑ण॒स्पतिः॑ ।
पु॒त्रैर्भ्रातृ॑भि॒रदि॑ति॒र्नु पा॑तु नो दु॒ष्टरं॒ त्राय॑माणं॒ सहः॑ ॥ १ ॥
अं॒शो भगो॒ वरु॑णो मि॒त्रो अ॑र्य॒मादि॑तिः पान्तु म॒रुतः॑ ।
अप॒ तस्य॒ द्वेषो॑ गमेदभि॒ह्रुतो॑ यावय॒च्छत्रु॒मन्ति॑तम् ॥ २ ॥

---

અર્થ— ( **त्वष्टा** ) સર્વનું નિર્માણ કરનાર, પર્જન્ય, બ્રહ્મણસ્પતિ, અને ( **पुत्रैः भ्रातृभिः अदितिः** ) પુત્ર અને ભાઇઓ સાથે અદિતિ દેવી, ( **मे दैव्यं वचः** ) મારા દેવોના સંબોધનો સાંભળે અને ( **नः दुष्टरं त्रायमाणं सहः पातु** ) અમારા સર્વનું અજેય અને પાલન કરનારા બળની રક્ષા કરે. ( ૧ )

અંશ, ભગ, વરુણ, મિત્ર, અર્યમા, અદિતિ, અને મરૂત્‌દેવ આ સર્વ દેવો મારી ( **पान्तु** ) રક્ષા કરે. ( **तस्य अभिन्हुतः द्वेषः अपगमेत्** ) તે શત્રુનો કુટિલ દ્વેષ દૂર થાય, ( **अन्तितं शत्रुं यावयत्** ) તેઓ સર્વ પાસે આવેલા આ શત્રુઓને દૂર નસાડી દે. ( ૨ )

धिये समश्विना प्रावतं न उरुष्या र्ण उरुज्मन्नप्रयुच्छन् ।
द्यौ३ष्पितर्यावयं दुच्छुना या ॥ ३ ॥

હે ( અશ્વિની ) અશ્વિનૌ દેવો ! ( धिये नः सं प्रावतं ) બુદ્ધિને માટે અમારી ઉત્તમ રક્ષા કરો હે ( उरु- ज्मन् ) વિશેષ ગતિવાળા ! ( अप्रयुच्छन् ) ભૂલ ન કરનારો તું ( नः उरुष्य ) અમારા સર્વની રક્ષા કર. હે ( द्यौः पितः ) દ્યુલોકના પાલક ! ( या दुच्छुना यावय ) જે દુર્ગતિ છે, તેને દૂર કર. ( ૩ )

# રક્ષાની પ્રાર્થના

આ સૂક્તમાં પહેલાના સૂક્તમાં કહેલા જે દેવોનાં નામ આવી ગયાં છે તે આ છે- " त्वष्टा, अदिति, मरुतः " જે દેવોનાં નામ પૂર્વ સૂક્તમાં નથી આવ્યાં તે આ છે- " पर्जन्य, ब्रह्मणस्पति, अंश, भग, वरुण, मित्र, अर्यमा द्योष्पिता " પહેલા સૂક્તના અનુસંધાનમાંજ આ સૂક્તનો અર્થ જોવો જોઇએ

૧ पर्जन्य = મેઘ, જળ દેનારો દેવ,
૨ ब्रह्मणस्पतिः = જ્ઞાનનો સ્વામી, જ્ઞાન આપનારો,
૩ अंशः = પ્રકાશ આપનારો
૪ भग = ભાગ્યવાન્, ભાગ્ય આપનાર,
૫ वरुण = વરિષ્ઠ દેવ, સર્વથી શ્રેષ્ઠ દેવ,
૬ मित्रः - સર્વનો હિતકારી,
૭ अर्य-मा = શ્રેષ્ઠ કોણ છે તેનો નિશ્ચય કરનારો
૮ द्योष्पिता = દ્યુલોકનો પાલક દેવ
૯ पुत्रैः भ्रातृभिः सह अदिति = પુત્ર અને ભાઇઓ સાથે અદિતી દેવી

અખંડિત મૂળ શક્તિનું નામ અદિતી છે તેનાથી જ સૂર્યાદિ તેજના ગોળાઓ ઉત્પન્ન થએલા છે, તેથી તેઓ તેના પુત્રો છે. તથા તેમના જેવા જે બીજા ગોળા છે તે તેમના ભાઇઓ છે અર્થાત્ મૂળ શક્તિ અથવા પ્રકૃતિ અને તેનાથી ઉત્પન્ન થએલા સર્વ પદાર્થો આ મંત્રભાગથી લેવા યોગ્ય છે.

આ સર્વ દૈવી શક્તિઓનો સમૂહ અમારા બધાની રક્ષા કરે.

### રક્ષાનું કાર્ય

રક્ષણ કરવાનું તાત્પર્ય શું છે તે આ સૂક્તમાં દર્શાવ્યું છે, તેથી તેનાં સૂચક વાક્યો જુઓ રક્ષણને માટે આપણી બુદ્ધિ ઉત્તમ રહેવી જોઇએ, એ દર્શાવવા માટે કહ્યું છે—

૧ धियं नः सं प्र अवतं- " ઉત્તમ બુદ્ધિનો વિસ્તાર થવા માટે અમારા સર્વની ઉત્તમ પ્રકારે વિશેષ રક્ષા કરો " મનુષ્યને બુદ્ધિની જ વિશેષ આવશ્યકતા છે. મનુષ્યની રક્ષા પણ એટલા માટે જ થવી જોઇએ કે તેની બુદ્ધિ વિશેષ શુદ્ધ, પવિત્ર, નિર્દોષ અને કુશાગ્ર થાય અને કદી પણ હીન ન બને. ( મં ૩ )

૨ मे दैव्यं वच - મારું ભાષણ દિવ્ય હો અર્થાત્ તેમાં દેવોના ગુણોનું વર્ણન હોય શુદ્ધ ભાવ હોય અને કદી હીન ભાવ ન હોય વાણીની આ પ્રકારની શુદ્ધિ થવાથી જ ઉપર વર્ણવેલી બુદ્ધિની ઉન્નતિ થઇ શકે છે. આ સૂક્તમાં એક વાણીનો ઉલ્લેખ કરીને સર્વ અન્ય ઇન્દ્રિયોની પ્રવૃત્તિ શુદ્ધ કરવાનો ઉપદેશ સૂચિત કરેલ છે. જે નિયમથી વાણીની શુદ્ધિ થઇ શકે છે તેજ નિયમથી નેત્ર, કર્ણ ઇત્યાદિ અન્યાન્ય ઇન્દ્રિયોની પણ શુદ્ધિ થાય છે. ઇન્દ્રિયોને શુભ કર્મોમાં સદાનિમગ્ન રાખવાથીજ સર્વ ઇન્દ્રિઓની પણ શુદ્ધિ થઇ શકે છે આ નિયમ સર્વ ઇન્દ્રિયોને માટે એક સરખોજ છે આપણી ઇન્દ્રિયોમાં " दिव्य भाव " સ્થીર કરવો જોઇએ, એ આ વિવરણનું તાત્પર્ય છે. આ પ્રકારે સર્વ ઇન્દ્રિયો શુદ્ધ થવાથી બુદ્ધિ પણ આ કારણથીજ શુદ્ધ થાય છે અને વિકસિત થાય છે ( મં. ૧ )

૩ द्वेष अपगमेत्- દ્વેષ ભાવ, નિંદા કરવાનો સ્વભાવ શત્રુત્વ કરવાનો હેતુ અન્તઃકરણમાંથી દૂર થઇ જાય, આ

પવિત્ર બનવાનો માર્ગ છે. દ્વેષ ભાવ મનમાંથી પૂર્ણપણે દૂર થઇ જાય તો મન શુદ્ધ થઇ જાય જ. ( મં. ૨ )

૪ **दुच्छुना यावय-** સર્વ દુર્ગતિને દૂર કર ! પોતાની ઇન્દ્રિયો હીન કર્મોમાં પ્રવૃત્ત રહેવાથી જ સર્વ પ્રકારની દુર્ગતિ થાય છે. તેથી પૂર્વોકત પ્રકારે આત્મશુદ્ધિ થઇ ગઇ તો દુર્ગતિ આપણી પાસે કદાપિ પણ આવશે જ નહિ. ( મં, ૩ )

૫ **शत्रुं यावय-** શત્રુઓને દૂર નસાડી દો, આપણી અંદર કામ, ક્રોધ વગેરે શત્રુઓ છે. જે કામી ક્રોધી છે તેઓ સમાજના શત્રુ છે, તેઓ રાષ્ટ્રના પણ શત્રુઓ છે, આ સર્વ શત્રુઓને દૂર કરવા જોઇએ. પૂર્વે વર્ણવેલ પ્રકારે આત્મ શુદ્ધિ કરવાથી સર્વ આંતરિક શત્રુ દૂર થઇ જાય છે. સામાજીક અને અન્ય રાષ્ટ્રીય શત્રુ દૂર કરવાને માટે પણ આજ ઉપાય છે કે ત્યાંની શુદ્ધિ, સફાઇ કરવી જોઇએ આ કાર્યને માટે આપણામાં બળ જોઇએ, તેનો ઉપદેશ આ પ્રકારે કરેલ છે—

૬ **नः दुष्टरं त्रायमाणं सहः-** શત્રુઓ જેને સહેલાઇ-થી પાર કરી શકે નહિ અને જેનાથી અમારૂં રક્ષણ થાય છે એવા પ્રકારનું અમારામાં બળ હો. બળનાં બે લક્ષણો અહીં કહેલાં છે. તે બળ એવું હોવું જોઇએ કે જેનું ( **दुः+तरं** ) ઉલ્લંઘન શત્રુ કરી શકે નહિ. જ્યારે શત્રુઓ આક્રમણ કરે ત્યારે તે પૂર્ણપણે પરાસ્ત થાય, એવું આપણું બળ હોવું જોઇએ. આ પ્રમાણે તે બળથી દરેક કઠિન પ્રસંગમાં અમારી રક્ષા થાય, એવું અમારૂં બળ હોવું જોઇએ આ પ્રકારનું બળ વધી જવાથી સર્વ શત્રુઓ એની મેળે જ દૂર થઇ જાય.

આ પ્રકારનું બળ વધારવાનું કાર્ય બ્રહ્મણસ્પતિનું છે. બ્રહ્મણસ્પતિ એ જ્ઞાન અને વિજ્ઞાનના દેવ છે. તે પોતાના જ્ઞાનના દાનથી પૂર્વે કહેલ બળ મનુષ્યોમાં વધારે છે. એટલા માટે તેની ઉપાસના અને સ્તુતિ પ્રાર્થના મનુષ્યોએ કરવી જોઇએ. ઉપાસનાને સમયે આ પ્રકારે મનન કરવાથી અને શ્રદ્ધા ભકિતયુકત અન્તઃકરણથી ઉપાસના કરવાથી આ સર્વ ફળ પ્રાપ્ત થાય છે.

---

# આપણી રક્ષા

## કાંડ ૬, સૂકત ૫૩

( ऋषिः- बृहच्छुक्रः । देवता- नानादेवताः )

**द्यौश्च॑ म इ॒दं पृ॑थि॒वी च॒ प्रचे॑तसौ शु॒क्रो बृ॒हन्दक्षि॑णया पिपर्तु ।**
**अनु॑ स्व॒धा चि॑कितां॒ सोमो॑ अ॒ग्निर्वा॒युर्नः॑ पातु सवि॒ता भग॑श्च ॥ १ ॥**

**અર્થ—** ( **प्र-चेतसौ द्यौः च पृथिवी च** ) ઉત્તમ જ્ઞાનવાળા દ્યુલોક અને ભૂલોક ( **बृहन् शक्रः दक्षिणया** ) મહા સામર્થ્યવાન્ સૂર્ય દક્ષતાની સાથે ( **मे इदं विपर्तु** ) મારી અને આ બધાની રક્ષા કરે. ( **सोमः अग्निः** ) સોમાદિ વનસ્પતિ અને અગ્નિ એ ( **स्वधा अनुचिकितां** ) પોતાની ધારણ શકિતનું જ્ઞાન અનુકૂળતાથી આપે. ( **वायुः सविता भगः च नः पातु** ) વાયુ, સવિતા અને ભગ એ અમારા સર્વની રક્ષા કરે. ( ૧ )

**ભાવાર્થ—** દ્યુલોકનો મહા શકિતશાળી ભાગ્યવાન્ સૂર્ય, અન્તરિક્ષલોકનો વાયુ અને ભૂલોકનો અગ્નિ, સોમ, વગેરે અમારી રક્ષા કરે. અને અમને અનુકૂળ થાય ( ૧ )

*

पुनः प्राणः पुनरात्मा न ऐतु पुनश्चक्षुः पुनरसुर्न ऐतु ।
वैश्वानरो नो अदब्धस्तनूपा अन्तस्तिष्ठाति दुरितानि विश्वा ॥ २ ॥
सं वर्चसा पयसा सं तनूभिरगन्महि मनसा सं शिवेन ।
त्वष्टा नो अत्र वरीयः कृणोत्वनु नो मार्ष्टु तन्वो३ यद्विरिष्टम् ॥ ३ ॥

અર્થ— ( प्राणः नः पुनः एतु ) પ્રાણ પાછા અમારી પાસે આવે, ( आत्मा न पुनः एतु ) આત્મા અમારી પાસે ફરીથી આવે ( पुनः चक्षुः पुनः असु न एतु ) ફરીથી ચક્ષુ અને ફરીથી પ્રાણ અમારી પાસે આવે ( अ-दब्धः तनू पाः वैश्वानरः ) ન દબાનારો શરીરનો રક્ષક સર્વનો નેતા આત્મા ( न विश्वा दुरितानि ) અમારા સર્વ પાપોને જતાં છતાં ( अन्तः तिष्ठति ) અન્દર રહે છે ( ૨ )

( वर्चसा पयसा सं ) તેજ અને પુષ્ટિકારક દૂધથી અમે યુક્ત થઈએ. ( तनूभिः सं ) ઉત્તમ શરીરોથી અમે યુક્ત થઈએ ( शिवेन मनसा सं अगन्महि ) કલ્યાણમય વિચારયુક્ત મનથી અમે યુક્ત થઈએ ( त्वष्टा नः अत्र वरीय कृणोतु ) શ્રેષ્ઠ કારીગર પરમાત્મા અમને અહીં ઉત્તમ બનાવે ( यत् नः तन्व विरिष्टं ) જે અમારા શરીરમાં દુઃખ આપનારો ભાગ હોય ( अनु मार्ष्टु ) તેને અનુકૂળતાથી શુદ્ધ કરે ( ૩ )

ભાવાર્થ— અમારો આત્મા, પ્રાણ, ચક્ષુ આદિ સર્વ શક્તિઓ પૂર્વોક્ત પ્રમાણે અમને ફરીથી પ્રાપ્ત થાઓ. અમે છૂપાઈને પાપ કરી શકતા નથી કારણ કે જ્ઞાની આત્મા અમારામાં હંમેશા જાગતો રહે છે ( ૨ )

અમને પુષ્ટિકારક અન્ન, તેજ, ઉત્તમ શરીર, ઉત્તમ કલ્યાણમય વિચાર કરનાર મન પ્રાપ્ત થાઓ. અમારા શરીરમાં જે કાંઈ હાનિકારક પદાર્થ દાખલ થયેલ હોય તે પરમેશ્વરની યોજનાથી દૂર થઈ જાય અને અમારી શુદ્ધિ થાય ( ૩ )

---

# આપણી રક્ષા

આ સૂક્તમાં આપણી સર્વ પ્રકારે રક્ષા થાય એ બાબતની ઉત્તમ પ્રાર્થના છે. દ્વિતીય મંત્રમાં કહ્યું છે કે—

आत्मा, प्राणः असु, चक्षु न पुन एतु । ( મં ૨ )

" આત્મા, પ્રાણ, આંખ, વગેરે સર્વ શક્તિઓ ફરીથી અમારી પાસે આવે " અર્થાત્ રોગાદિને લીધે શરીરપર જે વિવિધ આપત્તિઓ આવે છે તેમાંથી ચક્ષુ વગેરે અન્ય ઇન્દ્રિયો રોગને લીધે વિકલ થઈ જાય છે. ઘણીકવાર તો ઇન્દ્રિય તદ્દન નાશ પામે છે. આત્મા અને પ્રાણ પણ ચાલ્યા જાય છે એટલે કે તે માણસ મરી જાય છે. અર્થાત્ જ્યારે શરીર એટલું રોગી બની જાય છે કે મનુષ્ય મરી પણ જાય છે, આટલો રોગ થવા છતાં પણ આત્મા, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, વગેરે સર્વ શક્તિઓ ફરીથી અમારા શરીરમાં પૂર્વવત્ ઉત્તમ અવસ્થામાં આવીને વસે. અર્થાત્ રોગ વગેરે આપત્તિ આવવા છતાં પણ પૂર્વવત્ આરોગ્ય પ્રાપ્ત થાઓ. આ આરોગ્ય કઈ રીતે પ્રાપ્ત થઈ શકે છે તેનો વિચાર પહેલા મંત્રમાં દર્શાવેલ છે.

( द्यौः बृहत् शुक्र भग सविता ) દ્યુલોકનો મહા સામર્થ્યશાળી શુદ્ધિ કરનારો સૂર્ય, ( वायु ) અન્તરિક્ષનો વાયુ અને ( पृथिवी अग्नि सोम ) પૃથ્વીપરનો અગ્નિ અને સોમાદિ વનસ્પતિઓ ( अनु स्वधा चिकिता, यातु, पिपर्तु ) અનુકૂળતાથી પોતાની ધારકશક્તિ આપે, અમારી રક્ષા કરે અને પૂર્ણતા કરે ( મં ૧ )

દ્યુલોકમાં જે સૂર્ય છે તે પોતાના પ્રકાશિત કિરણોથી સર્વની શુદ્ધતા કરે છે, સર્વ જગ લાવે છે અને સર્વની શુદ્ધિ કરીને પૂર્ણ કરે છે. અન્તરિક્ષમાં જે વાયુ છે તે સર્વના પ્રાણ બનીને સર્વને જીવન આપે છે, પવિત્ર અને પુષ્ટ બનાવે છે અને દીર્ઘ આયુષ્ય આપે છે. પૃથ્વીપરની સોમ વગેરે વનસ્પતિઓ રોગ દૂર કરીને સર્વનું આરોગ્ય વધારે છે અને

સર્વને દિર્ઘાયુ બનાવે છે. અર્થાત્ આત્મા, પ્રાણ અને ચક્ષુ ફરી શરીરમાં સ્થિર થવાની સાથે ( ૧ ) સૂર્ય પ્રકાશ, ( ૨ ) વાયુ અને ( ૩ ) વનસ્પતિઓ અમને સહાય કરવા માંડે છે. તેમના યથા-યોગ્ય સેવનથી આસન્ન મરણ બનેલો મનુષ્ય પણ ફરી સ્વસ્થ નિરોગી બની શકે છે. તેથી—

**पयसा वर्चसा, शिवेन मनसा सं यमन्महि ।**
**( मं. ४ )**

" દુગ્ધાદિ, અન્નપાન, તેજસ્વિતા, અને શુભ વિચારવાળું મન પ્રાપ્ત થઇ શકે છે. " આરોગ્ય ચાહનાર મનુષ્યને માટે ઉચિત છે કે તે પોતાના મનને શુભ મંગળ વિચારોથી યુક્ત કરે કારણ કે વિચારો શુદ્ધ રહે તો દુષ્ટપણું, ક્રુરતા, નઠારાપણું આવી શકતી નથી. સ્વભાવ તેજસ્વી બનાવે, અને શુદ્ધ દુગ્ધાહાર કરીને ઉત્તમ આરોગ્યનું સાધન બનાવે. આટલું કર્યા પછી પણ જો કોઇ રોગબીજ વા દોષ શરીરમાં ઘુસી ગયો હોય તેને દૂર કરવા માટે આવી પ્રાર્થના કરે—

रपसा नः तन्वः यद् विरिष्टं मार्ष्टु । ( मं. ३ )

" ઇશ્વર અમારા શરીરના રોગાદિને દૂર કરીને અમારી શુદ્ધતા કરે. " કારણ કે મનુષ્યોનો પ્રયત્ન થવા છતાં પણ કેટલીક અશુદ્ધિઓ થઇ જાય છે અને દોષ ઘુસી જાય છે. ઇશ્વરની પ્રાર્થના કરવાથી તે સર્વ દોષ દૂર થઇ જાય છે. કારણ કે પરમેશ્વરની પ્રાર્થના કરવાથી મનમાં એક પ્રકારનું અદ્દભુત દૈવી બળ પ્રાપ્ત થાય છે, જેથી સર્વ દોષ અને રોગબીજ તથા અન્ય વિપત્તિઓ દૂર થઇ જાય છે, અને મનુષ્ય નિર્દોષ થઇ જાય છે. કોઇ એમ ન સમજે કે ઇશ્વરથી છુપાઇને મનુષ્ય કોઇ પણ દોષ અથવા પાપ કરી શકે છે. એ કદાપિ બની શકતું નથી, કારણ કે—

वैश्वानरः, अदब्धः, मनुष्याः, मित्रा, सुमित्राणि
अन्तः तिष्ठन्ति । ( मं. २ )

" સર્વ જગતનો નેતા, કદી ન દબાનારો, શરીરની રક્ષા કરનો કરનો અને અમારા સર્વ પાપોનું નિરીક્ષણ કરતો કરતો અમારામાં રહે છે, જ્યારે તે અમારી અંદર રહે છે ત્યારે તેનાથી છુપાઇને કોઇ પણ પાપ કેમ કરી શકાય ? અર્થાત્ તે સર્વથા અશક્ય છે. અમારાં સર્વ સારાં અને માઠાં કર્મોને તે જાણે છે, એટલા માટે તેની પ્રાર્થના કરવી જોઇએ જેથી આત્મિક બળ પ્રાપ્ત થઇ શકે.

આ રીતિથી મનુષ્ય નીરોગી બની શકે છે અને પોતાની ઉન્નતિનું સાધન બનાવી શકે છે.

---

# પોતાની રક્ષા

## કાંડ ૬, સૂક્ત ૧૦૭

( ઋષિઃ- શંતાતિઃ । દેવતા- વિશ્વજિત )

विश्वजित्त्रायमाणायै मा परि देहि ।
त्रायमाणे द्विपाच्च सर्वं नो रक्ष चतुष्पाद्यच्च नः स्वम्, ॥ १ ॥
त्रायमाणे विश्वजिते मा परि देहि ।
विश्वजिद् द्विपाच्च सर्वं नो रक्ष चतुष्पाद्यच्च नः स्वम् ॥ २ ॥

विश्वजित्कल्याण्यै मा परि देहि ।
कल्याणि द्विपाच्च सर्वं नो रक्ष चतुष्पाद्यच्च नः स्वम् ॥ ३ ॥
कल्याणि सर्वविदे मा परि देहि ।
सर्वविद् द्विपाच्च सर्वं नो रक्ष चतुष्पाद्यच्च नः स्वम् ॥ ४ ॥

**અર્થ**— હે ( विश्वजित् ) જગજ્જેતા ! ( मा कल्याण्यै परिदेहि ) મને કલ્યાણ કરનારી શક્તિને આધીન કર ! હે કલ્યાણી ! મારું ધન, દ્વિપાદ અને ચતુષ્પાદ સર્વની રક્ષા કર. ( ૩ )

હે કલ્યાણી ! ( मा सर्व-विदे परि देहि ) મને સર્વજ્ઞની પાસે પહોંચાડ. હે સર્વજ્ઞ ! મારું ધન, દ્વિપાદ અને ચતુષ્પાદની રક્ષા કર. ( ૪ )

**ભાવાર્થ**— જગતને જીતવાની ઇચ્છા કરનાર રક્ષકને સ્વાધીન રક્ષણીય વસ્તુ મારફતે કરો. તે રક્ષક સર્વની યથાયોગ્ય રક્ષા કરે રક્ષક તે મને પરમાત્માને વિશ્વ વિજયીની પાસે આપે અને તે વિશ્વ વિજયી સર્વની યોગ્ય રક્ષા કરે આ સર્વ રક્ષા સર્વના કલ્યાણને માટે હો અર્થાત્ સર્વની રક્ષાથી સર્વનું યથાયોગ્ય ઉત્તમ કલ્યાણ હો કલ્યાણ થાય એનો અર્થ એ છે કે મનુષ્ય વિશેષ જ્ઞાનીની પાસે રહે કારણ કે સર્વ પ્રકારનું કલ્યાણ જ્ઞાનથી જ થાય છે ( ૧-૪ )

આ સૂક્તથી નીચેનો બોધ પ્રાપ્ત થાય છે - ( ૧ ) દરેકે પોતાની અન્દર રક્ષા કરવાની શક્તિ વધારવી જોઇએ ( ૨ ) હું વિજય પ્રાપ્ત કરીશ જ એવી મહત્ત્વાકાંક્ષા ધારણ કરવી જોઇએ ( ૩ ) સર્વએ અધિકથી અધિક કલ્યાણ કરવાને માટે યત્ન કરવો જોઇએ ( ૪ ) જ્ઞાનીની સંગતિમાં બધાએ રહેવું જોઇએ જેથી પ્રત્યેકને સાચું જ્ઞાન પ્રાપ્ત થાય.

---

## રક્ષાની પ્રાર્થના

### કાંડ ૭, સૂક્ત ૫૧

( ऋषि - अङ्गिरा । देवता- इन्द्र, बृहस्पति )

बृहस्पतिर्नः परि पातु पश्चादुतोत्तरस्मादधरादघायोः ।
इन्द्रः पुरस्तादुत मध्यतो नः सखा सखिभ्यो वरीयः कृणोतु ॥ १ ॥

**અર્થ**— ( बृहस्पतिः न पश्चात्, उत उत्तरस्मात् ) જ્ઞાનનો સ્વામી અમને પાછળથી, ઉત્તર દિશામાંથી, ( अधरात् अघायोः पातु ) નીચેના ભાગથી પાપી પુરુષથી બચાવે. ( सखा इन्द्रः ) મિત્ર પ્રભુ ( पुरस्तात् उत मध्यत ) આગળથી અને વચમાંથી ( सखिभ्यः वरीयः नः कृणोतु ) મિત્રોમાં શ્રેષ્ઠ અમને બનાવે. ( ૧ )

**ભાવાર્થ**— જ્ઞાન આપનાર પાછળથી, ઉપરથી, અને નીચેથી અર્થાત્ બહારથી અમારી રક્ષા કરે અને મિત્ર અમારી રક્ષા મુખથી ( આગળથી ) અને વચલા સ્થાનથી કરે ( ૧ )

જ્ઞાન દેનારો અને સહાયક મિત્ર એ બન્ને રક્ષા કરે છે એક બહારથી રક્ષા કરે છે અને એક અન્દરથી રક્ષા કરે છે. પરમાત્મા જ્ઞાન આપીને બહારથી અને મિત્ર બનીને અન્દરથી અને સર્વ બાજુથી અમારી રક્ષા કરે છે પાઠક આ રક્ષણનો અનુભવ કરે અને તે પરમાત્માને પોતાનો સાચો મિત્ર માને

# સુરક્ષિતતાની પ્રાર્થના

## કાંડ ૫, સૂક્ત ૨૪

( ऋषिः- अथर्वा । देवता- ब्रह्मकर्मात्मा, नानादेवताः )

सविता प्रसवानामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १ ॥
अग्निर्वनस्पतीनामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ २ ॥
द्यावापृथिवी दातृणामधिपत्नी ते मावताम् ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ३ ॥
वरुणोऽपामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ४ ॥
मित्रावरुणौ वृष्ट्याधिपती तौ मावताम् ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ५ ॥

---

અર્થ— ( अस्मिन् ब्रह्मणि ) આ બ્રહ્મયજ્ઞમાં, ( अस्मिन् कर्मणि ) આ કર્મમાં ( अस्यां पुरोधायां ) આ પુરોહિતના અનુષ્ઠાનમાં, ( अस्यां प्रतिष्ठायां ) આ પ્રતિષ્ઠામાં ( अस्यां चित्यां ) આ ચિન્તનમાં, ( अस्यां आकूत्यां ) આ સંકલ્પમાં ( अस्यां आशिषि ) આ આશીર્વાદમાં ( अस्यां देवहूत्यां ) આ દેવોની પ્રાર્થનામાં, ( स्व-आ-हा ) આત્મ સર્વસ્વનું સમર્પણ કરૂં છું. આ સમયે ( सः प्रसवानाम् अधिपतिः सविता मा अवतु ) તે સર્વ ચેતનાઓનો અધિપતિ પ્રેરક પરમેશ્વર મારી રક્ષા કરો. ( ૧ ) ( सः वनस्पतीनां अधिपतिः अग्निः मा अवतु ) તે વનસ્પતિઓનો અધિપતિ અગ્નિ મારી રક્ષા કરે. ( ૨ ) ( ते दातृणां अधिपत्नी द्यावापृथिवी मा अवतां ) તે દાતાઓનો અધિપતિ દ્યાવાપૃથ્વી મારી રક્ષા કરે. ( ૩ ) ( सः अपां अधिपतिः वरुणः मा अवतु ) તે જળનો અધિપતિ વરૂણ મારી રક્ષા કરે. ( ૪ ) ( तौ वृष्ट्या अधिपती मित्रावरुणौ मा अवतां ) તે બન્ને વૃષ્ટિના અધિપતિ મિત્ર અને વરૂણ મારી રક્ષા કરે. ( ૫ )

मरुतः पर्वतानामधिपतयस्ते मावन्तु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ६ ॥

सोमो वीरुधामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ७ ॥

वायुरन्तरिक्षस्याधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ८ ॥

सूर्यश्चक्षुषामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ९ ॥

चन्द्रमा नक्षत्राणामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १० ॥

इन्द्रो दिवोऽधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ ११ ॥

मरुतां पिता पशूनामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १२ ॥

---

અર્થ— (ते पर्वतानां आधिपतयः मरुतः मा अवन्तु) તે પર્વતોના અધિપતિ મરૂતો મારી રક્ષા કરે. (૬) (सः वीरुधां अधिपतिः सोमः मा अवतु) તે ઔષધિઓનો અધિપતિ સોમ મારી રક્ષા કરે. (૭) (सः अन्तरिक्षस्य अधिपतिः वायुः मा अवतु) તે અન્તરિક્ષનો અધિપતિ વાયુ મારી રક્ષા કરે. (૮) (सचक्षुषां अधिपतिः सूर्यः मा अवतु) તે નેત્રોનો અધિપતિ સૂર્ય મારી રક્ષા કરે. (૯) (सः नक्षत्राणां अधिपतिः चन्द्रमाः मा अवतु) તે નક્ષત્રોનો અધિપતિ ચન્દ્ર મારી રક્ષા કરે. (૧૦) (सः देवः अधिपतिः इन्द्रः मा अवतु) તે દ્યુલોકનો અધિપતિ ઇન્દ્ર મારી રક્ષા કરે. (૧૧) (सः पशूनां अधिपतिः मरुतां पिता मा अवतु) તે પશુઓનો અધિપતિ મરૂત્પિતા મારી રક્ષા કરે. (૧૨)

मृत्युः प्रजानामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १३ ॥
यमः पितृणामधिपतिः स मावतु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १४ ॥
पितरः परे ते मावन्तु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १५ ॥
तता अवरे ते मावन्तु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १२ ॥
ततस्ततामहास्ते मावन्तु ।
अस्मिन्ब्रह्मण्यस्मिन्कर्मण्यस्यां पुरोधायामस्यां प्रतिष्ठायामस्यां
चित्त्यामस्यामाकूत्यामस्यामाशिष्यस्यां देवहूत्यां स्वाहा ॥ १७ ॥

---

અર્થ—( सः प्रजानां अधिपतिः मृत्युः मा अवतु ) તે પ્રજાઓનો અધિપતિ મૃત્યુ મારી રક્ષા કરે. (૧૩) ( सः पितृणां अधिपतिः यमः मा अवतु ) તે પિતૃઓનો અધિપતિ યમ મારી રક્ષા કરે. (૧૪) ( ते परे पितरः मा अवन्तु ) તે પૂર્વના પિતરો મારી રક્ષા કરે. (૧૫) ( ते अवरे तताः मा अवन्तु ) તે પાછળના પિતામહ મારી રક્ષા કરે. (૧૬) ( ते ततः ततामहाः मा अवन्तु ) અમારા વડ દાદા ( પ્ર પિતા-મહ ) મારી રક્ષા કરે. (૧૭)

## પોતાની સુરક્ષિતતા

જ્ઞાનોપદેશનું કર્મ, અન્યાન્ય પુરૂરુષાર્થ, યજન યાજન, સર્વની સ્થીરતા અને સુદઢતા વધારનારૂં કર્મ, ચિત્તથી ચિંતન મનન ઇત્યાદિ કર્મ, સંકલ્પ, આશીર્વાદ દેવો અને લેવો, ઇશ્વરની સ્તુતિ પ્રાર્થના આદિ કર્મ તથા જે જે કર્તવ્ય કર્મ મનુષ્ય કરે છે, તેમાં સર્વ દેવતાઓ અને તે દેવતાઓનો પ્રેરક પરમાત્મા મારી રક્ષા કરે. આ પ્રાર્થના આ સૂક્તમાં છે. આ આશય સ્પષ્ટ છે તેથી અધિક સ્પષ્ટિકરણની આવશ્યકતા નથી.

# પોતાની રક્ષા માટે પ્રાર્થના

## કાંડ ૬, સૂક્ત ૪૭

( ઋષિ -અંગિરા પ્રાચેતસ। દેવતા- ૧ અગ્નિ, ૨ વિશ્વેદેવાઃ, ૩ સુધન્વા )

अग्निः प्रातःसवने पात्वस्मान्वैश्वानरो विश्वकृद्विश्वशंभूः ।
स नः पावको द्रविणे दधात्वायुष्मन्तः सहभक्षाः स्याम ॥ १ ॥
विश्वे देवा मरुत इन्द्रो अस्मानस्मिन्द्वितीये सवने न जह्युः ।
आयुष्मन्तः प्रियमेषां वदन्तो वयं देवानां सुमतौ स्याम ॥ २ ॥
इदं तृतीयं सवनं कवीनामृतेन ये चमसमैरयन्त ।
ते सौधन्वनाः स्वरानशानाः स्विष्टिं नो अभि वस्यो नयन्तु ॥ ३ ॥

અર્થ— ( वैश्वानरः ) વિશ્વનો ચાલક ( विश्वकृत् ) વિશ્વનો સર્જનહાર, ( विश्वशंभू ) વિશ્વને શાન્તિ આપનાર ( अग्नि ) પ્રકાશદેવ ( प्रातः सवने अस्मान् पातु ) પ્રાતઃ કાળના યજ્ઞમા અમારી રક્ષા કરે ( स पावक न द्रविणे दधातु ) તે પવિત્ર કરનારો અમને સર્વને ધનની વચ્ચે રાખે, અને તેથી અમો ( आयुष्मन्त सहभक्षा स्याम ) દીર્ઘઆયુષ્યવાળા અને સાથે ભોજન કરનારા થઈએ. ( ૧ )

( विश्वेदेवा मरुत इन्द्र ) સર્વ દેવ, મરુત્ અને ઇન્દ્ર એ સર્વ ( अस्मान् अस्मिन् द्वितीये सवने न जह्युः ) આ દ્વિતીય યજ્ઞમા અમને તે દૂર ન કરે ( आयुष्मन्त ) દીર્ઘઆયુવાળા અને ( प्रियं वदन्त ) પ્રિય બોલનારા બનીને, ( वय एषा देवाना सुमतौ स्याम ) અમે એ દેવોની સુમતિમાં રહીએ અર્થાત્ તેમના ઉત્તમ આશીર્વાદ અમને મળે ( ૨ )

( ये चमस ऐरयन्त ) જે ચમસને—ચમચાને—હવનને માટે પ્રેરિત કરે છે ( कवीना ऋतेन ) તે કવિઓના સત્ય પાલનથી, ( इद तृतीय सवन ) આ ત્રીજો યજ્ઞભાગ થાય છે. ( ते सौधन्वना स्व आनशाना ) તે ઉત્તમ ધનુષ્ય ધારણ કરનારા વીર આત્માનું તેજ પ્રાપ્ત કરતા કરતા ( न स्विष्टिं वस्य अभिनयन्तु ) અમારા ઉત્તમ યજ્ઞને ઉત્તમ ફળ પ્રતિ લઈ જાય. ( ૩ )

### ઈશ્વરના ગુણ

આ સૂક્તના પ્રથમ મંત્રમાં ઇશ્વરના ગુણ બોધક શબ્દો છે જે વિચાર કરવા જેવા છે

૧ वैश्वानर - સર્વ વિશ્વનો ચાલક, જે સર્વ વિશ્વમાં રહીને વિશ્વને આગળ વધારે છે.

૨ विश्वकृत्- સર્વ વિશ્વને બનાવનાર, જગતનું નિર્માણ કરનાર,

૩ विश्व-श-भू-જેનાથી વિશ્વને સુખ અને શાન્તિ મળે છે,

૪ अग्नि -પ્રકાશ દેનારો, ચેતના દેનારો દેવ

આ સર્વ શબ્દો અને વિશેષત પહેલા ત્રણ શબ્દો સર્વના નિર્માતા એક પ્રભુના દ્યોતક છે આ ઇશ્વર અમારી સર્વની રક્ષા કરે તેની કૃપાથી અમારું આયુષ્ય વધે, અને અમારી મંગળ કામના સિદ્ધ થાય, અમે અંદર અંદર ( प्रिय वदन्तः ) પ્રિય સભાષણ કરીએ અને એવુ આચરણ કરીએ કે જેથી ( वय देवानां सुमतौ स्याम ) અમે દેવોના ઉત્તમ આશીર્વા. પ્રાપ્ત કરીએ અમારી બાબતમાં દેવોની ઉત્તમ બુદ્ધિ સ્થીર થાઓ અને ( स्व. आनशानाः ) આમારો આત્મા પ્રકાશિત થાઓ

આ સૂક્તનો ઉત્તમ ઉપદેશ પાઠક નિત્ય સ્મરણમા રાખે

# અમારી રક્ષા

## કાંડ ૬, સૂક્ત ૭૯

( ऋषिः- अथर्वा । देवता- संस्फानः )

अयं नो नभसस्पतिः संस्फानो अभि रक्षतु । असमातिं गृहेषु नः ॥ १ ॥
त्वं नो नभसस्पत ऊर्जं गृहेषु धारय । आ पुष्टमेत्वा वसु ॥ २ ॥
देव संस्फान सहस्रपोषस्येशिषे ।
तस्य नो रास्व तस्य नो धेहि तस्य ते भक्तिवांसः स्याम ॥ ३ ॥

**અર્થ**— ( अयं संस्फानः नभसः पतिः ) આ વૃદ્ધિ કરનાર આકાશ પાલકદેવ ( नः अभिरक्षतु ) અમારી રક્ષા કરે. તેમજ ( नः गृहेषु असमातिं ) અમારા ઘરોમાં અસામાન્ય ધન રહે. ( ૧ )

હે ( नभसः पते ) આકાશના સ્વામી દેવ ! તું ( त्वं नः गृहेषु ) અમારા ઘરોમાં ( नः ऊर्जं धारय ) અમને પ્રભૂત અન્ન આપ. અને ( पुष्टं वसु आ एतु ) પુષ્ટિકારક ધન પણ અમારી પાસે આવે. ( ૨ )

હે ( देव संस्फानः ) વૃદ્ધિ કરનારા દેવ ! તું ( सहस्रपोषस्य ईशिषे ) હજારો પુષ્ટિઓનો સ્વામી હો. તેથી ( तस्य नः रास्व ) તે પુષ્ટિઓ અમને આપો. ( तस्य नो धेहि ) તે અમને આપો. ( तस्य ते भक्तिवांसः स्याम ) તેવો તું, તારા અમે ભાગીદાર બનીએ. ( ૩ )

ભાવાર્થ— હે વૃદ્ધિ કરનારા ઈશ્વર ! અમારી રક્ષા કર અને અમારા ઘરોમા ઘણી જ ધન સમૃદ્ધિ પ્રદાન કર ( ૧ )
હે ઇશ્વર ! તુ અમારા ઘરોમા ધન, અન્ન, અને પુષ્ટિ આપ. ( ૨ )
હે વૃદ્ધિ કરનારા દેવ ! તારી પાસે હજારો પોષક શક્તિઓ છે, તેમાથી થોડીક અમને આપ તારા પોષણ સામર્થ્યના ભાગિદાર અમે બનીએ ( ૩ )

### ઇશ્વરના ભક્ત

પરમેશ્વર સર્વનો પોષણ કર્તા છે, તે સર્વને ધન, ઐશ્વર્ય, અન્ન તેજ અને પુષ્ટિ આપે છે, તેટલા માટે તે દેવ અમને પોષણનાં સાધન આપે. અને તેમનો યોગ્ય ઉપયોગ કરીને અમે સર્વ હૃષ્ટપુષ્ટ અને ધનધાન્ય સંપન્ન થઇએ.

# બળ પ્રાપ્ત કરવું

## કાંડ ૬, સૂક્ત ૧૦૧

( ऋषिः-अथर्वाङ्गिराः । देवता-ब्रह्मणस्पतिः )

आ वृषायस्व श्वसिहि वर्धस्व प्रथयस्व च ।
यथाङ्गं वर्धतां शेपस्तेन योषितमिज्जहि ॥ १ ॥

**અર્થ**— ( आ वृषायस्व ) તું બળવાન બન, ( श्वसिहि ) ઉત્તમ પ્રાણ ધારણ કર, ( वर्धस्व प्रथयस्व च ) વધ અને તારા અંગોને વિસ્તૃત કર. ( यथा शेपः अङ्गं वर्धताम् ) જેથી પ્રજનન અંગ પુષ્ટ થાઓ અને તું ( तेन योषितं इत् जहि ) તેનાથી તું સ્ત્રીને પ્રાપ્ત થા ( ૧ )

ભાવાર્થ— હે મનુષ્ય ! તુ બળવાન બન, પ્રાણનું બળ વધાર, શરીર પુષ્ટ કર, અને ખૂબ બળવાન તથા ઉત્સાહયુક્ત બનાવ આ પ્રમાણે સર્વ શરીર ઉત્તમ પુષ્ટ થયા પછી સ્ત્રીને પ્રાપ્ત કર ( ૧ )

*

અર્થાત્ અમારી ઇન્દ્રિયોમાં તે દૈવી શક્તિ ઉત્તમ પ્રકારે કાર્ય કરવામાં સમર્થ થાય

સપ્ત ઋષિ શબ્દ મનુષ્યના શરીરની ઇન્દ્રિયોનો વાચક છે. બે નેત્રો, બે કાન, બે નાક, એક મોઢું ( वागिन्द्रिय ) આ સાત ઋષિ છે અથવા-ત્વચા, નેત્ર, કાન, જીહ્વા, નાક, મન, અને બુદ્ધિ આપણ સપ્ત ઋષિ છે. તેમનામાં દૈવી શક્તિ છે, એમ જાણીને તેમને દેવતારૂપ બનાવવાનો યત્ન મનુષ્ય કરે અને સર્વ પ્રકારે સમર્થ થઇને કૃતકૃત્ય બને.

---

## આત્મબળ

### કાંડ ૫, સૂક્ત ૧૬

( ऋषिः- विश्वामित्रः । देवता- एकवृष )

यद्येकवृषोऽसि सृजारसोऽसि ॥ १ ॥ यदि द्विवृषोऽसि सृजारसोऽसि ॥ २ ॥
यदि त्रिवृषोऽसि सृजारसोऽसि ॥ ३ ॥ यदि चतुर्वृषोऽसि सृजारसोऽसि ॥ ४ ॥
यदि पञ्चवृषोऽसि सृजारसोऽसि ॥ ५ ॥ यदि षड्वृषोऽसि सृजारसोऽसि ॥ ६ ॥
यदि सप्तवृषोऽसि सृजारसोऽसि ॥ ७ ॥ यद्यष्टवृषोऽसि सृजारसोऽसि ॥ ८ ॥
यदि नववृषोऽसि सृजारसोऽसि ॥ ९ ॥ यदि दशवृषोऽसि सृजारसोऽसि ॥ १० ॥
यद्येकादशोऽसि सोऽपोदकोऽसि ॥ ११ ॥

**અર્થ**— ( यदि एकवृषः, द्विवृषः, त्रिवृषः, चतुर्वृषः, पञ्चवृषः, षड्वृषः, सप्तवृषः, अष्टवृषः, नव वृषः, दशवृषः, असि ) જો તું એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દશ શક્તિઓથી યુક્ત છે તો ( सृज ) બળ ઉત્પન્ન કર, નહિ તો ( अरसः असि ) તું નિઃસત્વ જ રહેશે. તેમ જ જો તું ( एकादश असि ) અગિઆરમો છે, તો ( अपउदक असि ) તું પ્રાકૃતિક જીવનરસથી રહિત છે. ( ૧-૧૧ )

મનુષ્યમાં દસ ઇન્દ્રિય શક્તિઓ છે. પ્રત્યેક ઇન્દ્રિયમાં ઘણી મોટી વૃષશક્તિ, અથવા અશ્વ શક્તિ પણ રહેલી છે. શરીરમાં રહેનારો આત્મા આ સર્વ શક્તિઓથી યુક્ત રહે છે. આત્મા શરીરમા આવ્યા પછી તેને માટે યોગ્ય છે કે તે પોતાનું બળ વધારે. જો તે બળ વધારશે નહિ તો જરૂર નિ સંદેહ તેનું બળ ઘટી જશે બળ ઘટે નહિ એટલા માટે તે બળ વધારવાનો પ્રયત્ન ચાલુ રાખે એ ઉચિત છે. જે સમયે આ અગિયારમો શુદ્ધ આત્મા અર્થાત્ દેહથી વિરહિત આત્મા બને છે તે સમયે તેની પાસે આ પ્રાકૃતિક શક્તિઓ હોતી નથી આ સમયે તે કેવળ આત્મિક શક્તિથી જ યુક્ત રહે છે અને તે અખંડ શક્તિ હોય છે. તેથી તે વખતે વધઘટ કાંઇ પણ થઇ શકતી નથી.

# સત્યનો વિજય

## કાંડ ૫, સૂક્ત ૧૫

( ऋषिः- विश्वामित्रः । देवता- वनस्पतिः )

एका च मे दश च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ १ ॥
द्वे च मे विंशतिश्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ २ ॥
तिस्रश्च मे त्रिंशच्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ३ ॥
चतस्रश्च मे चत्वारिंशच्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ४ ॥
पञ्च च मे पञ्चाशच्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ५ ॥
षट् च मे षष्टिश्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ६ ॥
सप्त च मे सप्ततिश्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ७ ॥
अष्ट च मेऽशीतिश्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ८ ॥
नव च मे नवतिश्च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ९ ॥
दश च मे शतं च मेऽपवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ १० ॥

---

અર્થ— હે ( ऋतावरि ऋतजाते ओषधे ) સત્ય પાલક અને સત્યથી ઉત્પન્ન થએલ ઔષધિ તું ( मधुला ) મધુરતા ઉત્પન્ન કરનારી થઇને ( मे मधु करः ) મારે માટે સર્વત્ર મધુરતા ઉત્પન્ન કર. ( मे एका च दश च अपवक्तारः ) મારે માટે એક અથવા દશ નિંદા કરનારા કેમ ન હોય। આ પ્રકારે ( द्वे विंशतिः च ) બે અને વીસ, ( तिस्रः त्रिंशत् च ) ત્રણ અને ત્રીસ ( चतस्रः चत्वारिंशत् च ) ચાર અને ચાળીસ, ( पञ्च पञ्चाशत् ) પાંચ અને પચાસ, ( षट् षष्टिः च ) છ અને સાઠ ( सप्त सप्ततिः च ) સાત અને સીત્તેર ( अष्ट अशीतिः च ) આઠ અને એંસી ( नव नवतिः च ) નવ અને નેવું ( दश शतं च ) દશ અને સો.

येन॑ कृशं॑ वाजय॑न्ति येन॑ हिन्वन्त्यातु॑रम् ।
तेना॒स्य ब्र॑ह्मणस्पते॒ धनु॑रि॒वा ता॑नया॒ पसः॑ ॥ २ ॥
आहं त॑नोमि ते॒ पसो॒ अधि॒ ज्यामि॑व॒ धन्व॑नि ।
क्रम॒स्वर्श॑ इव रोहि॒तमन॑वग्लायता॒ सदा॑ ॥ ३ ॥

અર્થ—હે ( ब्रह्मणस्पते ) જ્ઞાની ! ( येन कृशं वाजयन्ति ) જેથી દુબળા, ક્ષીણ મનુષ્યને પુષ્ટ બનાવે છે, ( येन आतुरं हिन्वन्ति ) જેથી રોગીને સમર્થ બનાવે છે. ( तेन ) તે ઉપાયથી ( अस्य पसः धनुः इव आ तानय ) તેનું અંગ ધનુષ્યની જેમ ફેલે. ( ૨ )

( अहं ते पसः तनोमि ) હું તારી ઇન્દ્રિયોને ફેલાવું છું. ( धन्वनि अधि ज्याम् इव ) જેવી રીતે ધનુષ્ય પર દોરીને તાણી બાંધે છે. ( क्रशः रोहितम् इव ) જેવી રીતે રીંછ હરણ પર તરાપ મારે છે, તેવી રીતે ( अनवग्लायता सदा क्रमस्व ) ન થાકતાં આક્રમણ કર. ( ૩ ) ( જુઓ અથર્વ. ૪।૪।૭ )

ભાવાર્થ— હે જ્ઞાની પુરૂષ ! જે ઉપાયથી ક્ષીણ મનુષ્યને પુષ્ટ કરે છે અને રોગીને નિરોગી બનાવે છે તે ઉપાયથી તમારા સર્વ રોગી અને નિર્બળ લોકો નીરોગ અને બળવાન બને ( ૨ )

ધનુષ્યની દોરીની જેમ શરીરમા બળ અને ચીવટપણુ આવી જાય અને એવું બળ પ્રાપ્ત કરે કે જેમ રીંછ હરણ પર હુમલો કરે છે તેમ ન થાકતાં હ હંમેશાં હુમલો કરે. ( ૩ )

### ચાર પ્રકારનું બળ

આ સૂકતમાં ચાર પ્રકારનું બળ કહેલું છે. દરેકે આ ચાર પ્રકારનું બળ પ્રાપ્ત કરવું જોઇએ. ( ૧ ) आ धुपायस्व-આ વીર્યનું બળ છે. શરીર વીર્યવાન્ હો; ( ૨ ) श्वसिद्धि-પ્રાણનું બળ વધે, શ્રમનું સહેજ કાર્ય કરતાં શ્વાસ લાગવો ન જોઇએ. ( ૩ ) वर्धस्व-શરીરની લંબાઇ પહોળાઇ પર્યાપ્ત હો. મનુષ્ય ખૂબ જ પુષ્ટ, ઉત્સાહયુકત દેખાવો જોઇએ, અને ( ૪ ) प्रथयस्व-દરેક અવયવ સારી રીતે પુષ્ટ બનેલો હો. આ ચાર પ્રકારના બળનું વર્ણન છે. મનુષ્યે આ ચારે પ્રકારનાં બળ પ્રાપ્ત કરવાં જોઇએ. વીર્ય, પ્રાણ, શરીરની વૃદ્ધિ અને પુષ્ટી આ ચાર પ્રકાર છે. દરેક મનુષ્યે પોતાનું શરીર આ ચતુર્વિધ બળોથી યુકત કરવું જોઇએ.

કોઇ પણ મનુષ્ય ગમે તે કારણે રોગી અથવા દૂબળો બન્યો હોય'તો તેને માટે તે યોગ્ય છે કે તે સુયોગ્ય વૈદ્ય પાસેથી ચિકિત્સા કરાવીને નીરોગ અને હષ્ટપુષ્ટ બને. ઉત્તમ હષ્ટપુષ્ટ નીરોગી અને બળવાન મનુષ્ય જ સ્ત્રીથી સંયોગ કરે. અન્ય અશકત મનુષ્ય આથી દૂર રહે. તેમજ મનુષ્ય બળવાન બનીને હંમેશાં પરાક્રમ કરે

---

## પોતાની શકિતનો વિસ્તાર

### કાંડ ૬, સૂકત ૪૧

( ऋषि - ब्रह्मा । देवता- चन्द्रमाः बहुदैवत्यम् )

मन॑से॒ चेत॑से॒ धिय॒ आकू॑तय उ॒त चित्त॑ये ।
म॒त्यै श्रु॒ताय॒ चक्ष॑से वि॒धेम॑ ह॒विषा॑ व॒यम् ॥ १ ॥

અર્થ— ( मनसे, चेतसे, धिये ) મન, ચિત્ત બુદ્ધિ, ( आकूतये चित्तये ) સંકલ્પ, સ્મૃતિ, ( मत्यै, श्रुताय, उत चक्षसे ) મતિ, શ્રવણ અને દર્શનશકિતની વૃદ્ધિને માટે ( वयं हविषा विधेम ) અમે હવિથી યજ્ઞ કરીએ છીએ. ( ૧ )

अपानायं व्यानायं प्राणाय भूरिधायसे ।
सरस्वत्या उरुव्यचे विधेम हविषा वयम् ॥ २ ॥
मा नो हासिषुर्ऋषयो दैव्या ये तनूपा ये नस्तन्व१स्तनूजाः ।
अमर्त्या मर्त्याँ अभि नः सचध्वमायुर्धत्त प्रतरं जीवसे नः ॥ ३ ॥

**અર્થ**—અપાન, વ્યાન, ( भूरि-धायसे प्राणाय ) ઘણા પ્રકારે ધારણ કરનારા પ્રાણ અને ( उरूव्यचे सरस्वत्यै ) ઘણી જ વિસ્તૃત પ્રભાવશાળી વિદ્યાદેવીની વૃદ્ધિને માટે ( वयं हविषा विधेम ) અમે હવિથી યજ્ઞ કરીએ છીએ. ( ૨ )

( ये तनूपाः ) જે શરીરની રક્ષા કરનારા છે, તેઓ ( ये नः तन्वः तनू-जाः ) જે અમારા શરીરમાં ઉત્પન્ન થએલ છે. તેઓ ( दैव्याः ऋषयः ) દિવ્ય ઋષિ ( नः मा हासिषुः ) અમને ન છોડે. આ ( अमर्त्याः मर्त्यान् नः अभिसचध्वं ) અમરદેવ અમે મર્ત્યોની સાથે મળીને રહે. ( नः प्रतरं आयुः जीवसे धत्त ) અમે ઉત્કૃષ્ટ આયુષ્ય દીર્ઘ જીવનને માટે ધારણ કરીએ. ( ૩ )

# પોતાની શકિતનો વિસ્તાર

### આપણી શકિતઓ

મન, ચિત્ત, ધારણાવાળી બુદ્ધિ, સંકલ્પશકિત, સ્મૃતિ, મતિ, શ્રવણ શકિત, દૃષ્ટિ પ્રાણ, અપાન, વ્યાન, વિદ્યાવાન વિચાર ઇત્યાદિ અનંત શકિતઓ મનુષ્યની અંદર છે. તેમનો વિકાસ કરવો જોઇએ, મનુષ્યનો વિકાસ ત્યારે જ થઇ શકે, જ્યારે તેની આ શકિતઓની વૃદ્ધિ થાય અને તે શકિતઓ પ્રશસ્તતમ સત્કર્મમાં લાગી જાય, પ્રથમ મંત્રમાં અન્તઃકરણની શકિતઓ વર્ણવી છે અને જ્ઞાનેન્દ્રિયોનો પણ ઉલ્લેખ છે. દ્વિતીય મંત્રમાં પ્રાણનું વર્ણન છે અને વિદ્યાનો ઉલ્લેખ છે. જો કે આ મંત્રમાં કર્મેન્દ્રિયો અને અનેક શકિતઓનો ઉલ્લેખ નથી, તથાપિ ઉપર દર્શાવેલ ઇંદ્રિય શકિતઓના અનુસંધાનમાં અન્ય ઇન્દ્રિયો અવયવો અને શકિતઓને પણ ગ્રહણ કરવી ઉચિત છે. અર્થાત્ પોતાની અંદરની સંપૂર્ણ શકિતઓનો ઉત્કર્ષ કરવાનો યત્ન કરવો જોઇએ.

### ઋષિ

આ સૂકત ત્રીજા મંત્રમાં ઋષિઓનો ચોકકસ નિર્દેશ કરેલ છે. તેથી ઋષિઓનો આશ્રમ કયાં છે તેની સારી રીતે જાણ થઇ શકે છે. જુઓ—

तनूजाः तनूपाः दैव्याः ऋषयः । ( મં. ૩ )

" શરીરમાં ઉત્પન્ન થઇને શરીરની રક્ષા કરનારો આ ઇન્દ્રિયરૂપી ઋષિ અહીં છે. " અને આ શરીર જ તેમનો આશ્રમ છે. આ આશ્રમમાં તેઓ રહે છે અને અહીંનું સર્વ કાર્ય કરે છે તે ઇન્દ્રિય શકિતઓ—

अमर्त्याः दैव्याः ऋषयः । ( મં. ૩ )

" આ ઇન્દ્રિયરૂપી ઋષિ દૈવી શકિતથી યુકત છે. અને તેમનામાં જે શકિત છે તે અમર શકિત છે. " આ દૈવી શકિતઓ શરીરમાં વિકસિત થાય અને આ વિકસિત શકિતઓની સાથે મનુષ્ય દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરે. આ વિષયમાં ઉપદેશ જુઓ—

अमर्त्याः दैव्याः ऋषयः नः मर्त्यान् अभिसचध्वम् । ( મં. ૩ )

" આ અમર શકિતથી યુકત દિવ્ય ઋષિ અર્થાત્ ઇન્દ્રિય શકિતઓ અમે મર્ત્ય માનવીને ચારે બાજુથી પ્રાપ્ત થાઓ. " અને—

प्रतरं आयुः जीवसे नः धत्त । ( મં. ૩ )

" ઉત્તમ આયુષ્ય, દિર્ઘ જીવનનેમાટે અમને પ્રાપ્ત થાઓ.

અર્થાત્ અમારી ઇન્દ્રિયોમાં તે દૈવી શક્તિ ઉત્તમ પ્રકારે કાર્ય કરવામાં સમર્થ થાય

સપ્ત ઋષિ શબ્દ મનુષ્યના શરીરની ઇન્દ્રિયોનો વાચક છે. બે નેત્રો, બે કાન, બે નાક, એક મોઢું ( वागिन्द्रिय ) આ સાત ઋષિ છે અથવા–ત્વચા, નેત્ર, કાન, જીભ્હા, નાક, મન, અને બુદ્ધિ આપણા સપ્ત ઋષિ છે. તેમનામાં દૈવી શક્તિ છે, એમ જાણીને તેમને દેવતારૂપ બનાવવાનો યત્ન મનુષ્ય કરે અને સર્વ પ્રકારે સમર્થ થઇને કૃતકૃત્ય બને.

---

# આત્મબળ

## કાંડ ૫, સૂક્ત ૧૬

( ऋषिः– विश्वामित्रः । देवता– एकवृषः )

यद्येकवृषोऽसि सृजारसोऽसि ॥ १ ॥ यदि द्विवृषोऽसि सृजारसोऽसि ॥ २ ॥
यदि त्रिवृषोऽसि सृजारसोऽसि ॥ ३ ॥ यदि चतुर्वृषोऽसि सृजारसोऽसि ॥ ४ ॥
यदि पञ्चवृषोऽसि सृजारसोऽसि ॥ ५ ॥ यदि षड्वृषोऽसि सृजारसोऽसि ॥ ६ ॥
यदि सप्तवृषोऽसि सृजारसोऽसि ॥ ७ ॥ यद्यष्टवृषोऽसि सृजारसोऽसि ॥ ८ ॥
यदि नववृषोऽसि सृजारसोऽसि ॥ ९ ॥ यदि दशवृषोऽसि सृजारसोऽसि ॥ १० ॥
यद्येकादशोऽसि सोऽपोदकोऽसि ॥ ११ ॥

---

**અર્થ**— ( यदि एकवृषः, द्विवृषः, त्रिवृषः, चतुर्वृषः, पञ्चवृषः, षड्वृषः, सप्तवृषः, अष्टवृषः, नववृषः, दशवृषः, असि ) જો તું એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દશ શક્તિઓથી યુક્ત છેઃ તો ( सृज ) બળ ઉત્પન્ન કર, નહિ તો ( अरसः असि ) તું નિઃસત્ત્વ જ રહેશે. તેમ જ જો તું ( एकादश· असि ) અગિઆરમો છે, તો ( अपउदक असि ) તું પ્રાકૃતિક જીવનરસથી રહિત છે. ( ૧-૧૧ )

મનુષ્યમાં દસ ઇન્દ્રિય શક્તિઓ છે. પ્રત્યેક ઇન્દ્રિયમાં ઘણી મોટી વૃષશક્તિ, અથવા અશ્વ શક્તિ પણ રહેલી છે. શરીરમાં રહેનારો આત્મા આ સર્વ શક્તિઓથી યુક્ત રહે છે. આત્મા શરીરમાં આવ્યા પછી તેને માટે યોગ્ય છે કે તે પોતાનું બળ વધારે. જો તે બળ વધારશે નહિ તો જરૂર નિ સંદેહ તેનું બળ ઘટી જશે. બળ ઘટે નહિ એટલા માટે તે બળ વધારવાનો પ્રયત્ન ચાલુ રાખે એ ઉચિત છે. જે સમયે આ અગિયારમો શુદ્ધ આત્મા અર્થાત્ દેહથી વિરહિત આત્મા બને છે તે સમયે તેની પાસે આ પ્રાકૃતિક શક્તિઓ હોતી નથી આ સમયે તે કેવળ આત્મિક શક્તિથી જ યુક્ત રહે છે અને તે અખંડ શક્તિ હોય છે. તેથી તે વખતે વધઘટ કામ પણ થઇ શકતી નથી.

# સત્યનો વિજય

## કાંડ ૫, સૂક્ત ૧૫

( ऋषिः- विश्वामित्रः । देवता- वनस्पतिः )

एका च मे दश च मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ १ ॥
द्वे चं मे विंशतिश्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ २ ॥
तिस्रश्चं मे त्रिंशच्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ ३ ॥
चतंस्रश्च मे चत्वारिंशच्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ ४ ॥
पञ्च चं मे पञ्चाशच्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ ५ ॥
षट् चं मे षष्टिश्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ ६ ॥
सप्त चं मे सप्ततिश्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ ७ ॥
अष्ट चं मेऽशीतिश्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ ८ ॥
नवं च मे नवतिश्चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ ९ ॥
दशं च मे शतं चं मेऽपवक्तार ओपधे ।
ऋतंजात ऋतांवरि मधुं मे मधुला कंरः ॥ १० ॥

---

અર્થ— હે ( ऋतावरि ऋतजाते ओपधे ) સત્ય પાલક અને સત્યથી ઉત્પન્ન થએલ ઔષધિ તું ( मधुला ) મધુરતા ઉત્પન્ન કરનારી થઇને ( मे मधु करः ) મારે માટે સર્વત્ર મધુરતા ઉત્પન્ન કર. ( मे एका च दश च अपवक्तारः ) મારે માટે એક અથવા દશ નિંદા કરનારા કેમ ન હોય ! આ પ્રકારે ( द्वे विंशतिः च ) બે અને વીસ, ( तिस्रः त्रिंशत् च ) ત્રણ અને ત્રીસ ( चतस्रः चत्वारिंशत् च ) ચાર અને ચાળીસ, ( पञ्च पञ्चाशत् ) પાંચ અને પચાસ, ( षट् षष्टिः च ) છ અને સાઠ ( सप्त सप्ततिः च ) સાત અને સીત્તેર ( अष्ट अशीतिः च ) આઠ અને એંસી ( नव नवतिः च ) નવ અને નેવું ( दश शतं च ) દશ અને સો

शतं च मे सहस्रं चापवक्तार ओषधे ।
ऋतजात ऋतावरि मधु मे मधुला करः ॥ ११ ॥

( शतं च सहस्रं च ) સો અને હજાર ( अपवक्तारः ) નિંદક ઉભા કેમ ન હોય, અને મને અટકાવવાનો પ્રયત્ન કરતા કેમ ન હોય, હું સત્યમાર્ગથી જ તેમનો પ્રતિકાર કરીશ. તેથી સર્વત્ર મારે માટે મધુરતા ફેલાય. ( ૧-૧૧ )

### સત્યથી યશ

આ સૂક્તમાં ઋતાવરી, ઋતજના, ઓષધિનું નામ છે. એ કઇ ઔષધિ છે તેની જાણ થઇ નથી. પરન્તુ આ સૂક્તમાં એમ જણાય છે કે અહીં કોઇ ઔષધિ પ્રયોગ દર્શાવ્યો નથી. પરન્તુ જે નિંદક શત્રુઓ છે તેમને સત્ય પાલન અને સત્ય વ્યવહારથી જ સાચે માર્ગે લાવી સત્યનું મહત્વ સિદ્ધ કરવું એમ દર્શાવ્યું છે. સત્ય પાલન કરનારને માટે સર્વ દિશાઓ મધુરતા યુક્ત બની જાય છે. અર્થાત્ તેનો કોઇ વિરોધી રહેતો નથી. સત્યપાલન કરનારો મનુષ્ય શત્રુ રહિત બની જાય છે. માનો કે, " સત્યપાલનનું વ્રત " જ સર્વ દોષોને ધોઇ નાખનાર દોષૌષધિ, અથવા ઔષધિ છે. આ સૂક્તમાં કેટલેક ઠેકાણે સંખ્યાનો શો ભાવ છે તે સમજી શકાતો નથી.

---

## બળ સંવર્ધન

### કાંડ ૪, સૂક્ત ૪

( ऋषि:- अथर्वा । देवता- वनस्पतिः )

यां त्वा गन्धर्वो अखनद्वरुणाय मृतभ्रजे ।
तां त्वा वयं खनामस्योषधिं शेपहर्षणीम् ॥ १ ॥
उदुषा उदु सूर्य उदिदं मामकं वचः ।
उदेजतु प्रजापतिर्वृषा शुष्मेण वाजिना ॥ २ ॥

*અર્થ*— ( *यां त्वा* ) જે તને ( *गन्धर्वः मृत-भ्रजे वरुणाय अखनत्* ) ગન્ધર્વએ શક્તિહિન વરૂણને માટે ખોદેલ છે ( **तां त्वा शेपहर्षणीं ओषधिं** ) તે તારી ઇન્દ્રિયોનું સામાર્થ્ય વધારનારી ઔષધિને ( **वयं खनामसि** ) અમે ખોદીએ છીએ. ( ૧ )

( **वाजिना शुष्मेण** ) શક્તિ અને બળના પ્રભાવથી, ( **उषाः उदेजतु** ) ઉષાની વેલી ઉંચી થાય, અને આ પ્રકારે ( **वृषा प्रजापतिः उत् एजतु** ) બળવાન પ્રજાપતિ ઉંચે ચઢે. ( ૨ )

---

ભાવાર્થ—તરૂણ મનુષ્ય શક્તિહીન થઇ જાય તો તેને ફરીથી શક્તિ આપવાને માટે વૈદ્ય ઇન્દ્રિય શક્તિઓ વધારનારી ઔષધિઓ આપે ( ૧ )

જે પ્રકારે ઉષા પ્રકાશે છે, સૂર્ય ઉદય થયા પછી ચમકવા માટે છે અને વાતાના શબ્દો વધતા જાય છે, તે પ્રમાણે આ ઔષધિના સેવનથી સંતાનનો પિતા ફરીથી બળવાન બને ( ૨ )

यथा स्म ते विरोहतोऽभितप्तमिवानति ।
ततस्ते शुष्मवत्तरमियं कृणोत्वोषधिः ॥ ३ ॥
उच्छुष्मौषधीनां सार ऋषभाणाम् ।
सं पुंसामिन्द्र वृष्ण्यमस्मिन्धेहि तनूवशिन् ॥ ४ ॥
अपां रसः प्रथमजोऽथो वनस्पतीनाम् ।
उत सोमस्य भ्रातास्युतार्शमसि वृष्ण्यम् ॥ ५ ॥
अद्याग्ने अद्य सवितरद्य देवि सरस्वति ।
अद्यास्य ब्रह्मणस्पते धनुरिवा तानया पसः ॥ ६ ॥
आहं तनोमि ते पसो अधि ज्यामिव धन्वनि ।
क्रमस्वर्श इव रोहितमनवग्लायता सदा ॥ ७ ॥

---

અર્થ— ( यथा स्म ते विरोहत ) જે પ્રકારે તારી વૃદ્ધિ થવાને સમયે ( अभि तप्तं इव अनति ) તપ્ત થવાથી શ્વાસ ચઢે છે ( ततः ते शुष्मवत्तरं ) તે રીતે તને વધારે બળવાન ( इयं औषधि: कृणोतु ) આ ઔષધિ બનાવે. ( ૩ )

( ऋषभाणा ओषधीना शुष्मासारा उत् ) ઋષભક નામની ઔષધિયોનો બળવર્ધક સાર બળ વધારે. હે ( तनूवशिन् इन्द्र ) શરીરને વશ રાખનારા ઇન્દ્ર ! ( पुंसा वृष्ण्यं अस्मिन् धेहि ) પુરૂષોનું બળ તેમા સમ્યક રીતે ધારણ કરો. ( ૪ )

( वनस्पतीना अपा प्रथमज रस: ) વનસ્પતિના જળાશનો પ્રથમ ઉત્પન્ન થનારો રસ ( अथ उत सोमस्य भ्राता असि ) અને સોમનો રસ ભાઇની જેમ પોષણકર્તા છે ( उत आर्शं वृष्ण्यं असि ) અને ઉપર ઉઠાવનાર તથા બળ વધારનારો છે. ( ૫ )

હે અગ્નિ ! ( अद्य ) આજ, હે સવિતા ! ( अद्य ) આજ, હે સરસ્વતી દેવી ! ( अद्य ) આજ, હે બ્રહ્મણસ્પતિ ! ( अद्य ) આજે ( अस्य पस धनु इव आ तानय ) તેની ઇન્દ્રિયોને ધનુષ્યની જેમ ફેલાવ ( ૬ )

( अह ते पस तनोमि ) હું તારી ઇન્દ્રિયોની વૃદ્ધિ કરૂ છુ ( धन्वनि अधिज्या इव ) જેવી રીતે ધનુષ્યપર દોરીને તાણે છે ( ऋश रोहितं इव ) જેવી રીતે હિંસક પશુ હરણપર તરાપ મારે છે તે રીતે તું ( अनवग्लायता सदा क्रमस्व ) ન થાકતા શત્રુ પર આક્રમણ કર ( ૭ )

---

ભાવાર્થ— આ ઔષધિથી શરીર વધારે બળવાન બનશે અને ઇન્દ્રિયોની શક્તિઓ વધી જશે ( ૩ )

ઋષભક ઔષધિનો આ શક્તિવર્ધક અર્ક છે શરીરને સ્વાધીન રાખનારો મનુષ્ય બળવાન પુરૂષની જેમ શક્તિવર્ધક આ અર્કરૂપ ઔષધિને ધારણ કરીને ( સેવન કરીને ) બળવાન બને ( ૪ )

આ ઔષધિઓનો સત્વરસ સોમવલ્લીની જેમ આ વલ્લીનો રસ તે સર્વ શક્તિ વધારનાર છે ( ૫ )

હે દેવો ! આજે તેની સર્વ ઇન્દ્રિયોની શક્તિ વધારી દો ( ૬ )

તેની ઇન્દ્રિયોને હુ પુષ્ટ બળવાન બનાવું છુ જેવી રીતે હિંસપશુ હરણને પકડે છે તેવી રીતે તે ન થાકતા ચડાઇ કરે ( ૭ )

अश्वस्याश्वतरस्याजस्य पेत्वस्य च ।
अथ ऋषभस्य ये वाजास्तानस्मिन्धेहि तनूवशिन् ॥ ८ ॥

અર્થ— ( अश्वस्य अश्वतरस्य अजस्य पेत्वस्य च ) ઘોડાનું, ખચ્ચરનું, અને મેંઢાનું ( अथ ऋषभस्य ) અને બળદનું ( ये वाजाः ) જે બળ છે, હે ( तनू-वशिन् ) શરીરને વશમાં રાખનાર તું ( तान् अस्मिन् धेहि ) તે બળોને તેમાં ધારણ કર ( ૮ )

ભાવાર્થ—ઘોડા, ખચ્ચર, ઘેટા અને બળદમાં જે શક્તિઓ છે તે સર્વ શક્તિઓ હે શરીરને સ્વાધીન રાખનારા મનુષ્ય ! તુ શરીરમાં ધારણ કર ( ૮ )

બળ વર્ધન

ઇન્દ્રિયોનું બળ વધારનારી વનસ્પતિઓનું આ સૂક્તમાં વર્ણન છે ખાસ કરીને પુરૂષની જનનેન્દ્રિયની શક્તિ ફરી પૂર્વવત્ સ્થીર કરવા માટે ઋષભક ઔષધિઓના રસનું સેવન કરવાનો ઉપદેશ તેમાં કહેલ છે ઋષભક ઔષધિ અને જીવક ઔષધિ હિમાલયના શિખરપર ઉત્પન્ન થય છે, જેવી રીતે સોમવલ્લી ત્યાં થાય છે, તેથી ઋષભકને સોમનો ભાઇ મંત્ર ૫ માં કહેલ છે આ ઋષભક ઔષધિ વીર્યવર્ધક છે, વાજીકરણને માટે અત્યંત ઉપયોગી છે આ વિષયમાં અમો વધુ લખવા ઇચ્છતા નથી, સુયોગ્ય વૈદ્ય આ ઔષધિ પ્રયોગના વિષયમાં અધિક વિચાર કરે આ ઔષધિ વીર્ય વર્ધનને માટે અત્યંત ગુણકારી ઔષધિ છે એમ આ સૂક્તથી પ્રતીત થાય છે

---

## ક્ષાત્રબળ સંવર્ધન

### કાંડ ૪, સૂક્ત ૨૨

( ऋषि - वसिष्ठ, अथर्वा । देवता- इन्द्रः )

इममिन्द्र वर्धय क्षत्रियं म इमं विशामेकवृषं कृणु त्वम् ।
निरमित्रानक्ष्णुह्यस्य सर्वांस्तान्रन्धयास्मा अहमुत्तरेषु ॥ १ ॥
एमं भज ग्रामे अश्वेषु गोषु निष्टं भज यो अमित्रो अस्य ।
वर्ष्म क्षत्राणामयमस्तु राजेन्द्र शत्रुं रन्धय सर्वमस्मै ॥ २ ॥

અર્થ— હે ઇન્દ્ર ! તું ( मे इमं क्षत्रियं वर्धय ) મારા આ ક્ષત્રિયોને વધાર અને ( मे इमं विशां एकवृषं त्वं कृणु ) આ મારા ક્ષત્રિયને પ્રજાઓમાં અદ્વિતીય બળવાન તું બનાવ ( अस्य सर्वान् अमित्रान् निरक्ष्णुहि ) તેં સર્વ શત્રુઓને નિર્બળ કર અને ( अहं-उत्तरेषु ) હું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આ પ્રકારની સ્પર્ધામાં ( तान् सर्वान् ) તે સર્વ શત્રુઓને ( अस्मै रन्धय ) તેને માટે નષ્ટ કર. ( ૧ )

( इमं ग्रामे अश्वेषु गोषु आभज ) આ ક્ષત્રિયને આ ગામમાં તથા ઘોડાઓમાં અને ગાયોમાં યોગ્ય ભાગ આપ ( यः अस्य अमित्रः तं निः भज ) જે તેનો શત્રુ છે તેને કોઇ ભાગ ન આપે. ( अयं राजा क्षत्राणां वर्ष्म अस्तु ) આ રાજા ક્ષાત્ર ગુણોની મૂર્તિ બને. હે ઇન્દ્ર ! ( अस्मै सर्वं शत्रुं रन्धय ) તેને માટે સર્વ શત્રુઓને નષ્ટ કર ( ૨ )

ભાવાર્થ— હે પ્રભો ! આ મારા રાષ્ટ્રમાં જે ક્ષત્રિય છે તેમના ક્ષાત્રતેજને વધાર અને આ રાજાને સર્વ પ્રજાજનોમાં અદ્વિતીય બળવાન્ બનાવ, અમારા આ રાજાના સર્વ શત્રુઓ નિર્બળ થઇ જાય અને સર્વ સ્પર્ધાઓમાં તેને માટે કોઇ પ્રતિપક્ષી ન રહે ( ૧ )

પ્રત્યેક ગામમાં, ઘોડાઓમાં અને ગાયોમાંથી આ રાજાને યોગ્ય ભાગ પ્રાપ્ત થાય તેના શત્રુ નિર્બળ બની જાય, આ રાજા સર્વ પ્રકારની ક્ષાત્ર શક્તિઓની મૂર્તિ બને અને તેના સર્વ શત્રુઓ દૂર થઇ જાય ( ૨ )

अयमस्तु धनपतिर्धनानामयं विशां विश्पतिरस्तु राजा ।
अस्मिन्निन्द्र महि वर्चांसि धेह्यवर्चसं कृणुहि शत्रुमस्य ॥ ३ ॥
अस्मै द्यावापृथिवी भूरि वामं दुहाथां घर्मदुघे इव धेनू ।
अयं राजा प्रिय इन्द्रस्य भूयात्प्रियो गवामोषधीनां पशूनाम् ॥ ४ ॥
युनज्मि त उत्तरावन्तमिन्द्रं येन जयन्ति न पराजयन्ते ।
यास्त्वा करदेकवृषं जनानामुत राज्ञामुत्तमं मानवानाम् ॥ ५ ॥
उत्तरस्त्वमधरे ते सपत्ना ये के च राजन्प्रतिशत्रवस्ते ।
एकवृष इन्द्रसखा जिगीवां छत्रूयतामा भरा भोजनानि ॥ ६ ॥

---

અર્થ—( अयं धनानां धनपतिः अस्तु ) આ સર્વ ધનોનો સ્વામી થાય, ( अयं राजा विशां विश्पतिः अस्तु ) આ રાજા પ્રજાઓનો પાલક થાય, હે ઇન્દ્ર! ( अस्मिन् महि वर्चांसि धेहि ) તેમા મહા તેજોનું સ્થાપન કર! ( अस्य शत्रुं अवर्चसं कृणुहि ) તેના શત્રુઓને નિસ્તેજ કર. ( ૩ )

હે દ્યાવાપૃથ્વી! ( घर्मदुघे धेनू इव ) દોહતી વખતે ગરમાગરમ દૂધ દેનારી બે ગાયોની જેમ ( अस्मै भूरि वामं दुहाथां ) તેને પુષ્કળ ધન વગેરે પ્રદાન કરો ( अयं राजा इन्द्रस्य प्रियः भूयात् ) આ રાજા ઇન્દ્રનો પ્રિય થાય. ( ૪ )

( ते उत्तरावन्तं इन्द्रं युनज्मि ) તારી સાથે શ્રેષ્ઠ ગુણવાળા પ્રભુને હું સંયુકત કરૂં છું. ( येन जयन्ति ) જેનાથી વિજય થાય છે અને કદી ( नः पराजयन्ते ) પરાજય થતો નથી. ( यः त्वा जनानां एकवृषं ) જે તેને મનુષ્યોમાં અદ્વિતીય બળવાન અને ( उत मानवानां राज्ञां उत्तम करत् ) મનુષ્યોના રાજ્યોમા ઉત્તમ બનાવે. ( ૫ )

હે રાજન્! ( त्वं उत्तरः ) તું અધિક ઉચ્ચત્તર થા, ( ते सपत्ना ) તારા દુશ્મનો અને ( ये के च ते प्रति-शत्रवः ) જે કોઇ તારા શત્રુઓ હોય, તેઓ ( अधरे ) નીચે પડે. તુ ( एक वृषः )અદ્વિતીય બળવાન, ( इन्द्रसखा ) પ્રભુનો મિત્ર ( जिगीवान् ) જયશાળી બનીને ( शत्रूयतां भोजनानि आभर ) શત્રુ જેવું આચરણ કરનારાઓનું ભોજનનું સાધન અહીં લાવ. ( ૬ )

---

ભાવાર્થ— આ રાજાને સર્વ પ્રકારનું ધન પ્રાપ્ત થાઓ આ રાજા સર્વ પ્રજા જનોનો ઉત્તમ પાલક બને આ રાજામાં સર્વ પ્રકારનું તેજ વધે. અને તેના સર્વ શત્રુઓ ફીક્કા પડે. ( ૩ )

આ બને દ્યાવાપૃથ્વીના લોક તેને સર્વ પ્રકારનુ ધન આપે આ રાજા સર્વનો પ્રિય બને. ઇશ્વર, મનુષ્ય, પશુપક્ષી, અને ઓષધિયોને વિષે પણ તે પ્રેમ રાખે ( ૪ )

આ રાજા ઇશ્વરની સાથે પોતાનો આન્તરિક સબંધ જોડે, જેથી તેનો હમેશા જય થાય અને પરાજય કદી ન થાય. આ રાજા આ પ્રમાણે મનુષ્યોમા, અદ્વિતીય બળવાન અને મનુષ્યોના સર્વ રાજ્યોમા શ્રેષ્ઠ થાય ( ૫ )

આ રાજા ઉચ્ચ બને અને તેના સર્વ શત્રુ નીચે પડે. તે અદ્વિતીય બળવાન, ઇશ્વરનો ભકત અને વિજયી બનીને શત્રુનો પરાભવ કરીને તેને માટે ઉપભોગના પદાર્થો પ્રાપ્ત થાઓ ( ૬ )

*

सिंहप्रतीको विशो अद्धि सर्वा व्याघ्रप्रतीकोऽव बाधस्व शत्रून् ।
एकवृष इन्द्रसखा जिगीवां छत्रूयतामा खिदा भोजनानि ॥ ७ ॥

અર્થ—( सिंह-प्रतीक सर्वाः विशः अद्धि ) સિંહ સમાન પ્રભાવશાળી બનીને સર્વ પ્રજાઓ પાસેથી ભોગ પ્રાપ્ત કર ( व्याघ्र-प्रतीक शत्रून् अव बाधस्व ) વ્યાઘ્રની જેમ બળવાન બનીને તારા શત્રુઓને હઠાવી દે ( एकवृष इन्द्र सखा जिगीवान् ) અદ્વિતીય બળવાન, પ્રભુનો મિત્ર, અને વિજયી બનીને ( शत्रूयता भोजनानि आ खिद ) શત્રુના જેવો વ્યવહાર કરનારાઓના ભોજનના સાધન છીનવીને લઇ આવ ( ૭ )

ભાવાર્થ—સિંહ અને વ્યાઘ્રની જેમ પ્રતાપી બનીને સર્વ પ્રજાઓ પાસેથી યોગ્ય ભોગ પ્રાપ્ત કરે, અને શત્રુઓને દૂર કરે અદ્વિતીય બળવાન, પ્રભુનો ભક્ત અને વિજયી બનીને શત્રુનો પરાભવ કરીને તેમનું ધન પોતાના રાજ્યમાં લઇ આવે ( ૭ )

---

# ક્ષાત્રબળ સંવર્ધન

## સ્પર્ધા

' अहं-उत्तरेषु ' આ શબ્દ પ્રથમ મંત્રમાં છે આ સ્પર્ધા વાચક છે ' હું સર્વથી ઉચ્ચ બનું ' એ ઇચ્છા પ્રત્યેક માનવીમાં રહે છે જ હું સર્વથી આગળ વધુ, હું સર્વથી અધિક જ્ઞાન પ્રાપ્ત કરૂં, હું સર્વથી અધિક યશ ધન અને પ્રભુત્વ વગેરે પ્રાપ્ત કરીને સર્વથી અધિક પ્રતાપી, યશસ્વી અને સમર્થ બનું આ ઇચ્છા દરેકમાં હોય જ છે ધર્મ ભાવનાથી આ ઇચ્છાનો ઉત્તમ ઉપયોગ કરીને મનુષ્ય ઉચ્ચ બની શકે છે આ પ્રકારે ઉચ્ચ થવાને માટે પોતાના શત્રુઓ કરતાં પોતાનું બળ વધારવું જોઇએ શત્રુએ જેટલી વિદ્યા, બળ કલા, અને હુન્નર પ્રાપ્ત કરેલ હોય તેના કરતાં પોતાની વિદ્યા, બળ કલા અને હુન્નર વધારે હોય તો જ મનુષ્યની ઉન્નતિ થઇ શકે છે ઉન્નતિનો બીજો કોઇ માર્ગ છે જ નહિ

આ સૂકતમાં સામાન્યતઃ ક્ષત્રિયોનો યશ વધારવાનો ઉપદેશ છે અને વિશેષત રાજાનું બળ વધારવાનો ઉપદેશ આપેલ છે સર્વ જગતમાં પોતાનું રાષ્ટ્ર અગ્રસ્થાનમાં રહેવા યોગ્ય ઉન્નત કરવું એ પ્રત્યેક રાજાનું આવશ્યક કર્તવ્ય છે દરેક કાર્ય ક્ષેત્રમાં જેજે શત્રુઓ હોય તેમને નીચે પાડીને પોતાના રાષ્ટ્રના વીરોને ઉન્નત કરવાથી ઉકત સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે

દરેક મનુષ્યની એવી ઇચ્છા હોવી જોઇએ કે મારા રાષ્ટ્રના ક્ષત્રિય વીરો ઘણા જ વિજયી હોય, કોઇ પણ રાષ્ટ્રની પાછળ અમારૂં રાષ્ટ્ર ન રહે હું સર્વથી આગળ વધીશ, મારૂં રાષ્ટ્ર સર્વ રાષ્ટ્રોમાં અગ્રભાગે રહેશે તેની સિદ્ધિને માટે દરેકે પ્રયત્ન કરવા જોઇએ પ્રત્યેક મનુષ્ય પોતાના ગુણ અને કર્મની વૃદ્ધિની પરાકાષ્ઠા કરીને પેતે પોતાને અને પોતાના રાષ્ટ્રને ઉચ્ચ સ્થાનમાં લઇ જવાનો પ્રયત્ન કરે આ ભાવ ' अहं उत्तरेषु ' એ પદમાં છે પ્રત્યેક મનુષ્યમાં જેવું ક્ષાત્ર તેજ રહે છે તેવી જ રીતે પ્રત્યેક રાષ્ટ્રમાં પણ રહે છે આ ગુણનો ઉત્કર્ષ કરવો જોઇએ, આ ગુણના ઉત્કર્ષથી જ શત્રુઓ ઓછા થઇ શકે છે

રાજા એ પોતાના રાષ્ટ્રમાં શિક્ષણનો એવો પ્રબંધ કરવો જોઇએ કે જેથી સર્વ પ્રજા એક ઉદ્દેશથી પ્રેરિત બનીને સર્વ શત્રુઓનો પરાજય કરવામાં સમર્થ થાય દરેક કાર્ય ક્ષેત્રમાં કોઇ પણ પ્રકારની અસમર્થતા ન થાય ' विशां एक-वृष इन्द्र त्व " ( મં ૧ ) પ્રજાઓમાં અદ્વિતીય બળ ઉત્પન્ન કરનારો તું થા, આ ગુહ્ય તાત્પર્ય આ મંત્રમાં છે આ વિજયની ચાવી છે રાજાનું પ્રધાન કર્તવ્ય જ આ છે કે તે પ્રજામાં અદ્વિતીય બળની વૃદ્ધિ કરે આ બળના ચાર પ્રકાર છે જ્ઞાન બળ વીર્ય બળ ધન બળ અને કલા બળ, આ ચાર પ્રકારનું બળ પોતાના રાષ્ટ્રમાં વધારીને પોતાના રાષ્ટ્રને સર્વ જગતમાં અગ્રસ્થાને લાવી ઉચ્ચ

સ્થાનપર સ્થાપિત કરવુ જોઇએ ત્યારે જ સર્વ શત્રુઓ હીન થાય છે અહીં બીજાઓને નીચે પાડવાનો ઉપદેશ નથી પરન્તુ પોતાના રાષ્ટ્રનો ઉદ્ધાર કરવાનો ઉચ્ચ ઉપદેશ આપેલ છે બીજાઓની પણ ઉન્નતિ થાય અને અમે પણ ઉન્નત થઇએ ઉન્નતિમા સ્પર્ધા થવી જોઇએ નીચે ગબડાવી પાડવાની સ્પર્ધા ન થવી જોઇએ મ ત્રનું પદ ' अहं-उत्तरेषु ' છે, નહિ કે " अहं-नीचेषु ' પાઠક આ દિવ્ય ઉપદેશનું અવશ્ય મનન કરે.

આ સૂક્ત અત્ય ત સરળ છે, અને મ ત્રનો અર્થ અને ભાવાર્થ વાંચવાથી સર્વ આશય મનમાં સાદૃષ્ય થાય છે, તેથી તેનુ સ્પષ્ટિકરણ કરવા માટે અધિક લખવાની આવશ્યકતા નથી જ

---

# સત્યનું બળ

## કાંડ ૪, સૂક્ત ૩૬

( ऋषि - चातन । देवता- सत्यौजा अग्नि. )

तान्त्सत्यौजाः प्र दहत्वग्निर्वैश्वानरो वृषा ।
यो नो दुरस्याद्दिप्साच्चाथो यो नो अरातियात् ॥ १ ॥
यो नो दिप्सददिप्सतो दिप्सतो यश्च दिप्सति ।
वैश्वानरस्य दंष्ट्रयोरग्नेरपि दधामि तम् ॥ २ ॥
य आगरे मृगयन्ते प्रतिक्रोशेऽमावास्ये ।
क्रव्यादो अन्यान्दिप्सतः सर्वास्तान्त्सहसा सहे ॥ ३ ॥

અર્થ— ( सत्य-ओजा वैश्वा-नर ) સત્ય બળવાન વિશ્વનો નેતા ( वृषा अग्नि ) બળવાન તેજસ્વી દેવ ( तान् प्रदहतु ) તેને ભસ્મ કરી નાખે, ( य न दुरस्यात् ) જે અમને ખરાબ સ્થીતિમા ફેંકે, ( च दिप्सात् ) નાશ કરે ( अथो य न अरातीयात् ) અને જે અમારી સાથે શત્રુના જેવો વર્તાવ કરે ( ૧ )

( य अदिप्सात् न दिप्सात् ) જે નિરપરાધી અમારા બધાનો નાશ કરવાનો પ્રયત્ન કરે, અથવા ( य च दिप्सत दिप्सति ) જે નાશ કરનારને પણ પોતે જ દુ ખી કરે છે, ( वैश्वा-नरस्य अग्नेः दंष्ट्रयो ) વિશ્વચાલક તેજસ્વી દેવની બન્ને દાઢોમા ( त अपि दधामि ) તેને હુ પકડેલુ છુ ( ૨ )

અર્થ— ( ये आगरे ) જે ઘરમા ( प्रति क्रोशे अमावास्ये ) કલહ કકાસ વખતે અથવા અમાસની રાતમા ( मृगयन्ते ) શોધતા ફરે છે ( अन्यान् दिप्सत क्रव्याद तान् सर्वान् ) બીજાના ઘાતક અને માસ ભક્ષણ કરનાર તે સર્વને ( सहसा सहे ) મ રા બળથી પરાભૂત કરૂ છુ ( ૩ )

---

ભાવાર્થ— જે લોકોની દુરાવસ્થામા તેમનો ત્યાગ કરે છે, મનુષ્યોનો નાશ કરે છે અને શત્રુતા કરે છે તેમને સ ય બળ વાળો વિશ્વચાલક દેવ બાળીને ભસ્મ કરે ( ૧ )

જે દુષ્ટ અમે નિરપરાધિઓપર હુમલો કરે છે અથવા અમારા થોડાક અન્યાય થવાથી જે પોતાના હાથમા અધિકાર લઇને અમારો નાશ કરે છે, તેમને વિશ્વચાલક તેજસ્વી દેવની દાઢોમા હુ ધરી દઉં છુ ( ૨ )

જે ઘરમા કજીઆ ક કાસ વખતે અથવા અમાસની અ ધારી રાતે શોધી શોધીને લોકોને સતાવે છે તે સવને હું મારા પોતાના બળથી દૂર કરૂ છુ ( ૩ )

सहे पिशाचान्त्सहसैषां द्रविणं ददे ।
सर्वान्दुरस्यतो हन्मि सं म आकूतिर्ऋध्यताम् ॥ ४ ॥
ये देवास्तेन हासन्ते सूर्येण मिमते जवम् ।
नदीषु पर्वतेषु ये सं तैः पशुभिर्विदे ॥ ५ ॥
तपनो अस्मि पिशाचानां व्याघ्रो गोमतामिव ।
श्वानः सिंहमिव दृष्ट्वा ते न विन्दन्ते न्यञ्चनम् ॥ ६ ॥
न पिशाचैः सं शक्नोमि न स्तेनैर्न वनर्गुभिः ।
पिशाचास्तस्मान्नश्यन्ति यमहं ग्राममाविशे ॥ ७ ॥
यं ग्राममाविशत इदमुग्रं सहो मम ।
पिशाचास्तस्मान्नश्यन्ति न पापमुप जानते ॥ ८ ॥

અર્થ— ( पिशाचान् सहसा सहे ) લોહી પીનારાઓનો હું બળથી પરાભવ કરૂં છું. ( एषां द्रविणं ददे ) તેમનું ધન લઇ લઉં છું ( दुरस्यतां सर्वान् हन्मि ) દુષ્ટ અવસ્થા સુધી પહોંચાડનારા સર્વ દુષ્ટોનો નાશ કરૂં છું. ( मे आकूतिः सऋध्यतां ) મારો આ સંકલ્પ સફળ થઇ જાઓ. ( ૪ )

( ये देवाः तेन हासन्ते ) જે દિવ્યજનો તેની સાથે આનંદ કરે છે, ( सूर्येण जवं मिमते ) અને સૂર્યના વેગથી જે સરખામણી કરે છે. તેનાથી અને ( नदीषु पर्वतेषु ये तैः पशुभिः ) નદીઓ અને પર્વતોમાં રહેનારાં પશુઓની સાથે પણ હું ( संविदे ) મળું છું. ( ૫ )

જેવી રીતે ( गोमतां व्याघ्रः इव ) ગાયોનું પાલન કરનારાઓને વ્યાઘ્રનો ભય હોય છે તેવી રીતે હું ( पिशाचानां तपनः अस्मि ) લોહી પીનારાઓને તપાવનારો છું. ( सिंहं दृष्ट्वा श्वानं इव ) સિંહને જોઇએ જેવી રીતે કૂતરાઓ ગભરાય છે તે પ્રમાણે મારા પ્રભાવથી ( ते न्यञ्चनं न विन्दते ) તે દુષ્ટ લોકો પોતાના રક્ષણનું સ્થાન પ્રાપ્ત કરી શકતા નથી. ( ૬ )

( यं ग्रामं अहं आविशे ) જે ગામમાં હું પ્રવેશ કરૂં છું. તે ગામમાં ( पिशाचैः न सं शक्नोमि ) લોહી પીનારાઓની સાથે હું મિત્રતા કરી શકતો નથી. ( न स्तेनैः ) તેમ જ ચોરોની સાથે પણ અને ( न वनर्गुभिः ) જંગલી ડાકુઓની સાથે પણ હું મિત્રતા કરી શકતો નથી, તેથી ( तस्मात् पिशाचाः नश्यन्ति ) તે ગામમાંથી લોહી પીનારા લોકો નાશને પ્રાપ્ત થાઓ. ( ૭ )

( मम इदं उग्रं सहः ) મારૂં આ ઉગ્રબળ ( यं ग्रामं आविशते ) જે ગામમાં પ્રવેશ કરે છે ( तस्मात् पिशाचाः नश्यन्ति ) તેનાથી રક્ત પીનારાઓ નાશ પામે છે. અને ( पापं न उपजानते ) પાપને પણ જાણતા નથી. ( ૮ )

ભાવાર્થ—રક્ત પીનારા દુષ્ટોને હું દૂર કરૂં છું, અને તેમનું ધન હરી લઉં છું. કષ્ટ આપનારા તે દુષ્ટોનો હું જડમૂળમાંથી નાશ કરૂં છું. આ મારી ઇચ્છા સફળ થાઓ ( ૪ )

જે સજ્જનો હંમેશા પોતાના નિજાનંદમાં મસ્ત રહે છે અને સૂર્યની ગતિથી પોતાની ગતિને માપે છે, તેમની સાથે મિત્રતા કરૂં છું, એટલું જ નહિ પરન્તુ નદીઓમાં રહેનારા મત્સ્યાદિ તથા પર્વતો પર રહેનારા ચતુષ્પાદ પ્રાણિયોની સાથે પણ હું મારી મિત્રતારી પહોંચાડું છું. ( ૫ )

ગાયો જેવી રીતે વાઘથી ડરે છે, તેવી રીતે રક્તપીનારાઓ દુષ્ટ લોકો મારાથી ગભરાય છે. જે પ્રકારે સિંહની સામે કુતરો [illegible] શકતો નથી તેવી રીતે મારી સન્મુખ તે દુષ્ટો સુરક્ષિત સ્થાન પ્રાપ્ત [illegible] નથી ( ૬ )

હું જે ગામમાં પહોંચું છું ત્યાંથી રૂધિર [illegible] દૂર થાય છે. ( ૭ )

ये मां क्रोधयन्ति लपिता हस्तिनं मशका इव ।
तानहं मन्ये दुर्हितान् जने अल्पशयूनिव ॥ ९ ॥
अभि तं निर्ऋतिर्धत्तामश्वमिवाश्वाभिधान्या ।
मल्वो यो मह्यं क्रुध्यति स उ पाशान्न मुच्यते ॥ १० ॥

અર્થ— ( हस्तिनं मशका इव ) હાથીને જે પ્રકારે મચ્છર તે પ્રકારે ( ये मां लपिताः क्रोधयन्ति ) જે લોકો બડબડ કરીને ગુસ્સે કરે છે, ( तान् अल्पशयून् इव ) તેમને ક્ષુદ્રજન્તુની જેમ ( अहं जने दुर्हितान् मन्ये ) તેમને હું લોકોમાં દુઃખ વધારનારા માનું છુ. ( ૯ )

( तं निर्ऋतिः अभिधत्तां ) તેમને દુર્ગતિ પ્રાપ્ત થાઓ. ( अश्वाभिधान्या अश्वं इव ) ઘોડાને બાંધવાને માટે દોરી જેમ ઘોડાને બાંધે જ છે. ( यः मल्वः मह्यं क्रुध्यति ) જે મલિન પુરૂષ મને ક્રોધિત કરે છે. ( सः उ पाशात् न मुच्यते ) તે પાશથી છૂટતા નથી. ( ૧૦ )

ભાવાર્થ— મારૂ ઉગ્રશૌર્ય જે ગામમા ચમકે છે ત્યાથી માંસભક્ષી મનુષ્યો નષ્ટ થાય છે, અથવા તેઓ કદાચ ત્યા રહે તો તેઓ પોતાના પાપી વિચારને છોડી દે છે. ( ૮ )

જે દુર્જન પોતાના દુરાચાર દ્વારા મને ક્રોધિત કરે છે તેઓ નાશ પામે છે, કારણ કે હુ જાણુ છુ કે તેમને લીધે જનતાને કષ્ટ પહોચે છે ( ૯ )

જે મલિન આચારવાળા મનુષ્ય હોય છે તેઓ દુર્ગતિને નિ સદેહ પ્રાપ્ત થાય છે અને તેઓ બ ધનમા ફસી જાય છે ( ૧૦ )

---

# સત્યનું બળ

### સત્યનું બળ

સત્યનું બળ કેટલુ મહાન હોય છે તેનું મનોરંજક વર્ણન આ સૂક્તમાં કરવામાં આવ્યુ છે સાતમા અને આઠમા મંત્રમાં કહ્યુ છે કે– “ જે ગામમાં સત્યના બળથી બળવાન બનેલો મનુષ્ય પહોંચે છે, તે ગામમાથી ચોર, ડાકૂ, લૂટારા અને દુષ્ટ લોકો અને બીજાનું લોહી ચૂસનારા લોકો દૂર થઇ જાય છે. જે ગામમાં સત્યનિષ્ટ મનુષ્યો વસે છે તે ગામમા દુષ્ટ મનુષ્યો રહેતાં નથી જે ગામવાસીઓમા સત્યનું બળ હોય છે તે ગામમાથી દુષ્ટ મનુષ્ય દૂર થઇ જાય છે અથવા ત્યાં રહે તો પણુ તેઓ પોતાના પાપી વિચારોને ત્યાગી દે છે. ( મં ૭–૮ ) ”

ગામમા માત્ર એકજ મનુષ્ય આ પ્રકારનો સત્યનિષ્ટ થયો તો તે સમસ્ત ગામ સુધરી જાય છે એક મનુષ્ય સત્યનિષ્ટ હોવાથી અર્થાત્ કાયાવાચામનસા તેના કુવિચાર નષ્ટ થઇ જાય તો તે મનુષ્ય સત્યના બળથી સર્વ ગામના મનુષ્યોની ઉક્ત પ્રકારે સુધારણા કરી શકે છે.

પાઠક અહીં અનુભવ કરી શકશે કે સત્યનું બળ કેટલુ મહાન છે અને મનુષ્યની ઉન્નતિ આ સત્યનિષ્ઠાને લીધે જ છે પોતાના ગામમાં જે ચોર, ડાકૂ, અને લૂંટારાઓ વસતા હોય તો સમજી લેવુ કે આપણામાં એટલી સત્યનિષ્ટા હજુ વિકાસ પામી નથી જેટલી વિકસવી જોઇએ. આપણા ગામની પરીક્ષા સાથે આપણી પોતાની પણ પરીક્ષા થઇ જાય છે, અને આપણી ઉન્નતિની સાથે સાથે ગામની પણ ઉન્નતિ થઇ શકે છે. આ પ્રમાણે વ્યક્તિનો સમાજપર અને સમાજનો વ્યક્તિ પર પ્રભાવ પડે છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, તથા શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઇશ્વર પ્રણિધાન આ યમનિયમો જો એકજ મનુષ્યમાં વધી જાય અને સ્થિર

થઈ જાય તો તેના અંતઃકરણની પવિત્રતાને લીધે તે ગામ સુધરી જાય છે. માટે જ આ મતનું બળ પોતાની અંદર જેટલું વધારે વિકાસ પામે તેવો પ્રયત્ન દરેક માણસે કરવો જોઈએ.

### દુષ્ટ મનુષ્ય

આ સૂકતમાં દુષ્ટ મનુષ્યનાં કેટલાંક લક્ષણો આપેલાં છે તેનો હવે આપણે વિચાર કરીએ.

( ૧ ) **દુરસ્યાત્**- બીજાઓને જે ખરાબ સ્થીતિમાં ફેંકે છે, નાખે છે. ( મં. ૧ )

( ૨ ) **દિપ્સાત્**- બીજાઓની હત્યા અથવા નાશ જે કરે છે. ( મંત્ર ૧,૨ )

( ૩ ) **અરાતીયાત્**- જે શત્રુતા કરે છે અથવા નિંદા અને દ્વેષ કરે છે, જે શત્રુના જેવું આચરણ કરે છે ( મં.૧ )

( ૪ ) **અદિપ્સતઃ દિપ્સાત્**- બીજાને કદી પણ કષ્ટ ન પહોંચાડનારા સજ્જનોને જે કલેશ, પરિતાપ દાયક બને છે. ( મં. ૨ )

( ૫ ) **દિપ્સતઃ દિપ્સતિ**- થોડું કષ્ટ પહોંચતાં જ ન્યાય પોતાના હાથમાં લઈને તેને અપરિમિત નુકસાન પહોંચાડે છે. ( મં. ૨ )

( ૬ ) **આગરે દિપ્સતિ**- જે ઘરમાં ઘુસીને વિનાકારણ મારકૂટ અને હત્યા કરે છે.

( ૭ ) **પ્રતિક્રોશે દિપ્સતિ**- થોડી વાતચીત થતાં ગુસ્સે થઈ જઈને જે બીજાને મારપીટ કરે છે. ( મં. ૩ )

( ૮ ) **અમાવાસ્યે મૃગયન્તે**- અમાસની રાત્રે જે શોધી શોધીને લૂંટફાટ અને ડકેતી કરે છે. ( મં ૩ )

( ૯ ) **પિશાચાઃ**- કાચું માંસ અને લોહી ખાનારા, પીનારા ક્રૂર મનુષ્ય. ( મં. ૪,૬,૭૮ )

( ૧૦ ) **સ્તેનઃ**- ચોર, લૂંટારા, ડાકૂ, વગેરે ( મં. ૭ )

( ૧૧ ) **વનર્ગુ**- જંગલી લોકો જેઓ ગામમાં વસનારા લોકોને કષ્ટ પહોંચાડનારા લોકો. ( મં ૭ )

( ૧૨ ) **જને દુર્હિતાન્**- લોકોનું અહિત કરનારા (મં.૯)

( ૧૩ ) **અલ્પ-શયૂન્**- રાત્રીમાં થોડી ઊંઘ લેનારા એટલે કે બાકીની રાત્રે બીજાને ત્યાં લૂંટફાટ કરનારા ડાકૂ ( મં.૯ )

( ૧૪ ) **મલ્વાઃ**- મલિન આચારવાળા, ગંદા લક્ષણોવાળા . ( મં. ૧૦ )

દુષ્ટ માણસોનાં આ ચૌદ લક્ષણો આ સૂકતમાં આપેલ છે. આનો વિચાર કરીને આપણા ગામમાં કયો મનુષ્ય કેવા પ્રકારનો દુષ્ટ છે તે સમજી શકાય છે, અને કાંતો તેમને સુધારીને અને કાંતો તેમને દૂર કરીને આપણા ગામની સુધારણા કરી શકાય છે. આઠમા મંત્રમાં કહ્યું છે કે- " સત્યનિષ્ઠ મનુષ્ય જો ગામમાં વસતો હોય તો તેના પ્રભાવથી, સત્યના બળથી કાંતો દુષ્ટ મનુષ્ય દૂર થઈ જાય છે અથવા તો પોતાની દુષ્ટતા છોડીને તે સજ્જન બનીને રહે છે. આજ ગ્રામ સુધારણાની રીત છે. પાઠક આ પ્રમાણે વિચાર કરીને તે પ્રમાણે પોતાના સ્થાનની સુધારણા કરી શકે છે.

### વૈશ્વાનરનું જડબું

દુષ્ટ મનુષ્ય અથવા અપરાધી મનુષ્યને આપણે પોતે જ સજા કરવી જોઈએ નહિ, પરંતુ " વૈશ્વાનરના જડબામાં " તેને ધરી દેવો જોઈએ, એ ઉપદેશ આ સૂકતના બીજા મંત્રમાં આપેલ છે. આ " વૈશ્વાનરનું જડબું " શું ચીજ છે તેનો વિચાર અવશ્ય કરવો જોઈએ. " વિશ્વ " શબ્દનો અર્થ " સર્વ " છે, " નર " શબ્દ મનુષ્ય વાચક છે અર્થાત્ " વિશ્વાનર " શબ્દ મનુષ્યનો સમૂહ વાચક છે. સમસ્ત માનવોના એકરૂપ સંઘની કલ્પના " વૈશ્વાનર " શબ્દથી લઈ શકાય છે. તેમનુ જડબું અથવા ન્યાયાલય અથવા પંચના નામથી પ્રસિદ્ધ છે. તે ન્યાયાલયની સન્મુખ તે અપરાધીને ઉભો કરવો જોઈએ. ( આ દંષ્ટ્રા અથવા દાઢ અથવા જડબુ એ બાબતમાં અથર્વ વેદ કાંડ ૩ સૂકત ૨૬,૨૭ની વ્યાખ્યાને વખતે વિસ્તારપૂર્વક લખેલ છે, તે લેખ પાઠક અહીં અવશ્ય વાંચી જાય )

કોઈ પણ મનુષ્ય પોતાના હાથમાં શાસનાધિકાર ન લે પરંતુ પોતાના પંચોના શાસનાધિકારથીજ સંતુષ્ટ રહે, આ અત્યંત સભ્યતાનો આદેશ, આવા સૂકતમાં વેદે આપેલ છે. ગ્રામ, નગર, અને રાષ્ટ્રમાં શાન્તિ રાખવા માટે આ નિયમનું પાલન અત્યંત આવશ્યક છે અને જે લોકો આ નિયમની વિરુદ્ધ વર્તી ન્યાયને પોતાના હાથમાં લે છે તેઓ સભ્ય કહેવાતા નથી.

પૂર્વોક્ત પ્રકારના દુષ્ટ મનુષ્યોને સમાજમાંથી દૂર કરવા જોઈએ કારણ કે તેઓ ( **પિશાચાઃ** ) પોતાના સ્વાર્થને માટે બીજાનું ખૂન લોહીચૂસનારા હિંસક હોય છે.' વૈદિક ધર્મ અન્તિમ કક્ષાની અહિંસા સ્થાપવા માગે છે, તેથી હિંસકોનો હિંસાભાવ દૂર કરવાનો ઉપાય અનેકરીતે વર્ણવવામાં આવ્યો છે. એ હેતુથી તો આ સૂકતના પાંચમા

મંત્રમાં નદીઓ અને પર્વતોમાં નિવાસ કરનારાં હિંસક પ્રાણી અને પશુઓ સાથે ( सं विदे ) સંવેદના, સહ લાગણી સ્થાપવાની સૂચના આપવામાં આવી છે. સંવેદનાનો અર્થ " જેવી રીતે આપણને દુઃખ થાય છે તેવી રીતે તેમને પણ સુખ દુઃખ થાય છે એ ભાવની મનમાં જાગ્રતિ રહેવી જોઇએ. "

**ये नदीषु पर्वतेषु ( पशवः सन्ति ) तैः पशुभिः संविदे ॥ ( મં. ૫ )**

" જે નદીઓ અને પર્વતોમાં જીવજન્તુઓ રહે છે તેમને હું મારી સહૃદયતા પહોંચાડું છું. " આ અહિંસાની પ્રતિજ્ઞા પ્રત્યેક માનવીએ કરવી જોઇએ. " મારા તરફથી કોઇ પણ જીવજન્તુને કોઇ પણ પ્રકારનું ભય કે નુકસાન થશે નહિ. " આવો સંકલ્પ કરવો જોઇએ. આ પ્રકારે અહિંસા અને નિર્ભયતા આપણા અન્તઃકરણમાં સ્થીર થવી જોઇએ. જો આવો ભાવ ઉત્પન્ન થાય તો જ પછી સર્વ ઉન્નતિઓની શકયતા છે. આપણા હૃદયની આટલી તૈયારી થયા પછી—

**ये देवाः तेन हासन्ते, सूर्येण जवं मिमते ।**
**( મં. ૫ )**

" જે દેવ તે આત્માનન્દથી હંમેશાં હસતો હોય છે અને પોતાની ઉન્નતિનો વેગ સૂર્યની ગતિથી માપે છે " તેમની સાથે સંગતિ, મૈત્રી, આત્મભાવ રાખવો જોઇએ. જ્યારે પ્રથમ એક વાર આપણા પોતાના જ મનમાં અહિંસા સ્થીર થઇ જશે તો પછી એવા શ્રેષ્ઠ સજ્જનોની સંગતિથી વધારે લાભ થશે જ. અર્થાત્ સુધારણાના બે ઉપાય છે. એક આપણા પોતાના અન્તઃકરણને પવિત્ર બનાવવું, બીજું એ કે દિવ્ય જનોની સાથે મિત્રતા રાખવી, આ પ્રકારે અચૂક મનુષ્ય ઉન્નતિને માર્ગે ઉપર ચઢી શકે છે.

આવો શ્રેષ્ઠ સત્યનિષ્ઠ મહાત્મા જે ગામમાં પહોંચે છે તે ગામમાં દુષ્ટ મનુષ્ય રહી શકતો જ નથી, અને કદાચ રહે તો તે પોતાની દુષ્ટતાનો ત્યાગ કરીને જ રહે છે. આ સપ્તમ અને અષ્ટમ મંત્રનું કથન વિચારશીલ પાઠકોએ મનન કરવા યોગ્ય છે. આ કસોટીપર પોતાને કસી જોઇને પછી જ મનુષ્યે પોતાની ઉન્નતિનો માર્ગ કાપવો જોઇએ.

---

# આત્મ શુદ્ધિ માટે પ્રાર્થના

**કાંડ ૬, સૂક્ત ૧૯**

( ऋषिः- शन्तातिः । देवता- चन्द्रमाः, नानादेवताः )

**पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया ।**
**पुनन्तु विश्वा भूतानि पवमानः पुनातु मा ॥ १ ॥**
**पवमानः पुनातु मा क्रत्वे दक्षाय जीवसे ।**
**अथो अरिष्टतातये ॥ २ ॥**

---

અર્થ— ( देवजनाः मा पुनन्तु ) દિવ્યજનો મને શુદ્ધ કરે. ( मनवः धिया पुनन्तु ) મનનશીલ મનુષ્યો પોતાની બુદ્ધિથી મને પવિત્ર બનાવે. ( विश्वा भूतानि पुनन्तु ) વિશ્વનાં સર્વ ભૂતો મને પવિત્ર બનાવે, અને ( पवमानः मा पुनातु ) પવિત્ર કરનાર દેવ મને પવિત્ર કરે. ( ૧ )

( क्रत्वे दक्षाय जीवसे ) કર્મ, બળ અને દીર્ઘઆયુષ્યને માટે ( अथो अरिष्ट तातये ) અને કલ્યાણના વિસ્તારને માટે ( पवमानः मा पुनातु ) પવિત્ર કરનારો દેવ મને પવિત્ર કરે. ( ૨ )

उभाभ्यां देव सवितः पवित्रेण सवेन च ।
अस्मान्पुनीहि चक्षसे ॥ ३ ॥

અર્થ--હે (देव सवितः) સર્વના ઉત્પાદક દેવ ! (चक्षसे) તારાં દર્શન થવા માટે (उभाभ्यां पवित्रेण) બન્ને પવિત્ર વિચાર અને ( सवेन च ) યજ્ઞથી ( अस्मान् पुनीहि ) અમને સર્વને પવિત્ર કર. ( ૩ )

પોતાની કાર્ય શક્તિ, શારિરીક તથા માનસિક શક્તિ અને દીર્ઘાયુ વધારવાને માટે અને કલ્યાણની પ્રાપ્તિને માટે વિચાર તેમજ આચારની પવિત્રતાથી પોતે પોતાની પવિત્રતાની વૃદ્ધિ દરેક મનુષ્યે કરવી યોગ્ય છે, તે કાર્યને માટે આ ઉત્તમ પ્રભુ-પ્રાર્થના છે જે મનોભાવથી આ પ્રાર્થના કરશે, તેની પવિત્રતા જરૂર વૃદ્ધિ પામશે, તેમાં કોઇ સંદેહ નથી.

## હું ઉત્તમ બનીશ

### કાંડ ૬, સૂક્ત ૧૫

( ऋषिः- उद्दालक । देवताः- वनस्पतिः )

उत्तमो अस्योषधीनां तव वृक्षा उपस्तयः ।
उपस्तिरस्तु सोऽस्माकं यो अस्माँ अभिदासति ॥ १ ॥
सबन्धुश्चासबन्धुश्च यो अस्माँ अभिदासति ।
तेषां सा वृक्षाणामिवाहं भूयासमुत्तमः ॥ २ ॥
यथा सोम ओषधीनामुत्तमो हविषां कृतः ।
तलाशा वृक्षाणामिवाहं भूयासमुत्तमः ॥ ३ ॥

અર્થ— ( ओषधीनां उत्तमः असि ) તું ઔષધિઓમાં ઉત્તમ છે. ( वृक्षाः तव उपस्तयः ) અન્ય વૃક્ષ તારા નજીક છે. ( अतः यः अस्मान् अभिदासति ) જે અમને દાસ બનાવીને અમારો નાશ કરવાની ઇચ્છા કરનારા, ( सः अस्माकं उपस्तिः अस्तु ) તે અમારા અનુગામી બને. ( ૧ )

( सबन्धुः च असबन्धुः च ) બંધુવાળો અથવા બંધુરહિત, ( यः अस्मान् अभिदासति ) જે અમારો નાશ કરે છે ( वृक्षानां सा इव ) વૃક્ષોમા જે પ્રકારે તે ઉત્તમ છે તે પ્રકારે ( अहं तेषां उत्तमः भूयासं ) હું તેમનાથી ઉત્તમ થઇશ. ( ૨ )

( यथा सोमः हविषां ओषधीनां उत्तमः कृतः ) જે રીતે સોમ હવિના પદાર્થો અને ઔષધિઓમાં ઉત્તમ બનાવેલ છે અને ( वृक्षाणां तलाशा इव ) વૃક્ષોમાં જેવી રીતે તલાશ વૃક્ષ ઉત્તમ હોય છે તે પ્રકારે ( अहं उत्तमः भूयासं ) હું ઉત્તમ બનીશ. ( ૩ )

#### હું શ્રેષ્ઠ બનીશ

" હું ઉત્તમ બનીશ, હું શ્રેષ્ઠ બનીશ " આ મહત્વાકાંક્ષા મનુષ્યમાં હોવી જોઇએ. મનુષ્યનો અભ્યુદય અને નિ:શ્રેયસ આ ઇચ્છાપર જ નિર્ભર છે. શત્રુને નીચે દબાવવાથી પણ આપણી સ્થીતિ ઉચ્ચ બની શકે છે, પરંત અહીં કહ્યું છે

કે એવો પ્રયત્ન કરો કે તમો બીજાઓથી શ્રેષ્ઠ બની શકો. બીજાઓને નીચે પછાડવાના નથી પરંતુ આપણી યોગ્યતાપર આપણે બધાથી ઉચ્ચ બનવાનુ છે.

**યઃ અસ્માન્ અભિદાસતિ સઃ અસ્માકં ઉપસ્તિઃ અસ્તુ ।** ( મં. ૧ )

" જે અમારો નાશ કરવા ઇચ્છે છે તે અમારી સામે ઉપસ્થિત થાય અને અમને વશ થાય " તેમજ

**તેષાં અહં ઉત્તમઃ ભૂયાસમ્ ।** ( મં. ૨ )

" તેથી હું સર્વથી ઉત્તમ બનીશ " હું મારી યોગ્યતા એટલી વધારીશ કે જેથી મારા સર્વ શત્રુ મારે આશ્રયે રહેનારા બને. "

પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છા દરેક મનુષ્ય પોતાના મનમાં ધારણ કરે અને જગતમાં જે ઉન્નતિનાં સાધનના નિયમો છે તેમને જાણીને સર્વથી શ્રેષ્ઠ બને

આ સૂકતમાં આવેલા, " **ઉત્તમ તલાશા** " એ ઔષધિઓનાં જ નામો હોવાં જોઇએ. પરતુ તે ઔષધિઓને આજકાલ શોધ કરેલ નથી. " **સોમ** " પણ આજકાલ પ્રાપ્ત થઇ શકતો નથી

# સર્વથી શ્રેષ્ઠ બન

## કાંડ ૬, સૂકત ૮૬

( ऋषि – अथर्वा । देवता– एकवृष॰ )

वृषेन्द्रस्य वृषा दिवो वृषा पृथिव्या अयम् ।
वृषा विश्वस्य भूतस्य त्वमेकवृषो भव ॥ १ ॥
समुद्र ईशे स्रवतामग्निः पृथिव्या वशी ।
चन्द्रमा नक्षत्राणामीशे त्वमेकवृषो भव ॥ २ ॥
सम्राडस्यसुराणां ककुन्मनुष्याणाम् ।
देवानामर्धभागसि त्वमेकवृषो भव ॥ ३ ॥

અર્થ— ( इन्द्रस्य वृषा ) ઇન્દ્રના બળથી સમર્થ, ( दिवः वृषा ) દ્યુલોકથી પણ શ્રેષ્ઠ, ( अयं पृथिव्याः वृषा ) આ પૃથ્વીથી પણ શ્રેષ્ઠ, ( विश्वस्य भूतस्य वृषा ) સર્વભૂતોથી તું શ્રેષ્ઠ થા અને તું ( त्वं एकवृषः भव ) એકલો જ સર્વથી શ્રેષ્ઠ બન ( ૧ )

( स्रवतां समुद्रः ईशे ) વહેનારા ઝરણાઓમા સમુદ્ર સર્વથી મુખ્ય છે. ( पृथिव्याः अग्निः वशी ) પૃથ્વીને વશમાં રાખનાર અગ્નિ છે. ( नक्षत्राणा चन्द्रमा ईशे ) નક્ષત્રોનો સ્વામી ચન્દ્ર છે, આ રીતે ( त्वं एकवृषः भव ) તું અદ્વિતીય સર્વથી શ્રેષ્ઠ બન. ( ૨ )

( असुराणां सम्राड् असि ) તું અસુરોમા સમ્રાટ છે ( मनुष्याणां ककुन् ) મનુષ્યોમાં પણ મુખ્ય છે. અને ( देवानां अर्धभाक् असि ) દેવોનો અર્ધભાગ તુ છે એવો તું ( एकवृष भव ) સર્વથી શ્રેષ્ઠ બન. ( ૩ )

ભાવાર્થ— સૂર્ય, દ્યુલોક, પૃથ્વી, સર્વ પ્રાણી તેમનામા જે શક્તિ છે તેનાથી શ્રેષ્ઠ બનવાનો પ્રયત્ન કરો જે પ્રકારે સર્વ સ્રોતોમા સમુદ્ર શ્રેષ્ઠ, પ્રબળ છે, પૃથ્વીને વશ કરનારો અગ્નિ સમર્થ છે, અને નક્ષત્રોમા ચન્દ્રમા શ્રેષ્ઠ છે તે પ્રકારે સર્વ મનુષ્યમા તુ સમર્થ અને શ્રેષ્ઠ બન અસુર વૃત્તિવાળાઓપર પણ તું સ્વામીત્વ ભોગવ અને મનુષ્યોમા પણ તું શ્રેષ્ઠ થા, તથા દેવોના અર્ધા આસન પર બેસવાની યોગ્યતાવાળો તુ થા ( ૧–૩ )

*

### સર્વથી શ્રેષ્ઠ બનવું

પોતાનું સામર્થ્ય વધારીને સર્વથા શ્રેષ્ઠ થવાનો પરમ પુરુષાર્થ કરવો તે પ્રત્યેક મનુષ્યની ફરજ છે, કર્તવ્ય છે, તેની જ પ્રશંસા થાય છે. અને જે શ્રેષ્ઠ નથી તે હંમેશા પાછળ રહી જાય છે. આ સ્મરણમાં રાખીને પ્રત્યેક મનુષ્ય માટે એ ઉચિત છે કે પોતાના પ્રયત્નથી શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કરે અને સર્વથા શ્રેષ્ઠ બને

## યશસ્વી બનવું

કાંડ ૬, સૂક્ત ૩૯

( ऋषिः-अथर्वा वर्चस्कामः । देवता- त्रिविधः बृहस्पतिः )

यशो हविर्वर्धतामिन्द्रजूतं सहस्रवीर्यं सुभृतं सहस्कृतम् ।
प्रसर्स्राणमनु दीर्घाय चक्षसे हविष्मन्तं मा वर्धय ज्येष्ठतातये ॥ १ ॥
अच्छा न इन्द्रं यशसं यशोभिर्यशस्विनं नमसाना विधेम ।
स नो रास्व राष्ट्रमिन्द्रजूतं तस्य ते रातौ यशसः स्याम ॥ २ ॥
यशा इन्द्रो यशा अग्निर्यशाः सोमो अजायत ।
यशा विश्वस्य भूतस्याहमस्मि यशस्तमः ॥ ३ ॥

અર્થ— ( इन्द्रजूतं सहस्रवीर्यं सुभृतं ) ઇશ્વર પાસેથી પ્રાપ્ત થયેલ, સહસ્રવીર્યોથી યુક્ત, ઉત્તમ ભરપૂર, ( सहस्कृतं हविः यशः वर्धतां ) બળથી પ્રાપ્ત કરેલો યજ્ઞ રૂપ મારો યશ વૃદ્ધિ પામે. તેથી ( दीर्घाय ज्येष्ठतातये ) ખૂબ જ શ્રેષ્ઠતાને પ્રસરાવનાર ( चक्षसे ) દૃષ્ટિ પ્રાપ્ત થવાને માટે ( प्रसर्स्राणं हविष्मन्तं मा अनुवर्धय ) પ્રગતિ કરનાર હું જે અન્નમય છું તેમને અનુકૂળતાથી આગળ વધાર. ( ૧ )

( यशोभिः यशसं यशस्विनं इन्द्रं ) અનેક યશોથી યુક્ત હોવાને કારણે યશસ્વી પ્રભુને ( नमसानाः न अच्छ विधेम ) અમારા ઉદયના હેતુથી તેને નમસ્કાર કરીને ઉત્તમ પ્રકારે તેની પૂજા કરીએ છીએ. ( सः इन्द्रजूतं राष्ट्रं नः रास्व ) તે પ્રભુએ આપેલ રાષ્ટ્ર અને તેજ તું અમને આપ. ( तस्य ते रातौ यशसः स्याम ) તે તારા ધનથી અમે યશસ્વી થઇશું. ( ૨ )

( इन्द्रः यशाः ) પ્રભુ યશસ્વી છે. ( सोमः यशाः अजायत ) સોમ પણ યશસ્વી થએલ છે. ( विश्वस्य भूतस्य यशाः ) સમસ્ત ભૂતમાત્રના યશથી ( अहं यशस्तमः अस्मि ) હું યશસ્વી બન્યો છું. ( ૩ )

# યશસ્વી બનવું

#### હજારો સામર્થ્ય

૧ મનુષ્યે હજારો પ્રકારનાં સામર્થ્ય ( सहस्रवीर्यं ) પ્રાપ્ત કરવાં જોઇએ કારણ કે મનુષ્યની ઉન્નતિ સામર્થ્યથી જ થાય છે. સામર્થ્ય હીન મનુષ્ય નકામો ગણાય છે. આ સામર્થ્ય ( सहस्कृतं ) પોતાના બળથી જ પ્રાપ્ત કરવું જોઇએ. બીજાના બળથી પ્રાપ્ત થએલ ઉચ્ચતા તેનું બળ નાશ પામતાં પાછળથી તે ઉચ્ચતા પણ નાશ પામે છે, તેથી, આપણું પોતાનું જ બળ વધારીને તેથી યશની વૃદ્ધિ કરવી જોઇએ.

આ યશ, ( हविः यशः ) હવનના જેવો, યજ્ઞરૂપી યશ છે. અર્થાત્ સર્વની ભલાઇને માટે આત્મસમર્પણ કરવાથી પ્રાપ્ત થનારો છે. જ્યારે કોઇ પણ મનુષ્ય સમસ્ત જનતાના ભલા માટે પોતાના સર્વસ્વનું બલિદાન અથવા ત્યાગ કરે છે ત્યારે તેને ( **इन्द्रजूतं यशः** ) પ્રભૂ પાસેથી આ યશ પ્રાપ્ત થાય છે.

### યશનું સ્વરૂપ

**दीर्घाय ज्येष्ठतातये चक्षसे । ( મં. ૧ )**

" દીર્ઘ દૃષ્ટિ અને શ્રેષ્ઠતાથી યશ પ્રાપ્ત કરી શકાય છે. " સંકુચિત દૃષ્ટિથી યશને હાનિ પહોંચે છે. અને લઘુતા એ ક્ષીણત્વની દ્યોતક છે. આ કારણે યશની સાથે દીર્ઘદૃષ્ટિ અને શ્રેષ્ઠતા અવશ્ય રહેવી જોઇએ. અર્થાત્ તેજ યશ પ્રાપ્ત કરવો જોઇએ જેની સાથે દીર્ઘદૃષ્ટિ અને શ્રેષ્ઠતા સંકળાયેલાં હોય.

### પ્રભુની ભક્તિ

યશ પ્રાપ્ત કરવા માટે પ્રભુની ભક્તિ અવશ્ય કરવી જોઇએ—

**यशस्विनं इन्द्रं नमसानाः विधेम । ( મં. ૨ )**

" યશસ્વી પ્રભુને નમસ્કાર કરતાં કરતાં અમે તેની ભક્તિ કરીએ. " જે લોકો પ્રભુની ભક્તિ કરે છે તેમનાં અન્તઃ- કરણ શુદ્ધ અને પવિત્ર હોય છે, અને તેઓ યશના ભાગીદાર હોય છે. તેથી પ્રાર્થના કરવી જોઇએ કે—

**नः राष्ट्रं रास्व ( મં. ૨ )**

" હે પ્રભો ! અમને રાષ્ટ્ર અને તેજ આપ. " અમને એવું રાષ્ટ્ર આપ કે જે અમારો યશ વધારવામાં અમને સહાયક બને.

આ જગતમાં ઇન્દ્ર, અગ્નિ, સોમ, ભૂત માત્ર એ સર્વ પોત- પોતાના યશથી યશસ્વી થએલ છે. તે સર્વનું તેજ પ્રાપ્ત કરીને હું યશસ્વી બનીશ, આ ઇચ્છા મનમાં હોવી જોઇએ. જુઓ—

**अहं यशस्तमः अस्मि । ( મં. ૩ )**

" હું યશસ્વી બનીશ " અર્થાત્ જે પ્રકારે આ સર્વ પોત પોતાના યશથી યશસ્વી થએલ છે તે પ્રકારે હું પણ મારા પોતાના તેજથી તેજસ્વી બનીશ, આ પ્રકારની ઇચ્છા દરેક મનુષ્ય પોતાના મનમાં ધારણ કરે અને પોતાના પ્રયત્નથી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરે અને ચારે પુરૂષાર્થ સિદ્ધ કરે.

---

# યશની ઇચ્છા

## કાંડ ૬, સૂક્ત ૫૮

( ऋषिः-अथर्वा यशस्कामः । देवता-बृहस्पतिः, मन्त्रोक्ताः )

यशसं मेन्द्रो मघवान्कृणोतु यशसं द्यावापृथिवी उभे इमे ।
यशसं मा देवः सविता कृणोतु प्रियो दातुर्दक्षिणाया इह स्याम् ॥ १ ॥

**અર્થ**— ( मघवान् इन्द्रः मा यशसं कृणोतु ) મહિમાવાન પ્રભુ મને યશસ્વી બનાવે. ( उभे इमे द्यावापृथिवी मा यशसं ) આ બન્ને દ્યાવાપૃથ્વી મને યશસ્વી બનાવે. ( सविता देवः मा यशसं कृणोतु ) ભગવાન સવિતા મને યશસ્વી બનાવે. (अहं दक्षिणायाः दातुः प्रियः स्याम्) અને હું દક્ષિણા આપનારનો પ્રિય બની જાઉં ( ૧ )

ભાવાર્થ— દ્યુલોક, ભૂલોક, સૂર્ય, ઇન્દ્ર, વગેરે સર્વ દેવતાઓ મને સાથ કરે જેથી હું યશસ્વી બનું ( ૧ )

यथेन्द्रो द्यावापृथिव्योर्यशस्वान्यथाप ओषधीषु यशस्वतीः ।
एवा विश्वेषु देवेषु वयं सर्वेषु यशसः स्याम ॥ २ ॥
यशा इन्द्रो यशा अग्निर्यशाः सोमो अजायत ।
यशा विश्वस्य भूतस्याहमस्मि यशस्तमः ॥ ३ ॥

અર્થ— ( यथा इन्द्र द्यावा-पृथिव्यो यशस्वान् ) જે રીતે ઇન્દ્ર દ્યુલોક અને પૃથ્વી લોકની વચ્ચે યશસ્વી થએલ છે. ( यथा आपः ओषधीषु यशस्वतीः ) જેવી રીતે રસ ઔષધિયોમા રસયુક્ત છે. ( एवा विश्वेषु देवेषु ) તે જે પ્રમાણે સર્વ દેવોમાં અને વિશ્વમાં અને ( सर्वेषु वय यशसः स्याम ) સર્વમા અમે યશસ્વી બનીએ. ( ૨ )

( इन्द्रः यशाः ) ઇન્દ્ર યશસ્વી છે ( अग्नि यशाः ) અગ્નિ યશસ્વી છે ( सोम यशा अजायत ) સોમ યશસ્વી છે. ( विश्वस्य भूतस्य यशाः ) સર્વ ભૂતમાત્રના યશથી, ( अहं यशस्तम अस्मि ) હું અધિક યશવાળો છું. ( ૩ )

ભાવાર્થ—આ ત્રિલોકમા સૂર્ય તેજસ્વી છે સર્વ ઔષધિઓમાં રસ ભાગ મુખ્ય છે. એ પ્રમાણે સર્વ મનુષ્યોના હુ શ્રેષ્ઠ બનું (૨) ઇન્દ્ર, અગ્નિ, અથવા સોમ જેવા, યશસ્વી થયા છે તે પ્રકારે હુ અધિક શ્રેષ્ઠ યશવાળો બનુ ( ૩ )

મનુષ્ય એવુ કાર્ય કરે જેથી તેનો ઉત્તમ યશ ફેલાય મનુષ્ય પોતાની સામે સૂર્ય, ઇન્દ્ર, અગ્નિ અને સોમનો આદર્શ રાખે સૂર્ય સર્વને પ્રકાશ આપે છે, ઇન્દ્ર ચેતના આપે છે અગ્નિ ઉષ્ણતા આપે છે, સોમ રોગ દૂર કરે છે, એ પ્રમાણે મનુષ્ય પણ પરોપકાર કરે અને યશસ્વી બને સૂર્યાદિ સર્વ દેવ સ્વાર્થ છોડીને પરોપકારમાં પોતે પોતાને લગાડી દે છે. તેમના યશનું બીજ આ પરોપકારમાં છે જે મનુષ્ય આ પ્રકારે નિસ્વાર્થ જનસેવા કરશે તે પણ તેમની પ્રમાણે જ પ્રશસ્ત યશથી યુક્ત થશે

## યશની પ્રાર્થના

કાંડ ૬, સૂક્ત ૬૯

( ऋषि – अथर्वा । देवता – बृहस्पतिः । अश्विनौ )

गिरावरगराटेषु हिरण्ये गोषु यद्यशः ।
सुरायां सिच्यमानायां कीलाले मधु तन्मयि ॥ १ ॥
अश्विना सारघेण मा मधुनाङ्क्तं शुभस्पती ।
यथा भर्गस्वतीं वाचमावदानि जनाँ अनु ॥ २ ॥

અર્થ— ( गिरौ ) પર્વત પર ( अरगराटेषु ) ચક્રયંત્રમા ( हिरण्ये गोषु यद् यश ) સુવર્ણ અને ગાયોમા જે યશ છે, તથા ( सिच्यमानाया सुराया ) વહેનારી પર્જન્ય ધારાઓમા તથા ( कीलाले मधु ) જે અન્નમા મધુરતા છે, ( तत् मयि ) તે મારામા હોય. ( ૧ )

( शुभस्पती अश्विनौ ) કલ્યાણ કરનારા બન્ને અશ્વિનૌ દેવ, ( सारघेण मधुना मा अंक्तं ) સારવાળી મધુરતાથી મને યુક્ત બનાવે. ( यथा भर्गस्वतीं वाच ) જેથી ભાગ્યવાળી વાણીને ( जनान् अनु आवदानि ) લોકોમાં હું બોલું. ( ૨ )

मयि वर्चो अथो यशोऽथो यज्ञस्य यत्पयः ।
तन्मयि प्रजापतिर्दिवि द्यामिव दृंहतु ॥ ३ ॥

અર્થ— ( मयि वर्चः ) મારામાં તેજ હો, ( अथो यशः ) અને મારામાં યશ, ( अथो यज्ञस्य यत् पयः ) અને યજ્ઞનો જે સાર છે. ( प्रजापतिः तत् मयि दृंहतु ) પ્રજાપાલક દેવ તે મારામાં દૃઢ કરે. ( दिवि द्यां इव ) જેવી રીતે દ્યુલોકમાં પ્રકાશ થાય છે. ( ૩ )

પહાડપર તપસ્યા કરનારા મુનિઓમાં, યજ્ઞ યંત્ર ચલાવનારા, અથવા રથપર ચઢનારા વીરોનો જે યશ છે, ઉત્તમ વૃષ્ટિ ,જળ અને શ્રેષ્ઠ શુદ્ધ અન્નના વિષયમાં જે પ્રશંસા થાય છે, તે પ્રકારની પ્રશંસા મારા વિષયમાં થતી રહે. અર્થાત્ હું પણ તેમની જેમ અન્યના ઉપયોગી કાર્યોમાં મને પોતાને સમર્પિત કરૂં અને યશસ્વી થાઉં. મારા પ્રાણ અને બળ ઉકત પ્રકારે શ્રેષ્ઠ કાર્યમાં સમર્પિત થાઓ. મારી વાણીમાં એવો જુસ્સો અને કલ્યાણ હો કે જનતાનું ભાગ્ય વધે. આ પ્રકારે આત્મયજ્ઞ કરવાથી, મરામાં તેજસ્વિતા અને મારો યશ વધે. આકાશમાં રહેલા સૂર્યની જેમ મારો યશ વધે.

આ સૂકતમાં આત્મયજ્ઞ દ્વારા યશ અને તેજ પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપેલ છે.

# નિર્ભયતા માટે પ્રાર્થના

**કાંડ ૬, સૂકત ૪૦**

( ऋषिः- अथर्वा । देवताः- मन्त्रोक्ताः )

अभयं द्यावापृथिवी इहास्तु नोऽभयं सोमः सविता नः कृणोतु ।
अभयं नोऽस्तूर्व१न्तरिक्षं सप्तऋषीणां च हविषाभयं नो अस्तु ॥ १ ॥
अस्मै ग्रामाय प्रदिशश्चतस्र ऊर्जं सुभूतं स्वस्ति सविता नः कृणोतु ।
अशत्र्विन्द्रो अभयं नः कृणोत्वन्यत्र राज्ञामभि यातु मन्युः ॥ २ ॥
अनमित्रं नो अधरादनमित्रं न उत्तरात् ।
इन्द्रानमित्रं नः पश्चादनमित्रं पुरस्कृधि ॥ ३ ॥

અર્થ— હે દ્યાવા પૃથિવી ! ( इह नः अभयं अस्तु ) અહીં અમારે માટે અભય થાય. ( सोमः सविता नः अभयं कृणोतु ) સોમ અને સવિતા અમારે માટે નિર્ભયતા ઉત્પન્ન કરે. ( उरु अन्तरिक्षं नः अभयं अस्तु ) આ મહાન અન્તરિક્ષ અમારે માટે અભયદાયી થાઓ. અને ( सप्त-ऋषीणां च हविषा नः अभयं अस्तु ) સપ્ત ઋષિઓના હવિથી અમારે માટે અભય પ્રાપ્ત થાય. ( ૧ )

( सविता ) સર્વની ઉત્પત્તિ કરનારો દેવ ( अस्मै नः ग्रामाय ) આ અમારા નગરને માટે ( चतस्रः प्रदिशः ) ચારે દિશાઓમાં ( ऊर्जं सुभूतं स्वस्ति कृणोतु ) બળ, ઐશ્વર્ય અને કલ્યાણ કરે. ( इन्द्रः नः अशत्रु अभयं कृणोतु ) પ્રભુ અમને સર્વને શત્રુ વગરના અભય બનાવે. ( राज्ञां मन्युः अन्यत्र अभियातु ) રાજાનો ક્રોધ બીજાઓ પ્રત્યે ચાલ્યો જાય, ( ૨ )

હે ( इन्द्रः ) પ્રભુ ! ( न अधरात् अमित्रं ) અમારા નીચેના શત્રુઓ દૂર થાય, ( नः उत्तरात् अनमित्रं ) અમારે માટે ઉપરના ભાગમાં પણ નિર્વૈરતા ઉત્પન્ન થાય, અને ( नः पुरः अनमित्रं कृधि ) અમારી સામે નિર્વૈરતા ઉત્પન્ન કર. ( ૩ )

ભૂમિ, અન્તરિક્ષ, દ્યુલોક, સોમ, સવિતા, સપ્તઋષિ, દિશા, ઇન્દ્ર, રાજા આ સર્વથી અમને સર્વને અભયના પ્રાપ્ત થાય. આ પ્રાર્થના આ સૂક્તમાં આપેલ છે. અભય પ્રાર્થનાને માટે આ ઘણું જ ઉત્તમ સૂક્ત છે.

આ સર્વ દેવો આપણા શરીરમાં પણ રહે છે. સપ્ત ઇન્દ્રિયોના રૂપમાં તેઓ આપણા શરીરમાં વાસ્તવ્ય કરે છે. સૂર્ય આંખમાં રહેલ છે. ચન્દ્ર મનમાં રહેલ છે દિશાઓએ કાનમાં સ્થાન લીધું છે ઇન્દ્ર મનમાં રહે છે. ભૂમિ સ્થૂળ શરીરમાં જડ ભાગમાં છે અન્તરિક્ષનું હૃદય બન્યું છે. દ્યુલોકનું મસ્તક બનેલું છે. આ પ્રકારે અમારા શરીરમાં અંશરૂપે રહેલા આ દેવો અમારા શરીરમાં નિર્ભયતા ઉત્પન્ન કરે અર્થાત્ શત્રુરૂપી રોગો અને કુવિચારોને દૂર કરીને અમને આંતરિક ભાગોમાં નિર્ભય બનાવે આ ત્યારે જ બની શકે જ્યારે અમારી અંદરના આ દેવતાના અંશો શત્રુઓના વશમાં ન હોય, અર્થાત્ સર્વ ઇન્દ્રિયો સત્કર્મમાં પ્રવૃત્ત હોય, અને સન્માર્ગ પર ચાલતી હોય આ પ્રમાણે વિચાર કરવાથી નિર્ભય બનવાનો માર્ગ જાણી શકાય છે પાઠક સ્મરણમાં રાખે કે નિર્ભયતા પ્રાપ્ત કરવાને માટે આંતરિક પવિત્રતા અને શુદ્ધતા હોવી આવશ્યક છે નિર્ભયતા અંદરખાને સંભવી શકે. બહારથી નહિ જ.

## કલ્યાણ પ્રાપ્તિની પ્રાર્થના

કાંડ ૬, સૂક્ત ૪૮

( ऋषि - अंगिरा प्रचेताः । देवता- मन्त्रोक्ता )

श्येनोऽसि गायत्रच्छन्दा अनु त्वा रभे ।
स्वस्ति मा सं वहास्य यज्ञस्योदृचि स्वाहा ॥ १ ॥
ऋभुरसि जगच्छन्दा अनु त्वा रभे ।
स्वस्ति मा सं वहास्य यज्ञस्योदृचि स्वाहा ॥ २ ॥
वृषासि त्रिष्टुप्छन्दा अनु त्वा रभे ।
स्वस्ति मा सं वहास्य यज्ञस्योदृचि स्वाहा ॥ ३ ॥

અર્થ— હે દેવ ! ( गायत्र-छन्दा श्येनः असि ) સર્વના પ્રાણ રક્ષણ કરવાનો છન્દ ધારણ કરનારા, શ્યેન પક્ષીની ગતિ જેવી ગતિ ધારણ કરનાર તું છે. તેથી ( त्वा अनु आरभे ) તારે માટે અમે સત્કાર્યનો પ્રારંભ કરીએ છીએ. ( जगत् छन्दाः ऋभुः असि ) જગતની ભલાઇનો છંદ ધારણ કરનારો તું ઘણોજ કર્મ કુશળ છે. તેથી ( अनु० ) તારે માટે અમે યજ્ઞનો આરંભ કરીએ છીએ. ( त्रिष्टुभ् छन्दाः वृषा असि ) ત્રણ–અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવત સંબંધી–સાધ્ય સાધનનો છન્દ ધારણ કરનારો તું મહાબળવાન બળદની જેમ સામર્થ્યશાળી થાઓ, તેથી ( अस्य यज्ञस्य उदृचि ) આ યજ્ઞની સમાપ્તિ સુધી ( मां स्वस्ति संवह ) મને સુખથી આગળ લઇ ચાલ, ( स्व-आ-हा ) હું મારી શક્તિનો સર્વની ભલાઇ માટે ત્યાગ કરું છું. ( ૧–૩ )

# કલ્યાણને માટે યત્ન

## કાંડ ૬, સૂક્ત ૯૯

( ऋषि.- भग्वङ्गिरा । देवता- वनस्पति , सोम सविता च )

अभि त्वेन्द्र वरिमतः पुरा त्वांहूरणाद्धुवे ।
ह्वयाम्युग्रं चेत्तारं पुरुणामानमेकजम् ॥ १ ॥
यो अद्य सेन्यो वधो जिघांसन्न उदीरते ।
इन्द्रस्य तत्र बाहू समन्तं परि दद्मः ॥ २ ॥
परि दद्म इन्द्रस्य बाहू समन्तं त्रातुस्त्रायतां नः ।
देव सवितः सोम राजन्त्सुमनसं मा कृणु स्वस्तये ॥ ३ ॥

અર્થ— હે ઇન્દ્ર ! ( पुरा अंहुरणात् ) પાપ કર્મ થવા પહેલાજ ( वरिमत त्वा अभि हुवे ) તારા શ્રેષ્ઠ કર્મને કારણે તનેજ સર્વ પ્રકારે આહ્વાન કરીએ છીએ તથા ( उग्र चेत्तारं ) શૂરવીર ચેતન દાતા ( एकजं पुरु नामानं ह्वयामि ) એકલો જ છતા અનેક યશોથી સંપન્ન એવા પુરૂષની અમે પ્રશંસા કરીએ છીએ. (૧)

( य अद्य सेन्य वध. ) આજે જે સૈન્યોના શસ્ત્રો અમને મારવા માટે ( उत ईरते ) ઉચકાય છે. ( तत्र इन्द्रस्य बाहू समन्तं परिदद्म ) ત્યા પ્રભુના બાહૂ ચારે બાજુ અમે ધરી દઇએ છીએ (૨)

( इन्द्रस्य बाहू समन्तं परिदद्मः ) પ્રભુના બાહૂ અમે ચારે બાજુ ધરીએ છીએ ( त्रातुः न त्रायता ) તે રક્ષકના બાહૂ અમારી રક્ષા કરે હે ! ( सोम राजन् देव सवित ) સોમ રાજા દેવ ! પ્રભુ ! ( स्वस्तये मा सुमनसं कृणु ) કલ્યાણને માટે મને ઉત્તમ મનવાળો બનાવ (૩)

ભાવાર્થ— જેનાથી પાપ કર્મ થતુ નથી અને જે શ્રેષ્ઠ કર્મ કરે છે તેની પ્રશંસા કરવી જોઇએ એવીજ રીતે જે શૂરવીર, જનતાને ચેતના આપનાર અને અનેક પ્રકારે યશ પ્રાપ્ત કરનાર છે તેના ગુણગાન કરવા યોગ્ય છે (૧)

જે વખતે સૈન્યોનો સામસામે હુમલો થાય છે અને અનેક શૂરવીરો શસ્ત્રથી એક બીજાને કાપે છે તે વખતે તે પ્રભુના હાથજ રક્ષા કરે છે (૨)

આવા તેમજ અન્ય કઠીન પ્રસંગોમા પ્રભુના હાથજ અમારી રક્ષા કરે મનુષ્ય જો ખરેખર પોતે કલ્યાણનું સાધન કરવા ઇચ્છતો હોય તો તે પોતાનુ મન શુભ વિચારોથી પરિપૂર્ણ રાખે (૩)

### કલ્યાણનું મુખ્ય સાધન

આ સૂક્તમાં કલ્યાણનું જે મુખ્ય સાધન કહ્યું છે તે જોવા જેવુ છે—

स्वस्तये सुमनसम् । ( મં ૩ )

" કલ્યાણ પ્રાપ્ત કરવા માટે ઉત્તમ મન હોવુ જોઇએ " મનુષ્યનું મન જો ખરેખર ઉત્તમ શુભ સંકલ્પોથી યુક્ત હોય તો જ મનુષ્યનુ ખરેખર કલ્યાણ થઇ શકે છે મનમાં દોષ હોય તો જરૂર કષ્ટ થાય જ તેજ પ્રમાણે ગમે તેટલી મુશ્કેલી આવી જાય તે સમયે પ્રભુનો હાથ આપણા માથા પર છે એવો વિશ્વાસ હોવો જોઇએ આ વિષયમાં જુઓ—

सेन्य वध जिघासन् उदीरते तत्र इन्द्रस्य बाहु समन्तं न त्रायताम् ॥ ( મં ૩ )

" જ્યારે સેનાના હાથ વધની ઇચ્છાથી ઉચકાય ત્યારે પ્રભુના હાથ ચારે તરફથી અમારી રક્ષા કરે " પ્રભુના

હાથ સર્વ પ્રકારે અમારી રક્ષા કરી રહેલ છે એ વિશ્વાસ મનુષ્યને ઘણી જ શાન્તિ અને ઉત્સાહ વધારે છે આ ઉપરાંત મનુષ્યે ત્રણ તત્ત્વ સદા ધ્યાનમાં રાખવી જોઈએ (૧) પાપ ન કરવું, (૨) શ્રેષ્ઠ કર્મ કરવું, (૩) ઉગ્ર બનીને જનતાને શ્રેષ્ઠ કર્મ કરવાની પ્રેરણા આપવી આ ત્રણ કર્મ કરવાથી જ મનુષ્ય શ્રેષ્ઠ અને યશસ્વી બને છે પાઠક આ સૂક્તનું ખૂબ મનન કરે કારણ કે આ સૂક્ત નાનું હોવા છતાં પણ ઘણો ઉપદેશ આપે છે અને મનુષ્યને શ્રેષ્ઠ બનવાની પ્રેરણા આપે છે

---

# આપણી પવિત્રતા

## કાંડ ૬, સૂક્ત ૬૨

( ऋषिः- अथर्वा । देवता- रुद्र । मन्त्रोक्ताः )

वैश्वानरो रश्मिभिर्नः पुनातु वातः प्राणेनेषिरो नभोभिः ।
द्यावापृथिवी पयसा पयस्वती ऋतावरी यज्ञिये नः पुनीताम् ॥ १ ॥
वैश्वानरीं सूनृतामा रभध्वं यस्या आशास्तन्वो वीतपृष्ठाः ।
तया गृणन्तः सधमादेषु वयं स्याम पतयो रयीणाम् ॥ २ ॥
वैश्वानरीं वर्चस आरभध्वं शुद्धा भवन्तः शुचयः पावकाः ।
इहेडया सधमादं मदन्तो ज्योक्पश्येम सूर्यमुच्चरन्तम् ॥ ३ ॥

---

અર્થ— ( वैश्वानर रश्मिभि न पुनातु ) સર્વ મનુષ્યોમાં રહેનારો અગ્નિ પોતાના કિરણોથી અમારી શુદ્ધિ કરે ( वात प्राणेन ) વાયુ પ્રાણ રૂપે અમારી પવિત્રતા કરે, ( इषिर नभोभि ) જળ પોતાના વિવિધ રસોથી અમારી શુદ્ધતા કરે ( पयस्वती ऋतावरी ) રસવાળા, જળયુક્ત, ( यज्ञिये द्यावापृथिवी ) પૂજનીય દ્યુલોક અને ભૂલોક ( पयसा न पुनीतां ) પોતાના પોષક રસથી અમને પવિત્ર બનાવે (૧)

( सूनृता वैश्वानरीं आरभध्व ) સત્ય અને સર્વ મનુષ્યો દ્વારા પ્રેરિત ઈશ સ્તુતિનો પ્રારંભ કરો ( वीतपृष्ठा आशा यस्या तन्व ) જેને પીડાનો ભાગ નથી એવી દિશાઓ કે જેની વાણીઓને શરીર છે ( सध मादेषु ) સર્વ મળીને આનંદિત થવાને સમયે ( तया गृणन्त वय ) તેમની સાથે બોલતા બોલતા અમે સર્વ ( रयीणा पतय स्याम ) ધનના સ્વામી બનીએ (૨)

( शुचय शुद्धा पावका भवन्त ) શુદ્ધ, પવિત્ર અને બીજાને પવિત્ર કરનારા બનીને ( वैश्वानरीं वर्चसे आरभध्व ) સર્વ મનુષ્યોએ કરેલી ઈશસ્તુતિરૂપ વાણીને તેજસ્વિતા માટે ઉચ્ચારવાનો આરંભ કરો ( इह इड्या सधमाद मदन्त ) અહીં સ્તુતિરૂપી વાણીથી આનંદિત થતા થતા ( ज्योक् उच्चरन्तं सूर्य पश्येम ) ઘણા ચિરકાળ પર્યંત ઊંચે ઊગેલા સૂર્યને અમે જોતા રહીશું (૩)

---

ભાવાર્થ – અગ્નિ વાણી રૂપે વાયુ પ્રાણના રૂપે જળ વિવિધ રસના રૂપે તથા દ્યુલોક અને પૃથ્વી લોક પોતપોતાની શક્તિઓથી અમારી શુદ્ધતા કરે અર્થાત્ આ દેવતાઓ અમારા શરીરમાં આવીને વસેલી છે અને તેમણે અહીં આ રૂપ લીધેલા છે, તેમનાથી અમારી પવિત્રતા થાય (૧)

સર્વ મનુષ્યો સત્ય બોલે અને ઈશ્વરના ગુણગાન ગાય આ પ્રકારની વાણી માટે અમર્યાદ સ્થાન છે અમે ઉપર્યુક્ત સ્તુતિના વચનોથી ધન પ્રાપ્ત કરીએ (૨)

અમે અન્તર બાહ્ય શુદ્ધ રહીએ અમારા સાથીઓને પવિત્ર બનાવીએ શુભવાણી બોલીએ અને સાથે મળીને આનંદિત બનીને દીર્ઘ આયુષ્યને પ્રાપ્ત કરીએ (૩)

આપણા શરીરમાં સર્વ દેવતાઓ અંશરૂપથી રહે છે. અહીં અગ્નિએ વાણીનું રૂપ લીધું છે. વાયુએ પ્રાણનું રૂપ લીધું છે, જળે રસનું રૂપ લીધું છે. દ્યુલોક મસ્તકમાં રહેલ છે. પગને સ્થાને પૃથ્વી છે. આ પ્રમાણે અન્ય દેવતાઓ અન્ય અવયવોમાં રહેલી છે. આ સર્વ દેવતાઓ અનૃતથી યુક્ત ન થતાં હંમેશાં સત્યમાં સ્થીર રહી અમારી પવિત્રતા કરે. સત્ય વાણી, સત્ય વિચાર અને સત્ય આચારને માટે જેટલું જોઈએ તેટલું વિશાળ કાર્યક્ષેત્ર છે. આ સત્યમાં સ્થીર રહેનારા આપસઆપસમાં મળીને સહકાર્ય કરતાં કરતાં સત્યથી પવિત્ર બનીને ધર્મ માર્ગે ધન કમાય અને ધનવાન બને. શરીરને શુદ્ધ બનાવીએ અન્તઃકરણને પવિત્ર રાખીએ અને આપણા વિચાર, ઉચ્ચાર અને આચારથી અન્યને શુદ્ધ બનાવીને પોતાના ઉદ્ધારનો માર્ગ આક્રમણ કરીએ. સત્યથી નિર્દોષ બનાવનારા અને સત્યનિષ્ઠ તથા ઇશ્વરના ગુણોનું ચિંતન કરતાં કરતાં પોતાને પવિત્ર બનાવનારા લોકો નિઃસંદેહ દીર્ઘઆયુ પ્રાપ્ત કરે છે અને પૂર્ણ આયુષ્યની સમાપ્તિ સુધી આનંદથી રહે છે. આ માટે મનુષ્ય પોતાની પવિત્રતાનું સાધન બનાવે અને કૃતકૃત્ય બને.

---

# ઉત્તમ માર્ગનું આક્રમણ

## કાંડ ૬, સૂક્ત ૫૫

( ऋषिः- ब्रह्मा । देवता- १ विश्वेदेवाः, २-३ रुद्रः )

ये पन्थानो बहवो देवयाना अन्तरा द्यावापृथिवी संचरन्ति ।
तेषामज्यानिं यतमो वहाति तस्मै मा देवाः परि धत्तेह सर्वे ॥ १ ॥

ग्रीष्मो हेमन्तः शिशिरो वसन्तः शरद्वर्षाः स्विते नो दधात ।
आ नो गोषु भजता प्रजायां निवात इद्वः शरणे स्याम ॥ २ ॥

---

અર્થ— ( ये देवयानाः बहवः पन्थानः ) જે દેવોના આવવા જવાના ઘણા માર્ગો ( द्यावापृथिवी अन्तरा संचरन्ति ) દ્યુલોક અને ભૂલોકની વચ્ચે જે ચાલતા રહે છે. ( तेषां यतमः अज्यानिं वहाति ) તેઓમાંથી જે માર્ગ સમૃદ્ધિ લાવે છે. હે ( सर्वे देवाः ) સર્વ દેવો ! ( इह तस्मै मा परिधत्त ) અહીં તે માર્ગ માટે મને સર્વ પ્રકારે ધારણ કરો. ( ૧ )

વસન્ત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમન્ત અને શિશિર આ સર્વ ઋતુઓ ( नः स्विते दधात ) અમને ઉત્તમ અવસ્થામાં લાવી રાખો. ( नः गोषु प्रजायां आ भजत ) અમને ગાયોમાં અને પ્રજાઓમાં સુખના ભાગીદાર બનાવો. ( वः इत् निवाते शरणे स्याम ) તમારી સાથે નિશ્ચયપૂર્વક અમો વાવાઝોડાના ઉપદ્રવ રહિત ઘરમાં રહીએ. ( ૨ )

---

ભાવાર્થ— ઉત્તમ વિદ્વાન સજ્જનોના આવવા જવાના અથવા વ્યવહાર કરવાના જે અનેક માર્ગ છે, તેમાં જે નિર્દોષ માર્ગ હોય, તેના પર ચાલવું ઉચિત છે (૧)

એવું આચરણ કરવું જોઇએ કે જેથી છએ ઋતુઓમાં ઉત્તમ સુખનો લાભ થાય, ગાયો અને પ્રજાઓથી હિતનું સાધન થાય, અને ઘરમાં કોઇ દોષ ન રહે (૨)

*

इ॒दा॒व॒त्स॒राय॑ परिवत्स॒राय॑ संवत्स॒राय॑ कृणुता बृ॒हन्नम॑: ।
तेषां॑ व॒यं सु॑म॒तौ य॒ज्ञिया॑ना॒मपि॑ भ॒द्रे सौ॑मन॒से स्या॑म ॥ ३ ॥

અર્થ— ( इदावत्सराय परिवत्सराय, संवत्सराय ) ક્રમશઃ પ્રથમ, દ્વિતીય અને તૃતીય વર્ષોને માટે (बृहत नमः कृणुत ) પુષ્કળ પ્રમાણમાં અન્ન ઉત્પન્ન કરો. ( तेषां यज्ञियानां सुमतौ ) તે યજ્ઞ કર્તાઓની ઉત્તમ બુદ્ધિમાં તથા ( सौमनसे भद्रे अपि स्याम ) ઉત્તમ મનમાં તથા કલ્યાણમાં અમે હમેશાં રહીએ. ( ૩ )

ભાવાર્થ—દરેક વર્ષે ઉત્તમ અન્ન પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન કર અને જેમણે પોતાનું જીવન યજ્ઞમય બનાવ્યું છે તેમના ઉત્તમ શુભ સંસ્કારયુક્ત મન અને બુદ્ધિમાં તુ સ્થીર થા, અર્થાત્ તારા વિષયમાં તેમની સન્મતિ ઉત્તમ રહે એવું આચરણ કર ( ૩ )

" સંવત્સર, પરિવત્સર, ઇદાવત્સ, અનુવત્સર, અને ઇદ્વત્સર " આ સંવત્સરોનાં પાંચ નામ ક્રમશઃ પ્રભવથી લઇને પ્રત્યેક પંચયુગના છે. તેજ પ્રકારે " કૃત, ત્રેત, દ્વાપર અને કલિ " એ ચાર યુગનાં નામ છે.

સજ્જનોના વ્યવહાર કરવાના જે શુભ માર્ગો છે તેઓમાંથી જે સર્વથી શ્રેષ્ઠ છે તેનાપર ચાલવું જોઇએ. આપણું આચરણ જો શુદ્ધ હોય તો સર્વ ઋતુઓથી લાભ જ થાય છે. અને આપણી અંદર જો કોઇ દોષ થાય તો હાનિ થાય છે. પ્રત્યેકે એવું આચરણ કરવું જોઇએ કે જેથી સજ્જનો પ્રસન્ન થાય. દરેક વર્ષે ખેતીમાંથી એટલું અન્ન ઉત્પન્ન કરવું જોઇએ કે આપણે માટે પરિપૂર્ણ થઇ રહે.

---

## અન્તર્બાહ્ય શુદ્ધતા

### કાંડ ૬, સૂક્ત ૫૧

( ऋषिः– शन्तातिः । देवता– आपः, ३ वरुणः )

वा॒योः पू॒तः प॒वित्रे॑ण प्र॒त्यङ् सोमो॒ अति॑ द्रु॒तः ।
इन्द्र॑स्य॒ युज्य॒: सखा॑ ॥ १ ॥
आपो॑ अ॒स्मान्मा॒तर॑: सूदयन्तु घृ॒तेन॑ नो घृत॒प्व॑: पुनन्तु ।
विश्वं॒ हि रि॒प्रं प्र॒वह॑न्ति दे॒वीरुदिदा॑भ्य॒: शुचि॒रा पू॒त ए॑मि ॥ २ ॥
यत्किं॑ चे॒दं व॑रुण॒ दैव्ये॒ जनेऽभिद्रो॒हं म॑नु॒ष्या॒३॒श्चर॑न्ति ।
अचि॑त्त्या॒ चेत्तव॒ धर्मा॑ युयोपि॒म मा न॒स्तस्मा॒देन॑सो देव रीरिषः ॥ ३ ॥

અર્થ— ( वायोः पवित्रेण पूतः ) વાયુના પવિત્ર કરવાના ગુણથી પવિત્ર થએલો ( प्रत्यङ् अति द्रुतः सोमः ) પ્રત્યક્ષ ગાળેલો સોમ ( इन्द्रस्य युज्यः सखाः ) ઇંદ્રશક્તિનો યોગ્ય મિત્ર છે. ( ૧ )

( मातरः आपः अस्मान् सूदयन्तु ) માતા સમાન હિતકારી જળ અમને શુદ્ધ કરે. ( घृतप्वः नः घृतेन पुनन्तु ) પવિત્ર કરનારૂં જળ અમને જળદ્વારા પવિત્ર બનાવે. ( देवीः हि विश्वं रिप्रं प्रवहन्ति ) દિવ્ય જળ સર્વ દોષો વહેડાવી દે છે. ( आभ्यः उत् इत् शुचिः पूतः आ एमि ) તેનાથી જ શુદ્ધ અને પવિત્ર બનીને આગળ ચાલું છું. ( ૨ )

હે વરુણ ! ( मनुष्याः यत् किंच इदं अभिद्रोहं ) સાધારણ મનુષ્ય જે કાંઇ પણ દુરાચાર ( दैव्ये जने चरन्ति ) દિવ્ય જનોની બાબતમાં કરે છે ( च इत् अचित्त्या तव धर्म युयोपिम ) અને જેઓ અજાણપણે તારા બનાવેલા નિયમો, ધર્મોને તોડે છે, હે દેવ ! ( नः तस्मात् एनसः मा रीरिषः ) અમને સર્વને તેમની પાસેથી નષ્ટ ન કર. ( ૩ )

### સોમનું મહાત્મ્ય

પ્રથમ મંત્રમાં સોમનું વર્ણન છે. આ સોમ પહેલાં એક વાસણમાં ગાળવામાં આવે છે પછીથી તેને હવામાં ખૂલ્લો રાખીને એક વાસણમાંથી બીજા વાસણમાં બદલવામાં આવે છે. જ્યારે આ પ્રમાણે આ સિદ્ધ થાય છે ત્યારે તેનામાં રહેલી ઇન્દ્ર શકિતને વધારનાર બને છે. અર્થાત્ તેને પીવાથી શરીરની ઇન્દ્ર શકિત વધે છે.

### જળનું મહાત્મ્ય

બીજા મંત્રમાં જળનું મહાત્મ્ય કહેલ છે. જળ પ્રાણીઓને શાન્તિ અર્પે છે. પવિત્ર બનાવે છે. શરીરના સર્વ દોષોને દૂર કરે છે, અને અન્તર્બાહ્ય શુદ્ધિ કરીને અતિમહત્વનું આરોગ્ય અર્પે છે.

### દ્રોહ ન કરવો જોઇએ

તૃતીય મંત્રમાં કહ્યું છે કે, કોઇ પણ મનુષ્ય કોઇનો દ્રોહ અથવા અપરાધ ન કરે, અજાણપણે જે કાંઇ દ્રોહ થઇ ગયો હોય તો તેને માટે પરમેશ્વરની પ્રાર્થના કરીને ક્ષમા માગવી જોઇએ.

આ ત્રણે મંત્રોમાં શુદ્ધિ દ્વારા શકિત વૃદ્ધિ કરવાનો ઉપદેશ છે. સોમ શુદ્ધ થવાથી તે ઇન્દ્ર શકિતની સહાય કરે છે, જળ શુદ્ધતા કરીને આરોગ્ય આપે છે અને અહિંસા વૃતિથી આત્મશુદ્ધિ થવાથી આત્મિક બળ વધે છે. ત્રણ મંત્રોનો આશય લક્ષમાં લેવા જેવો છે. શુદ્ધિદ્વારા બળની વૃદ્ધિ થાય છે એ સર્વનું તાત્પર્ય છે.

---

# પુષ્ટિ માટે પ્રાર્થના

## કાંડ ૭, સૂકત ૫૦

( ऋषिः- अथर्वा । देवता- मंत्रोक्ता )

राकामहं सुहवां सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु त्मना ।
सीव्यत्वपः सूच्याच्छिद्यमानया ददातु वीरं शतदायमुक्थ्यम् ॥ १ ॥
यास्ते राके सुमतयः सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि ।
ताभिर्नो अद्य सुमना उपागहि सहस्रापोषं सुभगे रराणा ॥ २ ॥

અર્થ— ( अहं सुहवां सुष्टुती राकां हुवे ) ઉત્તમ બોલાવવા યોગ્ય અને સ્તુતિ કરવા યોગ્ય પૂર્ણ ચન્દ્રમાના જેવી આલ્હાદદાયિની દેવીને અમે બોલાવીએ છીએ. ( शृणोतु ) તે અમારો અવાજ સાંભળે અને ( सुभगा नः त्मना बोधतु ) તે ઉત્તમ ઐશ્વર્યવાળી દેવી અમને પોતાની શકિતથી જાગૃત કરે. ( अच्छिद्यमानया सूच्या अपः सीव्यतु ) કદી ન તૂટનારી સોયથી તે પોતાના કપડાં સીવવાનું કામ કરે અને ( उक्थ्यं शतदायं वीरं ददातु ) તે અમને દાન દેનારા સેંકડો પ્રશંસનીય વીર પુત્રોનું પ્રદાન કરે. ( ૧ )

હે ( राके ) શોભા આપનારી દેવી ! ( या सुपेशसः सुमतयः ) જે તારી ઉત્તમ સુંદર સુમતિ છે ( याभिः दाशुषे वसूनि ददासि ) જેથી તું દાતાઓને ધન આપે છે. હે ( सुभगे ) ઉત્તમ ઐશ્વર્યથી યુકત દેવી ( ताभिः रराणा सुमनाः ) તે શકિતઓથી શોભનારી ઉત્તમ મનવાળી દેવી ( अद्य नः सहस्रपोषं उपागहि ) આજે અમને હજારો પુષ્ટિને નજીકના સ્થળમાં લાવી દે. ( ૨ )

પૂર્ણ ચન્દ્રમાં યુકત રાકા હોય છે. ઇશ્વરના તેજથી જેટલી પ્રસન્નતા ઉત્પન્ન થાય છે, તેના કરતાં કેટલાએ ગણી વધારે પ્રસન્નતા તેનાથી મળે છે. આ અનુમાન પરથી તેના અનુભવનું અનુમાન પાઠક કરી શકે છે. આ સૂકતમાં પૂર્ણ

ચન્દ્રપ્રભાના વર્ણનને બહાને આધ્યાત્મિક પરમાત્માની શક્તિનું વર્ણન કરેલ છે. આ પરમાત્મ શક્તિ અમને જ્ઞાન આપે અજ્ઞાનમાંથી જાગ્રત કરીને પ્રબુદ્ધ બનાવે. અને જ્ઞાન દ્વારા અમારી ઉન્નતિ કરે. આ પ્રમાણે પુષ્ટી અને ઉત્તમ વીર સંતતિ આપે અને અમને સર્વ પ્રકારની ઉન્નતિ આપે.

## સુખની પ્રાર્થના

કાંડ ૭, સૂક્ત ૪૯

( ऋषि-अथर्वा । देवता- देवपत्न्यो )

देवानां पत्नीरुशतीरवन्तु नः प्रावन्तु नस्तुजये वाजसातये ।
याः पार्थिवासो या अपामपि व्रते ता नो देवीः सुहवाः शर्म यच्छन्तु ॥ १ ॥
उत ग्ना व्यन्तु देवपत्नीरिन्द्राण्य१ग्नाय्यश्विनी राट् ।
आ रोदसी वरुणानी शृणोतु व्यन्तु देवीर्य ऋतुर्जनीनाम् ॥ २ ॥

અર્થ— ( उशतीः देवानां पत्नीः नः अवन्तु ) અમારી ઇચ્છા ધરાવનારી દેવોની પત્નીઓ અમારી રક્ષા કરે. તેઓ ( तुजये वाजसातये नः प्रावन्तु ) સંતાન અને અન્નની વિપુલતાને માટે અમારી રક્ષા કરે. ( याः पार्थिवासः ) જે પૃથ્વી પર સ્થિત અને ( याः अपां व्रते अपि ) જે કાર્યોની નિયમ વ્યવસ્થામાં સ્થિત છે. ( ताः सुहवाः देवीः ) તે ઉત્તમ પ્રશંસિત દેવીઓ ( नः शर्म यच्छतु ) અમને સુખ આપે. (૧)

( उत देवपत्नीः ग्नाः व्यन्तु ) અને દેવોની પત્નીઓ એ દેવીઓ અમારા હિતની ઇચ્છા કરે. ( इन्द्राणी ) ઇન્દ્રની પત્ની, ( अग्नायी ) અગ્નિની પત્ની, ( अश्विनी राट् ) અશ્વિની દેવોની પત્ની રાણી, ( रोदसी ) રૂદ્રની પત્ની, ( वरुणानी ) જળ દેવ વરૂણની પત્ની ( आशृणोतु ) અમારો અવાજ સાંભળે ( जनीनां यः ऋतुः ) સ્ત્રીઓનો જે ઋતુકાળ છે તે સમયે ( देवीः व्यन्तु ) આ દેવીઓ અમારૂં હિત કરે. (૨)

દેવતાઓની શક્તિઓ દેવોની પત્નીઓ છે અગ્નિ, જળ, પૃથ્વી, વાયુ, ઇત્યાદિ અનેક દેવ છે. તેમની શક્તિઓ પણ વિવિધ છે. આજ તેમની પત્નીઓ છે. પત્ની પાલન કરનારી હોય છે. અગ્નિની શક્તિ અગ્નિનું પાલન કરે છે, વાયુ શક્તિ વાયુનું પાલન કરે છે આ પ્રકારે અન્યાન્ય દેવોની શક્તિઓ અન્ય દેવોને તેમના સ્વરૂપમાં રાખે છે. જેટલા દેવો છે તેટલી તેમની પત્નીઓ છે. આ સર્વ દેવ શક્તિઓ સર્વ મનુષ્યોને સુખ અને શાન્તિ પ્રદાન કરે.

## ઉત્તમ જ્ઞાન

કાંડ ૭, સૂક્ત ૫૪

( ऋषिः- अथर्वा । देवता- सांमनस्यं, अश्विनौ )

संज्ञानं नः स्वेभिः संज्ञानमरणेभिः ।
संज्ञानमश्विना युवमिहास्मासु नि यच्छतम् ॥ १ ॥

અર્થ— હે ( अश्विनौ ) અશ્વિનો દેવો. ! ( नः स्वेभिः संज्ञानं ) અમને સ્વજનોની સાથે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાઓ. તથા ( अरणेभिः संज्ञानं ) હલકી શ્રેણીના જે લોકો છે તેમની સાથે પણ અમને ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાઓ. ( इह ) આ સંસારમાં ( युवं अस्मासु संज्ञानं नियच्छतं ) તમો બન્ને અમો સર્વમાં ઉત્તમ જ્ઞાન સ્થિર કરો. ( ૧ )

सं जानामहै मनसा सं चिकित्वा मा युष्महि मनसा दैव्येन ।
मा घोषा उत्स्थुर्बहुले विनिर्हते मेषुः पप्तदिन्द्रस्याहन्यागते ॥ २ ॥

અર્થ—( मनसा संजानामहै ) અમે મનથી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરીએ. ( चिकित्वा सं ) જ્ઞાન પ્રાપ્ત કરીને એકમતથી રહીએ. ( मा युष्महि ) પરસ્પર વિરોધ ન કરીએ. ( दैव्येन मनसा ) દિવ્ય મનથી અમે યુકત બનીએ. ( बहुले विनिर्हते घोषा मा उत् स्थुः ) ઘણાઓનો વધ થયા પછી દુઃખના શબ્દો ઉત્પન્ન ન થાય. ( आगते अहनि ) ભવિષ્યમા ( इन्द्रस्य इषु मा पप्तत् ) ઇન્દ્રનુ બાણુ અમારા પર ન પડે ( ૨ )

## બંધનથી મૂકિત

### કાંડ ૬, સૂકત ૧૨૧

( ऋषि – कौशिक । देवता– मन्त्रोक्ता )

विषाणा पाशान्वि ष्यध्यस्मद्य उत्तमा अधमा वारुणा ये ।
दुष्वप्न्यं दुरितं नि ष्वास्मदथ गच्छेम सुकृतस्य लोकम् ॥ १ ॥
यद्दारुणि बध्यसे यच्च रज्ज्वां यद्भूम्यां बध्यसे यच्च वाचा ।
अयं तस्माद्गार्हपत्यो नो अग्निरुदिन्नयाति सुकृतस्य लोकम् ॥ २ ॥
उदगातां भगवती विचृतौ नाम तारके ।
प्रेहामृतस्य यच्छतां प्रैतु बद्धकमोचनम् ॥ ३ ॥

અર્થ— ( ये अधमाः उत्तमा ये वारुणाः ) વરૂણુ દેવના જે અધમ અને ઉત્તમ પાશ છે તે ( पाशान् विषाणा अस्मत् अधि विष्य ) પાશોને તોડીને અમને તે પાશોથી મૂકત કર. ( दुष्वप्न्यं दुरितं अस्मत् निष्व ) ખરાબ સ્વપ્નો અને પાપને અમારાથી દૂર કર ( अथ सुकृतस्य लोकं गच्छेम ) અને હવે અમે પુણ્ય લોકમા જઇએ ( ૧ )

( यत् दारुणि यत् च रज्वां बध्यसे ) જે લાકડાના થાભલા સાથે દોરીથી બધાઇ જાય છે અને ( यत् भूम्यां ) જે ભૂમિમા અને ( यत् च वाचा बध्यसे ) જે વાણીથી બધાઇ જાય છે ( तस्मात् ) તે બન્ધનમાથી ( अयं गार्हपत्यः अग्नि ) આ ગાર્હપત્ય અગ્નિ ( नः सुकृतस्य लोकं इत् उत् नयासि ) અમને સુકૃતના લોકમા લઈ જાય છે ( ૨ )

( भगवती विचृतौ नाम तारके ) ભાગ્યવાન્ મુકત કરનારી, અને તારનારી બે દેવતાઓ ( उदगातां ) ઉદયને પ્રાપ્ત થએલ છે તે બન્ને ( अमृतस्य प्रयच्छतां ) અમૃતનો ભાગ આપે જેથી આ જીવ ( बद्धक-मोचन प्रैतु ) બદ્ધ અવસ્થામાંથી મુકત થવાના સાધનો પ્રાપ્ત કરે. ( ૩ )

ભાવાર્થ— નીચેનુ સ્થાન, મધ્યનું સ્થાન અને ઉત્તમ સ્થાન જેના પર બધનના પાશ છે તેમને દૂર કરવાના પ્રયત્નો કરે મનુષ્ય પાપ રહિત બને અને તેનુ ચિન્હ એટલે ઉત્તમ સ્વપ્ન આવવુ તેનો અનુભવ કરે આ પ્રમાણે નિર્દોષ બનીને પુણ્ય લોકને પ્રાપ્ત થાય ( ૧ )

જે અનેક પ્રકારના બન્ધનો છે તે સર્વ ઇશ્વરની કૃપાથી છૂટી જાય અને અમને પુણ્ય લોક પ્રાપ્ત થાય ( ૨ )

બધનથી મૂકિત અપાવનારી અને રક્ષા કરનારી બે શકિતઓ અમને અમૃતનો ભાગ આપે, જેથી અમે બન્ધનથી મુકત બનીને પૂર્ણ સ્વતંત્ર બની જઇએ. ( ૩ )

वि जिहीष्व लोकं कृणु बन्धान्मुञ्चासि बद्धकम् ।
योन्या इव प्रच्युतो गर्भः पथः सर्वाँ अनु क्षिय ॥ ४ ॥

અર્થ— ( विजिहिष्व ) વિશેષ પ્રગતિ કર, ( लोकं कृणु ) તારે માટે યોગ્ય સ્થાન બનાવ. ( योन्याः प्रच्युतः गर्भ इव ) યોનિમાંથી બહાર આવેલા બાળકની જેમ ( बन्धात् बन्धकं मुञ्चासि ) બંધનમાંથી બન્ધનનું કારણ દૂર કર. ( सर्वान् पथः अनुक्षिय ) સર્વ માર્ગોમાં અનુકૂળતાથી વસ. ( ૪ )

ભાવાર્થ— વિશેષ પ્રગતિ કર, પુણ્ય સ્થાન પ્રાપ્ત કર, બન્ધનથી મુક્ત થા, જેવી રીતે પૂર્ણ સ્થીતિએ પહોંચેલો બાળક માતાના ઉદરથી છુટકારો મેળવીને બહાર આવે છે તેવી રીતે આ જગતમાં અનુકૂળ પરિસ્થીતિમાં વિરાજ. ( ૪ )

સર્વ પ્રકારનાં બન્ધનોથી મુક્ત થવું જોઇએ. અને પૂર્ણસ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવું જોઇએ. તેની સિદ્ધતા માટે મનુષ્ય પાપથી મુક્ત બને, ફરી પાપનો વિચાર સરખો પણ ન કરે. વિચાર શુદ્ધ થવાથી સ્વપ્નો પણ ઉત્તમ આવવા માંડે છે, અને ફરી ખરાબ સ્વપ્નો આવે નહિ.

પાપથી મુક્તિ મેળવવાથી બન્ધનો દૂર થઇ શકે છે અને તે લોકોને ઉત્તમ લોક પ્રાપ્ત થઇ શકે છે. પુણ્યથી જ બન્ધન દૂર કરવાની શક્તિ અને આત્મરક્ષા કરવાની શક્તિ પ્રાપ્ત થઇ શકે છે, અને તેનાથી જ આગળપર અમૃતનો લાભ થઇ શકે છે અને પૂર્ણપણે બંધન દૂર થઇને પૂર્ણસ્વાધીનતાનો લાભ પ્રાપ્ત થઇ શકે છે.

એટલા માટે હે મનુષ્ય ! તું વિશેષ પ્રયત્નથી ઉન્નતિનો લાભ કરીલે, પુણ્યવાન બન, બન્ધનથી મુક્ત બનીને પૂર્ણ સ્વાતંત્ર્યને પ્રાપ્ત કર અને જગતમાં અનુકૂળ પરિસ્થીતિ પ્રાપ્ત કરીને આનંદની સાથે વિરાજમાન થઇ જા.

## બન્ધનથી મુક્તિ

### કાંડ ૭, સૂક્ત ૭૭

( ऋषिः- अंगिराः । देवता- मरुतः )

सांतपना इदं हविर्मरुतस्तज्जुजुष्टन । अस्माकोती रिशादसः ॥ १ ॥
यो नो मर्तो मरुतो दुर्हणायुस्तिरश्चित्तानि वसवो जिघांसति ।
द्रुहः पाशान्प्रति मुञ्चतां सस्तपिष्ठेन तपसा हन्तना तम् ॥ २ ॥

અર્થ— હે ( सांतपनाः मरुतः = मर्-उत ) શત્રુઓને સારી રીતે ત્રાસ આપનારા, મરવાને માટે તૈયાર વીરો ! ( इदं तत हविः जुजुष्टन ) આ હવિ અન્ન સેવન કરો. હે ( रिश-अदसः ) શત્રુઓનો નાશ કરનારાઓ ! ( अस्माका ऊती ) અમારી રક્ષા કરો. ( ૧ )

હે ( वसवः मरुतः ) નિવાસક મરૂતો ! ( यः नः मर्तः दुर्हणायुः ) અમારામાથી જે મનુષ્ય દુષ્ટભાવથી યુક્ત બનીને ( चित्तानि तिरः जिघांसति ) અમારાં ચિત્તને છુપી રીતે નાશ કરવા ઇચ્છે છે. ( सः द्रुहः पाशान् प्रतिमुञ्चतां ) તેના પર દ્રોહીના પાશ છોડો અને ( तं तपिष्टेन तपसा हन्तन ) તેને તાપદાયક તાપથી મારી નાખો ( ૨ )

ભાવાર્થ— શત્રુઓને તપાવનારા વીર અમે આપેલા અન્ન ભાગનો સ્વીકાર કરીને શત્રુઓનો નાશ કરે, અમારી રક્ષા કરે ( ૧ )
અમારામાથી કોઇ દુષ્ટ મનુષ્ય જો છુપાઇને અમારાં મનનો નાશ કરવા ઇચ્છે તો તેને પાશમાં બાંધીને મારી નાખો ( ૨ )

संवत्सरीणा मरुतः स्वर्का उरुक्षयाः सगणा मानुषासः ।
ते अस्मत्पाशान्प्र मुञ्चन्त्वेनसः सांतपना मत्सरा मादयिष्णवः ॥ ३ ॥

**અર્થ**— ( संवत्सरीणाः सु-अर्काः ) વર્ષ સુધી પ્રકાશનારો ( सगणाः ऊरुक्षयाः ) સેના સમૂહની સાથે મોટાં મોટાં ઘરોમાં રહેનારા, ( मानुषासः ) માનવી વીર ( सांतपनाः मादयिष्णवः मत्सराः ) શત્રુને સંતાપ દેનારા, હર્ષ વધારનારા પ્રસન્ન ( ते मद्-उतः ) તે મરણ પર્યંત લડનારા વીરો ( एनसः पाशान् अस्मत् प्रमुञ्चन्तु ) પાપના પાશોમાંથી અમારી મૂકતતા કરે. ( ૩ )

ભાવાર્થ—વર્ષ સુધી રહેનાર, તેજસ્વી, અનુયાયીઓની સાથે મોટા ઘરોમાં રહેનારા, શત્રુઓને ત્રાસ દેનારા માનવી વીર પાપથી અમને બચાવે. ( ૩ )

આ સૂકતમાં ક્ષત્રિય ધર્મ દર્શાવ્યો છે. ક્ષત્રિય શત્રુઓને તાપદાયક શૂરવીર હોવો જોઇએ, સ્વજનોની રક્ષા કરે, આપણામાં જો કોઇ દુષ્ટ માણસ હોય તો તેને સજા પણ કરે, બધાને નિર્ભય બનાવે અને પાપથી લોકોને દૂર રાખે.

---

## બંધ મુકતતા

કાંડ ૭, સૂકત ૭૮
( ऋषिः- अथर्वा । देवता- अग्निः )

वि ते मुञ्चामि रशनां वि योक्त्रं वि नियोजनम् ।
इहैव त्वमजस्र एध्यग्ने ॥ १ ॥
अस्मै क्षत्राणि धारयन्तमग्ने युनज्मि त्वा ब्रह्मणा दैव्येन ।
दीदिह्यस्मभ्यं द्रविणेह भद्रं प्रेमं वोचो हविर्दां देवतासु ॥ २ ॥

**અર્થ**— હે અગ્નિ ! ( ते रशनां विमुञ्चामि ) તારા દોરડાને ( બંધનને ) ખુલ્લું કરું છું. તારા ( योक्त्रं वि ) બંધનને પણ છોડું છું. ( नियोजनं वि ) તને તાણીને બાંધનારા બંધનને પણ હું છોડું છું. ( इह एव त्वं अजस्रः एधि ) અહીં જ તું અહિંસાયુકત બનીને રહે. ( ૧ )

હે અગ્નિ ! ( अस्मै क्षत्राणि धारयन्तं त्वा ) તેને માટે ક્ષાત્રધર્મને ધારણ કરનાર તને ( दैव्येन ब्रह्मणा ) દિવ્યજ્ઞાનની સાથે ( युनज्मि ) યુકત બનાવું છું. ( अस्मभ्यं इह द्रविणा दीदिहि ) અમારે માટે અહીં ધન આપ. ( इमं देवतासु हविर्दां प्रवोचः ) તેની બાબતમાં દેવતાઓમાં હવિ સમર્પણ કરનારા બનાવીને તેનું વર્ણન કરવામાં આવે છે. ( ૨ )

ભાવાર્થ— પ્રથમ, મધ્યમ, અને અધમ આમ ત્રણ પ્રકારનાં બન્ધનો ખોલીને હું તને મુકત કરું છું. આ પ્રમાણે તું મુકત બનીને અહીં આવ. ( ૧ )

વીરતા ધારણ કર, દિવ્યજ્ઞાનથી યુકત બન, ધન સમર્પણ કર, દેવતાઓને હવિ અર્પણ કર, તેથીજ તારો યશ વધશે. ( ૨ )

ત્રણ બન્ધન

બંધન ત્રણ પ્રકારના હોય છે. એક મનનું બંધન, બીજું અને વચલું બંધન વાણીનું અને નીચેનું બંધન દેહનું. આ ત્રણ બંધનોથી મનુષ્ય બંધાએલો છે. અર્થાત્ બદ્ધ થએલ છે. તેથી તેમનાથી મુક્તતા મેળવવી જોઇએ. આ બંધનો જ્યારે છુટી જાય છે ત્યારે જ તે મુકત થાય છે. ત્યાં સુધી તે બન્ધનમાં છે, બદ્ધસ્થિતિમાં છે એમ કહેવાય છે.

બંધનમાંથી છૂટવાને માટે ક્ષત્ર અર્થાત્ પુરુષાર્થ કરવાનું સામર્થ્ય અવશ્ય હોવું જોઈએ તેના વિના કોઈ મનુષ્ય બંધમુક્ત થવાનો યત્ન પણ કરી શકતો નથી ત્યાર પછી તેને જ્ઞાન થવું જોઈએ જ્ઞાન વિના બંધનમાંથી મુક્તિ પ્રાપ્ત થઈ શકતી નથી જ્ઞાનનો અર્થ ( मोक्ष धीक्षित ) બંધનમુક્ત થવાનો ઉપાય જાણવો પુરુષાર્થદ્વારા ધન વગેરે પ્રાપ્ત કરવું અને તે પ્રાપ્ત ધન ઈશ્વરને અર્પણ કરવું એ બુદ્ધિ થવી, આ બન્ને કાર્યો મનુષ્યે કરવા યોગ્ય છે આથી મનુષ્યના બન્ધનો દૂર થાય છે વિશેષ કરીને પોતાના ધનનું સમર્પણ અર્થાત્ ત્યાગ, ( देवतासु हविर्दा ) દેવતાઓને સમર્પણ કરવાથી મનુષ્ય બંધનથી મુક્ત થાય છે

આ સૂક્ત થોડું અસ્પષ્ટ છે તો પણ ઉપર પ્રમાણે તેનો વિચાર કરવાથી તેનો ભાવ સમજી શકાય છે.

---

# ક્રોધનું શમન

## કાંડ ૬, સૂક્ત ૪૩

( ઋષિ – भृग्वङ्गिरा परस्पर चित्तैकीकरणकामः । देवता– मन्युशमनम् )

अयं दर्भो विमन्युकः स्वाय चारणाय च ।
मन्योर्विमन्युकस्यायं मन्युशमन उच्यते ॥ १ ॥
अयं यो भूरिमूलः समुद्रमवतिष्ठति ।
दर्भः पृथिव्या उत्थितो मन्युशमन उच्यते ॥ २ ॥
वि ते हनव्यां शरणिं वि ते मुख्यां नयामसि ।
यथावशो न वादिषो मम चित्तमुपायसि ॥ ३ ॥

---

અર્થ— ( अयं दर्भ स्वाय चारणाय च विमन्युक ) આ દર્ભ પોતાને માટે અને અન્યને માટે પણ ક્રોધને દૂર કરનારો છે અને ( अय मन्यो विमन्युकस्य ) આ ક્રોધીને ક્રોધને માટે દૂર કરનારો અને ( मन्यु–शमन उच्यते ) ક્રોધને શાન્ત કરનારો કહેવામાં આવે છે ( ૧ )

( य अयं भूरिमूल ) જે આ ઘણા મૂળોવાળો ( समुद्रं अवतिष्ठति ) સમુદ્રની નજીક હોય છે ( पृथिव्याः उत्थित दर्भ ) ભૂમિમાથી ઉગેલ દર્ભ ( मन्यु–शमन उच्यते ) ક્રોધને શાન્ત કરનારો કહેવામા આવે છે ( ૨ )

( ते हनव्या शरणि वि ) તારી હનુ ( દાઢી ) ને આશ્રયે રહેનારા ક્રોધના ચિન્હને દૂર કરે છે ( मुख्या विनयामसि ) તારા મુખમા જે ક્રોધ છે તેને પણ હું દૂર કરૂ છુ ( यथा मम चित्त उपायसि ) જેથી તું મારા ચિત્તને અનુકૂળ બનશે અને ( अवश न अवादिष ) પરવશ બનીને ક્રોધી ભાષણ ન કરે ( ૩ )

દર્ભ

અહીં આ સૂક્તમાં દર્ભને ક્રોધ શાન્ત કરનારો કહેવામાં આવેલ છે આ શોધનો વિષય છે વૈદકીય ગ્રન્થોમાં દર્ભના આવા કોઈ ગુણનો ઉલ્લેખ નથી જો વૈદ્ય લોકો તેનો અધિક વિચાર કરશે અને સમુદ્રકાંઠે ઉગનારા દર્ભનામના ઘાસનાં મૂળિયાંઓના રસમાં આ ગુણ છે કે કેમ અથવા કઈ વનસ્પતિમાં આ ગુણ છે તેનો નિશ્ચય કરશે તો ક્રોધી મનુષ્યને શાન્ત સ્વભાવવાળો બનાવવાનો ઉપાય શોધી શકાય

કૌશીતકી સૂત્ર ( કૌ. સૂ-૪૧૧૨ ) માં " अयं दर्भ इत्यौषधिवत् " એમ કહેલ છે આથી જાણ થાય છે કે સમુદ્રને કાંઠે ઉગનારા દર્ભનાં મૂળ કાઢીને તેને માથાપર અથવા શરીરપર ધારણ કરવાનું અથવા રસનુ સેવન કરવાનુ વિધાન આ સૂક્તમા છે. સંભવ છે કે દર્ભના મૂળમાં મસ્તકને શાન્ત કરીને તે દ્વારા ક્રોધને દૂર કરવામાં સહાયકર્તા થવાનો ગુણ ધર્મ હોય આ સર્વ વિધિપૂર્વક કરી જોવા યોગ્ય વાત છે જે કરી શકે તેવા છે તેમણે વૈદ્યની સલાહ પ્રમાણે પ્રયોગ કરીને અનુભવ કરી જોવો અને પછી પોતાનો અનુભવ જન કલ્યાણ અર્થે પ્રસિદ્ધ કરવો

---

# સિદ્ધિની પ્રાર્થના

## કાંડ ૭, સૂક્ત ૪૬

( ऋषि:- अथर्वा । देवता – मन्त्रोक्ता )

सिनीवालि पृथुष्टुके या देवानामसि स्वसा ।
जुषस्व हव्यमाहुतं प्रजां देवि दिदिड्ढि नः ॥ १ ॥
या सुबाहुः स्वङ्गुरिः सुषूमा बहुसूवरी ।
तस्यै विश्पत्न्यै हविः सिनीवाल्यै जुहोतन ॥ २ ॥
या विश्पत्नीन्द्रमसि प्रतीची सहस्रस्तुकाभियन्ती देवी ।
विष्णोः पत्नि तुभ्यं राता हवींषि पतिं देवि राधसे चोदयस्व ॥ ३ ॥

અર્થ— હે ( सिनीवाली पृथु-ष्टुके ) અન્નયુક્ત અને ઘણાઓથી પ્રશંસિત દેવી ! ( या देवाना स्वसा असि ) જે તું દેવોની ભગિની છે હે દેવી ! તું ( आहुतं हव्य जुषस्व ) હવનમા નાખેલ આહુતિઓનો સ્વીકાર કર, અને ( नः प्रजा दिदिड्ढी ) અમને ઉત્તમ સન્તાન આપ ( १ )

( या सुबाहुः स्वङ्गुरि: ) જે ઉત્તમ બાહુવાળી અને ઉત્તમ આંગળિઓ વાળી ( सुषूमा बहु-सूवरी ) ઉત્તમ અંગવાળી અને ઉત્તમ સન્તાન ઉત્પન્ન કરવામાં સમર્થ છે ( तस्यै विश्पत्न्यै सिनीवाल्यै ) તે પ્રજાપાલક અન્નયુક્ત દેવતાને માટે ( हवि जुहोतन ) હવિ પ્રદાન કરો ( ૨ )

( या विश्पत्नी इन्द्रं प्रतीची असि ) જે પ્રજાનુ પાલન કરનારી તું પ્રભુની સન્મુખ રહે છે. તથા ( सहस्र-स्तुका देवी अभियन्ती ) હજારો કવિઓ દ્વારા પ્રશંસિત તું દેવી આગળ વધે છે હે ( विष्णोः पत्नि ) વિષ્ણુની પત્ની ! હે દેવી ! ( तुभ्यं हवींषि राता ) તારે માટે હું હવન અર્પણ કરૂ છુ. અમારી ( राधसे पतिं चोदयस्व ) સિદ્ધિને પ્રાપ્ત કરવા માટે તું તારા પતિને પ્રેરિત કર. ( ૩ )

આ સૂક્તમાં " વિષ્ણુ " અર્થાત્ વ્યાપક દેવની પત્ની અર્થાત્ તેની શક્તિની પ્રાર્થના છે આ વ્યાપક ઇશ્વરની શક્તિ સંપૂર્ણપણે અન્ય દેવતાઓમાં વસીને કાર્ય કરે છે સર્વ જગતનું પાલન આ શક્તિદ્વારા જ થાય છે હજારો જ્ઞાની માણસો આ શક્તિનો અનુભવ કરે છે, તેથી તેઓ તેની વિવિધ પ્રકારે સ્તુતિ કરે છે. આ શક્તિ પોતાના પતિ સર્વ વ્યાપક ઇશ્વરને પ્રેરિત કરે અને તે અમને સર્વ પ્રકારની સિદ્ધિ આપે

---

*

# યુદ્ધનું સાધન રથ

### કાંડ ૬, સૂક્ત ૧૨૫

( ઋષિઃ- અથર્વા । દેવતાઃ- વનસ્પતિઃ )

वनस्पते वीड्वङ्गो हि भूया अस्मत्सखा प्रतरणः सुवीरः ।
गोभिः संनद्धो असि वीडयस्वास्थाता ते जयतु जेत्वानि ॥ १ ॥
दिवस्पृथिव्याः पर्योज उद्भृतं वनस्पतिभ्यः पर्याभृतं सहः ।
अपामोज्मानं परि गोभिरावृतमिन्द्रस्य वज्रं हविषा रथं यज ॥ २ ॥
इन्द्रस्यौजो मरुतामनीकं मित्रस्य गर्भो वरुणस्य नाभिः ।
स इमां नो हव्यदातिं जुषाणो देव रथ प्रति हव्या गृभाय ॥ ३ ॥

---

અર્થ — હે ( वनस्पते ) વૃક્ષમાંથી બનેલા રથ ! ( वीडु+अंगः हि भूयाः ) તું સુદૃઢ અવયવોથી તારાક અને ઉત્તમ વીરોથી યુકત બન. તું ( अस्मत्सखा प्रतरणः सुवीरः ) અમારો મિત્ર, તારક અને ઉત્તમ વીરોથી યુકત છે. તું ( गोभिः संनद्धः असि ) ગાયના ચર્મથી બનાવેલ દોરડાઓથી ખૂબ કસીને બંધાએલ છે. તું ( वीडयस्व ) અમને સુદૃઢ કર અને ( ते आस्थाता जेत्वानि जयतु ) તારાપર આરોહણ કરનારો વીર વિજય પ્રાપ્ત કરે. ( ૧ )

( दिवः पृथिव्याः ओजः परि उद्भृतं ) ધુલોક અને પૃથ્વી લોકનું બળ આ રથ રૂપે પ્રાપ્ત કરેલ છે અને ( वनस्पतिभ्यः सह पर्याभृतं ) વૃક્ષોથી આ સામર્થ્ય સંગ્રહિત કરેલ છે. ( अपां आत्मानं गोभिः परि आवृतं ) જળથી બનેલ આત્મા રૂપ વૃક્ષોથી ઉત્પન્ન થએલ, ગાયના ચામડાથી બંધાએલ ( इन्द्रस्य वज्रं रथं ) ઇંદ્રના વજ્રના જેવા સુદૃઢ રથને ( हविषा यज ) અન્નથી યુકત કર. ( ૨ )

હે ! ( देव-रथ ) દિવ્ય રથ ! તું ( इन्द्रस्य ओजः ) ઇન્દ્રનું બળ છે. તું ( मरुतां अनीकं ) મરૂતોના સેના સમુહ ( मित्रस्य गर्भः ) મિત્રનો ગર્ભ અને ( वरुणस्य नाभिः ) વરૂણની નાભિ છે. ( सः त्वं ) તે તું ( नः इमां हव्यदातिं जुषाणः ) અમારા આ અન્નદાનનું સેવન કરતાં કરતાં ( हव्या प्रति गृभाय ) હવનીય અન્નને ગ્રહણ કર. ( ૩ )

---

ભાવાર્થ— રથ વૃક્ષના લાકડામાંથી બને છે, આ રથ અમારો સાચો મિત્ર છે કારણ કે તે યુદ્ધની આપત્તિમાંથી આપણને પાર ઉતારે છે. આ રથ ગાયોના ચામડાના દોરડાંથી મજબુત બાંધેલ છે આ સુદૃઢ રથથી અમારો વિજય નકકી થશે જ. ( ૧ )

પૃથ્વી અને ધુલોકનું બળ અને વૃક્ષોનું સામાર્થ્ય આ રથમાં એકત્રિત થએલ છે જળથી વૃક્ષો ઉત્પન્ન થાય છે અને વૃક્ષોથી રથ બને છે તેનામા જળનો આત્મા રહેલો છે તેને ગૌચર્મના દોરડાઓથી બાંધીને મજબુત બનાવેલ છે હવે તે ઇન્દ્રના વજ્રના જેવો દૃઢ છે આ રથમા અન્નાદિ પદાર્થો ભરપુર રાખ ( ૨ )

આ રથ ઇન્દ્રનુ બળ, મરૂતોની સેના, મિત્રનો ગર્ભ અને વરૂણની નાભી છે. અર્થાત્ દેવોના સત્વરૂપ આ રથ છે. આ રથ અમારા હવ્યનું સેવન કરે અર્થાત્ આ રથમાં રહેનારા વીરો અમારા અન્નથી પુષ્ટ અને સન્તુષ્ટ થાય ( ૩ )

યુદ્ધનું અતિ મહત્વનું સાધન રથ છે. વીરપુરૂષો તેનાપર આરૂઢ થઇને વિજય કમાવે છે આ રથ વૃક્ષના લાકડામાંથી બને છે, અને ગાયના ચામડાના દોરડાંથી બાંધીને સુદૃઢ બનાવાય છે પૃથ્વીપર આ રથ એક ઘણી મોટી શક્તિ છે માની લોને કે તેમાં દેવોની તાકત ભરેલી છે. તેથી રથને સારી સ્થીતિમાં રાખવો જોઇએ અને રથના સર્વ કર્મચારીઓને યથાયોગ્ય અન્નથી પુષ્ટ કરવા જોઇએ.

# દુંદુભિ

## કાંડ ૬, સૂક્ત ૧૨૬

( ऋषिः-अथर्वा । देवता- दुन्दुभिः )

उप श्वासय पृथिवीमुत द्यां पुरुत्रा ते वन्वतां विष्ठितं जगत् । ॥ १ ॥
स दुन्दुभे सजूरिन्द्रेण देवैर्दूराद्दवीयो अप सेध शत्रून्
आ क्रन्दय बलमोजो न आ धा अभि ष्टन दुरिता बाधमानः । ॥ २ ॥
अप सेध दुन्दुभे दुच्छुनामित इन्द्रस्य मुष्टिरसि वीडयस्व
प्रामूं जयाभीऽमे जयन्तु केतुमद्दुन्दुभिर्वावदीतु । ॥ ३ ॥
समश्वपर्णाः पतन्तु नो नरोऽस्माकमिन्द्र रथिनो जयन्तु

---

અર્થ— હે ( दुन्दुभे ) નગારા ! તું ( पृथिवीं उपश्वासय ) પૃથ્વી પર ( उत द्यां ) તેમજ દ્યુલોકમાં
પણ જીવન ઉત્પન્ન કર ( पुरुत्रा विष्ठितं जगत् त वन्वतां ) ઘણા પ્રકારે વિશેષ સ્વરૂપમાં સ્થીત જગત્
તારા આશ્રયે રહે. ( सः इन्द्रेण देवैः सजूः ) તે તું ઇન્દ્રની સાથે અને દેવોની સાથે રહેનારા ( दूरात्
दवीयः ) દૂરથી પણ દૂર ( शत्रून् अप सेध ) શત્રુઓનો નાશ કર. ( ૧ )
હે ( दुन्दुभे ) નગારા ! ( आक्रन्दय ) શત્રુ સેનાને રડાવ. ( नः ओजः बलं आधाः ) અમારામાં
વીર્ય અને બળ ધારણ કર, ( दुरिता बाधमाना, अभि स्तन ) પાપોને અટકાવીને તું ગર્જના કર.
( दुच्छुना इतः अपसेध ) દુઃખ દેનારી શત્રુસેનાને અહીંથી નસાડી દે. તું ( इन्द्रस्य मुष्टिः असि ) ઇન્દ્રની
મુષ્ટિ છે. તું ( वीडयस्व ) સુદૃઢ રહે. ( ૨ )
હે ઇન્દ્ર ! ( अमुं प्रजय ) આ શત્રુસેનાનો પરાજય કર, ( इमे अभि जयन्तु ) આ વીરો વિજય કરે.
( केतुमत् दुन्दुभिः वावदीतु ) નીચેથી ઘડાએલું નગારું ઘણો મોટો અવાજ કરે. ( नः नरः अश्वपर्णाः
संपतन्तु ) અમારા ઘોડે સ્વારો હુમલો કરે અને ( अस्माकं रथिनः जयन्तु ) અમારા રથવાળા વીરો વિજય
પ્રાપ્ત કરે. ( ૩ )

---

ભાવાર્થ— દુન્દુભીનો અવાજ થવાથી લોકોમાં એક પ્રકારનું નવ ચૈતન્ય ઉત્પન્ન થાય છે એટલા માટે યુદ્ધમાં વીરોને
ઉત્સાહ ચડાવવાને ઉપયોગ કરે છે. તેનામાં દિવ્ય શક્તિ છે એટલે તે શત્રુઓને દૂરથીજ નસાડી દે છે ( ૧ )
દુન્દુભીનો ભયાનક શબ્દ સાંભળીને શત્રુસેના ગભરાઇ જાય છે અને આપણા સૈન્યમાં બળ અને વીર્ય ઉત્પન્ન થાય છે.
આપણા સૈન્યના દોષ દૂર થઇ જાય છે અને શત્રુઓ નાસી જાય છે અર્થાત્ આ દુન્દુભી એક પ્રકારનું બળદાયક છે. તેથીએ
દુન્દુભી અમને બળ આપે. ( ૨ )
આ દુન્દુભી શત્રુસેનાનો પરાજય કરે, અને અમારા સૈન્યનો વિજય થાય, આપણા રાષ્ટ્રીય ઝંડા સાથે દુન્દુભી ઘણો
મોટો નાદ કરે. આ અવાજ સાંભળીને અમારા ઘોડેસ્વારો શત્રુ સૈન્યપર ચઢાઇ કરે અને અમારા રથવાળા વીરો વિજયને પ્રાપ્ત કરે. ( ૩ )
યુદ્ધભૂમિપર નગારાના અવાજથી સૈન્યમાં ખૂબ જ ઉત્સાહ આવે છે અને જુસ્સો ચડે છે. તેથી પ્રત્યેક સેનાની
સાથે રણભેરી અર્થાત્ દુન્દુભી હોય છે. આ એક વિજય પ્રાપ્તિનું સાધન છે. આ દૃષ્ટિબિન્દુથી જોતાં આ દુન્દુભીનું કાવ્ય
ખૂબ જ મનોરંજક અને બોધપ્રદ છે.

## દુન્દુભીનો ઘોષ

### કાંડ ૫, સૂક્ત ૨૦

( ઋષિઃ- બ્રહ્મા । દેવતા- વાનસ્પત્યો દુંદુભિઃ )

उच्चैर्घोषो दुन्दुभिः सत्वनायन्वानस्पत्यः संभृत उस्रियाभिः ।
वाचं क्षुणुवानो दमयन्त्सपत्नान्त्सिंह इव जेष्यन्नभि संस्तनीहि ॥ १ ॥
सिंह इवास्तानीद् द्रुवयो विबद्धोऽभिक्रन्दन्नृषभो वासितामिव ।
वृषा त्वं वध्रयस्ते सपत्ना ऐन्द्रस्ते शुष्मो अभिमातिषाहः ॥ २ ॥
वृषेव यूथे सहसा विदानो गव्यन्नभि रुव संधनाजित् ।
शुचा विध्य हृदयं परेषां हित्वा ग्रामान्प्रच्युता यन्तु शत्रवः ॥ ३ ॥
संजयन्पृतना ऊर्ध्वमायुर्गृह्या गृह्णानो बहुधा वि चक्ष्व ।
दैवीं वाचं दुन्दुभ आ गुरस्व वेधाः शत्रूणामुप भरस्व वेदः ॥ ४ ॥
दुन्दुभेर्वाचं प्रयतां वदन्तीमाशृण्वती नाथिता घोषबुद्धा ।
नारी पुत्रं धावतु हस्तगृह्यामित्री भीता समरे वधानाम् ॥ ५ ॥

---

અર્થ— ( उच्चैर्घोषः सत्व-नायन् ) જે અવાજ ઉંચો છે અને જે બળ વધારે છે, તે પ્રકારે ( वानस्पत्यः दुन्दुभिः ) વનસ્પતિમાંથી બનેલ દુન્દુભિ ( उस्रियाभिः संभृतः ) ગૌચર્મથી વેષ્ટિત ( वाचं क्षुणुवानः ) અવાજ ( શબ્દો ) કરતા કરતા ( सपत्नान् दमयन् ) શત્રુઓને દબાવતો દબાવતો અને ( सिंह इव जेष्यन् ) સિંહની જેમ વિજય ઇચ્છતો આ ઢોલ, ( अभिसंस्तनीहि ) ગરજતો રહે. ( ૧ )

તું ( द्रुवयः विबद्धः ) વૃક્ષમાંથી ઉત્પન્ન થએલ અને વિશેષ રીતે બાંધવામાં આવેલ ( सिंह इव अस्तानीत् ) સિંહની જેમ ગર્જના કરતો હોય છે. ( वासितां वृषभः अभिक्रन्दन् इव ) ગાયને માટે જેમ બળદ ભાભરે છે ( त्वं वृषा ) તું બળવાન્ છે. ( ते सपत्नाः वध्रयः ) તારા શત્રુઓ નિર્બળ બનેલા છે. અને ( ते ऐन्द्रः शुष्मः अभिमातिषाहः ) તારું પ્રભાવયુક્ત બળ શત્રુનાશક છે. ( ૨ )

( यूथे गव्यन् वृषा इव ) ગાયોના સમુહમાં રહેનાર ગાયોની ઇચ્છા કરનાર સાંઢના જેવો તું ( सहसा संधनाजित् ) બળથી વિજય પ્રાપ્ત કરનાર, અને ( विदानः ) જાણતો એવો ( अभिरुव ) ગર્જના કર. ( परेषां हृदयं शुचा विध्य ) શત્રુઓના હૃદય શોકથી યુક્ત કર. ( शत्रवः ग्रामान् हित्वा प्रच्युताः यन्तु ) શત્રુઓ ગામોને છોડી દઇને પડતા આખડતા નાસી જાય. ( ૩ )

હે દુન્દુભિ ! ( ऊर्ध्व-मायुः पृतनाः संजनयन् ) ખૂબ મોટો નાદ કરનારો, શત્રુની સેનાને પરાજીત કરતો કરતો ( गृह्याः गृणानः बहुधा विचक्ष्व ) ગ્રહણ કરવા યોગ્યને લેનારા તું ઘણા પ્રકારે જો. ( दैवीं वाचं आगुरस्व ) દિવ્ય નાદનો ઉચ્ચાર કર. ( वेधाः शत्रूणां वेदः आभरस्व ) વિધાતા બનીને શત્રુઓનું ધન લાવીને ભરી દે. ( ૪ )

पूर्वो दुन्दुभे प्र वदासि वाचं भूम्याः पृष्ठे वद रोचमानः ।
अमित्रसेनामभिजञ्जमानो द्युमद्वद दुन्दुभे सूनृतावत् ॥ ६ ॥

अन्तरेमे नभसी घोषो अस्तु पृथक्ते ध्वनयो यन्तु शीभम् ।
अभि क्रन्द स्तनयोत्पिपानः श्लोककृन्मित्रतूर्याय स्वर्धी ॥ ७ ॥

धीभिः कृतः प्र वदाति वाचमुद्धर्षय सत्वनामायुधानि ।
इन्द्रमेदी सत्वनो नि ह्वयस्व मित्रैरमित्राँ अव जङ्घनीहि ॥ ८ ॥

संक्रन्दनः प्रवदो धृष्णुषेणः प्रवेदकृद्बहुधा ग्रामघोषी ।
श्रेयो वन्वानो वयुनानि विद्वान्कीर्तिं बहुभ्यो वि हर द्विराजे ॥ ९ ॥

श्रेयः केतो वसुजित्सहीयान्त्संग्रामजित्संशितो ब्रह्मणासि ।
अंशूनिव ग्रावाधिषवणे अद्रिर्गव्यन्दुन्दुभेऽधि नृत्य वेदः ॥ १० ॥

અર્થ— ( दुन्दुभेः प्रयतां वदन्तीं ) દુન્દુભીના સ્પષ્ટ બોલ ( वाचं आश्रृण्वती, घोषबुद्धा ) શબ્દ સાંભળનારી અને ગર્જનાથી જાગી ઉઠેલી ( भीता नाथिता आमित्री नारी ) ડરી ગએલી, દુખી, શત્રુની સ્ત્રી ( समरे वधानां पुत्रं ) યુદ્ધમાં મરી ગએલા વીરના પુત્રોનો ( हस्त गृह्य धावतु ) હાથ પકડીને નાસી જાય. ( ૫ )

-હે દુન્દુભિ ! ( पूर्वः वाचं प्रवदासि ) સર્વથી પ્રથમ તું શબ્દોચ્ચાર કરે છે. ( भूम्याः पृष्ठे रोचमानः वद ) ભૂમિના પૃષ્ઠપર પ્રકાશતો એવો તું શબ્દ કર. હે ઢોલ ! ( अमित्रसेनां अभिजञ्जमानः ) શત્રુસેનાનો નાશ કરતો તું ( द्युमत् सूनृतावत् वद ) પ્રકાશની રીતે સત્ય શબ્દનો ઉચ્ચાર કર. ( ૬ )

( इमे नभसी अन्तरा घोषः अस्तु ) આ દ્યુલોક અને પૃથ્વીની વચ્ચે તારો શબ્દ ઘોષ થાઓ. ( ते ध्वनयः शीभं पृथक् यन्तु ) તારો ધ્વનિ શીઘ્ર ચારે દિશાઓમા ફેલાય. ( उत्पिपानः श्लोक कृत् ) વૃદ્ધિ પામનાર અને યશ મેળવનાર ( मित्रतूर्याय स्वर्धी ) મિત્ર હિતને માટે સંપન્ન થતો ( अभिक्रन्द, स्तनय ) અવાજ કર અને ગર્જના કર. ( ૭ )

( धीभिः कृतः वाचं प्रवदाति ) બુદ્ધિથી બનાવેલ ઢોલ અવાજ કરે છે. ( सत्वनां आयुधानि उद्धर्षय ) વીરોના આયુધોને ઉંચે ઉઠાવ, ( इन्द्रमेदी सत्वनः निह्वयस्व ) શૂરવીરોનો આનન્દ આપનારો તું વીરોને બોલાવ. ( मित्रैः अमित्रान् अव जङ्घनीहि ) મિત્રો દ્વારા શત્રુઓને મારી નાખ. ( ૮ )

( संक्रन्दनः प्र-वदः ) શબ્દોચ્ચાર કરનારો અને ઘોષણા કરનારો ( धृष्णु-सेनः प्रवेदकृत् ) વિજયી સેનાથી યુક્ત, ચેતના દેનારો ( बहुधा ग्राम-घोषी ) અનેક પ્રકારે ગામમાં ઘોષણા કરનારો, ( श्रेयः वन्वानः ) કલ્યાણ પ્રાપ્ત કરાવનારો ( वयुनानि विद्वान् ) સર્વ ઘોષણાનાં કાર્યો જાણનારો તું ઢોલ ( द्वि-राजे ) બે રાજાઓની વચ્ચે થનારા યુદ્ધમાં ( बहुभ्यः कीर्तिं विहर ) ઘણાં મનુષ્યો માટે કિર્તિ પ્રાપ્ત કર. ( ૯ )

હે ( दुन्दुभे ) ઢોલ ! તું ( श्रेयः केतः वसुजित् ) શ્રેય કરનારો, ધન જીતનારો, ( सहीयान् संग्राम-जित् ) બળવાન્ યુદ્ધોને જીતનારો ( ब्रह्मणा संशितः असि ) જ્ઞાનથી તને તૈયાર કરવામાં આવ્યો છે. ( अधिषवणे अद्रिः ग्रावा अंशून् इव ) સોમરસ કાઢતી વખતે જે પ્રકારે પથરો સોમપર નાચે છે, તે પ્રમાણે તું ( गव्यन् वेदः अधिनृत्य ) ભૂમિને જીતવાની ઇચ્છા કરનાર તું શત્રુઓના ધન પર નાચ. ( ૧૦ )

शूरपाणीपाळभिमातिषाहो गवेषणः सहमान उद्भित ।
वाग्वीव मन्त्रं प्र भरस्व वाचं सांग्रामजित्यायेषमुद्वदेह ॥ ११ ॥
अच्युतच्युत्समदो गमिष्ठो मृधो जेता पुरएतायोध्यः ।
इन्द्रेण गुप्तो विदथा निचिक्यद्धृद्द्योतनो द्विषतां याहि शीभम् ॥ १२ ॥

(शत्रूषाड् नीषाड्) શત્રુઓને જીતનારો, નિત્ય વિજયી, (अभिमातिषाहः गवेषणः) વૈરિયોને વશ રાખનાર, શોધ કરનારો (सहमानः उद्भित्) બળવાન્ અને ઉખેડી નાખનાર તું ઢોલ, (वाचं प्रभरस्व) તારા નાદને સર્વત્ર ભરી દે. (वाग्वी मंत्रं इव) જેવી રીતે વકતા શ્રોતાઓમાં ઉપદેશને ભરી દે છે. (संग्रामजित्याय इह इषं उत् वद) સંગ્રામને જીતવા માટે અહિં અન્નની બાબતમાં મહાન ઘોષણા કર. (૧૧)

(अच्युत-च्युत्) ન પછડાએલા શત્રુઓને નીચે પછાડનાર (स-मदः गमिष्ठः) આનંદ યુકત, યાત્રા કરનારો, (मृधः जेता) યુદ્ધોને જીતનાર, (पुर-एता अयोध्यः) આગળ વધનાર અને યુદ્ધ કરવામાં અતિ કઠિન, (इन्द्रेण गुप्तः) ઇન્દ્ર દ્વારા રક્ષિત, (विदथा निचक्यत्) યુદ્ધ કર્મોને જાણનારો, (द्विषतां हृद्-द्योतनः) શત્રુઓના હૃદયને ગભરાવનારો, તું ઢોલ (शीभं याहि) શીઘ્ર શત્રુઓપર ચડાઇ કર. (૧૨)

નગારા

આ બન્ને સૂકતો નગારાનું વર્ણન કરે છે. આ વર્ણન સ્પષ્ટ અને સરળ રીતે સમજી શકાય એવાં હોવાથી તેનો ભાવાર્થ અને વિવરણ કરવાની ખાસ આવશ્યકતા નથી જ.

આર્યોનો ધ્વજ-બારમા મંત્રમાં સૂર્ય ચિન્હયુકત કેતુનું વર્ણન છે. આ વર્ણન જોવાથી આર્યોનો ધ્વજ સૂર્ય ચિન્હયુકત હતો એ વાત સ્પષ્ટ થાય છે.

---

## દુન્દુભીનો ઘોષ

### કાંડ ૫, સૂકત ૨૧

(ऋषिः- ब्रह्मा । देवता- वानस्पत्यो दुंदुभिः)

विहृदयं वैमनस्यं वदामित्रेषु दुन्दुभे ।
विद्वेषं कश्मशं भयममित्रेषु नि दध्मस्यवैनान्दुन्दुभे जहि ॥ १ ॥
उद्वेपमाना मनसा चक्षुषा हृदयेन च ।
धावन्तु बिभ्यतोऽमित्राः प्रत्रासेनाज्ये हुते ॥ २ ॥

અર્થ— હે (दुन्दुभे) ઢોલ ! તું (अमित्रेषु विहृदयं वैमनस्यं वद) શત્રુઓમાં હૃદયની વ્યાકુળતા અને મનની ઉદાસીનતા કરી દે, (विद्वेषं कश्मशं भयं अमित्रेषु निदध्मसि) દ્વેષ, અદેખાઇ, ઝગડા, ભય, સર્વ શત્રુઓમાં મૂકી દે. હે દુન્દુભી ! (एनान् अवजहि) તેમને કાઢી નાખ. (૧)

(आज्ये हुते) ઘીની આહુતિ આપે એટલા થોડા સમયમાં (अमित्राः प्रत्रासेन) શત્રુઓ ગભરાટથી (मनसा, चक्षुषा, हृदयेन च बिभ्यतः) મન, આંખ અને હૃદયથી ડરતાં ડરતાં (धावन्तु) ભાગી જાય, - નાસી જાય. (૨)

वानस्पत्यः संभृत उस्रियाभिर्विश्वगोत्र्यः ।
प्रत्रासममित्रेभ्यो वदाज्येनाभिघारितः ॥ ३ ॥
यथा मृगाः संविजन्त आरण्याः पुरुषादधि ।
एवा त्वं दुन्दुभेऽमित्रानभि क्रन्द प्र त्रासयाथो चित्तानि मोहय ॥ ४ ॥
यथा वृकादजावयो धावन्ति बहु बिभ्यतीः ।
एवा त्वं दुन्दुभेऽमित्रानभि क्रन्द प्र त्रासयाथो चित्तानि मोहय ॥ ५ ॥
यथा श्येनात्पतत्रिणः संविजन्ते अहर्दिवि सिंहस्य स्तनथोर्यथा ।
एवा त्वं दुन्दुभेऽमित्रानभि क्रन्द प्र त्रासयाथो चित्तानि मोहय ॥ ६ ॥
परामित्रान्दुन्दुभिना हरिणस्याजिनेन च ।
सर्वे देवा अतित्रसन्ये संग्रामस्येशते ॥ ७ ॥
यैरिन्द्रः प्रक्रीडते पद्घोषैश्छायया सह ।
तैरमित्रास्त्रसन्तु नोऽमी ये यन्त्यनीकशः ॥ ८ ॥
ज्याघोषा दुन्दुभयोऽभि क्रोशन्तु या दिशः ।
सेनाः पराजिता यतीरमित्राणामनीकशः ॥ ९ ॥

અર્થ—( वानस्पत्यः उस्रियाभिः संभृतः ) વનસ્પતિમાંથી અર્થાત્ લાકડામાંથી ઉત્પન્ન થએલ ઢાલ જેનાપર ચામડાની દોરીઓ બાંધેલી છે, ( विश्व-गो-त्र्यः ) સર્વ પ્રકારની ભૂમિનો રક્ષક અને ( आज्येन अभिघारितः ) ઘૃતથી સીંચેલ તું ( आमित्रेभ्यः प्रत्रासं वद ) શત્રુઓને માટે કષ્ટની ઘોષણા કર. ( ૩ )

( यथा आरण्याः मृगाः पुरुषात् अधि संविजन्ते ) જે રીતે વનનાં મૃગ પશુ મનુષ્યોથી ડરીને નાસી જાય છે, ( एवा त्वं अमित्रान् अभिक्रन्द ) તે પ્રમાણે તું શત્રુઓ પર ગર્જના કર. ( प्रत्रासय ) તેમને ડરાવી દે અને ( अथो चित्तानि मोहय ) તેમનાં ચિત્તોને મોહિત કર. ( ૪ )

( यथा अजावयः वृकात् बहु बिभ्यतीः धावन्ति ) જે પ્રમાણે ઘેટાં બકરાં વરૂથી ડરીને નાસી જાય છે અને ( यथा स्तनयोः सिंहस्य अहः-दिवि ) જે રીતે ગર્જના કરનારા સિંહથી તેઓ પ્રતિદિન ડરે છે તે પ્રમાણે હે દુન્દુભિ ! તું શત્રુઓપર ગર્જના કર, તેમને ડરાવી દે, અને તેમનાં ચિત્તોને મોહિત કર. ( ૫-૬ )

( ये संग्रामस्य ईशते ) જે યુદ્ધના સ્વામી હોય છે તેઓ ( सर्वे देवाः ) બધા દેવો ( हरिणस्य अजिनेन दुन्दुभिना च ) હરણના ચામડામાંથી બનાવેલા નગારાથી જ ( अमित्रान् परा अतित्रसन् ) બધા શત્રુઓને ઘણા જ ડરાવી દે છે. ( ૭ )

( इन्द्रः ये पद्-घोषैः ) ઇન્દ્ર જે પગલાંના પડઘાઓથી અને ( छायया सह ) છાયારૂપ સેનાની સાથે ( प्रक्रीडते ) યુદ્ધની ક્રીડા કરે છે, ( तैः नः अमीः अमित्राः त्रसन्तु ) તેનાથી અમારા એ શત્રુઓને ત્રાસ થાય કે જે શત્રુઓ ( ये अनीकशः यन्ति ) સેનાની હરોળો સાથે હુમલો કરે છે. ( ૮ )

( ज्या-घोषाः दुन्दुभयः ) ધનુષ્યની દોરીના ટંકારની સાથે ઢોલ ( याः दिशः अभि क्रोशन्तु ) જે દિશાઓ છે તેઓમાં અવાજ પ્રસરાવે જેથી ( अमित्राणां अनीकशः पराजिताः यती ) શત્રુઓની સંઘટિત બનેલી છતાં પરાજીત થએલી સેના નાસી જાય. ( ૯ )

आदित्य चक्षुरा दत्स्व मरीचयोऽनु धावत ।
पत्सङ्गिनीरा सजन्तु विगते बाहुवीर्ये ॥ १० ॥
यूयमुग्रा मरुतः पृश्निमातर इन्द्रेण युजा प्र मृणीत शत्रून् ।
सोमो राजा वरुणो राजा महादेव उत मृत्युरिन्द्रः ॥ ११ ॥
एता देवसेनाः सूर्यकेतवः सचेतसः । अमित्रान्नो जयन्तु स्वाहा ॥ १२ ॥

અર્થ— હે ( आदित्य ) સૂર્ય ! ( चक्षुः आदत्स्व ) શત્રુની દૃષ્ટિ હરી લે. ( मरीचयः अनुधावत ) પ્રકાશના કિરણો અમારી અનુકૂળતા પ્રમાણે દોડે, ( बाहुवीर्ये विगते ) બાહુ વીર્ય ( બાહુનું બળ ) ઓછું થવાથી ( पत् सङ्गिनीः आ सजन्तु ) પગને બાંધવાની રસ્સીથી શત્રુઓના પગ બાંધવામાં આવે. ( ૧૦ )

( पृश्नि-मातरः उग्राः मरुतः ) હે ભૂમિને માતા માનનારા, શૂર મરવાને માટે સિદ્ધ થએલા વીરો ! ( इन्द्रेण युजा शत्रून् प्रमृणीत ) ઇન્દ્ર અર્થાત્ શૂર સેનાપતિની સાથે રહીને શત્રુઓને મારી નાખો. સોમ, વરૂણ, મહાદેવ, મૃત્યુ, અને ઇન્દ્ર એ સર્વ શૂરવીરોને સહાય કરનારા દેવો છે. ( ૧૧ )

( एताः देवसेनाः सूर्य-केतवः ) સૂર્યનો ધ્વજ લઇને આવનારી આ દિવ્ય સેનાઓ ( सचेतसः ) ઉત્તમ ચિત્તથી યુક્ત બનીને ( नः अमित्रान् जयन्तु ) અમારા શત્રુઓનો પરાભવ કરે. વિજયને માટે અમારૂં ( स्व-आ-हा ) આત્મસમર્પણ થાઓ. ( ૧૨ )

નગારાં

આ બન્ને સૂકતો નગારાનું વર્ણન કરે છે આ વર્ણન સ્પષ્ટ અને સરળ રીતે સમજી શકાય એવાં હોવાથી તેનો ભાવાર્થ અને વિવરણ કરવાની ખાસ આવશ્યકતા નથી જ.

આર્યોનો ધ્વજ- બારમા મંત્રમાં સૂર્ય ચિન્હયુકત કેતુનું વર્ણન છે. આ વર્ણન જોતાથી આર્યોનો ધ્વજ સૂર્ય ચિન્હયુકત હતો એ વાત સ્પષ્ટ થાય છે.

## રાજાની સ્થિરતા

### કાંડ ૬, સૂકત ૮૭

( ऋषि - अथर्वा । देवता- ध्रुवः )

आ त्वाहार्षमन्तरभूर्ध्रुवस्तिष्ठाविचाचलत् ।
विशस्त्वा सर्वा वाञ्छन्तु मा त्वद्राष्ट्रमधि भ्रशत् ॥ १ ॥

અર્થ— ( त्वा आहार्ष ) તને અહીં રાજગાદી પર લઈ આવું છું. ( अन्तः भूः ) અમારામાં બધામાં આવીને બેસ. ( ध्रुवः अविचाचलत् तिष्ठ ) સ્થિર અને અવિચળ બનીને અહીં રહે. ( सर्वाः विशः त्वा वाञ्छन्तु ) સર્વ પ્રજાજનો તને ચાહે. ( राष्ट्रं त्वत् मा अधिभ्रशत् ) રાષ્ટ્ર તારાથી ભ્રષ્ટ ન થાય. ( ૧ )

ભાવાર્થ — હે રાજન્ ! તને અમે સર્વ લોકોએ ચૂંટીને આ રાજગાદીપર લાવ્યા છીએ હવે આ રાજસભામાં તું આવ અને સ્થિર બનીને અહીંનું કાર્ય કર. ચંચળતા છોડી દે. સર્વ દિશાઓમા રહેનારા તારા પ્રજાજનો તારા વિષયમાં સંતોષ પ્રકટ કરે. તારાથી આ રાજ્યની અધોગતિ ન થાય ! ( ૧ )

इहैवैधि मापं च्योष्ठाः पर्वंत इवाविंचाचलत् ।
इन्द्रं इवेह ध्रुवस्तिष्ठेह राष्ट्रमु धारय ॥ २ ॥
इन्द्रं एतमंदीधरद् ध्रुवं ध्रुवेणं हविषा ।
तस्मै सोमो आधिं ब्रवत्‌यं च ब्रह्मणस्पतिः । ॥ ३ ॥

---

અર્થ—(इह एव एधि) અહીં આવ. (मा अपच्योष्ठाः) કદી નીચે પડ નહિ (पर्वतः इव अविचाचलत्) પર્વતની જેમ અવિચળ અને (इन्द्रः इव ध्रुवः) ઇન્દ્રની જેમ સ્થિર થઇને (इह तिष्ठ) અહીં રહે અને (राष्ट्रं उ धारय) રાષ્ટ્રનું પાલન કર. (૨)

(इन्द्रः ध्रुवेण हविषा) ઇન્દ્ર સ્થિર સમર્પણથી (एतं ध्रुवं अदीधरत्) તેને સ્થિર રૂપથી ધારણ કરે છે. (तस्मै सोमः) તેને સોમ દેવતાએ અને (अयं च ब्रह्मणस्पतिः) આ જ્ઞાનના સ્વામીએ (अधिब्रवत्) ઉપદેશ આપ્યો. (૩)

---

ભાવાર્થ—આ રાજ્યપર સ્થિર રહે. અહીંથી નીચે પડી ન જા સ્થિર બનીને અહીંનુ કાર્ય કર. તારા સ્થાનપરથી પદચ્યુત ન થા, અને રાષ્ટ્રનો ઉદ્ધાર કર. (૨)

ઇન્દ્રે પણ આત્મસમર્પણથી સ્થિર રાજ્યને પ્રાપ્ત કર્યું હતુ અને તેને જ્ઞાની બ્રહ્મણસ્પતિએ ઉત્તમ ઉપદેશ આપ્યો હતો તે પ્રમાણે તું પણ આત્મસમર્પણથી સ્થિર બની આ રાજ્યનુ શાસન કર અને અહીંના જ્ઞાની લોકો જે પ્રમાણે સલાહ આપે તે પ્રમાણે આ રાષ્ટ્રનુ શાસન કર. (૩)

## રાજાની સ્થિરતા

રાજા રાજ્યગાદીપર સ્થિર શી રીતે થઇ શકે છે તે વાતનો ઉપદેશ અત્યુત્તમ રીતે આ સૂક્તમાં આપેલ છે. (૧) રાજા સર્વ પ્રજાજનો દ્વારા ચૂંટાવો જોઇએ (૨) રાજાએ એવી રીતે રાજ્યશાસન ચલાવવુ જોઇએ કે જેથી સર્વ લોકો પ્રસન્ન થાય અને ઉન્નતિ પ્રાપ્ત કરે. (૩) રાજામા ચચળ વૃત્તિ હોવી ન જોઇએ. (૪) પ્રજાના મનને આકર્ષિત કરનારો રાજા હોવો જોઇએ (૫) તેના રાજ્ય શાસનથી રાષ્ટ્રની અવનતિ ન થાય (૬) રાજા રાષ્ટ્રના વિદ્વાનોની સંમતિથી રાજ્ય શાસન ચલાવે. આ પ્રમાણે રાજા પોતાનો વ્યવહાર ચલાવશે તો રાજગાદીપર સ્થિર રહી શકશે. નહિતો તેને રાજગાદીપરથી ઉઠાડી મૂકવામાં આવશે. આ ઉપદેશથી એ પણ જાણી શકાય છે કે કયા દુર્ગુણો રાજામાં હોય તો રાજા રાષ્ટ્રમાંથી ભ્રષ્ટ થઇ જાય જુઓ—

(૧) પ્રજાની અનુમતિ વગર જે રાજગાદીપર બેસે છે. (૨) જે પ્રજાની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકતો નથી. (૩) જે ચંચળ વૃત્તિનો હોય છે (૪) જેનુ પ્રજા અહિત ચાહે છે (૫) જેના રાજ્ય શાસનથી રાષ્ટ્રની અધોગતિ થાય છે. (૬) જે રાજ્યના વિદ્વાનોની સંમતિ વિરૂદ્ધ રાજ્ય શાસન ચલાવે છે આ પ્રમાણે જે રાજ્ય ચલાવે છે તે રાજા રાજ્યથી વંચિત થાય છે તેનુ રાજ્ય નાશ પામે છે.

પ્રત્યેક પ્રજાજન અને પ્રત્યેક રાજા આ સૂક્તોનો વિચાર કરે. આ સૂક્તના મનનથી પ્રજાને પણ જાણ થશે કે કયો રાજા ઉત્તમ છે અને કયો રાજા અધમ છે કોને રાજગાદીપર સ્થિર રાખવો જોઇએ અને કોને ઉઠાડી મૂકવો જોઇએ રાજાને પણ જાણ થઇ જશે કે કઇ રીતે રાજ્યની સ્થિરતા થશે અને કયા કારણોને લીધે રાજ્યની પડતી થશે રાજા અને પ્રજા બન્નેને આ સૂક્તથી ઉત્તમ બોધ પ્રાપ્ત થઇ શકે છે.

# શૂરવીર

### કાંડ ૭, સૂક્ત ૬૪

( ऋषिः– मारीचः कश्यपः । देवता– अग्नि )

अयमग्निः सत्पतिर्वृद्धवृष्णो रथीव पत्तीनजयत्पुरोहितः ।
नाभा पृथिव्यां निहितो दविद्युतदधस्पदं कृणुतां ये पृतन्यवः ॥ १ ॥

અર્થ— ( अयं अग्निः ) આ અગ્નિ જેવો તેજસ્વી પુરુષ ( सत्पतिः वृद्धवृष्णः ) સજ્જનોનો પાલક મહા બળવાન્ ( पुरः-हितः ) સર્વનો અગ્રણી ( रथी इव पत्तीन् अजयत् ) મહારથી જેવી રીતે પાયદળ સૈનિકોને જીતે છે તેવી રીતે જીતે છે. ( पृथिव्यां नाभा निहितः ) ભૂમિ પર કેન્દ્રમાં રાખેલ છે. ( दविद्युतत् ) તે પ્રકાશે છે, તે ( ये पृतन्यवः अधस्पदं कृणुतां ) જે સેના લઇને ચડાઈ કરે છે તેને પગની નીચે દબાવી દે. ( ૧ )

ભાવાર્થ— આ તેજસ્વી પુરુષ સજ્જનોનું પાલન કરે બળવાન બને, જનોનો અગ્રણી બને, શત્રુસેનાનો પરાભવ કરે, મહારથી બને, પૃથ્વીના કેન્દ્ર સ્થાનપર આરૂઢ થાય, તેજથી પ્રકાશિત થાય, અને સૈન્ય લઇને ચડાઇ કરનારાઓને પગ નીચે દબાવી દે. ( ૧ )

મનુષ્ય આ પ્રમાણે પોતાના ગુણ કર્મ પ્રકાશિત કરે અને પોતાના રાષ્ટ્રના કેન્દ્રમાં વિરાજમાન રહે

---

# વીર પુરુષ

### કાંડ ૩, સૂક્ત ૬

( ऋषिः– जगद्बीजं पुरुष । देवता– वानस्पत्योऽश्वत्थः )

पुमान्पुंसः परिजातोऽश्वत्थः खदिरादधि ।
स हन्तु शत्रून्मामकान्यानहं द्वेष्मि ये च माम् ॥ १ ॥
तानश्वत्थ निः शृणीहि शत्रून्वैबाधदोधतः ।
इन्द्रेण वृत्रघ्ना मेदी मित्रेण वरुणेन च ॥ २ ॥

અર્થ— જેવી રીતે ( खदिरात् अधि अश्वत्थः ) ખાખરાના વૃક્ષની ઉપર અશ્વત્થ વૃક્ષ હોય છે તેવી રીતે ( पुंसः पुमान् परिजातः ) વીર પુરુષથી જ વીર પુરુષ ઉત્પન્ન થાય છે ( सः मामकान् शत्रून् ह ) તે મારા શત્રુઓનો વધ કરે. ( यान् अहं द्वेष्मि, ये च माम् ) જેઓનો હું દ્વેષ કરું છું અને જેઓ મારો દ્વેષ કરે છે ( ૧ ) હે ( अश्व-त्थ ) અશ્વની જેમ બળવાન વીર ! ( तान् वैबाधदोधतः शत्रून् ) તે વિવિધ બાધા નાખનારા દ્રોહી શત્રુઓને ( निः शृणीहि ) મારી નાખ અને ( वृत्रघ्ना इन्द्रेण मित्रेण वरुणेन

ભાવાર્થ— ખાખરાના વૃક્ષપર અશ્વત્થ વૃક્ષ ઉગે છે અને તેનાપર જ ચઢીને વધે છે, તે પ્રમાણે વીરપુરુષથી જ વીર નો ઉત્પન્ન થાય છે, અને વીરોની સાથે તે આગળ વધે છે, આવા વીરો અમારા દુશ્મનોને દબાવી દે ( ૧ ) હે વીર !

यथाश्वत्थ निरभनोऽन्तर्महत्यर्णवे ।
एवा तान्त्सर्वान्निर्भङ्ग्धि यानहं द्वेष्मि ये च माम् ॥ ३ ॥
यः सहमानश्चरसि सासहान इव ऋषभः ।
तेनाश्वत्थ त्वया वयं सपत्नान्त्सहिषीमहि ॥ ४ ॥
सिनात्वेनान्निर्ऋतिर्मृत्योः पाशैरमोक्यैः ।
अश्वत्थ शत्रून्मामकान्यानहं द्वेष्मि ये च माम् ॥ ५ ॥
यथाश्वत्थ वानस्पत्यानारोहन्कृणुषेऽधरान् ।
एवा मे शत्रोर्मूर्धानं विष्वग्भिन्द्धि सहस्व च ॥ ६ ॥
तेऽधराञ्चः प्र प्लवन्तां छिन्ना नौरिव बन्धनात् ।
न वैबाधप्रणुत्तानां पुनरस्ति निवर्तनम् ॥ ७ ॥
प्रैणान्नुदे मनसा प्र चित्तेनोत ब्रह्मणा ।
प्रैणान्वृक्षस्य शाखयाश्वत्थस्य नुदामहे ॥ ८ ॥

च मेदी ) વૃત્રનો નાશ કરનાર ઇન્દ્ર, મિત્ર અને વરૂણથી મિત્રતા કર. ( ૨ ) હે અશ્વત્થ ! ( यथा महति अर्णवे निरभनः ) જેવી રીતે મહાસમુદ્રમા તું ભેદન કરે છે, ( एव ) તે પ્રમાણે ( तान् सर्वान् निर्भङ्ग्धि ) તે સર્વને છિન્ન ભિન્ન કરી દે ( यान् अह द्वेष्मि ये च मां ) જેમનો હું દ્વેષ કરૂં છું અને જેઓ મારો દ્વેષ કરે છે. ( ૩ ) હે અશ્વત્થ ! ( यः सहमानः सासहानः ) તું જે શત્રુઓને દબાવનારો બળવાન ( ऋषभः इव ) બળદની જેમ બળવાન બનીને ( चरसि ) વિચરે છે, ( तेन त्वया वयं सपत्नान् सहिषीमहि ) તેવો તું તારી સાથે અમે શત્રુઓને પરાજીત કરીશું. ( ૪ ) હે અશ્વત્થ ! ( निर्ऋतिः मृत्योः अमोक्यैः पाशैः एनान् मामकान् शत्रून् सिनातु ) આપત્તિ, મૃત્યુના ન તૂટનારા પાશોથી તે મારા શત્રુઓને બાંધી દે જેમનો હું દ્વેષ કરૂં છું અને જેઓ મારો દ્વેષ કરે છે. ( ૫ ) હે અશ્વત્થ ! ( यथा आरोहन् वानस्पत्यान् अधरान् कृणुषे ) જેવી રીતે તું ઉપર રહીને અન્ય વૃક્ષોને નીચે કરે છે. ( एवा ) તે પ્રકારે ( मे शत्रोः मूर्धानं विष्वक् भिन्धि ) મારા શત્રુઓનાં માથા તોડી નાખ અને ( सहस्व च ) તેમને જીતી લો. ( ૬ ) ( बन्धनात छिन्ना नौः इव ) બન્ધનથી છૂટી થએલી હોડીની જેમ ( ते अधराञ्चः प्रप्लवतां ) તેઓ અધોગતિને માર્ગે વહેતાં વહેતાં ચાલ્યા જાય. ( वैबाध-प्रणुत्तानां पुनः निवर्तन न अस्ति ) વિશેષ પ્રકારની બાધા કરનારાઓ ફરીથી પાછા ફરતા નથી. ( ૭ ) ( एनान् मनसा प्रनुदे ) આ શત્રુઓને હું મનમાંથી હઠાવી દઉં છું. ( चित्तेन उत्त ब्रह्मणा प्र ) હું ચિત્તથી અને જ્ઞાનથી હઠાવું છું. ( अश्वत्थस्य वृक्षस्य शाखया ) અશ્વત્થ વૃક્ષની ડાળીઓ પરથી ( एनान् प्र नुदामहे ) તેમને અમે હઠાવી દઇએ છીએ. ( ૮ )

ઇ શત્રુ નાશ કરનારા વીરોની સાથે મળીને વિશેષ બાધા કરનારા શત્રુઓને મારી નાખ ( ૨ ) હે શૂર ! જે પ્રકારે નૌકાથી મહાસમુદ્રને પેલે પાર જઇ શકાય છે તેવી રીતે હું તે સર્વ શત્રુઓનું ભેદન કરીને પાર થઇ જા. ( ૩ ) હે બળવાન ! તું બલિષ્ઠ હોઇ ને, શત્રુઓને દબાવીને સર્વત્ર સંચાર કરે છે, એમ તારી સહાયતાથી અમે અમારા સર્વ શત્રુઓને પરાજીત કરી શકીએ છીએ ( ૪ ) હે શક્તિમાન ! મારા દુશ્મનો આપત્તિઓના પાશોથી બંધાઇ જાય અર્થાત્ તેઓ આપત્તિઓમા આવી પડે. ( ૫ ) જેવી રીતે પીપળાનું વૃક્ષ બીજા વૃક્ષોપર ઉગે છે અને તેમને નીચે દબાવી દે છે તેવી રીતે વીરપુરૂષો મારા શત્રુઓને નીચે દબાવી દે અને તેમના માથાં તોડી નાખે ( ૬ ) વિશેષ બાધા કરનારા શત્રુ અધોગતિને પ્રાપ્ત થાય અને વધુ અને વધુ નીચે પડતા જાય આ પ્રમાણે એક વાર નીચે પડેલા કદી પણ ફરી વખત ઉપર ઉભા થતા નથી ( ૭ ) મનથી, ચિત્તથી અને મારા જ્ઞાનથી હું શત્રુઓને દૂર કરૂં છું. ( ૮ )

# વીર પુરૂષ

### અશ્વત્થની અન્યોક્તિ

આ સૂક્ત અશ્વત્થની અન્યોક્તિમાં છે અન્યોક્તિ અલંકાર પાઠક સારી રીતે જાણે છે એકનો પ્રત્યક્ષ ઉલ્લેખ કરીને બીજાની બાબતમાં કહેવું તેનું નામ અન્યોક્તિ છે એ પ્રમાણે અહીં અશ્વત્થવૃક્ષનું વર્ણન કરતાં કરતાં વીરપુરૂષનું વર્ણન કર્યું છે એથી એને અશ્વત્થ અન્યોક્તિ કહી શકાય

"અશ્વત્થ' શબ્દના અર્થ ઘણા થાય છે-( ૧ ) પીપળાનું ઝાડ, ( अश्व-स्थ ) અશ્વની જેમ બળવાન બનીને રહેનારો વીર, ( ૩ ) ( अ-श्व-स्थ ) જે આવતી કાલ સુધી ટકશે કે કેમ તે નિશ્ચય પૂર્વક કહી શકાય નહિ એટલે કે નશ્વર, ( ૪ ) સૂર્ય, ( ૫ ) અશ્વિની નક્ષત્ર, આ પ્રમાણે આ શબ્દના અનેક અર્થ થાય છે અહીં પહેલા બે અર્થ લેવાના છે

અશ્વત્થ અથવા પીપળાનું ઝાડ બીજા ઝાડપર ઉગેલું જણાય છે "**यथा अश्वत्थ वानस्पत्यान् आरोहन् कृणुषे अधरान्** ( મં ૬ )" આ હિસાબે કાવ્યની દૃષ્ટિથી આ અલંકાર આમ થઇ શકે કે આ અશ્વત્થવૃક્ષ ઘણો મોટો વીર છે જે અન્ય વૃક્ષોને પોતાના પગનીચે દબાવી દે છે અને અન્ય વૃક્ષોના માથાપર પોતાના પગ રાખીને ઉભો થઇ જાય છે જેવી રીતે વીરપુરૂષ શત્રુઓના માથાઓને પોતાના પગ નીચે રાખીને ઉભો રહે છે તે પ્રમાણે માનો પીપળાનું આ કૃત્ય છે, આમ અશ્વત્થ વૃક્ષની અન્યોક્તિથી આ સૂક્તમાં શૂરપુરૂષનું વર્ણન કર્યું છે પાઠક આ દૃષ્ટિથી આ સૂક્ત વાંચે.

### આનુવંશિક સંસ્કાર

આ સૂક્તના પહેલા જ મંત્રમાં કહ્યું છે કે "**पुंसः पुमान् परिजातः**' વીર પુરૂષથી જ વીર સંતાન ઉત્પન્ન થાય છે વીરના કુળમાં જ વીર ઉત્પન્ન થાય છે આનો કહેવાનો અર્થ એવો નથી કે અન્ય કુળમાં વીર પુરૂષો ઉત્પન્ન થતા જ નથી પરંતુ અહીં વીર સંતાન ઉત્પન્ન થવાને માટે અનુકૂળ વાતાવરણ ક્યાં રહેલું છે તેજ દર્શાવ્યું છે નાનપણમાં જ વીરતાની વાતો સાંભળવાથી વીરના સંતાનો વીરતાયુક્ત થાય એ તદ્દન સ્વાભાવિક છે, એજ અહીં કહેવાનું તાત્પર્ય છે

આ વીર સર્વપ્રકારના શત્રુઓને દબાવી દે એમ જ સર્વ મંત્રોમાં કહેલું છે અને મંત્રોનો આ આશય સરળ હોવાથી તેનું અધિક સ્પષ્ટિકરણ કરવાની કોઇ આવશ્યકતા નથી.

### શત્રુઓનાં લક્ષણ

આ સૂક્તમાં "**सं-बाध**" ( વિશેષ બાધા કરવી ) આ પણ એક વૈરી હોવાનું લક્ષણ કહેલું છે ( મં ૨ ૪ ) વૈયક્તિક, સામાજીક ધાર્મિક, રાજકીય ઇત્યાદિ અનેક પ્રકારના શત્રુઓ હોય શકે છે અને આ કેન્દ્રોમાં આ શત્રુ વિશેષ પ્રકારની અડચણો પણ ઉભી કરે છે આ અનુભવ પાઠકોને પણ છે. આ સર્વ શત્રુઓ દૂર કરવા જોઇએ અને જનતાનું સુખ વધારવું જોઇએ આ આ સૂક્તના ઉપદેશનો સાર છે શત્રુઓને દૂર કરવાનો ઉપાય આ પ્રમાણે છે—

**मनसा, चित्तेन उत ब्रह्मणा पनान् प्रणुदे ।** ( મં ૮ )

"મન, ચિત્ત અને જ્ઞાનથી શત્રુઓને દૂર કરવાના ઉપાય વિચારવા જોઇએ" અને એ ઉપાયનું મનન કરવું જોઇએ મનથી શત્રુનાશનું મનન કરવું જોઇએ, ચિત્તથી આ વાતનું ચિંતન કરવું જોઇએ અને પોતાનું જ્ઞાન વધારીને તે જ્ઞાનથી એવી યોજના કરવી જોઇએ કે જેથી શત્રુઓનો જલદીથી નાશ થઇ જાય તાત્પર્ય દરેક પ્રકારની યુક્તિપ્રયુક્તિથી શત્રુઓને દૂર કરવા જોઇએ

### સૌને નીચે પાડવાના માર્ગ

જે લોકો વિશેષ હરકતો ઉભી કરે છે, જેઓ જનતાને સતાવે છે, જેઓ લોકોને ઉપદ્રવ કરે છે તેઓ પોતાના કર્તવ્યથી જ નીચે પડે છે પોતાનાં ખરાબ કૃત્યોને લીધે તેઓ પોતે જ અધોગતિના માર્ગે નીચે પડે છે આ વિષયમાં સાતમાં મંત્રનું કથન દરેક મનુષ્ય માટે મનન કરવા યોગ્ય છે.

**बन्धनात् छिन्ना नौ इव, ते अधराञ्च प्र प्लवताम् । वैबाध प्रणुत्तानां पुनः निवर्तनं नास्ति ॥** ( મં ૭ )

"બંધનથી નૌકા જેવી રીતે મુક્ત થાય છે અને પાણીના પ્રવાહમાં વહી જાય છે, તે રીતે જનતાને વિશેષ કષ્ટ આપનાર દુષ્ટ લોકો અધોગતિના માર્ગે નીચે પડતા જાય છે તેમના ઉભા થવાની કોઇ આશા હોતી નથી દુષ્ટ લોકો જનતાને

અપયશમાં નાખે છે અને તેને લીધે પતન પામે છે તેઓ ફરી ઉંચે આવી શકતા નથી "

આ મંત્રે પાઠકોને સાવધાન કર્યા છે કે તેઓ પોતાના ચારિત્ર્યનું અવલોકન કરે અને વિચારે કે આપણા તરફથી તો કોઇને કષ્ટ થતું નથીને ? કારણ કે જેઓ બીજાને કષ્ટ પહોંચાડે છે તેમની ઉન્નતિની કોઇ આશા હોતી નથી એક માણુસ બીજા માણુસને સતાવે, એક જાત બીજી જાતને સતાવે, એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને સતાવે તો તે સતાવનારા અન્ય રીતે પતન પામે જ છે અને પછી તે પતનમાંથી તેના ઉદ્ધારની કોઇ આશા હોતી નથી જે રાષ્ટ્ર બીજા દેશોને ગુલામીમાં રાખે છે તે આજ પ્રમાણે પતનને પામે છે. સામ્રાજ્યના ગર્વથી પણ આ પ્રકારનું પતન થાય છે. કોઇને દબાણ પૂર્વક એક સ્થળમાં પૂરી રાખવો હોય તો તે દબાનાર વ્યક્તિ તો ત્યાં દબાઇ રહે જ છે પરન્તુ તેને દબાવનારને પણ તેજ જગ્યામાં ગોંધાઇ રહેવું પડે છે આ પ્રમાણે બીજી બાબતો પાઠકોના લક્ષમાં આવશે જ. તાત્પર્ય એ છે કે જ્યારે કોઇ પણ એક જાતિ બીજી જાતિપર અત્યાચાર કરે છે ત્યારે તેનું પતન થાય છે અને અધોગતિને માર્ગે જતી જ જાય છે, અને જ્યાં સુધી તે પોતાના અત્યાચાર બંધ કરતી નથી ત્યાં સુધી તેના ઉદ્ધારનો કોઇ માર્ગ હોઇ શકતો નથી. આમ જાણીને કોઇ પણ બીજાપર અત્યાચાર ન કરે બીજાપર અત્યાચાર ન કરવાથી જ ઉન્નતિનો માર્ગ ખુલી શકે છે

## વિજયની તૈયારી

આ સૂક્તમાં "**સહમાન, સાસહાન**" (મં. ૪) આ બે શબ્દો છે બીજે સ્થળે "**સહમાન, असह्य**" આ શબ્દો છે. જે વિજયની તૈયારી સૂચક છે—

૧ **સહમાન**– શત્રુઓનો હુમલો થવા છતાં જે પોતાનું સ્થાન છોડતો નથી.

૨ **असह्य, સાસહાન**– તેના હુમલા શત્રુઓપર થવાથી શત્રુ તેની સામે ટકી શકતો નથી.

વિજય પ્રાપ્ત કરવો હોય તો આવી તૈયારીઓ કરવી જોઇએ ત્યારે જ વિજય થશે.

પાઠક આ સૂક્તનો આ દૃષ્ટિથી વિચાર કરે. અને શત્રુઓને દૂર નસાડી મૂકવા માટે યોગ્ય બોધ પ્રાપ્ત કરે

# અથર્વવેદનો સુબોધ અનુવાદ
# માતૃભૂમિ અને સ્વરાજ્યશાસનના
# સુભાષિતો

અથર્વ. ૧૨।૧

**१ सत्यं बृहद् ऋतं उग्रं दीक्षा तपो ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति ।** ( મ ૧ )- સત્ય, બૃહદ્ભાવ, સરળતા, ઉગ્રતા, દક્ષતા, તપ, કષ્ટ સહન કરવાની શક્તિ, જ્ઞાન અને યજ્ઞ એ ગુણ માતૃભૂમિનુ ધારણ કરે છે. ( યજ્ઞ સજ્જનોનો સત્કાર કરવો, અંદર અંદરનું સંગઠન, અને નિર્ધનોને દાન આપવું એનું નામ યજ્ઞ છે )

**२ सा नो भूतस्य भव्यस्य पत्नी उरुं लोकं पृथिवी नः कृणोतु ।** ( મ. ૧ )- તે માતૃભૂમિ અમારા ભૂતકાળની તથા ભવિષ્ય કાળની સર્વ પરિસ્થીતિનું સંરક્ષણ કરનારી છે તે વિસ્તૃત કાર્યક્ષેત્ર અમને આપે

**३ असंबाधं बध्यतो मानवानां यस्य उद्वत प्रवत समंबहु ।** - ( મ ૨ ) જે અમારી માતૃભૂમિમાં રહેનારા માનવો વચ્ચે ઉચ્ચતા અને નીચતા ઘણી છે છતાં પણ સાથે સાથે સમતા પણ પુષ્કળ છે

**४ पृथिवी नः प्रथतां राध्यतां नः** ( ૧ )- અમારી માતૃભૂમિ અમારો યશ સારી રીતે ફેલાવે

**५ यस्यां अन्नं कृष्टयः संबभूवुः** ( ૩-૪ )- અમારી માતૃભૂમિમાં ખેડૂતો પુષ્કળ અન્ન સંઘટનાથી ઉત્પન્ન કરે છે.

**६ सा नो भूमिः पूर्वपेये दधातु** ( ૩ )- તે અમારી માતૃભૂમિ અમને અપૂર્વ ખાનપાન આપે

**७ सा नो भूमिः गोष्वप्यन्ने दधातु** ( ૪ )- તે અમારી માતૃભૂમિ અમને ગાયોમાં તથા અન્નમાં ધારણ કરે.

**८ यस्यां पूर्वे पूर्वजना विचक्रिरे** ( ૫ )- જે માતૃભૂમિમાં અમારા પ્રાચીન પૂર્વજો વિશેષ પરાક્રમ કરતા રહે

**९ यस्यां देवा असुरानभ्यवर्तयन्** ( ૫ )- જે માતૃભૂમિમા દેવોએ અસુરોનો પરાભવ કરીને તેમને નસાડી દીધા

**१० गवामश्वानां वयसश्च विष्ठा भगं वर्चः पृथिवी नो दधातु** ( ૫ )- અમારી માતૃભૂમિ ગાયો, ઘોડાઓ અને કાગડાને રહેવા માટે સ્થાન આપે છે તે અમને ભાગ્ય અને તેજ આપે

***११ विश्वंभरा वसुधानी प्रतिष्ठा हिरण्यवक्षा जगतो निवेशनी द्रविणं नो दधातु*** ( ૬ ) સર્વનું ભરણ પોષણ કરનારી, ધનની ખાણ જેવી સર્વને આધાર આપનારી, સોનાને પોતામાં સંગ્રહિત કરનારી, દાન ચાલ કરનારા પ્રાણીઓને આશ્રય આપનારી અમારી માતૃભૂમિ અમને ધનમાં રાખે

**१२ यां रक्षन्त्यस्वप्ना विश्वदानीं देवा भूमिं पृथिवीमप्रमादम् सा नो मधु प्रियं दुहां, अथो उक्षतु वर्चसा** ( ૭ )- આળસ ન કરનારા દેવો તેમજ પ્રમાદ ન કરતા અમારી માતૃભૂમિની રક્ષા કરે છે તે અમને પ્રિય મધ આપે અને તેજથી અમને યુક્ત કરે

***१३ यां मायाभिरन्वचरन् मनीषिणः*** ( ૮ )- જ્ઞાની લોકો કુશળતાથી જે માતૃભૂમિની સેવા કરે છે.

**१४ सा नो भूमिः त्विषिं बलं राष्ट्रे दधातूत्तमे** ( ૮ )- તે અમારી માતૃભૂમિ અમારા ઉત્તમ રાષ્ટ્રમાં તેજ અને બળ ધારણ કરે

**१५ यस्यां आपः परिचराः समानी रहोरात्रे**

अप्रमादं क्षरन्ति ( ९ )– માતૃભૂમિના સેવકો જલપ્રવાહો-ની જેમ અહોરાત્ર ભ્રમણ કરીને લોકોની સેવા કરી રહ્યા છે.

૧૬ सा नो भूमिः भूरिधारा पयो दुहामथो उक्षतु वर्चसा ( ९ )– તે અમારી માતૃભૂમિ અમારે માટે દૂધની અનેક ધારાઓ આપે અને અમને તેજથી યુક્ત બનાવે.

૧૭ यामश्विनावमिमातां विष्णुर्यस्यां विचक्रमे, इन्द्रो यां चक्र आत्मनेऽनमित्रां शचीपतिः । सा नो भूमिर्विसृजतां माता पुत्राय मे पयः ( १० )– અશ્વિનૌ દેવોએ જેને માપી લીધી, વિષ્ણુએ જેના પર પરાક્રમ કર્યાં, શક્તિશાળી ઇન્દ્રે જેને શત્રુરહિત કરી એ અમારી માતૃભૂમિ અમને તેના પુત્રોને માટે દૂધ આપે.

૧૮ गिरयस्ते पर्वता हिमवन्तोऽरण्यं ते पृथिवि स्योनमस्तु ( ११ )– હે માતૃભૂમિ ! તારા પર્વત, હિમશિખર અને અરણ્યો અમને સુખ આપનારાં થાઓ.

૧૯ अजीतोऽहतो अक्षतोऽध्यष्ठां पृथिवीमहम् ( ११ )– અજેય, જેને માર લાગ્યો નથી એવો, જેના પર ઘા પડ્યા નથી એવો હું આ મારી માતૃભૂમિમાં અધ્યક્ષ બનીને રહું.

૨૦ यास्त ऊर्जस्तन्वः संबभुवुः तासु नो धेहि, अभि नः पवस्व ( १२ )– તારા પર જે તેજસ્વી વીરો ઉત્પન્ન થયા છે તેમનામાં અમને ધારણ કર અને અમારું રક્ષણ કર !

૨૧ माता भूमिः पुत्रो अहं पृथिव्याः ( १२ )– આ મારી માતૃભૂમિ છે, અને હું આ માતૃભૂમિનો પુત્ર છું.

૨૨ सा नो भूमिर्वर्धयद् वर्धमाना ( १३ )– તે અમારી માતૃભૂમિ વૃદ્ધિ પામતી પામતી અમારું સંવર્ધન કરો.

૨૩ यो नो द्वेषत् पृथिवि, यः पृतन्यात्, योऽभिदा सान्मनसा, यो वधेन, तं नो भूमे रन्धय पूर्वकृत्वरि ( १४ )– હે માતૃભૂમિ ! જે અમારો દ્વેષ કરે છે, જે અમારા પર લશ્કર મોકલે છે, જે મનથી અમને દાસ બનાવવા ઇચ્છે છે જે વધથી અમારો નાશ કરવા ઇચ્છે છે, હે અપૂર્વ કાર્ય કરવાવાળી માતૃભૂમિ ! તેમનો નાશ કર.

૨૪ त्वज्जातास्त्वयि चरन्ति मर्त्यास्त्वं बिभर्षि द्विपदस्त्वं चतुष्पदः ( १५ )– તારાથી જન્મેલા આ માનવીઓ તારામાં જ સંચાર કરે છે. તું જ દ્વિપાદ અને ચતુષ્પાદને ધારણ કરે છે. તેમનું પોષણ કરે છે.

૨૫ तवेमे पृथिवि पञ्चमानवा येभ्यो ज्योतिरमृतं मर्त्येभ्यः उद्यन्त्सूर्यो रश्मिभिरातनोति ( १५ )– તાર જ આ પાંચ પ્રકારના માનવ છે, જેને માટે સૂર્યઉદય પામ્યા પછી તેના કિરણોથી તેજ અને અમૃત આપે છે.

૨૬ ता नः प्रजाः सं दुहतां समग्रा वाचो मधु पृथिवि धेहि मह्यम् ( १६ )– હે અમારી માતૃભૂમિ ! આ અમારી સર્વ પ્રજાઓ અંદર અંદર મળીને મધુરભાષણ કરે અને મારી સાથે પણ મધુર ભાષણ કરે.

૨૭ पृथिवीं धर्मणा धृतां शिवां स्योनामनुचरेम विश्वहा ( १७ )– ધર્મથી ધારણ થએલી આ અમારી માતૃભૂમિની સેવા અમે સદા સર્વદા કરીએ છીએ.

૨૮ महांस्त्वेन्द्रो रक्षत्वप्रमादं ( १८ )– મહાન ઇન્દ્ર પ્રમાદ કર્યા વગર તારું રક્ષણ કરો.

૨૯ सा नो भूमे प्ररोचय ( १८ )– હે માતૃભૂમિ ! અમને તેજસ્વી બનાવ !

૩૦ मा नो द्विक्षत कश्चन ( १८ ) ( २३-२४-२५ )– અમારો કોઇ દ્વેષ ન કરે.

૩૧ पृथिव्यासितज्ञः त्विषीमन्तं संशितं मा कृणोतु ( २१ )– પૃથિવી પર અગ્નિ છે તે મને તેજસ્વી અને પ્રસિદ્ધ બનાવે ( असित-ज्ञः ) ( વામ માર્ગે જતું વામ માર્ગે જનારો અગ્નિ )

૩૨ भूम्यां मनुष्या जीवन्ति स्वधयान्नेन मर्त्याः ( २२ ) ભૂમિપર માનવ પોતાની ધારણા શક્તિ વધારનારા અન્નથી જીવિત રહે છે.

૩૩ भूम्यां देवेभ्यो ददति यज्ञं हव्यं अरंकृतम् ( २२ )– માતૃભૂમિપર દેવોને માટે અલંકૃત હવન સામગ્રીથી યજ્ઞ કરે છે.

૩૪ सा नो भूमिः प्राणमायुर्दधातु, जरदष्टिं मा पृथिवी कृणोतु ( २२ )– તે અમારી માતૃભૂમિ અમને પ્રાણ અને આયુષ્ય આપે. અને વૃદ્ધાવસ્થા સુધી રહેવા યોગ્ય તે અમને બનાવે

૩૫ तेन मा सुरभिं कृणु ( २३;२४ )– તેનાથી મને સુગંધિત કરે.

૩૬ तस्यै हिरण्यवक्षसे पृथिव्या अकरं नम ( २६ )– તે પોતાના વક્ષ:સ્થળપર સોનું ધારણ કરનારી માતૃભૂમિને હું નમન કરું છું.

३७ पृथिवीं विश्वधायसं धृतामच्छा वदामसि ( २७ )– સર્વને ધારણ કરનારી માતૃભૂમિના વિષયમાં અમે સારૂં જ બોલીશું.

३८ मा व्यथिष्महि भूम्याम् ( २८ )– માતૃભૂમિ પર અમે દુઃખ નહિ ઉત્પન્ન કરીએ.

३९ त्वाभि नि षीदेम भूमे ( २९ )– હે માતૃભૂમિ ! તારો આશ્રય હું લઈશ.

४० शुद्धा न आपः तन्वे क्षरन्तु ( ३० )– અમારા શરીર માટે શુદ્ધ જળ વહેતું રહે.

४१ यो नः सेदुरप्रिये तं निदध्मः ( ३० ) જે અમને કષ્ટ પહોંચાડે છે તેને અપ્રિયમાં–દુઃખમાં રાખે છે.

४२ पवित्रेण पृथिवि मोत्पुनामि ( ३० ) હે માતૃભૂમિ ! પવિત્રતાથી હું મને પોતાને પવિત્ર બનાવું છું.

४३ याः प्रदिशः स्योनास्ता मह्यं चरते भवन्तु ( ३१ )–સર્વ દિશાઓ ચાલતી વખતે મારૂં હિત કરનારી બનો.

४४ मा निपप्तं भुवने शिश्रियाणः ( ३१ )– જ્યાં અમે રહીએ ત્યાં અમારૂં પતન ન હો.

४५ स्वस्ति भूमे नो भव ( ३२ )– હે માતૃભૂમિ ! અમારે માટે તું કલ્યાણ કરનારી હો.

४६ मा विदन् परिपन्थिनः ( ३२ )– શત્રુઓ મને ન જાણે.

४७ वरीयः यावया वधम् ( ३२ )– અમારા શ્રેષ્ઠ વીર લોકો અમારા શત્રુઓનો વધ કરવા માટે જાય.

४८ मे चक्षुः मा मेष्ट उत्तरामुत्तरां समाम् । ( ३३ )– મારી આંખો મને ઉત્તરોત્તર આયુષ્યમાં ( ઘડપણમાં ) પ્રકાશ આપતી રહે.

४९ ऋतवस्ते विहिता हायनीरहोरात्रे पृथिवि नो दुहाताम् ( ३६ )– હે માતૃભૂમિ ! તારા પર આવનાર સર્વ ઋતુ અને દિવસ રાત મારે માટે સુખકારક પદાર્થ આપે,

५० यस्यां पूर्वे भूतकृत ऋषयो गा उदानृचुः सप्त सत्रेण वेधसा यज्ञेन तपसा सह ( ३९ )– જે માતૃભૂમિમાં પ્રાચીન સમયમાં અદ્‌ભુત કાર્ય કરનારા ઋષિઓ તપ, યજ્ઞ, સત્રદ્વારા સ્તુતિ ગાતા હતા.

५१ सा नो भूमिरादिशतु यद्धनं कामयामहे ( ४० ) તે માતૃભૂમિ જે ધન અમે ઇચ્છીએ તે ધન અમને આપે.

५२ यस्यां गायन्ति नृत्यन्ति भूम्यां मर्त्याः ( ४१ )– જે માતૃભૂમિમાં માનવો આનન્દથી નાચે ગાય છે.

५३ युध्यन्ते यस्यां आक्रन्दो यस्यां वदति दुन्दुभिः જે માતૃભૂમિમાં વીર પુરૂષો યુદ્ધ કરે છે, અને જ્યાં ઢોલ વાગે છે.

५४ सा नो भूमिः प्रणुदतां सपत्नान्, असपत्नं मा पृथिवी कृणोतु ( ४१ )– તે અમારી માતૃભૂમિ શત્રુઓને દૂર કરે અને મને શત્રુરહિત કરે.

५५ यस्यामन्नं व्रीहियवौ यस्यामिमाः पञ्च कृष्टयः ( ४२ )– જે માતૃભૂમિમાં ચોખા અને જવ થાય છે અને તેમાં પાંચ પ્રકારના લોકો રહે છે.

५६ यस्याः पुरो देवकृताः क्षेत्रे यस्याः विकुर्वते ( ४३ )– જે માતૃભૂમિમાં દેવો દ્વારા બનાવેલ નગરો છે અને જેના ક્ષેત્રમાં વીરપુરૂષો વધુ પરાક્રમ કરે છે.

५७ प्रजापतिः पृथिवीं विश्वगर्भां आशामाशां रण्यां नः कृणोतु । ( ४३ )– પ્રજાપતિ સર્વને ગર્ભમાં ધારણ કરનારી અમારી માતૃભૂમિને પ્રત્યેક દિશામાં રમણીય બનાવે.

५८ निधिं बिभ्रती बहुधा गुहा वसु मणिं हिरण्यं पृथिवी ददातु मे ( ४४ )– અમારી માતૃભૂમિ અનેક પ્રકારના ખજાના પોતામાં ધારણ કરે છે તે અમને રત્નો અને સુવર્ણને આપે.

५९ जनं बिभ्रती बहुधा विवाचसं नाना धर्माणं पृथिवी यथौकसम् । ( ४५ )– અમારી માતૃભૂમિ અનેક ભાષા બોલનારા અને અનેક ધર્મ માનનારા લોકોને એક ઘરના માણસોની જેમ સમાનરીતે ધારણ કરે છે.

६० सहस्रं धारा द्रविणस्य मे दुहां ध्रुवेव धेनुरनपस्फुरन्ती ( ४५ )– ન હાલનારી ગાયની જેમ આ અમારી માતૃભૂમિ ધનની હજારો ધારાઓ આપે,

६१ यस्ते सर्पो वृश्चिकः तृष्टः सर्पन् मोप सृपद् ( ४६ )– જે સાપ, વિંછી વગેરે ધરતીની સપાટી પર છે તેઓ મારી પાસે ન આવે.

६२ यच्छिवं तेन नो मृड ( ४६, ४७ )– જે કલ્યાણકારી છે તેનાથી અમને સુખી બનાવ.

६३ ये ते पन्थानो बहवो जनायना, रथस्य वर्त्मानसश्च यातवे, यैः संचरन्त्युभये भद्रपापास्तं पन्थानं जयेमानमित्रं अतस्करम् ( ४७ )– તારા ઉપર

લોકોને જવા આવવાના અને રથના માર્ગ છે, જેના પર-પાપી અને નિષ્પાપ લોકો જાય છે, તે માર્ગોને અમો શત્રુહીન અને ચોર રહિત બનાવી પ્રાપ્ત કરીએ અને વિજયી થઈએ.

૬૪ रक्षो अप बाधयास्व ( ૪૯ )- અમારાથી રાક્ષસોને દૂર રાખો.

૬૫ पिशाचान्त्सर्वा रक्षांसि तानसद्भूमे याचय ( ૫૦ ) હે માતૃભૂમિ ! સર્વ પિશાચો અને રાક્ષસોને અમારાથી દૂર કર.

૬૬ सा नो दधातु भद्रया प्रिये धामनि धामनि ( ૫૨ )- તે માતૃભૂમિ અમને અમારા પ્રિય ઘરમાં કલ્યાણની સાથે રાખે.

૬૭ अहमस्मि सहमान उत्तरो नाम भूम्याम्। अभीषाडस्मि विश्वाषाडाशामाशां विषासहिः ( ૫૪ ) - હું વિજયી, અને ઉચ્ચતર શ્રેષ્ઠ બનીને માતૃભૂમિમાં રહું છું. હું વિજયી, ચારે બાજુથી વિજયી અને સર્વ શત્રુઓનો પરાભવ કરું છું.

૬૮ ये ग्रामा यदरण्यं याः सभा अधि भूम्याम् ये संग्रामाः समितयस्तेषु चारु वदेम ते ( ૫૬ ) - જે ગામ, જે અરણ્ય, જે સભાઓ, અમારી માતૃભૂમિમાં છે, જે યુદ્ધો થાય છે, તેમાં તારા વિષયમાં અમો ઉત્તમ જ બોલીશું.

૬૯ यद्वदामि मधुमत्तद्वदामि ( ૫૮ )- જે બોલીશ તે હું મધુર જ બોલીશ.

૭૦ त्विषीमानस्मि जूतिमान अवान्यान् हन्मि दोधतः ( ૫૮ )- હું તેજસ્વી છું, જ્ઞાની છું. જેઓ ઘાતપાત કરે છે તેમનો હું નાશ કરું છું.

૭૧ यत् त ऊनं तत्त आपूरयाति प्रजापतिः प्रथमजा ऋतस्य ( ૬૧ )- જે તારામાં ન્યૂનતા હશે તે પ્રજાપાલક, સત્યનો પ્રથમ પ્રવર્તક તે ન્યૂનને પૂર્ણ કરશે.

૭૧ उपस्थास्ते अनमीवा अयक्ष्मा अस्मभ्यं सन्तु पृथिवि प्रसूताः ( ૬૨ )- તારાથી ઉત્પન્ન થએલા અમે લોકો નીરોગ, આરોગ્યસંપન્ન બનીને, હે માતૃભૂમિ! તારી પાસે ઉપસ્થિત રહીશું.

૭૨ दीर्घं नः आयुः ( ૬૨ )- અમારી આવરદા દીર્ઘ થાઓ.

૭૪ प्रतिबुध्यमाना वयं तुभ्यं बलिहृतः स्याम ( ૬૨ )- જ્ઞાની બનીને અમે તારે માટે બલિ લાવનારા થઈએ.

૭૫ भूमे मातर्निधेहि मा भद्रया सुप्रतिष्ठितम् ( ૬૩ )- હે માતૃભૂમિ.! મને કલ્યાણયુક્ત ઉત્તમરીતે પ્રતિષ્ઠિત રાખો.

૭૬ संविदाना दिवा कवे श्रियां मा धेहि भूत्याम् ( ૬૩ )- હે જ્ઞાની! મને હંમેશા જ્ઞાનયુક્ત, સર્વ વાતોને સમજનાર બનાવો અને ઐશ્વર્યમાં પણ અમને વધુ ઐશ્વર્યયુક્ત બનાવો.

### વિરાટ. કાં. ૮।૧૦

૧ विराड् वा इदमग्र आसीत्, तस्या जाताया सर्वमबिभेद् इयमेवेदं भविष्यतीति ( ૧ )-રાજા હતા નહિ, એવી રાજા વગરની સ્થીતિ પહેલાં હતી, આમ થવાથી બધાને એ ભય થયો કે આ રાજ્ય વિહીન અવસ્થા હંમેશને માટે રહેશે શું !

૨ सोऽदक्रामत् सा गार्हपत्ये न्यक्रामत् ( ૨ )- તે પ્રજાશકિત ઉત્ક્રાન્ત થઈ, આગળ વધી, અને ગૃહપતિ સંસ્થામાં પરિણત થઈ.

૩ सोऽदक्रामत् सा सभायां न्यक्रामत् ( ૮ )-તે પ્રજા શકિત ઉત્ક્રાન્ત થઈ અને ગ્રામ સભામાં પરિણત થઈ.

૪ सोऽदक्रामत् सा समितौ न्यक्रामत् ( ૧૦ )-તે પ્રજા શકિત ઉત્ક્રાન્ત થઈ અને તે રાષ્ટ્ર સમિતિમાં પરિણત થઈ.

૫ सोऽदक्रामत् सामन्त्रणे न्यक्रामत् ( ૧૨ )-તે પ્રજા શકિત ઉત્ક્રાન્ત થઈ અને તે મંત્રી મંડળમાં પરિણત થઈ.

### રાષ્ટ્રી દેવી. કાં ૪।૩૦

૧ अहं राष्ट्री संगमनी वसूनां चिकितुषी प्रथमा यज्ञियानाम् ( ૧ )-હું રાષ્ટ્રીય શકિત છું. ધનને હું એકત્રિત કરું છું. હું જ્ઞાની છું અને પૂજનીયોમાં પ્રથમ પૂજનીય છું.

૨ तां मा देवा व्यदधुः पुरुत्रा भूरिस्थात्रां भूर्यावेशयन्तः ( ૨ )-પુષ્કળ ઉત્સાહ વધારનારા દેવ, સર્વ સ્થળે સ્થિર થએલ મારી રાષ્ટ્ર શકિતને વિશેષ પ્રકારથી આપણામાં ધારણ કરે છે.

૩ अहमेव स्वयमिदं वदामि जुष्टं देवानामुत मानुषाणाम् ( ૩ )-માનવોમાં અને દેવોમાં આદરણીય તે છે એમ હું પોતે કહું છું.

૪ यं कामये तं तं उग्रं कृणोमि, तं ब्रह्माणं, तं ऋषिं

तं सुमेधाम् ( ३ )-હું રાષ્ટ્રશક્તિ જેને ઉપર ઉંચકવાની ઇચ્છા કરું છું, તેને હું ઉગ્રવીર બનાવું છું, તેને બ્રાહ્મણ, તેને ઋષિ અને તેને ઉત્તમ મેધાવાન્ બનાવું છું.

५ मया सोऽन्नमत्ति, यो विपश्यति, यः प्राणिति, य ईं शृणोत्युक्तम् ( ४ )-મારી કૃપાથી જ તે અન્ન ખાય છે. જે જુએ છે, જે જીવંત રહે છે, અને જે અમારું ભાષણ સાંભળે છે.

६ अमन्तवो मां त उपक्षयन्ति श्रुधि, श्रुत, श्रद्धेयं ते वदामि ( ४ )-મારું ( રાષ્ટ્ર શક્તિનું ) જે અપમાન કરે છે તેઓ વિનાશને પ્રાપ્ત થાય છે, હે વિદ્વાન પુરૂષ આ સાંભળ શ્રદ્ધા રાખવા જેવું ભાષણ હું તને કહું છું.

७ अहं रुद्राय धनुरातनोमि ब्रह्मद्विषे शरवे हन्तवा उ-( ५ )-હું રૂદ્રવીરોને ધનુષ્ય તાણીને આપું છું જે તેનાથી જ્ઞાનનો દ્વેષ કરનારા દુષ્ટોનો નાશ કરે.

८ अहं जनाय समदं कृणोमि अहं द्यावापृथिवी आविवेश ( ५ )- હું લોકોને માટે હર્ષ દેનારા પદાર્થ આપું છું. હું દ્યુલોકથી પૃથ્વી સુધી ફેલાઇ રહી છું.

९ अहं सुवे पितरमस्य मूर्धन् ( ७ )- હું આ રાષ્ટ્ર પર રાષ્ટ્રનો રક્ષક નિર્માણ કરું છું.

### રાષ્ટ્રસભાની અનુમતિ ( કાં ૭।૧૨ )

१ सभा च मा समितिश्चावतां प्रजापतेर्दुहितरौ संविदाने ( १ )- સભા અને સમિતિ એ રાજાની બે પુત્રીઓ છે. તેઓ રાજાની સુરક્ષા કરે.

२ येना संगच्छा उप मा स शिक्षात् ( १ )- જે સભાસદને હું મળું તે મને યોગ્ય સલાહ આપે.

३ चारु वदानि पितरः संगतेषु ( १ )- હે સદસ્યો! હું સભામાં ઉત્તમ ભાષણો કરીશ.

४ ये ते के च सभासदः ते मे सन्तु सवाचसः ( २ )- તારા જે સભાસદો છે તે મારી સાથે સમજાવથી ભાષણ કરનારા થાઓ.

५ विद्म ते सभे नाम नरिष्टा नाम वा असि ( २ ) – હે સભા ! તારું નામ અમે જાણીએ છીએ. અહિંસક એ તારું નામ છે.

६ एषामहं समासीनानां वर्चो विज्ञानमा ददे ( ३ )- આ સભાસદો પાસેથી હું તેજ અને જ્ઞાન પ્રાપ્ત કરું છું.

७ अस्याः सर्वस्याः संसदो मामिन्द्र भगिनं कृणु ( ३ )- આ સર્વ સભાનો મને-રાજાને-હે ઇન્દ્ર-ભાગીદાર બનાવ.

### કાં. ૭।૯૨

१ बाधतां द्वेषो अभयं नः कृणोतु ( १ )- શત્રુઓને બાધા પહોંચાડો, અમને અભય બનાવો.

२ सुवीर्यस्य पतयः स्याम ( १ )- ઉત્તમ વીરતાના અમે સ્વામી બનીને રહીએ.

### કાં. ૭।૯૩

१ अस्मद्वाराद्विद्वेषः सनुतर्युयोतु ( १ )- અમારો દ્વેષ કરનારાઓ અમારા શત્રુઓ દૂર થાઓ.

२ वयं भद्रे सौमनसे स्याम ( २ )- અમે કલ્યાણકારક ઉત્તમ મનની સ્થિતિમાં રહીએ.

### કાં. ૭।૯૮

१ इन्द्रेण मनुना वयमभिष्याम पृतन्यतः । घ्नन्तो वृत्राण्यप्रति ( १ )- ઉત્સાહરૂપી ઇન્દ્રની સાથે રહીને અમે સૈન્યસહિત ચઢાઇ કરનારા શત્રુઓને જીતીએ અને ઘેરનારા શત્રુઓને મારી નાખીએ

### કાં. ૭।૯૯

१ क्षत्रभृद् दीदिहीह ( १ )- ક્ષત્રિયોનું ભરણપોષણ કરીને અહીં પ્રકાશિત થા.

( २ ) विश्वा अमीवा प्रमुञ्चन् ( १ )- સર્વ રોગોને દૂર કર.

( ३ ) मानुषीभिरघ शिवाभिरद्य परिपाहि नो गयम् ( १ )-માનવોની કલ્યાણકારી સંપદાથી અમારા ઘરની સુરક્ષા કર.

( ४ ) अपानुदो जनममित्रयन्तं ( २ )- શત્રુઓના સહાયકોને દૂર કરો.

( ५ ) उरुं देवेभ्यो अकृणोरु लोकम् ( २ )- દિવ્યજનો માટે વિસ્તૃત સ્થાન બનાવો.

( ६ ) शृङ्गे संशाय पविमिन्द्र तिग्मं, वि शत्रून् ताढि, वि मृधो नुदस्व ( ३ )-બાણ અને વજ્રને તીક્ષ્ણ કર, શત્રુઓનું તાડન કર, અને હિંસકોને દૂર કર.

( કાં. ૭।૮૮ )

( १ ) ध्रुवो राजा वि[illegible] પ્રજાઓ [illegible] રાજા સ્થીર થાઓ.

( २ ) **राष्ट्रं धारयतां ध्रुवम्** ( ૨ )-રાષ્ટ્રનું સ્થીરતા પૂર્વક ધારણ કરો.

( ३ ) **ध्रुवोऽच्युतः प्रमृणीहि शत्रून्, शत्रूयतोऽधरान् पादयस्व** ( ૩ )-નીચે ન પડતાં સ્થીર થઇને શત્રુઓનો નાશ કર અને શત્રુતા કરનારા દુષ્ટોને નીચે પછાડી દે.

( ४ ) **ध्रुवाय ते समितिः कल्पतामिह** ( ૩ )-તારી સ્થીરતા માટે રાષ્ટ્ર સમિતિ સમર્થ થાઓ.

( કાં. ૬।૫૪ )

( १ ) **अस्य क्षत्रं श्रियं महीं वृष्टिरिव वर्धया तृणम्** ( ૧ )-જેવી રીતે વૃષ્ટિ ઘાસચારાને વધારે છે તેવી રીતે આ રાજાનું ક્ષાત્રતેજ, ધન અને ભૂમિને વધારે.

( २ ) **इमं राष्ट्रस्याभीवर्गे कृणुतं युज उत्तरम्** ( ૨ )-આ રાજાને રાષ્ટ્રના મુખ્ય પુરૂષોમાં યોગ્ય બનાવીને અધિક શ્રેષ્ઠ બનાવો.

( ३ ) **सबन्धुश्चासबन्धुश्च यो अस्मान् अभिदासति सर्वं तं रन्धयामसि** ( ૩ )- અમારો ભ્રાતા અથવા જે કોઇ પરાયો માણસ અમને દાસ બનાવવા ઇચ્છે છે તેઓ સર્વનો અમે નાશ કરીએ છીએ.

( કાં. ૪।૮ )

( १ ) **यो भूतेषु पय आदधाति, स भूतानामधिपतिर्बभूव** । ( ૧ )-જે પ્રાણિઓને દૂધ વગેરે ઉપયોગના પદાર્થો આપે છે તે ભૂતોનો અધિપતિ થાય છે.

( २ ) **स राजा राष्ट्रमनु मन्यतामिदम्** ( ૧ )-તે રાજા આ રાષ્ટ્રને અનુમોદન આપે.

( ३ ) **अभिप्रेहि, मापवेन, उग्रश्चेत्ता सपत्नहा** ( ૨ )-આગળ વધ. પાછળ ન પડ, ઉગ્રવીર, ચેતના આપનાર, અને શત્રુનો નાશ કરનારો બન.

( ४ ) **आतिष्ठ मित्रवर्धन** (૨)-હે મિત્રોને વધારનાર ! તારા સ્થાનપર સ્થીર રહે.

( ५ ) **श्रियं वसानश्चरति स्वरोचिः** ( ૩ )-સમ્પત્તિને પ્રાપ્ત કરીને પોતાના તેજથી તે સંચાર કરે છે.

( ६ ) **विक्रमस्व दिशो महीः** ( ૪ )- મહાન દિશાઓમાં પરાક્રમ કર.

( ७ ) **विशस्त्वा सर्वा वाञ्छन्तु** ( ૪ )- સર્વ પ્રજાજનો રાજાના સ્થાનપર તું રહે એમ ઇચ્છે.

( કાં. ૩।૫ )

( १ ) **बली बलेन प्रमृणन्त्सपत्नान्** ( ૧ )- પોતાના બળથી જે શત્રુઓનો નાશ કરે છે તે જ બળવાન હોય છે.

( २ ) **मयि धारयताद्रयिम्** ( ૨ )- મારામાં ધનની ધારણા કરો.

( ३ ) **अहं राष्ट्रस्याभीवर्गे निजो भूयासमुत्तमः** ( ૨ )- હું રાષ્ટ્રના હિતકારી પુરૂષોમાં ઉત્તમ અને નિજ બનીને રહું.

( ४ ) **तमस्मभ्यं सहायुषा देवा ददतु भर्तवे** ( ૩ )- દિર્ઘ આયુષ્ય સહિત ભરણપોષણાર્થે દેવ તેને અમને આપી દે.

( ५ ) **तं प्रियासं बहु रोचमानो दीर्घायुत्वाय शतशारदाय**, ( ૪ )- હું ઘણો તેજસ્વી બનીને બધા વર્ણને દીર્ઘાયુ પ્રાપ્ત થાય તે માટે તેમનું પ્રિય કરૂં છું.

( ६ ) **ये धीवानो रथकाराः कर्मारा ये मनीषिणः उपस्तीन् पर्ण मह्यं त्वं सर्वान् कृण्वभितो जनान्** ( ૬ )- જે બુદ્ધિમાન છે, જે રથકાર છે, જે જ્ઞાની લુહાર છે, હે પર્ણમણિ ! તે સર્વને તું મારી સમીપ ઉપસ્થિત કર.

( ७ ) **ये राजानो राजकृतः सूता ग्रामण्यश्च ये उपस्तीन् पर्ण मह्यं त्वं सर्वान् कृण्वभितो जनान्** ( ૭ )- જે સરદાર, રાજાને બનાવનારા, સૂત, અને ગ્રામનેતા છે, તેમને તુ મારી પાસે ઉપસ્થિત કર,

( કાં. ૩।૪ )

( १ ) **आ त्वा गन् राष्ट्रं सह वर्चसोदिहि** ( ૧ ) - તારી પાસે આ રાષ્ટ્ર આવી ગયું છે, તેજપૂર્વક તું ઉદયને પ્રાપ્ત થા.

(૫) त्वां विशो वृणतां राज्याय त्वा इमाः प्रदिशः पञ्च देवीः (२)–આ સર્વ દિશાઓમાં રહેનારી પાંચ પ્રકારની પ્રજાઓ તને રાજ્ય માટે પસંદ કરે

(૬) वर्ष्मन् राष्ट्रस्य ककुदि श्रयस्व ततो न उग्रो विभजा वसूनि । (२)– રાષ્ટ્રના ઉચ્ચસ્થાન પર આરૂઢ થઇને, શૂરવીર બનીને, ધનોનો ભાગ કર

(૭) ज्याया पुत्राः सुमनसो भवन्तु बहु बलिं प्रति पश्यास उग्रः (३) પત્ની અને પુત્ર ઉત્તમ મનવાળા હો. ઉગ્રવીર બનીને તું મહાન કરભાર મેળવીશ

૮ पथ्या रेवतीर्बहुधा विरूपाः सर्वाः संगत्य, वरीयस्ते अक्रन् (७)–સન્માર્ગથી ચાલનારી, ધનવાળી અનેક સ્વરૂપવાળી સર્વ પ્રજાઓ મળીને તારે માટે શ્રેષ્ઠ, સ્થાન બનાવી રહી છે

૯ तास्त्वा सर्वाः संविदाना ह्वयन्तु (७)–તે સર્વ પ્રજાજન એકમતે તારી પ્રશંસા કરે

૧૦ दशमीमुग्रः सुमना वशेह (७)–સો વર્ષ સુધી આયુષ્ય મેળવીને ઉત્તમ મનવાળો થઇને અહીં તારા પોતાના વશમાં તું રહે

### કાં. ૬।૯૮

૧ इन्द्रो जयाति न पराजयातै (१)–ઇન્દ્ર વિજય પ્રાપ્ત કરે છે, કદી પરાજીત થતો નથી.

૨ अधिराजो राजसु राजयातै (१)–તું રાજાઓમાં અધિરાજા બનીને અધિક તેજસ્વી બને છે

૩ चर्कृत्य ईड्यो वन्द्यश्चोपसद्यो नमस्यो भवेह (१)–શત્રુઓનો નાશ કરનારો, અતએવ સ્તુતિ કરવા યોગ્ય, વન્દન કરવા યોગ્ય, પ્રણામ કરવા યોગ્ય, તેમજ પાસે જવા યોગ્ય બનીને અહીં રહે

૪ श्रवस्युस्त्वं सूरभिभूतिर्जनानाम्– (२) તું કીર્તિમાન અને લોકોને સમૃદ્ધ કરનારો બન

૫ एष दैवीर्विश इमा विराज (२)– તું આ દિવ્ય પ્રજાજનોપર વિરાજમાન થા

૬ आयुष्मत् क्षत्र अजरं ते अस्तु (२)–તું દીર્ઘાયુષી બન, તારૂં ક્ષાત્રતેજ હમેશા યુવાન રહે

### કાં. ૩।૬

૧ ह्वयन्तु त्वा प्रतिजनाः प्रतिमित्रा अवृषत (५) –પ્રત્યેક પ્રકારના લોકો સહાયને માટે તને બોલાવે, મિત્રો તારૂં બળ વધારે.

૨ विश्वे देवास्ते विशि क्षेममदीधरन् (५)– સર્વ દેવો તારી પ્રજાનું ક્ષેમ ધારણ કરે

### કાં ૨।૫

૧ अहन्नहिं पर्वते शिश्रियाणं त्वष्टाऽस्मै वज्रं स्वर्यं ततक्ष (६)– પર્વત પર રહેનારા સર્પને તેણે મારી તેને માટે તીક્ષ્ણ વજ્ર ત્વષ્ટાએ બનાવ્યું હતું

### કાં. ૧।૨૧

૧ स्वस्तिदा विशां पतिः (१)–પ્રજાને સુખ આપનારો રાજા થાઓ

૨ नीचा यच्छ पृतन्यतः (२)– સૈન્યથી આક્રમણ કરનારા શત્રુને નીચે પાડ

૩ अधमं गमया तमो यो अस्माँ अभिदासति (२)–જેઓ અમને દાસ બનાવવા ચાહે છે તેમને ઘોર અંધકારમાં પહોંચાડી દો

૪ वि रक्षो वि मृधो जहि (३)–રાક્ષસો અને દુષ્ટોનો વધ કર

૫ अपेन्द्र द्विषतो मनोऽप जिज्यासतो वधम् (४)–દ્વેષ કરનારનું મન દ્વેષથી દૂર કર અને અમારા આયુષ્યનો નાશ કરનારને દૂર કર

૬ वि महच्छर्म यच्छ (४)–મહાન સુખ અમને દે

૭ वरियो यावया वधम् (४)–વધ કરનારને દૂર કર

### કાં ૧।૩૧

૧ स्वस्ति मात्र उत पित्रे नो अस्तु स्वस्ति गोभ्यो जगते पुरुषेभ्यः (४)–અમારાં માતા પિતાનું કલ્યાણ થાઓ ગાયો, પ્રાણી અને પુરુષોને માટે કલ્યાણ પ્રાપ્ત થાઓ

૨ विश्वं सुभूतं सुविदत्रं नो अस्तु (४)– સર્વ પ્રકારની ઉત્તમ સ્થીતિ અમને પ્રાપ્ત થાએ.

૩ ज्योगेव दृशेम सूर्यम्–સૂર્યને ઘણા લાંબા સમય સુધી જોતા રહીએ દીર્ઘ જીવન પ્રાપ્ત થાઓ

### કાં. ૧।૨૯

**१ अस्मान् ब्रह्मणस्पतेऽभि राष्ट्राय वर्धय ( १ )**- હે બ્રહ્મણસ્પતે ! અમને રાષ્ટ્રને માટે વધારો, અમારી વૃદ્ધિ કરો.

**२ अभिवृत्य सपत्नानभि या नो अरातयः, अभि पृतन्यन्तं तिष्ठ अभि यो नो दुरस्यति ( २ )**-શત્રુઓને પરાજીત કર, દુષ્ટોને દૂર કર, સૈન્ય સાથે ચઢાઈ કરનારનો સામનો કર, અમને જે દુઃખ દે છે તેમનો સામનો કર.

**३ राष्ट्राय मह्यं बध्यतां सपत्नेभ्यः पराभुवे ( ४ )**- રાષ્ટ્રના હિતને માટે અને શત્રુઓનો પરાભવ કરવા માટે તે મણિને મારા શરીરપર બાંધો.

**४ यथाहं शत्रुहोऽसानि असपत्नहा ( ५ )**- હું શત્રુઓનો પરાભવ કરીને, શત્રુઓનો વધ કરીને, શત્રુ રહિત બની જાઉં.

**५ सपत्नक्षयणो वृषाऽभिराष्ट्रो विषासहिः यथाहमेषां वीराणां विराजानि जनस्य च ( ६ )**- શત્રુઓનો નાશ કરનારો, બળવાન, પોતાના રાષ્ટ્રનું હિત કર્તા, શત્રુનો પરાભવ કરનારો બનીને આ વીરોમાં અને લોકોમાં હું વિરાજીશ.

### કાં. ૩।૨૯

**१ यद् राजानो विभजन्त इष्टापूर्तस्य षोडशं यमस्यामी सभासदः ( १ )**-નિયમાનુસાર ચાલનારા આ રાજાની સભાના આ સભાસદો આવકનો સોળમો ભાગ કર રૂપે લે છે.

**२ अविस्तस्मात् प्रमुञ्चति दत्तः शितिपात् स्वधा. ( १ )**-આ કર પ્રજાનું રક્ષણ કરે છે. વિનાશથી બચાવે છે, અને પોતાની ધારણા શક્તિ વધારે છે.

**३ यो ददाति शितिपादं अविं लोकेन संमितम्, स नाकं अभ्यारोहति, यत्र शुल्को न क्रियते अबलेन बलीयसे ( ३ )**-જે આ રક્ષક અને લોક સંમત કરને આપે છે તે સ્વર્ગમાં જાય છે, જ્યાં નિર્બળને, બળવાન માટે કંઈ પણ આપવું પડતું નથી.

### કાં. ૮।૩

**१ स नो दिवा स रिषः पातु नक्तम् ( १ )**-તે અમને દિવસના અને રાત્રીના શત્રુઓથી બચાવે.

**२ परा शृणीहि तपसा यातुधानान् पराग्ने रक्षसो हरसा शृणीहि ( १३ )** યાતના પહોંચાડનારને તારા તાપથી નષ્ટ કર. હે અગ્નિ ! તારી ઉષ્ણતાથી રાક્ષસોનો નાશ કર.

**३ यः पौरुषेयेण क्रविषा समङ्क्ते यो अश्व्येन पशुना यातुधानः । यो अघ्न्याया भरति क्षीरमग्ने तेषां शीर्षाणि हरसापि वृश्च ( १५ )**- જે મનુષ્યોનું માંસ ખાય છે, જે ઘોડાઓનું માંસ ખાય છે, જે ગાયનું દૂધ હરીને લઈ જાય છે, તે દુષ્ટોનાં માથાં બળપૂર્વક કાપી નાખો.

### કાં. ૮।૪

**१ तपतं रक्ष उब्जतं, न्यर्पयतं, वृषणा तमोवृधः ( १ )**-હે બળવાન વીરો ! રાક્ષસોને તપાવો મારી નાખો, અન્ધકાર વધારનારા દુષ્ટોને નીચે પછાડી દો.

**२ परा शृणीतमचितो न्योषतं हतं नुदेथां नि शिशीतमत्रिणः ( १ )**- જે દુષ્ટો અન્તઃકરણ રહીત છે તેમનો નાશ કરો. તેમને નષ્ટ કરો, મારો, ભગાડી દો, બીજાને ખાઈ જનારને નિર્બળ બનાવો.

**३ ब्रह्मद्विषे क्रव्यादे, घोरचक्षुषे द्वेषो धत्तमनवायं किमीदिने ( २ )**-જ્ઞાનનો દ્વેષ કરનારા, કાચું માંસ ખાનારા,ક્રૂર દૃષ્ટિવાળા ખાઉધરા લોકોની સાથે દ્વેષ ધારણ કરવો જોઈએ.

**४ दुष्कृतो वव्रे अन्तरनारम्भणे तमसि प्र विध्यतं ( ३ )**-દુષ્કર્મ કરનારાઓને અગાધ અન્ધકારમાં વીંધી દો.

**५ यतो नैषां पुनरेकश्चनो दयत् ( ३ )**- દુષ્ટ લોકોમાંથી એક પણ ફરીવાર ન ઉઠી શકે એમ કરો.

**६ अघशंसाय तर्हणं ( ४ )**-પાપીને માટે વિનાશક શસ્ત્ર ફેંકો.

**७ तद्वामस्तु सहसे मन्युमच्छवः ( ३ )**- તે આપનું ઉત્સાહયુક્ત બળ શત્રુદમનને માટે જ હો.

**८ येन रक्षो वावृधानं निजूर्वथः ( ४ )**- જેથી વૃદ્ધિ પામતા રાક્ષસોનો નાશ થાય એમ કરો.

**९ हतं द्रुहो रक्षसो भङ्गुरावतः ( ७ )**- દ્રોહકારી અને વિનાશક રાક્ષસોને મારો.

**१० यो मा पाकेन मनसा चरन्तं अभिचष्टे अनृतेभिर्वचोभिः ( ८ )**-હું જે પવિત્ર મનથી વર્તું છું તેની મારી અસત્ય વચનોથી જેઓ નિન્દા કરે છે તેમને દૂર કરો.

૧૧ सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते। तयोर्यत् सत्यं यतरदृजीयस्तदित् सोमोऽवति हन्त्यासत् ( ૧૨ )-જ્ઞાન પ્રાપ્ત કરનારા મનુષ્યને કહેવામાં આવે છે કે સત્ય અને અસત્ય બાબતો વચ્ચે સ્પર્ધા થાય છે. તેઓમાં જે સત્ય અને સરળ છે તેની રક્ષા સોમ કરે છે અને અસત્યનો નાશ કરે છે.

૧૨ न वा उ सोमो वृजिनं हिनोति ( ૧૩ )-સોમ *કપટીઓને સહાય કરતો નથી*

૧૩ न क्षत्रियं मिथुया धारयन्तं ( ૧૩ )-મિથ્યા ધારણા કરનારા ક્ષત્રિયોને સોમ સહાય કરતો નથી.

૧૪ हन्ति रक्षो, हन्त्यासद् वदन्तम् ( ૧૩ )- રાક્ષસો અને અસત્ય બોલનારાઓને તે મારી નાખે છે,

૧૫ यदि वाहमनृतदेवो अस्मि, मोघं वा देवाँ अप्यूहे अग्ने किमस्मभ्यं जातवेदो हृणीषे ( ૧૪ )- જો હું અસત્યની ઉપાસના કરૂ , જો હું દેવોની વ્યર્થ પ્રાર્થના કરૂ તો હે અગ્નિ! તો તુ શુ મારાપર ક્રોધ કરીશ?

૧૬ द्रोघवाचस्ते निर्ऋथं सचन्ताम् ( ૧૪ )- દ્રોહયુક્ત ભાષા બોલનારા વિનાશને પ્રાપ્ત થાઓ.

૧૭ अद्या मुरीय यदि यातुधानोऽस्मि ( ૧૫ )- જો હું બીજાને યાતના પહોંચાડતો હોઉ તો હુ આજે જ મરી જાઉ

૧૮ अधा स वीरैर्दशभि वि यूया यो मा मोघं यातुधानेत्याह ( ૧૫ )-જે મને વ્યર્થ યાતના પહોંચાડનારો કહે છે તેનાથી દસેદસ વીરો છૂટા પડી જાય

૧૯ यो मायातु यातुधानेत्याह, यो वा रक्षाः शुचिरस्मीत्याह, इन्द्रस्तं हन्तु महता वधेन, विश्वस्य जन्तोरधमस्पदीष्ट ( ૧૬ )-જે અને અહિંસકને હીંસક કહે છે, જે રાક્ષસ હોવા છતાં પોતે પોતાને શુદ્ધ કહે છે, ઇન્દ્ર તેને મોટા શસ્ત્રથી મારી નાખે બધા પ્રાણીઓમાં તે નીચે પટકાઇ પડે

૨૦ गृभायत रक्षसः सं पिनष्टन ( ૧૮ )- રાક્ષસોને પકડો અને તેમને પીસી નાખો

૨૧ प्राक्तो अपाक्तो अधरादुदक्तोऽभि जहि रक्षसः पर्वतेन ( ૧૯ )-સામેથી, પાછળથી, નીચેથી અને ઉપરથી રાક્ષસોને પર્વતોઓથી મારો

૨૨ इन्द्र जहि पुमांसं यातुधानं उत स्त्रियं मायया शाशदानाम् । विग्रीवासो मूरदेवा ऋदन्तु, मा ते दृशन्त्सूर्यमुच्चरन्तम् ( ૨૪ )- હે ઇન્દ્ર ! યાતના પહોંચાડનારાનો નાશ કર, તથા કપટયુક્ત વ્યવહાર કરનારી સ્ત્રીને પણ નષ્ટ કર મૂર્ખાના ઉપાસકોનાં માથાં કાપવામાં આવે અને તેઓ ઉદય પામેલા સૂર્યને પણ ન જોઇ શકે

કાં. ૮।૨૯

१ दैवीर्मनुष्येषवो ममामित्रान् वि विध्यत ( ૨ )- દૈવી અને માનવી દ્વારા છોડેલા બાણો મારા શત્રુઓને વીંધે

૧ यो नः स्वो यो अरणः सजात उत निष्टय यो अस्मानभिदासति रुद्रः शरव्ययैतान् वि विध्यतु ( ૩ )- *જે સ્વકીય અથવા પરકીય, સજાતીય અથવા નીચ જાતિના અમને દાસ બનાવવાની ઇચ્છા કરે છે તેમને રુદ્ર પોતાના બાણોથી મારે અને શત્રુઓને વીંધે*

૨ यः सपत्नो योऽसपत्नो यश्च द्विषञ्छपाति न देवास्त सर्वे धूर्वन्तु ब्रह्म वर्म ममान्तरम् ( ૪ )- જે સપત્ન અને અસપત્ન શત્રુઓ અમારો દ્વેષ કરે છે, અમને શાપ આપે છે, સર્વ દેવો તેમનો નાશ કરે. મારૂં આન્તરીક કવચ જ્ઞાન છે

કાં. ૬।૧૩૫

१ यदश्नामि बलं कुर्व इत्थं वज्रमाददे स्कन्धानमुष्य शातयन् ( ૧ )-હું જે ખાઉ છુ તેનાથી મારૂ પોતાનું બળ વધારૂ છુ. આ પ્રમાણે હાથમાં હું વજ્ર ધારણ કરૂ છુ, અને શત્રુઓના ખભાઓને કાપુ છુ

કાં. ૭।૧૪

१ स्त्रीणां च पुंसां च द्विषतां वर्च आददे ( ૧ )- દ્વેષ કરનાર સ્ત્રી હો યા પુરુષ હો હું તેમનું તેજ હરણ કરૂ છુ.

કાં ૬।૯૭

१ इमं वीरमनु हर्षध्वमुग्रं इन्द्रं सखायो अनुसंरभध्वम् ग्रामजितं, गोजितं वज्रबाहुं जयन्तमज्म प्रमृणन्तमोजसा- હે મિત્રો, ઉગ્ર સ્વભાવવાળા વીરો, ગામના વિજેતા ગાયોના વિજેતા, વજ્રના જેવા બાહુવાળા વિજયી, અને ઝડપથી શત્રુઓને મારી નાખનારા ઇન્દ્રને અનુકૂળ વ્યવહાર કરો

કાં. ૬।૬૬

१ निर्हस्ताः सन्तु शत्रवोऽङ्गैषां म्लापयामसि (૩)

-શત્રુઓ હાથ વગરના થાઓ, તેમનાં અંગોને નિર્બળ બનાવીએ છીએ.

કાં. ૬।૬૭

૧ મુહ્યન્ત્વદ્યામૂઃ સેના અમિત્રાણાં પરસ્તરામ્ (૧) -શત્રુની સેના મોહિત થઇને દૂર નાસી જાય.

૨ મૂઢા અમિત્રાશ્ચરતાશીર્ષાણ ઇવાહયઃ (૨)- શત્રુઓ ગાંડા જેવા બનીને ભટકતા રહે. માથા વગરના સાપ જેવા શત્રુઓ બને.

૩ તેષાં વો અગ્નિમૂઢાનામિન્દ્રો હન્તુ વરંવરમ્ (૨) -તે ભ્રાન્ત થએલા શત્રુ સૈનિકોના શ્રેષ્ઠ શ્રેષ્ઠ સૈનિકોને ઇન્દ્ર મારી નાખે.

કાં. ૪।૩

૧ પરેણૈતુ પથા વૃકઃ પરમેણોત તસ્કરઃ, પરેણ દત્વતી રજ્જુઃ, પરેણાઘાયુરર્ષતુ । (૨)- વરૂ દૂર ચાલ્યો જાય. ચોર દૂર ચાલ્યા જાય, સાપણુ દૂર ભાગી જાય, અને પાપી પણુ દૂર નાસી જાય.

કાં. ૭।૯૦

૧ ઓજો દાસ્યસ્ય દમ્ભય (૧)- હિંસકનો બળવો નાશ કર.

કાં. ૧।૭

૧ વિ લપન્તુ યાતુધાના અત્રિણો યે કિમીદિનઃ (૩)- કષ્ટ, યાતના પહોંચાડનારા, ખાઉધરા, લુંટારા રડે છે.

૨ પ્રચીતુ સર્વો યાતુમાનયમસ્મીત્યેત્ય (૪)- સર્વ દુષ્ટો પાસે આવીને કબુલ કરે કે, " અમે તેજ છીએ."

૩ યાતુધાનાન્ વિ લાપય (૫)- દુષ્ટોને રડાવો.

૪ યાતુધાનાનુપબદ્ધાં ઇહા વહ, અથૈષામિન્દ્રો વજ્રેણાપિ શીર્ષાણિ વૃશ્ચતુ (૭)- દુષ્ટોને બાંધીને અહીં લઇ આવો અને ઇન્દ્ર વજ્રથી તેમનાં માથાં તોડી નાખે.

કાં. ૩।૧

૧ વિદ્વાન્પ્રતિદહ્યમભિશસ્તિમરાતિમ્ (૧)- અમારા વિદ્વાન વીર મારફાડ કરનારા શત્રુઓને બાળી નાખે.

૨ સ સેનાં મોહયતુ પરેષાં નિર્હસ્તાંશ્ચ કૃણવજ્જાતવેદાઃ (૧)- તે અગ્નિ શત્રુની સેનાને મોહિત કરે અને તેને હસ્ત રહીત બનાવે.

૩ તે વજ્રઃ પ્રમૃણન્નેતુ શત્રૂન્ (૪)- તારું વજ્ર શત્રુઓને મારતું મારતું આગળ વધે.

૪ ઇન્દ્ર સેનાં મોહયામિત્રાણામ્ (૫)- હે ઇન્દ્ર! શત્રુઓની સેનાઓને મોહિત કર.

કાં. ૩।૬

૧ અસૌ યા સેના મરુતઃ પરેષાં અસ્માનૈત્યભ્યોજસા સ્પર્ધમાના । તાં વિધ્યત તમસાપવ્રતેન યથૈષામન્યો અન્યં ન જાનાત્ (૬)- હે મરૂતો! આ શત્રુસેના જે સ્પર્ધા કરતી અમારા પર ચઢી આવે છે, તેમને તમસાસ્ત્રથી વિંધો, જેથી તે સૈનિકોમાં એક બીજાને જાણી શકે નહિ.

કાં. ૧૧૨૦

૧ શતં જીવાતિ શરદસ્તવાયમ્ (૨)- આ તારો મનુષ્ય સો વર્ષ જીવતો રહે.

કાં. ૭।૧૨૦

૧ રમન્તાં પુણ્યા લક્ષ્મીર્યાઃ પાપીસ્તા અનીનશમ્ (૪) જે પુણ્યકારક લક્ષ્મીઓ છે તે અહીં આનંદથી રહે. જે પાપી ભાવનાઓ છે તે નષ્ટ થઇ જાય.

કાં. ૬।૧૧૫

૧ યદ્વિદ્વાંસો યદવિદ્વાંસો એનાંસિ ચકૃમા વયમ, યૂયં નસ્તસ્માન્મુઞ્ચત વિશ્વે દેવાઃ સજોષસઃ (૧)- જાણતાં છતાં અથવા ન જાણતાં જે અમે પાપ કરીએ, તો હે વિશ્વે દેવા! તમો એક મતથી તે પાપથી અમને મુકત કરો.

૨ યદિ જાગ્રત્ યદિ સ્વપન્નેન એનાંસ્યોઽકરમ્, ભૂતં મા તસ્માત્ ભવ્યં ચ દ્રુપદાદિવ મુઞ્ચતામ્ (૨)- જો જાગતાં અથવા ઉંઘતાં પાપી બનીને હું જો કોઇ પાપ કરૂં તો પશુઓને ખીલેથી જેમ છોડે છે તેમ ભૂત અથવા ભવિષ્યનું જે પાપ છે તેનાથી મને મુકત કરો.

૩ દ્રુપદાદિવ મુમુચાનઃ, સ્વિન્નઃ સ્નાત્વા મલાદિવ, પૂતં પવિત્રેણેવાજ્યં વિશ્વે શુમ્ભન્તુ મૈનસઃ (૩)- ખીલેથી જેમ પશુઓને છોડે છે, સ્નાનથી જેમ મળને દૂર કરે છે, ગાળવાથી જેમ ઘી શુદ્ધ કરે છે તે પ્રમાણે સર્વ દેવ મને પાપથી મુકત કરે.

કાં. ૪।૩૩

૧ અપ નઃ શોશુચદઘમ્ (૧-૫)- અમારાથી પાપ દૂર રહે.

કાં. ૬।૧૬

૧ વશી સન્મૃડયાસિ નઃ ( ૧ )- વશમાં રહેનારો તું અમને સુખી કરે છે.

કાં. ૬।૨૨

૧ ઊર્જા મધુમતી વાક્ ( ૧ )- બળ વધારનારી મધુર વાણી છે.

૨ મધુમતીં વાચમુદેયમ્ ( ૨ )- હું મધુર ભાષણ કરીશ.

૩ સુશ્રુતૌ કર્ણૌ, ભદ્રશ્રુતૌ કર્ણૌ, ભદ્રં શ્લોકં શ્રુયાસમ્ ( ૪ )- મારા બંને કાનો સારી વાતો સાંભળે, મારા બંને કાન કલ્યાણકારી ભાષણો સાંભળે, કલ્યાણ કરનારું શ્રવ્ય હું સાંભળીશ

૪ મૂર્ધાહં રયીણાં, મૂર્ધા સમાનાનાં ભૂયાસમ્ ( ૩।૧ )- હું ધનોનું ઉચ્ચ સ્થાન બનું, સમાન લોકોમાં મુખી બની જાઉં.

૫ અસંતાપં મે હૃદયમ્ ( ૩।૬ ) - મારું હૃદય શાન્ત રહે.

૬ *મા માં પ્રાણો હાસીન્મો અપાનોઽવહાય પરા ગાત્* ( ૪।૭ )- પ્રાણ અને અપાન મને છોડીને ન ચાલ્યા જાય

૭ અર્જૈષ્માદ્યાસનામાદ્યાભૂમાનાગસો વયમ્ ( ૬।૧ ) આજે અમે વિજય પ્રાપ્ત કરીએ છીએ. આજે આમન્યને પ્રાપ્ત કરેલ છે. અમો નિષ્પાપ થયા છીએ.

૮ જિતમસ્માકમુદ્ભિન્નમસ્માકમૃતમસ્માકં તેજોઽસ્માકં બ્રહ્માસ્માકં સ્વરસ્માકં યજ્ઞોઽસ્માકં પશવોઽસ્માકં પ્રજા અસ્માકં વીરા અસ્માકમ્ ( ૮।૨ )-વિજય, ઉદય, સરળતા, તેજ, જ્ઞાન, આત્મતેજ, યજ્ઞ, પશુ, પ્રજા, વીર એ અમારા થાઓ

કાં. ૧૭।૧

૧ વિષાસહિં સહમાનં સાસહાનં સહીયાંસમ્, સહમાનં સહોજિતં સ્વર્જિતં ગોજિતં, સંધનાજિતં। ઈડ્યં નામ હ્વ ઇન્દ્રમાયુષ્માન્ભૂયાસમ્ ( ૧ )- અત્યંત સામર્થ્યવાન્, બળવાન, વિજયી, શત્રુને દબાવનાર, ઓજસ્વી, દિગ્વિજયી, પોતાના સામર્થ્યથી જીતનારો, ભૂમિને જીતનારો, ધનને જીતનારો, પ્રશંસનીય ઇન્દ્રની હું પ્રાર્થના કરું છું. તેથી હું દીર્ઘાયુ બનીશ.

૧ પ્રિયો દેવાનાં ભૂયાસમ્ ( ૨ )- દેવોનો પ્રિય બનું.

૩ પ્રિયઃ પ્રજાનાં ભૂયાસમ્ ( ૩ )- પ્રજાઓનો પ્રિય બનું.

૪ પ્રિયઃ સમાનાનાં ભૂયાસમ્ ( ૫ )- સમાન મનુષ્યોનો હું પ્રિય બનું.

૫ *દ્વિષંશ્ચ મહ્યં રધ્યતુ મા ચાહં દ્વિષતે રધમ્* ( ૬ ) -દ્વેષ કરનાર મારા વશમાં થઇ જાય, અને હું કદી પણ શત્રુના વશમાં ન થાઉં.

૬ સુધાયાં મા ધેહિ પરમે વ્યોમન્ ( ૧૯ )- પરમ આકાશમાં અમૃતમાં મને રાખ.

૭ ઊતિભિઃ શિવાભિઃ શંતમો ભવ ( ૧૦ )- કલ્યાણ *કરનારા રક્ષણોથી અત્યંત સુખ આપનારો બન!*

૮ રુચિરસિ રોચોઽસિ ( ૨૧ )- તું તેજસ્વી અને પ્રકાશમાન થા

૯ *શુક્રોઽસિ ભ્રાજોઽસિ ( ૨૦ )- તું વીર્યવાન થા,* તું તેજસ્વી થા.

કાં. ૮।૮

૧ યથા હનામ સેના અમિત્રાણાં સહસ્રશઃ ( ૧ )- શત્રુના હજારો સૈનિકોને અમે મારીશું.

૨ અમિત્રા હૃત્સ્વા દધતાં ભયમ્ ( ૨ )- શત્રુઓ હૃદયમાં અમારો ભય ધારણ કરે.

૩ હન્ત્વેનાન્વધકો વધૈઃ ( ૩-૪ )- *વધકર્તા શસ્ત્રોથી* એ દુષ્ટોને મારે

૪ તેન શત્રૂનભિ સર્વાન્ન્યુબ્જ યથા ન મુચ્યાતૈ કતમશ્ચનૈષામ્ ( ૬ )- સર્વ શત્રુઓને સર્વ બાજુથી આધીન કર અને તેઓમાંથી કોઇ નાસી ન જાય તેમ કર.

૫ નયતામૂન્મૃત્યુદૂતા યમદૂતા અપોમ્ભત । પરઃ-સહસ્રા હન્યન્તાં તૃણેઢ્વેનાન્મત્યં ભવસ્ય ( ૧૧ )- હે મૃત્યુ દૂતો અને યમદૂતો તેમને લઇ ચાલો, હજારોથી અધિક માર્યા જાય. તેમનો ઇશ્વરના મત મુજબ નાશ કરો.

૬ મામીષાં મોચિ કશ્ચન ( ૧૯ )- આ શત્રુઓમાંથી કોઇ છૂટી ન જાય.

૭ અથ પશ્યન્તામેષામાયુધાનિ મા શકન્પ્રતિધામિષુમ્ । અથૈષાં બહુ વિભ્યતામિષવો ઘ્નન્તુ મર્મણિ

(૨૦)- તેમનાં આયુધો નીચે પડી જાય, પ્રતિપક્ષીનાં બાણ-ને સહેવામાં તેઓ સમર્થ ન થાય, હવે ઘણા જ ભયભિત બનેલા એ શત્રુઓના મર્મસ્થાનોને અમારાં બાણ વિંધી નાખે.

૮ **इतो जयेतो वि जय सं जय जय** (૨૪)- અહીંથી હવે જય પ્રાપ્ત થાઓ, અહીંથી વિજય થાઓ, તેમને સારી રીતે જય મળે.

૯ **इमे जयन्तु परामी जयन्तां** (૨૪)- તેમને જય મળે, તે શત્રુઓનો પરાભવ થાઓ.

૧૦ **स्वाहैभ्यो दुराहामीभ्यः** (૨૪)- તેમને માટે શુભવચન, શત્રુઓને માટે શાપ. स्वाहा-શુભાશીર્વાદ, दुराह શાપ, ખરાબ શબ્દો.

કાં. ૫।૩

૧ **मह्यं नमन्तां प्रदिशश्चतस्रस्त्वयाध्यक्षेण पृतना जयेम** (૧)- મારા તરફ ચારે દિશાઓ નમ્ર થાઓ, તારા જેવા અધ્યક્ષની સાથે રહીને અમે શત્રુસેનાને જીતીશુ.

૨ **अरिष्टाः स्याम तन्वा सुवीराः** (૫)- અમે ઉત્તમ વીર બનીને શરીરથી સુરક્ષિત રહીશું.

૩ **मा नो विदद्वृजिना द्वेष्या या** (૬)- દુષ્ટ શત્રુઓ અમને ન જાણે

૪ **मा नो रिरिषो मा परा दाः** (૮)- અમારો નાશ ન થાઓ અમારો ત્યાગ ન કરો.

૫ **ये नः सपत्ना अप ते भवन्तु** (૧૦)-અમારા જે શત્રુઓ હોય તે બધા દૂર થાઓ.

કાં. ૧।૨૭

૧ **असमृद्धा अघायवः** (૨-૩) પાપી સમૃદ્ધ ન હો.

કાં. ૭।૫૦

૧ **कृतं मे दक्षिणे हस्ते जयो मे सव्य आहितः** (૮)- કર્તવ્ય મારા જમણા હાથમાં હો અને જય મારા ડાબા હાથમાં હો

૨ ***गोजिद्भूयासमश्वजिद्धनंजयो हिरण्यजित्*** (૮) - ગાયો અને ઘોડાઓને જીતનારો, ધન અને સુવર્ણને જીતનારો હું બનીશ

કાં. ૩।૨૯

૧ **येन देवा देवतामग्र आयन्तेन मामद्य वर्चसाग्ने वर्चस्विनं कृणु** (૩)- જે તેજથી દેવો દેવત્વને પ્રાપ્ત થયા તે તેજથી આજે મને તેજસ્વી બનાવ.

કાં. ૩।૧૯

૧ **संशितं म इदं ब्रह्म संशितं वीर्यं बलम् संशितं क्षत्रमजरमस्तु जिष्णुर्येषामस्मि पुरोहितः** (૧)- મારૂં આ જ્ઞાન તેજસ્વી છે, મારૂં આ બળ તેજસ્વી છે. આ મારૂં તેજસ્વી ક્ષાત્ર તેજ ક્ષીણ ન થાઓ જેનો હું પુરોહિત છું.

૨ **समहमेषां राष्ट्रं स्यामि समोजो वीर्यं बलम्। वृश्चामि शत्रूणां बाहून्** (૨)- હું તેનુ રાષ્ટ્ર તેજસ્વી બનાવું છું. હું તેનું સામર્થ્ય વીર્ય અને બળને તેજસ્વી બનાવું છું અને શત્રુઓના બાહુઓને કાપું છુ.

૩ ***नीचैः पद्यन्तामधरे भवन्तु ये नः सूरिं मघवानं पृतन्यान्।*** (૩)- જેઓ અમારા જ્ઞાની અને ધનિકો પર સૈન્ય મોકલે છે તેઓ નીચે પડે.

૪ ***क्षिणामि ब्रह्मणामित्रानुन्नयामि स्वानहम्*** (૩) શત્રુઓને ક્ષીણ કરૂ છુ અને સ્વકીયોને હું જ્ઞાનથી ઉન્નત બનાવુ છું.

૫ ***तीक्ष्णीयांस परशोरग्नेस्तीक्ष्णतरा उत। इन्द्रस्य वज्रात्तीक्ष्णीयांसो येषामस्मि पुरोहितः*** (૪)- કુહાડીથી, અગ્નિથી, ઇન્દ્રના વજ્રથી પણ અધિક તીક્ષ્ણ તેમનાં શસ્ત્રો હું બનાવુ છુ, જેમનો હુ પુરોહિત છુ.

૬ **एषामहमायुधा सं स्याम्येषां राष्ट्रं सुवीरं वर्धयामि।** (૫)- તેમનાં આયુધો હું તીક્ષ્ણ કરૂં છું અને તેમનાં રાષ્ટ્રમાંને ઉત્તમ વીરોથી યુક્ત કરીને વધારૂં છું.

૭ **एषां क्षत्रमजरमस्तु जिष्ण्वेषां चित्तं विश्वेऽवन्तु देवाः** (૫)- તેમનુ ક્ષાત્રતેજ ક્ષીણ ન થાય, જયવાળું થાય, તેમનું ચિત્ત સર્વ દેવો સુરક્ષિત રાખે.

૮ **उद्धर्षन्तां मघवन्वाजिनान्युद्वीराणां जयतामेतु घोषः।** (૬)- તેમનું સૈન્ય ઉત્તેજીત થાઓ, જીતનારા વીરોનો ઘોષ ઉંચે ચઢે.

૯ **पृथग्घोषा उलुलयः केतुमन्त उदीरताम्** (૬) - ધ્વજ લઇને ચાલનારા સૈન્યનો ઘોષ ઉપર ચઢે.

૧૦ **प्रेता जयता नर उग्रा वः सन्तु बाहवः** (૭) - આગળ વધો, વિજય મેળવો. હે ઉગ્રવીરો! આપના બાહુ જીતનારા અને ઉગ્ર થાઓ.

*

૧૧ तीक्ष्णेषवोऽवलधन्वनो हतोग्रायुधा अबला-नुग्रबाहवः ( ७ )- તીક્ષ્ણ બાણવાળા, ઉગ્ર આયુધવાળા, ઉગ્ર બાહુવાળા વીરો નિર્બળ ધનુષ્યવાળા, નિર્બળ શત્રુસૈનિકો-ને મારો

૧૨ जहोषां वरंवरं मामीषां मोचि कश्चन ( ८ )- શત્રુસેનામાંથી શ્રેષ્ઠ શ્રેષ્ઠ સૈનિકોને મારી નાખો, કોઇને પણ ન છોડો.

કાં. ૭।૨૦

૧ नो वर्धया रयिम् ( १ )- અમારૂં ધન વધારો

૨ प्र णो यच्छ विशां पते धनदा असि नस्त्वम् ( २ )- હે પ્રજાઓના સ્વામિન્ ! અમને ધન આપો તમે અમારા ધનદાતા છો

૩ सूनृता रयिं देवी दधातु मे ( ३ )- સત્ય સરળ સ્વભાવવાળી દેવી મને ધન આપે.

૪ सर्वे हजन सगत्या सुमना असद्दानकामश्च नो भुवत् ( ६ )- સર્વ મનુષ્યો સગતિમાં ઉત્તમ મનવાળા થાઓ અને દાન દેનારા થાઓ

૫ रयिं च न सर्ववीर नि यच्छ ( ८ )- સર્વ પુત્ર પૌત્રથી યુક્ત ધન અમને આપો

૬ प्रापेयं सर्वा आकूतीर्मनसा हृदयेन च ( ९ ) – મનથી અને હૃદયથી સર્વ સકલ્પોને અમે પ્રાપ્ત કરીએ

કાં ૭।૫૩

૧ पुनः प्राणः पुनरात्मा न ऐतु पुनश्चक्षुः पुनरसुर्न ऐतु । ( २ )- પ્રાણ આત્મા, ચક્ષુ અને જીવનશક્તિ ફરીથી મને પ્રાપ્ત થાય

૨ स वर्चसा पयसा स तनूभिरगन्महि मनसा स शिवेन । ( ३ )- તેજ, દૂધ શરીર, શિવસકલ્પયુક્ત મનથી અમે યુક્ત થઇએ

કાં. ૭।૫૨

૧ अमर्त्या मर्त्यां असि नः सचध्वमायुर्धत्त प्रतरं जीवसे न ( ३ )- સર્વ દેવો મનુષ્યોની સાથે રહે, દીર્ઘ જીવન માટે આયુ ધારણ કરે

કાં. ૪।૨૨

૧ इममिन्द्र वर्धय क्षत्रियं म इमं विशामेकवृषं कृणु त्वम् । ( १ )- હે ઇન્દ્ર ! આ મારા ક્ષત્રિયને આગળ વધારો તેને સર્વ પ્રજાઓમાં બળવાન બનાવો.

૨ निरमित्रानक्ष्णुह्यस्य सर्वास्तान्रन्धयास्मा अहमुत्तरेषु ( १ )- તેના સર્વ શત્રુઓને નિર્બળ કર અને તેમને તેની સ્પર્ધામાં નષ્ટ કર

૩ वर्ष्म क्षत्राणामयमस्तु राजेन्द्र शत्रुं रन्धय सर्वमस्मै ( २ )- ક્ષત્રિયોમાં આ રાજા ઉચ્ચ હો અને હે ઇન્દ્ર ! તેના સર્વ શત્રુઓનો નાશ કર.

૪ अयमस्तु धनपतिर्धनानामयं विशां विश्पतिरस्तु राजा । ( ३ )- તે ધનોનો ધનપતિ હો આ રાજા પ્રજાઓનો સ્વામી હો

૫ अस्मिन्निन्द्र महि वर्चांसि धेह्यवर्चसं कृणुहि शत्रुमस्य ( ३ )- હે ઇન્દ્ર ! તેનામાં મહાતેજ ધારણ કર, અને તેના શત્રુઓને નિસ્તેજ કર.

૬ येन जयन्ति न पराजयन्ते ( ५ )- જેનાથી હમેશાં જીત જ મળે છે, કદી પરાજય થતો જ નથી

૭ यस्त्वा करदेकवृषं जनानामुत राज्ञामुत्तमं मानवानाम् ( ५ )- જે તને સર્વ માનવોમાં ઉત્તમ બળવાન અને માનવોના રાજાઓમાં ઉત્તમ, શ્રેષ્ઠ બનાવે છે

૮ उत्तरस्त्वमधरे ते सपत्ना ये के च राजन्प्रतिशत्रवस्ते । ( ६ )- તું ઉચ્ચ હો, તારા શત્રુઓ નીચે પટકાય, જે કોઇ તારા શત્રુઓ હોય તે નીચે પટકાઇ પડે

૯ सिंहप्रतीको विशो अद्धि सर्वा व्याघ्रप्रतीकोऽव बाधस्व शत्रून् ( ७ )- સિંહની જેમ પ્રજા પાસેથી સર્વ ભોગ પ્રાપ્ત કર અને વાઘની જેમ સર્વ શત્રુઓને હેરાન કરતા બન

૧૦ एकवृष इन्द्रसखा जिगीवाँ छत्रूयतामा खिदा भोजनानि ( ७ )- એક માત્ર તું બળવાન બન, વિજયી થા, તારી સાથે શત્રુતા કરનારનું ભોજન છીનવી લે.

કાં ૬।૧૯

૧ पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया पुनन्तु विश्वा भूतानि पवमानः पुनातु मा ( १ – દિવ્યજનો મને પવિત્ર બનાવે મનનશીલ લોકો મારી પવિત્રતા કરે વિશ્વનાં સર્વ ભૂતો મારી પવિત્રતા સાધવે વાયુ મારી પવિત્રતા સાધવે

કાં. ૬।૧૫

૧ सबन्धुश्चासबन्धुश्च यो अस्माँ अभिदासति तेषां सा वृक्षाणामिवाहं भूयासमुत्तमः (२)- અમારા ભાઈઓ અથવા શત્રુઓ જેઓ અમારો નાશ કરે છે, તે સર્વ વૃક્ષોમાં જેમ તે ઉત્તમ છે તેમ તેઓ સર્વમાં હું ઉત્તમ બનું.

કાં. ૬।૪૦

૧ अनमित्रं नो अधरात् अनमित्रं न उत्तरात् इन्द्रानमित्रं नः पश्चादनमित्रं पुरस्कृधि (३)-નીચેથી ઉપરથી, પાછળથી અને આગળથી અમને શત્રુરહિત બનાવો.

કાં ૭।૫૨

૧ सं जानामहै मनसा, सं चिकित्वा मा युष्महि मनसा दैव्येन (२)-મનથી અમે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરીએ. જ્ઞાન પ્રાપ્ત કરીને એક મનના બનીને રહીએ. દિવ્ય મનથી યુક્ત બનીને અમે અરસપરસ એક બીજાનો દ્વેષ ન કરીએ.

કાં. ૫।૨૦

૧ शत्रूषाणनीषाडभिमातिषाहो गवेषणः सहमान उद्भित् वाग्वीव मंत्र प्र भरस्व वाचं सांग्रामजित्याय इषमुद् वदेह (११)- શત્રુને જીતનારો, નિત્યવિજયી, વૈરીઓને વશ રાખનારો, શત્રુની શોધ કરનારો, બળવાન અને શત્રુને ઉખેડી નાખનારો, તું તારા શબ્દોને ભરી દે જેવી રીતે ઉપદેશક શ્રોતાઓમાં ઉપદેશ ભરે છે. સંગ્રામ જીતવા માટે અન્ન અને બળની બાબતમાં ઘોષણા કર.

કાં. ૫।૨૧

૧ विहृदयं वैमनस्यं वदामित्रेषु दुन्दुभे, विद्वेषं कश्मशं भय अमित्रेषु नि दध्मसि (१)- શત્રુઓમાં મનની વ્યાકુળતા, મનની ઉદાસિનતા ઉત્પન્ન કર, વિદ્વેષ, ઝઘડા અને ભય શત્રુઓમાં ઉત્પન્ન કર.

૨ एता देवसेनाः सूर्यकेतवः सचेतसः अमित्रान् नो जयन्तु (१२)- આ દેવ સેનાઓ સૂર્યચિન્હનો ધ્વજ લઈને એકમતથી શત્રુઓને જીતે.

( કાં. ૬।૮૭ )

૧ आ त्वाहार्षमन्तरभूर्ध्रुवस्तिष्ठ अविचाचलत्, विशस्त्वा सर्वा वाञ्छन्तु मा त्वद्राष्ट्रमधि भ्रशत् (१)- તને અન્દર લાવવામાં આવ્યો છે, અન્દર દાખલ થા, સ્થીર રહે ચંચળ ન બન, સર્વ પ્રજાજન તારી ઇચ્છા કરે. તારાથી રાષ્ટ્ર ભ્રષ્ટ ન બને.

# અથર્વવેદનો સુબોધ અનુવાદ ( બીજો ભાગ )

## માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન

## કાંડ—સૂક્ત—વિષય—મંત્રસંખ્યા—ઋષિ—દેવતાઓની

# અનુક્રમણિકા



# અથર્વવેદનો સુબોધ અનુવાદ ( બીજો ભાગ )

## માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન

## કાંડ–સૂક્ત–વિષય–મંત્રસંખ્યા–ઋષિ–દેવતાઓની

# અનુક્રમણિકા

# અથર્વવેદનો સુબોધ અનુવાદ ( બીજો ભાગ )

## માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન

# વિષયાનુક્રમણિકા



*

# અથર્વવેદનો સુબોધ અનુવાદ ( બીજો ભાગ )

## ' માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન '

## કાંડક્રમાનુસાર સૂક્તોની અનુક્રમણિકા



# અથર્વવેદનો સુબોધ અનુવાદ ( બીજો ભાગ )

## ' માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન '

# વર્ણાનુક્રમ મંત્ર-સૂચી

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

# અથર્વવેદનો સુબોધ અનુવાદ ( ભાગ બીજો )

## ' માતૃભૂમિ અને સ્વરાજ્યશાસન '

## ૭ ૫.મા સૂચિ

